## અમારાં અન્ય પ્રકાશનો

**જ્યોતિષ કલ્પતરુ ગણિત વિભાગ** (ત્રીજી આવૃત્તિ)
ઘણા જ સુધારાવધારા, સાથે ટુંક સમયમાં બહાર પડશે.

**જાતક પારીજાત** (ફળાદેશનો ઉત્તમ ગ્રંથ) — રૂ. ૬–૦–૦

**મુહૂર્ત માર્તંડ** (મુહૂર્તનો ગુજરાતીમાં એક માત્ર સંપૂર્ણ ગ્રંથ) બીજા ઘણા ગ્રંથોના આધારોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. — રૂ. ૭–૦–૦

: મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ
સલાપોસ રોડ : અમદાવાદ

## ત્રીજી આવૃત્તિ વેળાએ

ઘણાં વર્ષો પછી આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ બહાર પાડતાં મને ઘણો જ આનંદ થાય છે. છેલ્લાં કેટલાંક વર્ષોની અસહ્ય મોંઘવારી અને આર્થીક અસ્થિરતાને લીધે ચ્યાશરે દશેક વર્ષ આ પુસ્તક અપ્રકટ રહ્યું તે બદલ હું સુજ્ઞ વાંચકોની માફી ચાહું છું. છેલ્લા દશ વર્ષથી અપ્રકટ હોવા છતાં આ પુસ્તકની માગ અતુટ ચાલુ રહી છે અને તેથી જ આ ત્રીજી સુધારેલી આવૃત્તિ બહાર પાડવા હું સફળ થયો છું જે માટે હું ગુર્જર પ્રજાનો ઋણી છું.

પહેલી આવૃત્તિ વેળાએ જણાવ્યા મુજબ આ પુસ્તક પાંડિત્ય બતાવવા માટે રચ્યું નથી પણ સારા પુસ્તકોના અભાવે જ્યોતિષશાસ્ત્ર પ્રત્યેની રોજબરોજ ઘટતી શ્રદ્ધા અટકાવવા અને એક જ પુસ્તકમાંથી ઋષિ પ્રણિત જ્યોતિષના ગ્રંથોનું અધ્યયન થઇ શકે એ આશયથી જ આ પુસ્તક રચવામાં આવ્યું છે. જલદી સમજ પડે માટે તદ્દન સાદી અલંકાર-રહિત ભાષામાં બની શકે તેટલું પુસ્તક સુગમ બનાવવામાં આવ્યું છે. ભૂલો હશે. વિદ્વાનો તે પ્રત્યે ઉદારતાથી જોશે અને મને જણાવશે તો બીજી આવૃત્તિ વેળાએ યોગ્ય કરવા હું બંધાએલો જ છું. કયાં પણ ન સમજાય એવું હોય તો જવાબની ટિકિટ બીડેથી તાત્કાલિક યોગ્ય જવાબ હું આપીશ.

આ નવી આવૃત્તિમાં કયાંક કયાંક નવા શ્લોકો ઉમેરવામાં આવ્યા છે અને પ્રકરણ ૧૯ મું ગોચરના ફળ માટે વિસ્તૃત નવું ઉમેરવામાં આવ્યું છે. આશા છે કે વાંચક આ પ્રકરણને આવકારશે. આ સિવાય આ આવૃત્તિમાં વિશેષ કોઇ ફેરફાર કરવામાં આવ્યો નથી.

પુસ્તક છપાવવામાં ઉત્તેજન આપવામાં ઘણાઓનો ફાળો છે પણ એન. એમ. ત્રિપાઠી વાળા શ્રી પરમસુખરાય ભાઇનું પ્રોત્સાહન અનોખું જ હતું. તે બધા જ ભાઇઓનો આભાર માનવાની આ તક લઉં છું. છેવટે મારી સગવડ અગવડ વેઠીને પણ પુસ્તકને સારી રીતે છાપી સંપૂર્ણતાને આરે પહોંચાડનાર શ્રી. સુરેશચંદ્ર પરીખનો આભાર માનું છું. અને વડોદરાના સ્વર્ગસ્થ રાજ્ય જ્યોતિષી શ્રી ઉત્તમરામ દુર્લભરામ જોશી જેમણે જ્યોતિષશાસ્ત્ર રૂપી પુનિત ગંગા અમારા કુટુંબમાં વહેવડાવી તેમને કેમ ભૂલાય! તેઓ સદાય મારા કુટુંબ માટે ચિરઃસ્મરણીય જ રહેશે.

૪૯, એફ.
વી. જે. ટી. આઇ હોસ્ટેલ્સ,
મુંબઇ–૧૯. તા. ૨૭–૭–૫૪

ચંદ્રદેવ સોમેશ્વર જોશી.

# વિષયાનુક્રમ

## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.



## પ્રકરણ ૫ મું.



## પ્રકરણ ૬ ઠું.

પ્રકરણ ૭ મું



પ્રકરણ ૮ મું



પ્રકરણ ૯ મું



પ્રકરણ ૧૦ મું.



પ્રકરણ ૧૧ મું



પ્રકરણ ૧૨ મું.



॥ શ્રી ગણેશાય નમઃ ॥

# श्री ज्योतिषकल्पतरु ग्रंथे जातक फलादेश विभागः

જાતક ( જન્મોત્રી )ના ફળાધીશ બાબત

## પ્રકરણ ૧ લું.

### રાશિઓની બાબત.

॥ मंगलाचरण ॥

यस्योदयास्तसमये सुरमुकुटनिघृष्टचरणकमलोपि ॥
कुरुतेंजलिं त्रिनेत्रः सजयति धाम्नां निधिः सूर्यः ॥१॥

( લઘુજાતક )—દેવતાઓના મુગટોથી ઘસાયેલા છે, ચરણકમળ (પગ) તે જેના એવા જે શંકર તે પણ જેના ઉદયને અસ્ત વખતે અર્ધ્ય પ્રદાન કરે છે, એવા તેજના ભંડારરૂપી સૂર્ય સર્વોત્કર્ષ વડે કરીને વિજય પામો. ॥૧॥

ईशं गणेशं च सरस्वतीं च देवान्समग्रान्पितरौ तथैव ॥
गुरून्नमस्कृत्य च जातकस्य प्रवर्तकान्ताजकशास्त्रकस्य ॥२॥

પરમાત્મા, ગણપતિ, સરસ્વતી, અને સર્વ દેવતાઓ, તેમજ માતા પિતા, ગુરૂઓ અને જાતક તથા તાજકના રચનાર આચાર્યોને નમસ્કાર કરીને. ॥ ૨ ॥

**शुभाशुभं जातकताजकस्याश्रयेण ज्ञातुं ननु मानवानाम् ॥**
**वक्तुंफक्कोदशमुपक्रमेऽहं सोमेश्वरो ज्योतिषि लब्धबोधः ॥३॥**

જાતક અને તાજક ગ્રંથોના આશ્રય વડે, માણસોનું શુભાશુભ ફળ જાણવા માટે, જ્યોતિષનું જ્ઞાન ધરાવનાર હું સોમેશ્વર ( જાતક અને તાજકનું ) ફળાધીશ કહું છું. ॥ ૩ ॥

" ફલાધીશનો ખરો શબ્દ फलादेश છે, ફલાદેશ એટલે શું? फल અને आदेश મળીને फलादेश થાય છે, સર્વ જીવોના સારા કે ખોટાં વિગેરે જે કંઈ પરિણામ નીપજે છે, તેને फल કહે છે, અને आदेश એટલે દેખાડવું, બતાવવું, કહેવું કે હુકમ કરવો થાય છે, માટે પ્રાણી માત્રના સારાં કે ખોટાં જે કંઇ નીપજતાં પરિણામો તે કહેવાં, બતાવવાં કે દેખાડવાં તેને ફલાદેશ કહે છે.

**ફળ એટલે શું? ને તે શું શીખવાથી કહેવાય તેની સમજ.**

**ज्योतिःशास्त्रफलं पुराणगणकैरादेश इत्युच्यते । नूनं लग्नबलाश्रितः पुनरयं तत्स्पष्टखेटाश्रयम् ॥ ते गोलाश्रयिणोऽन्तरेण गणितं गोलोऽपि न ज्ञायते। तस्माद्यो गणितं न वेत्ति स कथं गोलादिकं ज्ञास्यति॥१॥**

(ગોલાધ્યાય)—પૂર્વના પંડિતો જ્યોતિષ શાસ્ત્રના ફળને આદેશ (હુકમ) કહે છે, તે ફળ લગ્નબળના આધારે છે, ને તે લગ્ન સ્પષ્ટ ગ્રહોના આધારે છે, અને ગ્રહો ગોલના આધારે છે અને ગણિત જાણ્યા વિના ગોલ જણાતો નથી, તેથી જે જોશી લોકો ગણિતને નથી જાણતા તે ગોલાદિક ( ગોલ, ગ્રહો, લગ્ન, ને ફળ ) શી રીતે જાણી શકે? માટે ગણિત પણ જાણવાની જરૂર છે, ને તેનાથી જ સ્પષ્ટ ફળ કહી શકાય છે ॥ ૧ ॥

**यदुपचितमन्यजन्मनि शुभाशुभं तस्य कर्मणः प्राप्तिम् ॥**
**व्यंजयति शास्त्रमेतत्तमसि द्रव्याणि दीप इव ॥ १ ॥**

(લઘુજાતક)—સર્વ જીવોના ગયા જન્મને વિષે સારૂં અને નરસું જે કર્મ ઉત્પન્ન કરેલું છે, તે કર્મોના ફળને આ જ્યોતિષ શાસ્ત્ર બતાવે છે; તે કોની પેઠે? જેમ અંધકારમાં રહેલી વસ્તુઓને દીવો બતાવે તેમ. ॥૧॥

પ્રશ્નના ફળ બાબત. (સર્વાર્થ ચિંતામણિ:)

यज्जातके निगदितं भुवि मानवानां तत्प्राश्निकेपि सकलं कथयंति तज्ज्ञाः ॥ प्रश्नोपि जन्म सदृशो भवति प्रभेदः प्रश्नस्य चात्र जननस्य न कश्चिदस्ति ॥ १ ॥

મનુષ્યોના જન્મ ઉપરથી જાતકનું (જન્મોત્રીનું) જે ફળાધીશ કહેલું છે, તેજ ફલાધીશ પ્રશ્ન ઉપરથી પણ જ્યોતિષ વિદ્યા જાણનાર, જોશીઓએ કહેવું; એટલે જન્મની માફક પ્રશ્નને પણ ગણવું, માટે જન્મ અને પ્રશ્નમાં કંઇ ભેદ (જુદાઇ) માનવો નહિ. ॥ ૧ ॥

રાશિ એટલે શું ?—આકાશના દેખાતા પૃથ્વીની આજુબાજુના સર્વ ભાગને ભચક્ર, શિશુમાર કે રાશિચક્ર કહે છે; તે શિશુમાર ચક્રમાં બાર ભાગ સરખા અંતરે પાડેલા છે; તેમાંના દર એકેક ભાગને રાશિ કહે છે, તે રાશિઓ નીચેનાં નામોથી પણ ઓળખાય છે.

ऋक्षं भवननामानि राशिः क्षेत्रं भमेव वा ॥
उक्तानि पूर्वमुनिभिस्तुल्यार्थप्रतिपत्तये ॥ १ ॥

(સારાવલી) રાશિનાં બીજાં નામો—ઋક્ષ, ભવન, રાશિ, ક્ષેત્ર, ભ, એ રાશિનાં બીજાં નામો છે. એવું પૂર્વના આચાર્યોએ કહ્યું છે. રાશિઓ બાર છે. તેનાં નામ નીચે પ્રમાણે છે. ॥ ૧ ॥

मेषवृष मिथुनकर्कटसिंहाः कन्या तुलाच वृश्चिककः ॥
धन्वी मकरः कुंभो मीनावितिं राशिनामानि ॥ २ ॥

૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન એ પ્રમાણે અનુક્રમે બારે રાશિઓનાં નામ છે. ॥ ૨ ॥

મેષાદિ બાર રાશિઓનાં જુદે જુદાં નામો. (જાતક પારિજાત.)

मेषाजविश्वक्रियतुंबराद्या वृषोक्षगोतावुरुगोकुलानि ॥
द्वंद्वं नृयुग्मं जुतुमं यमं च युगं तृतीयं मिथुनं वदन्ति ॥ १ ॥

મેષરાશિનાં નામો—મેષ, અજ, વિશ્વ, ક્રિય, તુંબુર, આદ્ય (ઓજ, છાગ.)
વૃષભ રાશિનાં નામો—ઉક્ષ, ગો, તાવુરૂ, વૃષ, ગોકુલ, વિશેષ–દ્વિતીય,

મિથુન રાશિનાં નામો—મિથુન, દ્વંદ્વ, નૃયુગ્મ, જીતુમ, યમ, યુગ, તૃતીય, અન્યગ્રંથે વિશેષ-વિણા, ગદાધર, મન્મથ

**कुलीरकर्काटककर्कटाख्याः कण्ठीरवः सिंहमृगेन्द्रलेयाः ॥**
**पाथोनकन्यारमणीतरुण्यस्तौलीवणिक्जूकतुलाघटाश्चः ॥ २ ॥**

કર્ક રાશિના નામો—કર્ક, કુલીર, કર્કોટક, કર્કટ વિશેષ–અભસી, ચતુર્થ, કર્કિણુ.
સિંહ રાશિના નામો—સિંહ, કંઠીરવ, મૃગેન્દ્ર, લેય, વિશેષ-પંચમ
કન્યા રાશિના નામો—કન્યા, પાથોન, રમણી, તરૂણી, વિશેષ શૈને, ષષ્ઠ આનય, યુવતિ-યોષિત્
તુલા રાશિના નામો—તુલા, તૌલિ, વણિક, જૂક, ઘટ, વિશેષ-પથ, સપ્તમ

**अल्यष्टमं वृश्चिककौर्पिकीटा धन्वी धनुश्चापशरासनानि ॥**
**मृगो मृगास्यो मकरश्च नक्रः कुंभो घटस्तोयधराभिधान ॥३॥**

વૃશ્ચિક રાશિના નામો—વૃશ્ચિક, અલિ, અષ્ટમ, કૌર્પિ, કીટ
ધનરાશિના નામો—ધન્વી, ધનુષ્ ચાપ શરાસન, ધન, (હય, તૌક્ષીક, નવમ.)
મકર રાશિના નામો—મકર, મૃગ, મૃગાસ્ય નક્ર વિશેષ દશમ, આકોકેરો
કુંભ રાશિના નામો—કુંભ ઘટ, તોયધર વિશેષ–હૃદ્રોગ, એકાદશ

**मीनालिमत्स्यपृथुरोमझषा वदन्ति ॥ ३ ॥**

મીન રાશિના નામો—મીનાલિ, મત્સ્ય, પૃથુરોમ, ઝષ, ( અત્યભ, દ્વાદશ )

રાશિયોના રંગ (લઘુજાતક)

**अरुणसितहरितपाटलपांडुविचित्राः सितेतरपिशंगौ ॥**
**पिंगलकर्बुरबभ्रुकमलिना रुचयो यथासंख्यम् ॥ १ ॥**

| | |
|---|---|
| ૧ મેષ રાશિનો રંગ રાતો | ૭ તુલાનો કાળો |
| ૨ વૃષભનો સફેદ ( ધોળો ) | ૮ વૃશ્ચિકનો સોનાના જેવો |
| ૩ મિથુનનો પોપટના રંગનો | ૯ ધનનો ધોળોપીળો |
| ૪ કર્કનો પીળચટો ( બદામી ) | ૧૦ મકરનો કાબરચીતરો |
| ૫ સિંહનો ધુમાડા જેવો | ૧૧ કુંભનો નોળીયા જેવો |
| ૬ કન્યાનો ચિત્ર વિચિત્ર | ૧૨ મીનનો મેલો રંગ છે |

**સમજુતી**—પ્રશ્ન કે જન્મના નવમાશમા લગ્ને જે રાશિ આવે તે રાશિના રંગ પ્રમાણે ચોરાઇ ગયેલી વસ્તુનો તથા જન્મનારનો રંગ જાણવો.

રાશિઓના આકાર. ( બૃહજ્જાતક. )

मत्स्यौ घटी नृमिथुनं सगदं सवीणं चापी नरोऽश्वजघनो मकरो मृगास्यः ॥ तौली ससस्यदहनाप्लवगा च कन्या शेषाः स्वनामसदृशाः स्वचराश्च सर्वे ॥ १ ॥

મેષરાશિ મેઢા ( બકરા ) ના આકારની છે; વૃષભ બળદ છે; મિથુન પુરૂષના હાથમાં ગદા ને સ્ત્રીના હાથમાં વીણા નામનું વાજું છે; એવા સ્ત્રી પુરૂષના આકારે છે. કર્ક કરચલા જેવી છે, સિંહ સિંહ જેવી છે. કન્યા રાશિ હાથમાં ઘાસ ને દેવતા લઇને વહાણમાં બેઠેલી કન્યાના જેવી છે. તુલા હાથમાં ત્રાજવાં લઈ ઉભા રહેલા માણસનો આકાર છે. વૃશ્ચિક વિંછી છે. ધન કમરથી નીચેનો ભાગ ઘોડા જેવો ને ઉપલો ભાગ પુરૂષનો કે જેના હાથમાં બાણ ચઢાવેલું ધનુષ છે; તેવા આકારની છે. મકર રાશિ મગર છે. કુંભ હાથમાં ઘડો લીધેલો પુરૂષ છે. મીન રાશિ એકનું પુછડું ને બીજાનું મ્હોડું એમ અરસપરસ બે માંછલાંના આકારવાળી છે. ॥૧॥

બારે રાશિઓનાં સ્વરૂપો. ( જાતક ચંદ્રિકા. )

रूक्षश्चरो वेदपदोद्रिचारी रक्तोतिशब्दोल्पसवेंद्रदिग्यः ॥
अहश्चरो ना विषमोद्गमी च मेषो भवेन्मीढकरूपधारी ॥१॥

રૂક્ષ ( કાંતિ રહિત ), ચર સંજ્ઞાની, ચાર પગવાળી, પર્વત ઉપર ગતિ કરનાર, લાલ રંગની, તાણીને બોલનાર, થોડાં છોકરાંવાળી, પૂર્વ દિશાપતિ, દિવસે ફરનાર, પુરૂષ, વિષમ ઉદયવાળી, એટલે જ્યારે ઊગે ત્યારે સરખી નહિ ઊગનાર એક બાજુથી વધારે દેખાય ને બીજી બાજુથી થોડી દેખાય તેવી, ને મેઢા (બકરાના) જેવી મેષરાશિ છે. ॥૧॥

वृषोंगना शुक्लतनुः स्थिरश्च याम्येश्वरो रात्रिचरोंघ्रिपादः ॥
पृथ्वीचरो शीतभरस्तु रूक्षो मध्यप्रजः स्याद्विषमोद्गमी च ॥२॥

સ્ત્રી જાતિ, શ્વેત ( ધોળા ) વર્ણની, સ્થિર સંજ્ઞાની, દક્ષિણ દિશાપતિ, રાત્રિએ ફરનાર, ચતુષ્પદ ( ચાર પગવાળી ), પૃથ્વી ઉપર ગતિ કરનાર, ઠંડી પ્રકૃતિવાળી, કાંતિ રહિત, મધ્યમ પ્રજાવાળી ને વિષમ ઉદયવાળી, એવું વૃષભરાશિનું સ્વરૂપ છે. ॥ ૨ ॥

युग्मः पुमान् द्विप्रकृतिर्दिवागः स्निग्धस्तु शून्यो विषमोद्गमी च ॥
मध्यप्रजः पश्चिमपो द्विपादो भूरिस्वनोष्णो युगलस्वरूपः ॥३॥

મિથુન રાશિનાં નામો—મિથુન, દ્વંદ્વ, નૃયુગ્મ, જુતુમ, યમ, યુગ, તૃતીય; અન્યગ્રંથે વિશેષ-વિણા, ગદાધર, મન્મથ.

कुलीरकर्काटककर्कटाख्याः कण्ठीरवः सिंहमृगेन्द्रलेयाः ॥
पाथोनकन्यारमणीतरुण्यस्तौलीवणिक्जूकतुलाघटाश्च: ॥ २ ॥

કર્ક રાશિનાં નામો—કર્ક, કુલીર, કર્કોટક, કર્કટ, વિશેષ-અંભસી, ચતુર્થ, કર્કિણ.
સિંહ રાશિનાં નામો—સિંહ, કંઠીરવ, મૃગેન્દ્ર, લેય, વિશેષ-પંચમ.
કન્યા રાશિનાં નામો—કન્યા, પાથોન, રમણી, તરુણી, વિશેષ શૈલે, ષષ્ઠ આશ્રય, યુવતિ-યોષિત્
તુલા રાશિનાં નામો—તુલા, તૌલિ, વણિક, જૂક, ઘટ, વિશેષ-પથ, સપ્તમ.

अलयष्टमं वृश्चिककौर्पिकीटा धन्वी धनुश्चापशरासनानि ॥
मृगो मृगास्यो मकरश्च नक्रः कुंभो घटस्तोयधराभिधानः ॥३॥

વૃશ્ચિક રાશિનાં નામો—વૃશ્ચિક, અલિ, અષ્ટમ, કૌર્પિ, કીટ.
ધન રાશિનાં નામો—ધન્વી, ધનુષ્, ચાપ, શરાસન, ધન, (હય, તૌક્ષીક, નવમ.)
મકર રાશિનાં નામો—મકર, મૃગ, મૃગાસ્ય, નક્ર, વિશેષ-દશમ, આકોકેરો.
કુંભ રાશિનાં નામો—કુંભ, ઘટ, તોયધર, વિશેષ-હૃદ્રોગ, એકાદશ.

मीनालिमत्स्यपृथुरोमझषा वदन्ति ॥ ४ ॥

મીન રાશિનાં નામો—મીનાલિ, મત્સ્ય, પૃથુરોમ, ઝષ, ( અત્યંભ, દ્વાદશ. )

રાશિયોના રંગ. ( લઘુજાતક )

अरुणसितहरितपाटलपांडुविचित्राः सितेतरपिशंगौ ॥
पिंगलकर्बुरबभ्रुकमलिना रुचयो यथासंख्यम् ॥ १ ॥

| | |
|---|---|
| ૧ મેષ રાશિનો રંગ રાતો. | ૭ તુલાનો કાળો. |
| ૨ વૃષભનો સફેદ. ( ધોળો ) | ૮ વૃશ્ચિકનો સોનાના જેવો. |
| ૩ મિથુનનો પોપટના રંગનો. | ૯ ધનનો ધોળાપીળો. |
| ૪ કર્કનો પીળચટો ( બદામી. ) | ૧૦ મકરનો કાબરચીતરો. |
| ૫ સિંહનો ધુમાડા જેવો. | ૧૧ કુંભનો નોળીયા જેવો. |
| ૬ કન્યાનો ચિત્ર વિચિત્ર | ૧૨ મીનનો મેલો રંગ છે. |

**સમજુતી**—પ્રશ્ન કે જન્મના નવમાંશમાં લગ્ને જે રાશિ આવે તે રાશિના રંગ પ્રમાણે ચોરાઇ ગયેલી વસ્તુનો તથા જન્મનારનો રંગ જાણવો.

## રાશિઓના આકાર. ( બૃહજ્જાતક. )

मत्स्यौ घटी नृमिथुनं सगदं सवीणं चापी नरोऽश्वजघनो मकरो मृगास्यः ॥ तौली ससस्यदहनाप्लवगा च कन्या शेषाः स्वनामसदृशाः खचराश्च सर्वे ॥ १ ॥

મેષરાશિ મેંઢા (બકરા) ના આકારની છે; વૃષભ બળદ છે; મિથુન પુરૂષના હાથમાં ગદા ને સ્ત્રીના હાથમાં વીણા નામનું વાજુ છે; એવા સ્ત્રી પુરૂષના આકારે છે. કર્ક કરચલા જેવી છે, સિંહ સિંહ જેવી છે. કન્યા રાશિ હાથમાં ધાસ ને દેવતા લઇને વહાણમાં બેઠેલી કન્યાના જેવી છે. તુલા હાથમાં ત્રાજવાં લઈ ઉભા રહેલા માણસનો આકાર છે. વૃશ્ચિક વિંછી છે. ધન કમરથી નીચેનો ભાગ ઘોડા જેવો ને ઉપલો ભાગ પુરૂષનો કે જેના હાથમાં બાણ ચઢાવેલું ધનુષ છે; તેવા આકારની છે. મકર રાશિ મગર છે. કુંભ હાથમાં ઘડો લીધેલો પુરૂષ છે. મીન રાશિ એકનું પુછડું ને બીજાનું મ્હોડું એમ અરસપરસ બે માંછલાંના આકારવાળી છે. ॥૧॥

## બારે રાશિઓનાં સ્વરૂપો. ( જાતક ચંદ્રિકા. )

रूक्षश्चरो वेदपदोऽद्रिचारी रक्तोऽतिशब्दोऽल्पसर्वेन्द्रदिग्यः ॥
अहश्चरो ना विषमोद्गमी च मेषो भवेन्मीढकरूपधारी ॥१॥

રૂક્ષ (કાંતિ રહિત), ચર સંજ્ઞાની, ચાર પગવાળી, પર્વત ઉપર ગતિ કરનાર, લાલ રંગની, તાણીને બોલનાર, થોડાં છોકરાંવાળી, પૂર્વ દિશાપતિ, દિવસે ફરનાર, પુરૂષ, વિષમ ઉદયવાળી, એટલે જ્યારે ઊગે ત્યારે સરખી નહિ ઊગનાર એક બાજુથી વધારે દેખાય ને બીજી બાજુથી થોડી દેખાય તેવી, ને મેંઢા (બકરાના) જેવી મેષરાશિ છે. ॥૧॥

वृषोंगना शुक्लतनुः स्थिरश्च याम्येश्वरो रात्रिचरोऽङ्घ्रिपादः ॥
पृथ्वीचरो शीतभरस्तु रूक्षो मध्यप्रजः स्याद्विषमोद्गमी च ॥२॥

સ્ત્રી જાતિ, શ્વેત (ધોળા) વર્ણની, સ્થિર સંજ્ઞાની, દક્ષિણ દિશાપતિ, રાત્રિએ ફરનાર, ચતુષ્પદ (ચાર પગવાળી), પૃથ્વી ઉપર ગતિ કરનાર, ટંઢી પ્રકૃતિવાળી, કાંતિ રહિત, મધ્યમ પ્રજાવાળી ને વિષમ ઉદયવાળી, એવું વૃષભરાશિનું સ્વરૂપ છે. ॥ ૨ ॥

युग्मः पुमान् द्विमकृतिर्दिवागः स्निग्धस्तु शून्यो विषमोद्गमी च ॥
मध्यप्रजः पश्चिमपो द्विपादो भूरिस्वनोष्णो युगलस्वरूपः ॥३॥

પુરૂષ, દ્વિસ્વભાવ, દિવસે ફરનાર, તેજસ્વી શુન્ય, (ખાલી ભાગવાળી) વિષમ ઉદયવાળી, મધ્ય પ્રજાવાન્, પશ્ચિમ દિશાપતિ, બે પગવાળી, તાણીને બોલનાર, ગરમ સ્વભાવવાળી, ને સ્ત્રી પુરૂષના જોડાવાળી, **મિથુનરાશિ છે.**

**अंगना बहुसवश्च पाटलो रात्रिगो जलगतश्च शीघ्रगः ॥**
**स्निग्धभूरिचरणोत्तराधिपः श्लेष्मलः कमलभूश्च कुलीरः ॥४॥**

સ્ત્રી જાતી, બહુ પ્રજાવાળી, બદામી રંગની, રાત્રિએ ફરનાર, પાણીમાં ચાલનાર, ઝડપથી ચાલનાર, તેજસ્વી, ઘણા પગવાળી, ઉત્તર દિશાપતિ, કફ પ્રકૃતિવાળી, ને કમળથી ઉત્પન્ન થનારી કર્કરાશિ છે. ॥ ૪ ॥

**अल्पप्रसूर्वेदपदो द्युचारी दृढः स्थिरः प्रावपतिरुष्णतेजाः ॥**
**शब्दाधिकोरण्यचरोथ रूक्षो सिंहस्तथा धुसरविग्रहश्च ॥५॥**

થોડી પ્રજાવાળી, ચાર પગવાળી, દિવસે ચાલનાર, મજબુત, સ્થિર સંજ્ઞાની, પૂર્વ દિશાપતિ, ઉષ્ણ સ્વભાવવાળી, અધિક શબ્દ કરનાર જંગલમાં ફરનાર, કાંતિ રહિત, ને ભુખરા રંગની, **સિંહરાશિ છે.** ॥૫॥

**याम्येश्वरो रात्रिचरो द्विपादः शीतोंगना द्विमकृतिर्विचित्रः ॥**
**तुल्योद्गमी भूमिचरोल्पसूश्च ऋक्षोंगनाख्यो युवतिस्वरूपः ॥६॥**

દક્ષિણ દિશાપતિ, રાત્રિએ ચાલનાર, બે પગવાળી, ઠંડા સ્વભાવની, સ્ત્રી જાતી, દ્વિસ્વભાવ સંજ્ઞાની, વિચિત્ર રંગની, સમાન ઉદયવાળી, પૃથ્વી-પર ફરનાર, થોડી પ્રજાવાળી, કાંતિ રહિત, ને સ્ત્રીના સ્વરૂપવાળી, કન્યા-રાશિ જાણવી. ॥ ૬ ॥

**चरोल्पसूः पश्चिमपो द्विपादः स्निग्धोतिकृष्णो दिनरात्रिचारी ॥**
**तुल्योदयःस्यात् पुरुषस्तथोष्णस्तुलास्वरूपा तु तुला निरुक्ता ॥७॥**

ચર સંજ્ઞાવાળી, થોડી પ્રજાવાળી, પશ્ચિમ દિશાપતિ, બે પગવાળી, તેજસ્વી, અત્યંત કાળી, દિવસે ને રાત્રીએ ફરનાર, સરખા ઉદયવાળી, પુરૂષ જાતી, ગરમ સ્વભાવવાળી, ને ત્રાજવાં સાથે જોખનારના જેવી આકૃતિવાળી **તુલારાશિ છે.** ॥૭॥

**अहोरात्रिगः पीतवर्णः कफी स्यादरण्यप्रचारोत्तराशाधिपश्च ॥**
**समानोदयो भूरिपादः स्थिरश्च प्रसूतौ च मुक्तोंगनालीः सतेजाः ॥८॥**

દિવસે ને રાત્રિએ ગતિ કરનાર, પીળા રંગની, કફ પ્રકૃતિની, જંગલમાં ફરનાર, ઉત્તર દિશાની સ્વામી, સરખા ઉદયવાળી, બહુ પગવાળી, સ્થિર સંજ્ઞાવાળી, પ્રજા થતી વખતે મરણ પામનારી, સ્ત્રીજાતિ, તેજસ્વી, વિંછીના આકારની, વૃશ્ચિકરાશિ જાણવી. ॥૮॥

तुल्योद्गमी शीतरुचिर्दिवागः पीतोतिशब्दो पुरुहूतदिक्पः ॥
लघुर्नरः स्याद्द्विशरीरराशिर्धनुःस्वरूपो धननामधेयः ॥ ९ ॥

સરખા ઉદયવાળી, શીતળ કાંતિવાળી, દિવસે ફરનાર, પીળા રંગની, તાણીને બોલનાર, પૂર્વદિશાપતિ, નાની, પુરૂષજાતિ, દ્વિઃસ્વભાવ સંજ્ઞાવાળી, ધનુષને ધારણ કરનાર ધનરાશિ છે. ॥૯॥

याम्येश्वरो रात्रिचरोंघ्रिपाद्श्चरोल्पसूः स्त्री तुहिन श्च रूक्षः ॥
पाथश्चरः कर्बुर एणरूपो बुधैर्निरुक्तो मकराभिधानः ॥१०॥

દક્ષિણ દિશાપતિ, રાત્રીએ ફરનાર, ચાર પગવાળી, ચર સંજ્ઞાવાળી, અલ્પ પ્રજાવાળી, સ્ત્રી જાતિ, ઠંડી પ્રકૃતિવાળી, કાંતિ રહિત, પાણીમાં ચાલનાર, ચિત્ર વિચિત્ર રંગની, મગરના જેવી પંડિતોએ મકરરાશિ કહી છે.

स्थिरो द्विपादः पुरुषः सतेजा मध्यप्रसूर्घस्त्रचरोल्पवक्ता ॥
वारिप्रचारोपरदिक्पतिश्च कुंभः प्रदिष्टो विषमोदयश्च ॥११॥

સ્થિર સંજ્ઞાવાળી, બે પગવાળી, પુરૂષ જાતિ, તેજસ્વી; મધ્યમ પ્રજાવાળી, દિવસે ફરનાર, થોડું બોલનાર, જળના સંગવાળી, પશ્ચિમ દિશાપતિ, ને વિષમઉદયવાળી કુંભરાશિ છે. ॥૧૧॥

द्विपादोंबुगो रात्रिचारी कफी स्त्री सतेजाः सदा भूरिसूर्द्विःस्वभावः॥
बुधैर्मत्स्यरूपोत्तराशापतिश्च निरुक्तस्तु मीनोतिमालिन्यशाली॥१२॥

બે પગવાળી, જંગલમાં રહેનાર, રાત્રિએ ફરનાર, કફ પ્રકૃતિવાળી, સ્ત્રી જાતિ, તેજસ્વી, અત્યંત પ્રજાવાળી, દ્વિઃસ્વભાવ સંજ્ઞાવાળી, ઉત્તર દિશાપતિ, અત્યંત મેલી, ને બે માછલાંના આકારની પંડિતોએ મીનરાશિ કહી છે.

**સમજુતી**—પ્રશ્ન કે જન્મકુંડળીના લગ્નમાં જે રાશિ હોય તે રાશિને રહેવાની જગ્યા તથા તે રાશિની દિશામાં ચોરાઈ ગએલી વસ્તુ વગેરે ગયેલું કે હારેલું જાણવું, ને રાશિના રંગ પ્રમાણે ચોરાએલી વસ્તુનો રંગ જાણવો.

પુરુષ, દ્વિસ્વભાવ, દિવસે ફરનાર, તેજસ્વી શબ્દ, (ખાલી ભાગવાળો) વિષમ ઉદયવાળી, મધ્ય પ્રજાવાન્, પશ્ચિમ દિશાપતિ, બે પગવાળી, તાણીને બોલનાર, ગરમ સ્વભાવવાળી, ને સ્ત્રી પુરુષના જોડાવાળી, મિથુનરાશિ છે.

अंगना बहुसवश्च पाटलो रात्रिगो जलगतश्च शीघ्रगः ॥
स्निग्धभूरिचरणोत्तराधिपः श्लेष्मलः कमलभूश्च कुलीरः ॥४॥

સ્ત્રી જાતી, બહુ પ્રજાવાળી, બદામી રંગની, રાત્રિએ ફરનાર, પાણીમાં ચાલનાર, ઝડપથી ચાલનાર, તેજસ્વી, ઘણા પગવાળી, ઉત્તર દિશાપતિ, કફ પ્રકૃતિવાળી, ને કમળથી ઉત્પન્ન થનારી કર્કરાશિ છે. ॥ ૪ ॥

अल्पमसूर्वेदपदो द्युचारो दृढः स्थिरः प्राक्पतिरुष्णतेजाः ॥
शब्दाधिकोरण्यचरोथ रूक्षो सिंहस्तथा धुसरविग्रहश्च ॥५॥

થોડી પ્રજાવાળો, ચાર પગવાળો, દિવસે ચાલનાર, મજબુત, સ્થિર સંજ્ઞાની, પૂર્વ દિશાપતિ, ઉષ્ણ સ્વભાવવાળી, અધિક શબ્દ કરનાર જંગલમાં ફરનાર, કાંતિ રહિત, ને ધુમ્રરા રંગની, સિંહરાશિ છે. ॥૫॥

याम्येश्वरो रात्रिचरो द्विपादः शीतोंगना द्विप्रकृतिर्विचित्रः ॥
तुल्योद्गमी भूमिचरोल्पसूश्च ऋक्षोंगनाख्यो युवतिस्वरूपः ॥६॥

દક્ષિણ દિશાપતિ, રાત્રિએ ચાલનાર, બે પગવાળી, ઠંડા સ્વભાવની, સ્ત્રી જાતી, દ્વિસ્વભાવ સંજ્ઞાની, વિચિત્ર રંગની, સમાન ઉદયવાળી, પૃથ્વી-પર ફરનાર, થોડી પ્રજાવાળી, કાંતિ રહિત, ને સ્ત્રીના સ્વરૂપવાળી, કન્યા-રાશિ જાણવી. ॥ ૬ ॥

चरोल्पसूः पश्चिमपो द्विपादः स्निग्धोतिकृष्णो दिनरात्रिचारी ॥
तुल्योदयःस्यात् पुरुषस्तथोष्णस्तुलास्वरूपा तु तुला निरुक्ता ॥७॥

ચર સંજ્ઞાવાળી, થોડી પ્રજાવાળી, પશ્ચિમ દિશાપતિ, બે પગવાળી, તેજસ્વી, અત્યંત કાળી, દિવસે ને રાત્રીએ ફરનાર, સરખા ઉદયવાળી, પુરુષ જાતી, ગરમ સ્વભાવવાળી, ને ત્રાજવાં સાથે જોખનારના જેવી આકૃતિવાળી તુલારાશિ છે. ॥૭॥

अहोरात्रिगः पीतवर्णः कफी स्यादरण्यप्रचारोत्तराशाधिपश्च ॥
समानोदयो भूरिपादः स्थिरश्च प्रसूतौ च युक्तोंगनालीः सतेजाः ॥८॥

દિવસે ને રાત્રિએ ગતિ કરનાર, પીળા રંગની, કફ પ્રકૃતિની, જંગલમાં ફરનાર, ઉત્તર દિશાની સ્વામી, સરખા ઉદયવાળી, બહુ પગવાળી, સ્થિર સંજ્ઞાવાળી, પ્રજા થતી વખતે મરણ પામનારી, સ્ત્રીજાતિ, તેજસ્વી, વિંછીના આકારની, વૃશ્ચિકરાશિ જાણવી. ॥૮॥

**तुल्योदयो शीतरुचिर्दिवाग: पीतोत्तिशब्दो पुरुहूतदिक्प: ॥**
**लघुर्नर: स्याद्द्विशरीरराशिर्धनु:स्वरूपो धन्वनामधेय: ॥ ९ ॥**

સરખા ઉદયવાળી, શીતળ કાંતિવાળી, દિવસે ફરનાર, પીળા રંગની, તાણીને બોલનાર, પૂર્વદિશાપતિ, નાની, પુરૂષજાતિ, દ્વિ:સ્વભાવ સંજ્ઞાવાળી, ધનુષને ધારણ કરનાર ધનરાશિ છે. ॥૯॥

**याम्येश्वरो रात्रिचरोऽब्धिपादश्चरोऽल्पसू: स्त्री तुहिनश्च रूक्ष: ॥**
**पाथश्चर: कर्बुर एणरूपो बुधैर्निरुक्तो मकराभिधान: ॥१०॥**

દક્ષિણ દિશાપતિ, રાત્રીએ ફરનાર, ચાર પગવાળી, ચર સંજ્ઞાવાળી, અલ્પ પ્રજાવાળી, સ્ત્રી જાતિ, ઠંડી પ્રકૃતિવાળી, કાંતિ રહિત, પાણીમાં ચાલનાર, ચિત્ર વિચિત્ર રંગની, મગરના જેવી પંડિતોએ મકરરાશિ કહી છે.

**स्थिरो द्विपाद: पुरुष: सतेजा मध्यप्रसूर्घस्रचरोऽल्पवक्ता ॥**
**वारिप्रचारोऽपरदिक्पतिश्च कुंभ: प्रदिष्टो विषमोदयश्च ॥११॥**

સ્થિર સંજ્ઞાવાળી, બે પગવાળી, પુરૂષ જાતિ, તેજસ્વી; મધ્યમ પ્રજાવાળી, દિવસે ફરનાર, થોડું બોલનાર, જળના સંગવાળી, પશ્ચિમ દિશાપતિ, ને વિષમઉદયવાળી કુંભરાશિ છે. ॥૧૧॥

**द्विपादोंऽबुगो रात्रिचारी कफी स्त्री सतेजा: सदा भूरिसूर्द्वि:स्वभाव:॥**
**बुधैर्मत्स्यरूपोत्तराशापतिश्च निरुक्तस्तु मीनोऽतिमालिन्यशाली॥१२॥**

બે પગવાળી, જંગલમાં રહેનાર, રાત્રિએ ફરનાર, કફ પ્રકૃતિવાળી, સ્ત્રી જાતિ, તેજસ્વી, અત્યંત પ્રજાવાળી, દ્વિ:સ્વભાવ સંજ્ઞાવાળી, ઉત્તર દિશાપતિ, અત્યંત મેલી, ને બે માછલાંના આકારની પંડિતોએ મીનરાશિ કહી છે.

સમજુતી—પ્રશ્ન કે જન્મકુંડળીના લગ્નમાં જે રાશિ હોય તે રાશિને રહેવાની જગ્યા તથા તે રાશિની દિશામાં ચોરાઈ ગયેલી વસ્તુ વગેરે ગયેલું કે દાટેલું જાણવું, ને રાશિના રંગ પ્રમાણે ચોરાએલી વસ્તુનો રંગ જાણવો.

## ગ્રહોને મળેલી રાશિઓ. ( જાતક ચંદ્રિકા )

सिंहाद्रविश्चक्रदलाधिकारी कर्काद्विलोमात्तु हिमांशुरेव ॥
भूरिप्रतापा रविगेहयातार्श्चांद्रेषु ते कोमलता विलासाः ॥१॥

સિંહથી અનુક્રમે ૭ રાશિઓનો સ્વામી સૂર્ય છે; અને કર્કથી અવળી રીતે ૭ રાશિઓનો સ્વામી ચંદ્રમા છે; સૂર્યની રાશિઓ ઘણા પ્રતાપવાળી છે; અને ચંદ્રની રાશિઓ ઘણી કોમળ અને વિલાસી છે. ॥૧॥

विक्रमं समवलोक्य मृगेंद्रे स्वीयमास्पदमधाद्रविरत्र ॥
शीतभानुरपि तं निकटत्वात्कर्कटं निजगृहं हि चकार ॥२॥

સિંહ રાશિ ઘણી જ બળવાન હોવાથી, સૂર્યે તેમાં પોતાનું ઘર કર્યું, અને ચંદ્રમાએ પણ કર્ક રાશિ સિંહના નજીકમાં છે, માટે કર્કમાં પોતાનું ઘર કર્યું છે. ॥૨॥

तयोः समीपं क्रमतः समेता येन्ये ग्रहा याचनया गृहाणाम् ॥
दत्तानि तेभ्यो भवनानि ताभ्यां सर्वे ततो युग्मगृहास्तु जाताः ॥३॥

સૂર્ય અને ચંદ્રની પાસે બીજા ગ્રહો, સ્થાનની માગણી કરવા માટે અનુક્રમે બુધ, શુક્ર, મંગલ, ગુરૂ, ને શનિ, એ ગ્રહો આવ્યા ત્યારે સૂર્યે સિંહથી અનુક્રમે અને ચંદ્રમાએ કર્કથી અવળી રીતે એકેક સ્થાન (રાશિ) આપ્યું તેથી સૂર્ય, ચંદ્ર, સિવાયના બીજા ગ્રહો બે બે રાશિઓના સ્વામી થયા. અહીં કોઈ શંકા કરશે કે પહેલો બુધ, પછી શુક્ર, પછી મંગળ, પછી ગુરૂ, ને પછી શનિ એ ગ્રહો એક પછી એક અનુક્રમે આવ્યા. તો સિદ્ધાન્ત શિરોમણિના આધારે તે ગ્રહો આકાશમાં એક પછી એક ઉંચે છે માટે, અને બીજી રીતે બુધની ગતિ તે ભૌમાદિ ગ્રહોમાં સૌથી વધારે છે, તેનાથી ઓછી શુક્રની, પછી મંગળની, પછી ગુરૂની, ને તેથી ઓછી શનિની છે, માટે વધારે ગતિવાળા ગ્રહે પહેલી આવીને માગણી કરી. ત્યાર પછી બીજાએ એ પ્રમાણે જેમ આવ્યા, તેમ માગણી કરી છે. તેથી સૂર્યાદિ ગ્રહો નીચે પ્રમાણે રાશિઓના સ્વામી થયા. ॥ ૩ ॥

## રાશિઓના સ્વામિઓ. ( જાતક શિરોમણિ. )

कुजः शुक्रो बुधश्चंद्रो रविर्ज्ञो भृगुजः कुजः ॥
गुरुर्यमार्कजो मन्त्री मेषादिनामधीश्वराः ॥ १ ॥

મેષ રાશિનો સ્વામિ મંગળ, વૃષભનો શુક્ર, મિથુનનો બુધ, કર્કનો ચંદ્ર, સિંહનો સૂર્ય, કન્યાનો બુધ, તુલાનો શુક્ર, વૃશ્ચિકનો મંગળ, ધનનો ગુરૂ, મકરનો શનિ, કુંભનો શનિ, અને મીનનો ગુરૂ, એ પ્રમાણે મેષાદિ બારે રાશિઓના સ્વામી (માલીકો) છે. ॥૧॥

## રાશિઓ અને તેના સ્વામીઓ.

| રાશિ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વામિ ગ્રહો | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |

## શરીરને વિષે નીચે પ્રમાણે રાશિઓ રહે છે. ( લઘુજાતક )

शीर्षमुखबाहुहृदयोदराणि कटिवस्तिगुह्यसंज्ञानि ॥
ऊरू जानू जंघे चरणाविति राशयोजाद्याः ॥ १ ॥

૧ મેષ રાશિ શીર્ષ (માથા.)ને વિષે
૨ વૃષભ મુખને વિષે.
૩ મિથુન બે હાથને વિષે.
૪ કર્ક હૃદયને વિષે.
૫ સિંહ ઉદર ( પેટ )ને વિષે.
૬ કન્યા રાશિ કેડને વિષે.
૭ તુલા પેઢું (કટીની નીચેના ભાગ) વિષે.
૮ વૃશ્ચિક લિંગ (ગુપ્ત સ્થાન)ને વિષે.
૯ ધન રાશિ બે સાથળને વિષે.
૧૦ મકર રાશિ બે ઢીંચણને વિષે.
૧૧ કુંભ રાશિ બંને જાંઘને વિષે.
૧૨ મીન બંને ચરણ (પગ) ને વિષે.

ઉપર પ્રમાણે શરીરને વિષે રાશિઓ રહે છે, તેનું ફળ નીચે મુજબ છે. ॥૧॥

कालनरस्यावयवान् पुरुषाणां चिंतयेत्प्रसवकाले ॥
सदसद्ग्रहसंयोगात्पुष्टाः सोपद्रवास्ते च ॥ २ ॥

માણસના જન્મ વખતે જન્મકુંડળીમાં જે રાશિમાં શુભ ગ્રહો રહેલા હોય તે રાશિ અંગના જે ભાગમાં હોય તે ભાગ મજબુત અને ખોડખાંપણ વગરનો જાણવો. જે રાશિમાં પાપગ્રહો હોય, તે રાશિવાળો અંગનો ભાગ ખોડખાંપણ ને રોગવાળો જાણવો. ॥૨॥

## શુભ, પાપ, પુરૂષ, સ્ત્રી અને ચરાદિ રાશિઓ વિષે. (સારાવલી.)

अजादितः क्रूरशुभौ पुमांस्त्री चरः स्थिरो मिश्रतनुश्च दृष्टाः ॥
कुलीरमीनालिगृहान्तसन्धि वदन्ति गंडान्तमिति प्रसिद्धम् ॥१॥

(ક્રૂર) પાપ રાશિઓ—મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, કુંભ, છે—શુભ (સૌમ્ય) રાશિઓ—વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, ને મીન છે—પુરૂષ રાશિઓ—મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, ને કુંભ છે—સ્ત્રી રાશિઓ વૃષભ, કર્ક, કન્યા વૃશ્ચિક, મકર, ને મીન છે ચર રાશિઓ—મેષ, કર્ક, તુલા ને મકર છે—સ્થિર રાશિઓ—વૃષભ, સિંહ, વૃશ્ચિક, ને કુંભ છે—દ્વિસ્વભાવ રાશિઓ—મિથુન, કન્યા, ધન, ને મીન છે.

**ચર સ્થિર અને દ્વિસ્વભાવ રાશિમાં જન્મ થવાથી થતાં ફળો.**

ચર રાશિમાં જન્મેલો માણસ સ્વભાવે ચંચળ થાય છે.

સ્થિરરાશિમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે સ્થિર અને શાન્ત હોય છે.

દ્વિસ્વભાવ રાશિમાં જન્મેલો માણસ સ્વભાવે સ્થિર તથા ચંચળ થાય છે, ઉપર લખેલાં ફળો સાધારણ છે.

કર્ક રાશિ ઉતરતાં ૩૦ પળ, ને સિંહ રાશિ બેસતાં ૩૦ પળ મળી એક ઘડી, વૃશ્ચિક ઉતરતાં ૩૦ પળ, ને ધન બેસતાં ૩૦ પળ મળી એક ઘડી, મીન રાશિ ઉતરતાં ૩૦ પળ, ને મેષ રાશિ બેસતાં ૩૦ પળ મળીને એક ઘડી. એ પ્રમાણે એ ત્રણ ઘડીઓને ગંડાંત એટલે (રાશિ સંધિ) કહે છે. એ પ્રસિદ્ધ છે ॥૧॥

जातो न जीवति नरो मातुरपथ्यो भवेत्स्वकुलहन्ता ॥
यदि जीवति गण्डान्ते बहुगजतुरगो भवेद्भूपः ॥ २ ॥

ગંડાંત યોગમાં જન્મેલું બાળક જીવતું નથી, પોતાની માતાને રોગી રાખે છે. પોતાના કુળનો નાશ કરે છે. અને જો ગંડાંત યોગમાં જન્મેલું બાળક જીવે છે, તો તે માણસ ઘણા હાથી ઘોડાવાળો રાજા થાય છે. ॥૨॥

**કઇ રાશિ કઇ દિશામાં બળવાન છે તે વિશે.**

ऐन्द्राद्यं परिवर्तैस्त्रितयं त्रितयं त्रिभिस्तु मेषाद्यैः ॥
एभिर्दिक्षु निबद्धैर्यात्रादि विकल्पयेत्कार्यं ॥ ३ ॥

**૧–પૂર્વમાં** મેષ, સિંહ, ધન રાશિ બળવાન છે, **૨–પશ્ચિમમાં** મિથુન, તુલા, કુંભ, રાશિ બળવાન છે. **૩–ઉત્તરમાં** કર્ક, વૃશ્ચિક, મીન, રાશિ બળવાન છે. **૪–દક્ષિણમાં** વૃષભ, કન્યા, મકર રાશિ બળવાન છે.

ઉપલી લખેલી રાશિની દિશાઓ યાત્રા ને મુસાફરીના માર્ગોમાં જોવાને ઉપયોગી છે.

**જોવાની રીત**—દેશાવર જવું હોય, જાત્રા કે મુસાફરી કરવી હોય, તેનું મુહૂર્ત સારૂ જોવા માટે ચંદ્ર કઇ દિશામાં છે, તે જાણવાની અગત્ય છે. તો જે દિવસે મુસાફરી કરવી છે, તે દિવસે પંચાંગમાં જે રાશિનો ચંદ્ર હોય, તે રાશિ જે દિશામાં જવું હોય, તેજ દિશામાં હોય, તો ધારેલા કામમાં ફાયદો કરે છે, ને જે દિશામાં જવું હોય તે દિશા તરફ મોઢું કરી ઊભા રહેતાં જમણો હાથ જે દિશામાં આવે, તે દિશામાં ચંદ્રની રાશિ હોય, તો સુખ સંપત્તિ આપે છે; ને જો ડાબા હાથ તરફ ચંદ્રની રાશિ હોય, તો ધનનો ને કામનો નાશ કરે છે; ને જે દિશામાં જવું છે, તેની પછવાડેની દિશામાં ચંદ્ર હોય, તો મરણ તુલ્ય કરે છે; માટે ચંદ્રમાની રાશિ ગામ જવાની દિશા તરફ હોય, અથવા ગામ જતાં જે દિશા જમણે હાથે છે, તે દિશામાં ચંદ્ર હોય, ત્યારે મુસાફરી કરવી ફાયદાકારક છે. એ સિવાય ડાબી બાજુ ને પછવાડે ખરાબ ફળ આપનારી જાણવી.

**ચતુષ્પદ, કીટ, જલચર, અને મનુષ્ય રાશિઓ વિશે (લઘુજાતક.)**

**मेषवृषधन्विसिंहाश्चतुष्पदा मकरपूर्वभागश्च ॥**
**कीटः कर्कटराशिः सरीसृपो वृश्चिकः कथितः ॥ १ ॥**
**मकरस्य पश्चिमार्धो ज्ञेयो मीनश्च जलचरः ख्यातः ॥**
**मिथुनतुलाघटकन्या द्विपदाख्या धन्विपूर्वभागाश्च ॥ २ ॥**

મેષ, વૃષભ, સિંહ, ધનનો પાછલો ભાગ ( ૧૬ થી ૩૦ અંશ સુધી ) ને મકર રાશિનો પહેલો ભાગ ( ૦ થી ૧૫ અંશ સુધી ) એ **ચતુષ્પદ** રાશિઓ છે. કર્ક, ને વૃશ્ચિક રાશિ કીટ છે, તેમાં વૃશ્ચિકને **સરીસૃપ** પણ કહે છે. મીન ને મકરનો પાછલો ભાગ ( ૧૬ થી ૩૦ અંશ સુધી ) એને *જળચર રાશિ કહે છે. મિથુન, તુલા, કુંભ, કન્યા, ને ધનનો પૂર્વ ભાગ ( ૦ થી ૧૫ અંશ સુધી ) તે દ્વિપદ એટલે **મનુષ્ય** રાશિ જાણવી.

સમજ—ગયેલી વસ્તુ કઇ વખતે ગઇ છે તે જાણવા માટે પ્રશ્ન લગ્ન **મનુષ્ય** રાશિનું હોય તો દિવસે, **ચતુષ્પદ** રાશિનું હોય તો રાત્રે, ને કીટ કે જળચર રાશિનું હોય તો સવાર કે સાંજ પડતી વખતે ( સંધ્યા કાળે ) તે વસ્તુ ગઇ છે તેમ જાણવું.

* જાતક પારિજાતમાં મકર રાશિનો પાછલો ભાગ મીન રાશિ અને કર્ક રાશિ એને જળચર રાશિ કહેલી છે.

### ચતુષ્પદાદિ રાશિઓ કઈ દિશામાં ને કઈ વખતે બળવાન છે તે.

नृचतुष्पदकीटाख्या बलिनः प्राकूदक्षिणापरोत्तरगाः ॥
सध्याद्युरात्रिबलिनः कीटानृचतुष्पदाश्चैवम् ॥ ३ ॥

મનુષ્ય રાશિ પૂર્વ દિશામાં અને દિવસે બળવાન છે. ચતુષ્પદ રાશિ દક્ષિણ દિશામાં અને રાત્રિએ બળવાન છે.કીટ રાશિ પશ્ચિમ દિશામાં અને સંધ્યાકાળે બળવાન છે.જળચર રાશિ ઉત્તર દિશામાં અને સંધ્યાકાળે બળવાનછે.

સમજ—પ્રશ્નાદિકમાં લગ્નની રાશિ જે દિશામાં બળવાન હોય તે દિશામાં તે વસ્તુ ગયેલી જાણવી.

अधिपयुतो दृष्टो वा बुधजीवयुतेक्षितश्च यो राशिः ॥
स भवति बलवान्न यदा युक्तो दृष्टोपि वा शेषैः ॥ ४ ॥

રાશિબલવાન જાણવા બાબત—જે રાશિમાં પોતાનો સ્વામી રહેલો હોય, અથવા જે રાશિને પોતાનો સ્વામિ જોતો હોય, કે જે રાશિમાં બુધ યા ગુરૂ બેઠેલો હોય, અથવા જોતા હોય, ને બીજા કોઇ પણ ગ્રહ તે રાશિમાં રહ્યા ન હોય. અને જોતા પણ ન હોય તો તે રાશિ બળવાન જાણવી.

जन्मोदयगृहवर्णा तदधिपतेः पूजिता मतिमा ॥
हन्ति हरेरिह शत्रूनिन्द्रध्वजिनीव दैवरिपून् ॥ १ ॥

**સારાવલી**—જે માણસ જન્મ લગ્નની રાશિના સ્વામિની મૂર્તિનું પૂજન કરે છે. તે માણસના શત્રુઓનો જેમ ઇંદ્ર દૈત્યનો નાશ કરે છે, તેમ પરમાત્મા નાશ કરે છે. ॥૧॥

मेषाद्याश्चत्वारः सधन्विमकराः क्षपाबला ज्ञेयाः ॥
पृष्ठोदया विमिथुनाः शिरसान्ये ह्युभयतो मीनः ॥ १ ॥

(લઘુજાતક)—મેષ,વૃષભ,મિથુન, કર્ક, ધન,મકર એ રાશિઓ રાત્રિએ બલવાન જાણવી. સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ, મીન, એ રાશિઓ દિવસે બળવાન જાણવી. મેષ, વૃષભ, કર્ક, ધન ને મકર, એ રાશિઓ પૃષ્ઠોદય (આકાશમાં ઉગતી વખતે પોતાના પાછલા ભાગથી ઉદય પામનારી) છે મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ, એ રાશિઓ શીર્ષોદય (માથાના ભાગથી ઉદય પામનારી) છે. અને મીન રાશિ ઉભયોદય ( બેઉ બાજુથી ઉદય પામનારી ) છે.

## પૃષ્ઠોદય, શીર્ષોદય અને ઉભયોદય રાશિઓનું ફળ.

પૃષ્ઠોદય રાશિમાં રાત્રિએ યાત્રા અથવા દેશાવર જવું થાય, તો ધારેલા કામની સિદ્ધિ થાય છે. અને દિવસે મુસાફરી કરવામાં આવે, તો બળ તથા બુદ્ધિનો નાશ કરે છે. તેમજ જન્મકુંડળીના લગ્નમાં પૃષ્ઠોદય રાશિ આવી હોય, અને રાત્રીએ જન્મ હોય, તો સારૂં ફળ આપે છે.

દિવસે જન્મ હોય, અને શીર્ષોદય રાશિ જન્મકુંડળીના લગ્ને આવેલી હોય તો, સારૂં ફળ આપે છે. તેમજ એ રાશિઓમાં દિવસે યાત્રા અથવા મુસાફરી કરવામાં આવે તો સારા ફળને આપે છે. ઉભયોદય રાશિમાં દિવસે અથવા રાત્રિએ જન્મ થયો હોય તો સારૂં ફળ આપે છે. તેમજ દિવસે યા રાત્રિએ દેશાવર કે યાત્રા જવું થાય તો ધારેલું કામ બને છે.

## મેષાદિ બારે રાશિઓને રહેવાના દેશો. (જાતક પારિજાત.)

| | |
|---|---|
| ૧ મેષ પાટલ દેશમાં. | ૭ તુલા કોલાસમાં. |
| ૨ વૃષભ કર્ણાટકમાં. | ૮ વૃશ્ચિક મલાયામાં. |
| ૩ મિથુન ચેરામાં. | ૯ ધન સૈન્ધવમાં. |
| ૪ કર્ક ચોલામાં. | ૧૦ મકર ઊત્તર પાંચાલમાં. |
| ૫ સિંહ પાન્ડય દેશમાં | ૧૧ કુંભ યવનમાં. |
| ૬ કન્યા કેરલ દેશમાં. | ૧૨ મીન કોશલ દેશમાં રહે છે. |

**સમજુતી**—ઊપર પ્રમાણે દરેક રાશિઓના દેશો છે, તેમાં પ્રશ્ન વખતે લગ્નમાં જે રાશિ હોય, તે રાશિના દેશમાં અથવા દેશ તરફ મુસાફરી કરનાર માણુસ અથવા ખોવાયલી ચીજ ગયેલી જાણવી.

**રાશિઓને રહેવાનું સ્થાન**—દરેક રાશિઓ જ્યાં જ્યાં પોતાને રહેવાનું સ્થાન છે, તેવી જગ્યાનો આશ્રય કરીને રહેલી જાણવી.

મેષ—પૃથ્વીની સપાટી કે જ્યાં રત્ન, જવાહીર, ને ખનીજ પદાર્થો નીકળે છે ત્યાં રહે છે,

વૃષભ—ઉંચા પહાડો ઉપર, ખેતી કરવાની જગ્યા (ખેતર)માં રહે છે.

મિથુન—જુગારખાનું, સ્ત્રી પુરૂષનું એકાન્ત વિહાર સ્થાન, મોજશોખ ને બગીચા જેવી રમણીક જગ્યામાં રહે છે.

કર્ક—વાવ, તલાવ, તેમજ તેના કિનારા આગળ રેતાળ જમીનમાં.

સિંહ—મોટા પર્વત, મોટી ગુફાઓ ને ગીચવન જંગલમાં રહે છે.

કન્યા—લીલુ ઘાસ, વનસ્પતિ ઉગેલી જગ્યા સ્ત્રીઓને ગમ્મત કરવાનું સ્થાન, ને શિલ્પવાળી જગ્યામા રહે છે

તુલા—અમૂલ્ય વસ્તુઓવાળા શહેરમા, ને બજારોની દુકાનોમા રહે છે

વૃશ્ચિક—પથ્થરોમા ને ગુફાઓમા રહે છે

ધન—ઘોડા બાધવાની જગ્યા, રથ, હાથીવાળી લડાઇની છાવણીમા

મકર—નદી, જળાશય, ને વન જંગલ પ્રદેશમા રહે છે

કુંભ—પાણીની જગ્યામા, પાણીનો ઘડો, પાણીનાં વાસણો, ને પાણી ભરી મુકવાની જગ્યાના ઠેકાણામા રહે છે

મીન—નદી, સમુદ્ર, અથવા પાણીના ધરાઓમા રહે છે

**સમજુતી**—કોઇ પ્રશ્ન કરે કે મારી અમુક ચોરાયેલી કે ખોવાયલી ચીજ કઇ જગ્યાએ ગઇ છે, તો પ્રશ્ન વખતે જે રાશિ બળવાન હોય, તે રાશિના સ્થાન પ્રમાણે કહેવુ

## હ્રસ્વ, સમ અને દીર્ઘ રાશિઓ વિષે

મેષ, વૃષભ કુંભ મીન એ રાશિઓ હ્રસ્વ (ટુંકી) છે

મિથુન, કર્ક, ધન, મકર એ રાશિઓ સમ (સરખી લબાઇ ની) છે

સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક એ રાશિઓ દીર્ઘ (લાંબી) જાણવી

**સમજુતી**—કોઇ કામનો પ્રશ્ન મુકતી વખતે પ્રશ્નકુંડળીમા લગ્ને સિંહ, કન્યા, તુલા, અને વૃશ્ચિક એ ચાર રાશિમાની કોઇપણ રાશિ આવે તો તે ધારેલું કામ ઘણું લબાણે (મોડુ) થાય છે અને જો કુંભ, મીન, મેષ અને વૃષભ, આ ચાર રાશિમાની કોઈ પણ રાશિ લગ્નમા આવે, તો તે કામ જલદીથી થાય છે પણ જો મિથુન, કર્ક, ધન અને મકર આ ચાર રાશિમાની કોઇ પણ રાશિ લગ્નમાં આવે તો તે કામ તરત નહી તેમ લબાણે પણ નહિ અને વચલા વખતમા થાય છે આ કહેલું ફળ સાધારણ જાણવુ, કારણ કે પ્રશ્ન કુંડળીમા બેઠેલા ગ્રહોનું બળ અબળ પણ જોવુ પડે છે

**હોરા રત્નમાથી વિશેષ**—જન્મ કુંડળીમા હ્રસ્વ રાશિ પ્રથમ કહ્યા પ્રમાણે શરીરના જે અવયવોમા આવે, તે અવયવ (ભાગ) ટુંકો જાણવો દીર્ઘ રાશિ જે ભાગમા આવે, તે ભાગ લાંબો જાણવો. ને સમ રાશિ જે ભાગમા આવે તે ભાગ મધ્ય (સરખો) જાણવો, તેમા પણ ગ્રહોનું બળ જોવાથી ઠીક સમજાય છે

## જમીનમાં, પાણીમાં, ને પાણીના આશ્રયમાં રહેનારી રાશિઓ.

(જાતકપારિજાત)—કર્ક, વૃશ્ચિક, મકર અને મીન, એ રાશિઓ પાણીમાં રહેનારી છે. કુંભ, કન્યા, મિથુન અને વૃષભ, એ રાશિઓ પાણીના આશ્રયવાળી છે. મેષ, સિંહ, તુલા, ને ધન એ રાશિઓ પાણી વિનાના જમીનના ભાગમાં રહેનારી છે.

## મનુષ્યાદિ રાશિઓ કેંદ્રમાં કઈ વખતે બળવાન જાણવી તે બાબત.

મનુષ્ય રાશિ કેંદ્રમાં હોય તો દિવસે બળવાન, ચતુષ્પદ રાશિ કેંદ્રમાં હોય, તો રાત્રિએ બળવાન, અને કીટ તથા જળચર રાશિ કેંદ્રમાં હોય તો બેઉ સંધ્યાકાળ વખતે (એટલે સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે) બળવાન જાણવી.

## ધાતુ, મૂલ અને જીવ સંજ્ઞાની રાશિઓ.

મેષ, કર્ક, તુલા, મકર, એ ચાર ચર રાશિઓની ધાતુ સંજ્ઞા છે.
વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ, એ ચાર સ્થિર રાશિઓની મૂલ સંજ્ઞા છે.
મિથુન, કન્યા, ધન અને મીન; એ ચાર દ્વિસ્વભાવ રાશિઓની જીવસંજ્ઞા છે.

**ધાતુ, મૂલ અને જીવની સમજ**—સોનાથી તે માટી સુધીની વસ્તુઓને ધાતુ જાણવી. મોટાં ઝાડ, વનસ્પતિ, ઘાસ, તણખલાં, એ ચીજોને મૂલ કહે છે. તેમજ જીવવાળાં પ્રાણી કે જે કીડાથી તે હાથી સુધીનાં, અને માણસો એ જીવસંજ્ઞાનાં છે.

**સમજુતી**—પ્રશ્ન મુહૂર્તી વખતે જો લગ્નમાં ચર રાશિ આવે તો કોઇ પણ ધાતુ સંબંધીનું પ્રશ્ન છે, અને તે કામ જલદીથી થશે એમ કહેવું. જો સ્થિર રાશિનું લગ્ન આવે તો મૂલ સંબંધીનું પ્રશ્ન છે અને તે કામ ઘણા વખતે થાય અથવા નહી થાય. ને જો દ્વિસ્વભાવ રાશિનું લગ્ન આવે, તો જીવ સંબંધી પ્રશ્ન છે એમ કહેવું. અને તે કામ વહેલું પણ નહી, તેમ ઘણું મોડું પણ નહી. ને મધ્ય વખતમાં થશે એમ કહેવું.

**સમ અને વિષમ રાશિઓ વિષે**—મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ એ ૬ રાશિઓ વિષમ એટલે એકી છે. વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ ૬ રાશિઓ સમ એટલે બેકી છે.

**ફળ**—વિષમ રાશિમાં ઉત્પન્ન થનાર માણસ સ્વભાવે ક્રૂર અને શરીરે તેજસ્વી હોય છે. સમરાશિમાં સ્વભાવે શાન્ત, અને શરીરે કોમળ હોય છે.

**રાશિઓના વર્ણ વિષે**—કર્ક, વૃશ્ચિક અને મીન એ રાશિઓ બ્રાહ્મણ વર્ણની છે. મેષ, સિંહ અને ધન, એ રાશિઓ ક્ષત્રી વર્ણની છે. વૃષભ, કન્યા ને મકર એ રાશિઓ વૈસ્ય વર્ણની છે.

મિથુન, તુલા, ને કુંભ એ રાશિઓ શુદ્ર વર્ણની છે.

ઉંચવર્ણ બ્રાહ્મણ, તેથી ઉતરતો ક્ષત્રી, પછી વૈસ્ય, ને છેલો શુદ્રવર્ણ જાણવો.

**સમજુતી**—કેટલીક જ્ઞાતિઓમાં લગ્ન કરતી વખતે વર કન્યાના ગ્રહો મેળવે છે. તેમાં કન્યાની રાશિથી વરની રાશિ ઉત્તમ વર્ણની હોય, અથવા બેઉની રાશિઓ એકજ વર્ણની હોય તો કન્યાના સૌભાગ્યની, સંતાનની અને સુખની વૃદ્ધિ કરે છે અને જો વરની રાશિથી કન્યાની રાશિ ઉત્તમ (ઉંચા) વર્ણની હોય તો ઉપર કહેલા ફળનો નાશ કરે છે.

**આંધળી બહેરી ને લુલી રાશિઓ વિષે**—મેષ, વૃષભ, અને સિંહ એ રાશિઓ મધ્યરાત્રિએ આંધળી જાણવી. મિથુન, કર્ક, અને કન્યા એ રાશિઓ, મધ્યાહ્ન (બપોર) વખતે આંધળી જાણવી. તુલા, અને વૃશ્ચિક રાશિઓ દિવસના ત્રણ ભાગમાંના પહેલા ભાગમાં બહેરી જાણવી. ધન, અને મકર રાશિઓ દિવસના છેલા (ત્રીજા) ભાગમાં બહેરી જાણવી. ધન, અને મકર રાશિ પાંગળી (લુલી) છે. તે બન્ને રાશિઓ (પ્રાતઃ અને સાયન) બેઉ સંધ્યા વખતે મૃત્યુ કરનારી જાણવી.

## દરેક રાશિઓનાં દ્રવ્ય બાબત.

| | |
|---|---|
| મેષનું વસ્ત્ર. | તુલા, વેપારની ચીજો તલ વિગેરે. |
| વૃષભનું ડાંગર (ચોખા). | વૃશ્ચિક, શેરડી, લોઢું અને બીજી ધાતુઓ. |
| મિથુન, ફળ ફુલ (વનફલો). | ધન, શસ્ત્ર, ઘોડા. |
| કર્ક, કેળાં, | મકર, કાંચન (સોનું) અને જવાહીર. |
| સિંહ, વાંસ, | કુંભ,પાણીમાં થતાં ફુલો કમળ પોયણાં વિગેરે |
| કન્યા, મગ, | મીનની ધાતુ પાણીમાં થતી સર્વ વસ્તુઓ છે. |

ઉપર પ્રમાણે મેષથી બારે રાશિઓનાં દ્રવ્ય છે. તેમાં જે રાશિ જે વખતે જેવી બળવાન હોય તે વખતે તેવું ઉપર કહેલા દ્રવ્યનું સુખ આપે છે.

અમો તરફથી જાતક પારિજાત શ્લોક સહિત છપાયેલો છે, માટે શ્લોકો અત્રે આપ્યા નથી. શ્લોકને માટે જુઓ જાતક પારિજાત.

# પ્રકરણ ૨ જું.

## ગ્રહોની બાબત.

ગ્રહો એટલે શું ?—જેમ આકાશના બાર ભાગમાંના દર એકેક ભાગને રાશિ કહે છે, તેમજ આકાશમાં રહેલા આપણી પૃથ્વી જેવા મોટા આકારોને ગ્રહો કહે છે. ને તે રાશિચક્રના માર્ગમાં ફરનારા નવ ગ્રહો છે. જે એક રાશિમાંથી બીજી રાશિમાં ને બીજીમાંથી ત્રીજીમાં એમ દરેક રાશિમાં ફર્યા કરે છે, રાશિ એકજ જગ્યાએ રહે છે, માટે તે સ્થિર છે. અને ગ્રહો એક રાશિમાંથી બીજી રાશિમાં જાય છે. માટે ગ્રહો ફરતા અથવા અસ્થિર કહેવાય છે.

**ગ્રહો નવ છે, તેનાં નામ નીચે મુજબ છે ( સિદ્ધાન્તસાર. )**

**सूर्यचन्द्रश्च भौमश्च बुध ईज्यश्च भार्गवः ॥**
**शनी राहुश्च केतुश्च प्रोक्ता एते नव ग्रहाः ॥ १ ॥**

૧. સૂર્ય, ૨ ચન્દ્ર, ૩ મંગળ, ૪ બુધ, ૫ ગુરુ, ૬ શુક્ર, ૭ શનિ ૮ રાહુ ૯ કેતુ, એ પ્રમાણે નવ ગ્રહો પૂર્વાચાર્યોએ કહેલા છે. નવી શોધ પ્રમાણે અંગ્રેજો તેમાં ત્રણ ગ્રહો વધારે કહે છે. તેનાં નામ યુરેનસ નેપ્ચ્યુન અને પ્લુટો છે.

**ગ્રહોનાં વિશેષ નામ—( સર્વાર્થચિન્તામણિ. )**

**सूर्यो हेलिर्भानुमान्दीप्तरश्मिश्चण्डांशुः स्याद्भास्करोहस्करश्च ॥**
**अब्जः सोमश्चंद्रमाः शीतरश्मिःशीतांशुःस्याद्ग्लौर्मृगांकः केलशाः॥१॥**

સૂર્યનાં નામો-સૂર્ય, હેલિ, ભાનુમાન્, દીપ્તરશ્મિ, ચન્ડાંશુ, ભાસ્કર, અહસ્કર, ( અન્યગ્રંથે વિશેષ-તીક્ષ્ણાંશુ, દિવાકર, ભાસ્વાન્, તીક્ષ્ણરશ્મિ, વિવસ્વાન્, નલિનીપતિ, દિવામણિ, તમોહંતા, દિનેશ, પ્રભાકર, આદિત્ય, પૂષ અરુણ, અર્ક, તપન, દિનકૃત, ભાનુ.

ચંદ્રનાં નામો—ચંદ્ર અબ્જ, સોમ, ચંદ્રમા, શીતરશ્મિ, શીતાંશુ, ગ્લૌ, મૃગાંક, કલેશ, ( શશાંક, તુહિનગુ, શશી, નિશાકર, નક્ષત્રપતિ, ઉડુપતિ, ઇંદુ, શીતદ્યુતિ, શીતગ, રજનીપતિ,-નિશાનાથ, કુમુદપતિ, રાત્રીશ ). ॥૧॥

आरो वक्रश्चावनेयः कुजः स्याद्भौमः क्रूरो लोहितांगोथ पापी ॥
विज्ञः सौम्यो बोधनश्चंद्रपुत्रश्चांद्रिः शांतः श्यामगात्रोतिदीर्घः ॥२॥

મંગળનાં નામો—આર, વક્ર, આવનેય, કુજ, ભૌમ, ક્રૂર, લોહિતાંગ, પાપી, ( ક્રૂરદ્રક, ક્રૂરકૃત્, રક્ર, મહીસુત, અંગારક, ક્રૂરમિત્ર, ક્ષમાતન, ક્ષમાસુત, ક્ષિતિજ, રુધિર, )

બુધનાં નામો—બુધ, વિત્, ज्ञ, સૌમ્ય, બોધન, ચંદ્રપુત્ર, ચાંદ્રિ, શાંત, શ્યામગાત્ર, અતિદીર્ઘ, ( હેમ્રા, રૌહિણેય, ઈંદુજ, મૃગાંકતનય, તારાતનય, ઈંદુપુત્ર, સોમજ, કુમાર, પ્રભાસુત, ) ॥૨॥

जीवोंगिरा देवगुरुः प्रशांतो वाचांपतीज्यत्रिदिवेशवंद्याः ॥
भृगूशनोभार्गवसूनवोच्छकाणोकविर्दैत्यगुरुः सितश्च ॥ ३ ॥

ગુરુનાં નામો—જીવ, અંગિરા, દેવગુરુ, પ્રશાંત, વાચાંપતિ, ઈજ્ય, ત્રિદિવેશ, વંદ્ય, ( સુરાચાર્ય, સૂરિ, સુરેય, વાક્પતિ, ઈંદ્રમંત્રિ, મંત્રિ, જીવ, દેવેજ્ય, અંગિરા, અંગીરાસુનુ, બૃહસ્પતિ. )

શુક્રનાં નામો—શુક્ર, ભૃગુ, ઉશના, ભાર્ગવસુનુ, અચ્છ, કાણુ, કવિ, દૈત્યગુરુ, સિત, ( ભૃગુસુત, આસ્ફુરજીત, અચ્છાસ્ફુજીત, ભાર્ગવ, દૈત્યેજ્ય, દૈત્યવિગ્, કાવ્ય, કામ, અસુર. ) ॥ ૩ ॥

छायात्मजः पंगुयमार्कपुत्राः कोणोसितः सौरिशनी च नीलः ॥
क्रूरः कृशांगः कपिलाक्षदीर्घौ तमोसुरश्चेत्यगुसैंहिकेयौ ॥ ४ ॥
राहुस्तु स्वर्भानुविधुन्तुदौ स्यात्केतुः शिखी स्याद्ध्वजनामधेयः॥
शनेः सुतः स्याद्गुलिकोथ मांदिर्यमात्मजः प्राणहरोतिपापी ॥५॥
प्राणस्त्वमुः प्राणपदस्य नाम पर्यायमन्यत्प्रवदंति तज्ज्ञाः ॥ ५५ ॥

શનિનાં નામો—છાયાત્મજ, પંગુ, યમ, અર્કપુત્ર, કોણુ, અસિત, સૌરિ, શનિ, નીલ, ક્રૂર, કૃશાંગ, કપિલાક્ષ, દીર્ઘ, ( રવિજ, પાતંગિ, તરણિતનય, મંદ, કાલ, કૃષ્ણુ, મૃદુ, છાયાસુત, છાયાસુનુ, અર્કજ.

રાહુનાં નામો—તમ, અસુર, અગુ, સૈંહિકેય, રાહુ, સ્વર્ભાનુ, વિધુંતુદ, ( દાનવ, અમૃતચૌર, સર્પ, ફણિ, ધાતા, ભુજંગ, ભુજગ, ભોગી ).

કેતુનાં નામો—કેતુ, શિખી, ધ્વજ, શનિસુત, ગુલિક, માંદિ, યમાત્મજ, પ્રાણહર, અતિપાપી, ( ધૂમ્ર-મૃત્યુપુત્ર અનિલ ). ॥ ૫ ॥ ૬ ॥

પ્રાણપક્ષના નામો—પ્રાણ, અસુ, ને બીજાં નામ પણ પંડિતોએ કહ્યાં છે. ॥૭॥
ઉપરના નવગ્રહો શિવાયના બીજા ઉપગ્રહોનાં નામો (જાતકપારિજાત.)

કાલ, પરિધિ, ધૂમ, અર્ધપ્રહર, યમ, કંટક, કોદંડ, (ધનુષ) માંદિ, પાત અને ઉપકેતુ, એ બધા ઉપ (નાના) ગ્રહો છે. આ બધા ગ્રહો આ ગ્રંથના ગણિતવિભાગમાં વર્ણવ્યા છે.

સૂર્યથી શનિ સુધીના ગ્રહોનાં સ્વરૂપો. (લઘુજાતક)

चतुरस्रो नात्युच्चस्तनुकेशः पैत्तिकोऽस्थिसारश्च ॥
शूरो मधुपिंगाक्षो रक्तः श्यामः पृथुश्चार्कः ॥ १ ॥

સૂર્ય—શરીરના સારા બાંધાનો (ચતુરસ્ત્ર) ઘણો ઉંચો નહી, થોડા વાળવાળો, પિત્ત પ્રકૃતિનો મજબુત હાડકાંવાળો, શૂરો, મધના જેવી પીળી આંખોવાળો, લોહીના જેવા રંગનો, શ્યામ, ને જાડો છે. ॥ ૧ ॥

स्वच्छः प्राज्ञो गौरश्चपलः कफवातिको रुधिरसारश्च ॥
मृदुवाग्घृणी प्रियसखस्तनुवृत्तश्चंद्रमाः प्रांशुः ॥ २ ॥

ચંદ્ર—દેખાવડો (રૂપાળો), બુદ્ધિમાન્, ગોરો, ચંચળ, વાતને કફવાળો, વધારે લોહીવાળો, મીઠું બોલનાર, દયાવાળો, જેને મિત્ર પ્રિય છે તેવો, મધ્યમ કદવાળો, દુબળોને ઊંચો છે. ॥ ૨ ॥

हिंस्रो ह्रस्वस्तरुणः पिंगाक्षः पैत्तिको दुराधर्षः ॥
चपलः सरक्तगौरो मज्जासारश्च माहेयः ॥ ३ ॥

મંગળ—દુષ્ટ, નીચો, જુવાન, પીળાં નેત્રવાળો, પિત્ત પ્રકૃતિનો, દુરાચારી; ચંચળ, કમળના પત્ર જેવા વર્ણનો, જેની મજ્જા (જેના હાડકાંમાંનો માંહેલો ભાગ એટલે ગલ) વધારે છે એવો છે ॥ ૩ ॥

मध्यमरूपः प्रियवाग्दूर्वाश्यामः शिराततो निपुणः ॥
त्वक्सारस्त्रिस्थूणः सततं हृष्टस्तु चंद्रसुतः ॥ ४ ॥

બુધ—મધ્યમ કદવાળો, મીઠું બોલનાર, ધરો (દૂર્વા)ના જેવો કાળા રંગનો વધારે નસોવાળો, ચતુર, જાડી ચામડીવાળો, વાત પિત્ત ને કફ પ્રકૃતિવાળો અને નિરંતર આનંદી છે. ॥ ૪ ॥

मधुनिभनयनो मतिमानुपचितमांसः कफात्मको गौरः ॥
ईषत्पिंगलकेशो मेदःसारो गुरुर्दीर्घः ॥ ५ ॥

ગુરુ—પીળી આંખોવાળો, બુદ્ધિવાળો, જાડા શરીરવાળો, કફ પ્રકૃતિવાળો, ગોરો, કંઇક પીળા કેશવાળો, વધારે ચરબીવાળો ને ઉંચો છે. ॥૫॥

श्यामो विकृष्टपर्वा कुटिलासितमूर्धजः सुखी कांतः ॥
कफवातिको मधुरवाग्भृगुपुत्रः शुक्रसारश्च ॥ ६ ॥

શુક્ર—કંઇક કાળો, જેના શરીરના સાંધા મજબુત છે એવો, કંઇક કાળા ને વાંકા વાળવાળો, ભોગી, રૂપાળો, કફને વાયુની પ્રકૃતિવાળો, મીઠું બોલનાર, વધારે વીર્યવાળો છે. ॥ ૬ ॥

कृशदीर्घं पिंगाक्षः कृष्णः पिशुनोऽलसोनिलप्रकृतिः ॥
स्थूलनखदंतरोमा शनैश्चरः स्नायुसारश्च ॥ ७ ॥

શનિ—દુર્બળ, ઊંચો, પીળાં નેત્રવાળો, કાળો, ચાડીયો, આળસુ, વાયુની પ્રકૃતિવાળો, જાડા છે નખ દાંત ને રુવાટાં જેનાં એવો, ને વધારે નસોવાળો છે. ॥ ૭ ॥

ગ્રહોના આધારે માણસનુ રૂપ જાણવા વિષે.

एते ग्रहा बलिष्ठाः प्रसूतिकाले नृणां स्वमूर्तिसमम् ॥
कुर्युर्देहं नियतं बहवश्च समागता मिश्रम् ॥ ८ ॥

ઉપર કહેલા ગ્રહોમાંથી જે ગ્રહ જન્મકાળમાં બળવાન હોય, તે ગ્રહના જેવું માણસનું સ્વરૂપ થાય છે. ને જો ઘણા ગ્રહો બળવાન હોય તો બધાનું સેળભેળ જેવું રૂપ થાય છે. ॥ ૮ ॥

(નીલકંઠી) રાહુનું સ્વરૂપ—ભીલજાતિ, પુરુષ, ઉંચો દિવસના છેલ્લા ત્રીજા ભાગમાં બળવાન, નૈર્ઋત્ય કોણનો સ્વામી, લોહધાતુ, પગ વિનાનો પાપી, તમોગુણવાળો, ચર, તુરા રસ ઉપર પ્રીતિવાળો, ખારી જમીન ઉપર રહેનાર, વાયુ પ્રકૃતિવાળો, હાડકાંનો સ્વામી, ધરડો, કાળો, ધાતુસંજ્ઞાવાળો, ને ગુફામાં રહેનાર છે.

કેતુનું સ્વરૂપ—ભીલજાતિ, પુરુષ, પુંછડાવાળો, દિવસના ત્રીજા ભાગમાં, બળવાન, નૈરૃત્યકોણનો સ્વામી, લોહધાતુ, પગ વિનાનો, પાપી, તમોગુણી, પક્ષિજાતિ, તુરા રસ ઉપર પ્રીતિવાળો, ખારી જમીનમાં રહેનાર, વાયુ પ્રકૃતિનો, ઘરડો, ધુમાડાના જેવા રંગવાળો, ધાતુ સંજ્ઞાવાળો, ને ગુફાઓમાં રહેનાર છે.

## ગ્રહોના આકારો (જાતકપારિજાત)

સૂર્ય ને બુધનો આકાર પક્ષિના જેવો છે. ચંદ્રનો આકાર સાપના જેવો છે. ગુરુ,શુક્રનો આકાર મનુષ્યના જેવો છે.શનિ, મંગળનો આકાર પશુના જેવો છે.

## ગ્રહોની ઉમ્મર.

૧ સૂર્યની ઉમ્મર ૫૦ વરસની છે.
૨ ચંદ્રની ૭૦ વરસની છે.
૩ મંગળ બાળક છે.
૪ બુધ કુમાર છે.
૫ ગુરુની ૩૦ વરસની છે.
૬ શુક્રની ૧૬ વરસની છે.
૭ શનિની ૧૦૦ વરસની છે.
૮ રાહુની ૧૦૦ વરસની છે.
૯ કેતુની ઉમ્મર ૧૦૦ વરસની છે.

**સમજુતી**—કોઇ ચીજ ચોરાઇ ગયેલી હોય તો તે ચીજ ચોરી જનારની ઉમ્મર પ્રશ્ન વખતે જે ગ્રહ વધારે બળવાન હોય તેના જેટલી જાણવી.

## સત્વ, રજ અને તમોગુણ વિષે. (લઘુજાતક.)

**रवींदुदेवेशपुरोहितास्तु सत्वाः सितज्ञौ तु रजोगुणौ स्तः ॥**
**तमोगुणौ भौमशनैश्चरौ यत्रिंशांशगोर्कस्य गुणी नरः स्यात् ॥१॥**

સૂર્ય, ચંદ્ર, ને ગુરુ સત્વગુણી છે. ને શુક્ર તથા બુધ રજોગુણી છે. મંગળ, અને શનિ તમોગુણી છે. ત્રિંશાંશ કુંડળીમાં જે રાશિનો સૂર્ય હોય, તે રાશિના સ્વામીના જેવા ગુણવાળો માણસ થાય છે. ॥ ૧ ॥

## સત્વ અને રજોગુણવાળા ગ્રહોના ગુણ બાબત. (માનસાગરી.)

**यः सात्विकस्तस्य दयास्थिरत्वं सत्यार्जवं ब्राह्मणदेवभक्तिः ॥**
**रजोधिकः काव्यकलाक्रतुस्त्रीसंसक्तचित्तः पुरुषोऽतिशूरः ॥१॥**

સત્વગુણ—સૂર્ય, ચંદ્ર અને ગુરુ એ ત્રણ ગ્રહો સત્વગુણવાળા છે. એ સત્વગુણવાળા ગ્રહોનો ગુણ—દયાવાળો, ધીરજવાળો, સત્ય, અને પરોપકારી, બ્રાહ્મણ અને દેવ ઉપર પ્રીતિ રાખનાર હોય છે. ॥ ૧ ॥

**બીજા ગ્રંથોમાં વિશેષ**—તીર્થ અને પોતાના ધર્મ ઉપર પ્રીતિ રાખનાર, યશ અને કીર્તિ મેળવવા ઉપર લક્ષ રાખનાર, વ્રત અને નિયમ ઉપર પ્રીતિ રાખનાર, ભોળા સ્વભાવનો, નીતિ અને શાસ્ત્ર ઉપર આસ્થાવાળો, સારી બુદ્ધિવાળો સારા આચરણવાળો, અને સારા લક્ષણવાળો હોય છે.

**રજોગુણ**—બુધ, અને શુક્ર એ બે ગ્રહો રજોગુણવાળા છે. રજોગુણ વાળા ગ્રહોનો ગુણ—બુદ્ધિ કાવ્ય હુન્નર ને યત્ન કરનાર, સ્ત્રીઓ ઉપર વધારે પ્રીતિ રાખનાર, અને ઘણા ચરાતનવાળો હોય છે.

**અન્ય ગ્રંથે વિશેષ**—અભિમાની લોકોમાં પોતાની શોભા બતાવવાને કામ કરનાર, પોતાની મરજી પ્રમાણે વર્તનાર પોતાના આજુબાજુના સગા વહાલાઓને સાચવનાર, કવિતા અને રસિક પુસ્તકો વાંચવા ઉપર પ્રીતિ રાખનાર, અધિકારી હોદ્દાદાર અને ગ્રહસ્થ માણસો સાથે પ્રીતિ રાખનાર, સંસારના વૈભવો ભોગવવા ઉપર પ્રીતિવાળો ઉંડા દિલનો, સાધારણ બુદ્ધિવાળો, કીર્તિદાન ઉપર ભાવવાળો, રજોગુણવાળો હોય છે.

**तमोधिको वंचयिता परेषां मूर्खोलसः क्रोधपरोऽतिनिद्रः ॥**
**मिश्रैर्गुणैः सत्वरजस्तमोभिर्मिथोच्यते ससदृक्षभेदतः ॥ २ ॥**

**તમોગુણ**—મંગળ ને શનિ આ બે ગ્રહો તમોગુણી છે. તમોગુણી ગ્રહોના ગુણ-ચાડી કરનાર, મૂર્ખ, આળસુ, ક્રોધી, ઘણી ઉંઘવાળો હોય છે.

**બીજા ગ્રંથોમાં વિશેષ**—ચોર, છળભેદ કરનાર, કપટવાળો હંમેશાં ક્લેશ કરનાર ક્રૂર સ્વભાવવાળો, કૃતઘ્ની, કડવુ ને કઠણ વચન બોલનાર, ઘણો રખડનાર, જુઠું બોલનાર, માણસોમાં લડાઈ કરાવનાર, નિંદા કરનાર, દેવ બ્રાહ્મણ સ્વધર્મ ને શાસ્ત્રોમાં અશ્રદ્ધાવાળો, નઠારાં કામ કરનાર, સ્વાર્થી, કૃપણ, પોતે બીજાને પીડા કરનાર, અનીતિવાળો, વ્યસની, દુરાચરણી, હિંસા કરનાર, થોડી બુદ્ધિવાળો ને તમોગુણવાળો હોય છે.

જે ગ્રહ બલવાન હોય તેના આધારે પણ ગુણ કહેવાય છે. તેમાં વધારે ગ્રહો બળવાન હોય, તો મિશ્રગુણી હોય છે. ને તેનું ફળ પણ મિશ્ર છે.

**ઉદય અને અસ્તના ગ્રહોની સમજ**—જે ગ્રહનો તારો રાત્રિએ ન દેખાય, તે દિવસે ઉગે તો તે સૂર્યના તેજથી દેખાતો નથી, માટે અસ્તનો કહેવાય છે. એટલે ગ્રહ સૂર્યની આસપાસ હોય ત્યારે અસ્ત થાય છે તેના સૂર્યની સાથે તફાવતના અંશો નીચે પ્રમાણે છે. તે વડે અસ્ત ને ઉદય જાણવું. ગ્રહોના કાલાંશ ( અંશો ) ચંદ્રના ૧૨, મંગળના ૧૭, બુધના ૧૩, ગુરુના ૧૧, શુક્રના ૯, શનિના ૧૫, વક્રીબુધ હોય ત્યારે ૧૨, વક્રીશુક્ર હોય ત્યારે તેના ૮, સમજવા—જે ગ્રહ સૂર્યના ભેગો ન હોય, જે રાત્રિએ આકાશમાં ઉગતો જણાય તેને ઉદયનો કહે છે.

ગ્રહોના ઉદય, અસ્ત, માર્ગી, વક્ર, શીઘ્રગતિ ને મંદગતિને માટે ગણિત ભાગમાં જોવાથી વિશેષ સમજાશે.

### ગ્રહોની પોતાની રાશિઓ.

| સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૪ | ૧-૮ | ૩-૬ | ૯-૧૨ | ૨-૭ | ૧૦-૧૧ | ૩-૬ | ૯-૧૨ |
| સિંહ | કર્ક | મેષ-વૃશ્ચિક | મિથુન-કન્યા | ધન-મીન | વૃષભ તુલા | મકર-કુંભ | મિ.કન્યા | ધન-મીન |

જ્યારે (આકાશમાં) રાશિચક્રમાં દરેક ગ્રહો ફરતા ફરતા પોતપોતાની ઉપર કહેલી રાશિઓમાં આવે, ત્યારે તે પોતાના ઘરના અથવા સ્વગૃહી છે એમ જાણવું. રાહુ કેતુની પોતાની રાશિઓ ભાવ કુતુહલમાંથી લખેલી છે.

દાખલો—જ્યારે સૂર્ય સિંહ રાશિમાં આવે, ત્યારે તે પોતાના ઘરનો (સ્વગૃહી) છે એમ જાણવું. મંગળ મેષ ને વૃશ્ચિકમાં હોય તો તે પોતાના ઘરમાં છે એમ જાણવું.

### શુભ અને પાપગ્રહો બાબત. (સિદ્ધાન્તસાર)

**शन्यर्कराहुकेत्वाराः क्रूराः शेषाः शुभा ग्रहाः ॥**
**क्रूरयुक्तो बुधः क्रूरः क्षीणचन्द्रस्तथैव च ॥ १ ॥**

**પાપગ્રહો**—સૂર્ય, મંગળ, શનિ, રાહુ અને કેતુ છે.

**શુભગ્રહો**—ગુરુ અને શુક્ર છે.

**બુધ** એકલો હોય, અથવા શુભગ્રહ સાથે બેઠેલો હોય, તો **શુભ** જાણવો. અને જો પાપગ્રહની સાથે બેઠેલો હોય, તો **પાપ** જાણવો. તેમજ પાપ અને શુભ ગ્રહ બેઉની સાથે બેઠેલો હોય, તો પણ **પાપજ** જાણવો.

**ચંદ્રમા**—ક્ષીણ કળાનો હોય, તો **પાપગ્રહ** અને વૃદ્ધિકળાનો હોય, તો શુભગ્રહ જાણવો.

**ક્ષીણ ચંદ્ર વિષે**—કૃષ્ણ પક્ષ (અંધારીયાની) આઠમ પછીથી શુક્લ પક્ષના (અજવાળીયાના) ૧ (પડવા)ના અંત સુધી ક્ષીણ ચંદ્ર જાણવો. કેટલાક આચાર્ય વદી ૮ થી સુદી ૫ સુધી ક્ષીણ ચંદ્ર ગણે છે. કેટલાક વદી ૮ થી સુદી ૮ સુધી ક્ષીણ ચંદ્ર ગણે છે. અને **સારાવલીમાં** ચંદ્રનું બળ નીચે પ્રમાણે છે.

**शुक्लप्रतिपद्दशके मध्यबलः कीर्त्यते यवनवृद्धैः ॥**
**श्रेष्ठो द्वीतीयदशके स्वल्पबलश्चन्द्रमास्तृतीये च ॥ १ ॥**

શુક્લપક્ષની ૧ થી તે ૧૦ સુધી ચંદ્ર મધ્યમ બળવાળો જાણવો. સુદી ૧૧ થી વદી ૫ સુધી ચંદ્ર પૂર્ણ બળવાળો જાણવો, અને વદી ૬

થી વદી ૦)) અમાસ સુધીનો ચંદ્ર નિર્મળ (બળ વિનાનો) જાણવો એવો વૃદ્ધ યવનાચાર્યનો મત છે ॥ ૧ ॥

અને જાતકપારિજાતમાં કહ્યું છે, કે નિર્મળી ચંદ્રને શુભ ગ્રહો જોતા હોય, તો શુભ ફળ જાણવું

**ચંદ્રનું ફળ**—(જાતકપારિજાત)—મૂહૂર્ત વખતે, અથવા જન્મ, કે પ્રશ્ન વખતે, ચંદ્રમા મેષ રાશિના ૨૦ અંશે, વૃષભના ૨૫ અંશે, મિથુનના ૨૨ અંશે, કર્કના ૨૨ અંશે, સિંહના ૨૧ અંશે, કન્યાના ૧ અંશે, તુલાના ૪ અંશે, વૃશ્ચિકના ૨૩ અંશે, ધનના ૧૮ અંશે, મકરના ૨૦ અંશે, કુંભના ૨૦ અંશે, કે મીનના ૧૦ અંશે હોય તો મરણનો ભય કરે છે

તેમજ મુહૂર્ત વખતે, જન્મકાળ વિષે, કે પ્રશ્ન વખતે, ચંદ્રમા મેષના ૨૧, વૃષભના ૧૪, મિથુનના ૧૮, કર્કના ૮, સિંહના ૧૯, કન્યાના ૯ તુલાના ૨૪, વૃશ્ચિકના ૧૧, ધનના ૨૩, મકરના ૧૪, કુંભના ૧૯, કે મીનના ૯ અંશનો હોય, તો પુષ્કર કહેવાય છે; ને તે શુભ ફળ આપે છે

### ગ્રહોના ઉચ્ચ નીચની સમજ (બૃહજ્જાતક.)

अजवृषभमृगांगनाकुलीरा झषवणिजौ च दिवाकरादितुंगाः ॥
दशशिखिमनुयुक्तिथीन्द्रियांशैस्त्रिनवकविंशतिभिश्च तेस्तनीचाः ॥१॥
(जातकपारिजात) कुंभस्त्रिकोणंफणिनायकस्यतुंगंनृयुग्मंरमणीगृहंस्यात्

### ગ્રહોની ઉચ્ચ રાશિ.

| સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૧૦ | ૬ | ૪ | ૧૨ | ૬ | ૩ | ૯ |
| મેષ | વૃષભ | મકર | કન્યા | કર્ક | મીન | તુલ | મિથુન | ધન |

### ગ્રહોની નીચ રાશિ

| સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૪ | ૧૨ | ૧૦ | ૬ | ૧ | ૯ | ૩ |
| તુલા | વૃશ્ચિક | કર્ક | મીન | મકર | કન્યા | મેષ | ધન | મિથુન |

### ગ્રહોના પરમ ઉચ્ચનું કોષ્ટક

| ગ્રહ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા | કે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | મેષ | વૃષભ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મિથુન | ધન |
| રાશિ | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ | ૨ | ૮ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૧ | ૧ |

## ગ્રહોના પરમ નીચનું કોષ્ટક

| ગ્રહ | સૂ. | ચં. | મં. | બુ | ગુ | શુ | શ | રા | કે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | તુલા | વૃશ્ચિક | કર્ક | મીન | મકર | કન્યા | મેષ | ધન | મિથુન |
| રાશિ | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ | ૮ | ૨ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૧ | ૧ |

**રાહુ કેતુના ઉચ્ચાંશ ભાવ કુતુહલમાંથી મૂકેલાં છે.**

**સમજ**—ઉપર ગ્રહોનાં ઉચ્ચ અને નીચની રાશિઓ, ને પૂર્ણ ઉચ્ચના અંશો લખેલા છે; તે ઉપરથી દરેક ગ્રહો કઈ રાશિના કેટલા અંશે પૂર્ણ ઉચ્ચના, તથા પૂર્ણ નીચના થાય છે, તે જણાશે.

**દાખલો**—સૂર્ય મેષ રાશિના ૧૦ અંશે પૂર્ણ ઉચ્ચનો (પરમોચ્ચ) જાણવો; ને ઉચ્ચના અંશથી વધારે અંશ હોય તો પરમઉચ્ચ જાણવો નહી, ફક્ત રાશિ ઉચ્ચ જાણવો. તેમજ તુલા રાશિના ૧૦ અંશે પૂર્ણ નીચ (પરમનીચ) નો જાણવો. તે અંશ પછી ફક્ત રાશિ નીચ કહેવાય, એવી રીતે દરેક ગ્રહોને માટે જાણવું.

### ગ્રહોના મૂલ ત્રિકોણની રાશિ ને અંશ વિષે (સારાવલી.)

विंशतिरंशाः सिंहे त्रिकोणमपरे स्वभवनमर्कस्य ॥
उच्चं भागत्रितयं वृष इन्दोश्च त्रिकोणमपरेंशाः ॥ १ ॥
द्वादशभागा मेषे त्रिकोणमपरेः स्वभं तु भौमस्य ॥
उच्चवलं कन्यायां बुधस्य तुङ्गांशकैः सदा चिन्त्यम् ॥ २ ॥
परतस्त्रिकोणजातं पंञ्चभिरंशैः स्वराशिजं परतः ॥
दश भागा ईज्यस्य च त्रिकोणमपरे स्वभं चापे ॥ ३ ॥
शुक्रस्य तु तिथयोंशास्त्रिकोणमपरं घटे स्वराशिश्च ॥
कुम्भे त्रिकोणनिजभे रविजस्य रवेर्यथा सिंहे ॥ ४ ॥

### ગ્રહોની મૂલ ત્રિકોણ રાશિઓ.

| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. | કે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૨ | ૧ | ૬ | ૯ | ૭ | ૧૧ | ૧૧ | ૫ |
| સિંહ | વૃષભ | મેષ | કન્યા | ધન | તુલા | કુંભ | કુંભ | સિંહ. |

આ ગ્રહોના મૂળ ત્રિકોણનું કોષ્ટક છે.

સૂર્ય—સિંહ રાશિના ૦ થી ૨૦ અંશ સુધી મૂળ ત્રિકોણ પછી સ્વગૃહી.
ચંદ્ર—વૃષભના ૦ થી ૩ અંશ સુધી ઉચ્ચ ને ૩ થી ૩૦ અંશ સુધી મૂળ ત્રિકોણ
મંગળ—મેષના ૦ થી ૧૨ અંશ સુધી મૂળ ત્રિકોણ પછી સ્વગૃહી.
બુધ—કન્યાના ૦ થી ૧૫ અંશ સુધી ઉચ્ચ ને ૧૫ થી ૨૦ અંશ સુધી મૂળ ત્રિકોણ ને ૨૦ થી ૩૦ અંશ સુધી સ્વગૃહી.
ગુરુ—ધનના ૦ થી ૧૦ અંશ સુધી મૂળ ત્રિકોણ પછી સ્વગૃહી.
શુક્ર—તુલાના ૦ થી ૧૫ અંશ સુધી મૂળ ત્રિકોણ પછી સ્વગૃહી.
શનિ—કુંભના ૦ થી ૨૦ અંશ સુધી મૂળ ત્રિકોણ પછી સ્વગૃહી.
રાહુ—કુંભ રાશિનો મૂળ ત્રિકોણ જાણવો. (જાતકપારિજાત).
કેતુ—સિંહ રાશિનો મૂળ ત્રિકોણ જાણવો. (સિદ્ધાન્તસાર)

आद्ये नवांशे चरराशियाते स्थिरे तथा मध्यनवांशगे च ।।
चेद्द्विस्वभावे चरमे नवांशे वर्गोत्तमोयं मुनिभिः प्रदिष्टम् ।।१।।

ગ્રહોના વર્ગોત્તમ વિષે (જાતકચંદ્રિકા)—ચર રાશિનો ગ્રહ, ૩ અંશ ને ૨૦ કળાની અંદર હોય તો વર્ગોત્તમી કહેવાય, સ્થિર રાશિનો ગ્રહ, ૧૩ અંશ ૨૦ કળાની ઉપર ને ૧૬ થી ૪૦ કળાની અંદર હોય, તો વર્ગોત્તમી કહેવાય, અને દ્વિસ્વભાવ રાશિનો ગ્રહ ૨૬ અંશ ૪૦ કળા ઉપરાંત તે ૩૦ અંશની અંદર હોય તો વર્ગોત્તમી થાય છે, તે નીચેના ચક્રથી જોવું.

વર્ગોતમી ગ્રહ જોવાનું ચક્ર

| રાશિ | મેષ | કર્ક | તુલા | મકર | વૃષભ | | સિંહ | | વૃશ્ચિક | | કુંભ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચરાદિ | ચર | ચર | ચર | ચર | સ્થિર | | સ્થિર | | સ્થિર | | સ્થિર | |
| અંશ | ૩ | ૩ | ૩ | ૩ | ૧૩ | ૧૬ | ૧૩ | ૧૬ | ૧૩ | ૧૬ | ૧૩ | ૧૬ |
| કળા | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૪૦ | ૨૦ | ૪૦ | ૨૦ | ૪૦ | ૨૦ | ૪૦ |

| રાશિ | મિથુન | | કન્યા | | ધન | | મીન | |
|---|---|---|---|---|---|---|---|---|
| ચરાદિ | દ્વિસ્વભાવ | | દ્વિસ્વભાવ | | દ્વિસ્વભાવ | | દ્વિસ્વભાવ | |
| અંશ | ૨૬ | ૩૦ | ૨૬ | ૩૦ | ૨૬ | ૩૦ | ૨૬ | ૩૦ |
| કળા | ૪૦ | ૦ | ૪૦ | ૦ | ૪૦ | ૦ | ૪૦ | ૦ |

**વર્ગોત્તમી ગ્રહ કે લગ્ન જાણવા માટે બીજી સહેલી રીત** જન્મકાળમાં ગ્રહ જે રાશિનો હોય તેજ રાશિનો નવમાંશમાં આવે,તો વર્ગોત્તમી જાણવો.

## પુરુષ,સ્ત્રી અને નપુંસક ગ્રહો તથા વેદના સ્વામીઓ વિષે (લઘુજાતક)

क्लीवपती बुधसौरी चंद्रसितौ योषितां नृणां शेषाः ॥
ऋगथर्वसामऋग्यजुरधिपागुरुसौम्यभौमसिताः ॥ १ ॥

| | વેદના સ્વામીઓ. |
|---|---|
| પુરુષ ગ્રહો—સૂર્ય, મંગળ ને ગુરુ છે. | ઋગ્વેદનો ગુરુ છે. |
| સ્ત્રી ગ્રહો—ચંદ્ર ને શુક્ર છે. | અથર્વવેદનો બુધ છે. |
| નપુંસક ગ્રહો—બુધ ને શનિ છે. | સામવેદનો મંગળ છે. |
| | યજુર્વેદનો શુક્ર છે. |

### બ્રાહ્મણાદિ વર્ણના સ્વામીઓ.

जीवसितौ विप्राणां क्षत्रस्यारोष्णगू विशां चंद्रः ॥
शूद्राधिपः शशिसुतः शनैश्चरः संकरभवानाम् ॥ २ ॥

ગુરુને શુક્ર બ્રાહ્મણ છે. સૂર્યને મંગળ ક્ષત્રિય છે. ચંદ્રમા વૈશ્ય છે. બુધ શુદ્ર છે. શનિ વર્ણસંકર છે. વર્ણસંકર એટલે શું ? ચાંડાળ, ભીલ, ને જેનો બાપ જુદી જાતનો ને મા જુદી જાતની હોય, તેનાથી ઉત્પન્ન (પેદા) થયેલી પ્રજા (છોકરાં) ને વર્ણસંકર કહે છે.

વિશેષ—સવાર્થચિંતામણિમાં બુધને વૈશ્ય, ને શનિને શુદ્ર, રાહુને ચાંડાળ, અને કેતુને સર્વથી અન્ય એટલે વર્ણસંકર કહ્યો છે.

### ગ્રહોના રંગ તથા દેવો વિષે. (સવાર્થચિંતામણિ.)

रक्तः श्वेतोतिरक्तो हरितकनकरुक् चित्रनीलास्तु नाथा वह्न्यंभस्त्वग्निजातो हरिसुरगणराडिन्द्रभार्याब्जजाताः ॥ भानुः काव्योधराभूरगुशनिशशिनः सोमपुत्रामरेज्या ज्ञेयास्त्विन्द्रादिनाथाः क्रियवृषमिथुना राशयस्ते सचान्द्राः ॥ १ ॥

સૂર્યનો રંગ તાંબા જેવો લાલ છે, ચંદ્રનો ધોળો, મંગળનો અત્યંત રાતો, બુધનો પોપટિયો, ગુરુનો પીળો, શુક્રનો ચિત્રવિચિત્ર ને શનિનો રંગ કાળો છે.

સર્વાર્થચિંતામણિમાં કહ્યું છે કે, જન્મના દ્રેષ્કાણના સ્વામીના રંગ ગુણને આધારે જન્મનાર બાળકનો રૂપ, રંગ, ગુણ વિગેરે કહેવું.

પ્રશ્ન વખતના દ્રેષ્કાણનો જે ગ્રહ સ્વામી હોય તે ગ્રહ તથા પ્રશ્ન વખતે જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહના બ્રાહ્મણાદિ વર્ણ પ્રમાણે ચોરી

જનારની જાતિ જાણવી. ને તે ગ્રહના રંગ પ્રમાણે તે ચોરાયલી વસ્તુનો રંગ જાણવો. તથા ગ્રહની દિશા પ્રમાણે દિશામાં ગઈ છે એમ જાણવું તથા બળવાન ગ્રહના રંગની વસ્તુથી લાભ કહેવો.

સૂર્ય તથા મંગળનો સ્વામી અગ્નિ છે. ચંદ્રનો સ્વામી જળ છે. બુધનો વિષ્ણુ, ગુરૂનો ઇંદ્ર, શુક્રનો ઇંદ્રાણી, ને શનિનો સ્વામી બ્રહ્મા છે. જાતકપારિજાતમાં મંગળનો દેવ કાર્તિક સ્વામી કહ્યો છે.

પૂર્વ દિશાનો સ્વામી સૂર્ય, અગ્નિ કોણનો શુક્ર, દક્ષિણનો મંગળ નૈઋત્ય ખુણાનો રાહુ, પશ્ચિમનો શનિ, વાયવ્ય ખુણાનો ચંદ્રમા, ઉત્તરનો બુધ, ને ઇશાન ખુણાનો સ્વામી ગુરુ છે.

મેષ સિંહ ને ધન પૂર્વ દિશામાં. વૃષભ કન્યા, મકર દક્ષિણ દિશામાં. મિથુન, તુલા, ને કુંભ પશ્ચિમ દિશામાં ને કર્ક, વૃશ્ચિક ને મીન ઉત્તર દિશામાં રહે છે

### ગ્રહોની દ્રષ્ટિ બાબત. (લઘુજાતક.)

दशमतृतीये नवपंचमे चतुर्थाष्टमे कलत्रं च ॥
पश्यंति पादवृद्धया फलानि चैवं प्रयच्छंति ॥ १ ॥

દરેક ગ્રહો પોતાના રહેલા સ્થાનથી ત્રીજે ને દશમે એકપાદ (પાયો) દેખે છે ને ત્યાં એક ચતુર્થાંશ ફળ આપે છે, પાંચમે ને નવમે બે પાયા દેખે છે, ને ત્યાં અર્ધ ફળ આપે છે, ચોથે ને આઠમે ત્રણ પાયા દેખે છે, ને ત્યાં પોણો ભાગ ફળ આપે છે, અને સાતમે ચાર પાયા એટલે સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે, ને ત્યાં પુરેપુરં ફળ આપે છે. ॥ ૧ ॥

દાખલો—જો સૂર્યાદિ ગ્રહો ૪ થા ઘરમાં હોય તો ૬ ઠ્ઠા ઘરમાં ને પહેલા ઘરમાં એક પાયો નજર કરે, ૮ મા ને ૧૨ મા ઘરમાં બે પાયા જુએ, ૭ મે ને ૧૧ મે ત્રણ પાયા નજર થાય, ૧૦ મે ઘેર ને ૪ થા ઘરમાં પુરેપુરં જુએ એમ જાણવું.

### મંગળ, ગુરુ ને શનિની વિશેષ દ્રષ્ટિ બાબત.

पूर्णं पश्यति रविजस्तृतीयदशमे त्रिकोणमपि जीवः ॥
चतुरस्रं भूमिसुतः सितार्कबुधहिमकराः कलत्रं च ॥ २ ॥

ઉપર કહ્યા પ્રમાણે દરેક ગ્રહો સાતમે સંપૂર્ણ દ્રષ્ટિથી જુએ છે, તેમાં પણ શનિ ત્રીજે ને દશમે, ગુરુ નવમે ને પાંચમે. અને મંગળ ચોથે ને

આઠમે, સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. અને શુક્ર, સૂર્ય, બુધ, ને ચંદ્રમા તો પોતાનાથી સાતમે જ સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે. ॥ ૨ ॥

દાખલો—જો મંગળ બીજે ઘેર હોય તો ૫-૯ મે ઘેર સંપૂર્ણ જુએ છે. ગુરુ બીજે હોય તો ૬-૧૦ મા ઘરમાં સંપૂર્ણ જુએ. શનિ બીજે હોય તો ૪-૧૧ મા ઘરમાં સંપૂર્ણ જુએ.

**ગ્રહોની ઊર્ધ્વાદિ દૃષ્ટિ વિષે—(સર્વાર્થ ચિંતામણિ.)**

**अथोर्ध्वदृष्टी दिननाथभौमौ दृष्टिः कटाक्षेण कवींदुसून्वोः ॥**

**शशांकगुर्वोः समभागदृष्टिस्त्वधोक्षिपातस्त्वहिनाथशन्योः ॥ १ ॥**

સૂર્ય ને મંગળ ઉંચું જુએ છે, શુક્ર તથા બુધ આડું જુએ છે. ચંદ્રમા ને ગુરુ સરખે ભાગે, એટલે ઉંચું નહી તેમ નીચું પણ નહી, સીધું જુએ છે. ને રાહુ તથા શનિ નીચું જુએ છે. ॥ ૧ ॥

**નિસર્ગ મૈત્રીનો કોઠો**

| ગ્રહ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચં મં ગુ | સૂ બુ | સૂ ચં ગુ | સૂ શુ રા | સૂ ચં મં રા | બુ શ રા | શુ બુ રા | બુ શુ રા |
| સમ | બુ | મં ગુ શુ શ | શુ શ | મં ગુ શ | શ | મં ગુ | ગુ | ગુ |
| શત્રુ | શુ શ. રા | રા | બુ રા | ચં | બુ શુ | સૂ ચં | સૂ ચં મં | સૂ ચં મં |

**મૈત્રી વિષે ખુલાસો**—જન્મ કુંડળી વિગેરે ચક્રોમાં જે ગ્રહ જે રાશિમાં બેઠો હોય તે રાશિનો જે સ્વામી હોય, તે જો ઉપલા ગ્રહના મૈત્રીના ખાનામાં મિત્ર હોય, તો તે ગ્રહ પોતાના મિત્રના ઘરમાં છે, એમ જાણવું સમ હોય તો સમ, શત્રુ હોય તો શત્રુના ઘરમાં બેઠેલો છે એમ જાણવું. ને તે પ્રમાણે સારૂં ને માઠું સરખું ખરાબ ફળ તે ભાવનું આપે છે.

જો ગ્રહો એક બીજાના મિત્ર (દોસ્તદાર) હોય તો જ્યારે જ્યારે તે ગ્રહોના વખત આવે ત્યારે ત્યારે સારૂં ફળ કરે છે. એક મિત્ર ને બીજો સમ હોય તો સારા ફળમાં અડધું ઓછું કરે છે. ને જો તે ગ્રહ બેઉ સમ (સાધારણ: નહી મિત્ર કે નહી શત્રુ એવા) હોય તો સારૂં ને માઠું સેળભેળ ફળ કરે છે. ને સમ ને શત્રુ બેઉ હોય તો સારૂં ફળ આપતા નથી; ને થોડું નબળું ફળ કરે છે. ને બેઉ અરસપરસ શત્રુ (દુશ્મન) હોવ તો ખરાબ ફળ કરે છે, તે દશાફળ જોવામાં તેનો ઉપયોગ કરવો વધારે સરસ છે. એકની દશામાં બીજાની અંતર્દશામાં જોવું.

बलवान्मित्रःस्वगृहोश्च नवांशके वीक्षितः शुभैश्चापि ॥
चंद्रसितौ स्त्रीक्षेत्रे पुरुपक्षेत्रोपगाः शेषाः ॥ १ ॥

(લઘુજાતક.)—મિત્રના ઘરમા પોતાની રાશિમા ઉચ્ચની રાશિમા તેમજ મિત્રના નવમાશમા, પોતાના નવમાશમા, કે નવમાશમા ઉચ્ચનો ગ્રહ હોય, તેને બળવાળો જાણવો. જે ગ્રહના ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તેને બળવાન જાણવો તેમજ ચદ્ર ને શુક્ર સ્ત્રી રાશિમા (બેકી) બળવાન છે ને સૂર્ય, મગળ, બુધ, ગુરુ, ને શનિ એ ગ્રહો પુરુષ રાશિ (એકી) રાશિમા બળવાન જાણવા ॥ ૧ ॥

ઉપર મુજબ ગ્રહ જો બળવાન હોય તો તે ગ્રહથી જે સારૂં કે માઠુ ફળ થવાનુ હશે, તે પુરેપુરૂ થશે તેમ જાણવુ

मित्रक्षेत्रे स्त्रोच्चे स्वहोरायां स्वभवनत्रिकोणे च ॥
स्वद्रेष्काणे स्वांशे स्वदिने च बलान्विताः सर्वे ॥ २ ॥

મિત્રના ઘરમા રહેનો ગ્રહ બળવાન જાણવો ઉચ્ચમા રહેવાને તેમજ સ્વગ્રહીને અને મૂળ ત્રિકોણને તથા હોરા, દ્રેષ્કાણને નવમાંશમા પોતાની રાશિનો હોય તેને અને પોતાના દિવસમા ગ્રહોને બળવાન જાણવા. પોતાના દિવસમા એટલે સૂર્ય રવિવારે ચદ્ર સોમવારે એ પ્રમાણે જાણવુ ॥૨॥

સૂર્યાદિક ગ્રહોના ઉત્તરોત્તર બળ વિષે.

मदारसौम्यवाक्पतिसितचंद्रार्का यथोत्तरं बलिनः ॥
नैसर्गिकबलमेतद्बलसाम्ये स्यादधिकचिंता ॥ ३ ॥

શનિથી મગળ, મગળથી બુધ, બુધથી ગુરુ, ગુરુથી શુક્ર, શુક્રથી ચદ્ર, અને ચદ્રથી સૂર્ય, એમ એક એકથી દરેક ગ્રહો ચડના ચડતી બળવાન જાણવા આ બળને નૈસર્ગિક બળ કહે છે ॥૩॥

સમશ્રુતી—ઉપરનું બળ જ્યારે બે કે ત્રણ ચાર ગ્રહો સરખા બળવાન હોય ત્યા સર્વેથી વધારે બળ કોનું હશે, તે જોવા માટે એટલે જે નૈસર્ગિક બળમા વધારે છે, તે ગ્રહ સર્વેથી વધારે બળવાન જાણવો

प्राच्याद्या जीवबुधौ सूर्यारौ भास्करिः शशांकसितौ ॥
उदगयनेशशिसूर्यौ वक्रेऽन्ये स्निग्धविपुलाश्च ॥ ४ ॥

બુધને ગુરુ પૂર્વ દિશામા, સૂર્યને મગળ દક્ષિણ દિશામા, શનિ પશ્ચિમ દિશામા, ચંદ્રને શુક્ર ઉત્તર દિશામા બળવાન છે વિશેષ બુધને ગુરુ લગ્નમાં સૂર્ય ને મંગળ દશમે ભાવે, શનિ સાતમે ભાવે, ને ચંદ્ર શુક્ર ચોથે ભાવે

બળવાન છે. સૂર્ય ને ચંદ્ર ઉત્તરાયનમાં બળવાન છે, ને બીજા ગ્રહો વક્રીને ઉદય ના હોય તો બળવાન જાણવા. ॥૪॥

अहनि सितार्कसुरेज्या द्युनिशं ज्ञो नक्तमिंदुकुजसौराः ॥
स्वदिनादिष्वशुभशुभा बहुलोत्तरपक्षयोर्बलिनः ॥ ५ ॥

સૂર્ય, ગુરુ ને શુક્ર દિવસે બળવાન છે. બુધ દિવસે અને રાત્રિએ બળવાન છે; અને ચંદ્ર, મંગળ, ને શનિ રાત્રિએ બળવાન જાણવા.

દરેક ગ્રહો પોતપોતાના વારને વિષે બળવાન જાણવા, તેમજ દરેક ગ્રહ પોતાના વરસને વિષે, પોતાના માસને વિષે, પોતાના કાળને વિષે, તથા પોતાની હોરાને વિષે, બળવાન જાણવા.

પાપ ગ્રહો કૃષ્ણપક્ષ ( અંધારીઆમાં ) ને શુભગ્રહો શુક્લપક્ષ ( અજવાળીઆ )માં બળવાન જાણવા. ॥ ૫ ॥

(જાતકપારિજાત)—જ્યારે ગ્રહો શુભ ગ્રહોની દ્રષ્ટિવાળા, અથવા કોઇ શુભ ગ્રહના ભેગા ન હોય, ત્યારે તેઓ સારૂં ફળ આપી શકતા નથી.—જેમકે નીચના, શત્રુના ઘરના પાપ ગ્રહના ભેગા, અને પાપ ગ્રહની દ્રષ્ટિવાળા, અને પાપગ્રહના વર્ગોમાં, અને સંધીઓ વિષે, અને અલ્પાંશ (ઓછા અંશ)માં હોય અથવા અસ્તના હોય, તો શુભ ફળ આપી શકતા નથી.

જેના જન્મકાળમાં શુક્ર ૭ મે, બુધ ૪ થે, કે ગુરુ ૫ મે, રહ્યો હોય તો તે અવશ્ય ખરાબ ફળ આપે છે. અને શનિ ૮ મે રહ્યો હોય તો ધારેલી વસ્તુ આપે છે.

उत्तरमयने प्राप्ताः शुक्रकुजार्केन्द्रमन्त्रिणो बलिनः ॥
याम्ये शशिरविपुत्रौ द्वयेऽपि शशिजः स्ववर्गस्थः ॥ १ ॥

( સારાવલી )-શુક્ર, મંગળ, સૂર્ય, ને ગુરુ તે ઉત્તરાયનમાં બળવાન જાણવા. ચંદ્ર, અને શનિ દક્ષિણાયનમાં બળવાન છે. બુધ ઉત્તરાયન, ને દક્ષિણાયન બંનેમાં, ને જો નવમાંશમાં પોતાના ઘરનો હોય, તો બળવાન જાણવો. ॥ ૧ ॥

प्राग्रात्रिभागेऽतिबली शशाङ्कः शुक्रो निशार्धेऽवनिजो निशान्ते ॥
प्रातर्बुधो मध्यदिने च सूर्यः सर्वत्र जीवोऽर्कसुतो दिनान्ते ॥ २ ॥

ચંદ્ર, રાત્રિના પહેલા ભાગમાં બળવાન છે, શુક્ર અડધી રાતે, મંગળ રાત્રિના છેલા ભાગમાં બળવાન છે.

બુધ દિવસના પહેલા ભાગમાં, સૂર્ય બપોરે, ગુરુ દિવસે ને રાત્રે, ને શનિ દિવસના છેલ્લા ભાગમાં બળવાન છે. ॥ ૨ ॥

**સમજ**—જન્મ વખતે રાતનો પહેલો ભાગ હોય તેની કુંડળીમાં ચંદ્ર બળવાન છે. એમ જાણવું. અડધી રાત્રે જન્મ હોય તો જન્મ વખતે શુક્ર બળવાન છે, એમ સર્વે ગ્રહને માટે જાણવું.

**ગ્રહોનાં બળ જાણવા બાબત (જાતકપારિજાત)**—સૂર્ય ઉચ્ચનો સ્વગ્રહી, પોતાના દ્રેષ્કાણનો, પોતાની હોરાનો, જન્મના વારના ગ્રહની રાશિનો નવમાશમાં હોય તો, ઉત્તરાયનનો-બપોરે, રાશિમાં દાખલ થતી વખતનો, મિત્રના નવમાંશ-અને દશમા ભાવમાં રહેલો હોય, તો હમ્મેશાં બળવાન જાણવો.

**ચંદ્ર**—કર્કને વૃષભમાં, પોતાના વારમાં, પોતાના દ્રેષ્કાણમાં, પોતાની હોરામાં, પોતાના નવમાંશમાં, રાશિના અંતરમાં, શુભ ગ્રહે જોયેલો, રાત્રિએ, ચોથા ભાવમાં અને દક્ષિણાયનને વિષે તેમજ સંધીઓ (આશ્લેષા, જ્યેષ્ઠા, અને રેવતીના અંત્ય ભાગ) સિવાયનો, સંપૂર્ણ કળાનો ચંદ્ર, સર્વ જગ્યાએ બળવાન જાણવો ને તે ચંદ્ર ઉપર બધા ગ્રહોની દ્રષ્ટિ હોય, તો માણસોને રાજ્યયોગ કરે છે.

**મંગળ**—મંગળવારે, પોતાના નવમાંશમાં, પોતાના દ્રેષ્કાણમાં, મીન, વૃશ્ચિક, કુંભ, મકર, અને મેષ, રાશિમાં રાત્રિએ,-વક્રગતિનો, દક્ષિણાયનનો, રાશિની શરૂઆતમાં હોય તો બળવાન જાણવો. દશમા ભાવમાં તેમજ કર્ક રાશિમાં, મંગળ હોય તો પૈસો (ધન) આપે છે.

**બુધ**—મિથુનનો, કન્યાનો, બુધવારે, પોતાના નવમાશનો, ધનરાશિમાં પણ સાથે સૂર્ય ન હોય તો, ઉત્તરાયનનો, રાશિના મધ્યભાગમાં, બળવાન જાણવો, હમ્મેશાં બુધ લગ્નમાં હોય તો કીર્તિ બળ અને સુખ સંપત્તિ આપે છે.

**ગુરુ**—મીનનો, વૃશ્ચિકનો, ધનનો, કર્કનો, પોતાના નવમાંશમાં, ગુરુવારે બપોર વખતે, ઉત્તરાયનનો, રાશિના મધ્યમાં, કુંભમા, કે મકર રાશિમાં હોય તો પણ બળવાન જાણવો. તેમજ લગ્ને, ચોથે, કે દશમે ગુરુ હોય તો બહુ ધન આપે છે.

**શુક્ર**—પોતાના ઉચ્ચનો, પોતાના નવમાંશમાં, શુક્રવારે, રાશિના મધ્યમાં, ૬।૧૨।૩।૭ અને ૪ થે ભાવે, બપોર વખતે, લડાઇમાં ચંદ્રના ભેગો અને સૂર્યથી આગળ ને વક્રનો હોય તો, શુભ ફળને આપે છે ને બળવાન જાણવો.

શનિ—તુલાનો, મકરનો, કુંભનો. સાતમે, દક્ષિણાયનમાં, પોતાના દ્રેષ્કાણમાં, શનિવારે, પોતાની દશામાં, રાશિના અંતમાં, કૃષ્ણપક્ષમાં, યુદ્ધમાં અને બધી રાશિઓમાં વક્રી હોય તો બળવાન જાણવો.

રાહુ—મેષનો, વૃશ્ચિકનો, કુંભનો, કન્યાનો, વૃષભનો, કર્કનો અને લગ્નથી દશમે ભાવે હોય તો બળવાન જાણવો.

કેતુ—કન્યાનો, વૃષભનો, મીનનો, ધનનો, રાત્રિએ, ને જન્મ વખતે પૃથ્વીનું હાલવું થયું હોય તો ગ્રહણ થયું હોય તો કે ઉલ્કાપાત (ધરધડાટ) થયો હોય તો કેતુ બળવાન જાણવો.

ઉપર કહેલા ગ્રહો બળવાન હોય, પણ ભાવના આરંભમાં રહ્યા હોય તો ભાવ, યોગાનયોગ, ને દશાને વિષે કહેલાં ફલ બરાબર આપી શકતા નથી.

સૂર્યની પહેલાંની ૭ રાશિમાં રહેલા ગ્રહોને, (અધોમુખી) નીચામુખવાળા કહે છે. અને સૂર્યની પછીની ૭ રાશિમાં રહેલા ગ્રહો (ઊર્ધ્વમુખી) ઊંચા મુખવાળા જાણવા. તે ઉંચા મુખવાળા ગ્રહો સુખ અને ધન આપે છે.

## ગ્રહો કઈ વખતે ફળ આપશે તે બાબત.

સૂર્ય અને મંગળ, પહેલા ભાગમાં ફળ આપે છે. શનિ ને ચંદ્ર અંત્ય ભાગમાં અને ગુરુ શુક્ર મધ્ય ભાગમાં, તેમજ બુધ હમેશાં ફળ આપે છે.

**શીર્ષોદય** રાશિમાં રહેલો ગ્રહ દશાના પહેલા ભાગમાં ફળ આપે છે. **પૃષ્ઠોદય** રાશિમાં રહેલો ગ્રહ દશાના છેલ્લા ભાગમાં ફળ આપે છે. **ઉભયોદય** રાશિમાં રહેલા ગ્રહો આખી દશામાં ફળ આપે છે.

**પ્રકાશ અને અપ્રકાશ ગ્રહો**—સૂર્ય અને ચંદ્ર, એ બે ગ્રહો પ્રકાશ કરનારા છે. મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ, એ પાંચ તારા ગ્રહો છે; રાહુ અને કેતુ એ બે ગ્રહો (અંધકાર) અપ્રકાશ છે.

**પૃષ્ઠોદય, શીર્ષોદય અને ઉભયોદય ગ્રહો બાબત**—સૂર્ય, મંગળ, રાહુ અને શનિ, એ ગ્રહો આકાશમાં ઉગતી વખતે પોતાના આકારના પાછલા ભાગથી ઊગે છે તેથી તે પૃષ્ઠોદય છે. બુધ, ચંદ્ર અને શુક્ર શીર્ષોદય છે અને ગુરુનો ઉદય બન્ને બાજુથી થાય છે માટે તે ઉભયોદય છે.

ઉપર જે જાતકપારિજાતના શ્લોક મૂક્યા નથી તે જેઓને શ્લોક સહિત વાંચવું હોય તેણે અમો તરફથી પ્રગટ થયેલા જાતકપારિજાતમાં જોવું.

आत्मा रविः शीतकरस्तु चेतः सत्वं धराजः शशिजोथ वाणी ॥
ज्ञानं सुखं चेंद्रगुरुर्मदश्च शुक्रः शनिः कालनरस्य दुःखम् ॥१॥

(લઘુજાતક)—દરેકને સૂર્ય આત્મા છે, ચંદ્ર મન (પ્રાણ) છે, મંગળ પરાક્રમ, બુધ વાણી, ગુરુ જ્ઞાન ને સુખ, શુક્ર કામ, ને શનિ દુઃખ છે.

आत्मादयो गगनगैर्बलिभिर्बलवत्तराः ॥
दुर्बलैर्दुर्बला ज्ञेया विपरीतः शनिःस्मृतः ॥ २ ॥

ઉપર કહેલા આત્માદિક ગ્રહો બળવાન હોય તો પોતપોતાની બાબતમાં સારૂં ફળ કરે છે. ને નિર્બળ હોય તો સારૂં ફળ આપતા નથી. તેમાં શનિ બળવાન હોય, તો સુખ કરે છે. ને નિર્બળ હોય તો દુઃખ કરે છે.

દાખલો.—સૂર્ય બળવાન હોય તો આત્મા બળવાન હોય છે. ને નિર્બળ હોય તો આત્મા સારો ન હોય.

राजा रविः शशधरश्च बुधः कुमारः सेनापतिः क्षितिसुतः सचिवौ सुरेज्यौ ॥ भृत्यस्तया तरणिजः सबला ग्रहाश्च कुर्वंति जन्मसमये निजमेव रूपम् ॥३॥

રાજા સૂર્ય, ચંદ્ર ને બુધ કુમાર, મંગળ સેનાપતિ, ગુરુ ને શુક્ર પ્રધાન, ને શનિ સેવક છે. જન્મકાળમાં જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહ પોતાના કહેલા રૂપને કરે છે.

હવે સૂર્યજાતકમાં કહે છે કે સૂર્ય રાજા, ચંદ્ર રાણી, ગુરુ પ્રધાન, શુક્ર પ્રધાનની સ્ત્રી, મંગળ સેનાપતિ, બુધ કુમાર ને શનિ ચાકર છે.

જન્મકાળમાં બળવાન ગ્રહ ૩–૬–૧૦–૧૧ મે હોય તો ઉપર કહ્યા પ્રમાણે કરે છે, જો કે શનિ ચાકર છે છતાં પોતાના કામનું ગ્રહણ કરે છે. એટલે કે જન્મકાળે શનિ ૩–૬–૧૦–૧૧ સ્થાને હોય તો સર્વ કાર્યની સિદ્ધિ કરે છે.

દાખલો.—જન્મકાળમાં વા પ્રશ્ન વખતે સૂર્ય બળવાન હોય તો રાજા જેવો ને ચંદ્ર બળવાન હોય તો રાણી જેવો થાય એ પ્રમાણે દરેકને માટે જાણવું.

ગ્રહો, રાશિઓ અને નક્ષત્રોની, ધાતુ, મૂલ અને જીવ સંજ્ઞાઓ.

(સર્વાર્થચિન્તામણિ)

धातुग्रहा राहुशनीन्दुभौमा मूलग्रहौ शुक्रदिनाधिनाथौ ॥
जीवग्रहौ जीवशशांकसूनू मेषादि दस्रादि यथाक्रमेण ॥ १ ॥

'રાહુ, શનિ, ચંદ્ર, ને મંગળ એ ગ્રહો ધાતુસંજ્ઞક છે.
સૂર્ય ને શુક્ર એ ગ્રહોની મૂલ સંજ્ઞા છે.
બુધ ને ગુરુ એ ગ્રહોની જીવ સંજ્ઞા છે.
મેષથી અનુક્રમે રાશિઓની ધાતુ, મૂલ, ને જીવ સંજ્ઞા છે.
અશ્વિનીથી અનુક્રમે નક્ષત્રો ધાતુ, મૂલ, ને જીવ સંજ્ઞાનાં છે.

**સમજુતી**—પ્રશ્ન વખતે ધાતુસંજ્ઞક ગ્રહો બળવાન હોય તો ધાતુ સંબંધી, જીવ સંજ્ઞાના ગ્રહો બળવાન હોય તો જીવ સંબંધી અને મૂલસંજ્ઞક ગ્રહો બળવાન હોય તો મૂલ સંબંધી પુછનારને ચિંતા જાણવી. ધાતુ, મૂલ અને જીવ એ શાને કહે છે તે ૧૫ મા પાને જુઓ.

## પૃથ્વી ઉપર રહેલાં પ્રાણીઓ, ઝાડો અને ધાતુઓના સ્વામીઓ. ( જાતકપારિજાત. )

સૂર્ય, મંગળ, ખાણોમાંથી પેદા થતી ધાતુ (ખનિજ પદાર્થ)ના સ્વામી છે.
મંગળ, બુધ, ગુરુ અને શુક્ર ઝાડોના સ્વામીઓ છે.
ચંદ્ર, શનિ, મૂલના સ્વામીઓ છે.
ગુરુ, શુક્ર, જીવ ( પ્રાણીઓ ) ના સ્વામીઓ છે,

## ગ્રહોની ચર, સ્થિર અને ક્રૂરાદિ બાબતો.

| | |
|---|---|
| સૂર્ય સ્થિર છે. | બુધ, મિશ્ર સ્વભાવવાળો છે. |
| ચંદ્ર ચર છે. | ગુરુ કોમળ શરીરવાળો છે. |
| મંગળ ક્રૂર છે. | શુક્ર નાનો (લઘુ) છે. |
| | શનિ તીક્ષ્ણ ( કઠોર ) છે. |

## સૂર્યાદિ ગ્રહોનાં નંગો રાખવા વિષે.

| | |
|---|---|
| સૂર્યનું નંગ માણેક છે. | ગુરુનું પોખરાજ છે. |
| ચંદ્રનું શુદ્ધ મોતી છે. | શુક્રનો હીરો છે. |
| મંગળનું પરવાળુ છે. | શનિનું નંગ નીલમણિ (કાળોહીરો) છે. |
| બુધનું ગુરૂડપાચી (લીલમ) લસણીઓ હીરો અને પાનું છે. | રાહુનું નંગ ગોમેદક (ગોમેદન) છે. |
| | કેતુનું નંગ વૈડૂર્યમણિ છે. |

**સમજુતી**—મુહૂર્તચિંતામણિમાં કહ્યું છે કે જે ગ્રહ પોતાને નડતો હોય, અથવા ખરાબ ફળ આપવાવાળો હોય તેનું નંગ શરીર ઉપર રાખવું સારૂં છે.

**નવ ગ્રહોના નંગોની વીંટી બનાવવાની રીત. મુહૂર્તચિંતામણિ.**

**वज्रं शुक्रेऽब्जे सुमुक्ता प्रवालं भौमेऽगौ गोमेदमार्कौ सुनीलम् ॥**
**केतौ वैडूर्यं गुरौ पुष्पकं ज्ञे पाचिः प्राङ्माणिक्यमर्के तु मध्ये ॥१॥**

૪૦૦૦, ગુરુના ૧૯૦૦૦, શુક્રના ૧૬૦૦૦, શનિના ૨૩૦૦૦, રાહુના ૧૮૦૦૦ અને કેતુના ૧૭૦૦૦ જપ કરવાના કહેલા છે.

જપ એટલે ચોક્કસ તે ગ્રહની ભણુતરીના પવિત્ર બોલો તેને ઉપરની સંખ્યા પ્રમાણે ભણવાથી ફાયદો થાય છે.

## શરીરમાં લોહી હાડકાં વિગેરે ઉપર નીચે પ્રમાણે ગ્રહોની સત્તા છે.

( સર્વાર્થચિંતામણિ )

| | | | |
|---|---|---|---|
| ૧ સૂર્યનું | હાડકાંનું તેજ ( ચળકાટ ) છે. | ૨ ચંદ્રનું | લોહી છે. |
| ૩ મંગળની | હાડકાની ચરબી છે. | ૪ બુધની | ચામડી છે. |
| ૫ ગુરુની | માંસની ચરબી છે. | ૬ શુક્રનું | વીર્ય છે. |
| ૭ શનિની | નસો છે. | | |

**સમજુતી**—જન્મકાળમાં આઠમે જે ગ્રહ હોય, તેની ધાતુના રોગથી મરણ થાય છે, તેમજ જે ગ્રહ બળવાન હોય તેની ઉપર કહેલી ધાતુ બળવાન હોય છે, ને નિર્બળ હોય તેની ધાતુ નિર્બળ અથવા રોગવાળી હોય છે.

## ગ્રહોના રસો અને રહેવાનાં સ્થાનો વિષે. (સારાવલી.)

कटुलवणतिक्तमिश्रितमधुराम्लकषायरसविशेषाणाम् ॥
सुरगृहकाग्निविहारार्थशयनपांसूत्कराणां च ॥ १ ॥

**ગ્રહોના રસ**—૧ સૂર્યનો તીખો છે. ૨ ચંદ્રનો ખારો છે.
૩ મંગળનો કડવો છે. ૪ બુધનો ઘણા રસોની મેળવણીથી થયેલો (મિશ્ર) રસ છે.
૫ ગુરુનો મીઠાસવાળો છે. ૬ શુક્રનો ખાટો રસ છે.
૭ શનિનો કષાયેલો (કટાયેલો) છે.

**ગ્રહોનાં રહેવાનાં સ્થાન**—સૂર્યનું દેવસ્થાન છે. ચંદ્રનું પાણી સ્થાન છે.
મંગળનું દેવતાનું સ્થાન છે. બુધનું વિહાર (સ્ત્રી પુરુષનું એકાંત સ્થાન) છે.
ગુરુનું ધન ભંડાર સ્થાન છે. શુક્રનું સુવાનું સ્થાન છે.
શનિનું ધુળ વા ગંદકીની જગ્યા છે.
સર્વાર્થચિંતામણિમાં કહ્યું છે કે રાહુ, કેતુનું સ્થાન સાપના રાફડાનું છે.
જાતકપારિજાતમાં કહ્યું છે કે, રાહુ, કેતુ ઘરના ખુણામાં રહે છે.

**સમજુતી**—પ્રશ્ન વખતે જે ગ્રહ બળવાન હોય, તેને રહેવાના સ્થાનમાં ચોરેલી વસ્તુ દાટેલી કે પડેલી છે એમ જાણવું.

જન્મ વખતે જે ગ્રહ બળવાન હોય, તેને રહેવાના સ્થાનમાં કે સ્થાન પાસે જન્મ થયેલો જાણવો. તેમજ જે ગ્રહ બળવાન હોય, તેનો જે રસ છે, તે રસ ઉપર જન્મનારની પ્રીતિ જાણવી. ને ગર્ભ વખતે તેની માતાને, તેવા રસ ઉપર પ્રીતિ હોવી જોઇએ.

## ભૌમાદિ ગ્રહોને રહેવાના પ્રદેશો બાબત. (જાતકપારિજાત)

મંગળનો પ્રદેશ લંકાથી કૃષ્ણા નદી સુધીનો છે.
શુક્રનો કૃષ્ણા નદીથી ગોદાવરી નદી સુધીનો છે.
ગુરુનો ગોદાવરીથી ગંગા નદી સુધીનો છે.
અને શનિનો પ્રદેશ ગંગા નદીથી હિમાલય સુધીનો છે.

## ગ્રહોને રહેવાની જગ્યાઓ.

ચંદ્ર, ને શુક્ર પાણીમાં રહે છે.

ગુરુ, ને બુધ વિદ્વાન્ માણસો રહેતા હોય તેવા ગામડામાં રહે છે.
સૂર્ય, મંગળ, શનિ, રાહુ અને કેતુ, એ ગ્રહો જંગલ અને પહાડોમાં રહેનાર છે.

**સમજુતી**—કોઈ માણસ નાસી ગયો હોય તો કેવી જગ્યામાં ગયો હશે તે જાણવા બાબત.

પ્રશ્ન વખતે જે ગ્રહ બળવાન હોય, તેને રહેવાની જગ્યા તરફ નાશી ગયેલો માણસ ગયેલો જાણવો.

આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, એ પંચમહાભૂત અથવા પંચતત્ત્વોના સ્વામીઓ નીચે પ્રમાણે છે.

આકાશનો સ્વામી ગુરુ છે. વાયુનો સ્વામી શનિ છે.
અગ્નિનો સ્વામી મંગળ છે. જળ (પાણી) નો સ્વામી શુક્ર છે.
પૃથ્વીનો સ્વામી બુધ છે.

## ગ્રહોની જાગૃત, સ્વપ્ન અને સુપ્ત અવસ્થાઓ.

ઉચ્ચના નવમાંશ કે પોતાના નવમાંશમાં જે ગ્રહ હોય, તેની જાગૃત અવસ્થા, મિત્રના નવમાંશમાં હોય, તેની સ્વપ્નાવસ્થા, અને નીચ કે શત્રુની રાશિમાં અથવા નીચ કે શત્રુની રાશિના નવમાંશમાં હોય તેની સુપ્તાવસ્થા (ભર્રાનદ્રામાં) જાણવી.

**સૂચના**—પહેલા પ્રકરણમાં રાશિનું બળ જોવું. ને બીજા પ્રકરણમાં ગ્રહનું બળ જોવું. દાખલા તરીકે કે રાશિ પ્રમાણે માણસ પૂર્વમાં ગયેલો છે,

ને ગ્રહપ્રમાણે-દક્ષિણ બતાવતા હોય, તો તે રાશિને ગ્રહ બેમાં જે વધારે બળવાન હોય, તેનો વિચાર કરી જે વધારે બળવાન છે તેજ દિશા કહેવી. એમ દરેક ઠેકાણે રાશિ ગ્રહના બળનો વિચાર કરવો.

वस्त्राणां स्थूलाहृतशिखिजलहतमध्यदृढस्तुजीर्णानाम् ॥
ताम्रमणिहेममिश्रितरूप्यकमुक्तायसां वाऽपि ॥ १ ॥

## ગ્રહોનાં વસ્ત્ર અને ધાતુ વિષે. (સારાવલી)

### ગ્રહોનાં વસ્ત્ર.

૧ સૂર્યનું જાડું વસ્ત્ર.
૨ ચંદ્રનું નવું.
૩ મંગળનું એક બાજુએ અગ્નિથી બળેલું.
૪ બુધનું કોહેલું ને કાણાંવાળું.
૫ ગુરુનું સહેજ વપરાયેલું જુનું.
૬ શુક્રનું મજબુત (ટકાઉ).
૭ શનિનું જુનું ને ફાટેલું.
૮ રાહુનું ચિત્રરૂપ.
૯ કેતુનું મોટાં મોટાં કાણાં-વાળું વસ્ત્ર છે.

### ગ્રહોની ધાતુઓ.

૧ સૂર્યની ધાતુ ત્રાંબુ છે.
૨ ચંદ્રની મણી.
૩ મંગળની સોનું.
૪ બુધની કાંસુ.
૫ ગુરુની રૂપુ.
૬ શુક્રની મોતી.
૭ શનિની સીસું કલઇ ને લોઢું.
૮ રાહુની સીસું.
૯ કેતુની નીલમણિ.

જે ગ્રહ બળવાન હોય તેની ધાતુથી લાભ જાણવો.

રાહુ કેતુનાં વસ્ત્ર અને ધાતુઓ સર્વાર્થચિન્તામણિમાંથી મૂકેલાં છે.

**સમજુતી**—જન્મ વખતે જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના વસ્ત્ર પ્રમાણે જન્મ થતી વખતે તેની માતાએ વસ્ત્ર પહેરેલું હોવું જોઇએ.

## અયનાદિ અને ઋતુઓના સ્વામી વિષે.

अयनक्षणदिवसर्तुकमासतदर्धशरदां दिनेशाद्याः ॥
शिशिरादीनामीशाः शनिसितभौमेन्दुबुधजीवाः ॥ २ ॥

| | |
|---|---|
| સૂર્ય | અયનનો સ્વામી છે. |
| ચંદ્ર | મુહૂર્ત (કાલ, હોરા)નો સ્વામી છે. |
| મંગળ | દિવસનો સ્વામી છે. |
| બુધ | ઋતુનો સ્વામી છે. |
| ગુરુ | માસનો સ્વામી છે. |

૭ ઋતુઓના સ્વામી.

| | |
|---|---|
| શનિ | શિશિરનો સ્વામી |
| શુક્ર | વસંત ઋતુનો. |
| મંગળ | ગ્રીષ્મ ઋતુનો. |
| ચંદ્ર | વર્ષા ઋતુનો. |

| | | | |
|---|---|---|---|
| શુક્ર | પક્ષનો સ્વામી છે. | બુધ | શરદ્ ઋતુનો. |
| શનિ | વરસનો સ્વામી છે. | ગુરુ | હેમંત ઋતુનો. |

સર્વાર્થચિંતામણિમાં ગ્રીષ્મઋતુના સ્વામી સૂર્ય ને મંગળ બે છે.

### સ્વર્ગ મનુષ્ય પિતૃ તિર્યક્ તથા નરકમાં રહેનારના સ્વામીઓ.

**सुरपूज्यः शशिशुक्रौ दिनकरभौमौ बुधार्कजौ नाथाः ॥**
**विबुधमनुष्यपितॄणां तिर्यङ्नरकाधिवासानाम् ॥ ३ ॥**

સ્વર્ગ લોકનો સ્વામી ગુરુ. મનુષ્ય લોકનો સ્વામી ચંદ્ર ને શુક્ર.
પિતૃઓનો સ્વામી સૂર્ય ને મંગળ તિર્યક્ લોકનો સ્વામી બુધ.
નરકમાં રહેનારનો સ્વામી શનિ છે.

### ગ્રહોની પ્રકાશાદિ દશ દશાઓ. ( જાતકપારિજાત ).

૧. પ્રકાશ કરનાર, ૨ મનસ્વી, ૩ સુખી, ૪ શાન્ત, ૫ બળવાન, ૬ દુઃખ પામેલો, ૭ ગરીબ, ૮ નીચ, ૯ હારેલો, ૧૦ ભયવાળો. એ પ્રકારે ગ્રહોની દશ અવસ્થાઓ છે.

ઉચ્ચના કે મૂલ ત્રિકોણના ગ્રહો પ્રકાશ કરનારા જાણવા. સ્વગ્રહી ગ્રહોને મનસ્વી જાણવા. મિત્રના ઘરમાં રહેલા ગ્રહો સુખી ( હર્ષમાં રહેનાર ) જાણવા. શુભ ગ્રહની રાશિના ગ્રહોને શાન્ત જાણવા. ઉદયના ગ્રહોને બળવાન જાણવા. બીજા ગ્રહોથી હારેલો ગ્રહ બહુ દુઃખી જાણવો. શત્રુની રાશિમાં રહેલા ગ્રહોને તથા નવમાંશમાં શત્રુની રાશિમાં રહેલા ગ્રહોને ગરીબ જાણવા. પાપગ્રહની રાશિમાં રહેલા ગ્રહોને ખલ ( નીચ ) જાણવા. અસ્તના ગ્રહોને વિકલ ( હારેલા ) જાણવા. નીચના ગ્રહો અત્યંત ભયવાળા જાણવા.

### ગ્રહો એક બીજાથી બંધાય છે.

| | |
|---|---|
| સૂર્યથી શનિ બંધાય છે. | ચંદ્રથી શુક્ર બંધાય છે. |
| શનિથી મંગળ બંધાય છે. | શુક્રથી બુધ બંધાય છે. |
| મંગળથી ગુરુ બંધાય છે. | બુધથી ચંદ્ર બંધાય છે. |
| ગુરુથી ચંદ્ર બંધાય છે. | |

જ્યારે બાંધનાર અને બંધાનાર બેઉ ગ્રહો સરખા બળના હોય ત્યારે બાંધનાર ગ્રહનું ફળ ગણે છે.

દાખલો—સૂર્ય અને શનિ બેઉ સરખા બળવાન છે તેમાં સૂર્યથી શનિ બંધાય છે. માટે સૂર્યનું જે ફળ હશે તેજ મળશે. શનિનું ફળ મળશે જ નહી. એમ જાણવું.

સૂર્ય—અશુભ હોય તો માથાનો દુખાવો, સખ્ત તાવ, ક્ષય, મરડો, વિગેરે રોગોથી પીડાનાર, રાજા, દેવ ને બ્રાહ્મણોના ચાકરવડે દુઃખ પામનાર, ચિત્તને વિષે ચિંતાવાળો કરે છે.

ચંદ્ર—( નિર્બળ હોય તો ) કામ વિલાસથી થયેલી વ્યાધિ, ફીકું પડી જવું, સળેખમ, કમળો, નાકનો સોજો અને ડાકણ, પિશાચ વિગેરેથી ઉપદ્રવ ભોગવનાર કરે છે.

મંગળ—( નિર્બળ હોય તો ) સોજો, કદ્દ, હથિયાર, અગ્નિ, કંઠમાળા, છિદ્ર ને દરિદ્રતાથી થતાં દુઃખ ભોગવનાર, વીર, શિવના ગણો, અને ભૈરવ વિગેરેથી ભય પામનાર કરે છે.

બુધ—(નિર્બળ હોય તો) પેટમાં વાયુનો રોગ, છુપા ભાગમાં રોગ, અણુદિદ, કોઢ, અજીર્ણ, શૂળ, સંઘરણી વિગેરે રોગોવાળો, ને વિષ્ણુના પ્રિય ચાકર બુધ ( ઉત્તમ માણસથી ) વિગેરેથી દુઃખ ભોગવનાર કરે છે.

ગુરુ—( નિર્બળ હોય તો ) આચાર્ય, દેવ, ગુરુ, બ્રાહ્મણ વિગેરેના શ્રાપના દોષથી શોક અને ગુમડાં વિગેરે દરદ કરે છે.

શુક્ર—( નિર્બળ હોય તો ) દારૂ પીનાર, અનીતિવાળી સ્ત્રીની સોબતથી મીઠી પિશાબના રોગવાળો, પોતાને વ્હાલી સ્ત્રીઓથી ભયવાળો કરે છે.

શનિ—(નિર્બળ હોય તો) દરિદ્ર, પિશાચ અને ચોર વિગેરેનો ભય ભોગવનાર, સાંધાના રોગવાળો, ને ક્લેશ કરનાર કરે છે.

રાહુ—ફેફરું, સહીએર, બંધીખાનું, ગંદવાડ, કીડા, પ્રેત, ભૂત, પિશાચ, વિગેરેથી દુઃખી, ફાંસો ખાઇને આપઘાત કરનાર, ભૂખ અને કોઢ વિગેરેથી પીડાવાળો કરે છે.

કેતુ—ખુજલી, માતાનો રોગ, શત્રુ, બનાવટી કામ વિગેરેથી દુઃખી પોતાના આચાર રહિત, હલકા માણસોની સોબત કરનાર કરે છે.

**ગ્રહો શરીરના કયા ભાગમાં પીડા કરે છે તે વિષે. (રણવીરજ્યોતિર્મહાનિબંધ).**

**શિરઃપ્રદેશે વદને દિનેશો વક્ષઃસ્થલે ચાપિ ગલે કલાવાન્ ॥**
**પૃષ્ઠોદરે ભૂતનયશ્ચ પીડાં કરોતિ સૌમ્યશ્ચરણે ચ પાણૌ ॥૪૮॥**

कटिपदेशे जघने च जीवः कविश्च गुह्यस्थलमुष्कयुग्मे ॥
जानूरुदेशे नलिनीशसूनुश्चारेण वा जन्मनि चिंतनीयम् ॥२॥
यदा यदा स्यात्प्रतिकूलवर्त्ती स्वांगे स्वदोषेण करोति पीडाम् ॥
इदं तु पूर्वं प्रविचार्य सर्वं प्रश्नप्रसूत्यादिषु कल्पनीयम् ॥३॥

**સૂર્ય**—લોહીને પિત્તના વિકારથી માથામા તથા મુખને વિષે પીડા કરે છે

**ચન્દ્ર**—કફ વડે છાતી તથા કંઠ ( ગળા ) ને પીડા કરે છે

**મંગળ**—પિત્ત, કફ, તથા લોહીના વિકારથી બરડો (પીઠ) તથા પેટને વિષે પીડા કરે છે.

**બુધ**—વાત, પિત્ત, તથા કફથી બે પગ તથા બે હાથથી પીડા કરે છે

**ગુરુ**—વાત તથા કફથી કેડમા તથા જઘામા પીડા કરે છે

**શુક્ર**—વાયુ તથા કફથી ગુદા તથા બે વૃષણને વિષે પીડા કરે છે

**શનિ**—વાયુથી બે ઢીચણ તથા બે સાથળને વિષે પીડા કરે છે

**સમજુતી**—ગ્રહો જ્યારે જ્યારે નેષ્ટફળ આપનારા થાય છે, ત્યારે ત્યારે પોતાના, ઉપર કહેલા શરીરના ભાગોમા પોતાના કહેલા રોગથી પીડા કરે છે એવી રીતે વિચાર કરીને પ્રશ્ન વખતે ને જન્મ વખતે તથા વર્ષ માસા દિને વિષે કલ્પના કરીને કહેવુ

## પ્રકરણ ત્રીજું.

### લગ્નાદિ બારે ભાવોની બાબત

પહેલા ભાવને લગ્ન કહે છે લગ્ન એટલે શુ ? પૂર્વ દિશા તરફ મુખ રાખી, સામી નજરે જોતા, પૃથ્વી અને આકાશ બેઉ જ્યા મળી જાય છે, તેને ક્ષિતિજ કહે છે ક્ષિતિજના આગળના આકાશની જે રાશિ દેખાય, તેને [1]લગ્ન કહે છે ને લગ્ન તેજ પહેલો ભાવ કહેવાય છે

૧–ખરી રીતે તો ક્રાંતિવૃતનો જે ભાગ ક્ષિતિજને લાગે છે, તેને જ લગ્ન કહે છે

**પાંચમા ભાવનાં નામો**—સુત, વાક્, વિદ્યા, બુદ્ધિ, આત્મજ, પુત્ર, મંત્ર, તનય, ધી, પંચમ, દેવરાજ, સંતાન, પંચક, નંદન, વૃદ્ધિ છે.

**છઠ્ઠા ભાવનાં નામો**—રિપુ, દ્વેષ, વૈરિ, ક્ષત, ષષ્ઠ, રોગ, અંશ, માતુલ, શસ્ત્ર, ભય, શત્રુ, મદ છે.

**સાતમા ભાવનાં નામો**—જાયા, જામિત્ર, કામ, મદન, સ્મર, અસ્ત, દ્યુત, સ્ત્રી, ગમન, કલત્ર, સંપત્, દ્યુન, સપ્તમ, મદ, વણિક, યોષિત્, મન્મથ છે.

**આઠમા ભાવનાં નામો**—મૃત્યુ, રંધ્ર, આયુ, છિદ્ર, યામ્ય, નિધન, લય, અષ્ટમ, રણ, વિનાશન, દુર્ગ, સંકટ, વિઘ્ન, મૃતિ, પરાભવ છે.

**નવમા ભાવનાં નામો**—ધર્મ, ગુરુ, યાત્રા, શુભ, તપ, નવમ, ભાગ્ય, ત્રિત્રિકોણ, માર્ગ છે.

**દશમા ભાવનાં નામો**—કર્મ, વ્યાપાર, મેષૂરણ, પિતૃ, પિતા, મધ્ય, માન, જ્ઞાન, રાજ્ય, આસ્પદ, તાત, આજ્ઞા, ગગન, નભ, વ્યોમ, સ્વ, શાસન છે.

**અગીઆરમા ભાવનાં નામો**—આય, ઉપાન્ત્ય, ભવ, લાભ, આગમ, પ્રાપ્તિ, એકાદશ છે.

**બારમા ભાવનાં નામો**—વ્યય, રિ.ફ, દ્વાદશ, અંત્ય, પ્રાન્ત્ય, બંધન છે.

**ભાવના સ્વામીઓ બાબત**—જે ભાવમાં જે રાશિ હોય, તે રાશિનો સ્વામિ જે ગ્રહ હોય તે ગ્રહ તે ભાવનો સ્વામી જાણવો.

**દાખલો**—પહેલા ભાવમાં (૧૨) મીન રાશિ છે. ને મીન રાશિનો સ્વામી ગુરુ છે, જેથી પહેલા ભાવનો સ્વામી ગુરુ થયો.

**જન્મકુંડળીના ચક્રનાં બાર ખાનાં (ભાવો)માં રાશિઓ તથા ગ્રહો મુકવા બાબત.**

भिन्नं द्वादशधा विधाय विलसच्चक्रं च तत्र न्यसेत् लग्नाद्वादशराशयोऽतिविपदा वामांगमार्गक्रमात् ॥ अंकस्तत्र नभश्चराःस्फुटतरा राशौ हि यत्र स्थितास्तेभ्यः साधुफलं त्वसाधु सुधिया वाच्यं हि होरागमात् ॥

જુદાં જુદાં બાર ખાનાનું સુંદર એક (જન્મ કુંડળીનું) ચક્ર કાઢવું. પછી જે રાશિનું લગ્ન હોય, તે રાશિ, લગ્નમાં (પહેલા ખાનામાં) મુકીને ડાબી બાજુથી દરેક ખાનામાં એક પછી એક રાશિ મુકવી, પછી તેમાં

જન્મ વખતે સ્પષ્ટ ગ્રહો જે જે રાશિઓના હોય તે તે રાશિઓના ખાનામાં મુકવા. ને, તે જન્મકુંડળીથી સારું અને ખોટું ફળ પંડિતોએ કહેલું. ॥૨॥

કેંદ્ર, પણફર, આપોકિલમની સમજ. (લઘુજાતક)

केंद्रचतुष्टयकंटकलग्नाऽस्तदशमचतुर्थनाम ॥
संज्ञापरतः पणफरमापोक्लिमं च तत्परतः ॥ १ ॥

૧–૪–૭–૧૦ આ સ્થાનો (ભાવો) ને કેંદ્ર, કંટક, ચતુષ્ટય કહે છે.
૨–૫–૮–૧૧ આ ભાવોને પણફર કહે છે.
૩–૬–૯–૧૨ આ ભાવોને આપોકિલમ કહે છે.

ઉપચય અને અનુપચય સંજ્ઞાના ભાવો.

त्रिषडेकादशदशमान्युपचयभावान्यतोन्यथान्यानि ॥ऽऽ॥

૩–૬–૧૦–૧૧ આ ભાવોને ઉપચય કહે છે.
૧–૨–૪–૫–૭–૮–૯–૧૨ આને અનુપચય કહે છે; તેમજ પીડર્ક્ષ કહે છે.

नवपंचमे त्रिकोणे नवमर्क्षे त्रित्रिकोणं च ॥ऽऽ॥

ત્રિકોણને ત્રિત્રિકોણની સમજ—૯–૫ ભાવને ત્રિકોણ કહે છે. ૯ મા ભાવને ત્રિત્રિકોણ કહે છે.

આવરદા (આયુષ્ય) સ્થાન તથા મારક સ્થાનની સમજ.

अष्टमं ह्यायुषःस्थानमष्टमादष्टमं च यत् ॥
तयोरपि व्ययस्थानं मारकस्थानमुच्यते ॥ १ ॥

(લઘુપારાશરી.) આઠમા ભાવને આવરદાનું સ્થાન કહે છે; તેમજ આઠમાથી આઠમા ભાવને એટલે ત્રીજા ભાવને પણ આવરદાનુ સ્થાન કહે છે. ને આઠમાથી બારમા એટલે સાતમા ભાવને તથા ત્રીજાથી બારમા એટલે બીજા ભાવને મારક સ્થાન કહે છે. ॥ ૧ ॥

(જ્યોતિર્વિદ્ભૂષણ)—(सूत्र) षष्ठाष्टमांत्यानि त्रिकसंज्ञानि ૬–૮–૧૨ ભાવને ત્રિક સંજ્ઞા કહે છે. તથા નેષ્ટ સ્થાન પણ કહે છે.

(सूत्र) तुर्यनिधने चतुरस्रे ૪–૮ ભાવને ચતુરસ્ર કહે છે.

(सूत्र) स्वांत्ये नेत्रसंज्ञे ૨–૧૨ ભાવને નેત્ર સંજ્ઞા કહે છે.

ચતુષ્પદાદિ રાશિ નીચે પ્રમાણે ભાવમાં બળવાન તથા નિર્બળ છે. (સર્વાર્થચિંતામણિ)

जलचरपशुनरकीटा वंधौ माने तनौ मदे वापि ॥

क्रमशो भवंति वीर्या विगतबलास्तत्सप्तमे चापि ॥ १ ॥

મનુષ્યરાશિ લગ્નમાં બળવાન છે. ચતુષ્પદ રાશિ દશમે ભાવે બળવાન છે. કીટ રાશિ સાતમે ભાવે બળવાન છે. જળચર રાશિ ચોથે ભાવે બળવાન છે. પોતપોતાના ઉપર કહેતા ભાવથી સાતમે ભાવે તે રાશિઓ નિર્બળ જાણવી. ॥ ૧ ॥

**સમજુતી**—જન્મભવનનો સ્વામી બળવાન હોવાથી લગ્ન બળવાન જાણવું; ને તેમા પણ જો મનુષ્ય રાશિનુ લગ્ન હોય, તો લગ્ન પુરેપુરૂ બળવાન જાણવું; અને જળચર તથા ચતુષ્પદ રાશિનું લગ્ન હોય, તો અર્ધું બળવાન જાણવુ, તે કીટ રાશિનું લગ્ન હોય તો લગ્ન નિર્બળ જાણવુ

**લગ્નાદિ બારે ભાવોમાં જુદેજુદી જોવાની બાબતો-(જાતકાભરણ.)**

रूपं तथा वर्णविनिर्णयश्च चिह्नानि जातिर्वयसः प्रमाणम् ॥
सुखानि दुःखान्यपि साहसं च लग्ने विलोक्य खलु सर्वमेतत् ॥१॥

રૂપ, તથા વર્ણનો નિર્ણય, ચિહ્ન, જાતિ અવસ્થાનુ પ્રમાણ, સુખ અને દુ ખ, સાહસ કર્મ, આ સઘળુ, લગ્નમાં (પહેલા ભાવમા) જોવુ ॥૧॥

स्वर्णादिधातुक्रयविक्रयश्च रत्नादिकोशोपि च संग्रहश्च ॥
एतत्समस्तं परिचिंतनीयं धनाभिधाने भवने सुधीभिः ॥ २ ॥

સુવર્ણ (સોના) ને આદિ લઇને ધાતુઓનો ક્રયવિક્રય (લેવડદેવડ) રત્ન તથા ધનનો સંગ્રહ એ સઘળુ ધન (બીજા) ભાવમા, પંડિતોએ જોવુ ॥૨॥

सहोदराणामथ किंकराणां पराक्रमाणामुपजीविनां च ॥
विचारणा जातकशास्त्रविद्भिस्तृतीयभावे नियमेन कार्या ॥३॥

સહોદર (ભાઈબ્હેન)નું ને નોકરનું સુખ, પરાક્રમ, આજીવિકા, એ બધુ જાતકશાસ્ત્રને જાણનાર પંડિતોએ નિયમ વડે વિચાર કરીને, ત્રીજા ભાવમાં જોવુ ॥ ૩ ॥

सुहृद्गृहग्रामचतुष्पदानां क्षेत्रोद्यमालोकनकं चतुर्थे ॥
दृष्टे शुभानां शुभयोगतो वा भवेत्प्रभूतिर्नियमेन तेषाम् ॥ ४ ॥

મિત્ર, ઘર, ગામ, જનાવર, માતા, જમીનનો ઉદ્યમ, વિગેરેનું સુખ ચોથા ભાવમા જોવુ ચોથા ભાવમા શુભ ગ્રહ રહ્યો હોય, અથવા તેને (ચોથા ભાવને) જોતો હોય તો તેનું ફળ વધારે સારૂં કહેવું ॥ ૪ ॥

बुद्धिप्रबंधात्मजमंत्रविद्याविनेयगर्भस्थितिनीतिसंस्थाः ॥
सुताभिधाने भवने नराणां होरागमज्ञैः परिचिंतनीयम् ॥ ५ ॥

બુદ્ધિ, પુત્ર, મંત્ર, વિદ્યા, વિવેક, ગર્ભસ્થિતિ તથા નીતિ, એ સર્વ મનુષ્યોનું પંડિતોએ પાંચમા ભાવને વિષે જોવું. ॥ ૫ ॥

वैरिव्रातः क्रूरकर्मामयानां चिंता शंका मातुलानां विचार ॥
होरापारावारपारं प्रयातैरेतत्सर्वं शत्रुभावे विचिंत्यम् ॥ ६ ॥

શત્રુ, ક્રુરકર્મ, રોગ, ચિંતા તથા શંકા, ને મોસાળનું સુખ, જ્યોતિષના પાર પામેલાઓએ, એ સઘળું છઠ્ઠા ભાવમાં જોવું. ॥ ૬ ॥

रणाङ्गणं चापि वणिक्क्रियाश्च जायाविचारो गमनप्रमाणम् ॥
शास्त्रप्रवीणैर्हि विचारणीयं कलत्रभावे किल सर्वमेतत् ॥ ७ ॥

રણસંગ્રામ, સ્ત્રી, વ્યાપાર, યાત્રાનું પ્રમાણ, એ સઘળું, શાસ્ત્ર જાણનારાઓએ નિશ્ચયથી સાતમા ભાવમાં જોવું. ॥ ૭ ॥

नद्युत्तारात्यंतवैषम्यदुर्गं शस्त्रं चायुः संकटं चेति सर्वम् ॥
रंध्रस्थाने सर्वदा कल्पनीयं प्राचीनानामाज्ञया जातकज्ञैः ॥ ८ ॥

નદીમાં તરવું, ભયંકર સ્થાન, કિલ્લો, શસ્ત્ર, આવરદા અને દુઃખ, સઘળું પંડિતોએ પૂર્વાચાર્યોની આજ્ઞાથી આઠમા ભાવને વિષે જોવું. ॥૮॥

धर्मक्रियायां हि भवेत्प्रवृत्तिर्भाग्योपपत्तिर्विमलं च शीलम् ॥
तीर्थप्रमाणं प्रणयः पुराणैः पुण्यालये सर्वमिदं प्रदिष्टम् ॥ ९ ॥

ધર્મકાર્યમાં મનની પ્રવૃત્તિ રહે, ભાગ્યોદય, સારાં આચરણ, તીર્થયાત્રા, નીતિ, પુરાણ, એ સઘળું નવમા ભાવમાં જોવું. ॥ ૯ ॥

व्यापारमुद्रा नृपमानराज्यं प्रयोजनं चापि पितुस्तथैव ॥
महत्पदाप्तिः खलु सर्वमेतद्राज्याभिधाने भवने विचार्यम् ॥ १० ॥

વ્યાપાર, સોના રૂપાના સિક્કા; રાજ્યમાન, રાજ્ય, પ્રયોજન, પિતાનું સુખ, મોટી પદવી; એ સઘળું દશમા ભાવમાં જોવું. ॥ ૧૦ ॥

गजाश्वहेमांबररत्नजातमान्दोलिकामङ्गलमण्डनानि ॥
लाभः किलैषामखिलं विचार्यमेतत्तु लाभस्य गृहे गृहज्ञैः ॥ ११ ॥

હાથી, ઘોડા, સોનું, વસ્ત્ર, રત્ન, પાલખી, મંગળ કામો, મકાન, લાભ, એ સઘળું અગીઆરમે ભાવે જોવું. ॥ ૧૧ ॥

हानिर्दानं व्ययश्चापि दण्डो निर्बंध एव च ॥
सर्वमेतद्व्ययस्थाने चिंतनीयं प्रयत्नतः ॥ १२ ॥

હાનિ, દાન, ખર્ચ, દંડ, બંધન, એ સઘળુ બારમ ભાવે જોવુ, ॥૧૨॥

**લગ્નના દ્રેષ્કાણ પ્રમાણે માણસના શરીરના ભાગો જાણવા બાબત.**

**मूर्धालोचनकर्णगन्धवहनं गण्डौ हनुश्चाननं ग्रीवास्कंधभुजं तु पार्श्वं हृदयक्रोडाश्च नाभिः पुनः ॥ बस्तिर्लिङ्गगुदे च मुष्कयुगलं चोरुद्वयं जानुनी जङ्घे पादयुगं विलग्नभवनात्पार्श्वद्वये कल्पिताः ॥ १ ॥**

(સારાવલી )—જન્મનું લગ્ન ૧૦ અંશની અંદર (પહેલા દ્રેષ્કાણમાં) હોય તો પહેલો ભાવ માથુ, બીજો ભાવ જમણી આંખ, ત્રીજો ભાવ જમણો કાન, ચોથો ભાવ જમણુ નાક, પાંચમો ભાવ જમણો ગાલ, છઠ્ઠો ભાવ જમણી બાજુનો દાઢી નીચેનો ભાગ (હડપચી), સાતમો ભાવ મુખ આઠમો ભાવ ડાબી બાજુની હડપચી, નવમો ભાવ ડાબી બાજુનો ગાલ, દશમો ભાવ ડાબી બાજુનું નાક, અગીયારમો ભાવ ડાબો કાન, ને બારમો ભાવ ડાબી આંખ સમજવી

જો લગ્ન ૧૦ થી ૨૦ અંશની અંદર (**બીજા દ્રેષ્કાણ**) મા હોય તો પહેલો ભાવ કંઠ (ગળુ) બીજો ભાવ જમણી બાજુનો ખભો, ત્રીજો ભાવ જમણો હાથ, ચોથો ભાવ જમણુ પડખુ, પાંચમો ભાવ જમણી બાજુનો છાતીનો ભાગ, છઠ્ઠો ભાવ જમણી બાજુનું પેટ, સાતમો ભાવ નાભિ (ડુંટી), આઠમો ભાવ ડાબી બાજુનો પેટનો ભાગ નવમો ભાવ ડાબી બાજુનો છાતીનો ભાગ, દશમો ભાવ ડાબુ પડખુ, અગીઆરમો ભાવ ડાબો હાથ, ને બારમો ભાવ ડાબો ખભો જાણવો

અને જો લગ્ન ૨૦ થી ૩૦ અંશની અંદર એટલે (**ત્રીજા દ્રેષ્કાણ**) **માં** હોય, તો પહેલો ભાવ પેઢુ, બીજો ભાવ લિંગ, ત્રીજો ભાવ જમણું વૃષણ (ગોળી), ચોથો ભાવ જમણી સાથળ, પાચમો ભાવ જમણું ઢીંચણ, છઠ્ઠો ભાવ જમણી જંઘા (ઢીંચણ ને પગનો વચલો ભાગ) સાતમો ભાવ બે પગ, આઠમો ભાવ ડાબી જંઘા, નવમો ભાવ ડાબુ ઢીંચણ, દશમો ભાવ ડાબી સાથળ, અગીયારમો ભાવ ડાબુ વૃષણ (ગોળી), ને બારમો ભાવ ગુદા જાણવી

સ્ત્રીને માટે વિશેષ સમજ—પુરુષના જે ભાવને બે વૃષણ માન્યા છે, તેમા સ્ત્રીને માટે ત્રીજા ભાવને યોનિની નીચેનો ડાબો ભાગ જાણવો ને અગીઆરમા ભાવને યોનિની નીચેનો જમણો ભાગ જાણવો

## શરીર ઉપર ચિહ્ન, તથા લાખુ, વિગેરે જાણવા બાબત. (સારાવલી.)

**પાપા વ્રણં લાञ्छनमेषुः सौम्या स्वांशे स्वराशावथवा स्थितेषु ॥**
**कुर्वन्ति जन्मोत्थितमेषु चिह्नामेषूग्रहास्तद्विपरीतसंस्थाः ॥ १९ ॥**

જન્મકુંડળીમાં જે ભાવમાં પાપગ્રહો પડેલા હોય, તે ભાવના પ્રમાણે જો લગ્ન પહેલા દ્રેષ્કાણમાં હોય, તો પહેલા કહેલા શરીરના ભાગોમાં, બીજા દ્રેષ્કાણમાં હોય, તો બીજા કહેલા શરીરના ભાગોમાં, ને ત્રીજા દ્રેષ્કાણમાં હોય, તો ત્રીજા કહેલા શરીરના ભાગોમાં તલ, માંસ વિગેરે ચિહ્ન કરે છે. અને જે ભાવમાં શુભ ગ્રહો હોય, તે ભાવના કહેલા શરીરના ભાગમાં લાખુ કરે છે; એ પ્રમાણે ચિહ્ન, કે લાખુ કરનાર ગ્રહ, જન્મકુંડળીમાં સ્વગૃહી હોય અથવા નવમાંશમાં સ્વગૃહી હોય, તો જન્મથી જ ચિહ્ન કે લાખુ થયેલું જાણવું; ને જો તેમ ન હોય, તો જન્મ થયા પછીથી ચિહ્ન કે લાખુ થયેલું જાણવું.

દાખલો—જન્મકુંડળીમાં ચોથે ભાવે પાપગ્રહ છે; ને લગ્ન બીજા દ્રેષ્કાણમાં (૧૦ થી ૨૦ અંશની અંદરનું) છે; જેથી, જન્મેલા માણસના શરીરના ડાબા પડખામાં, તલ, માંસ, અગર કંઈ ચિહ્ન થયેલું છે; ને તે ગ્રહો નવમાંશ કે જન્મકુંડળીમાં સ્વગૃહી નથી, માટે જન્મ થયા પછીથી તે ચિહ્ન થયેલું છે એમ જાણવું.

(જાતકચંદ્રિકા) વિશેષ—તેમાં પણ જો ચિહ્ન કરનાર સૂર્ય હોય તો લાકડાથી અથવા ચાર પગવાળા જાનવરથી, ચંદ્ર હોય, તો શિગડાંવાળા જાનવરથી, અથવા જળચર પ્રાણીથી, મંગળ હોય, તો શસ્ત્રથી, બુધ હોય, તો ઝેરથી, તથા અગ્નિથી, અને શનિ હોય તો પથ્થરથી, અથવા વાયુના ઉપદ્રવથી, ચિહ્ન કરે છે.

**પ્રશ્ન—જન્મકુંડળી એટલે શું? ઉત્તર**—જન્મ વખતે આકાશમાં રહેલી રાશિઓ અને ગ્રહોને દેખાડનારો નકશો. તેની સમજ નીચે મુજબ છે.

જન્મકુંડળીમાં જ્યાં લગ્ન (પહેલું ઘર) છે. તેને પૂર્વ દિશા જાણવી.

પૂર્વ દિશામાં ક્ષિતિજ (પૂર્વ તરફ જ્યાં આકાશને પૃથ્વી એકઠાં થએલાં દેખાય છે તે) તરફ ઉદય થતી રાશિ જન્મકુંડળીમાં લગ્ને આવે તેજ વખતે આપણા માથા ઉપર આકાશમાં દેખાતી રાશિ તે દક્ષિણ દિશા થઇ, તેને જન્મકુંડળીનો દશમો ભાવ જાણવો. ને તેજ વખતે પગના

નીચે પાતાળમા જે રાશિ હોય તેને ચોથો ભાવ જાણવો. ને તેથી જ તેને પાતાળસંજ્ઞા પણ કહે છે, ને તે ઉત્તર દિશા જાણવી પશ્ચિમ દિશામા ક્ષિતિજ તરફ અસ્ત પામતી રાશિને પશ્ચિમ દિશા અને સાતમો ભાવ જાણવો. એ પ્રમાણે જન્મકુંડળીમા દિશાઓ છે. ને તેજ કારણથી જન્મકુંડળીમા લગ્ન પૂર્વ દિશા તરફ ( એટલે પહેલુ ઉપરજ ) મુકવામાં આવે છે ને દશમો ભાવ ઉંચે આકાશ તરફ ને ચોથો ભાવ નીચે પાતાળમાં ને પશ્ચિમમા સાતમો ભાવ જણાશે હવે બાર રાશિઓ આકાશમા (ભચક્રમાં) પૃથ્વીની આજુબાજુએ છે, ને પૃથ્વી ભચક્રના વચ્ચે છે, માટે પૂર્વથી દક્ષિણ દિશા તરફ થઇ પશ્ચિમ દિશા સુધી જતા બાર રાશિનો અડધો ભાગ થાય છે. ને તે ભાગ જોઈ શકાય છે, માટે તેને દ્રસ્ય ચક્રાર્દ્ધ ( એટલે જમીન ઉપર દેખાતી ૬ રાશિનો ભાગ ) કહે છે હવે બાકીનો અડધો ભાગ કે જે લગ્નથી ઉત્તર તરફ થઇ પશ્ચિમ સુધીનો ભાગ કે જે જોવામા આવતો નથી, તે અદ્રસ્ય ચક્રાર્દ્ધ કહેવાય છે. (એટલે તે છ રાશિઓ પૃથ્વીના નીચેના ભાગમા (પાતાળમા) આવવાથી દેખાતી નથી આ પ્રમાણે જન્મકુંડળી મુકેલી છે, તે જન્મ વખતનો




આકાશનો નકશો જાણવો. ને તે વિશેષ સમજવા માટે બાજુનું ચક્ર ગોઠવેલુ છે તે જોવાથી સમજાશે. માટેજ પહેલા ભાવની અડધી રાશિથી તે સાતમા ભાવની અડધી રાશિઓ તથા તેમા બેઠેલા ગ્રહો જન્મ વખતે દેખાતા નહતા ને સાતમા ભાવની અડધી રાશિથી તે બારમો ભાવ ને લગ્નની અડધી રાશિ ને તેમા બેઠેલા ગ્રહો જન્મ વખતે દેખાતા હતા. તેમ જાણવુ

## પ્રકરણ ૪ થું.

### આધાન ( ગર્ભ-કે મેલ ) રહેવા બાબત તથા તેનાથી થતાં ફળો.
### ( સારાવલી. )

૧. રાસ્યાદિક ફળના વિભાગો, જન્મ થયા વિના કોને કહેવા, માટે સમસ્ત પ્રાણીઓનું ઉત્પત્તિનું કારણ જે આધાન તેને કહું છું.

૨. સ્ત્રીઓને રજોદર્શનં ( રજસ્વળા અથવા દૂર બેસવું ) થાય છે એ રીતે કે ચંદ્ર, જળને ઉત્પન્ન કરે છે. અને મંગળ, અગ્નિને ઉત્પન્ન કરે છે. એટલે અગ્નિ તથા જળ ( પાણી ) મળીને તેમાં અગ્નિથી પિત્તની ઉત્પત્તિ થાય છે. અને શરીરમાં ફરતું જે લોહી તેમાં પિત્ત મળીને દર માસે રજોદર્શન ( રજસ્વળા ) પ્રગટ થાય છે. તે રજસ્વળા, સ્ત્રીઓને **ગર્ભની** ઉત્પત્તિનું મુખ્ય કારણ છે.

સ્ત્રીને રજોદર્શન થયા પછી ચોથે દિવસે રુધિર શ્રાવ ( લોહીનું વહેવું ) બંધ થયા બાદ સ્ત્રી નાહીને શુદ્ધ થાય છે. તે પછી સ્ત્રી પુરૂષ મૈથુન કરે તો સ્ત્રીને ગર્ભ રહે છે. ॥૨॥

### બૃહજ્જાતક ને તેની સંસ્કૃત ટીકાના આધારે.

૩. મંગળ ને ચંદ્રના હેતુથી રજોદર્શન દર માસે પ્રગટ થાય છે, પણ કયા રજોદર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરશે, તે વિષે નીચે પ્રમાણે નિયમ છે.

**સ્ત્રીની** જન્મરાશિથકી **ચંદ્ર અનુપચય** રાશિ એટલે ૧।૨।૪।૫।૭।૮।૯ અથવા ૧૨ મે હોય, ને તે ચંદ્ર ઉપર મંગળની દૃષ્ટિ હોય, તો આ વખતે થયેલું રજોદર્શન ગર્ભ ધારણ કરે છે.

ઉદાહરણ—સ્ત્રીની જન્મરાશિ એટલે ધારો કે એક સ્ત્રીનું નામ સિંહ રાશિ ( મ, ટ, અક્ષર ) ઉપર છે. તેથી રજોદર્શન વખતે ટીપણામાં વૃશ્ચિક રાશિનો ચંદ્ર હોય, તો સ્ત્રીની જન્મરાશિથી ચોથે વૃશ્ચિકનો ચંદ્ર થયો. અને રજોદર્શન વખતે ટીપણામાં વરખનો મંગળ છે, તે મંગળ વૃશ્ચિકના ચંદ્રને સંપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે, તો ઉપર લખ્યા પ્રમાણે આ રજોદર્શન ગર્ભ ધારણ કરશે એમ જાણવું.

ઉપર લખેલો ગર્ભ ધારણ કરનાર રજોદર્શનનો યોગ બાળક, વૃદ્ધ, રોગી અને વાંઝણી સ્ત્રીઓને લાગુ નથી. એટલે તેઓ ગર્ભ ધારણ કરી

શકશે નહી એવો બાદરાયણ મુનિનો મત છે વળી રજોદર્શન વખતે ઉપર લખ્યા પ્રમાણે ચદ્ર ઉપર મગળની દ્રષ્ટિ હોય, ને એ બને ગ્રહો બળવાન હોય, તથા સ્ત્રી પુરૂષ પુખ્ત ઉમ્મરમા હોય, તો આ રજોદર્શન ગર્ભ ધારણ કરશે એમ ઘણા મુનિઓનો મત છે

અનુપચય રાશિ વિષે ઉપર લખેલું છે હવે જન્મનામની રાશિ થકી ૩।૬।૧૦।૧૧ મી રાશિનો પચાગમા જ્યારે ચદ્ર હોય, તો તે ઉપચય રાશિનો ચદ્ર કહેવાય છે.

ઉપર જણાવેલા લક્ષણવાળો ચદ્ર રજોદર્શન વખતે સ્ત્રીનો હોય, તો સ્ત્રી ગર્ભ ધારણ કરશે નહી

પુરૂષના જન્મનામની રાશિથકી ચદ્ર, ઉપચય રાશિમા સ્ત્રીઓના રજોદર્શન વખતે હોય, અને તેવા ચદ્રને ગુરુ દેખતો હોય, તો રજોદર્શન પછી પુરૂષ સ્ત્રી સાથે મૈથુન કરશે

ઉપર પ્રમાણે પુરૂષના નામની રાશિ થકી ઉપચયમા ચદ્ર ગણેલો છે તેને બદલે સ્ત્રીના નામની રાશિથકી ઉપચયમા ચદ્ર ગણવો યોગ્ય છે એવી કોઇ શકા લેશે તો તેને બાદરાયણ ઋષિ જવાબ આપે છે, કે આ બાબતમા પુરૂષનુ મુખ્યપણુ છે માટે પુરૂષની રાશિ થકી ઉપચય રાશિમા ચદ્ર હોય, ને તેને ગુરુની દ્રષ્ટિ હોય તોજ તે સ્ત્રી પુરૂષની સાથે સંભોગ પામશે એમ ન હોય તો મૈથુન વગર સ્ત્રી નિરાશ રહેશે

આ બાબત સારાવલીમા ઉપર લખેલો મૈથુનનો યોગ ફક્ત સ્ત્રી કે પુરૂષ એક ઉપરથી નહી પણ બનેના નામની રાશિથી ઉપચયમા ચદ્ર હોય, અને તે ચદ્રને ગુરુ અથવા પોતાના મિત્ર ગ્રહો જોતા હોય, તો પુરૂષ સ્ત્રીની સાથે મૈથુન કરશે

રજોદર્શન થયા પછી ચોથે દિવસે સ્ત્રી નાહીને શુદ્ધ થાય છે તે વખતે ઉપચય રાશિમા ચદ્ર આવે, અને બળવાન ગુરુ દેખે, તો સ્ત્રી પોતાના સ્વામી સાથે મૈથુન કરશે

વળી મણિત્થાચાર્ય કહે છે, કે આ સ્ત્રીને વ્યભિચાર યોગ થયેલો હોય, અને હરકોઈ પરપુરૂષની રાશિથી તથા આ સ્ત્રીની જન્મ-રાશિથી ઉપચય રાશિમા ચદ્ર હોય, ને તેને ગુરુ વગર ફક્ત સૂર્ય જોતો હોય, તો રાજપુરૂષની સાથે આ સ્ત્રી મૈથુન કરશે અને મગળ દેખતો હોય તો રાજસત્તાવાળા સાથે, બુધ દેખતો હોય તો બુદ્ધિવાળા માણસ

સાથે, અને જો શુક્ર દેખતો હોય તો અતિ સુંદર રૂપવાળા પુરૂષ સાથે, અને શનિ દેખતો હોય તો નોકર માણસ સાથે, આ સ્ત્રી મૈથુન કરશે.

ચંદ્રને ફક્ત એકેકો ગ્રહ દેખતો હોય, તો ઉપર પ્રમાણે મૈથુનનો પ્રકાર સમજવો. પણ જો કદી પોતાની રાશિ શિવાય બીજી રાશિમાં રહીને તમામ પાપગ્રહો ઉપર કહેલા ચંદ્રને જોતા હોય તો આ સ્ત્રી ઘણા પુરૂષો સાથે સંભોગ કરશે.

૪. જે વખતે ગર્ભ રહેલો છે, તે વખતની કુંડળીમાં, અથવા જન્મકુંડળીમાં, કે આ બાબતની પ્રશ્નકુંડળીમાં, લગ્નથકી સાતમી રાશિમાં પાપ ગ્રહો બેઠા હોય, અથવા જોતા હોય, તો તકરારથી અથવા રીસથી મૈથુન થયેલું છે એમ જાણવું. અને સાતમી રાશિમાં શુભ ગ્રહો બેઠેલા હોય, તો અથવા જોતા હોય, તો હાસ્ય વિલાસમાં મૈથુન થયેલું છે. એમ જાણવું. વળી આ ગ્રહો બળવાન હોય, તો બળાષ્ટપણાથી અને નિર્બળ હોય તો નિર્બળપણાથી મૈથુન થયેલું છે, એમ જાણવું. અને જો કદી પાપગ્રહ અગર શુભ ગ્રહ એ બેમાંથી એકેની દ્રષ્ટિ ન હોય, તો હર્ષ તેમજ રીસ વગર સાધારણ રીતે મૈથુન થયેલું છે, એમ જાણવું. તેમજ પાપગ્રહો અને શુભ ગ્રહોની સાથે દ્રષ્ટિ હોય તો કાંઇ હાસ્ય વિલાસ, અને કાંઇક રીસ, એવી રીતે મૈથુન થયેલું છે એમ જાણવું. વળી સારાવલી ગ્રંથમાં પણ એમજ છે.

૫. **ગર્ભ સમજણ**—રજોદર્શન થયાપછી ઘણુંકરીને સોળ દીવસની અંદર ગર્ભ રહે છે, એવી રીતે ઘણા પંડીતોનો મત છે.

ઉપર પ્રમાણે રજસ્વળા સ્ત્રી ચોથે દિવસે શુદ્ધ થયા પછી પુરૂષથી મૈથુન પામે, અને જે વખતે પુરૂષના વીર્યનું બિંદુ ગ્રહણ કરે, તે વખતની કુંડળી કરવી. આ વખતની કુંડળીને આધાન કાળની કુંડળી કહે છે.

આધાન કાળની કુંડળીમાં સૂર્ય, ચંદ્ર, શુક્ર, અને મંગળ હરકોઇ રાશિના હરકોઇ સ્થાનમાં બેસે, પણ નવાંશ કુંડળીમાં તે ચારે ગ્રહો પોતાની રાશિમાં હોય, તો ગર્ભ નક્કી રહેલો છે એમ જાણવું. આ વિષે સારાવલી ગ્રંથના આઠમા અધ્યાયના ૧૧ શ્લોકમાં લખે છે કે ઉપર લખેલા ચાર ગ્રહો કદી પોતાની રાશિના નવમાંશમાં ન હોય, તો પણ ફક્ત સૂર્ય અને શુક્ર નવમાંશમાં પોતાની રાશિમાં બેઠા હોય, અને પુરૂષની જન્મ-

નામની રાશિથી એ ગ્રહો ઉપચય રાશિમા હોય, તો પણ ગર્ભ રહેલો છે. એમ જાણવુ તેમજ ચદ્ર અને મગળ પોતાની રાશિના નવમાશે હોય, અને સ્ત્રીની રાશિથી ઉપચય રાશિમા એ બે ગ્રહો હોય, તો પણ આ આધાન વખતે ગર્ભ રહ્યો છે, એમ જાણવુ તેમજ આધાન લગ્નમા કે નવમે પાચમે ગુરુ રહેલો હોય, તો પણ ગર્ભ રહેલો છે

ઉપરના યોગો હીજડા સ્ત્રી પુરૂષને અફળ છે જેમકે આધળા માણસોને ચદ્રનું અજવાળુ અફળ છે, એટલે અજવાળાને તેઓ દેખી શકતા નથી તેમ જાણવુ

૬. હાયનરત્ન—જન્મકુડળીમા લગ્નથકી પાચમી કે નવમી રાશિ જે હોય, તે બે રાશિમા કોઈ પણ રાશિનો જ્યારે બુધ વા ગુરુ આવે, તે વખતે સ્ત્રીને ગર્ભ રહે છે

૭. ઉપર લખેલો યોગ સ્ત્રી કે પુરૂષ અથવા તે બન્નેના ગ્રહો ઉપરથી જોવાય છે

૮ જે ગ્રહે ગર્ભનો યોગ કરેલો હોય, તે ગ્રહની વર્ષમાં હીનાશા દશા જ્યારે આવે, તે વખતે ગર્ભ રહે છે

૯ જે ગ્રહે ગર્ભનો યોગ કરેલો હોય, તે ગ્રહ જે મહિનામા નવમા, પાચમા કે અગીઆરમા ભાવે અથવા લગ્ને આવે, તે માસમા ગર્ભ રહે છે

૧૦. વર્ષની કુડળીમા ગુરુ પાચમે, અથવા અગીઆરમા ભાવે બેઠો હોય તો ગુરુની હીનાશા દશામા અથવા જે મહિનામાં પાછો ગુરુ પાચમા અગીઆરમા, નવમા, ભાવે કે લગ્ને આવે તે મહિનામા ગર્ભ રહે છે

૧૧ જન્મકુડળીના પાચમા ભાવનો સ્વામી મગળ વર્ષ કુડળીમા પાચમા કે અગીઆરમા ભાવે બેસે, તેમજ જે માસની કુડળીમા પાચમા કે અગીઆરમા ભાવે મગળ બેઠો હોય તે મહિનામા, અથવા મગળની હીનાશા દશામા નક્કી ગર્ભ રહે છે

૧૨ ઉપરની પહેલી કલમમા જન્મ કુડળીના લગ્ન થકી પાચમી કે નવમી રાશિનો બુધ, અથવા ગુરુ થાય ત્યારે ગર્ભ રહે, એવુ કહેલુ છે તેમ ચદ્રની રાશિ થકી પણ નવમી પાચમી રાશિ ગણવાનુ બીજા પડિતો કહે છે

**હાયનરત્ન ગ્રથકર્તાની ટીકા**—સ્ત્રી પુરૂષ ઉમ્મર લાયક હોય નહી, અથવા નપુસક હોય તો ઉપર લખેલા યોગ વ્યર્થ જાય છે.

જન્મકુંડળીની મહાદશા અંતર્દશા પ્રમાણે સંતાનનો યોગ થયેલો હોય, તેમજ ચાલતા વર્ષની કુંડળીમાં પણ સંતાનનો યોગ થયેલો હોય, તોજ આ યોગો લાગુ પડે છે.

**બૃહજ્જાતક**—ગર્ભ રહ્યા પછી ઘણું કરીને દશમા માસમાં ગર્ભ પ્રસવ થાય છે. આ દશે માસના સ્વામીઓ કયા કયા ગ્રહ છે તે વિષે લખીએ છીએ.

**૧૩. પહેલા** માસનો સ્વામી શુક્ર છે. એ પહેલા માસમાં બાપનું વીર્ય તથા માનું લોહી એકઠાં થઈ કલલ (પરપોટો) થાય છે. **બીજા** માસમાં ઉપર કહેલો પરપોટો કઠણ થાય છે. તે માસનો સ્વામી મંગળ છે. **ત્રીજા** માસમાં હાથ પગ વિગેરે શરીરના અવયવો પેદા થાય છે. આ માસનો સ્વામી ગુરુ છે. **ચોથા** માસમાં હાડકાંની ઉત્પત્તિ થાય છે. તે માસનો સ્વામી સૂર્ય છે. **પાંચમા** માસમાં ગર્ભ ઉપર ચામડીનું પડ બંધાય છે. તે માસનો સ્વામી ચંદ્રમા છે. **છઠ્ઠા** માસમાં રૂવાં પેદા થાય છે. આ માસનો સ્વામી શનિ છે. **સાતમા** માસમાં ગર્ભને ચૈતન્યપણું એટલે ઉદરમાં આડુ અવળું ફરવાની શક્તિ પેદા થાય છે. આ માસનો સ્વામી બુધ છે. **આઠમા** માસમાં માતા જે અન્ન ખાય, તેનો રસ ગર્ભરૂપ જંતુ ખાય છે એટલે નાભિના નાળદ્વારે ગર્ભનું પોષણ થાય છે. એ માસનો સ્વામી આધાન કાળના લગ્નનો સ્વામી છે. **નવમા** માસમાં બાળક ચિંતાતુર થાય છે. એ માસનો સ્વામી ચંદ્રમા છે. **દશમા** માસમાં ગર્ભનો પ્રસવ થાય છે. આ માસનો સ્વામી સૂર્ય છે.

**લઘુજાતક**—નામના ગ્રંથમાં પણ ઉપર મુજબ વર્ણવેલું છે.

**૧૪.** યવનાચાર્ય ઋષિ ગર્ભની સ્થિતિ વિષે માસની વધારે વિગત નીચે પ્રમાણે બતાવે છે.

**પહેલા** માસમાં કલલ થાય છે. **બીજા** માસમાં ખારેકના આકારનો કોશેટો થાય છે. **ત્રીજા** માસમાં હાથ પગ વિગેરેના અંકુર થાય છે. **ચોથા** માસમાં હાડકાં અને ન્હાની મોટી નાડીઓ પેદા થાય છે. **પાંચમા** માસમાં મજ્જા નામની ધાતુ અને ચામડી બંધાય છે. (શરીરમાં હાડકાં વિગેરેનું પોષણ કરનારો ઘી જેવો એક જાતનો પદાર્થ છે, તેને મજ્જા કહે છે.) **છઠ્ઠા** માસમાં રૂધિર, રૂવાડાં, અને નખો બંધાય છે. **સાતમા** માસમાં ચિત્તના વિચાર, અને શરીરની ચેષ્ટા પેદા થાય છે. **આઠમા** માસમાં ભૂખ અને તરસનો અનુભવ થાય છે. તથા તે મટાડ-

વાને ગર્ભરૂપ જંતું અન્ન રસનો ખોરાક લે છે. નવમા માસમાં ફરવાની ક્રિયા ગર્ભ કરે છે. દશમા માસમાં શ્વાસોશ્વાસના ચલણ વલણથી સંપૂર્ણ રીતે થયેલો ગર્ભ પ્રસવ પામે છે.

ઉપર પ્રમાણે દશે માસમાં ગર્ભની સ્થિતિ વર્ણવતાં જણાવે છે કે પરપોટો બંધાવાની સાથે જ તેમાં જીવ દાખલ થાય છે. અને આ જીવના પ્રતાપથી દરમાસે ગર્ભમાં ફેરફાર થાય છે.

૧૫. સારાવલી ગ્રંથમાં આ વિષે વિશેષ વર્ણન કરેલું છે, કે જે જીવનો ગર્ભ રહેવાનો છે, તે જીવ પુરુષના અંતઃકરણમાં પ્રવેશ કરે છે. આ જીવના પૂર્વ જન્મના શુભાશુભ કર્મના અનુસારે પુરુષને વિષય કરવાની ઇચ્છા થાય છે. અને મૈથુન કરે છે. મૈથુન કરતાં વીર્ય છોડતાં જેવી રીતે પુરુષને મનોભાવ હોય છે, અથવા પુરુષના માનસિક ભાવનો જેવો વેગ હોય છે, તેવા ગુણ પ્રકૃતિ સ્વભાવવાળો જીવ વીર્યદ્વારાએ સ્રીના રજોદર્શનના રુધીર સાથે સ્રીના ગર્ભરૂપ કમળમાં પડી ઠરશે.

૧૬. વળી ગર્ભ ધારણ કરનારી સ્રીના માનસિક ભાવની પણ પુરુષના માનસિક ભાવ સાથે મેળવણી થાય છે, એટલુંજ નહીં પણ ગર્ભધારણ કર્યા પછી તરત જેવા બળ ગુણવાળો પુરુષ તે સ્રી જોશે તેવા બળ ગુણવાળો ગર્ભ થશે. તે વખતે તે સ્રીને જેવા વિચાર વિકાર કે અવલોકન થશે, તેવી પ્રકૃતિ સ્વભાવ ગુણવાળો ગર્ભ થશે. કારણ ગર્ભાશયમાં ગર્ભ પેદા કરનાર વીર્યનું બિંદુ પ્રથમ પડે છે ને તે પ્રવાહી હોવાથી તેનો પરપોટો થાય છે, તેના ઉપર સ્રી પુરુષના મનોભાવનો અને સ્રી તે વખતે જે દેખે છે, તેના પ્રકૃતિ સ્વભાવ ગુણનું પ્રતિબિંબ એટવે છાપ પડે છે. માટેજ મૈથુન કીધા પછી તરત જ સ્રીએ પોતાના સ્વામીનું મુખ જોવું, વિગેરે ધર્મશાસ્રમાં કહ્યું છે.

૧૭. વળી ગર્ભ ધારણ વખતે સ્રી પુરુષને વાત, પિત્ત કે કફનો જે ભાગ વધારે હશે, તેવા ગુણવાળો અથવા રોગવાળો ગર્ભ થશે.

૧૮. ગર્ભ ધારણ વખતે એટલે આધાન વખતે કુંડળીમાં સૂર્ય વધારે બલવાન હશે તો બાપના ગુણવાળો, અને ચંદ્ર હશે, તો માતાના ગુણવાળો ગર્ભ થશે.

૧૯. વળી ગર્ભના ઉપર કહેલા સંસ્કાર પ્રમાણે માતાને ખાવા પીવાની તથા કામકાજ કરવાની કે વર્તવાની જ્યાં સુધી ગર્ભ ઉદરમાં રહે,

ત્યાં સુધી ઇચ્છા થાય છે. અને તેની અસર ગર્ભને થાય છે. માટે ધર્મ-શાસ્ત્રમાં ગર્ભિણીના પ્રકરણમાં આજ્ઞા કીધી છે, કે ગર્ભિણી સ્ત્રીને આશા-ભંગ અથવા નિરાશ કરવી નહીં. તથા સારી રીતે ખાનપાનથી અને વસ્ત્રા-લંકારથી ભરણપોષણ કરી તેને હમેશ ખુશ રાખવી. તેમજ તેના શરીરને દુઃખ કે સંતાપ થાય, તેવી મહેનત કે કામ તેની પાસે કરાવવું નહીં. તથા નઠારા વિચાર આચરણ કે લક્ષણ અનુસરવા દેવાં નહીં.

૨૦. ગર્ભાધાન કુંડળીમાં જે જે માસના સ્વામીઓ બળવાન હોય, તે તે માસમાં ગર્ભની પુષ્ટિ જાણવી. અને ગર્ભાધાનમાં જે જે માસનો સ્વામી પીડિત હોય, તે તે માસમાં ગર્ભને દુઃખ અથવા ગર્ભપાત થાય છે. આ વિષે લઘુજાતકમાં વિશેષ વર્ણન લખ્યું છે કે,—માસપતિ પીડિત હોય તો ગર્ભપાત થાય. માસપતિ અસ્ત થવા પામતો હોય તો પીડા પામે. માસપતિ ઉદયનો અથવા બળવાન હોય તો ગર્ભ પુષ્ટ થાય છે.

બૃહજ્જાતક—આધાનકાળથી બાળકનો જન્મ થાય, તેટલી મુદત સુધીમાં સ્ત્રી પુરુષને આધાનકાળની કુંડળી ઉપરથી શુભ કે અશુભ ફળ નીચે પ્રમાણે મળે છે.

૨૧. આધાન કુંડળીમાં જે ભાવમાં સૂર્ય બેઠો હોય, તે ભાવથી સાતમા ભાવે મંગળ, અથવા શનિ, બેઠો હોય, તો પોતાના માસમાં એટલે ઉપર લખ્યા પ્રમાણે જે મહિનાનો સ્વામી મંગળ હોય, તે મહિનામાં અને જે માસનો સ્વામી શનિ હોય, તે માસમાં તે ગ્રહ પુરુષને પીડા કરશે. તેમજ ચંદ્રથકી સાતમે શનિ કે મંગળ બેઠો હોય, તો પોતાના માસમાં સ્ત્રીને પીડા કરશે.

સૂર્યને મંગળ અને શનિની કર્ત્તરી (જ્યાં સૂર્ય છે તેના આજુબાજુ બીજે બારમે રહેવાથી) હોય તો એ બેમાં બળવાન ગ્રહના માસમાં પુરુષનું મૃત્યુ (મરણ) થાય.

તેમજ ચંદ્રને, મંગળ અને શનિની કર્ત્તરી થાય તો કર્ત્તરી કરનારા ગ્રહોમાં જે વધારે બળવાન હોય, તેના માસમાં સ્ત્રીનું મૃત્યુ થાય છે.

મંગળ કે શનિ એ બે ગ્રહોમાંથી એક સૂર્ય ભેગો બેઠો હોય, અને બીજો સૂર્યને દેખતો હોય તો એ બે ગ્રહોમાં જે વધારે બળવાન હોય, તેના માસમાં પુરુષનું મરણ થાય.

તેમજ મંગળ કે શનિ એ બે ગ્રહોમાંથી એક ચંદ્ર સાથે બેઠો હોય,

ને બીજો ચદ્રને દેખનો હોય, તો એ બેમાથી જે વધારે બળવાન હોય, તેના માસમા સ્ત્રીનું મરણ થાય, એમ જાણવુ

## આધાન કે, જન્મકુંડળી થકી મા, બાપ, કાકા, માશીના શુભાશુભ ફળ વિષે.

૨૨ જેનો દિવસે આધાન અથવા જન્મ છે, તેના સૂર્ય બાપ, અને શુક્ર માતા ગ્રહ જાણવા તેમજ શનિ કાકો ને ચદ્ર માશી ગ્રહ જાણવા.

જેનો રાત્રિએ આધાન અથવા જન્મ છે. તેનો શનિ બાપ, અને ચદ્ર માતા, સૂર્ય કાકો, અને શુક્ર માશી ગ્રહો જાણવા

દિવસે આધાન કે જન્મ હોય અને કુડળીમા સૂર્ય, શનિ એકી રાશિના ને શુક્ર, ચદ્ર, બેકી રાશિના હોય તો અનુક્રમે બાપ, માતા, કાકા અને માશીને સુખ આપે છે ને સૂર્ય શનિ બેકીના ને શુક્ર ચદ્ર એકીના હોય તો તે ગ્રહો અનુક્રમે સર્વેને દુ ખ આપે છે

રાત્રિએ આધાન કે જન્મ હોય ને કુડળીમા શનિ સૂર્ય એકી રાશિના ને ચદ્ર, શુક્ર, બેકીના હોય તો ઉપર કહેનાને સુખ આપે છે ને શનિ, સૂર્ય, બેકીના ને ચંદ્ર, શુક્ર, એકીના હોય તો દુ ખ આપે છે.

## આધાન કુડળીમાં કેવા ગ્રહો આવવાથી માતા મૃત્યુ પામે તે વિષે.

૨૩. આધાન કુડળીમા બારમે પાપગ્રહો બેઠા હોય, પણ ચળીને લગ્ને આવી શકે એવી સ્થિતિના હોય, વળી કોઈ પડિત આ ઠેકાણે એમ પણ કહે છે કે બીજે, અગર બારમે પાપગ્રહ બેઠેલા હોય પણ તે સર્વ ચળીને ચલિત કુડળીમા લગ્નમા આવી શકે એવી સ્થિતિના હોય, અને લગ્ન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય, તો સ્ત્રી ગર્ભ સાથે મૃત્યુ પામશે આ બાબત ગાર્ગી ભગવાનનો એવો મત છે, કે બારમે પાપગ્રહ હોય. અને લગ્ન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય, તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામશે.

આધાન લગ્નમા શનિ બેઠો હોય, અને ક્ષીણ ચદ્રને મગળ દેખાતો હોય, તો ગર્ભવાળી સ્ત્રી મરણ પામશે

૨૪. પોતાનાથકી એક બારમે, ને બીજો બીજે, બેઠો હોય, તો તેને સ્થાનકર્ત્તરી કહે છે જેમ કે ચદ્ર ચોથા ભાવે બેઠો હોય, બુધ ત્રીજા ભાવે બેઠો હોય, અને શુક્ર પાચમા ભાવે બેઠો હોય, તો ચદ્રને સ્થાનકર્ત્તરી થઈ કહેવાય

જે ગ્રહ જે રાશિમાં બેઠો હોય, અને તેના જે અંશ હોય, તે કરતાં એક ગ્રહ તેજ રાશિમાં એક અંશ ઓછો હોય, અને બીજો ગ્રહ પણ તેજ રાશિમાં તેના કરતાં એક અંશ વધારે હોય, તો અંશકર્ત્તરી કહેવાય. જેમ કે ચંદ્ર મેષ રાશિનો ૧૩ અંશનો છે. બુધ મેષ રાશિનો ૧૨ અંશનો છે, અને શુક્ર મેષ રાશિનો ૧૪ અંશનો છે, તો ચંદ્રને અંશકર્ત્તરી થઇ કહેવાય.

લગ્ન અને ચંદ્ર બંનેને પાપગ્રહની સ્થાનકર્ત્તરી, અથવા અંશકર્ત્તરી હોય, અને તે બન્નેને શુભગ્રહની દૃષ્ટિ ન હોય, તો ગર્ભવાળી સ્ત્રી મરણ પામશે. તેમજ લગ્નમાં ચંદ્ર બેઠો હોય, અને લગ્ન તથા ચંદ્ર એ બન્નેને ઉપર કહેલી કર્ત્તરી હોય, અને શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય, તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

૨૫. ચંદ્રથકી પાપગ્રહ ચોથે હોય, અને આઠમે મંગળ હોય, અથવા લગ્નથકી ચોથે પાપગ્રહ હોય, અને આઠમે મંગળ હોય, અથવા લગ્નથકી ચોથે મંગળ, અને બારમે સૂર્ય, તેમજ હરકોઇ ભાવે ક્ષીણચંદ્ર હોય તો, ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

૨૬. આધાન લગ્નમાં મંગળ હોય, અને સાતમે સૂર્ય હોય, તો ગર્ભવાળી સ્ત્રીનું શસ્ત્રથી મૃત્યુ થશે.

જે ગ્રહ યુદ્ધમાં હારેલો હોય, અથવા કેતુના તારાની પુંછડીના પ્રકાશમાં આકાશમાં ઉગતો હોય, તેને પીડિત ગ્રહ કહે છે.

સૂર્ય અને ચંદ્ર પાપગ્રહોની દૃષ્ટિમાં અથવા સમાગમવાળા હોય, અથવા ગ્રહણથી ઘેરાયેલા હોય, તો સૂર્ય અને ચંદ્ર પીડિત કહેવાય છે.

આધાન કાળમાં ઉપરના લક્ષણવાળો જે ગ્રહ પીડિત થયો હોય, તે ગ્રહ જે મહિનાનો સ્વામી હોય, તે મહિનામાં સ્ત્રીને ગર્ભપાત થાય છે.

૨૭. લગ્ન અથવા ચંદ્ર અથવા એ બન્ને ભેગા શુભ ગ્રહો આધાન કુંડળીમાં રહેલા હોય, યા લગ્નથી કે ચંદ્રથી અથવા એ બન્નેથી ૫।૯।૭।૨।૪। ૧૦ મા ભાવમાં શુભગ્રહ બેઠા હોય, અથવા એ બેથી કે બેમાંના એકથી ૩।૧૧ મે ભાવે પાપગ્રહો બેઠા હોય, અને તે બન્નેને કે એ બેમાંથી એકને સૂર્ય દેખાતો હોય, તો આ ગર્ભ સુખી થઇને પૂરે દહાડે પ્રસવ થશે. આ ઠેકાણે સૂર્યને બદલે ગુરુની દૃષ્ટિ જોઇએ, એમ કોઇ પંડિતો કહે છે, પણ તે ઠીક નથી કારણ કે સારાવલી ગ્રંથમાં સૂર્યની દ્રષ્ટિથી કહેલું છે.

**આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીથી પુત્ર કે કન્યાનો જન્મ થવા વિષે.**

૨૮. આધાન, જન્મ, કે પ્રશ્નકુંડળીમાં, લગ્ન, સૂર્ય, ગુરુ અને ચંદ્ર વિષમ

એટલે એકી રાશિના બળવાન થઇ રહ્યા હોય, તથા નવમાંશ કુંડળીમાં પણ એકી રાશિના બળવાન હોય તો પુત્રને જન્મ જાણવો.

તેમજ ઉપર લખેલા ગ્રહો તથા લગ્ન યુગ્મ રાશિ એટલે બેકી રાશિના હોય, તથા નવમાંશ કુંડળીમાં પણ બેકી રાશિના બળવાન હોય, તો કન્યાને જન્મ જાણવો.

લગ્ન ને ઉપર લખેલા ગ્રહો એકી રાશિના હોય, ને નવમાંશમાં બેકી રાશિના હોય, તો એ બેમાંથી જે વધારે બળવાન હોય, તે પ્રમાણે પુત્ર કે પુત્રીને જન્મ જાણવો.

આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં સૂર્ય અને ગુરુ, એકી રાશિના બળવાન હોય, અને તે નવમાંશ કુંડળીમાં સમે તે નવમાંશે હોય તો પુત્રને જન્મ જાણવો.

ચંદ્ર, શુક્ર, ને મંગળ બેકી રાશિના બળવાન હાય, અને તે નવમાંશ કુંડળીમાં હરકોઈ ઠેકાણે બેઠા હોય તો કન્યાને જન્મ જાણવો.

ગુરુને સૂર્ય, નવમાંશમાં મિથુન અને ધન રાશિમાં બેઠા હોય, ને એ બેઉને આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં બુધ દેખતો હોય તો બે પુત્રોને જન્મ જાણવો.

ચંદ્ર, શુક્ર અને મંગળ, કન્યા અને મીન રાશિના નવમાંશમાં હોય, ને તેને ઉપર લખેલી કુંડળીમાં બુધ જોતો હોય, તો બે પુત્રીને જન્મ જાણવો.

ઉપર પ્રમાણે બે પુત્ર કરનાર ગ્રહો તથા ત્રણ કન્યા કરનાર ગ્રહો એટલે પાંચે ગ્રહોને ઉપર લખેલી કુંડળીમાં બુધ દેખતો હોય, તો બે પુત્ર અને બે કન્યા એમ ચાર બાળકને જન્મ જાણવો. ઉપર લખેલા યોગમાં ગ્રહ, બળવાન હોવા જોઇએ.

ઉપર કહેલા પુત્રના અથવા પુત્રીના યોગ બરાબર થયેલા ન હોય, ત્યારે શું પ્રસવશે, એવી શંકાનુ નિવારણ નીચે પ્રમાણે સમજવું.

૨૯. આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં ૩।૫।૭।૯।૧૧ મા ભાવે બળવાન શનિ રહેલો હોય, તો પણ પુત્રને જન્મ જાણવો.

ઉપર વર્ણન કરેલા પુત્રના તથા કન્યાના જન્મ કરનારા એક સાથે બે યોગ થયેલા હોય, ત્યારે જો પુત્રને યોગ બળવાન હોય, તો પુત્રને અને કન્યાને યોગ બળવાન હોય તો કન્યાને જન્મ કહેવો

## બે અથવા ત્રણ બાળક જન્મવા બાબત.

**૩૦.** બેકી રાશિના ચંદ્ર ને શુક્ર હોય, અને બુધ, મંગળ, ગુરુ, અને લગ્ન એ એકી રાશિના હોય, તો એક પુત્ર અને એક પુત્રી એમ બેનો જન્મ થાય.

લગ્ન અને ચંદ્ર સમરાશિના હોય, અને તે બંનેને કોઈપણ પુરુષ ગ્રહ દેખતો હોય, તો પણ એક પુત્ર ને એક પુત્રી એમ બેનો જન્મ થાય.

બુધ, ગુરુ, મંગળ, અને લગ્ન એ સર્વ એકી રાશિમાં બળવાન થઇને રહેલા હોય, તો પણ એક પુત્ર ને એક પુત્રી એમ બન્ને થાય.

લગ્ન અને સર્વ ગ્રહો નવમાંશ કુંડળીમાં દ્વિસ્વભાવ રાશિમાં રહેલા હોય, અને તે સર્વને મિથુન અથવા કન્યા રાશિનો બુધ આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં દેખતો હોય, તો ત્રણ બાળક થાય. પણ તેમાં કેટલા પુત્ર પુત્રી તેનુ વિવેચન નીચે પ્રમાણે.

જ્યાં જ્યાં નવમાંશ એવું લખેલું હોય, ત્યાં ત્યાં નવમાંશ કુંડળીમાં જે જે ગ્રહની જે રાશિ હોય તે સમજવી.

૧ સર્વ ગ્રહો અને લગ્ન દ્વિસ્વભાવ રાશિના નવમાંશમાં રહેલા હોય, તે સર્વને મિથુન રાશિના નવમાંશમાં રહીને બુધ દેખતો હોય, તો બે પુત્ર અને એક પુત્રી થાય. અને જો તે સર્વ ગ્રહોને કન્યા રાશિના નવમાંશમાં રહીને બુધ દેખે તો બે પુત્રી અને એક પુત્ર થાય.

૨ મિથુન અને ધન રાશિના નવમાંશમાં રહેલા તમામ ગ્રહો અને લગ્નને જો મિથુન રાશિના નવમાંશમાં રહી બુધ દેખે તો ત્રણ પુત્રો થાય.

૩ કન્યા અને મીન રાશિના નવમાંશમાં રહેલા સર્વ ગ્રહો અને લગ્નને જો કન્યા રાશિના નવમાંશમાં રહી બુધ દેખતો હોય, તો ત્રણ પુત્રીઓ થાય.

સારાવલી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે જણાવતાં વિશેષ એટલું કહેલું છે કે સર્વ ગ્રહો અને લગ્ન દ્વિસ્વભાવ રાશિમાં હોય, અને તે સર્વને પોતાની રાશિના નવમાંશમાં રહીને બુધ દેખતો હોય તો ત્રણ બાળક જન્મે પણ તેમાં દિકરા દિકરીની સંખ્યા જાણવાને આ પ્રમાણે વિવેક રાખવો કે ઉપર કહેલો બુધ પુરુષ રાશિના નવમાંશમાં હોય, તો બે પુત્ર ને એક પુત્રી થાય. વળી તે બુધ સ્ત્રી રાશિના નવમાંશમાં હોય, તો બે પુત્રી અને એક પુત્રનો જન્મ સમજવો. અને બાકીનું વર્ણન તમામ ઉપર મુજબ સમજવું.

## ઘણાં બાળકોવાળો ગર્ભ રહેવાનો યોગ.

૩૨ વર્ગોત્તમનું ધન લગ્ન હોય, એટલે લગ્નમા અને નવમાશ કુડળી મા બન્ને ઠેકાણે ધન લગ્ન હોય, અને સર્વ ગ્રહો ગમે તે રાશિના હોય, પણ નવમાશ કુડળીમા ધન રાશિના હોય, તથા ઘણા બળવાન હોય, તેમજ ઉપર કહેના વર્ગોત્તમી ધન લગ્નને આધાન પ્રશ્ન કે જન્મ કુડળીમા બળવાન બુધ અને શનિ દેખતા હોય, તો ગર્ભની કોથળીમાં ત્રણથી વધારે ગર્ભો સાથે છે એમ જાણવુ

## વધારે અગ તથા મુગા જન્મના બાબત

33 આધાન લગ્નથી નવમે કે પાચમે બુધ રહેલો હોય, અને બુધ સિવાય તમામ ગ્રહો ઘણાજ નિર્બળ થઇને ગમે તે ઠેકાણે બેઠા હોય તો બે માથા, ચાર હાથ અને ચાર પગવાળો ગર્ભ છે એમ જાણવુ

ઉપર નવમા પાચમા ભાવમા રહેલા બુધને બદલે બુધને મૂળ ત્રિકોણ રાશિમા રહેવાનું કોઇક પડિત કહે છે પણ તે બરાબર નથી કારણ કે ભગવાન ગાર્ગી બુધને નવમા પાચમા ભાવમા રહેવા વિષે સાફ કહે છે

ચદ્ર વરખ રાશિનો હોય અને સર્વ પાપગ્રહો કર્ક, વૃશ્ચિક, અને મીન એ ત્રણે રાશિઓના છેલ્લા નવમાશમા એટલે ૨૬ અંશ ૪૦ કળા ઉપરાત હોય તો ગર્ભ મુગો છે એમ જાણવુ

ઉપરના મુંગાના યોગ વિષે ભગવાન ગાર્ગી વધારે ખુલાસો આપે છે કે આ ચદ્રને જો પાપગ્રહો દેખતા હોય તો તે ગર્ભ જરૂર મુગોજ રહેશે પણ જો તે ચદ્ર ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હશે તો લાબી ઉમરે બોલતા શીખશે પણ શુભ અને પાપ ગ્રહ એમ બન્નેની દૃષ્ટિ હશે, તો ઘણી લાબી ઉમરે બોલતા શીખે તોપણ તેની જીભ ઝલાય ખરી. (અર્થાત્ અચકાતા અચકાતા બોલે છે)

ઉપલી દૃષ્ટિમા એવુ સમજવુ કે શુભ ગ્રહની દૃષ્ટિનો ભાગ વધારે હોય, તો વાણીમાં કાઇક વધારે સુધારો થાય અને પાપ ગ્રહની દૃષ્ટિનો ભાગ વધારે હોય તો બગાડનો ભાગ વધારે અને સારો ભાગ ઓછો જાણવો

## દાતવાળો કુબડો, તથા બહેરો થવા બાબત

૩૪. આધાન કુડળીમા અથવા તેની નવમાશ કુડળીમા મિથુન અગર કન્યાના મગળ ને શનિ હોય, તો દાતવાળો ગર્ભ છે એમ જાણવુ આ વિષે

કોઇક પંડિત એમ કહે છે કે આધાન કુંડળીમાં બુધની રાશિના શનિ અને મંગળ હોય અને નવમાંશ કુંડળીમાં પણ તેજ રાશિના તે બે ગ્રહ જોઇએ, પણ તે બરાબર નથી. કારણ કે ઘણા પંડિતોનો તેવો મત નથી.

આધાન લગ્નમાં કર્ક રાશિનો ચંદ્ર હોય, અને તેને શનિ તથા મંગળ દેખતા હોય તો ગર્ભ કુબડો એટલે વાંકો થશે.

આધાન લગ્નને શનિ, ચંદ્ર, અને મંગળ દેખતા હોય તો ગર્ભ પાંગળો થશે.

કર્ક વૃશ્ચિક ને મીન રાશિના છેલ્લા નવમાંશ એટલે ૨૬ અંશ ૪૦ કળા ઉપરાંતના ભાગને રાશિની સંધિ વા ગંડાંત યોગ કહે છે.

સર્વ પાપગ્રહો, અને ચંદ્ર રાશિની સંધિમાં હશે તો ગર્ભ બહેરો થશે.

ઉપર પ્રમાણે ચાર યોગ કરનારા જે ગ્રહોનાં લક્ષણ કહ્યાં. તે ગ્રહોને જો બળવાન શુભ ગ્રહો દેખતા હોય, તો તે યોગનો ભંગ જાણવો. અને થોડા બળવાળા શુભગ્રહની દ્રષ્ટિ હોય, તો તે યોગમાં જરા ઓછાપણું જાણવું.

**૩૫. વામન રૂપ બાબત**—આધાન કાળમાં મકર લગ્ન ૨૬ અંશ, ૪૦ કળા ઉપરાંતનું હોય, અને તેને શનિ, ચંદ્ર ને સૂર્ય દેખતા હોય તો ગર્ભ વામન રૂપ એટલે બહુ ઠીંગણો થશે.

### હાથ, પગ, અને માથા વગરના જન્મવા બાબત.

આધાન કુંડળીમાં પાંચમા ભાવમાં જે દ્રેષ્કાણ હોય, તે દ્રેષ્કાણની રાશિનો મંગળ આવે, તેને શનિ, ચંદ્ર અને સૂર્ય દેખતા હોય, તો હાથ વગરનો જન્મે. અને ઉપર પ્રમાણે નવમા ભાવમાં દ્રેષ્કાણમાં મંગળ આવે, ને ઉપરના ત્રણ ગ્રહો દેખતા હોય, તો પગ વગરનો, અને એ મુજબ લગ્નના દ્રેષ્કાણમાં આવેલા મંગળને એ ત્રણ ગ્રહો દેખતા હોય, તો માથા વગરનો અને બાકીના અવયવો પૂરેપૂરા હોય એમ સમજવું.

ઉપર પ્રમાણે ગર્ગાચાર્ય ઋષિ કહે છે, વળી વધારે જણાવે છે કે ઉપરના લક્ષણવાળો મંગળ હોય, પણ તેને શુભ ગ્રહો દેખતા હોય, તો તે ગર્ભ અંગ વગરનો થશે નહીં. પણ ઉપર પ્રમાણે અંગ વગરનો જે યોગ થયો છે, તે અંગમાં કંઇક ઓછાપણું અથવા ખોડ રહેશે. વળી સારાવલી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે લખે છે.

### નેત્ર વગરના જન્મવા બાબત.

**૩૬.** આધાન કાળના લગ્નમાં સૂર્ય, અને ચંદ્ર, સિંહ રાશિના થઇને

બેઠેલા હોય, અને બન્ને ગ્રહોને મગળ અને શનિ દેખતા હોય, તો ગર્ભને બન્ને આખો નથી, એટલે આધળો ગર્ભ છે એમ જાણવુ

સિંહ રાશિના લગ્નમા સૂર્ય બેઠો હોય, અને તેને શનિ તથા મગળ દેખતા હોય તો ગર્ભ જમણી આખે કાણો છે એમ જાણવુ

સિંહ રાશિના લગ્નમા ચદ્ર બેઠો હોય અને તેને શનિ તથા મગળ દેખતો હોય તો ગર્ભ ડાબી આખે કાણો છે એમ જાણવુ

સિંહ લગ્નમાં સૂર્ય અને ચદ્ર એ બન્ને રહેલા હોય, અને એ બે ગ્રહોને સર્વ પાપ ગ્રહ અને શુભ ગ્રહ દેખતા હોય તો ગર્ભની બન્ને આખો કાચી, ટપકતી, થોડા તેજવાળી, અથવા તો ફુલ પડેલી અથવા પડદા જેવી હોય

સિંહ લગ્નમા સૂર્ય બેઠો હોય, અને તેને તમામ શુભ ગ્રહો અને પાપ ગ્રહો દેખતા હોય, તો જમણી આંખ બુગ્બુદ એટલે ટપકતી રહેશે

ઉપર પ્રમાણે સિંહ લગ્નમા ચદ્ર રહ્યો હોય, અને તેને તમામ ગ્રહો દેખતા હોય તો ડાબી આખ બુદ્બુદ એટલે ટપકતી રહેશે

આધાન લગ્નથી અથવા જન્મ લગ્નથી બારમે ચદ્ર રહ્યો હોય, તો ડાબી આખ કાણી જાણવી

ઉપર પ્રમાણે જો સૂર્ય બારમે રહ્યો હોય, તો જમણી આખ કાણી જાણવી

ઉપરના શરીરના ઓછા વધુ અવયવો કરનારા તમામ યોગોમા ફક્ત પાપ ગ્રહની દ્રષ્ટિ હશે, તો પૂરી રીતે તે યોગનુ ફળ સમજવુ પણ જો કદી શુભ ગ્રહની દ્રષ્ટિ હશે, તો તે યોગમા વર્ણન કરેલું પૂરેપૂરૂ ફળ નહીં થાય, પણ કાઇક ઓછુ ફળ થશે એવી રીતે અનુમાન કરવુ

ઉપર લખેલા નેત્ર વિગેરેના તમામ યોગો ચમત્કારિક અને ગુચવણ ભરેલા છે, માટે તે નક્કી કરવાને પાકું અભ્યાસ તથા પુરતો વિચાર કરીને કહેવું

જન્મ ક્યારે થાય તે બાબત—આધાન કાળથી તથા પ્રશ્ન કાળથી કેટલી મુદતે જન્મ થશે, તે બાબતમાં નીચે પ્રમાણે ચાર મત છે

૩૭ મત પહેલો—આધાન કાળની કુડળી ઉપરથી દ્વાદશાંશ કુડળી કરતા તે દ્વાદશાશ કુંડળીમા જે રાશિમાં ચદ્ર બેઠો હોય, તે રાશિનો ચદ્ર ગર્ભના દશમા માસમા જ્યારે આવે ત્યારે જન્મ થશે એમ જાણવુ

૩૮ મત બીજો— આધાન અથવા પ્રશ્ન કાળમા ચદ્રના જેટલા દ્વાદ... હોય, ઓ જેટલામો દ્વાદશાશ વર્તમાન હોય, તેટલામા મે...

રાશિથી ગણુતાં જે રાશિ આવે, તે રાશિનો દશમા માસમાં ચંદ્ર આવે ત્યારે જન્મ થશે. સારાવલી ગ્રંથમાં આઠમા અધ્યાયના ૪૮ મા શ્લોકમાં આ મત દર્શાવેલો છે.

**૩૯ મત ત્રીજો**—આધાન કાળમાં ચંદ્ર જે રાશિમાં જેટલા દ્વાદશાંશનો હોય, તે દ્વાદશાંશની સંખ્યા તે રાશિમાં ઉમેરતાં જે રાશિ આવે, તે રાશિનો દશમા માસમાં ચંદ્ર આવે, ત્યારે પ્રસવ થાય. એમ જાણુવું.

**૪૦ મત ચોથો**—આધાન કાળ ઉપરથી દ્વાદશાંશ કુંડળી કરતાં તેમાં જે રાશિનો ચંદ્ર હોય, તેમાં જેટલામા વર્તમાન દ્વાદશાંશમાં ચંદ્ર હોય, તે રાશિની સંખ્યા ઉમેરતાં જે રાશિ આવે તે રાશિનો પંચાંગમાં ચંદ્ર દશમા માસમાં જે દિવસે આવે, તે દિવસોમાં જન્મ થશે, એમ જાણુવું. વધારે ખુલાસાથી સમજાય તે માટે દાખલા તરીકે લખીએ છીએ, કે આધાન વખતે ચંદ્ર વૃષભ રાશિનો ૧૧ અંશ ૫ કળા ૨૫ વિકળાનો પાંચમા દ્વાદશાંશનો વર્તમાન છે. અને દ્વાદશાંશ કુંડળીમાં ચંદ્ર કન્યા રાશિનો છે, માટે કન્યા રાશિથી પાંચ રાશિ ગણુતાં મકર રાશિ આવે છે, માટે ગર્ભના દશમા માસમાં જ્યારે મકરનો ચંદ્ર થાય, ત્યારે જન્મ થશે એમ જાણુવું.

ઉપરનો ચોથો મત ગર્ગાચાર્ય ઋષિએ પ્રતિપાદન કરેલો છે. અને તે ખરો છે.

ઉપર પ્રમાણે દશમા માસમાં જન્મ થવાના યોગ શિવાય બીજા માસોમાં જન્મ થાય, તેવા યોગ બાબત સારાવલીમાં આઠમા અધ્યાયના ૪૪ શ્લોકમાંથી નીચે પ્રમાણે છે.

**૪૧.** આધાન કુંડળીમાં સૂર્ય ચર રાશિનો હોય તો આધાનથકી દશમી માસમાં જન્મ થશે. અને સ્થિર રાશિનો હોય તો અગીઆરમા માસમાં અને દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય હોય, તો બારમા માસમાં ગર્ભનો જન્મ થશે.

**બૃહજ્જાતક**—ક્યા નક્ષત્રમાં અને નક્ષત્ર બેઠા પછી કેટલી ઘડી પળે જન્મ થશે, તે ત્રિરાશિક ગણિતના આધારે નીકળી શકે છે.

રાત્રિએ જન્મ થશે, કે દિવસે તે જાણુવા માટે ત્રિરાશિક ગણિત કરવાથી માલમ પડશે.

**૪૨.** કઇ કઇ રાશિઓ રાત્રિએ બળવાન છે, અને કઇ કઇ રાશિઓ દિવસે બળવાન છે, તે રાશિ પ્રકરણુમાં લખેલું છે. તોપણુ ફરીથી લખીએ

છીએ, કે મેષ, વરખ, મિથુન, કર્ક ધન અને મકર એ છ રાશિઓ રાત્રિએ બળવાન છે. અને બાકીની રાશિઓ દિવસે બળવાન છે. હવે ધારો કે આધાન લગ્નમાં વરખ રાશિ છે ને તે રાશિ રાત્રિએ બળવાન છે, માટે જન્મ રાત્રિએ થશે એમ જાણવું.

ઉપર મુજબ રાત્રિએ જન્મ થાય, પણ તેમાં કેટલી ઘડી રાત જતાં જન્મ થાય, તે પણ ત્રિરાશિક ગણિતથી જાણી શકાય છે.

વરખ લગ્ન આખી રાતમાં બળવાન છે, એટલે આખું વરખ લગ્ન આખી રાતનું ગણાય છે. પણ આધાન વખતે વરખ લગ્નના ૮ અંશ ૧૧ કળા ને ૨૫ વિકળા ભોગવાયા છે, માટે આખા વરખ લગ્નના ૩૦ અંશે આખી રાત્રિ આશરે ૩૦ ઘડી તો આઠ અંશ ને કળા વિકળાએ કેટલી ઘડી એમ કરવાથી જેટલી ઘડી થાય તેટલી ઘડી સૂર્યાસ્ત પછી જાય ત્યારે જન્મ થાય, તે પ્રમાણે આઠ ઘડી અને અગીઆર પળ રાત્રિ જતાં જન્મ થશે એમ જાણવું.

આ બાબતમાં સારાવલી ગ્રંથમાં લખ્યું છે, કે ઉપર બતાવેલી રીત પ્રમાણે આધાન કાળ ઉપરથી જન્મનો વખત ચોક્કસ ગણિત અને વિચારથી નક્કી કરીને ને ઉપરથી ગ્રહનું તથા લગ્નનું ગણિત કરીને જન્મ કુંડળી પ્રગટ કરવી. પછી તે ઉપરથી ષડ્વર્ગની કુંડળીઓ ઉપજાવીને પછી તે ઉપરથી તે બાળકના જન્મ વખતના બનાવનું ફળાદેશ કહેવું

### ત્રણ અને બાર વર્ષે જન્મ થવા બાબત.

૪૩. આધાન વખતની નવમાશ કુંડળીના લગ્નમાં મકર કે કુંભ લગ્ન આવે, અને મૂળ આધાન કુંડળીમાં સાતમે શનિ આવે, તો આ ગર્ભનો ત્રણ વર્ષે જન્મ થશે. એમ જાણવું.

આધાન વખતની નવમાશ કુંડળીના લગ્નમાં કર્ક લગ્ન આવે અને મૂળ આધાન કુંડળીમાં સાતમે ચંદ્ર આવે, તો આ વખતે રહેલા ગર્ભનો બાર વર્ષે જન્મ થશે એમ જાણવું.

### (પગથી જન્મ બાબત ) તથા નાળવેષ્ટિત બાબત. (જાતકપારિજાત)

૪૪. રાહુના લગ્નમાં અને લગ્નનો સ્વામી દશમા બારમાં હોય તો પગથી જન્મ થાય છે. આઠમા ઘરનો સ્વામી રાહુ સાથે લગ્નમાં હોય તો ...... નાળવેષ્ટિત હોય તેવું બાળક જન્મે છે.

૪૫ આઠમાનો સ્વામી પાપ ગ્રહો સાથે લગ્નમાં બેઠો હોય તો સાપથી વીંટાયેલું હોય તેવી નિશાનીવાળું બાળક જન્મે છે. કેન્દ્રમાં ગુલિક સાથે રાહુ બેઠેલો હોય, યા આઠમાના સ્વામી સાથે લગ્નનો સ્વામી બેઠો હોય, લગ્નનું દ્રેષ્કાણ ક્રૂર ગ્રહોનું હોય, તો સાપથી વીંટાયેલું હોય તેવી આકૃતિવાળું બાળક જન્મે છે.

૪૬. બુધ, રાહુ, શનિ, દ્રેષ્કાણ લગ્નમાં હોય, ને લગ્નનું દ્રેષ્કાણ પોતાના સ્વામી સાથે હોય, ને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય, તો સાપથી વીંટાયેલું હોય તેવી આકૃતિવાળું બાળક જન્મે છે.

૪૭. ( બૃહજ્જાતક )—ચંદ્ર, મંગળના દ્રેષ્કાણમાં હોય, અને શુભ ગ્રહો બીજા કે અગીઆરમા ભાવમાં હોય તો સાપથી વીંટાયેલો જન્મે છે. પાપ ગ્રહોના લગ્નમાં ચંદ્ર બેઠો હોય, ને શુભ ગ્રહો બીજા કે અગીઆરમા ભાવમાં બેઠા હોય, તો જન્મ પામનાર બાળક સર્પથી વીંટાયેલા આકારવાળું થાય છે.

૪૮. લગ્ન મેષ, સિંહ ને વૃષભ હોય, તેમાં શનિ મંગળ બેઠા હોય, તો લગ્નના નવમાંશ તુલ્ય શરીરના વિભાગમાં નાળથી વીંટાયેલું બાળક જન્મે છે.

૪૯. ( લગ્નજાતક )—મેષ, સિંહ, વૃષભ, વૃશ્ચિક, લગ્નોમાં બાળકનો જન્મ થાય તો નાળવેષ્ટિત જાણવો. પુરુષ લગ્ન હોય તો, ડાબી બાજુ અને સ્ત્રી લગ્ન હોય તો જમણી બાજુ નાળથી વીંટાયેલું બાળક જાણવું.

૫૦. ( જાતકપારિજાત )—લગ્નમાં પાપગ્રહ હોય, ને બહુ પાપગ્રહ જોતા હોય, અથવા રાહુ કે કેતુ સાથે હોય તો નાળથી વીંટાયેલો બાળક જન્મે છે. લગ્નમાં પાપગ્રહોની રાશિ હોય, ને ઉપર લખેલા બીજા સંભવ પણ હોય તોપણ તેમજ જાણવું.

૫૧. પાપગ્રહની મધ્યેમાં લગ્ન હોય, અને તેમાં રાહુ કે મંગળ બેઠા હોય, અને તેને સૂર્ય જોતો હોય તો નાળથી વીંટાયેલું બાળક જન્મે છે.—

લગ્નમાં શનિ હોય, ને તેના પર મંગળની દૃષ્ટિ હોય તો નાળવેષ્ટિત બાળક જન્મે છે.

૫૨. નવમા દશમાનો સ્વામી ખરાબ સ્થાન ૬।૮।૧૨ માં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય, તો સીમન્ત કર્મ કર્યા વિના બાળક જન્મે છે. અગીઆરમા ભાવમાં એક પાપગ્રહ ને પાપરાશિ હોય તો સીમન્ત કર્મ થયા વિના બાળક જન્મે છે.

૧૧. બાળક નીચેના ત્રણ યોગોમાં જન્મે તો બીજાથી બાળકનો જન્મ જાણવો.

(૧) બીજ રવિવાર ને સ્વાતી નક્ષત્ર, (૨) સાતમ બુધવાર ને રેવતી નક્ષત્ર, (૩) બારસ રવિવાર ને ધનિષ્ટા નક્ષત્ર એ ત્રણ યોગોમાં બાળક બીજાથી થયેલું જાણવું.

૧૨. ભદ્રાતિથિ બીજ, સાતમ, બારસમાં અનુક્રમે શનિ, રવિ, કે મંગળવાર હોય, અને એક ત્રિપાદ નક્ષત્ર (એટલે અનુક્રમે પુનર્વસુ, વિશાખા ને પૂર્વાભાદ્રપદા) હોય, તેમાં જે બાળક જન્મે તે બીજાથી પેદા થયેલું જાણવું.

૧૩ બૃહજ્જાતક—લગ્ન અથવા ચંદ્રને ગુરુ ન જોતો હોય, યા સૂર્ય સાથે બેઠેલા ચંદ્રને ગુરુ ન જોતો હોય, અથવા ચંદ્રમા સૂર્ય સાથે કે પાપગ્રહ સાથે બેઠેલો હોય તો બીજાથી જન્મેલું બાળક જાણવું.

૧૪ પરજાતનો ભંગ—ગુરુની રાશિમાં ચંદ્ર હાય, અથવા હરકોઈ રાશિમાં ગુરુ સાથે ચંદ્ર હાય, અથવા ગુરુના દ્રેષ્કાણુ કે નવમાંશમાં ચંદ્ર હોય તો ઉપલા વ્યભિચાર યોગ થવા છતાં પણ બાળક બીજાથી જન્મેલું જાણવું નહિ.

## જન્મ વખતે બાપને કેદખાનાનો યોગ. (બૃહજ્જાતક.)

૧૫. બે પાપગ્રહો શનિ કે મંગળ ક્રૂર ગ્રહની રાશિમાં સૂર્યથી સાત, નવ અને પાંચમા ઘરમાં બેઠેલા હોય, ત્યારે બાળકનો બાપ પરદેશમાં કેદ થયેલો જાણવો. તે જતા કે આવતાં કેદ થયો, તે ચર, સ્થિર અને દ્વિસ્વભાવ રાશિ ઉપરથી જાણવું. જે સૂર્ય ચર રાશિનો હાય તો પરદેશમાં, સ્થિર રાશિનો હોય તો પોતાના દેશમાં, અને દ્વિસ્વભાવ રાશિનો હોય તો માર્ગમાં કેદ પડેલો જાણવો.

૧૬ વહાણમાં જન્મ—પૂર્ણકળાનો ચંદ્ર, પોતાની રાશિમાં હોય બુધ લગ્નમાં અને ગુરુ ચોથા ભાવમાં હોય, તો વહાણમાં જન્મ જાણવો. જળચર લગ્ન હોય અને ચંદ્ર સાતમે ભાવે હોય, તો વહાણમાં બેઠેલી સ્ત્રી બીજા બાળકને જન્મ આપે છે.

૧૭ પાણી નજીક જન્મ—જળચર લગ્ન હોય, ને ચંદ્ર જળચર રાશિમાં બેઠો હોય તો, અથવા પૂર્ણ ચંદ્ર જળચર રાશિના લગ્નને જોતો હોય

તો અથવા જળચર રાશિનું લગ્ન હોય, ને ચંદ્ર દશમે, ચોથે કે પહેલે ભાવે બેઠો હોય તો બાળકનો જન્મ પાણી નજીક સમજવો.

**૧૮ કેદખાનામાં ને ખાડામાં જન્મ બાબત**—લગ્નમાં ચંદ્ર હોય, અને શનિ બારમે પાપગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો કેદખાનામાં જન્મ જાણવો, કર્ક કે વૃશ્ચિક લગ્નમાં બેઠેલા શનિપર ચંદ્રમાની દૃષ્ટિ હોય તો ખાડામાં બાળકનો જન્મ જાણવો.

**૧૯ કોઈ પણ જમીનમાં જન્મ**—શનિ જળચર રાશિના લગ્નમાં હોય, તેને બુધ, સૂર્ય, અથવા ચંદ્ર જોતા હોય તો અનુક્રમે સુંદર જગ્યામાં, અથવા દેવાલયમાં કે ઉખરે જમીનમાં બાળકનો જન્મ થાય છે. અને બુધ જોતો હોય તો વિહાર (ક્રીડા) સ્થાનમાં, સૂર્ય જોતો હોય તો દેવાલયમાં અને ચંદ્ર જોતો હોય તો ઉજ્જડ જમીનમાં જન્મ જાણવો. પુરુષ રાશિના લગ્નમાં બેઠેલા શનિપર મંગળની દૃષ્ટિ હોય તો સ્મશાનમાં, અને શુક્ર, ચંદ્રની દૃષ્ટિ હોય તો સુંદર જગ્યામાં, ગુરુ જોતો હોય તો અગ્નિહોત્રમાં પણ સૂર્ય જોતો હોય તો મહેલ, દેવળ કે ગૌશાળામાં, બુધ જોતો હોય તો ચિત્રકળાની જગ્યામાં (શિલ્પાલયમાં) જન્મ જાણવો.

૨૦. જન્મ લગ્ન અથવા તેનો નવમાંશ બેમાંથી એક બળવાન થઈ ચર રાશિમાં હોય, તો જનાવરના ઘર તરફ જવાના રસ્તા ઉપર જન્મ જાણવો. જેનું સ્વરૂપ લગ્ન અથવા નવમાંશથી બતાવવામાં આવેલુ હોય, તેવા જાનવરના ઘર તરફ ને જો તે સ્થિર રાશિમાં લગ્ન કે નવમાંશનો સ્વામી હોય તો જનાવરના ઘર પાસે જ જન્મ જાણવો.

૨૧. પ્રકરણ ચોથાના આધાનાધ્યાયની કલમ ૨૨ માં બતાવ્યા પ્રમાણે બાપ, માતા, કાકો, માસી, તેઓના ગ્રહોમાંથી જે ગ્રહ બળવાન હોય, તેના ઘરમાં જન્મ જાણવો. યા શુભ ગ્રહો નીચ રાશિમાં હોય, તો બાળકનો જન્મ ઝાડ, ધર્મશાળા, નદીનો કીનારો કે ઘાસવાળી જગ્યાએ થાય છે. લગ્ન અને ચંદ્ર એક રાશિમાં રહેલા હોય, અને તે બીજા શુભ ગ્રહોએ ન જોવાએલો હોય, તો એકાંત જગ્યામાં બાળક જન્મે છે.

૨૨. ચંદ્ર, શનિના નવમાંશમાં હોય તો, અથવા લગ્નથી ચોથા ભાવમાં હોય તો, અથવા ચંદ્રને શનિ જોતો હોય તો કે જળચર રાશિમાં (કર્ક ને મીનમાં) ચંદ્ર રહ્યો હોય તો કે શનિ સાથે ચંદ્ર રહ્યો હોય તો અંધા

રામાં જન્મ જાણવો. ત્રણ અથવા વધારે ગ્રહો નીચના હોય તો ઘાસવાળી જમીન ઉપર જન્મ જાણવો.

૨૩ (લગ્નજાતક)—લગ્નથી ચોથે ને દશમે શુભ ગ્રહો હોય તો સુખથી બાળકનો જન્મ જાણવો. ને ત્રિકોણ તથા સાતમા સ્થાનમાં પાપગ્રહ હોય તો પ્રસવ વખતે માતાને બહુ દુઃખ થાય.

૨૪ માતા તજી દે, તેવો યોગ. (બૃહજ્જાતક)—ચંદ્ર પાછાળમા ભાવમાં બેઠો હોય અને મંગળ, શનિ એકજ ઘરમાં હોય તો જન્મેલા બાળકને તેની માતા તજી દેશે પણ તે ચંદ્રમાને ગુરુ જોતો હોય તો લાંબા આયુષ્યવાળો, સુખી અને સારી રીતે માએ નાંખી દીધા છતાં તે બાળકનું રક્ષણ થશે.

૨૫ લગ્નમાં ચંદ્રને પાપગ્રહ જોતો હોય, અને મંગળ સાતમે હોય, તો માતાના તજી દેવાથી બાળક મરણ પામે છે. તથા મંગળ, શની અગીઆરમા ભાવમાં હોય તોપણ ઉપર મુજબ સમજવું. પણ શુભ ગ્રહ ચંદ્રમાને જોતો હોય, ત્યારે શુભ ગ્રહના સ્વભાવવાળા મનુષ્યના હાથમાં તે બાળક જાય છે, ચંદ્રમાપર શુભ ગ્રહો શિવાયના બીજા ગ્રહો (પાપગ્રહો) જોતા હોય તો તે બાળક બીજાઓએ સંભાળ લેવા છતાં મરણ પામે છે.

૨૬ કયા ભાગથી જન્મશે—જમીન અને આકાશ જ્યાં એકઠાં થાય છે, ત્યાં જેમ લગ્નની રાશિનો ઉદય થાય છે, તેમ બાળકનું બહાર આવવું થાય છે. એટલે શિર્ષોદય રાશિનું લગ્ન હોય તો બાળક માથેથી, પૃષ્ટોદય રાશિનું લગ્ન હોય તો બાળક પગથી, અને ઉભયોદય રાશિનું લગ્ન હોય તો પહેલું હાથથી બાળક જન્મે છે. ચંદ્રથી પાપગ્રહો સાતમા કે ચોથા ઘરમાં હોય તો માતાને જન્મ આપતી વખતે દુઃખ પડે છે (શ્લોક અંઘો છે)

૨૭ બત્તી, બારણું, તેલ વિગેરે જોવાનું—ચંદ્રથી દીવામાં તેલ કહેવું. (એટલે ચંદ્ર રાશિમાં દાખલ થતો હોય, તો જન્મ વખતે તેલથી ભરેલો દીવો, ને ચંદ્ર રાશિના મધ્યમાં હોય, તો દીવામાં અડધું તેલ કહેવું. અને ચંદ્ર રાશિના ઉતરતા ભાગમાં હોય તો દીવામાં તેલ ઓછું જાણવું.) લગ્નથી બત્તી કહેવી. (એટલે લગ્ન રાશિના આરંભમાં હોય તો બત્તી આખી, મધ્યમાં હોય તો, અડધી બળેલી અને ઉતરતા ભાગમાં હોય તો બત્તી બળી ગએલી જાણવી.) સૂર્ય ચર રાશિનો હોય તો દીવો ફેરવેલો, સ્થિર રાશિમાં હોય તો દીવો એક જગાએ કાયમ, દ્વિસ્વભાવમાં હોય તો દીવો એક વખત ફેરવી મુકી દીધેલો જાણવો. લગ્નથી કેન્દ્રમાં રહેલા ગ્રહના

આધારે ઘરનું દ્વાર કઇ દિશાનું છે, તે કહેવું (એટલે જે ગ્રહ જે દિશાનો સ્વામી છે, તે દિશામાં ઘરનું બારણું કહેવું.) કેન્દ્રમાં વધારે ગ્રહો હોય તો જે ગ્રહ બળવાન હોય તેની દિશામાં ઘરનું બારણું કહેવું. અને કેન્દ્રમાં કોઇ ગ્રહ ન હોય તો લગ્નની રાશિથી દિશા કહેવી.

**૨૮ લઘુજાતક**—શનિના નવમાંશને વિષે અથવા ચંદ્રમાના નવમાંશને વિષે અથવા ચોથા ભાવને વિષે ચંદ્ર હોય, કે શનિ સાથે ચંદ્ર હોય, તો જન્મ સમયને વિષે અથવા ગર્ભાધાનને વિષે અથવા પ્રશ્ન સમયે દીવો શાંત હોવો જોઇએ. સૂર્ય, ચંદ્રયુક્ત હોય તો દીવો પ્રકાશવાન જાણવો.

**૨૯ લગ્નજાતક**—લગ્ન અને ચંદ્રમાની રાશિના મધ્યમાં (બેઉના વચ્ચે) શનિ હોય તો દીવામાં મીઠું તેલ (તલનું) જાણવું. જો મધ્યમાં સૂર્ય હોય તો દીવામાં ઘી, અને બીજા ગ્રહ મંગળ, બુધ, ગુરુ, શુક્ર, હોય તો ઘાસલેટ, એરંડીયું, કણજીયું વિગેરે કડવું તેલ જાણવું.

## સૂતિકાનાં ઘર વિષે ખુલાસો ને ઘરની દિશા. (બૃહજ્જાતક)

૩૦ જે ગ્રહ વધારે બળવાન હોય, તેના ઉપરથી સૂતિકાનું ઘર કહેવું. શનિ બળવાન હોય તો જુનું ને સુધારેલું, મંગળ બળવાન હોય તો અગ્નિથી બળી ગયેલું, ચંદ્ર હોય તો નવું, સૂર્ય હોય તો બહુ લાકડાંવાળુ,—બહુ મજબૂત નહિ તેવું, બુધ હોય તો ચિત્ર વિચિત્ર રંગેલું, શુક્ર હોય તો રમણિક (મનને આનંદ આપનાર) ચિત્રો કાઢેલું અને નવું, ગુરુ હોય તો મજબૂત (લાંબો વખત ટકે તેવું.) ઘર કહેવું.

૩૧ જે ગ્રહ ઉપરથી સૂતિકાનું ઘર કહેવામાં આવે, તેની આજુબાજુ જે ગ્રહો રહેલા હોય, તેના ઉપરથી અનુક્રમે સૂતિકાના આજુબાજુનાં ઘર કહેવાં. અને દરેક ગ્રહોના સંબંધથી દરેક દિશા તરફનાં પણ કહેવાં.

૩૨ મેષ, કર્ક, તુલા, વૃશ્ચિક ને કુંભ, એ રાશિઓમાંની એક રાશિમાં જો લગ્ન અથવા લગ્નનો નવમાંશ હોય, તો સુવાવડનો ઓરડો ઘરની પૂર્વ દિશામાં હોય, બુધ અથવા ગુરુની રાશિનું લગ્ન હોય, અથવા નવમાંશ લગ્નમાં તેઓની રાશિ હોય, તો ઘરની ઉત્તર દિશામાં સુવાવડનો ઓરડો જાણવો. વૃષભ રાશિનું લગ્ન અથવા નવમાંશ હોય, તો ઘરથી ઓરડો પશ્ચિમ દિશામાં જાણવો. મકર કે સિંહ રાશિનું લગ્ન કે નવમાંશ હોય તો દક્ષિણ દિશામાં સુવાવડનો ઓરડો જાણવો.

**૩૩ લઘુજાતક**—ઉચ્ચનો ગુરુ, દશમા ભાવમાં હોય, તો ત્રણ ચાર

ખંડનું કે તેટલા માળવાળું ઘર કહેવું. જો ગુરુ ધન રાશિમાં બળવાન હોય, તો ઘણા લાંબા પહોળા ખંડનું ઘર જાણવું. યમલ રાશિમાં બળવાન ગુરુ હોય તો બે ખંડનું ઘર જાણવું. યમલ રાશિ મિથુન ને મીન છે. કેટલાક કન્યા પણ કહે છે.

૩૪ સૂર્ય બળવાન હોય તો તાંબુ, ચંદ્ર હોય તો મણિ, મંગળ હોય તો સોનું, બુધ બળવાન હોય તો કાંસું વિગેરે, ગુરુ હોય તો રૂપું વિગેરે, શુક્ર બળવાન હોય તો મોતી, અને શનિ બળવાન હોય તો લોઢું, અને ધન રાશિનો તથા મીન રાશિનો ગુરુ હોય તો સોનું, સુવાવડી સ્ત્રી પાસે કહેવું.

## ઘરના કયા કયા ભાગમાં જન્મ થશે તે વિષે ( બૃહજ્જાતક).

૩૫ મેષ અને વૃષભ લગ્ન હોય તો ઓરડાના પૂર્વ ભાગમાં સૂતિકાનું સ્થાન જાણવું. મિથુન હોય તો અગ્નિકોણમાં, કર્ક અને સિંહ હોય તો દક્ષિણ દિશામાં, કન્યા લગ્ન હોય તો નૈઋત્યકોણમાં, તુલા અને વૃશ્ચિક લગ્ન હોય તો પશ્ચિમમાં, ધન હોય તો વાયવ્યમાં, મકર કે કુંભ લગ્ન હોય તો ઉત્તર ભાગમાં, અને મીન લગ્ન હોય તો ઓરડાના ઇશાન ભાગમાં સૂતિકાનું સ્થાન જાણવું. અને તેજ પ્રમાણે ખાટલાની દિશા પણ કહેવી. પણ તેમાં લગ્નથી ત્રીજો ભાવ તે, શય્યાનો ( ખાટલાનો ) ઓશીકાની બાજુનો જમણો પાયો, અને બારમો ભાવ ઓશીકા તરફનો ડાબો પાયો જાણવો. લગ્ન અને બીજો ભાવ ઓશીકું ( માથું ) છે. ચોથો ને પાંચમો ભાવ જમણું અંગ ( જમણી ઇસ ) સાતમો અને આઠમો ભાવ પગનો છેલ્લો ભાગ (પાંગત) દશમો અને અગીઆરમો ભાવ ડાબું અંગ ( ડાબી ઇસ ) છે.

૩૬ લઘુજાતક—સિંહ, કન્યા, ધન, મીન, કર્ક, મેષ, અને તુલા લગ્નોમાં બાળકનો જન્મ પથારી ઉપર થયો છે એમ જાણવું. વૃષભ, મિથુન, વૃશ્ચિક, મકર, કુંભ લગ્ન હોય તો બાળકનો જન્મ જમીન ઉપર જાણવો.

૩૭ જેમ ઉપર લગ્નની રાશિ ઉપરથી સુવાની દિશા કહી છે. તેમ ઘણા આચાર્યો—જે દિશામાં રાહુ હોય તે દિશામાં માથું કે ઓશીકું કહે છે ને તે વધારે માન્ય કરવા જેવું છે. જે દિશામાં મંગળ હોય, તે દિશા તરફનો ભાગ ખાટલાનો તૂટેલો જાણવો. જ્યાં સૂર્ય હોય તે દિશામાં દીવો કહેવો. જ્યાં શનિ હોય ત્યાં સોખંડ મુકેલું હતું તેમ કહેવું. એટલે છરી, ચપ્પુ વિગેરે કહેવું. એ પ્રમાણે બુદ્ધિથી વિચાર કરી કહેવું. દિશા જાણવાનું પાછળ બતાવી ગયા છીએ તે જોવું.

## જન્મ વખતે કેટલી ઉપસૂતિકાઓ (જણાવનારીઓ) હોય તે વિષે.

૩૮ (બૃહજ્જાતક)—લગ્ન અને ચંદ્રની વચ્ચે જેટલા ગ્રહો હોય, તેટલી સ્ત્રીઓ બાળકના જન્મ વખતે હોય છે. જેટલા ગ્રહો દસ્ય-ચક્રાર્ધ (સાતમા ભાવના લગ્ન સુધી) માં હોય તેટલી સ્ત્રીઓ ઓરડાની બહાર હોય. જેટલા ગ્રહો અદસ્યચક્રાર્ધ (લગ્નથી સાતમા સુધી) માં હોય તેટલી સ્ત્રીઓ અંદરના ભાગમાં જાણવી. બીજાઓ ઉલટું જ કહે છે. (એટલે દસ્યચક્રાર્ધમાં જેટલા ગ્રહો હોય, તેટલી સ્ત્રીઓ ઓરડાની અંદર, અને અદસ્યચક્રાર્ધમાં જેટલા ગ્રહો હોય, તેટલી ઓરડાની બહાર જાણવી એમ કહે છે. (પણ પહેલો મત વધારે માન્ય છે.)

૩૯ (લઘુજાતક)—મીન ને મેષ લગનમાં જન્મ હોય, તો સુવાવડીની પાસે બે સ્ત્રીઓ કહેવી. વૃષભ ને કુંભમાં જન્મ હોય તો ચાર સ્ત્રીઓ, મકર, મિથુન, ધન, અને કર્ક લગનમાં જન્મ હોય તો સુવાવડી પાસે પાંચ સ્ત્રીઓ, અને સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક લગનમાં જન્મ હોય તો ત્રણ સ્ત્રીઓ જાણવી. ઉપરના શ્લોકના મત કરતાં આ મત વધારે પ્રમા-ણવાળો ગણાય છે.

૪૦ જેટલા પાપગ્રહ હોય એટલી વિધવા સ્ત્રીઓ સુવાવડીની પાસે જાણવી. જેટલા ક્રૂર ગ્રહ હોય એટલી કુંવારી, શુભગ્રહો જેટલા હોય, તેટલી સૌભાગ્યવંતી સ્ત્રીઓ જાણવી.

**૪૧ શરીરનો વર્ણ કે રંગ (બૃહજ્જાતક)** લગ્નના નવમાંશના સ્વામી જેવું જ શરીર (દેહનો આકાર) જાણવું. અથવા જે ગ્રહ વધારે બળવાન હોય, તેના જેવા શરીરવાળો જાણવો. અને ચંદ્રમા નવમાંશમાં જે રાશિનો હોય, તે રાશિના સ્વામીના જેવા વર્ણવાળો જાણવો.

૪૨ લઘુજાતક—ગુરુ અને સૂર્ય, ચંદ્ર સાત્વિક ગુણવાળા છે. બુધ, શુક્ર રાજસ, શનિ, મંગળ તામસ, ગુણવાળા છે. એ ગ્રહોથી ગુણપ્રકૃતિ કહેવી. ઉપર પ્રમાણે મનુષ્યનો રજોગુણ, તમોગુણ અને સત્વગુણ થવા કારણ દર્શાવે છે કે ત્રિશાંશ કુંડળીમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિનો સ્વામી જે ગ્રહ થયો હોય તે ગ્રહનો સત્વગુણ રજોગુણ કે તમોગુણમાંનો જે ગુણ હોય તે ગુણ તે પુરુષનો કહેવો. અને જન્મકાળમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના સરખી તેની મૂર્તિ કહેવી. પરંતુ [૧]જાતિ, કુલ અને દેશનો વિચાર કરી કહેવું.

૧. શરીરનો રંગ ગોરો કે કાળો કહેતા પહેલાં કુળ દેશને જાતિનો

## દ્રેષ્કાણના ભાગોના ભાવ પ્રમાણે લાખુ કે નિશાન થવા બાબત. ( બૃહજ્જાતક )

૪૩ લગ્નના ત્રણ દ્રેષ્કાણો પ્રમાણે કાળ પુરૂષના શરીરના વિભાગો નીચે પ્રમાણે છે લગ્ન પહેલા દ્રેષ્કાણમાં ( ૧૦ અંશની અંદરનું ) હોય તો લગ્ન માથું, બીજો ભાવ જમણી આંખ, બારમો ભાવ ડાબી આંખ, ત્રીજો ભાવ જમણો કાન, અગીઆરમો ભાવ ડાબો કાન, ચોથો ભાવ જમણું નસકોરૂં, અને દશમો ભાવ ડાબું નસકોરૂં, પાચમો ભાવ જમણો ગાલ, નવમો ભાવ ડાબો ગાલ, છઠ્ઠો ભાવ જમણી હડપચી, આઠમો ભાવ ડાબી હડપચી, સાતમો ભાવ મુખ જાણવું. લગ્ન બીજા દ્રેષ્કાણમાં (૧૦ થી ૨૦ અંશની અંદરનું) હોય તો પહેલો ભાવ ગળુ, બીજો ભાવ જમણો ખભો, બારમો ભાવ ડાબો ખભો, ત્રીજો ભાવ જમણો હાથ, અગીઆરમો ભાવ ડાબો હાથ, ચોથો ભાવ જમણું પડખું, દશમો ભાવ ડાબું પડખું, પાચમો ભાવ છાતીનો જમણો ભાગ, નવમો ભાવ છાતીનો ડાબો ભાગ, છઠ્ઠો ભાવ પેટનો જમણો ભાગ, આઠમો ભાવ પેટનો ડાબો ભાગ, ને સાતમો ભાવ ડુંટી જાણવી. લગ્ન ત્રીજા દ્રેષ્કાણમા ( ૨૦ થી ૩૦ અંશની અંદરનું ) હોય તો પહેલો ભાવ પેડુ, બીજો ભાવ લિંગ ને ગુદાનો જમણો ભાગ, બારમો ભાવ લિંગ અને ગુદાનો ડાબો ભાગ, ત્રીજો ભાવ જમણું વૃષણ, અગીઆરમો ભાવ ડાબું વૃષણ, ચોથો ભાવ જમણી સાથળ, દશમો ભાવ ડાબી સાથળ, પાચમો ભાવ જમણું ઢીંચણ, નવમો ભાવ ડાબું ઢીંચણ, છઠ્ઠો ભાવ જમણી જાંઘ, ( ઢીંચણ અને પગનો વચલો ભાગ ) આઠમો ભાવ ડાબી જાંઘ, અને સાતમો ભાવ બે પગ, તે કાળ પુરૂષના શરીરના ભાગો જાણવા

---

વિચાર કરીને કહેવો. જેમકે જો ઉપલી રીત પ્રમાણે જેની જન્મકુંડળીમા શનિ બળવાન હોય, તો તેના શરીરનો રંગ કાળો હોય, પણ યુરોપ, અમેરિકા, કાશ્મીર વિગેરે દેશમા કોઇ પણ મનુષ્ય કાળા રંગના હોતાજ નથી. ત્યારે તે દેશવાલાને માટે ત્યાના મનુષ્યનો જે ગોરો રંગ છે, તે સર્વેથી ઉતરતા રંગનો તે માણસ હશે, તેમ કહેવું. તેમજ કર્ણાટક વિગેરે દેશમા હબશી વિગેરે કાળાજ હોય છે ને ત્યાંના જન્મેલા મનુષ્યને જો ગુરુ બળવાન હોય તો ગોરો થવો જોઇએ તો તેને ત્યાના કાળા લોકોથી ઉઘડતા રંગનોજ કહેવો ઘટે છે તેમજ નાગર, ક્ષત્રી, વિગેરે જાતિ પણ હમેશા ઉઘડતા રંગનીજ છે. ને ભીલ વિગેરે ઘણી ખરી શ્યામ રંગની છે. માટે સર્વે વિચાર કરીનેજ રંગ કહેવો ઠીક પડશે.

૪૪ જે ભાવમાં પાપગ્રહ પડેલા હોય તે ભાવના પ્રમાણે જો લગ્ન પહેલા દ્રેષ્કાણમાં હોય તો પહેલા કહેલા શરીરના ભાગોમાં, બીજા દ્રેષ્કાણમાં હોય તો બીજા કહેલા શરીરના ભાગોમાં, અને ત્રીજા દ્રેષ્કાણમાં હોય તો ત્રીજા કહેલા શરીરના ભાગોમાં, તલ, માંસ વિગેરે ચિહ્ન ( નિશાની ) કરે છે. અને જે ભાવમાં શુભ ગ્રહો હોય કે દૃષ્ટિ કરે તે ભાવના કહેલા શરીરના ભાગમાં લાખુ કરે છે, એ પ્રમાણે ચિહ્ન કે લાખુ કરનાર ગ્રહ પોતાની રાશિ કે પોતાના નવમાંશમાં હોય, અથવા સ્થિર રાશિના નવમાંશમાં કે સ્થિર રાશિમાં હોય તો વ્રણ (ઘા) ચિહ્ન કે લાખું અથવા તો કંઇ નિશાની શરીરના બતાવેલા ભાગ ઉપર જન્મથીજ હોય છે. પણ ગ્રહ એવી રીતે ન હોય તો જન્મ થયા પછી વ્રણ ( ઘા કે નિશાની ) થાય છે. આવું થવાનું કારણ શનિથી હોય તો પથ્થર લાગવાથી અથવા પવનથી, મંગળથી વ્રણ થાય તો અગ્નિ, ઝેરી જનાવર, અથવા હથિયાર લાગવાથી થાય. બુધથી જમીન ઉપર પડવાથી કે લોઢું વાગવાથી વ્રણ થાય. સૂર્યથી વ્રણ લાકડું વાગવાથી કે ચાર પગના જનાવરથી થાય. ચંદ્રમા શીંગડાંવાળા અથવા પાણીના જનાવરથી, વ્રણ કરે છે. બાકીના ગ્રહો એટલે, ગુરુ, શુક્ર ને પૂર્ણકળાનો ચંદ્ર અને બુધ જો પાપગ્રહોના ભેગા ન આવ્યા હોય, તો શુભ ચિહ્ન કરે છે.

૪૫ ( જાતકપારિજાત )—બુધ સાથે ત્રણ ગ્રહો જે દ્રેષ્કાણના વિભાગમાં હોય, તે દ્રેષ્કાણ શરીરનો જે ભાગ બતાવતો હોય, તે ભાગ ઉપર શુભ ગ્રહો અથવા અશુભ ગ્રહો એક બીજા સાથે જેમ આવતા હોય, તે પ્રમાણે વ્રણ થાય છે. તેમાં જે ગ્રહ બળવાન હોય, તે પોતાની દશામાં ચિહ્ન કે લાખું કરે છે. પાપગ્રહ લગ્નથી છઠ્ઠા ભાવમાં હોય તો બતાવેલા શરીરના ભાગપર વ્રણ થાય. પણ શુભ ગ્રહો જોતા હોય તો તલ કે માંસનાં ચિહ્ન જાણવાં. પાપગ્રહ છઠ્ઠા ભાવમાં શુભ ગ્રહો સાથે હોય તો સારા શુકનવાળું લાખું થાય છે. ॥ ૪૫ ॥

૪૬ (લગ્નજાતક)—મેષ, વૃષ, સિંહ, મિથુન, ને તુલા લગ્ન હોય તો બાળક જન્મતાંજ રડે છે. અને કુંભ તથા કન્યા લગ્ન હોય તો થોડું રડે છે. અને કર્ક, વૃશ્ચિક, ધન તથા મીન લગ્નમાં જન્મ હોય તો બાળક જન્મતાં રડતું નથી તેમ જાણવું.

## વિયોનિ જન્મબાબત (જાનવરો પક્ષિઓને ઝાડ બાબત (બૃહજ્જાતક)

૪૭ જન્મ કુંડળીમા પાપગ્રહો બળવાન હોય ને શુભ ગ્રહો નિર્બળ હોય, નપુસક ગ્રહો કેન્દ્રમા બેઠા હોય અથવા કેન્દ્રને જોતા હોય ને મનુષ્ય રાશિ શિવાયની કોઇ પણ રાશિનો ચંદ્રમા દ્વાદશાશ કુડળીમા હોય તો તે જન્મ વિયોનિનો થયેલો જાણવો.

૪૮—પાપગ્રહો બળવાન થઇને નવમાશમા, પોતાની રાશિના હોય, તેમ શુભ ગ્રહો નિર્બળો થઈ નવમાશમા પારકી રાશિના હોય, તો વિયોનિ સંજ્ઞક જન્મ જાણવો. પણ લગ્ન મનુષ્ય રાશિનું ન હોય ત્યારેજ વિયોનિ જન્મ જાણવો.

૪૯—જનાવરોના અગના વિભાગ ઉપર રાશિનું અધિપતિપણુ નીચે પ્રમાણે જાણવુ.

મેષ–માથું વરખ–મોઢું ને ગળુ, મિથુન–આમના પગ ને ખભો
કર્ક–બરડો, સિંહ–છાતી, કન્યા–બે પાસાનો ભાગ.
તુલા–પેટ, વૃશ્ચિક–ગુદા, ધન–પછવાડેના પગ.
મકર–વૃષણ, લિંગ, કુંભ–સાથળ, મીન–પૂછડું.
તે ચતુષ્પદ જાનવરના અંગ વિભાગે રાશિ જાણવી.

૫૦—લગ્નનો નવમાશ, લગ્નમા રહેલા ગ્રહ, અથવા લગ્નપર જે ગ્રહની દૃષ્ટિ હોય, તે ઉપરથી જનાવરોના રગ કહેવા જો બહુ ગ્રહોની દૃષ્ટિ હોય તો જે ગ્રહ બળવાન હોય તે ઉપરથી અને સમાન બળ હોયે તો જેટલા હોય તેટલા પ્રકારના રંગ કહેવા સાતમા સ્થાનમા જે ગ્રહ હોય તે ઉપરથી પીઠ ઉપરની રેખાઓનો રંગ કહેવો

૫૧—જ્યારે લગ્નનો દ્રેષ્કાણ પક્ષિ[1] દ્રેષ્કાણ હોય, અથવા લગ્ન અને નવમાશ ચર રાશિના હોય, યા બુધના નવમાશમા બળવાન ગ્રહો બેઠા હોય, ને શનિ જોતો કે યુક્ત હોય તો સ્થળ ચર (જમીનના પક્ષિ) નો જન્મ કહેવો અને ચદ્ર જાતો કે યુક્ત હોય તો પાણીમા રહેનાર પક્ષિનો જન્મ જાણવો.

૧–પક્ષિ દ્રેષ્કાણ એટલે મિથુન ને તુલારાશિનો બીજો, સિંહ અને કુંભરાશિનો પહેલો દ્રેષ્કાણ તેને પક્ષિ દ્રેષ્કાણ કહે છે. મિથુન અને તુલા રાશિના ૨, ૫ અને ૮ મા નવમાશને બીજો દ્રેષ્કાણ, અથવા પક્ષિ દ્રેષ્કાણ કહે છે. સિંહ અને કુંભરાશિના ૧, ૪, ૭ મા નવમાશને પહેલો દ્રેષ્કાણ અથવા પક્ષિ દ્રેષ્કાણ કહે છે.

શનિ અને ચંદ્ર એક બીજાને દેખતા કે યુક્ત હોય તો વિયોનિ જન્મ જાણવો.

પર—લગ્ન, ચંદ્ર, ગુરુ અને રવિ નિર્બલી હોય તો ઝાડનો જન્મ જાણવો. તે જમીનમાં કે પાણીમાં ઉગે છે તે ભેદ નવમાંશ ઉપરથી નક્કી કરવો. એટલે જળ રાશિના નવમાંશમાં હોય તો જળની સમીપનાં, અને એ શિવાયની રાશિના હોય તો પૃથ્વી ઉપરનાં ઝાડોનો જન્મ જાણવો.

લગ્નની રાશિથી સ્થળ અથવા જળચર રાશિ જેટલા અંતરાયે હોય તે પ્રમાણે ઝાડ ઉગે છે. ( એટલે નવમાંશ લગ્નનો સ્વામી લગ્નની રાશિથી જેટલી રાશિ દૂર હોય તેટલાં ઝાડો ઉગે છે. )

પ૩—ઉપર કહેલા નવમાંશનો સ્વામી સૂર્ય હોય તો મજબૂત ઝાડોને જન્મ આપે છે. શનિ બેડોળ ઝાડોને, ચંદ્ર રસવાળાં ઝાડોને, મંગલ કાંટાવાળાં ઝાડોને, ગુરુ ફળવાળાં, બુધ ફળ વિનાનાં, શુક્ર સુગંધીદાર ફૂલવાળાં ઝાડોને, ચંદ્ર ચીકણાં ઝાડોને, અને મંગલ ખરાબ ગંધવાળી ડાળીયોવાળાં ઝાડોને જન્મ આપે છે.

પ૪—શુભ ગ્રહ, અશુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો ખરાબ જમીનમાં સુંદર ઝાડ પેદા થાય છે. પાપ ગ્રહ, શુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો સારી જમીનમાં ખરાબ ઝાડ પેદા થાય છે. ( એટલે નવમાંશનો સ્વામી નવમાંશ લગ્નથી જેટલે ઘેર દૂર હાય તેટલાં ઝાડ પેદા થાય છે ).

પપ જાતકપારિજાત—પહેલા ભાવનો સ્વામી ચોથે, ને ચોથા ભાવનો સ્વામી પહેલે ભાવે બેઠો હોય, તો જાનવરનો જન્મ જાણવો.

લગ્ન અને ચોથા ભાવનો સ્વામી રાહુ અને કેતુની સાથે હોય તો પણ ચતુષ્પદનો ( જાનવરનો ) જન્મ જાણવો.

પ૬—વિયોનિ જન્મમાં લગ્નને શુક્ર જોતો હોય તો ગાય કે બળદનો જન્મ જાણવો.

લગ્નમાં શનિ બેઠો હોય વા જોતો હોય તો ભેંસ કે પાડાનો જન્મ જાણવો.

લગ્નમાં રાહુ કેતુ બેઠા હોય તો બકરા કે ઘેટાનો જન્મ જાણવો.

લગ્નમાં પાપગ્રહો બેઠા હોય તો બીજા પશુનો જન્મ જાણવો. એવી રીતે વિયોનિ જન્મ બાબત છે.

## પ્રકરણ ૬ ઠું.

સંવત્સર માસ, તિથિ, વાર, નક્ષત્રાદિકમાં જન્મ થવાથી થતાં તે દરેકનાં જુદેજુદાં ફળો. ( જાતકાભરણ )

॥ अथ संवत्सराणां जातफलम् ॥

सर्ववस्तुपरिसंग्रहे रतः पुत्रसंततिरतीव सन्मतिः ॥ सर्वभोगयुतदीर्घजीविनो जायते प्रभवसंभवः पुमान् ॥ १ ॥ उत्पन्नभोक्ता प्रियदर्शनश्च बलाधिशाली चतुरः कलाज्ञः ॥ राजा भवेदात्मकुले सुशीलो विद्वान्मनुष्यो विभवाब्दजन्मा ॥ २ ॥ सदा सहर्षोऽतितरामुदारः सत्पुत्रदारैर्विभवैः समेतः ॥ सद्भाग्यविद्याविनयोपपन्नो नूनं पुमाञ्छुक्लसमुद्भवः स्यात् ॥ ३ ॥ दाता सुतानंदयुतोऽभिकांतः सत्येन नित्यं सहितो गुणी स्यात् ॥ दक्षश्च धूर्तः परकार्यकर्ता प्रमोदजन्मा मनुजोऽभिमानी ॥ ४ ॥ दाराभिमानः सुतरां दयालुः कुलानुवृत्तः किल चारुशीलः ॥ देवद्विजार्चाभिरतो विनीतो मर्त्यः प्रजाधीशसमुद्भवः स्यात् ॥ ५ ॥ कांतः सुखी भोगयुतश्च मानी प्रियप्रवक्ता बहुपुत्रयुक्तः ॥ सुगुप्तबुद्धिः खलु दीर्घजीवी नरोऽङ्गिरोवत्सरसंभवः स्यात्॥६॥ श्रीमान्प्रतापी बहुशास्त्रवेत्ता सुहृत्प्रियश्चारुमतिर्बलीयान्॥ सत्कीर्तियुक्तो नितरामुदारो भवेन्नरः श्रीमुखसंभवोऽसौ ॥७॥ प्रशस्तचेताः सुतरां यशस्वी गुणान्वितो दानरतो विनीतः ॥ सदा सहर्षोऽभिमतो बहूनां भावाभिधानोद्भवमानवः स्यात् ॥८॥ प्रसन्नमूर्तिर्गुणवान्विनीतः शांतश्च दानाभिरतो नितांतम् ॥ सुधीश्चिरायुर्दृढदेहशाली जातो युवाब्दे पुरुषः सतोषः ॥९॥ सर्वलोकगुणगौरवयुक्तः सुन्दरोऽप्यतितरां गुरुभक्तः ॥ शिल्पशास्त्रकुशलश्च सुशीलो धातृवत्सरभवो हि नरः स्यात् ॥१०॥ तत्कालसंजातमहाप्रकोपो हर्षाभियुक्तो गुणवान्प्रतापी ॥ दक्षः कलाकौशलशीलशाली मर्त्यो भवेदीश्वरजातजन्मा ॥११॥ व्यापारदक्षः क्षितिपालमानी दानाभि-

मानी ननु शास्त्रवेत्ता ॥ बहुप्रकारैर्बहुधान्यवित्तः स्यान्मानवो वै बहुधान्यजन्मा ॥१२॥ रथध्वजच्छत्रतुरंगसाद्यैर्युतश्च शास्त्राभिरतोऽरिहंता ॥ मंत्री नरेन्द्रस्य नरः श्रुतिज्ञः प्रमाथिसंवत्सरसंभवः स्यात् ॥१३॥ अत्युग्रकर्माभिरतो नितांतमरातिचक्रक्षणेऽतिदक्षः॥ शूरश्च धीरोतितरामुदारः पराक्रमी विक्रमवर्षजातः ॥१४॥ कार्यप्रलापी किल निद्यशीलः खलानुयातः परकर्मकर्ता ॥ भर्ता बहूनां मलिनोलसश्च जातो वृषाब्दे मनुजोतिलुब्धः ॥१५॥ चित्रवस्त्रकुसुमैकमानसो मानसोद्भवचयान्वितः सदा ॥ चारुशीलविलसत्यलान्वितश्चित्रभानुजननो हि पूरुषः ॥१६॥ अराललेशः सरलः सुकांतिर्जितारिपक्षो मतिमान्विनीतः ॥ प्रसन्नमूर्तिर्विलसद्विभूतिः सुभानुसंवत्सरजातजन्मा ॥१७॥ धूर्तश्च शूरश्चपलः कलाज्ञः सुनिष्ठुरो गर्हितकर्मकर्ता ॥ अत्पन्नभोक्ता द्रविणेन युक्तः स्यात्तारणाब्दोद्भवमानवो यः ॥१८॥ स्वधर्मकर्माभिरतो नितांतं सच्छास्त्रपारंगमताद्युपेतः ॥ कलाकलापे कुशलो विलासी यः पार्थिवाब्दे कुलपार्थिवः स्यात् ॥१९॥ सौख्येतिरक्तो व्यसनाभिभूतो भीतो न किंचिद्ग्रहणाद्दणी स्यात् ॥ जातः पुमानस्थिरचित्तवृत्तिर्व्ययाभिधाने व्ययकर्मशीलः ॥२०॥ राजगौरवमहोत्सवः शुचिर्मानवः पृथुतनुर्महीपतिः ॥ वैरिवर्गविजयोद्यतः सदाः सर्वजिच्छरदि यस्य संभवः ॥२१॥ भूरिभृत्यबहुभोगसंयुतः सुंदरश्च मधुरान्नभुक् सदा ॥ धीरतागुणयुतोति धारणः सर्वधारिणि च यस्य संभवः ॥२२॥ वक्ता विदेशाटनतां प्रपन्नः कुटुंबसौख्यायचयोतिधूर्तः ॥ जनेन साकं गतसख्यवृत्तिर्विरोधिवर्षप्रभवो नरः स्यात् ॥ २३ ॥ निर्धनः किल करालतां गतो दीर्घपूर्वबहुगर्वसंयुतः ॥ चारुबुद्धिरहितोप्पसौहृदो मानवो विकृतिवर्षसंभवः ॥ २४ ॥ कामातुरो धूसरकामकांतिः कठोरदीर्घश्च न सारवाक्यः ॥ क्रोधी च लज्जाविधिवर्जितः स्यान्नरः खरशब्दप्रभवोतिदीर्घः ॥२५॥ तडागवापीगृहकूपकर्ता सदान्नदाना-

भिरुचिः शुचिः स्यात् ॥ विलासिनीनंदनजातहर्षो नरो भवेन्नंदनवर्षजातः ॥२६॥ संग्रामधीरः सुतरां सुशीलो भूपालमान्यो वदतां वरेण्यः ॥ दाता दयालुः किल वैरिहंता यस्य प्रसूतिर्विजयाभिधाने ॥२७॥ शास्त्रप्रसंगे विदुषां विवादी मान्यो वदान्यो रिपुवर्गहंता ॥ जयाभिलाषी विषयानुरक्तो जातो जयाब्दे मनुजो महौजाः॥२८॥ भूषाविशेषैः सहितश्च योषाविलासशीलोऽमृतवाक्कलापः ॥ सन्नीनृत्याभिरतश्च भोक्ता यो मन्मथाब्दे जननं प्रपन्नः ॥२९॥ क्रूरोद्धतो निघ्नमतिश्च लुब्धो वक्रास्यवाह्वङ्घ्रिरयप्रियः स्यात् ॥ विरुद्धभावो बहुदुष्टचेष्टो यो हायने दुर्मुखनाम्नि जातः ॥ ३० ॥ तुरंगहेमाम्बरधान्यरत्नैर्युतो नितांतं सुतदारसौख्यः ॥ समस्तवस्तुग्रहणैकबुद्धिर्यो हेविलंबे पुरुषोऽभिजातः॥३१॥ धूर्तोतिलुब्धो लसतां प्रपन्नः श्लेष्माधिकः सत्त्वविवर्जितश्च ॥ प्रारब्धकार्ये नितरां प्रलापी विलंबसंवत्सरसंभवः स्यात् ॥३२॥ दुराग्रही सर्वकलाप्रवीणः सुसंग्रही चञ्चलधीश्च धूर्तः॥ अनल्पजल्पः सुसुहृद्विकल्पो विकारिसंवत्सरजो नरः स्यात् ॥३३॥ वणिविक्रियायां कुशलो विलासी नैवानुकूलश्च सुहृज्जनानाम् ॥ अनेकविद्याभ्यसनानुरक्तः संवत्सरे शार्वरिनाम्नि जातः ॥३४॥ कामी प्रकामं धनवांश्च शश्वत्सेवादरोदारहृतार्थतप्तः ॥ सुगुप्तबुद्धिश्चपलस्वभावः प्लवाभिधानाब्दभवो नरः स्यात् ॥ ३५ ॥ सौभाग्यविद्याविनयैः समेतः पुण्यैरगण्यैरपि दीर्घजीवी ॥ स्यान्मानवः सूनुधनोरुसंपद्यस्य प्रसूतिः शुभकृत्समासु ॥ ३६ ॥ सर्वोन्नतश्चारुगुणो दयालुः सत्कर्मकर्ता विजयी विशेषात् ॥ कांतो विनीतः शुभदत्वप्रवीणो यः शोभने वत्सरके हि जातः ॥ ३७ ॥ क्रूरे क्षणः क्रूरतरस्वभावः स्त्रीवल्लभः पर्वततुल्यगर्वः ॥ स्यादन्तरायः परकार्यकाले क्रोधी भवेत्क्रोधिशरत्प्रसूतः ॥३८॥ सुपुत्रदारः सुतरामुदारो नरः सदाचाररतोतिधीरः ॥ मिष्टान्नशुक्तसर्वगुणाभिरामो विश्वावसौ यस्य भवेत्प्रसूतिः ॥ ३९ ॥ धनस्य धान्यस्य च नैव किंचित्सुसंग्र-

ह्यत्यंतकठोरवाक्यः ॥ आचारतात्परत्वशठत्वयुक्तो पराभवे यस्य भवेत्प्रसूतिः ॥ ४० ॥ भवेद्बलं चंचलचित्तवृत्तिर्न स्यात्प्रवृत्तः खलु साधुकार्ये ॥ धूर्तः सदाचारविचारहीनः प्लवङ्गजो वै मनुजः कृशाङ्गः ॥४१॥ रूपेण मध्यः प्रियवाग्दयालुर्जलाभिलाषी त्वनुवेलमेव ॥ स्थूलाङ्घ्रिप्रसन्मौलिरलंवलीयान्किलारिकीलः किलके प्रसूतः ॥४२॥ पण्डितो हि धनवान्बहुभोगी देवतातिथिरुचिः शुचिरुच्चैः ॥ सात्त्विकः कृशकलेवरयष्टिः सौम्यवत्सरभवो हि नरः स्यात् ॥४३॥ इतस्ततः संचलनानुरक्तो लिपिक्रियायां कुशलो विवेकी ॥ क्रोधी शुचिर्भोगनिवृत्तचेताः प्राणीतिसाधारणजः प्रणीतः ॥४४॥ महेश्वराराधनतत्परः स्यात्क्रोधी विरोधी सततं बहूनाम् ॥ पराङ्मुखस्तातवचस्यतीव विरोधकृन्नाम्नि च यस्य जन्म ॥४५॥ विद्वान्सुशीलश्च कलाप्रवीणः सुधीश्च मान्यो वसुधाधिपानाम् ॥ व्यापारसंप्राप्तमहाप्रतिष्ठः पुमान्भवेद्वै परिधाविजन्मा ॥ ४६ ॥ दुष्टोऽभिमानी कलहानुरक्तो लुब्धः कुटुंबाभिरतश्च दीनः ॥ स्यादल्पधीर्गर्हितकर्मकर्ता प्रमादिजन्मा मनुजः प्रमादी ॥ ४७ ॥ स्याद्भूरिदारश्चतुरोऽतिदक्षः शश्वत्सुतानन्दभरप्रपूरः प्राज्ञः कृतज्ञः सुतरां विनीतोऽप्यानंदजातो मनुजो वदान्यः ॥ ४८ ॥ क्रूरस्त्वकर्मा कलहानुरक्तः संत्यक्तसद्धर्मविचारसारः दयाविहीनश्च ससाहसोपि भवेन्नरो राक्षसजातजन्मा ॥४९॥ सद्बुद्धिशाली जलसस्यसंपद्व्यवसायानुवृत्तौ कुशलः सुशीलः ॥ स्यादल्पवित्तो बहुपालकश्च जातो नलाब्दे चपलो मनुष्यः ॥ ५० ॥ पिङ्गेक्षणो गर्हितकर्मकर्ता स्यादुद्धतश्चंचलवैभवाढ्यः त्यागी शठोत्यंतकठोरवाक्यो जातो नरः पिङ्गलनामधेये ॥५१॥ अनल्पजल्पप्रियतामुपेतस्त्वसाधुबुद्धिर्विधिना वियुक्तः ॥ कलिप्रसंगे किल कालरूपो यः कालयुक्तप्रभवः कृशांगः ॥५२॥ उदारचेता विलसत्प्रसादो रणाङ्गणप्राप्तयशाः सुवेषः ॥ नरेन्द्रमंत्री बहुपूजितार्थी सिद्धार्थिजातो मनुजः समर्थः ॥५३॥ भयंकरः पालयिता पशूनां शश्वत्परीवादप-

रोतिधूर्तः ॥ जातापकीर्तिः खलचित्तवृत्तिर्नरोतिरौद्रः खलु रौद्रजन्मा ॥५४॥ स्ववाक्यनिर्वाहमहाभिमानः प्रसन्नताहीनतरो नरः स्यात् ॥ कामी प्रकामं दुरितप्रवृत्तिर्यो दुर्मतिर्दुर्मतिवर्षजातः ॥ ५५ ॥ नित्यं नरेन्द्रार्पितगौरवः स्याद्गजाश्वभूहेमसमन्वितश्च ॥ तीर्थेत्रिक्रमीतिरतीव जातश्चेन्मानवो दुंदुभिनामधेये ॥५३॥ आरक्ताक्षः क्वचिदपि महा-कामलायामयानां प्रादुर्भावादतिकृशतनुर्जायतेस्यंतरोपः ॥ पादद्वंद्वे भवति कुनखो हस्तयुग्मेथवा स्याच्छस्त्राद्दुःखं व्रजति रुधिरोद्गारिजन्मा मनुष्यः ॥५७॥ आचारधर्माभिरतो नितांतं मनोभवोत्कर्षतरो नरः स्यात् ॥ अन्याधिकत्वं सहते न किंचिद्रक्तादिजातोक्षिरुजान्वितश्च ॥५८॥ स्यादंतरायो हि परस्य कार्ये तमोगुणाधिक्यभयंकरश्च ॥ परस्य वृद्धिं प्रहरेत्प्रकामं यो हायने क्रोधननाम्नि जातः ॥ ५१ ॥ उपार्जितार्थव्ययकृन्नितांतं सेवारतो निष्ठुरचित्तवृत्तिः ॥ सत्कर्ममार्गेल्पमनःप्रवृत्तिः क्षयाभिधानं जननं हि यस्य ॥ ६० ॥

સંવત્સરનું ફળ.

જે મનુષ્યનો જન્મ **પ્રભવ** સંવત્સરમાં થાય છે તે માણુસ સર્વ વસ્તુઓનો સંગ્રહ કરે છે. પુત્ર પ્રજા અને સારી બુદ્ધિવાળો સર્વ ઉપભોગ (વૈભવ) યુક્ત લાબા આયુષ્યવાળો થાય છે ॥૧॥ **વિભવ સંવત્સર**—માં જન્મ થયો હોય, તે પોતે ઉત્પન્ન કરેલા ભોગ ભોગવે છે. તેનું દર્શન (જોવું) મનુષ્યોને પ્રિય લાગે છે અને ઘણો બળવાળો ચતુર કળાઓને જાણવાવાળો પોતાના કુળમાં રાજા સારા સ્વભાવવાળો પંડિત થાય છે. ॥૨॥ જેનો **શુકલમાં** હોય તે હમ્મેશાં હર્ષમાં રહેવાવાળો ઘણો ઉદાર સારા પુત્ર અને સારી સ્ત્રી, નવા વૈભવ, શ્રેષ્ટ ભાગ્ય, વિદ્યા અને નમ્રતા યુકત થાય છે ॥૩॥ **પ્રમોદ**—હોય તો દાતા પુત્રથી આનંદ પામનાર સત્યવાન, ગુણવાન, કાંતિવાળો, ચતુર, ધુતારો અને પારકાનું કામ કરવાવાળો અભિમાની થાય છે. ॥૪॥ **પ્રજાધીશ**—સ્ત્રીનો અભિમાન રાખનાર, નિરંતર દયાળુ, કુળ પ્રમાણે ચાલનાર, સારા સ્વભાવવાળો, દેવતા અને બ્રાહ્મણોના પૂજનમાં તત્પર અને નમ્રતાવાળો થાય છે. ॥૫॥ **અંગીર**—મનોહર, (સુંદર), વૈભવ સાથે માન મેળવનાર, મીઠું બોલનાર, ઘણા પુત્રો-

વાળો, ગુપ્ત (છુપી) બુદ્ધિવાળો, ને લાંબા આવરદાવાળો થાય છે. ॥૬॥ શ્રીમુખ—લક્ષ્મીવાળો, મોટો પ્રતાપી ઘણાં શાસ્ત્રોને જાણવાવાળો, મિત્રોને વહાલો, બુદ્ધિશાળી, બળવાન, ઉદાર અને સારી કીર્તિ મેળવનાર થાય છે. ॥૭॥ ભાવ—સારા મનવાળો, યશ મેળવનાર, ગુણવાન, દાન કરનાર, નમ્ર, હમ્મેશાં આનંદમાં રહેનાર બહુ માણસોને માનવા યોગ્ય થાય છે, ॥૮॥યુવા-આનંદમાં રહેનાર, ગુણવાન, નમ્ર, શાંત ચિત્ત, દાન કરનાર, સારી બુદ્ધિ, લાંબી ઉમ્મર અને મજબુત શરીરવાળો થાય છે. ॥૯॥ ધાતૃ—સર્વ લોકમાં વધારે ગુણવાન અને મોહોટાઇ સુંદર સ્વરૂપ, નિરંતર ગુરુનો ભક્ત, શિલ્પશાસ્ત્ર (કોતરકામ)માં કુશલ ને સારા સ્વભાવાળો થાય છે. ॥૧૦॥ ઇશ્વર—જલદી ક્રોધ કરનાર, ગુણવાન, પ્રતાપી, ચતુર, કળાઓમાં કુશળ સ્વભાવ-વાળો થાય છે. ॥૧૧॥ બહુધાન્ય—વ્યાપારમાં ચતુર, રાજાનો માનીતો, દાન કરનાર, અભિમાની, શાસ્ત્ર જાણનારો, અનેક પ્રકારે બહુ અનાજ અને પૈસાવાળો થાય છે. ॥૧૨॥ પ્રમાથી—રથ, ધજા, (વાવટો) છત્ર અને ઘોડાદિ વાહનવાળો, શાસ્ત્રમાં પ્રીતિ રાખનાર, શત્રુઓનો નાશ કરનાર, રાજાનો પ્રધાન, વેદને જાણવાવાળો થાય છે ॥૧૩॥ વિક્રમ—મોટાં મોટાં કાર્ય કરનાર, સર્વે શત્રુનો નાશ કરનાર, ચતુર, શૂરવીર, ધીરજતાવાળો, ઘણો ઉદાર ને બળવાન થાય છે. ॥૧૪॥ વૃષ—વિના કારણ પારકા કામની વચ્ચે બોલનાર, દુષ્ટ (ખરાબ) સ્વભાવવાળો, ખરાબ માણસોની સાથે ફરનાર, પારકાનું કામ કરનાર ઘણા માણસોનો સ્વામી (ઉપરી), મલિન (મેલો) આળસુ, લોભી થાય છે ॥૧૫॥ ચિત્રભાનુ—નાના પ્રકારનાં વસ્ત્ર પુષ્પોને ધારણ કરવાવાળો, હમ્મેશાં મનમાં ચિંતા રાખનાર, સારા સ્વભાવવાળો, સારી સારી કળાઓ જાણનાર થાય છે. ॥૧૬॥ સુભાનુ—વાંકાકેશ (વાળ) વાળો, સારી કાંતિવાળો, શત્રુઓને જીતનાર, બુદ્ધિમાન, નમ્ર, (વિનયવાળો) આનંદી, સુંદર વૈભવવાળો થાય છે. ॥૧૭॥ તારણ—ધૂતારો, શૂરવીર, ચપળ કળાઓને જાણનાર, દયા વગરનો, નિંદિત કામ કરનાર, પેદા કરીને ભોગવનાર અને ધનવાન થાય છે. ॥૧૮॥ પાર્થિવ—પોતાના ધર્મ કર્મને પાળનાર, સારાં શાસ્ત્રોને જાણનાર, દરેક કળાઓમાં હોંશિયાર, વિલાસ કરનાર, કુળમાં રાજા જેવો થાય છે. ॥૧૯॥ વ્યય—સુખમાં પ્રીતિ રાખનાર, વ્યસનો કરનાર, કોઇથી ભય ન પામનાર, કરજદાર, ભમતા મનનો, ખર્ચ કરવાવાળો થાય છે. ॥૨૦॥ સર્વજીત્—રાજાથી માન પામનાર, ઉત્સાહી, પવિત્ર મોહોટા શરીરવાળો, રાજા અને શત્રુઓને જીતનાર થાય છે. ॥૨૧॥ સર્વધારી—બહુ નોકરવાળો, ઘણા ભોગ ભોગવનાર, સુંદર

અને મીઠું અનાજ ખાનાર, ધીરજ રાખનાર, ઘણાઓનું પોષણ કરનાર, થાય છે. ॥૨૨॥ વિરોધી—મોહોટા બાવણો આપનાર, પરદેશમાં ફરનાર, કુટુંબ અને સુખી કરવા મોટા ધૂતારો, દરેક માણસ સાથે વિરોધ કરનાર થાય. ॥૨૩॥ વિકૃતિ—ગરીબ સ્થિતિવાળો, વિકરાળ, આગનો ભાગ જેનો લાંબો છે, એવો, બહુ અભિમાની, ખરાબ બુદ્ધિવાળો, મિત્ર વગરનો થાય છે ॥૨૪॥ ખર—કામી, કદરૂપો, કઠોર અને લાંબો, ખોટું બોલનાર, કજીઆ કરનાર, શરમ વગરનો અને ઘણો ઉંચો થાય છે ॥૨૫॥ નંદન—તળાવ વાવો, કુવા, મકાનો બનાવનાર, હમ્મેશા અનાજનું દાન આપનાર, પવિત્ર, વેશ્યાની સાથે આનંદ ભોગવનાર થાય છે ॥૨૬॥ વિજય—યુદ્ધમાં કુશળ નિરંતર (હમ્મેશા) સારા સ્વભાવવાળો, રાજાને માનવા લાયક, બોલવામાં ચતુર, દાન આપનાર, દયાવાન, શત્રુઓનો નાશ કરનાર થાય છે ॥૨૭॥ વિજય—શાસ્ત્ર પ્રસંગમાં પંડિતો સાથે વાદ કરનાર, માનવાયોગ્ય શત્રુઓને મારનાર, જયની ઇચ્છા રાખનાર, વિષયોમાં આસક્ત, મોટો પરાક્રમી થાય છે. ॥૨૮॥ મન્મથ—નાના પ્રકારના પોષાક (કપડાં) પેહેરનાર, સ્ત્રીઓ સાથે વિલાસ કરનાર, મીઠી વાણી બોલનાર, કળાઓને જાણનાર, સારા ગાયન નાચમાં પ્રીતિ રાખનાર, અને ભોગ ભોગવનાર થ[illegible]

દુર્મુખ—ક્રૂર (ઘાતકી), ખરાબ બુદ્ધિવાળો, લોભી [illegible] મોઢું વાંકું છે એવો, પાપી અવળા સ્વભાવવાળો અને ઘ[illegible] છે ॥૩૦॥ હેવિલંબ—ઘોડાઓ, સોનું, વસ્ત્ર અને રત્નો [illegible] થાય છે. હમ્મેશા પુત્ર, સ્ત્રીઓનું સુખ ભોગવનાર, દરે[illegible] કરનાર થાય છે. ॥૩૧॥ વિલમ્બ—ધૂતારો, લોભી, આળસુ[illegible] નિર્મળ, ભવિષ્ય કાર્યના મોટા[illegible] વિચાર કરનાર થ[illegible] વિકારી—ખોટી હઠ કરનાર [illegible] હોશિયાર, સવે[illegible] કરનાર, ચંચળબુદ્ધિ, ધૂતારો, [illegible] વહેમ રાખનાર થાય છે ॥[illegible] વિનાસ કરનાર, મિત્રોનો શત્રુ, [illegible] છે. ॥૩૪॥ પ્લવ—કામી, ધનવાન, [illegible] દુખી, શુભબુદ્ધિ અને ચપળ સ્વભ[illegible] ભાગ્ય વિદ્યા અને નમ્રતાવાળો વધારે [illegible] પુત્ર, ધન, અને સંપત્તિથી સુખી થાય છે [illegible] વાળો, સારો. ગુણવાન, દયાવાન, સારા કર્મ [illegible] કાંતિવાન, વિનય (નીતિ)વાન, સારી દૃષ્ટિ ([illegible]

થાય છે. ॥૩૭॥ ક્રોધી—ખરાબ દ્દષ્ટિવાળો ખરાબ સ્વભાવવાળો, સ્ત્રીઓને વ્હાલો, પહાડ જેવો અભિમાની, પારકા કાર્યને બગાડનાર થાય છે. ॥૩૮॥ વિશ્વાવસુ—પુત્ર, સ્ત્રીવાળો, નિરંતર ઉદાર, સદાચાર પાળનાર, ધીરજવાન, સ્વાદિષ્ટ ખાનાર, અને ગુણવાન થાય છે. ॥૩૯॥ પરાભવ—ધન ધાન્ય વગરનો કંઈક થોડો સંગ્રહ કરનાર, અત્યંત કઠીન વચન બોલનાર, થોડો આચાર પાળનાર અને લુચ્ચો થાય છે. ॥૪૦॥ પ્લવઙ્ગ—પરિપૂર્ણ ચંચળ ચિત્ત ( મન )વાળો, સારૂં કાર્ય કરવા તત્પર નહિ થનાર, ધૂતારો, સારો આ-ચાર નહિ પાળનાર અને વિચાર વગરનો દુર્બળ શરીરવાળો થાય છે. ॥૪૧॥ કીલક—રૂપમાં મધ્યમ, મીઠી વાણી, દયાવાન, વારંવાર જળ (પાણી) પીનાર, જાડા પગ, સુંદર મસ્તકવાળો ને બળવાન થાય છે. ॥૪૨॥ સૌમ્ય—પંડિત ધનવાન, મોટો ભોગી, દેવતા અને યાચકમાં પ્રીતિવાળો, સાચો, પવિત્ર, સાત્વિક સ્વભાવ, દુર્બળ દેહવાળો થાય છે. ॥૪૩॥ સાધારણ—જ્યાં ત્યાં જવામાં તૈયાર, લખવામાં હોંશિયાર, વિવેકી, ક્રોધીષ્ટ, પવિત્ર અને ભોગોમાં પ્રીતિ ન રાખનાર થાય છે. ॥૪૪॥ વિરોધ—શિવજીની સેવા કરનાર, ક્રોધી, ઓથવાળો, વિરોધ કરનાર, અને બાપના વચનને ન માનનાર થાય છે. ॥૪૫॥ પરિધાવી—વિદ્વાન્, સારા આચરણવાળો, કળાઓ જાણનાર, સારી બુદ્ધિ, અને રાજાઓથી માન મેળવનાર, વ્યાપારમાં સારો લાભ મેળવનાર, સારી સતિષ્ઠા મેળવનાર થાય છે. ॥ ૪૬ ॥ પ્રમાદિ—દુષ્ટ અભિમાની, કજીઆઓ કરનાર, લોભી કુટુંબમાં પ્રીતિ રાખનાર, ગરીબ, થોડી બુદ્ધિવાળો, ખરાબ કામ કરનાર થાય છે. ॥૪૭॥ આનંદ—બહુ સ્ત્રીઓવાળો ચતુર, સદા પુત્રોના સુખથી આનંદ ભોગવનાર પંડિત કરેલા ઉપકારને જાણનાર, નમ્ર અને ઉદાર થાય છે. ॥૪૮॥ રાક્ષસ—ક્રૂર ખરાબ કર્મ કરનાર, કજીઆ કરનાર, સારો ધર્મ અને સારા વિચા-રોને છોડી દેનાર, દયા વગરનો, સાહસ કામ કરનાર, થાય છે. ॥૪૯॥ નળ—સારી બુદ્ધિવાળો, ખેતીથી ધન પેદા કરનાર, વેપાર કરવામાં કુશળ, હોંશિયાર, સારા સ્વભાવવાળો, થોડો ધનવાન, ઘણા માણસોનું પાલન કર-નાર ચપળ થાય છે. ॥૫૦॥ પિંગલ—પીળી આંખોવાળો ખરાબ કામ કરનાર, ઉદ્ધત, ચંચળ; વૈભવવાળો, ત્યાગી, લુચ્ચો, ઘણાં કઠીન વચન બોલનાર થાય છે. ॥૫૧॥ કાલયુક્ત—બહુ બોલવામાં પ્રીતિ રાખનાર ખોટી બુદ્ધિવાળો, કજીઆના સમયે બ્રહ્માએ બનાવેલ કાળ જેવો વિકરાળ થાય છે ॥૫૨॥ સિદ્ધાર્થિ—ઉદાર, દયાળુ, લડાઇમાં યશ મેળવનાર, સુંદર પોષાક રાખનાર રાજાનો પ્રધાન, ઘણા મનુષ્યોને પુજવા લાયક થાય છે. ॥૫૩॥

રૌદ્ર-ભયંકર પશુઓને પાળનાર, જલદી વિવાદ કરનાર, ધુતારો, અપયશ મેળવનાર, દુષ્ટ ચિત્તવાળો, ભયંકર સ્વરૂપવાન થાય છે. ॥૫૪॥ દુર્મતિ પોતાના વચનને પાળનાર, મોટો અભિમાની, શોકમાં રહેનાર, ઘણો કામી, પાપકર્મ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો થાય છે. ॥૫૫॥ દુંદુભિ-રાજાથી બહુ માન પામનાર, હાથી, ઘોડા, જમીન, સોનું, ભોગવનાર. ગાયન, વાજીંત્ર નૃત્યમાં પ્રીતિ રાખનાર થાય છે ॥૫૬॥ રુધિરોદ્‌ગારી-લાલ આંખોવાળો બહુ કામી હોવાથી અનેક પ્રકારના રોગોવડે દુર્બળ શરીરવાળો, અને બહુ ક્રોધ કરનાર, એ પગના, અથવા હાથના કાળા નખવાળો, અને શસ્ત્રથી દુઃખ પામે છે. ॥૫૭॥ રક્તાક્ષિ-આચાર, ધર્મ પાળનાર, કામી, બીજાથી ઉન્નતિ (ચડતી)ને નહિ સહન કરનાર, રોગી આંખોવાળો થાય છે. ॥૫૮॥ ક્રોધન-પારકાના કાર્યને વિઘ્ન કરનાર, ઘણો ક્રોધી, ભયંકર સ્વરૂપ, પારકાની બુદ્ધિએ ચાલનાર થાય છે. ॥૫૯॥ ક્ષય-પોતે પેદા કરેલા ધનને ખર્ચનાર, હમેશાં નોકરી કરનાર, કઠોર ચીત્તવાળો, સારા કાર્યમાં ઢીલ કરનાર થાય છે. ॥૬૦॥ એ પ્રમાણે ૬૦ સંવતસરનું ફળ જાણવું.

॥ अथायनजातफलम् ॥ शश्वत्प्रसन्नो ननु सूनुकांतासंतोषयुक्तोतितरां चिरायुः ॥ नरः सदाचारपरोप्युदारो धीरश्च सौम्यायनजातजन्मा ॥ १ ॥ अखर्वगर्वः कृषिकर्मकर्ता चतुष्पदाढ्योतिकठोरचित्तः ॥ शठोप्यसह्यो ननु मानवानां याम्यायने ना जनने प्रपन्नः ॥ २ ॥

અયનનું ફળ—ઉત્તરાયનમાં જન્મ પામેલો, સદા પ્રસન્ન, પુત્ર અને સ્ત્રીથી સુખ ભોગવનાર, લાંબા આયુષ્યવાળો સદાચારમાં તત્પર ઉદાર અને ધીરજવાન થાય છે. ॥૧॥ દક્ષિણાયનઃ-બહુ અભિમાની, ખેતી કરનાર, ગાય, બળદ, ભેંસાદિ પશુવાળો, અતિકઠણ ચિત્તવાળો, લુચ્ચો, કોઈનું ન સહન કરનાર થાય છે, ॥૨॥

॥ अथषट्‌ऋतुजातफलम् ॥ कंदर्परूपो मतिमान्प्रतापी सङ्गीतशास्त्रे गणितप्रवीणः ॥ शास्त्रप्रभूतामलचैलचेता वसंतजन्मा मनुजः प्रसन्नः ॥१॥ ऐश्वर्यविद्याधनधान्ययुक्तो वक्ता प्रलम्बामलवेशपाशः॥ भोगी भवेन्नीरविहारशीलो यो ग्रीष्मकालोद्भवतां प्रपन्नः ॥ २ ॥ संग्रामधीरो मतिमान्प्रतापी तुरगप्रेमकरः सुरूपः ॥ कफानिलात्मा

ललनाविलासी वर्षोद्भवश्चापि विचित्रमंत्रः ॥३॥ अपूर्णरोषः पुरुषोनिलात्मा मानी धनी कर्मरुचिः शुचिः स्यात् ॥ रणप्रियो वाहनसंयुतश्च ऋतौ शरन्नाम्नि च यस्य जन्म ॥४॥ नरेंद्रमंत्री चतुरोप्युदारो नरो भवेच्चारुगुणोपपन्नः ॥ सत्कर्मधर्मानुरतो मनस्वी हेमंतजातः सततं विनीतः ॥५॥ मिष्टान्नपानानुरतो नितांतं क्षुधान्वितः पुत्रकलत्रसौख्यः ॥ सत्कर्मवेषः पुरुषः सरोषो बलाधिशाली शिशिरर्तुजन्मा ॥ ६ ॥

ઋતુનું ફળ—કામદેવ જેવો રૂપવાન, બુદ્ધિમાન, પ્રતાપી, ગાવા બજાવામાં હોંશિયાર, ગણિતશાસ્ત્રમાં કુશળ, બહુ શાસ્ત્રો જાણનાર, સારાં કપડાં પહેરનાર, પ્રસન્ન મનવાળો વસંતમાં જન્મેલો થાય છે. ॥૧॥ ઐશ્વર્ય વિદ્યા, ધન, અનાજવાળો બોલવામાં હોંશિયાર, શરીરે ઉંચો સુંદર કેશવાળો ભોગી, પાણીને વિષે તરવામાં ચાલાક, ગ્રીષ્મઋતુમાં થાય છે ॥૨॥ લડાઈમાં ધીરજવાન, બુદ્ધિવાન, પ્રતાપી ઘોડાઓ ઉપર પ્રીતિ રાખનાર, રૂપવાન, કફ વાયુવાળો, સ્ત્રીઓ સાથે વિલાસ કરનાર ઉંધી સલાહ આપનાર વર્ષામાં થાય છે. ॥૩॥ ક્રોધ રહિત, વાયુ પ્રકૃતિવાળો, અભિમાની, ધનવાન, કર્મમાં પ્રીતિ રાખનાર, પવિત્ર, લડાઇ કરવામાં તત્પર, હાથી ઘોડા ગાડીવાળો શરદમાં થાય છે. ॥૪॥ રાજાનો પ્રધાન, ચતુર, ઉદાર, ગુણવાન, સારા કર્મ અને ધર્મ પાળનાર, મનસ્વી નમ્ર હેમંતમાં થાય છે. ॥૫॥ લાડુ ઇત્યાદિ મીઠા પદાર્થ ખાવામાં પ્રીતિ રાખનાર, ભુખથી પીડા પામનાર સ્ત્રી પુત્રના સુખવાળો, સારાં કામ કરનાર, સારો પોષાક પહેરનાર, ક્રોધી અને ઘણો બળવાન શિશિરમાં થાય છે. ॥૬॥

॥ अथद्वादशमासजातफलम् ॥ सत्कर्मकर्ता विनयोपपन्नो भोगी नरः स्यान्मधुरान्नभोजी ॥ सत्पात्रमित्रानुरतश्च मन्त्री चैत्रोद्भवश्चापि विचित्रमंत्रः ॥१॥ सुलक्षणः पुण्यगुणानुशीलः पुमान्वलीयान्द्विजदेवभक्तः ॥ कामी चिरायुर्जलपानशीलः स्यान्माधवे बांधवसौख्ययुक्तः ॥ २ ॥ क्षमान्वितश्चञ्चलचित्तवृत्तिर्विदेशवासाभिरुचिश्च तीव्रः ॥ विचित्रबुद्धिः खलु दीर्घसूत्रो ज्येष्ठोद्भवः श्रेष्ठतरो नरः स्यात् ॥३॥ बहुव्ययोनल्पवचो विलासः प्रमादशीलो गुरुवत्सलश्च सदाग्निमांद्यः शुभकर्मकृत्स्यादाषाढजो गाढतराभिमानः ॥४॥ पुत्रैश्च

રૌદ્ર-ભયંકર પશુઓને પાળનાર, જલ્દી વિવાદ કરનાર, ધુતારો, અપયશ ભોગવનાર, દુષ્ટ ચિત્તવાળો, ભયંકર સ્વરૂપવાન થાય છે ॥૫૪॥ દુર્મતિ પોતાના વચનને પાળનાર, મોટો અભિમાની, શોકમાં રહેનાર, ઘણો કામી, પાપકર્મ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો થાય છે ॥૫૫॥ દુંદુભિ-રાજાથી બહુ માન પામનાર, હાથી, ઘોડા, જમીન, સોનું, ભોગવનાર ગાયન, વાજીત્ર નૃત્યમાં પ્રીતિ રાખનાર થાય છે ॥૫૬॥ રુધિરોદ્ગારી-લાલ આંખોવાળો બહુ કામી હોવાથી અનેક પ્રકારના રોગોવડે દુર્બળ શરીરવાળો, અને બહુ ક્રોધ કરનાર, બે પગના, અથવા હાથના કાળા નખવાળો, અને શસ્ત્રથી દુઃખ પામે છે ॥૫૭॥ રક્તાક્ષિ-આચાર, ધર્મ પાળનાર, કામી, બીજાથી ઉન્નતિ (ચડતી)ને નહિ સહન કરનાર, રોગી આંખોવાળો થાય છે ॥૫૮॥ ક્રોધન-પારકાના કાર્યને વિઘ્ન કરનાર, ઘણો ક્રોધી, ભયંકર સ્વરૂપ, પારકાની બુદ્ધિએ ચાલનાર થાય છે ॥૫૯॥ ક્ષય-પોતે પેદા કરેલા ધનને ખર્ચનાર હમેશાં નોકરી કરનાર, કઠોર ચીત્તવાળો, મારા કાર્યમાં ઢીલ કરનાર થાય છે ॥૬૦॥ એ પ્રમાણે ૬૦ સંવત્સરનું ફળ જાણવું

॥ अथायनजातफलम् ॥ शश्वत्प्रसन्नो ननु सूनुकांतासंतोषयुक्तोऽतितरां चिरायुः ॥ नरः सदाचारपरोऽप्युदारो धीरश्च सौम्यायनजातजन्मा ॥ १ ॥ अखर्वगर्वः कृषिकर्मकर्ता चतुष्पदाढ्योऽतिकठोरचित्तः ॥ शठोऽप्यसह्यो ननु मानवानां याम्यायने ना जनने प्रपन्नः ॥ २ ॥

અયનનું ફળ—ઉત્તરાયનમાં જન્મ પામેલો, સદા પ્રસન્ન, પુત્ર અને સ્ત્રીથી સુખ ભોગવનાર, લાંબા આયુષ્યવાળો સદાચારમાં તત્પર ઉદાર અને ધીરજવાન થાય છે ॥૧॥ દક્ષિણાયન-બહુ અભિમાની, ખેતી કરનાર, ગાય, બળદ, ભેંસાદિ પશુવાળો, અતિકઠણ ચિત્તવાળો, લુચ્ચો, કોઈનું ન સહન કરનાર થાય છે, ॥૨॥

॥ अथषट्ऋतुजातफलम् ॥ कंदर्परूपो मतिमान्प्रतापी सङ्गीतशास्त्रे गणितप्रवीणः ॥ शास्त्रप्रभूतामलचैलचेता वसंतजन्मा मनुजः प्रसन्नः ॥१॥ ऐश्वर्यविद्याधनधान्ययुक्तो वक्ता मलस्थामलकेशपाशः॥ भोगी भवेन्नीरविहारशीलो यो ग्रीष्मकालोद्भवतां प्रपन्न ॥ २ ॥ सग्रामधीरो मतिमान्प्रतापी तुरगमेमकर सुरूपः ॥ कफानिलात्मा

ललनाविलासी वर्षोद्भवश्चापि विचित्रमंत्रः ॥३॥ अपूर्णरोषः पुरुषो-निलात्मा मानी धनी कर्मरुचिः शुचिः स्यात् ॥ रणप्रियो वाहन-संयुतश्च ऋतौ शरन्नाम्नि च यस्य जन्म ॥४॥ नरेंद्रमंत्री चतुरोप्यु-दारो नरो भवेच्चारुगुणोपपन्नः ॥ सत्कर्मधर्मानुरतो मनस्वी हेमंतजातः सततं विनीतः ॥५॥ मिष्टान्नपानानुरतो नितांतं क्षुधा-न्वितः पुत्रकलत्रसौख्यः ॥ सत्कर्मवेषः पुरुषः सरोषो बलाधिशाली शिशिरर्तुजन्मा ॥ ६ ॥

**ઋતુનું ફળ**—કામદેવ જેવો રૂપવાન, બુદ્ધિમાન, પ્રતાપી, ગાવા બજાવામાં હોંશિયાર, ગણિતશાસ્ત્રમાં કુશળ, બહુ શાસ્ત્રો જાણનાર, સારાં કપડાં પહેરનાર, પ્રસન્ન મનવાળો **વસંતમાં જન્મેલો** થાય છે. ॥૧॥ ઐશ્વર્ય વિદ્યા, ધન, અનાજવાળો બોલવામાં હોંશિયાર, શરીરે ઉંચો સુંદર કેશવાળો ભોગી, પાણીને વિષે તરવામાં ચાલાક, ગ્રીષ્મઋતુમાં થાય છે ॥૨॥ લડાઈમાં ધીરજવાન, બુદ્ધિવાન, પ્રતાપી ઘોડાઓ ઉપર પ્રીતિ રાખનાર, રૂપવાન, કફ વાયુવાળો, સ્ત્રીઓ સાથે વિલાસ કરનાર ઉંધી સલાહ આપનાર વર્ષામાં થાય છે. ॥૩॥ ક્રોધ રહિત, વાયુ પ્રકૃતિવાળો, અભિમાની, ધનવાન, કર્મમાં પ્રીતિ રાખનાર, પવિત્ર, લડાઇ કરવામાં તત્પર, હાથી ઘોડા-ગાડીવાળો શરદમાં થાય છે. ॥૪॥ રાજાનો પ્રધાન, ચતુર, ઉદાર, ગુણવાન, સારા કર્મ અને ધર્મ પાળનાર, મનસ્વી નમ્ર **હેમંતમાં** થાય છે. ॥૫॥ લાડુ ઇત્યાદિ મીઠા પદાર્થ ખાવામાં પ્રીતિ રાખનાર, ભુખથી પીડા પામનાર સ્ત્રી પુત્રના સુખવાળો, સારાં કામ કરનાર, સારો પોષાક પહેરનાર, ક્રોધી અને ઘણો બળવાન **શિશિરમાં** થાય છે. ॥૬॥

॥ अथद्वादशमासजातफलम् ॥ सत्कर्मकर्ता विनयोपपन्नो भोगी नरः स्यान्मधुरान्नभोजी ॥ सत्पात्रमित्रानुरतश्च मन्त्री चैत्रोद्भव-श्चापि विचित्रमंत्रः ॥१॥ सुलक्षणः पुण्यगुणानुशीलः पुमान्वलीया-न्द्विजदेवभक्तः ॥ कामी चिरायुर्जलपानशीलः स्यान्माधवे बांधव-सौख्ययुक्तः ॥ २ ॥ क्षमान्वितश्चश्चलचित्रवृत्तिर्विदेशवासाभिरुचिश्च तीव्रः ॥ विचित्रबुद्धिः खलु दीर्घसूत्रो ज्येष्ठोद्भवः श्रेष्ठतरो नरः स्यात् ॥३॥ बहुव्ययोनल्पवचो विलासः प्रमादशीलो गुरुवत्सलश्च सदाभिसांधः शुभकर्मकृत्स्यादाषाढजो गाढतराभिमानः ॥४॥ पुत्रैश्च

રૌદ્ર-ભયંકર પશુઓને પાળનાર, જલ્દી વિવાદ કરનાર, ધુતારો, અપયશ મેળવનાર, દુષ્ટ ચિત્તવાળો, ભયંકર સ્વરૂપવાન થાય છે ॥૫૪॥ દુર્મતિ પોતાના વચનને પાળનાર, મોટો અભિમાની, શોકમા રહેનાર, ઘણો કામી, પાપકર્મ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો થાય છે ॥૫૫॥ દુંદુભિ-રાજાથી બહુ માન પામનાર, હાથી, ઘોડા, જમીન, સોનું, ભોગવનાર ગાયન, વાજીત્ર નૃત્યમા પ્રીતિ રાખનાર થાય છે ॥૫૬॥ રુધિરોદ્‌ગારી-નાવ આખોવાળો બહુ કામી હોવાથી અનેક પ્રકારના રોગોવડે દુર્બળ શરીરવાળો, અને બહુ ક્રોધ કરનાર, બે પગના, અથવા હાથના કાળા નખવાળો, અને શસ્ત્રથી દુઃખ પામે છે ॥૫૭॥ રક્તાક્ષિ-આચાર, ધર્મ પાળનાર, કામી, બીજાથી ઉન્નતિ (ચડતી)ને નહિ સહન કરનાર, રોગી આખોવાળો થાય છે ॥૫૮॥ ક્રોધન-પારકાના કાર્યને વિઘ્ન કરનાર, ઘણો ક્રોધી, ભયંકર સ્વરૂપ, પારકાની બુદ્ધિએ ચાલનાર થાય છે ॥૫૯॥ ક્ષય-પોતે પેદા કરેલા ધનને ખર્ચનાર, હમેશા નોકરી કરનાર, કઠોર ચીત્તવાળો, સારા કાર્યમા ઢીલ કરનાર થાય છે ॥૬૦॥ એ પ્રમાણે ૬૦ સવત્સરનું ફળ જાણવું.

॥ अथायनजातफलम् ॥ शश्वत्प्रसन्नो ननु सूनुकांतासंतोपयुक्तोतितरां चिरायुः ॥ नरः सदाचारपरोप्युदारो धीरश्च सौम्यायनजातजन्मा ॥ १ ॥ अखर्वगर्वः कृषिकर्मकर्ता चतुष्पदाढ्योतिकठोरचित्तः ॥ शठोप्यसह्यो ननु मानवानां याम्यायने ना जनने प्रपन्नः ॥ २ ॥

અયનનું ફળ—ઉત્તરાયનમાં જન્મ પામેલો, સદા પ્રસન્ન, પુત્ર અને સ્ત્રીથી સુખ ભોગવનાર, લાબા આયુષ્યવાળો સદાચારમા તત્પર ઉદાર અને ધીરજવાન થાય છે ॥૧॥ દક્ષિણાયન-બહુ અભિમાની, ખેતી કરનાર, ગાય, બળદ, ભેસાદિ પશુવાળો, અતિકઠણ ચિત્તવાળો, લુચ્ચો, કોઈનું ન સહન કરનાર થાય છે, ॥૨॥

॥ अथषट्ऋतुजातफलम् ॥ कंदर्परूपो मतिमान्प्रतापी सङ्गीतशास्त्रे गणितप्रवीणः ॥ शास्त्रप्रभूतामलचैलचेता वसंतजन्मा मनुजः प्रसन्नः ॥१॥ ऐश्वर्यविद्याधनधान्ययुक्तो वक्ता मलम्बामलकेशपाशः॥ भोगी भवेन्नीरविहारशीलो यो ग्रीष्मकालोद्भवतां प्रपन्नः ॥ २ ॥ सग्रामधीरो मतिमान्प्रतापी तुरगप्रेमकरः सुरूपः ॥ कफानिलात्मा

અગ્રેસર, તેમ શત્રુને જીતે, ને કુળમાં શ્રેષ્ઠ હોય. ॥૭॥ ૮ મ. શ. પ્રથમ અવસ્થામાં રોગી હોય ને સ્ત્રીથી કે જલંદરના રોગથી દુઃખી થઇ મરણ પામે. ॥૮॥ ૯ મ. શ. સારા ગુણવાળો, ધર્મ વૃત્તિવાળો ને સાધારણ સ્ત્રીવાળો, વિચાર વિના કાર્ય કરે, ખોટા ડોળ બતાવે ને ઘણું બોલે. ॥૯॥ **૧૦ મ. શ.** પૈસાવાળો, સારી આબરૂવાળો થાય. ॥૧૦॥ **૧૧ મ. શ.** દયાળુ, સારી ભૈરીવાળો, પૈસાવાળો ને ઘોડા રાખવાવાળો હોય. ॥ ૧૧ ॥ **૧૨ મ. શ.** દાંતના રોગથી પીડાતો, ને કફ પ્રકૃતિવાળો હોય. ॥ ૧૨ ॥

## લગ્નથી બારે ભાવમાં રહેલા કુંભ રાશિના શનિનું ફળ.

૧ કું. શ. હોય તો રણસંગ્રામનું કામ કરે, સારા ગુણોથી રાજાને પ્રસન્ન કરે, ઘણા પૈસાવાળો ને માણસનું હીત કરવામાં તત્પર રહે. ॥૧॥ **૨ કું. શ.** રાજાના બરોબરી કાર્ય કરનારો, યાતો રાજ્યનો માનીતો, પૈસા ને મનુષ્યથી સુખી, રૂષ્ટપુષ્ટ શરીરવાળો, (મજબુત જાડો) દાન કરે ને ચાકરવાળો હોય. ॥૨॥ **૩ કું. શ.** સારા પરાક્રમવાળો, પરોપકાર કરનારો ને વિચાર કરવામાં સારો હોય. ॥૩॥ **૪ કું. શ.** ભાઇ વિનાનો, પૈસાવાળો, હલકા માણસની નોકરી કરે, ને સારી કીર્તિવાળો હોય. ॥૪॥ **૫ કું. શ.** પુત્રના સુખવાળો, બુદ્ધિવાળો, પૈસાદાર, જુઠું બોલે ને ચાલાક થાય. ॥૫॥ **૬. કું શ.** અભિમાની, જુઠું બોલે, પરસ્ત્રીમાં સ્નેહ રાખે ને વિનયી હોય. ॥ ૬ ॥ **૭ કું. શ.** સારી બુદ્ધિવાળો, પુત્ર તથા સ્ત્રી વિનાનો, ને પૈસાદાર હોય. ॥૭॥ **૮ કું. શ.** જલંદરનો રોગ, ગુપ્ત રોગથી પીડા પામે, ને કફ પ્રકૃતિવાળો હોય. ॥૮॥ **૯ કું. શ.** ગાય ને બ્રાહ્મણપર શ્રદ્ધા વાળો ને તીર્થ કે મુસાફરી કરે છે. ॥૯॥ **૧૦ કું. શ.** તેજ સ્વભાવનો, સો ઘોડા રાખી શકનાર, શુરવીર, રાજાને શીકાર લાવી દેનારો હોય. ॥૧૦॥ **૧૧ કું. શ.** મધુર વાણીવાળો, ને વાક ચાતુરીમાં પ્રવીણ હોય. ॥૧૧॥ **૧૨ કું. શ.** અભિમાની જુઠું બોલે, સુખ વિનાનો, ગંદો, આળસુ ને જક્કી હોય. ॥ ૧૨ ॥

## લગ્નથી બારે ભાવમાં રહેલા મીન રાશિના શનિનું ફળ.

૧ **મી.** શ. હોય તો સારી સંગતવાળો, રાજાને વશ કરે, હુન્નરવાળો ને સારા મિત્ર હોય. ॥૧॥ **૨ મી.** શ. પૈસાવાળો, સુખી, બુદ્ધિવાળો, કળાઓમાં કુશળ, ને શત્રુને જીતે છે. ॥૨॥ **૩ મી.** શ. નહીં કરવાનાં કામ કરનારો, પૈસાવાળો ને અનેક માણસ સાથે સ્નેહ રાખે. ॥ ૩ ॥ **૪ મી.** શ. ઘણા પૈસાવાળો, લોભી ને પોતાના માણસોપર સ્નેહ રાખે

છે ॥૪॥ ૫ મી શ. પુત્ર, સુખ ને સ્વધર્મ વિનાનો ચાનાક, ભોગ ભો ગવે ને ગર્વીષ્ટ (અભિમાની) હોય ॥૫॥ ૬ મી શ માકડાના મોઢા ના આકાર જેવા ચહેરાનો, જુઠું બોલનારો ને ઘણા ક્રોધવાળો હોય ॥૬॥ ૭ મી શ વાહન, નોકર ને પુત્રવાળો થાય. દયાળુ હોય, સ્ત્રીસુખ વિનાનો ॥૭॥ ૮ મી શ. બાળક અવસ્થામા રોગી, જલદર ને ગુલ્મના રોગથી પીડાય ને ચપળ હોય ॥૮॥ ૯ મી શ રાજાનો નોકર, સુખી, પૈસાદાર, શાન્ત પ્રકૃતિવાળો થાય ॥૯॥ ૧૦ મી શ દિવાન હોય યાતો રાજા હોય અથવા ઘોડાઓ રાખે ને ઘણા પૈસાવાળો ને સારી કીર્તિવાળો હોય ॥૧૦॥ ૧૧ મી શ રાજાના કુળમા જન્મ, ગર્વવાળો, હુન્નરિ, પુત્ર વિનાનો સારા ચહેરાવાળો ને સુખી હોય ૧૨ મી શ જક્કી, જુઠું બોલે ને પુત્રના સુખવાળો થાય ॥૧૨॥

પાછળ બતાવેલા ભાવફળ કરતા આ ફળ ઘણુ મળતું આવશે પણ તે ફક્ત તે દરેક ભાવમા ગ્રહ એકલોજ હોય તોજ ફળ મળશે પણ તેની સાથે બીજા ગ્રહો આવવાથી ફળ બદનાઇ જાય છે. તેમજ તે ગ્રહના ઉપર બીજા ગ્રહોની દ્રષ્ટી (નજર) હોવાથી પણ ફળ બદલાય છે વળી તે ગ્રહ તદન નીર્બળી હોય તો પણ પોતાના ફળમા ફેરફાર થાય છે તે સરવે વાત ધ્યાનમા રાખી ફળાધીશ કહેવુ વધારે સારૂં છે

## પ્રકરણુ ૯ મું.

### ષડવર્ગનું ફળ, ( જ્ઞાન ભાસ્કર ગ્રંથ મધ્યેથી. )

અરૂણ ( સૂર્યનો સારથી ) કહે છે કે, હે દેવતાઓના પણ દેવ, સૂર્ય, મનુષ્યોના સુખ માટે ગ્રહોથી લોકોને જે સુખ દુ ખ થાય છે, તેનું સાચે સાચુ કારણ મને કહો ॥૧॥ સૂર્ય કહે છે હે વનિતાના પુત્ર અને પાપરહિત અરૂણ, મનુષ્યોને ગ્રહોના આધારે અનેક સુખ દુઃખનાં ચિન્હો થાય છે, તે હું તને કહું છુ તે સાભળ ॥૨॥ જન્મકુંડળીના લગ્નમા શરીર બાબત જોવી હોરા કુંડળીમા પૈસાનું સુખ, દ્રેષ્કાણમાં ભાઈનું સુખ દુ ખ, સપ્તમાંશમાં સંતતિનું સુખ, પંડિતોએ જોવુ ॥૩॥ નવમાંશમાં સ્ત્રીનું સુખ દ્વાદશાંશમાં માતા પિતાનું ત્રીશાંશમાં રિષ્ટ (મરણ) કષ્ટનું.

જ્યોતિષીઓએ સર્વ ફળ લગ્નથી જોવું. ॥૪॥ **હોરાનું ફળ** હોરાના લગ્નનો સ્વામી સૂર્ય હોય, તે **બાલ્યાવસ્થામાં** દુઃખી, **મધ્ય** અવસ્થામાં સમાન, ને વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે. ॥૫॥ તેનું ધન બાપના મરણ પછી દિવસે દિવસે ક્ષય પામે છે. બાલ્યાવસ્થામાં **બાપનું** મરણ થાય છે, ને માતા **જીવતી** રહે છે. ॥૬॥ પોતાની કમાઇથી પૈસાદાર થાય છે. સેવાથી, કષ્ટ વૃત્તિથી, ભિક્ષાથી, અથવા ખેડુતો સાથે લેવડ દેવડથી **પૈસો** મેળવે છે. ॥૭॥ હોરાનો સ્વામી ચંદ્ર હોય, તો બાલ્યાવસ્થામાં **ધનવાન**, મધ્ય અવસ્થામાં **મધ્યમ ધન**, ને વૃદ્ધાવસ્થામાં **નિર્ધન**, થાય છે. ॥૮॥ જોશીઓએ પુછનારને કહેવું કે, બાપનો નાશ, બહુ ધન, ધન યુક્ત ઘર, વડીલોએ મેળવેલું ધન, વગેરે થાય છે. ॥૯॥ પરંતુ બાપના મરણ પછી **ધનનો નાશ,** મોટું દુઃખ, રાજા, ચોર, અગ્નિ, પાણી અને વ્યસનાદિથી ભય વિગેરે દુઃખ ભોગવનાર થાય છે. ॥૧૦॥

**હોરાનું ફળ-(સારાવળીમાંથી)-૧ મેષ લગ્નની પહેલી** હોરામાં જન્મે તે રાતી આંખવાળો, લાંબી નજરવાળો, શૂરવીર, ધન, પોપટના જેવી નાકની અણીવાળો, ઉત્તમ સ્ત્રીનો ભોગી, પુષ્ટ, ઉંચા દેહવાળો ને ચોરોનો સરદાર થાય. ને **બીજી** હોરામાં જન્મેલો ચોર, ઘણો મસ્તીખોર, કઠણ પગ અને આંગળીઓવાળો, સુહામણી મોટી આંખવાળો, ડાહ્યો, પુષ્ટ અને સારી બુદ્ધિવાળો થાય. **૨ વૃષભ લગ્નની પહેલી** હોરામાં જન્મેલો સારા સ્વભાવનો, મોટી આંખ, માથું ને છાતીવાળો, વાહન ઉપર પ્રેમી, બીજાને તાબે થનારો, પુષ્ટ અને ઘણો ક્રોધી થાય. **બીજીમાં** મોટો પરાક્રમી, પુષ્ટ, શોભતા વાળવાળો, આડી કમ્મરવાળો, અને બળદના જેવા મુખવાળો થાય. **૩ મિથુન લગ્નની પહેલી** હોરામાં, મધ્યમ રૂપનો મોટી આંખવાળો, ઠીંગણો, મજબુત માથા અને પગવાળો, શૂરો, ભાષણ કરનાર, બુદ્ધિમાન, ને કામચેષ્ટાનો પ્રેમી થાય; **બીજીમાં** શોભીતી આંખવાળો, કામી, શૂરવીર, કોમળ, અને સારી વાતો કરનારો, ઇચ્છાચારી, શોભીતા હોઠ, દાંત ને દેહવાળો થાય. **૪ કર્ક લગ્નની પહેલી હોરામાં** વર્તુલાકાર દેહવાળો, સારા મસ્તકવાળો. ધુતારો, ઝીણા અવાજવાળો, ચાલાક, લુચ્ચો, કૃષ્ણદેહવાળો, કૃતઘ્ની, ને આગળનો દાંત તુટેલો થાય. **બીજીમાં**, જુગારી, મુસાફરી કરનાર, મોટા મુખવાળો; સમદેહી, પ્રમાણસહીત વાત કરનારો મજબુત શરીરવાળો ને ક્રોધી થાય. **૫ સિંહની પહેલી** હોરામાં લાલ ખુણવાળી મોટી આંખવાળો, ધુતારો, મોટા શરીરવાળો, કપટી, છેલ્લી જીંદગીમાં સુખી. કાયમ પરાક્રમ

કરનાર, ને અચળ કામ કરનારો થાય. **બીજીમા**, સ્ત્રી ભોગી, મીઠો પદાર્થ પીનાર, મીઠું જમનાર, શોભિતા વસ્ત્રની ઇચ્છા કરનારો, કઠોર અંગવાળો, મશ્કરો દતાર, મુસાફરી કરનાર, ભોગી, અને કાયમના મિત્રોવાળો થાય. ૬ **કન્યાની પહેલી** હોરામા સુકોમળ દેહવાળો, તેજસ્વી, ઉત્તમ વચન બોલનારો, ગાયન કરનારી સ્ત્રીમા પ્રેમ ધરાવનારો, મધના જેવી આંખવાળો, ગાયન કળામાં ચતુર, નમ્ર, ને શ્રેષ્ટભાગ્યશાળી થાય. **બીજીમા** ઠીંગણો, ચાકરી કરનારો, લેખક વિદ્યા, ને ગાયન જાણનાર, મોટા માથાવાળો, પાપથી ધનનું સુખ મેળવનારો ને ભોગી તીર્થ યાત્રાઓ કરવાવાળો થાય ૭ **તુલાની પહેલી** હોરામા ગોળ મુખવાળો, ઉચા નાકવાળો, કામી ચતુર, ધની, શ્રેષ્ઠ બુદ્ધિવાળો, પુષ્ટ, મંત્રી, ઉત્તમ મિત્રવાળો અને મજબુત હાડ અને તેના અંદરના મજ્જવાળો થાય **બીજીમાં** ઘણો ધનવાન ને કાયમ ધનવાળો વાંકડીઆ વાળવાળો, શ્યામ શરીરનો, લુચ્ચો, ગોળ આંખોવાળો, પરાક્રમથી કુળાઈ ગયેલો થાય ૮ **વૃશ્ચિકની પહેલી**મા લાલ ખુણાની ને પીળી આંખવાળો, ઉત્સાહી લડાઈમા શૂરો, દુષ્ટ સ્વભાવનો, અને મિત્ર અથવા સ્ત્રીનું ધન લેનાર થાય **બીજીમા** રાજાની સેવા કરનારો પુષ્ટ શરીરવાળો, ઘણો દેવાદાર, મીત્રોવાળો, મોટી આંખોવાળો થાય ૯. **ધનની પહેલી હોરામા** જેનો વાસો, છાતી અને મુખ ચીરાઈ ગયેના છે એવો, હાથીની માફક ઝીણી અને ઢાંકેલી આંખોવાળો, મજબુત ગડસ્થલ (લમણા) વાળો, બચપણમા વડીલોને તજીને સાધુ થનાર થાય, **બીજીમા** કમળપત્રના જેવા અને વિશાળ નેત્રવાળો, દીર્ઘ (લાંબા) હાથવાળો, શાસ્ત્રી, નીતિ જાણનાર, મીઠા વચન બોલનાર, ધર્મી ને ઘણી કીર્તિવાળો થાય. ૧૦ **મકરની પહેલી હોરામા** હરણના જેવી આંખોવાળો, વખાણવા લાયક, સ્ત્રીઓને વાહાલો, કપાળો, બચપણમા લુચ્ચો, ભટકનાર, ક્રોધી, મૂર્ખ, ઉચા નાકવાળો થાય. **બીજીમા** લાલ ખુણાવાળી આંખોવાળો, આળસુ, પાતળો, લાંબા શરીરવાળો શ્યામ, મૂર્ખ. બહુ રૂવાટાંવાળો અને સાહસિક ને પાપ કરનાર થાય ૧૧ **કુંભની પહેલી હોરામા** કાયમના મિત્રવાળો, થોડા બળવાળો, થોડાં છોકરાવાળો, સારા ગુણવાળો, પાપીને શૂરો થાય અને **બીજીમાં** કાળો અને દુર્બળ, વધ ઘટ અંગવાળો, હઠીલો આળસુ સ્ત્રીઓની માફક લાલ આંખોવાળો, કપટી થાય ૧૨ **મીનલગ્નની પહેલી** હોરામા ઠીંગણો, પણ મજબુત શરીરવાળો, સ્ત્રી ૧ પ્રિય મોટા કપાળ અને મોટી છાતીવાળો, ચતુર, સારા યશવાળો ને શૂરો થાય, **બીજીમા** શ્રેષ્ટ સ્થિર, સારી બુદ્ધિવાળો, ઉદાર

સ્ત્રીવાળો, રાજાને પ્રિય, ઉંચા નાકવાળો ને મીઠાબોલો, સુંદર શરીરવાળો થાય. જન્મકાળમાં ચંદ્રમા વા સૂર્ય બળવાનને કેન્દ્રસ્થાની થઈ લગ્નના સ્વામીને દેખતા હોય તોજ હોરામાં વર્ણવેલા ગુણ લાગુ પડે. હોરાનો સ્વામી પૂર્ણ બળી થઈ હોરામાંજ હોય, ને જે ભાવમાં હોરાપતિ છે તેનો ભાવેશ સાથે હોય વા દેખતો હોય તોજ શુભ ફળ આપે. અને એથી ઉલટું હોય તો તે નેષ્ટ ફળ આપે છે.

॥ દ્રેષ્કાણનું ફળ ॥ ( જ્ઞાન ભાસ્કર ગ્રંથ અદ્યેથી ) સૂર્ય કહે છે. હે અરૂણ દ્રેષ્કાણ કુંડળીના લગ્નનો સ્વામી દ્રેષ્કાણમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિના આંક પ્રમાણે ભાંડુંની સંખ્યા જાણવી. એટલે મેષ રાશિમાં બેઠો હોય તો ૧, ને કુંભ રાશિમાં બેઠો હોય તો ૧૧ ભાંડું પુછનારને કહેવાં. ॥૧॥ દ્રેષ્કાણ કુંડળીના લગ્નના સ્વામી સાથે જેટલા પાપગ્રહો દ્રેષ્કાણમાં બેઠા હોય, અથવા દેખતા હોય, તેટલા ભાંડુઓનો નાશ કરે છે. અને શુભ ગ્રહો જેટલા બેઠા હોય અથવા દેખતા હોય, તેટલા આરોગ્ય રહે છે. ॥૨॥ દ્રેષ્કાણ લગ્નનો સ્વામી જન્મ લગ્નના સ્વામી સાથે મિત્રતા રાખતો હોય, તો ભાઇઓથી મિત્રતા રહે. અને શત્રુ હોય તો શત્રુતા ને સમ હોય તો સમતા રાખે. ॥૩॥ દ્રેષ્કાણ કુંડળીનો સ્વામી બળવાન હોય, અથવા તેના ભેગા બેઠેલા ગ્રહો બળવાન હોય, તો તેના ભાઇઓ બળવાન અને પરાક્રમી જાણવા. ॥૪॥ દ્રેષ્કાણ લગ્નના સ્વામી સાથે સ્ત્રી ગ્રહો બેઠા હોય તો બેનનું, ને પુરૂષ ગ્રહો બેઠા હોય તો ભાઇઓનું સુખ સારૂં રહે. ॥૫॥ લગ્નનું દ્રેષ્કાણ સ્ત્રી રાશિનુ હોય તો બેહેનનું સુખ વધારે ને પુરૂષ રાશિનું હોય તો ભાઇઓનું સુખ વધારે જાણવું. ॥૬॥ દ્રેષ્કાણ લગ્નનો સ્વામી જન્મ કુંડળીમાં છટ્ઠે, આઠમે, બારમે બેઠો હોય તો તે મનુષ્ય આત્મઘાતી થાય છે એ પ્રમાણે પંડિતોએ પુછનારને કહેવું. ॥૭॥ દ્રેષ્કાણનો સ્વામી શત્રુના ઘરમાં બેઠો હોય, અથવા શત્રુ ગ્રહ સાથે બેઠો હોય તેનું મરણ, દુઃખી જીંદગી કાઢતાં શત્રુથી થાય છે. ॥૮॥ દ્રેષ્કાણનો પતિ (જન્મકુંડળીમાં) ચંદ્ર ભેગો બેઠો હોય, તેના શરીર ઉપર ઘણાં રૂવાટાં ને કાળા વર્ણનો સુંદર શરીરવાળો થાય. ચંદ્ર યુક્ત દ્રેષ્કાણનો માલિક પાપગ્રહ સાથે બેસવાથી કાનનો રોગી, બંધુઓ સાથે વેર રાખનાર ને શત્રુઓથી વિવાદ કરનાર, થાય છે. ॥ ૯ ॥ દ્રેષ્કાણનો સ્વામી મંગળ આઠમા ભાવમાં (જન્મ કુંડળીમાં) હોય, તેના ભાઇનું ઝાડ પાડવા જતાં અથવા પોતે પડી જવાથી મરણ પામે છે. તે પ્રમાણે પુછનારને

જોશીએ કહેવું ॥૧૦॥ દ્રેષ્કાણનો સ્વામી ગુરુ શનિ સાથે આઠમે ભાવે (જન્મ કુંડળીમાં) બેઠો હોય. તેનું મરણ વિષથી, ને દ્રેષ્કાણનો સ્વામી સૂર્ય, આઠમે હોવાથી મિત્રો તરફથી, મૃત્યુ (મરણ) થાય. ॥૧૧॥ જો સૂર્ય, મંગળ આઠમે બેઠા હોય, તો વીજળી પડવાથી મૃત્યુ થાય છે ને દ્રેષ્કાણનો સ્વામી છઠ્ઠા ભાવમાં હોય, તે મનુષ્યના ડાબા હાથમાં કાંઈ ચિન્હ છે એ પ્રમાણે પુછનારને કહેવું ॥૧૨॥ દ્રેષ્કાણનો સ્વામી આઠમા ભાવમાં હોય, ત્યારે હાથમાં કાંઈ ચિન્હ છે એ પ્રમાણે બુદ્ધિવાને કહેવું ને તે દ્રેષ્કાણપતિ પાપગ્રહો સાથે આઠમે જન્મ કુંડળીમાં હોય તો માનું ને પોતાનું હેડકીથી મરણ કરે. ॥૧૩॥ જો શુભગ્રહ સાથે હોય તો અભિમાની, મજબુત શરીરવાળો, સૂર્ય જેવો પ્રતાપી થાય. ॥૧૪॥

(જાતક પારિજાત)—ક્રુર દ્રેષ્કાણમાં જન્મેલો નીચ બુદ્ધિવાળો, ભમનાર, પાપી, કામ કરનાર ને બદનામ કરનાર, સૌમ્ય દ્રેષ્કાણમાં જન્મેલો દાન આપનાર, ભોગી, દયાળુ, ખેતીમાં પ્રીતિવાળો ને સારા સ્વભાવવાળો, સૌમ્ય દ્રેષ્કાણમાં જન્મેલો, સુખી, ધનવાન, છોકરાવાળો, સુંદર રૂપવાન, દયાળુ. અને મિમિશ્ર દ્રેષ્કાણમાં જન્મેલો ખરાબ સ્વભાવવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ક્રૂર દ્રષ્ટીવાળો અને ચચળ થાય

દ્રેષ્કાણનું ફળ (સારાવળી) દ્રેષ્કાણમાં, ઉચ્ચ ગ્રહ હોય તો રાજ્ય પ્રાપ્તિ કરાવે, પોતાના ઘરનો હોય તો સેનાપતિની પદવી આપે, ને મિત્રનો હોય તો ઉત્તમ સર્વને પ્રિય વાણીનો બોલનારો થાય દ્રેષ્કાણનું ફળ—મેષના પહેલા દ્રેષ્કાણમાં જન્મેલો દાતાર, બીજાને નુકશાન કરનાર, લાબો, વારવાર ક્ષય વૃદ્ધિને પ્રાપ્ત થનાર, શૂરો, મિત્ર દ્વેષી ને સગા કુટુંબને હેરાન કરે છે, અને મેષના મધ્ય (બીજા) દ્રેષ્કાણમાં સ્ત્રી, લંપટ, શાસ્ત્રમાં પ્રેમ, સ્ત્રી, ધન, મિત્ર ધનને ભોગવનારો, મીઠા બોલો, રૂપાળો ને ગાયન કળાનો શોખીન ને મનસ્વી થાય, મેષના છેલ્લા (ત્રીજા) દ્રેષ્કાણમાં જન્મેલો ગુણી, બીજાને નુકશાન કરનાર, બળવાન, પરાક્રમી, રાજસેવક, સજ્જન ધર્મમાં બુદ્ધિવાળો ને મિત્રોને વાહાલો થાય, વૃષભના પહેલાં દ્રેષ્કાણમાં મિત્ર વિયોગથી દુ ખી, ખાનપાન ને સ્ત્રીના વિયોગથી તપેલો, બાયલો વસ્ત્ર ને આભુષણોમાં પ્રીતિવાળો થાય, બીજામાં (વિસ્ત્ર) કોમળ દેહવાળો, સ્ત્રીને પ્યારો, ઘણા નાણાવાળો, રૂપાળો, ભોગી, ઇચ્છાચારી, પહેરવા ઓઢવાનો ને નાહાવાનો શોખીન થાય, છેલ્લા (ત્રીજા) માં

ડાહ્યો દૃઢ વિચારનો, માનવંતો, ગૌરવર્ણનો, મેલો, બીકણ, નિર્ધન અને ફૂડાં કામથી દુઃખી થાય. ૩ **મિથુનના પહેલા દ્રેષ્કાણમાં** મોટા મસ્તકવાળો, ધની, ગુણી, લાંબા દેહવાળો, વિલાસી, ધૂતારો, આપવચની ને રાજાનો માનીતો થાય. **બીજામાં** ઠીંગણો, કોમળ અને સારા દેહવાળો, કરજદાર, થોડા વાળવાળો, પ્રતાપી ને યશસ્વી, વખાણવા લાયક, મોટા શત્રુઓવાળો થાય. **ત્રીજામાં** રૂપાળો, સુંદર આંખોવાળો, મોટા માથાવાળો, શત્રુવાળો, લાંબા શરીરવાળો, કઠોર નખવાળો, ભટકવાવાળો ને કઠણ હાથ પગવાળો, ચળ ધનવાળો થાય. ૪ **કર્કના પહેલા દ્રેષ્કાણમાં** માણસ, દેવ ને બ્રાહ્મણોપર પ્રેમી, ચંચળ, ગોરો, પારકાની મજૂરી કરનારો, સ્ત્રીપુત્રના સુખવાળો, સારી બુદ્ધિવાળો ને રૂપવાન થાય. **બીજામાં** ધનલોભી, દાની, ઘણાં સ્વપ્નો જોનારો, અભિમાની સ્ત્રીને વશ ભાઇઓવાળો, **વિલાસી**, ચપળ અને બહુ રોગી થાય. **ત્રીજામાં** જંગલની હવાનો શોખીન, પાણીમાં તરવાનો પ્રેમી, પરદેશ જઇ ધન મેળવનારો, પુષ્પ હાર ધરવાવાળો ફોકટ, લુચ્ચાઈ કરનારો, સાધુ થાય. ૫ **સિંહના પ્રથમ દ્રેષ્કાણમાં** દાતાર, બીજાને સંતાપ દેનારો, ઘણી સ્ત્રી ધન અને શત્રુવાળો રાજાની સેવા કરનાર, શત્રુને જીતવાની ઇચ્છાવાળો, કાયમના મીત્રવાળો, અને પરાક્રમી થાય. **બીજામાં** શ્રેષ્ઠ રૂચીવાળો, કામી દાતાર, મજબુત બાંધાનો, સુંદર શરીરવાળો, દાગીનાનો શોખીન, સુખી, ધર્મશાસ્ત્રી, ઊંચી બુદ્ધિનો થાય. **ત્રીજામાં** લોભી, મોટી કાયાવાળો, ઉદ્ધત, પરધનહારક અનેક પુત્રોવાળો, ધૂતારો. સ્ત્રીને સંતાપનારો ને મીઠાબોલો થાય. ૬ **કન્યાના પ્રથમ દ્રેષ્કાણમાં** સુંદર કોમળ કાયાનો, મધના જેવી આંખોવાળો, મીઠાબોલો, શ્રેષ્ટ બુદ્ધિવાળો નીતિવાળો, સ્ત્રીનું નાણું ખાનારો ને લાંબા કંઠવાળો થાય. **બીજામાં** યુદ્ધમાં શૂરો, વિલાસી, પુત્રોવાળો રૂષી-મુનીની ગતિ ધરાવનાર, ધીરજવાન, થોડાબોલો, ઘણા ખરચવાળો, પરદેશ જનાર, થોડા હુન્નર જાણનાર થાય. **ત્રીજામાં** ઠીંગણો સુંદર ને મજબુત દેહવાળો, પારકા ધનનો ભોક્તા, ગાયનનો પ્રેમી, મોટી આંખવાળો, રાજાના હુકમને માનનારો, કરડા સ્વભાવનો, ત્યાગી થાય. ૭ **તુળાના પ્રથમ દ્રેષ્કાણમાં** કાળો, ચાકરીથી હુન્નર અક્કલને પામેલો, વેપારમાં હુશીઆર, બુદ્ધિવાળો, મંત્રોને જાણનાર ને કામદેવના જેવો રૂપાળો થાય. **બીજામાં** કમળપત્ર જેવી વિશાળ આંખોવાળો, રૂપાળો, રાજાનો દોસ્તાર, ઘણું બોલનારો, પ્રતાપી, પોતાના વંશને વધારનારો, બહુચાકરવાળો, ને ચતુર થાય. **ત્રીજામાં** મિત્ર વગરનો, ધન ને કીર્તિ વગરનો, ટુંકી બુદ્ધિનો, કાશદ, કુરૂપો, ચપળ,

લુચ્ચો, કૃતઘ્ની ને બેરે ધાટે થાય, ૮ વૃશ્ચિકના પ્રથમ દ્રેષ્કાણમાં ગૌર, શાંત સ્વભાવનો, ઘણો પ્રતાપી, કજીયામા ઉતાવળો પ્રવેશ કરનાર મોટી આંખવાળો, જાડાને મોટા શરીરવાળો થાય, બીજામાં મિષ્ટાન્ન ખાનારો, શાણો, ચાલાક, સોના જેવી દેહવાળો, કાંતિવાળો, પારકું નાણું રાખનારો ને સાદા કામ કરનાર થાય, ત્રીજામાં શ્રેષ્ટ હાથવાળો, મધના જેવી પીળી આંખ ને મોટા પેટવાળો, થોડી દાઢીવાળો, ભાઈ વગરનો, કાળો ને મારફાડ કરનાર થાય, ૯ ધનના પ્રથમ દ્રેષ્કાણમાં ગોળ નેત્ર ને ગોળ છાતીવાળો, સર્વમા શ્રેષ્ટ, ધનવાન, પવિત્ર આચારવાળો ને કોમળ હૈયાનો થાય, બીજામાં શાસ્ત્રી, ભાષણકર્તા, સેંકડો યજ્ઞ કરનાર, ને ઘણી દોલત વાળો, અનેક તીર્થો અને દેવસ્થાનમા ફરનાર થાય; ત્રીજામાં કુકર્મમા મોગ, શાણો, સારા માણસોને સારી સલાહ આપનાર, ધર્મી, પરસ્ત્રીની જાળમાથી મુક્ત થએલો, યશપાત્ર, બહુ શ્રેષ્ટ, ને રૂપાળો થાય. ૧૦ મકરના પ્રથમ દ્રેષ્કાણમાં લાંબા હાથનો, શ્યામ કાંતિવાળો, મોટી આંખ વાળો થોડાબોલો, મોટી સાથળવાળો, સજ્જન શિરોમણી, મદદાવ્યથી બોલનારો, સ્ત્રીઓથી નહી જીતનાર, સુન્દર ચેષ્ટાવાળો, ને ધનવાન થાય, બીજામાં શ્યામ દેહવાળો, લુચ્ચો, થોડાબોલો, મનમોજી, પરસ્ત્રી ને પરધન હરનારો, ચાડી કરનાર, જાંધોમા બંધન ભોગવનાર, દુષ્ટવચની ને પ્રવાસી થાય, ત્રીજામાં સુંદર કપાળ ને ઉત્તમ નાકવાળો, પાતળો, પાપી, આપથી દૂર રહેનારો, ને પરદેશમા ખરાબ ફંદમા તે ફસાય છે. ૧૧ કુંભના પહેલા દ્રેષ્કાણમાં સ્ત્રીના માનનો પ્રેમી, લાંબો દઢ કામનો કરનાર, સુખની ઈચ્છા રાખનારો, નઠારો, શત્રુવાળો ને રાતા અંગવાળો થાય, બીજામાં મશ્કરો, મીઠીવાણીવાળો, શ્રેષ્ટ આચરણવાળો, ગાયનનો શોખીન, લોભી, મધના જેવી પીળી આંખવાળો ને જોરાવર થાય, ત્રીજામાં લાંબો, શઠ, બકવાદ કરનારો, દુર્બળ શરીરવાળો, ટુંકાહાથનો ઉછાછળો, સારી દોલત મેળવનારો, કપટી, ઘણો જુઠાબોલો, મોટી આંખવાળો ને રતીવિલાસી થાય ૧૨ મીનના પ્રથમ દ્રેષ્કાણમાં ગૌરવર્ણી, મધના જેવી પીળી આંખવાળો, જ્ઞાની, સુખી, શ્રેષ્ટ બુદ્ધિવાળો, કરેલા કામને જાણનાર, નર માણસવાળો ને પ્રસિદ્ધ થાય, બીજામાં ધનવાન કેમ થવાય, તેના પુરૂષાર્થને જાણનારો, વનભોક્તા, મિષ્ટાન્ન ભોજન કરનારો, વાચાળ, વડીલોની સલાહ લેનારો, ને જ્ઞાની થાય, ત્રીજામાં શ્યામદેહવાળો, મોટા કદવાળો, ઉત્તમ અન્ન જમનારો, મિત્રોમા સારૂં માન ધરાવનારો, ને યુદ્ધ કરવાની યુક્તિને જાણનારો થાય. એ પ્રમાણે દ્રેષ્કાણનો સ્વામી બળવાન હોય ને

મિત્રગ્રહો દેખતા હોય તો સંપૂર્ણ સ્વભાવ, ગુણ, ચિન્હ વગેરે ફળ થાય છે.

**સપ્તમાંશનું ફળ (જ્ઞાન ભાસ્કર ગ્રંથ મધ્યેથી)**—[1]સપ્તમાંશનો સ્વામી (જન્મ કુંડળીમાં) જે રાશિમાં હોય, તે રાશિના આંક પ્રમાણે સંતતિની સંખ્યા ઘણું કરીને કહેવી. પણ સપ્તમાંશનો સ્વામી અસ્તનો હોય તો, તેની સ્ત્રી વાંઝણી (સંતતિ વગરની) જાણવી. ॥ ૧ ॥ સપ્તમાંશનો સ્વામી નીચ રાશિનો હોય, તેની સંતતિ દુર્બળ, અને ખરાબ સ્વભાવવાળી થાય. શત્રુના ઘરમાં સપ્તમાંશનો સ્વામી હોય, તો સારાં છોકરાં મરણ પામે, ને ખરાબ જીવે છે. ॥ ૨ ॥ સપ્તમાંશનો સ્વામી ઉચ્ચનો થઈ ગમે તે ભાવે, અથવા મિત્રગ્રહની રાશિમાં હોય, મિત્રગ્રહો (જન્મ કુંડળીમાં) સાતમા ભાવે બેઠા હોય, તેનાં સંતાન, રૂપવાન, ધીરજતાવાળાં, ગુણવાન, અને વાણી બોલવામાં ચતુર, થાય. ॥૩॥ સપ્તમાંશનો સ્વામી (જન્મ કુંડળીમાં) સૂર્ય સાથે રહ્યો હોય, તેના પુત્રને નેત્ર (આંખ) માં રોગ થાય ને તેથી બારમે ચંદ્ર અને શુક્ર હોય, તોપણ સંતતિને આંખમાં રોગ કે આંખ રહિત કરે છે. ॥૪॥ સપ્તમાંશનો સ્વામી. (જન્મ કુંડળીમાં) ગુરૂ, શુક્ર સાથે તથા તેજ પ્રમાણે પ્રશ્ન કુંડળીમાં લગ્નમાં બેઠો હોય, તેનાં છોકરાં પુન્યશાળી ને આયુષ્યવાળાં થાય. ॥ ૫ ॥ સપ્તમાંશનો સ્વામી (જન્મ કુંડળીમાં) લગ્ન વિશે બુધ સાથે બેઠો હોય, તો પ્રજામાં બહુ છોકરીઓ થાય. ને લગનના આંકની સંખ્યા પ્રમાણે સંતતિનું સુખ જોતિષીયોએ પોતાની બુદ્ધિથી કહેવું. ॥ ૬ ॥ (જન્મ કુંડળીના) લગનમાં સપ્તમાંશનો સ્વામી પાપગ્રહ સાથે રહ્યો હોય, તેના છોકરાઓ માથાની પીડાથી મરણ પામે છે. હે અરૂણ આ ફળ સપ્તમાંશમાં થાય છે. તે વિધિ પ્રમાણે મેં કહ્યું. ॥ ૭ ॥ સપ્તમાંશનો સ્વામી પાપગ્રહ સાથે જન્મ કુંડળીના લગનમાં હોય, તો તે પુરૂષની સ્ત્રીને ગર્ભ રહે નહિ. ને પુત્રનું સુખ સ્વપ્નામાં પણ મળે નહિ. ॥૮॥ સપ્તમાંશનો સ્વામી (જન્મ કુંડળીમાં) ૧૧ મા અથવા બારમા ભાવમાં બેઠો હોય, તેના માથામાં, ઢીંચણમાં, પગમાં, વાયુની પીડા થાય. તેની સાથે પાપગ્રહ હોવાથી દુષ્ટ હૃદયવાળો ને શુભગ્રહ હોવાથી સારા હૃદયવાળો થાય. ॥ ૯ ॥ સપ્તમાંશનો સ્વામી (જન્મ કુંડળીમાં) શનિ સાથે સાતમા ભાવમાં હોય, તો પ્રશ્ન વખતમાં તેને સંતાનનું સુખ સારૂં નહિ. ને શુભગ્રહો સાથે રહેવાથી પુત્ર સુખ આપે છે. ॥૧૦॥

---

૧ સપ્તમાંશ કુંડળીના લગનનો સ્વામી સમજવો.

**સપ્તમાંશનું ફળ (રણવિર જ્યોતિર્માહા નિબંધ ગ્રંથ મધ્યેથી)**
ષડ્બળમાં ચંદ્રમા બળવાન હોય તો ચંદ્રમાની રાશિથી, અને લગ્ન બળીષ્ટ હોય તો લગ્નથી મેષાદિ રાશિઓમાં સપ્તમાંશના ક્રમથી સ્વરૂપ, અને પુરૂષોનાં લક્ષણો શ્રી યવનાચાર્યોએ કહ્યાં છે, તે હું કહું છું મેષના પહેલા **સપ્તમાંશમાં** જન્મે છે તે નાની ડાઢીવાળો, ઘણો કરડો, રાતી આંખવાળો, ચરો, ચોર, ને પાતળો થાય છે; **બીજામાં**, માથુ લમણાં, ને મુખ વિશાળ થાય; કપાળ નાનું, સારી આંખવાળો, માંસથી ભરેલો, ભોગી ને દાતાર તથા શરીરના દુર્બળ સાધાઓવાળો હોય. **ત્રીજામાં** ચતુરાઇવાળો, ચોરી કરનારો, કજીઆખોર, પાપી; લેખક, શાસ્ત્રત કામી, રૂપાળો, ધૂમવાવાળો, ભાષણ કરનારો, અને કોમળ દેહવાળો થાય; ૪ **ચોથામાં** મોટી આંખ, ભાલ, પેટ, ને હાથવાળો, ગૌરવર્ણનો ગુર, ધર્મી, પુષ્પહાર, સ્નાન અને દાગીના પહેરવાનો શોખીન થાય; ૫ **પાંચમામાં** તાંબા જેવી કાંતિવાળો, ક્રોધી, મોટા બાહુ ને ભમરવાળો, મોટા માથા કપાળ ને નાકવાળો, ને લાલ ખુણાની ને મધના જેવી આંખવાળો થાય. ૬ **છઠ્ઠામાં** વિશાળ દેહવાળો, સુંદર મોટી ને મધ જેવી આંખવાળો, ધનવાળો, વિદ્યા ભણનારો, જ્ઞાની. મીઠા બોલો, ને સારી બુદ્ધિવાળો ને ગૌરવર્ણવાળો થાય. ૭ **સાતમામાં** મોટા કદનો, કાળો, યુદ્ધપ્રિય, કપાએલા નખવાળો, તુટેલા દાંતવાળો, ઘસાઇ ગએલા કેશવાળો, કઠોર વચન બોલનારો, ચાડીઓ, ને ધુતારો થાય.

૨. વૃષભના પ્રથમ **સપ્તમાંશમાં** જન્મેલો મોટા કપાળ, ભાલ, છાતી, ખભા, સાથળ, અને ભુજાવાળો, આડી આંખવાળો, શ્યામ દેહવાળો, થોડા અને ઝીણા કેશવાળો; થાય; ૨ **બીજામાં** મનોહર, તેજવાળો, વિશાળ આંખવાળો, મીઠાબોલો, કામી અને હુન્નરકળામાં તેમજ જ્ઞાનમાં પ્રેમી થાય; ૩ **ત્રીજામાં** ચતુર પીત ગૌરવર્ણવાળો, મૃગના જેવી આંખવાળો, ભાગ્યશાળી દાતાર, રતિકળામાં પ્રેમી, નાના કોમળ કેશવાળો, ને એક વચની થાય; ૪ **ચોથામાં** ઉંચા લમણાં, નાક, અને મુખવાળો, ધનવાળો, ચોખ્ખી નજરનો, છટાદાર બોલનારો, ચોર, રાતા નખવાળો, આડી કમ્મરવાળો, કઠોર અંગવાળો થાય; ૫ **પાંચમામાં** તાંબાના જેવા લાલ, વાદળના જેવા પીળા રંગવાળો, આંખવાળો, કઠોર વાણીવાળો, પારકું નાર્તુ લેવાની ઇચ્છાવાળો, મરી ગએલી સ્ત્રીવાળો, ને રોગી થાય; છઠ્ઠામાં કાન સુધી લાંબી આંખવાળો. કામ કરવામાં ચતુર, અભિમાની, ને આપદાથી

દુઃખી થાય; ૭ **સાતમામાં** ઘેલા માણસના જેવા મુખવાળો ધોળા ખુણાની આંખવાળો, કાળો ને દુબળો શૂરો લોભી, ક્રોધી, વાચાળ, ચચંળ, ફોકટ ઘૂમનારો, ને અલ્પ ઉદ્યોગી, લુચ્ચો થાય.

૩. **મિથુનના પ્રથમ સપ્તમાંશમાં**—જ્ઞાની, કવિતા બનાવનારો, પોતાનું વચન રાખનારો, પવિત્ર સ્યામ ને સુંદર દેહવાળો, વિલાસી પ્રેમને ગાયનનો રસીઓ ને પ્રસિદ્ધ થાય; ૨ **બીજામાં** ધની, મોટા અને ગૌરવર્ણના દેહવાળો, મોટી આંખવાળો, ચતુર ગવૈઓ, ધર્મી, આળસુ, કોમળ થાય; ૩ **ત્રીજામાં** રાતી, મોટી આંખવાળો, હસમુખો, મોટી હડપચીવાળો મોટાં કામ કરનાર, ભાપણ કરનાર, શૂરો બીજાનાં દુઃખો નાશ કરનાર થાય. ૪ **ચોથામાં** વિશાળ દેહવાળો, સ્યામ, ને સુંદર દેહવાળો વેપારમાં ચતુર, ભાગ્યશાળી, શૂરવીર ને થોડા બોલો થાય. ૫ **પાંચમામાં** રાતા નખ, હોઠ, ને આંખોવાળો, ક્રોધી વક્તા, ચોર, કપટી, કામી અને નરમ હાથવાળો થાય; ૬ **છઠ્ઠામાં** દીર્ઘ નેત્રવાળો, રૂપાળો, સારા નાકવાળો, શાસ્ત્ર, કાવ્ય ને ધર્મમાં પ્રેમી, મીઠી વાણીવાળો ને સારી બુદ્ધિવાળો થાય; ૭ **સાતમામાં** છેલ્લા સપ્તાંશમાં સારી સ્ત્રીની કથા અને જુગારમાં પ્રેમી, પણ તેજવાળા રંગનો કાળો આળસુ, રોગી, થોડા પરાક્રમવાળો ઊંચો, ને ભટકનાર થાય.

૪ કર્કના **પ્રથમ સપ્તમાંશમાં** જન્મેલો દીર્ઘ બાહુ, મોટા કેશવાળો, ઉંચો પંડીત, વિશાળ આંખવાળો, ને મોટી છાતી, સાથળ ને પેઢુવાળો, થાય; ૨ **બીજામાં** મોટા હોઠ લમણાં ને કંઠવાળો, શૂરો, લાલ, કાંતિવાળો; હસમુખો, અને પીળી આંખવાળો દુબળો, ઊંચો થાય; ૩ **ત્રીજામાં** પંડીત, સૂક્ષ્મ ને કોમળ દેહવાળો વિશાળ દ્રષ્ટિવાળો, ગાયનકળાના મર્મને જાણનાર, કવિ, ડાહ્યો ને સારો થાય; ૪ **ચોથામાં** મોટી આંખવાળો, કોમળ ને સુક્ષ્મ કેશવાળો, આળસુ, ગવૈયો, લાંબી ભુજાવાળો, ને સારા નાકવાળો થાય; ૫ **પાંચમામાં** ઊંચા ગાલ, ને નાકવાળો, રાતા રંગનો ને પાતળા દેહનો. પારકી સ્ત્રીની ઇચ્છા કરનારો, પીળી દ્દષ્ટિવાળો, ને શરવીર થાય. ૬ **છઠ્ઠામાં** લાંબા મુખવાળો, મોટી આંખ, નાંક ને કાનવાળો, રૂપાળો, ને બુદ્ધિથી વિચાર કરી પછી તે કામનો આરંભ કરનારો, ગૌરવર્ણી, ભાઇઓનો માનીતો. સુંદર દેહવાળો થાય. ૭ **સાતમામાં** કઠોર વાણીવાળો કંઠાદિ, ને ગ્લાનિ આપે એવા કેશવાળો, લાંબા દુર્બળને કાળા સ્વરૂપનો, દુષ્ટ, બાડો. ઊંચું નાક ને ઘૂમનારો, થાય.

**સિંહના પ્રથમ સપ્તમાંશમાં** રાતા રંગના અંગવાળો, રાતાં નેત્ર,

લાબો, જાડા રૂવાટાંવાળો, હાડકામા વિશેષ મધવાળો, મોટા નાકવાળો, ચતુર ને ક્રુર થાય; ૨ **બીજામાં** તીક્ષ્ણનખવાળો, લાબો, અને ભાષણ કર્તા, ઠગારો શાસ્ત્ર; નીતિ ને શસ્ત્રના મર્મને જાણનારો થાય; ૩ **ત્રીજામાં** પુષ્ટ દેહવાળો મોટા માથા, આખ ને કેશવાળો, ધૈર્યવાન, પરાક્રમી સ્ત્રીવાળો, નાણું મેળવનાર; ૪ **ચોથામાં** લડાઈમા શુરવીર, ખોટા સ્વભાવનો ક્રોધી, જાડો, કવિ, સુખી, રાતા વર્ણવાળો, ઉચો ને અલ્પ પરાક્રમી, ૫ **પાંચમામાં** ઉમેદભરી વાણીવાળો, યશસ્વી, માની, સારી દષ્ટીવાળો, ને મોટા વાળવાળો, ૬ **છઠ્ઠામાં** ઠડો, ને વિશાળ-ગોળ અગવાળો, ભમેતાની માફક આખ વાળો, ઘુમનાર, ન્યાસ કરવામા શ્રેષ્ટ મોટા નાકવાળો, ૭ **સાતમામાં** કોમળ ઉચા ગૌર દેહવાળો, ડાહ્યો, નાનું નાક, શ્રેષ્ટ વાણી સુંદર વેશવાળો ગાયન ને સ્ત્રીમા પ્રેમી થાય

૬. **કન્યાના પ્રથમ સપ્તમાંસમાં** ચતુર, ભાષણ કર્તા, સારી બુદ્ધિ વાળો, નમ્ર વિશાળ દષ્ટિવાળો, સુદર પણ શ્યામ દેહવાળો, સમ નાકવાળો અને સમ આકૃતિવાળો થાય, ૨ **બીજામા** કરણ સાયજનો, વાસો પેટ ને હાથ પણ તેવાજ, એક વચની, કોમળ, પૂર્ણ મુખવાળો, કામાશક્ત થાય, ૩ **ત્રીજામા** તે અભિમાનીના કુળમા જન્મેલો, ચોરી કરનારો, ટુકાવાળ, ઉચુ મુખ, ચચળ આખોવાળો, ને ટુકી બુદ્ધિનો; ૪ **ચોથામા** શિલ્પ (શલાટમીસ્ત્રી) નું કામ કરનાર, વેદ, ધર્મશાસ્ત્રી, મોટી હડપચી, ક્રોધ, દ્રષ્ટિને માથાવાળો દાન કરનાર, પ્રસિદ્ધ નાણાવાળો, ને ખુલ્લું બોલ નારો થાય, ૫ **પાંચમામા** આળસુ, બીકણ, ડરામણુ બોલનાર, ક્રોધી, કરણ હડપચીવાળો, લાબા મુખવાળો, દેખતી નમેલવાળો ને હરણ જેવી આખોવાળો, ૬ **છઠ્ઠામા** ઘણી દોલતવાળો દક્ષતાથી બોનેના વચનમા વિશ્વાસુ, ધર્મી, કાળા નેત્રવાળો, વિશાળમુખ અને આડા ભમ્મરવાળો, થાય, ૭ **સાતમામા** ટુકા ટુકા પીળા કેશવાળો, મધ જેવી આખવાળો, મોટા હોઠ, ગાલ, ગળુ ને દાઢવાળો, ક્રોધી તિક્ષ્ણ ને રક્તવર્ણી થાય

૭. **તુલના પહેલા સપ્તાંસમાં** કમળ જેવા મુખવાળો. રૂપાળો, ઉચા નાકવાળો, ભાષણ કરનાર, ધન મેળવનારો ને ઘણાને પાળનારો થાય. ૨ **બીજામાં** ગોળ મુખવાળો, ખેડુત, ઉચા નાક ને હોઠવાળો, મુસાફરી કરનારો, હિસક, રાતાને કાળા રંગવાળો, ૩ **ત્રીજામાં** ધર્મી, નાણુ મેળવવામા ચતુર, શસ્ત્રાસ્ત્રવિદ્યાનો જાણનારો, મોટુ નાક, મુખ હોઠ આખ ને મોટા દેહવાળો થાય. ૪ **ચોથામાં** કાળો, કઠોર અગાવાળો, કઠોર અગી, મોટા

મુખવાળો, ભયંકર કામ કર્ત્તા, ઉંધા વાંકા નખવાળો થાય; ૫ **પાંચમામાં** શ્રેષ્ટ ભમ્મર, મુખ ને સુનેત્રવાળો, શ્યામ પણ રૂપાળો, હુન્નરોમાં શ્રેષ્ટ, લાંબા મુખવાળો, સજ્જન માન્ય થાય; ૬ **છઠ્ઠામાં** નમેલી પાંપણ યુક્ત કાળી આંખ વાળો, સરખા દેહવાળો, સ્ત્રીનું બળ દેખાડનાર, સુભાષી, સુંદર મુખવાળો, શ્રેષ્ટ હોઠવાળો. ૭ **સાતમામાં** જાડા હોઠ, મજબુત હાડકા ને દાંતવાળો, પીળા કેશવાળો, ટુંકી નજરનો, શૂરો, ને નાજુક–કોમળ અંગવાળો થાય.

૮. **વૃશ્ચિકના પ્રથમ સપ્તમાંશમાં** જન્મેલો ઘાત, જુઠું, ભેદ અને કજીયામાં પ્રેમી, લાંબો, પીળી, રાતી આંખ, ને કઠોર, કેશવાળો, ચળદેહી થાય; ૨ **બીજામાં** મોટી આંખવાળો, ઝીણા પગવાળો, સુંદર નાકવાળો, ધઉંવર્ણો શાસ્ત્રવિધી જાણનાર ને હુન્નરકળાને જાણનાર થાય; ૩ **ત્રીજામાં** તોતડું બોલનારો, ચતુરાઈની વાત કરનાર, શિથિલ અંગવાળો, કાળો, કઠણ શરીરનો ને વડીલોની લાજ વગરનો થાય; **ચોથામાં** મોટા ગાલ, નાક ને પેટવાળો, ઉંધું વચન બોલનારો, અભિમાની, સ્વાર્થી મોટા બાહુવાળો. ૫ **પાંચમામાં** પાતળા પેટવાળો. મોટી છાતીવાળો, જૂગારી, ચાકરી કરનાર, બહુ બોલનાર, સુંદર મુખ અને હાથવાળો, અર્ધો ડાહ્યો; ૬ **છઠ્ઠામાં** કમળ સરખાં નેત્રવાળો, અણીદાર નાકવાળો, થોડા બોલો, કોમળ અંગવાળો, ધર્મી, ઉદાર, બુદ્ધિમાન, ને મોટો પરાક્રમી, ૭ **સાતમામાં** યુદ્ધનો પ્રેમી, ઉંચી નાસિકાવાળો, મોટા માથાવાળો, પીળી આંખો ને રોમવાળો, દૃઢ બુદ્ધિવાળો ને અવિશ્વાસી થાય.

૯. **ધનના પ્રથમ સપ્તમાંશમાં** મોટા હોઠ, ગાલ, નાક, છાતી ને પેટવાળો, પરાક્રમી. મધના જેવી આંખોવાળો, મોટું માથું ને પગવાળો થાય; ૨ **બીજામાં** હરણ જેવી આંખવાળો, ગોળ સાથળનો પારકું ધન હરનાર, પૂર્વાપરને જાણનાર, લાંબા હાથ મોટા કાન ને નાકવાળો થાય; ૩ **ત્રીજામાં** ક્રોધી, ભાષણકર્ત્તા, ત્યાગી, લાલ આંખવાળો, પાતળો, સ્ત્રીમાં કજીઆ કરનાર, અદેખો, ને બકરાના શબ્દ જેવા શબ્દવાળો ૪ **ચોથામાં** ઉંચી કાંધ અને નાક વાળો, જાડો, સ્થૂળ હડપચીવાળો, મૃગાક્ષવાળો. વાનર જેવા માથાવાળો ને ગાયનોનો શોખીન થાય; ૫ **પાંચમામાં** કઠોર દેહવાળો, સુંદર નાક મૂર્તિને આંખ વાળો, જીતેન્દ્રિયવાળો, કવિતા રચનાર થાય; ૬ **છઠ્ઠામાં** તપસ્વી, કોમળ વાણીવાળો, સુકર્મી, મોટું મુખ ને આંખવાળો, ગુણી ધની, કમળના તંતુ જેવો ગૌર રંગનો ને કાળા કેશવાળો થાય, ૭ **સાતમામાં** લાંબા હોઠ, નાક, આંખવાળો સત્યવાદી, શૂરો, ત્યાગી મોટું માથું, કાન ને દાંતવાળો થાય.

૧૦ મકરના પહેલા સપ્તમાંશમાં ટુંકો વાંસો જંઘ ને નાકવાળો, નખવાળો, કાળો, લાંબા મુખવાળો, ને બીકણ; ૨ બીજામાં ગોરવર્ણો, સુંદર મોટા દેહ ને મુખવાળો, ધની, મસ્તીખોર, ચતુર ગાયક ને કજીઆનો ઉમેદ ધરનાર; ૩ ત્રીજામાં રાતાં અંગ ને નેત્રવાળો, ક્રોધી, દુર્જન પારકી સ્ત્રી ને ધનની છળી મચેલો, ખોટા સ્વભાવનો થાય ૪ ચોથામાં હસમુખો, મધુરબોલો, બુદ્ધિમાન, ગોરૂં મસ્તક; નાક, આંખ ને નાકવાળો, સ્ત્રીની ઇચ્છાવાળો, કમળ જેવા પેટવાળો ને શ્યામ થાય; ૫ પાંચમામાં ગાયન, સભાટનું કામ, કજીઓ અને ચાકરીમાં પ્રેમી, માની, નાનો, કાળો ને મોટા ગાલવાળો. ૬ છઠ્ઠામાં સોના જેવી કાંતિવાળો, વિશાળ દેહવાળો, કમળ જેવાં નેત્રવાળો, પંડીતમાન્ય, વેદપાઠી, તપસ્વી ને કોમળ બોલો થાય; ૭ સાતમામાં-શુરો, મોટી કાયાવાળો, ક્રોધી મેતાન વગરનો, રાતી આંખ-વાળો, મોટા મુખ, નાક મગું ને ભમરવાળો ને ભટકનાર થાય.

૧૧. કુંભના પ્રથમ સપ્તમાંશમાં—નામરદ, બળહીન, તીખી નજરનો, ઉંચો નીચી નાસિકાવાળો ને મોટા માથાનો થાય; ૨ બીજામાં પાકેલાં આંબળાં જેવી કાંતિવાળો, થોડા બોલો, મોટા મુખ. નાક ને આંખવાળો, ઘણું પાણી પીનાર, શુરો ને મોજીલો; ૩ ત્રીજામાં બિલાડીના જેવી આંખ વાળો, રાતા દેહનો, છળ, કપટ, ચોરી ને જુઠું બોલનાર, ભૂરા વાળવાળો; ૪ ચોથામાં કોમળ ને થોડા બોલો, ઘણું પાણી પીનાર, ઉંચા નાકવાળો, રક્તગોર વર્ણવાળો, હરણના જેવી આંખવાળો, કાળાં વસ્ત્રોનો શોખીન ચતુર નીતિવાળો થાય; ૫ પાંચમામાં લુખા કેશવાળો, અવળા અંગવાળો કાળો ને સોના જેવા રંગનો, સારૂં વચન બોલનાર, પરદેશની ઇચ્છાવાળો ને શિલ્પ કળાનો શોખીન; ને પાન કરનાર થાય છે. ૬ છઠ્ઠામાં ગોરવ-ર્ણો, મોટા દેહવાળો, સુંદર મુખ ને આંખવાળો, નીતિવાળો, વેદવ્રત પાળ-નાર, દેવને માનનારો. ૭ સાતમામાં રાતી આંખવાળો, લાંબો, પ્રસિદ્ધ ને મોટો પરાક્રમી મોટું નાક ને હોઠવાળો, બેદરકારીથી બોલનાર, સુંદર દેહ-વાળો, ને પીળા કેશવાળો થાય

૧૨. મીનના પ્રથમ સપ્તમાંશમાં સુંદર નેત્ર, નાક ને દાંતવાળો, કમળના જેવી કાંતિવાળો, પવિત્ર ને વેદના મર્મને જાણનારો થાય; ૨ બી-જામાં આંબાના અંકુર જેવો લાલવર્ણવાળો ટુંકાં મુખ, હાથવાળો, થોડાં વાળવાળો, શુરો ને મજબુત પરાક્રમી; ૩ ત્રીજામાં સુંદર મોટા મુખવાળો, વૃદ્ધાંગવાળો, ગાયન ને નીતિ જાણનાર, સુંદર ભમર, નાક ને કેશવાળો. ૪

ચોથામાં મંત્રી, મજબુત વિચારનો, પૂર્ણ મુખવાળો, મીઠું બોલનાર, સુબુદ્ધિનો, કેસુડાંના પાંદડાંની માફક સુંદર જુદાં જુદાં અંગવાળો; ૫ પાંચમામાં ગૌર કાંતિવડે લાલવર્ણી, કમળ જેવી શ્યામ આંખવાળો, પવિત્ર, ચતુર, પુષ્ટ મુખ વાળો, ને ઠંડા સ્વભાવનો; ૬ છઠ્ઠામાં ધર્મી, ચતુર, કમળના પાના જેવા રંગનો, મોટી આંખ, મુખ ને દાંતવાળો ને ગોળ દેહવાળો; ૭ સાતમામાં-લુખા અંગવાળો, મેલો, નમેલા નાકવાળો, પવિત્ર, કપટ વગરનો ને શુદ્ધ થાય.

યવનાચાર્ય કહે છે કે, સૂર્યના સપ્તમાંશમાં શુરવીર, મોટો પ્રતાપી, તેજવાળો, સ્થિર, સભાનું કામ બજાવનારો, પ્રસિદ્ધ ને ભગી થાય; ચંદ્રનામાં પવિત્ર, ફરી ફરી, ધર્મનો કરનાર, નમ્ર ને કામકળાનો પ્રેમી થાય; મંગળનામાં ઘણો ક્રોધી ને પરાક્રમનો અભિમાની થાય; બુધનામાં કવિ કથાનો કરવાવાળો, શિલ્પશાસ્ત્રી, ઉત્તમ વાણી બોલનાર, પંડિત. ને ચતુર થાય, ગુરૂનામાં મોટો ડાહ્યો, દૃઢ પરાક્રમી, સ્થિર બુદ્ધિવાળો, ને જ્ઞાનીઓમાં ઉંચું જ્ઞાન ધરાવનારો થાય; ને શુક્રનામાં કામી, વિલાસી, હાસ્ય વિનોદનો કરનારો, અને ગાયનકળામાં પ્રીતિવાળો થાય; શનિના સપ્તમાંશમાં મૂર્ખ, આળસુ, કપટી, ખોટાં કામ કરનાર, ને પાપમાં પ્રીતિ કરનાર થાય છે. જે ગ્રહ પોતાના ઉચ્ચમાં, મિત્રગૃહી, વા સ્વક્ષેત્રી હોય તે ગ્રહ યથાર્થ શ્રેષ્ટ ફળ આપનાર, અને જે ગ્રહ, નીચ રાશિમાં શત્રુક્ષેત્રમાં રહેલો હોય તે ગ્રહ ખરાબ ફળ આપનાર થાય.

॥ નવમાંશનું ફળ ॥ ( જ્ઞાન ભાસ્કર ગ્રંથ અધ્યેથી ) [1]નવમાંશનો સ્વામી ( જન્મ કુંડળીમાં ) અથવા પ્રશ્ન કુંડળીમાં લગ્ન વિષે બેઠો હોય, તે ન્હાની ઉંમરમાં સારી સમાન રૂપવાળી સ્ત્રીને પરણે છે. ॥ ૧ ॥ પ્રશ્ન કુંડળી અથવા જન્મ કુંડળીમાં નવમાંશનો સ્વામી છઠ્ઠા આઠમા ભાવમાં હોય તો તેની સ્ત્રી લગ્ન થયા પછી ગુજરી જાય, અને બીજી સ્ત્રી સાથે ફરીથી લગ્ન કરે. ॥૨॥ નવમાંશનો સ્વામી ( જન્મ કુંડળીમાં ) દશમે બેઠો હોય તો, ભાગ્યશાળી સ્ત્રી મળે. ને તે બીજા ભાવમાં હોય તો પરણ્યા પછી ધનવાન થાય. બારમા ભાવમાં હોય, તો ચોરી કરનારી વ્યભિચારી સ્ત્રી મળે. ॥૩॥ નવમાંશનો સ્વામી બારમે કે નીચ ગ્રહની રાશિમાં હોય, તો વચન બોલવામાં બહુ ચતુર, અને ઘણાં નીચ કામ કરનારી, સ્ત્રી મળે છે. ॥૪॥ નવમાંશનો સ્વામી સાતમા, ત્રીજા, પાંચમા,

૧ નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામી.

નવમા, અગીઆરમા ભાવમા જન્મ કુંડળીમા હોય, તેની સ્ત્રી ગુણવતી, પતિવ્રતા, સારી આંખોવાળી, અતિશય રૂપવાન ને સતી થાય છે. ॥૫॥ નવમાંશનો સ્વામી (જન્મ કુંડળીમા) કેન્દ્રમા હોય તો તે સોળ વરસ સુધીમા લગ્ન કરે ને પાચમા તથા નવમા ભાવમા હોય તો પચાસમે વર્ષે લગ્ન થાય ॥૬॥ નવમાંશનો સ્વામી પાપગ્રહ થઈ જન્મ કુંડળીમા હોય, ને તેના ભેગા પાપગ્રહ હોય, તો તેની સ્ત્રી ખોટુ બોલનાર, કઠોર કેશવાળી, મોટા કુલાવાળી, વેસ્યા જેવી થાય છે ॥૭॥ નવમાંશનો સ્વામી જન્મ કુંડળીમા કે પ્રશ્નમા શુભ ગ્રહ થઈ બેઠો હોય, ને શુભગ્રહ યુક્ત હોય, ને શુભગ્રહને જોતા હોય, તો તે પુરૂષની સ્ત્રી ધણી સાથે સ્નેહ રાખનારી, મારી ચાલની, ધીરજવાન, ચતુર, ને મીઠુ બોલનારી થાય ॥૮॥ નવમાંશનો સ્વામી ( જન્મ કુંડળીમા ) જો આઠમે ભાવે બેઠો હોય, તો તેની સ્ત્રી પોતાના સ્વામીના હાથથી મરણ પામે છે ને નવમાંશપતિ સાથે ચદ્ર બેઠો હોય, તો તેની સ્ત્રી પાણીમા ડૂબી મરણ પામે છે ॥૯॥ નવમાંશમા સૂર્ય અને રાહુ છઠ્ઠા ભાવમા હોય તેની સ્ત્રી ઝેરથી ને સૂર્ય, શુક્ર સાથે બેઠો હોય તો અગ્નિથી, ને બુધ સાથે સૂર્ય હોય કે બુધની દૃષ્ટિ હોય, તો તેની સ્ત્રી દુ ખથી મરણ પામે છે ॥૧૦॥ નવમાંશનો સ્વામી (જન્મ કુંડળીમા) સાતમા ભાવમા ચદ્ર સાથે હોય, અથવા ચદ્ર દેખતો હોય, તે પુરૂષની સ્ત્રી વ્યભિચારી, કપટી, પતિ ઉપર થોડો સ્નેહ રાખનારી, ખરાબ સુખવાળી થાય. ॥૧૧॥ નવમાંશનો સ્વામી પાપગ્રહો સાથે કેન્દ્રમા બેઠો હોય અથવા પાપગ્રહો દેખતા હોય તેની સ્ત્રી બુદ્ધિ વિનાની જીન્દગી પર્યંત શરીરે દુ ખી થાય ને તેનુ મરણ હથિયારથી થાય છે ॥૧૨॥ નવમાંશનો સ્વામી ( જન્મ કુંડળીમા ) મિત્રના ઘરમા બેઠો હોય ને તે શુભ ઉચ્ચનો તથા સ્વગૃહી હોય, તેની સ્ત્રીને સ્વામી તરફથી બહુ સુખ થાય, ને તે બુદ્ધિશાળી, ભાગ્યશાળી, ને શરીરે સુખી થાય, ચોથા સ્થાનમા નવમાંશનો સ્વામી હોય તો સ્ત્રીનું મરણ કહેવુ ॥૧૩॥

**નવમાંશનુ ફળ**–(સારાવળી) મેષના પ્રથમ નવમાંશમાં જન્મ હોય તો બકરાના જેવા મુખવાળો, નાનું નાક, પાતળો દેહ, થોડા સ્વાદવાળો, મોટા અવાજથી બોલનારો, ને ઝીણી આંખોવાળો થાય, ૨ **બીજા નવમાંશમા** હોય તો, લાંબા મુખ ને જડબાવાળો, શ્યામ દેહી, પાતળી ઝંઘા ને પગવાળો, મેઘ ગર્જના જેવી વાણીવાળો, નાના મસ્તકનો, ને વિશાળ આંખવાળો થાય, ૩ ત્રીજામા ઘણા રોમવાળો, ટુંકી, ભુજા, ખભા

વાળો, વાણી બોલવામાં પંડિત જેવો, વાળ યુક્ત મુખવાળો, પાતળી જંઘા, દીંચણ, ને ટુંકા કેશવાળો થાય; ૪ **ચોથામાં** ઘેલા જેવા મુખ ને આંખવાળો, લંગડો, લાલ દેહવાળો, નાના માથા અને નાકવાળો, ફોકટ ઘુમનારો. કઠોર પગ ને વાળવાળો થાય; ૫ **પાંચમામાં** ઘોડાની આંખ જેવી આંખવાળો, હાથી જેવા માથાનો, પુષ્ટ, ગોળદેહી, ને ક્રોધી, ધોળા વાળ, કઠોર મુખ, કઠોર પગ, મોટું નાક ને મોટા માથાવાળો થાય; ૬ **છઠ્ઠામાં** કોમળદિલનો, રૂપાળો, ઉંચા નાકવાળો, મોટા ખભાવાળો, યજ્ઞી, અગ્નીહોત્રી. દુર્બળ ને ડાહ્યો થાય; ૭ **સાતમામાં** સુંદર નાક ને કાળાં નેત્રવાળો, દુર્વા (ધરો)નાં અંકુર જેવી દેહવાળો, વિલાસી, ધની, સ્વસ્ત્રી પ્રેમી, ને ઠંડો થાય; ૮ **આઠમામાં** વાંદરા જેવા મુખવાળો, ઘણો બકવાદ કરનાર, જાડી ચામડીનો, ઊંચો, છુપા રોગવાળો, હીંસા કરનાર જુઠો, મિત્રને વહાલો, ઘાતકી ક્રૂર થાય; **નવમામાં** લાંબો, પાતળો, વિલાસી, આડા માથાનો, આડા હોઠ કાન ને મુખવાળો, પંડિત બહુભાષી ક્રોધી ને સરલ થાય છે.

૨ **વૃષભના** પ્રથમ નવમાંશમાં કાળો, ખોટી નજરવાળો, લોભી, પારકું કામ કરનાર, નીચ બાલ્યાવસ્થામાં દુઃખી ને ખરાબ સ્વભાવવાળો થાય; ૨ **બીજામાં** મોટું મુખ, ખભા ને કાનવાળો, લાંબી નજરનો, થોડી બુદ્ધિનો, જૂઠા બોલો, આળસુ, સ્ત્રીથી બેમનવાળો ને ઉલટા સ્વભાવવાળો થાય; ૩ **ત્રીજામાં** ગૌરવર્ણી, કરડી આંખવાળો, ઘણા બોલો, ધની, સારા બીજાજનો, ધર્મી, અને ઘણા નોકરવાળો, થાય; ૪ **ચોથામાં** ઠીંગણો, ઘુમનારો, ક્રોધી, બકરા જેવી આંખવાળો, પીળાવર્ણનો, ને પારકું નાણું હરીલેવાવાળો; ૫ **પાંચમામાં** ગોળ મોટી આંખવાળો, રૂપાળો, સ્ત્રીમાં અતિ પ્રેમી, બહુ બોલો. ને નઠારી સ્ત્રીમાં આશક; ૬ છઠ્ઠામાં કોમળ ચિત્તવાળો, ઉંચાં નાક ને ખભાવાળો, યજ્ઞી, અગ્નિહોત્રી, દુબળો; ને ચતુર થાય; ૭ **સાતમામાં** બીજી પરણેલી સ્ત્રી મરી જાય તેવો, થોડા બોલો, લાંબા નાકવાળો, સરખી આંખોવાળો, સંધિવાયુવાળો, મિત્રદ્વેષી, મોટા પગનો ને થોડા કેશવાળો ૮ **આઠમામાં** વાઘ જેવી આંખવાળો, રૂપાળો, ચાલાક, ઉંચા નાકવાળો, થોડું કામ કરનાર, રાક્ષસી સ્વભાવનો, કરડા વાળ ને નખવાળો, ૯ **નવમામાં** થોડું હસનાર, થોડો પરાક્રમી, બીકણ, મધ્યમ અંગવાળો, ઠગ, પ્રમાણ વગરના ધનવાળો, પ્રસિદ્ધ, શરીરના નીચલા અડધા ભાગથી પાતળો, અને બહુબોલો થાય છે.

૩ **મિથુનના પ્રથમ** નવમાંશમાં હાથમાં વાળિંવાળો, કાળી આ ખનો, દુર્વા જેવો કાળો, હાથ, પગ પાતળા ને ઊંચા નાકવાળો થાય, ૨ **બીજામાં** ઘડા જેવું માથું, ને ખોટા કામ કરનાર, ઘાત કરવાની ઇચ્છા કરનાર, ચપટા નાકવાળો, બહુ ચેષ્ટા કરનાર, ભ્રહુઓનો, ને શૂરો થાય, ૩ **ત્રીજામાં** ગૌરવર્ણો, ઘણી રાતી આખવાળો, સારૂં નાક ને બુદ્ધિવાળો, સમ દેહવાળો, લાંબુ મુખ ને કાળી ભમરનો, છટાદાર બોલનાર, ૪ **ચોથામાં** સુંદર ભ્રૂકુટીવાળો, સુંદર માથાનો, કામી, શ્યામળો, હરિણમુખો, સફેદ દાંત વાળો, ને મોટી છાતીવાળો, ૫ **પાંચમામાં** મોટી આખવાળો, મજબુત કમ્મરનો, પુષ્ટ છાતી ને હાથવાળો, કાળો, દુષ્ટ કપટના મર્મને સમજવા વાળો, મોટા માયાવાળો ને ધોળી આખવાળો થાય, ૬ છઠ્ઠામાં મધજેવા નેત્રવાળો, ખોટા બોયો કદરૂપા મોઢાવાળો, હૃદય ને રાતા હોઠ, ને દાંત વાળો, ધૂતારો, નહીં ઉંચો ને નહીં નીચો, ને પરાક્રમી થાય, ૭ **સાત મામા** તાંબા જેવા રાતા રંગનો, મોટા પેટવાળો, સુંદર ઉંચી આખનો મોટી છાતીવાળો, શિક્ષાશાસ્ત્રને જાણનાર, મિસ્ત્રી, હસવાની ટેવવાળો થાય ૮ **આઠમામા** જુવાન, રૂપાળો, મનમોજી, મીઠાબોલો, ખોડવાળો, ઊંચો, કાળા નેત્રવાળો, ને હુન્નર કળાને જાણનારો થાય, ૯ **નવમા** નવમાંશમાં ગોળ કાળી આખવાળો, રૂપાળો, બુદ્ધીબળવાળો, પંડિત, કામી, ને કા વ્યનો પ્રેમી થાય છે.

૪ **કર્કના પહેલા નવમાંશમા** સ્વચ્છ જળ જેવા ગૌર દેહવાળો, સુંદર કેશ, છાતી, ગોળ મુખને ઊંચી આખવાળો થાય, ૨ **બીજામા** રાતી કાંતિનો, લડાઈમાં શુરો, બિલાડી જેવા મુખ ને આખવાળો, ત્યાગી, પા તળા ટીંચણ ને પાતળી ઝાંઘવાળો, ૩ ત્રીજામા ગોરો, શ્રેષ્ટ આખવાળો, ભાષણકર્તા, પંડિત, જાડી સ્ત્રીવાળો, જાડા શરીરનો બુદ્ધિવાળો, નરમ કામ કરનારો, ને આળસુ થાય, ૪ ચોથામા જુવાન, નમેલી ભમ્મરવાળો, વિશાળ, પુષ્ટ ને ઉંચા દેહવાળો, શ્રેષ્ટ નાકને આખોવાળો, આગળા દાંત વગરનો, દાતાર, ને સ્વજાતિમા લુચ્ચાઈ કરનાર થાય, ૫ **પાંચમામા** મોટા પેટવાળો, ક્રૂર વાહનવાળો, ખોગ કામ કરનાર, ઘડા જેવા માથાનો, ટુકી મતિનો, નીચા મુખવાળો, અને લાંબી આખવાળો ને ચંચળ સુંદર ભ્રમરોવાળો થાય, ૬ **છઠ્ઠામાં** લાંબા અને વિશાળ દેહવાળો, ગૌરવર્ણો, મોટી આખવાળો મોટો પ્રતાપી, સારા નાકવાળો, ભાષણકર્તા, ને મોટા દાંતવાળો, ૭ **સાતમામા** છુટા કેશવાળો, ધ્રૂજતા હોઠવાળો, ઘણી નસોવાળો, ઝાંઘપર વાળવાળો પારકે

ઘેર રહેવાવાળો, કાગડા જેવો થાય; ૮ **આઠમામાં** ઘડા જેવા માથાનો, શીલ્પશાસ્ત્ર થોડું જાણનાર, દુબળા ઘોડાના જેવા મુખવાળો, પાતળા ઢીંચણ પાતળી ઝંઘા, ખોટી બુદ્ધિવાળો, દબાયલા નાકવાળો. ને કાળો થાય; ને **નવમા નવમાંશમાં** જન્મેલો, ગૌરવર્ણી, માંછલાં જેવી ચંચળ આંખવાળો, મોટા પેટનો, મોટી છાતીવાળો, લાંબી હડપચીવાળો, પાતળા ઢીંચણને ઘુંટણવાળો થાય.

૫ **સિંહના પહેલા નવમાંશમાં** અલ્પ પેટનો. ક્રોધી, લાલ અણીના નાકવાળો, મોટી નસોવાળો, શુરો ને ઉંચી છાતીવાળો; ૨ **બીજામાં** મોટા ને ઉંચા માથાવાળો, ચાર ખુણાવાળા શરીરનો, મોટી આંખ, મોટા હાથ, ને મોટી નાસિકાનો ને ઉંચી છાતીવાળો થાય; ૩ **ત્રીજામાં** ઘણાં રૂંવાટાંવાળા, મોટા હાથ ને ચકોર જેવી આંખવાળો, સુંદર ચંચળ દેહવાળો, ઉંચા નાકવાળો, સુંદર દેહ અને હાથવાળો, ત્યાગી ને ગોળ ગળાવાળો; ૪ **ચોથામાં**, ઘીના પિંડ જેવો ગૌર, લાંબી ને કાળી આંખનો, કોમળ, મોટા પગવાળો, તુટેલા અવાજનો, ને દેડકાના જેવા પેટવાળો; ૫ **પાંચમામાં** ઘડા જેવા માથાનો, અલ્પકેશી, સફેદ નાક ને આંખોવાળો, ઉપલા ભાગમાં ઘણા વાળવાળો, લાંબા પેટવાળો, ક્રોધી ને મોટી દાઢીવાળો થાય. ૬ **છઠ્ઠામાં** ઢીલાં અંગવાળો, અલ્પવાળનો, રૂપાળો, સમમુર્તિ કાળી આંખોવાળો, લાંબો, જુવાન, સ્ત્રીમાં ડાહ્યો. વાણીમાં ડાહ્યો, ઉંચી ભાષાનો પંડિત; ૭ **સાતમામાં** લંબમુખો, મોટા ચોટલાવાળો, જાડા હોઠવાળો સ્ત્રીયોમાં દુર્ભાગી, કાળો, પરાક્રમી ઘણાં રૂવટાંવાળો, કુટીલ ને કઠોરવાણી બોલનાર; ૮ **આઠમામાં** છાકટા જેવી વાણીવાળો, ચોટલાવાળો, કાળો, મિત્ર વિનાનો, ખોટાં કર્મ કરનારો, થોડી ચેષ્ટાવાળો, સ્થીર, ખોટા સ્વભાવવાળો થાય. ૯ **નવમા નવમાંશમાં** લાંબા હાથવાળો, દુર્વા જેવો કાળો, કરડાં મુખનો કળીને, દુખતી આંખવાળો, મજબુત ઝંઘાને પાંસળાંનો ને રોગી થાય.

૬ **કન્યાના પહેલા નવમાંશમાં** આડા ઉંચા ને હરણ જેવા મુખનો, ધની, દાતાર, ભોગની ઇચ્છાવાળો, પુષ્ટ અંગવાળો ને જુવાન; ૨ **બીજામાં** જુવાન, ઘડાની માફક ને મોટા પેટવાળો, ચુગલીખોર, કજીઆનો પ્રેમી, ગંભીર ને શ્રેષ્ટ વચન બોલનારો, ને ચાલાક સ્ત્રીવાળો; ૩ **ત્રીજામાં** મોટું નાક ને મુખવાળો, સુંદર ગૌરવર્ણનો સારી ધારણાશક્તિવાળો શ્રેષ્ટ બુદ્ધિવાળો મિત્રતા ધરાવનાર, તથા સ્ત્રીનો પ્રેમી; ૪ **ચોથામાં** સુંદર મોટા હાથ ને ખભાવાળો. કોમળ મૂર્તિવાળો, લાંબો, મીઠા બોલો, થોડા રોમનો, મોટા હાથવાળો, લાલ રંગનો ને નીચેના ભાગથી પાતળો; ૫ **પાંચમામાં**

મોટા હોઠ, ને ભુજાવાળો, ઉંચા પુષ્ટ ને મોટા માથાનો, બીજાને આશ્રય રહેનાર, મોટી છાતી ને ખભાવાળા ને જરાઈ ગએલી જંઘાનો થાય, ૬ **છઠ્ઠામાં**, તેજસ્વી, કાંતિવાળો, પોતાનું વચન પાળનાર, ઢીલો, શાસ્ત્ર બના વનાર, લેખક, મતિવાન, ને વિલાસી, ૭ **સાતમા** નવમાંશમાં ટુંકા મુખનો, લાંબા ખભાવાળો, કોમળ ને તેજસ્વી અંગવાળો, સુંદર કેશવાળો, મોટા હાથ પગ ને પેટનો, ને પાણીથી બીવાવાળો, ૮ **આઠમામાં** કોમળ ને તેજસ્વી અંગવાળો, લાંબો, સારી નજરનો ક્રોધી, માની, દીર્ઘ બાહુવાળો, ને પીળા વર્ણના વાળવાળો ને ૯ **નવમા** નવમાંશમા પ્રસિદ્ધ રૂપાળો, મોટી આંખવાળો, નિર્મળ સ્વચ્છ મનવાળો, ચતુર, નીચા ખભાવાળો, લેખક ને વિદ્વાન થાય.

૭ તુળાના **પહેલા** નવમાંશમા ગૌરવર્ણો, મોટી આંખનો, વખાણવા લાયક ધની, મોટી દાઢીવાળો, ધર્મવાન, ધૂમનાર ને પ્રસિદ્ધ, ૨ **બીજામાં** ગોળ નેત્રવાળો, ભયંકર દાંતવાળો, શરીરના વચલા ભાગથી દુર્બળ, કાંતિ વાળા, રાતા તાંબા જેવા વર્ણનો, કાળી ઝંઘા ને મળેલી ભ્રમ્મરવાળો થાય, ૩ **ત્રીજામાં ગૌર**, ઘોડા જેવા દાંતવાળો, સુંદર મુખવાળો, મધ જેવી ને ઉંચી આંખનો લાંબા સારા વાળવાળો, લાંબા નાકવાળો, ધની, ને તાબેદારની રક્ષા કરનાર, ૪ **ચોથામાં** સૂક્ષ્મ હાથ ને દેહવાળો, બીકણ, નમેલા દાંત વાળો, દુબળો, ચપળ આંખવાળો, નાના નાકવાળો, ખેદ કરનાર, જુવાન, ખરાબ સ્વભાવનો, ૫ **પાંચમામાં** ગંભીર દૃષ્ટિવાળો, મોટા કેશવાળો, મિત્ર પ્રેમી, મોટી બુદ્ધિવાળો, કઠોર કેશ ચામડીવાળો, ને દબાએલા નાકવાળો થાય, ૬ **છઠ્ઠામાં** પુષ્ટ ખભાવાળો, શાસ્ત્ર જાણનાર, મોટા દેહ અને પેટનો, નીતિને જાણનારો, સુંદર નાક ને વાંસાવાળો, તેજદાર નખવાળો, **સાતમામાં** ગોધુમવર્ણો, મોટી બુદ્ધિવાળો, ભારે ને ટુંકા દેહવાળો, મોટા માથાવાળો, નીચલા દેહમા નિર્મળતાવાળો, ને કીર્તિ આબરૂવાળો, ૮ **આઠમામાં** ઉંચા ખભા ને માનનો, ભોગી, કઠોર, મોટી ઝંઘાનો, કાળા ભ્રમ્મરનો, વિચારીને બોલનારો, ને શ્રેષ્ઠ છાતી મસ્તકનો, અને શાંત સ્વભાવનો ૯ **નવમા** નવમા શમા સુંદર આંખવાળો, હસમુખો, ગૌરવર્ણનો, સુંદર દેહવાળો, ડાહ્યો, હુન્નર વિદ્યા જાણનાર, ચતુરાઇથી હસનાર, ને વેપારીના મનને મળતો થાય.

૮ વૃશ્ચિકના **પહેલા** નવમાંશમા ઠીંગણો, ઉંચી નાસિકા ને હોઠવાળો, મજબુત બાંધાનો ગૌરવર્ણનો, દેડકા જેવી લાલ આંખનો, સુંદર ઘડા જેવુ માથુ, ૨ **બીજામાં ગૌર**, મોટી છાતીનો, મોટા બાહુ, ને લાલ આંખવાળો, બોલીને મારનારો, હઠીલો, અલ્પ કેશવાળો, ૩ **ત્રીજામાં** ચતુર, દૃઢ ખભાને

ભુજાવાળો, હસમુખો, ઉત્તમ વાણી બોલનાર, ચોર, દાસીમાં પ્રેમી, રાતા હોઠવાળો ને સુંદર દેહવાળો થાય, ૪. **ચોથામાં** પરસ્ત્રી પ્રેમી, ઘાત કરનાર, ઉતાવળો, લાંબો મોટા પેટવાળો, જુવાન. લુચ્ચો, કાળા કેશ ને આંખોવાળો થાય; ૫. **પાંચમામાં** તાંબા જેવી લાલ આંખવાળો, ગંભીર દબાયલા નાકવાળો, વેર કરનાર, અભિમાની, ખોટાં કામનો કરનારો; ખરાબ ને મોટા ખભાવાળો, ને યશવાળો થાય, ૬ છઠ્ઠા નવમાંશમાં, નીતિવાળો, ઘોરકર્મી, નાની આંખ ને કેશવાળો, ને મુખ, માથું ને બાહુ, જેના મોટા છે એવો છૂટા દાંતનો; નસોથી સિકરાઈ ગએલ અંગનો થાય; ૭. **સાતમામાં** નીચી કેડને પેટનો, મોટી આંખનો, આડા દાંતવાળો, કાળો, મોટા મુખવાળો, ઉંચો ટુંકી હડપચીવાળો, ને મોટી છાતીનો થાય; ૮. **આઠમામાં** બેઠેલું નાક, મોટું માથું, ભમેલી આંખ, મિત્ર દ્વેષી, બહુ ભાષણ કરનાર ને ગુરૂની આજ્ઞા પાળનારો. ૯ **નવમા** નવમાંશમાં ગૌર. મત્સ્ય (મચ્છી) ના જેવી ને પીળી આંખવાળો, પુષ્ટ; શાન્ત, અગમચેતી, ને સારાં કામ કરનાર, દાતાર, ને ગુરૂ દેવભક્ત થાય.

૯. **ધનના પ્રથમ નવમાંશમાં** મોટું સુંદર નાક, બકરા જેવી આંખ, ગૌરવર્ણ, છુટા છુટા વાળવાળો, ઘણું હાસ્ય, મોટા વૃષણ, ને ક્રોધી; ૨. **બીજામાં** ઉંચું માથું, સ્થિરમતિ, આગેવાન મોટી આંખ, વાંકું નાક ને લાંબા મોટા દેહવાળો, ૩. **ત્રીજામાં** શિક્ષા શાસ્ત્ર ભણનાર, પૂર્ણાંગી, સારા નશીબવાળો, સ્ત્રીને ગમતો, મનમોજી, લુચ્ચો, સલાટ, ને હસનારો; ૪. **ચોથામાં** ચતુર, મધના જેવી પીળી આંખ, ગૌર, કાચબીના જેવા પેટવાળો, રખડનાર મોટો આબરૂદાર ને સુંદર વાળવાળો થાય; ૫. **પાંચમામાં** મોટા કાન, આંખ ને મુખવાળો, મોટા શત્રુમાં શૂરો, સુંદર રૂંવાટાંવાળો, મોટી ભ્રકુટી, ખભા, ને હાથવાળો ને દૃઢ બુદ્ધિવાળો. ૬. **છઠ્ઠામાં** મનોહર કાળા ખૂણાવાળી આંખવાળો, મોટું માથું ને શ્રેષ્ઠ દેહવાળો, કાવ્ય શાસ્ત્રી, પંડિત, મોટા મુખવાળો, ને કથા પુરાણનો પ્રેમી; ૭. **સાતમામાં** શ્યામ અને મજબુત દેહનો, આપ વચની, સર્વ સંગ્રહી, ઉંચું માથું, કજીઓ પતાવનાર, ઉંચો ને મોટી આંખવાળો, ચપળ ને ડાહ્યો. ૮. **આઠમામાં** નમેલું નાક, મોટી નસો, સગામાં વેરી, ભ્રમિત આંખ, ઘણું બોલનાર ને ગુરૂની આજ્ઞા પાળનાર થાય; ૯ **નવમા** નવમાંશમાં ગૌર, ઘોડા જેવા મુખવાળો, લાંબાં કાળાં નેત્રાવાળો, સારા બોલો, સભામાં મુખ્ય ને સભ્યતાથી વાદ કરનાર, મોટી જંઘા ને ચોટલાવાળો થાય છે.

૧૦. **મકરના પ્રથમ નવમાંશમાં** મંદમંદ હસનાર, પ્રસિદ્ધ, ચંચળ

ધનવાળો, દુર્બળ, આગળના નાજુક દાંતવાળો, કઠોર કેશવાળો, જુવાન, બોલીને ફરી જનાર થાય; ૨ **બીજામાં** મોટી કાયાવાળો, ધનવાન, પરદેશનો વાસી, શઠ, આળસુ, વાંકું નાક, જુવાન ઘણા રૂંવાટાંવાળો, ને ગીતનો પ્રેમી થાય; **ત્રીજામાં** ઐશ્વર્યો, ગૌર, લાંબી દ્રષ્ટિવાળો, રૂડા નાકવાળો, ઘણા મિત્રને ભાઇવાળો, પ્રસિદ્ધ બુદ્ધિમાન, રૂડાં કામ કરનાર; ૪. **ચોથામાં** રાતી, કાળી ને ગોળ આંખવાળો, મોટા માથાનો, દુબળો, થોડા કે નાજુક દાંતવાળો, થોડા બોલો ને છુટા છુટા કેશવાળો થાય; ૫. **પાંચમામાં** મોટા ગાલ ને આંખવાળો, નઠારી સ્ત્રીનો ધણી સ્યામ, ભોગી, સારૂં નાક ને ગોળ હાથવાળો, ને દ્દઢ વિચારનો; ૬ **છઠ્ઠામાં** મનોહર કાંતિ, કામી, રૂપાળો, સૂક્ષ્મ દાંતવાળો, થોડા વચની, મોટા હોઠ ને કપાળવાળો. ૭ **સાતમામાં** સ્યામ, આળસુ, થોડા બોલો, વાંકડીઆ કેશવાળો, મોટા દેહવાળો, કોમળ હસ્ત પગવાળો, ને ખુશમીજાજનો; કઠણ હૃદયનો, બુદ્ધિમાન થાય; ૮ **આઠમામાં** ગંભીર આંખવાળો, મોટું નાક, જુદા વાળ ને નખવાળો, બંધાંયલા શરિરનો, વાંકા મુખવાળો, મીઠા બોલો, ને ઘડા જેવા મસ્તકવાળો; ૯. **નવમા નવમાંશમાં** ઘણા મિત્રવાળો, મેદ અને રૂધિરવાળો સુંદર મુખવાળો, મીઠા બોલો, ગીત નૃત્યમાં પ્રેમી, પરાક્રમી ને નીતિવાળો થાય છે;

૧૧. **કુંભના પ્રથમ નવમાંશમાં** સ્યામ કોમળ ને પાતળા અંગનો પીળા રંગનો, કામી, પ્રેમી, દાતાર, ને કાવ્ય વિનોદી થાય; ૨ **બીજામાં** કઠોર ચામડી, મુખ, આંખ ને વાળવાળો,દીનબંધુ, સાધુ, લાંબુ મુખ ને લાંબી ડોક વાળો થાય; ૩ **ત્રીજામાં** ભોગી પુષ્ટ, તેજસ્વી, મોટી લાલખુણાવાળી આંખ, નાક ને દાંતવાળો ને થોડું બોલનારો થાય; ૪. **ચોથામાં** સ્ત્રીમાં પ્રેમી, ગૌર, મોટા મુખવાળો, શત્રુને ત્રાસ આપનાર ભોગી, પ્રેમી, પરાક્રમી, ને ઘણો ધીરો; ૫ **પાંચમામાં** ખુલ્લી મતલબનો જાણનાર, કળા જાણનાર, કઠીન વાળ, રૂંવાટાં, હાથ, તથા પગવાળો, મોટું નાક ને કાળી આંખવાળો; ૬ છઠ્ઠામાં વાઘ જેવા મુખવાળો, લુચ્ચો, વાંકડીઆ કેશવાળો, દ્દ નિશ્ચયવાળો, વાઘ, મૃગ ને સાપને મારનાર ને રાજપ્રિય; ૭ **સાતમામાં** નાની ડાઢીવાળો, લાંબા મુખવાળો, આગળથી ઉંચું નાક, નાની આંગળી ને દાંતવાળો, શીથીલ અંગવાળો લાલ વર્ણનો, પાતળો થાય; ૮. **આઠમામાં** બકરા જેવી આંખવાળો, ક્રુર મુખો, રાજાની માફક ભોગ વિલાસી, ધની, શ્રેષ્ઠ ભાગ્યવાળો, મોટા દાંતવાળો, ખરાબ શરીરનો થાય; ૯. **નવમા નવમાંશમાં** સ્યામ,

કાળા દાંતવાળો, સુખનો વિયોગી, ધન, પુત્ર સ્ત્રીથી યુક્ત, છટાદાર બોલનાર પ્રસિદ્ધ, ને સમર્થ થાય.

૧૨. **મીનના પ્રથમ** નવમાંશમાં ગૌર, બાયલો, જેના શરીરના સાંધા છુટા છે તેવો, ટૂંક ગરદની, પાતળી કમ્મરનો, ચંચળ, કોમળ, ભ્રમિત ચિત્ત વાળો થાય; ૨. **બીજામાં** મોટા મુખવાળો, મોટું નાક, કામમાં શાણો, ડહાપણથી બોલનાર, જંગલમાં ફરનાર, મોટા માથાવાળો; ને રૂપાળો થાય; ૩. **ત્રીજામાં** ગૌર, લુચ્ચો, સુંદર આંખવાળો, ઢીલો, ધર્મી, પંડિત, ડાહ્યો રૂપાળો, બોલવામાં ચતુર, ને નરમાશવાળો, ૪. **ચોથામાં** ગુણવાન, સુંદર સ્વભાવનો, વડીલોની સેવા કરનાર, કામ કરવામાં ચતુર, ઉંચા નાકવાળો, પંડિત, પરાક્રમી ને નીતિને જાણનાર. ૫. **પાંચમામાં** લાંબો, કાળો, પ્રતાપી, મતિમાન, સુંદર આંખોવાળો, હિંસક, ભાગ્યશાળી, ઘણો તેજસ્વી, ને નાના નાકવાળો થાય; ૬. **છઠ્ઠામાં** રૂપાળો, પ્રતાપી, ગુણી, સારો, વેશધારી, પ્રસિદ્ધ, ઘોડા જેવા નાકવાળો, પ્રેમ કથાનો રસીઓ માની, આડું જોનાર; ૭. **સાતમામાં** અભિમાની, ધર્મી, સારો પ્રધાન (આગેવાન) ચાલાક, નઠારા સ્વભાવનો ને લુચ્ચો થાય; ૮. **આઠમામાં** લાંબો, મોટા માથાવાળો, કાળો, આળસુ, કઠોર કેશ ને આંખવાળો, નઠારા પુત્રવાળો, રસ્તામાં ફરનાર, ને યુદ્ધમાં શૂરો, ૯. **નવમા નવમાંશમાં** ઠીંગણો, કોમળ, મોટી છાતી, આંખ ને નાકવાળો, પંડિત, તેજસ્વી, ઉંચા ગુણ, સારી બુદ્ધિ શ્રેષ્ટ અંગ વાળો, ને પ્રસિદ્ધ થાય.

**॥ દ્વાદશાંશનું ફળ ॥ ( જ્ઞાન ભાસ્કર )** [1]દ્વાદશાંશનો સ્વામી જન્મ કુંડળી કે પ્રશ્નમાં લગ્ને હોય, તો પિતા (બાપ) કરતાં ઓછા ગુણવાળો, થોડા દ્રવ્ય (ધન) વાળો થાય. ॥૧॥ દ્વાદશાંશનો સ્વામી જન્મ કુંડળી કે પ્રશ્નમાં બીજા ભાવે બેઠો હોય તો, બાપ કરતાં વધારે ધનવાન થાય. એ પ્રમાણે પ્રશ્ન જોનારા જોશીએ કહેવું. ॥૨॥ દ્વાદશાંશનો સ્વામી ત્રીજામાં હોય, તે બાપ કરતાં બહુ યશ મેળવનાર, ને દ્રવ્ય વિગેરે સર્વ બાબતોમાં પિતા કરતાં વધારે સુખી થાય. ચોથે હોય તો પિતા તરફથી દુઃખી, પણ બાપ કરતાં બહુ ભાગ્યશાળી, દ્રવ્યવાળો થાય. ॥૩॥ પાંચમે પોતાના પરાક્રમથી પિતાને સુખી કરનાર, ભાગ્યશાળી, સારી બુદ્ધિવાળો થાય. ॥૪॥ છઠ્ઠે, બહુ શત્રુઓવાળો થાય. સાતમે, રાજાની કૃપા (મહેરબાની) થી ઘણું ધન મેળવનાર, ઘણી કીર્તિવાળો ને પરાક્રમી થાય. ॥૫॥

૧ દ્વાદશાંશ:કુંડળીના લગ્નનો સ્વામી.

આઠમે, પોતાના પિતાનું મરણ, રોગથી, શત્રુથી, હથિયારથી, પાણીથી, વિજળી પડવાથી કે આત્મઘાત કરવાથી થાય ॥૬॥ નવમે, સઘળાં તીર્થ કરનાર બાળકોને પાળનાર, ધર્મ ઉપર આસ્થા રાખનાર, ધર્મનાં કામ કરનાર થાય. ॥૭॥ દશમે બાપથી અને આપના બાપથી પણ વધારે ભાગ્યશાળી, બાપ તરફથી સુખી થાય. ને તેના જન્મ પછી બા પને પણ સારો લાભ થાય છે ॥ ૮ ॥ અગીયારમે, તેને બાપનું છાનું રાખેલું ધન મળે ને તેથી ધનવાન થાય બારમે, નીચ કામ કરનારો અનેક ખરાબ કામમા હુંશિયાર થાય ॥૯॥ દ્વાદશ શનો સ્વામી જન્મ કુંડળીમા ઉચ્ચનો અથવા સ્વગૃહી હોય, તે શુભ યુક્ત હોય, વા શુભગ્રહો તેને દેખતા હોય તો તે માણસોમા આગેવાન, નાના પ્રકારના સુખ ભોગ વનાર, શત્રુઓનો નાશ કરનાર થાય છે ॥૧૦॥ દ્વાદશાશનો સ્વામી (જન્મ કુંડળીમાં) શત્રુ ગ્રહ કે પાપગ્રહના ભેગો હોય, પાપગ્રહ જોતો હોય, પાપગ્રહના ઘરમા બેઠો હોય ને ભેમનાર નીચનો અથવા અસ્તને પામેલો હોય, તો તે માણસ બહુ શત્રુવાળો થાય છે ॥૧૧॥ ને શત્રુથી પીડા પામનારો, રોગી, અગ્નિ, રાજા, ચોર વિગેરેથી દુ:ખી થાય બુદ્ધિવાળો, મનમા પરિતાપ રાખનાર, છોકરા પ્રત્યે થોડા સ્નેહવાળો થાય છે ॥૧૨॥

॥ ત્રિશાંશ ફલમ્ ॥ (જ્ઞાન ભાસ્કર ગ્રંથમાંથી) ત્રિશાશનો સ્વામી પાપગ્રહ જન્મ કુંડળીમા નીચનો થઇ બેઠો હોય તો, તે માણસ પોતાના કુટુંબીયો સાથે વિરોધ કરનારો થાય ને શુભગ્રહ હોય તો, શરીરે સુખી, ને છઠ્ઠે બેઠો હોય તો રાજાથી બંધન થાય ॥ ૧ ॥ ને આ ઠમા ભાવમા બેઠો હોય તો, રાજાથી તેનું મૃત્યુ થાય બારમે ભાવે તક રાર કજીઆ વિગેરે કરાવે ને તેથી રાજાના તરફથી દુઃખ થાય. ॥ ૨ ॥ બારમા ભાવમા શત્રુગ્રહ બેઠો હોય, તો તેને રાજ્ય તરફથી સારૂં સુખ મળે નહિ પણ બીજે સર્વ પ્રકારે સુખી થાય ॥ ૩ ॥ ત્રીશાશનો સ્વામી સાતમા ભાવમા બેઠો હોય, તો બહુ સ્ત્રીયોવાળો થાય ને સ્ત્રી તરફથી સારૂં સુખ ભોગવનારો થાય ॥૪॥ હે અરુણ ત્રિશાશ કુંડળીનું ફળ મે કહ્યું કે જેને જાણવાથી સર્વ દુઃખોથી મુક્ત થઇ વિદ્વાન્ થાય છે ॥ ૫ ॥

ત્રિંશાશનુ ફળ—(રજનિર જ્યોતિર્મહાનિબંધ) ત્રિંશાશ કુંડળીમા માણસોનું કષ્ટ તથા શુભ અશુભ મરણનો વિચાર કરવો-ત્રિશાશ લગ્નથી આઠમા ઘરનો સ્વામી શુભ ગ્રહ હોય, ને શુભ ગ્રહોથી યુક્તદષ્ટ હોય તો કોઇ તીર્થ યાત્રામાં, કોઈ ઉત્તમ સ્થળમા દાન, ધર્મ ને પવિત્રતામાં મરણ

થાય; અને જો આઠમા ઘરનો સ્વામી ક્રૂર હોય ને ક્રૂર ગ્રહો સાથે અથવા દેખતા હોય તો અગ્નિ, પાણી કે સર્પાદિકથી મરણ થાય, મરણ કાળનો વધારે ખુલાસો અષ્ટમ ભાવમાં વર્ણવીશું.

સમજ—એ પ્રમાણે શડ્વર્ગનું ફળ કહ્યું પણ તેની સાથે બીજાં ફળાધીશ તે બાબતને લગતાં જે જે ઠેકાણે હોય તેનો ને આ ફળનો વિચાર કરીને, જો બેઉ રીતે સારૂં હોય તો વધારે સારૂં ને, એકમાં સારૂ ને બીજામાં ખરાબ હોય તો મધ્યમ ને બેઉ રીતે નઠારૂ ફળ હોય તો અવશ્ય નઠારૂં ફળ મળશે એમ કહેવું.

---

## પ્રકરણ ૧૦ મું.

**કારકગ્રહો, તથા ભાવકારક, ધૂમાદિ અપ્રકાશ ગ્રહો, ગુલિકા, પ્રાણપદ પારિજાતાદિ ભેદ, દિપ્તાદિભેદ, ગર્વિતાદિ ભાવ, બાલા ને શયનાદિ અવસ્થા, ને આરૂઢનું ફળ તથા દ્રેષ્કાણના જુદે જુદા પ્રકાર.**

॥ कारक योगाः ॥ मूलत्रिकोणस्वगृहोच्च संस्थानभश्चराः केन्द्रगतांमिथःस्युः ॥ ते कारकाख्यामुनिभिः प्रणीताविशेष आज्ञा भवनेविशेषः ॥ १ ॥ प्रालेयरश्मिर्यदिमूर्तिवर्ती स्वमंदिरस्थोयदितुंगयातः ॥ सूर्यार्किजारामरराज्यपूज्याः परस्परंकारकसंज्ञकाःस्युः ॥२॥ शुभग्रहेलग्नगतेचखाम्बु स्थितोग्रहःकारकसंज्ञकःस्यात् ॥ तुंगत्रिकोणे स्वगृहांशयाता स्तेपीहमानेतपनेविशेषात् ॥ ३ ॥ वेशिस्थितो यस्यशुभोनभोगा लग्नंविलग्नंचलवेस्वकीये ॥ केन्द्राणिसर्वाणिशुभान्वितानि तस्यालयेश्रीः कुरुतेनिवासम् ॥ ४ ॥ केन्द्रस्थिताशुरुविलग्नपजन्मनाथा मध्येत्रयस्यतितरांवितरंतिभोग्यम् ॥ शीर्षोदयाढ्ध्युंधयमेषुगताभवेयु रारंमध्यमविरामफलप्रदास्ते ॥ ५ ॥ रवितनयोजूकस्थःकुलीर लग्नेबृहस्पतिहिमांशु ॥ मेषेकुजोगविसितः परस्परंकारकाएते ॥ ६ ॥ नीचान्वयेयद्यपिजातजन्मा मंत्रीभवेत्कारकखेचरेन्द्रैः ॥ राजान्वयेयस्यभवेत्प्रसूति र्भूमीपतित्वंसकथंनयाति ॥ ७ ॥

कारकवेधोबलवान् मूलयोगेषुकीर्तितोहरिणा ॥ तस्मात्फलनिर्देशः कारकभेदादिभिर्वाच्यः ॥ ८ ॥

કારક યોગે ( જાતકાભરણ )

૧. ગ્રહો મૂલત્રિકોણ રાશિમાં પોતાની રાશિમાં કે પોતાની ઉચ્ચરાશિના થઈ પરસ્પર કેન્દ્ર ૧।૪।૭।૧૦ માં હોય, તો તે ગ્રહો કારક થાય. તેમાં પણ દશમા સ્થાનમાં રહેલો ગ્રહ વિશેષકારક (બળવાનકારક) થાય.

સમજ—મૂળ ત્રિકોણ, પોતાની રાશિ ને ઉચ્ચના ગ્રહો કેન્દ્રમાં આવવાથી કારક થાય છે એમ કહ્યું છે. એટલે મૂળત્રિકોણે મૂળત્રિકોણને, સ્વગ્રહીયે સ્વગ્રહીનો, ઉચ્ચે ઉચ્ચનો કારક થાય છે; એટલું જ નહિ પણ એક સ્વગ્રહી હોય ને બીજા ઉચ્ચના કે મૂળત્રિકોણના હોય તો પણ એક બીજાના કારક થાય છે. ઉપર મુજબ ગ્રહો એક બીજાના ( પરસ્પર ) કારક થાય છે. જેમ કે લગ્નમાં ગુરૂ કર્કરાશિનો અને ચોથા સ્થાનમાં શનિ તુલા રાશિનો છે તો ગુરૂ શનિ એ એક બીજાના કારક ગ્રહો જાણવા, એટલે ગુરૂ શનિનો, અને શનિ ગુરૂનો કારક થયો. એવીજ રીતે ત્રણ કે વધારે ગ્રહો કારક કહ્યા હોય ત્યાં પણ એ બધા ગ્રહો એક બીજાના કારક થાય છે.

૨. સૂર્ય, લગ્નમાં સિંહ કે મેષરાશિનો હોય તો, સૂર્ય, શનિ, મંગળ ને ગુરૂ, એ પરસ્પર કારક થાય.

૩. લગ્નમાં શુભગ્રહ હોય, ને દશમે ચોથે ગ્રહ હોય, તો તે ગ્રહકારક થાય, [1]નવમાંશમાં પોતાના ઉચ્ચ, મૂળત્રિકોણ, કે પોતાની રાશિ હોય ને જન્મકુંડળીમાં તે ગ્રહો નવમે હોય, તો વિશેષ કારક થાય.

૪. સૂર્યથી બીજા ઘરમાં શુભ ગ્રહ હોય; જન્મ લગ્ન વર્ગોત્તમી હોય ને ચારે કેન્દ્રમાં શુભ ગ્રહ હોય; તો તેના ઘરમાં લક્ષ્મી રહે છે.

૫. ગુરૂ, લગ્નનો સ્વામી ને જન્મરાશિનો સ્વામી કેન્દ્રમાં હોય, તો તેનું ભાગ્ય જુવાનીમાં ઉદય પામે છે. શીર્ષોદય, પૃષ્ટોદય ને ઉભયોદય રાશિમાં ગ્રહ હોય તો અનુક્રમે બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થામાં ફળ આપે છે.

૬. સારાવળી—શનિ તુલામાં, ગુરૂ ચંદ્ર કર્ક લગ્નમાં, મેષમાં મંગળ, ને વૃષભમાં શુક્ર હોય તો એ પરસ્પર કારક થાય.

૭. જાતકાભરણ—નીચ વંશમાં જન્મેલો હોય પણ તેની જન્મકુંડળીમાં કારક યોગ થયો હોય તો તે પ્રધાન થાય. ત્યારે રાજાના વંશમાં જન્મેલો રાજા કેમ ન થાય અર્થાત્ અવશ્ય રાજા થાય.

---

૧. નવમાંશમાં ઉચ્ચાદિમાં રહેલો ગ્રહ જન્મકુંડળીમાં, નવમે કે દશમે [illegible]

૮. સારાવળી—હરિ આચાર્યે સર્વે યોગોમાં કારકયોગ પહેલો જ બળવાન કહેલો છે. એટલા માટે કારકના ભેદો વડે ફળ કહેવું.

બૃહજ્જાતક અધ્યાય ૨૨ માં કારકયોગો વર્ણવ્યા છે. કારક યોગો જ્યોતિષની દૃષ્ટિએ અગત્યના છે એટલે વધુ સમજણ માટે નીચે વધુ વિવેચન બૃહજ્જાતકને આધારે આપીએ છીએ કારક યોગો થવા માટે નીચેના નિયમો છે. ગ્રહો જો ઉચ્ચના, મુલત્રિકોણના, કે સ્વગૃહી હોય અને પરસ્પર કેન્દ્રમાં હોય તો કારક યોગ થાય આમ કારકયોગ થવાથી ગ્રહો એકબીજાની રાશિ બદલે છે અને આમ થતાં ઘણી વખત ગ્રહો બળવાન હોવા છતાં સારૂં ફળ આપવા નિષ્ફળ નીવડે ઘણા મહાપુરૂષો અને લબ્ધ-પ્રતિષ્ઠીત માણસોની કુંડળીમાં કારકયોગ હોય છે. તેઓ કીર્તિ મેળવે છે પણ ઘણાં દુઃખો ભોગવે છે આ વસ્તુ રામચંદ્રજીની કુંડળી જોતાં આપો આપ સમજાઈ જશે.

વળી જો બે ઉચ્ચના, મુળત્રિકોણના કે સ્વગૃહી ગ્રહોમાં એક ગ્રહ બીજા ગ્રહથી દશમે હોય તો વિશેષ કારક યોગ થાય છે અને આમ થતાં નીચે આપેલા દાખલા પ્રમાણે ફળ મળે છે.

દાખલો:—કોઇ કુંડળીમાં લગ્ને સૂર્ય ઉચ્ચનો છે અને દશમે મંગળ મકર રાશિનો (ઉચ્ચનો છે) તેથી વિશેષ પ્રકારનો કારકયોગ થશે અને મંગળ મકરનું નહિ પણ મેષનું ફળ આપશે અને સ્વગૃહીની માફક ફળ મળે પણ તેથી સૂર્ય મકર રાશિનું ફળ આપશે એમ માનવાનું નથી.

જ્યારે સ્વગૃહી ચંદ્ર લગ્નમાં હોય અને મંગળ, શનિ, સૂર્ય, ગુરૂ આ ગ્રહો ઉચ્ચના હોય તો પરસ્પર કારક થાય છે, તેમાંથી ચોથે અને દશમે રહેલા ગ્રહો લગ્નમાં રહેલા ગ્રહના વિશેષ કારક થાય છે.

અનુભવે જોવાશે કે ઉચ્ચના, સ્વગૃહી કે મુળત્રિકોણના ગ્રહો પણ ઘણી વખત ઉપરના નિયમોથી નીચેનું ફળ આપતા થાય છે દાખલા તરિકે કોઇ કુંડળીમાં મેષનો મંગળ હોય અને મકરનો શનિ હોય તો બન્ને સ્વગૃહી થવાથી અને પરસ્પર કેંદ્રમાં હોવાથી અને શનિ મંગળથી દશમે હોવાથી શનિ વિશેષ કારક થાય છે અને મંગળની રાશિ મેષનો બને છે અને આમ તે સ્વગૃહીનું ફળ ન આપતાં નીચનું ફળ આપે છે.

॥ अथ कारकसुत्राणि ॥ सर्वार्थचिन्तामणिः ॥

पितृप्रतापारोग्यमनः शुचिरुचिज्ञानादयकारकः सूर्यः ॥ १ ॥

धवलचामरयशादयामोदकांतिमुखलावण्यमातृमनः प्रसादकारकश्च-

न्द्रः ॥ २ ॥ पराक्रमविजयविख्याति संग्रामसाहस सेनापत्य दंडनेतृत्वखड्गपरश्वधकुंतकुठार शतघ्नीभिंदिपालधनुर्बाण नैपुण्यधृतिकांतिगांभीर्य कामक्रोधशत्रुवृद्धि आग्रहावग्रहपरापवादस्वतंत्र धातृभूकारकः कुजः ॥ ३ ॥ संततिशांतिविनयभक्ति मतिमातुल बांधवज्ञातिगोत्रसमृद्धि गणितप्रज्ञावेदांतविद्याकारको बुधः ॥ ४ ॥ वाग्धोरणीमंत्रराजतंत्रनैष्ठिक गजतुरगयाननिगमावबोध कर्मपुत्र संपजीवनोपायकर्मयोगसिंहासनकारको गुरुः ॥ ५ ॥ संगीतसाहित्यदास्यरसाद्भूत मदनयुवतिरतिकेलिविलास विचित्रकांतिसौंदर्यराजवशीकरण राजमुखवशीकरण गारुडेन्द्रजालमालावैशद्यमहदणिमाद्यैश्वर्यकाव्य कलासमभोगकलत्रकारकः शुक्रः ॥ ६ ॥ लोभमोहविषमपर पीडानियतिनैष्ठुर्यदुर्मति दारिद्र्यदुर्दशामयवात वंचनमहिषीयवागूकृष्ण धान्यायुष्यजीवनोपायकारकः शनि ॥७॥ यशः मतिष्ठाछत्रकारका राहुः ॥ ८ ॥

સૂર્યાદિ ગ્રહો શું શું બાબતોના કારક (કરનાર) છે તે વિષે.

સૂર્ય—બાપ. પ્રતાપ, આરોગ્ય, મનની પવિત્રતા, રૂચિ, (ઇચ્છા) જ્ઞાનનો ઉદય, ને વિશેષ—આત્મા સ્વભાવ, દેહની શક્તિ, લક્ષ્મીનો કારક છે.

ચંદ્ર—સફેદ ચમ્મર, યશ, દયા, હર્ષ, કાંતિ, મુખની કોમળતા, માતા, મનની પવિત્રતા, વિ૦–ચિત્ત, બુદ્ધિ, રાજપ્રસાદ, સંપત્તિનો કારક છે.

મંગળ—પરાક્રમ, વિજય, ખ્યાતિ, સંગ્રામ (લડાઇ), સાહસ, સેનાપતિ, હુકમ, ખડ્ગ, કોદાળી કુંત, (ભાલો) કુવાડો, તોપ, ભિંદિપાલ, (વજ્ર) ધનુષ, બાણ, નિપુણતા, ધૈર્ય, ગંભીરતા, કામ, ક્રોધ, શત્રુનો વધારો, આગ્રહ, અવગ્રહ, કલંક, સ્વતંત્રતા, પોતાનું પાલણ કરનાર, જમીન, વિ૦–રોગ, ગુન્હ, ભાઇ, પુત્રો અને જાતિનો કારક છે.

બુધ—સંતાન, શાંતિ, નમ્રતા, ભક્તિ, બુદ્ધિ, મામા, બાંધવ, સગોત્ર, સમૃદ્ધિ, ગણિત બુદ્ધિ, વેદાન્ત, વિદ્યા, વિ૦–સંબંધી, વિવેક, માતુલ, (માતાનાં સગાં) મિત્રો, અને વાણીનો કારક છે.

ગુરૂ—વાણી, સ્વારી, મંત્ર, રાજતંત્રનિષ્ટ, હાથી, ઘોડા, પાલખી, વેદ શાસ્ત્ર જ્ઞાન, કર્મ, પુત્ર, સંપત્તિ, જીવવાનો ઉપાય, કર્મયોગ, સિંહાસન, વિ૦–બુદ્ધિનો, ધનનો, દેહની પુષ્ટીનો, વિદ્યા અને પુત્રોનો કારક છે.

શુક્ર—ગાયન, કાવ્ય, ચાકરી, અદ્દ્ભૂત રસ, ( આશ્ચર્ય પમાડનારી બાબતો ) કામદેવ, સ્ત્રી, કામક્રીડા, વિલાસ, વિચિત્રકાંતિ, સુંદરતા, રાજા, રાજપુરુષ, વશીકરણ, છુપી વિદ્યા, ઇંદ્રજાળ, માળા, ચાતુરી, મોટા નાના આદિ અષ્ટૈશ્વર્ય ( અષ્ટસિદ્ધિ ) કાવ્યકળા, સમભોગ, સ્ત્રિ, વિ૦—વાહનો, ભુષણો, કામચેષ્ટા, વ્યાપાર, સુખનો કારક છે.

શનિ—મોહ, લોભ, વિષમ, પર પીડા, પુણ્ય, નિષ્ઠુરતા, ( કઠોરતા ) દુર્મતિ, (ખરાબ બુદ્ધિ) દરિદ્રતા, દુર્દશા, રોગ, વાતરોગ, ઠગ, ભેંસ, કઢી કે ખોટા પદાર્થ, કાળુ અનાજ, આયુર્દા, જીવવાનો ઉપાય, વિ૦—મૃત્યુના કારણનો, વિપત્તિનો કારક છે.

રાહુ—યશ, પ્રતિષ્ટા, છત્ર, વિ૦—દાદાનો કારક છે.

વિશેષ–કેતુ—માના બાપનો કારક છે.

ઉપર પ્રમાણે દરેક વસ્તુઓના જુદા જુદા ગ્રહો કારક છે. તેમાં પણ એકજ વસ્તુના બે ગ્રહો કારક થતા હોય તો તે વસ્તુનું ફળ તે બે ગ્રહોના આધારે જાણવું. જેમ કે સૂર્ય મનની પવિત્રતાનો કારક છે. અને ચંદ્ર પણ મનની પવિત્રતાનો કારક છે, તો મનની પવિત્રતાને માટે તે બન્ને ગ્રહોથી જોવું.

ઉપર મુજબ સૂર્યાદિ ગ્રહો, દેહ, સગાં વહાલાં, પશુ પક્ષી, હથિયાર, વિગેરે વસ્તુઓના કારકો છે. તેમાં જે ગ્રહ બળવાન ને શુભ ફળ કરનાર હોય. તે ગ્રહ, જે જે વસ્તુઓનો કારક હોય, તે તે વસ્તુઓથી સુખી કરે છે. ને નિર્બળી અને અશુભ ફળ કરનાર હોય તો તે બાબતોથી દુઃખી કરે છે.

ઉપર પ્રમાણે ફળ જોવું ખરૂં, પણ તેની સાથે તેને લગતાં બીજાં પણ ફળો કહેલાં હોય તે પણ જોઇને પછી જ ચોકસ ફળ કહેવું.

દાખલા તરિકેઃ—પુત્ર સંબંધી નિર્ણય કરવો છે તો પાંચમો ભાવ, પુત્રનો કારક ગ્રહ, ગુરૂ, સપ્તમાંશ વગેરેનો વિચાર કરી ફળ કહેવું એકલા પાંચમા ભાવ, ગુરૂ, સપ્તમાંશથીજ ફળ કહેવું નહિ પણ ત્રણને બરાબર મહત્ત્વ આપવું આ પ્રમાણે દરેક વસ્તુનો નિર્ણય કરતી વખતે જોવું.

ભાવના કારકો—લગ્નથી (૧) પહેલા ભાવનો રવિ, ૨ નો ગુરૂ, ૩ નો મંગળ, ૪ નો ચંદ્ર અને બુધ, ૫ નો ગુરૂ, ૬ નો શનિ અને મંગળ, ૭ નો શુક્ર, ૮ નો શનિ, ૯ નો રવિ અને ગુરૂ, ૧૦ નો ગુરૂ, રવિ, બુધ, ને શનિ, ૧૧ નો ગુરૂ, અને ૧૨ મા ભાવનો શનિ, એ પ્રમાણે બારે ભાવોના કારક છે.

સમજ—ઉપર પ્રમાણે બારે ભાવના કારક (કર્તા) ગ્રહો છે જે

ભાવનું ફળ જેવું હોય તે ભાવનો કારક ગ્રહ જો શુભ ફળ આપનો હોય તો તેમાં કહેલી દરેક વસ્તુઓનું સુખ આપે, ને અશુભ કરનાર હોય તો, તે તે વસ્તુઓનું ખરાબ ફળ કરે છે. દાખલો–પહેલા ભાવમાં શરીર, સુખ, રૂપ, ગુણ, વિગેરે જોવાય છે.–ને પહેલા ભાવનો કારક સૂર્ય છે તે દરેક રીતે બળવાન ને શુભ ફળ કરનાર છે, માટે તે દરેક બાબતને સુખી કરશે, પણ જો સૂર્ય, નીચનો, શત્રુના ઘરનો કે નિર્બળી હોય, તો તે પહેલા ભાવમાં કહેલી દરેક બાબતોથી દુઃખી કરશે તેમ જાણવું.

ઉપર પ્રમાણે ફળ જોવું ખરું, પણ તેની સાથે, તે દરેક ભાવો ને લગતાં બીજાં પણ ફળો કહેલાં હોય તે પણ જોઇને પછીથીજ ચોક્કસ ફળ કહેવું.

## ધૂમાદિ અપ્રકાશ ગ્રહનાં ફળ. (બૃહત્પારાશરી).

### લગ્નાદિ બારે ભાવમાં ધૂમ ગ્રહનું ફળ.

ધૂમગ્રહ લગ્ને આવે તો, શૂરવીર, વિકલ નેત્રવાળો, ઘણો જે અદષ્ટી, દયા વિનાનો, લુચ્ચો ને નિરંતર ક્રોધવાળો થાય. ૨ જે, આવે તો મુખનો રોગી, ધનવાન, અંગ ભંગવાળો, નપુંસક, રાજાથી ધન નાશ ને મંદ બુદ્ધિવાળો થાય. ૩ જે, બુદ્ધિવાળો, લડાઈમાં યશ મેળવનાર, મીઠું બોલનાર, ઘણી સંપત્તિવાળો ને ધનવાન થાય. ૪ થે, સ્ત્રી વિનાનો, હંમેશાં મનનો દુઃખી ને ઘણાં શાસ્ત્રના અર્થને વિચારનારો થાય. ૫ મે, થોડાં છોકરાંવાળો, નિર્ધન, મોટાઇ રાખનાર, સર્વ ભક્ષી, (ખાવાની ને ન ખાવાની ચીજો ખાનાર) ને મંત્ર ને મિત્રરહિત થાય. ૬ ઠ્ઠે, બળવાળો, શત્રુને મારનાર, ઘણા તેજવાળો, પ્રખ્યાત ને હંમેશાં રોગ વિનાનો થાય. ૭ મે, નિર્ધન, ઘણી ઇચ્છાવાળો પર સ્ત્રી ગમનમાં ચતુર, અને નિરંતર નિસ્તેજ થાય. ૮ મે, પરાક્રમ વિનાનો, ઉત્સાહવાળો, ખરા નિશ્ચયવાળો, પ્રીતિ વગરનો, કઠોર, ને મોટાઈ રાખનાર થાય. ૯ મે, પુત્ર ને સૌભાગ્યવાળો, ધનવાન, માની, દયાવાળો, ને કુટુંબીયો પર હેત રાખનાર થાય. ૧૦ મે, પુત્ર પરિવારવાળો, સંતોષી, સુખી, ને ન્યાયાસનનો અધિકારી થાય. ૧૧ મે.–ધન ધાન્ય અને સોનાવાળો, રૂપાળો, નવા હુન્નરો જાણનાર, વિનયવાળો, ને ગાયનવિદ્યામાં કુશળ થાય. ૧૨ મે, આવે તો, વ્યસની, પતિત, પાપ કરનાર, વ્યભિચારી, દયારહિત ને લુચ્ચો થાય.

### લગ્નાદિ બારે ભાવમાં પાતગ્રહનું ફળ.

પાતગ્રહ લગ્ને આવે તો, દુઃખી શરીરવાળો, ક્રૂર, ઘાત કરનાર, મુર્ખ અને સગામાં વેર કરનાર થાય. ૨ જે–કુટિલ, પિત્તનો રોગી તિરસ્કારીય

દયા રહિત, કરેલા ઉપકારને જાણનાર, ખરાબ મન વાળો, અને પાપી થાય. ૩ જે-સ્થિર બુદ્ધિવાળો, લડવામાં ચતુર, દાતાર, ધનવાન્, રાજાનો પ્રીતિ પાત્ર, અને સેનાધિપતિ થાય. ૪ થે-બંધન કે રોગવાળો, પુત્ર પરિવાર વિનાનો થાય. ૫ મે-નિર્ધન, રૂપાળો, વાતપિત્ત અને કફના રોગવાળો, કઠોર, ને બે શરમ થાય. ૬ ઠ્ઠે-શત્રુને મારનાર, શરીરે પુષ્ટ, સર્વ શસ્ત્ર (હથિયાર) ને રાખનાર, હુન્નરોમાં હોંશીયાર, ને સ્વભાવે શાન્ત થાય. ૭ મે-સ્ત્રી પુત્ર અને ધન વિનાનો, સ્ત્રીયે જીતેલો, તુલારાશિનો થઈ પાતગ્રહ ૭ મે આવે તો, કામી, બેશરમ, શત્રુને મિત્ર કરનાર થાય. ૮ મે-વિકળ નેત્રનો, બેડોળ, ખરાબ ભાગ્યવાળો, બ્રાહ્મણની નિંદા કરનાર, અને લોહીના બગાડથી પીડા થાય. ૯ મે-ઘણા વ્યાપાર, ને મિત્રવાળો, ઘણા શાસ્ત્રોને જાણનાર, સ્ત્રીને વહાલો, ને મીઠું બોલનાર થાય. ૧૦ મે-પૈસાદાર, ધર્મિષ્ટ, શાન્ત, ધર્મના કામમાં ઘણો ચતુર, મોટો વિદ્વાન્, ને ચતુર થાય. ૧૧ મે-ઘણા ધનવાળો, મનસ્વી, સાચું બોલનાર, બોલવા પ્રમાણે કરનાર, ઘોડા ગાડીવાળો, ને ગાયનમાં પ્રીતિવાળો થાય. ને ૧૨ મે-આવે તો, ગુસ્સાવાળો, ઘણા કામમાં જોડાયેલો, અંગ ભંગવાળો, ધર્મને તોડનાર ને પોતાના ભાઇની સાથે લડનાર થાય.

## લગ્નાદિ બારે ભાવમાં પરિધિ ગ્રહનું ફળ.

**પરિધિ ગ્રહ લગ્ને** આવે તો, પંડિત, સચ્ચાઇમાં પ્રીતિવાળો, શાંત, ધનવાન, પુત્રવાન, પવિત્ર, દાતાર, ને ગુરૂનો ભક્ત થાય. ૨ જે, સમર્થ, રૂપાળો, ઉપભોગ લેનાર, સુખી, ધર્મમાં તત્પર, અને મહા સમર્થ થાય. ૩ જે, સ્ત્રીને વહાલો, સુંદર રૂપવાળો, દેવ, સગાંઓમાં પ્રેમવાળો, નોકર ને ગુરૂમાં પ્રીતિ રાખનાર થાય. ૪ થે, અજબ રીતે પાપ વિના દુશ્મનનું ભલું કરનાર ને ગાયનમાં ચતુર થાય. ૫ મે, લક્ષ્મીવાળો, સારા સ્વભાવનો સુંદર, વહાલો લાગનાર, ધર્મમાં પ્રીતિવાળો, અને સ્ત્રીઓને વહાલો થાય. ૬ ઠ્ઠે, સારા પૈસા ને છોકરાવાળો, ભોગ ભોગવનાર, સર્વનું કલ્યાણ કરનાર, શત્રુઓને મારનાર થાય. ૭ મે, થોડાં છોકરાંવાળો, દુઃખી, મંદ બુદ્ધિનો, અત્યંત ક્રૂર, સ્ત્રીઓને પીડારૂપ થાય. ૮ મે, બ્રહ્મજ્ઞાની, શાંતિવાળો, મજબુત શરીરવાળો, બોલ્યું પાળનાર, ધર્મવાળો, ને બળવાળો થાય. ૯ મે, પુત્રવાળો, સુખી, સુંદર, ધનવાન, શાંત વૃત્તિવાળો, મનસ્વી અને થોડાથીજ સંતોષ માનનાર થાય. ૧૦ મે, સહેજ મૂર્ખપણું જણાવનાર, ભોગ ભોગવનાર, શરીરે મજબુત, સર્વ વિદ્યામાં પુરો, ને ક્રોધ રહિત

થાય ૧૧ મે, ઓલંપટ; ગુણવાન, ડાહ્યો, સર્વોઓપર પ્રેમ રાખનાર, ને ખેરાક પચે નહી. ને ૧૨ મે, આવે તો ફક્ત ગુરૂ કે, વડાઓની નિંદા કરવામાં કુશળ થાય.

## લગ્નાદિ બારે ભાવે પાપગ્રહનું ફળ.

પાપગ્રહ લગ્ને હોય તો, પૈસા, ધાન્ય, ને સોનાવાળો, કરેલા ઉપકારને જાણનાર, સર્વથી શ્રેષ્ઠ ને સર્વ દોષ વિનાનો થાય. ૨ જે, મીઠું બોલનાર, ગભીર, વિનયવાળો, સારો ભણેલો, સુંદર, અને ધર્મપર પ્રીતિવાળો થાય. ૩ જે, લોભિયો, ઘણા હુન્નર જાણનાર, ચોરી કરવામાં કુશળ, અંગભંગવાળો, મદથી છકેલાઓ સાથે દોસ્તી કરનારો થાય ૪ થે, સુખી, ગાય, ધન અનાજથી રાજાની માફક પૂજાય ને રોગ વિનાનો થાય. ૫ મે, પ્રીતિ રાખનાર, મોટી મહેરબાની કરનાર, દેવનો ભક્ત, મીઠું, બોલનાર, અને સર્વ કામમા આગેવાન થય ૬ ઠ્ઠે, શત્રુને મારનાર, ઘણો ધુતારો, સુખી, પ્રેમમાં લપટ, પવિત્ર, સર્વ કામમા સ્નેહમદ થનાર થાય. ૭ મે, સમર્થ, ઘણા ગુણવાળો, શાસ્ત્રને જાણનાર, ધાર્મિક ને પ્રીતિવાળો થાય. ૮ મે, પારકાનું કામ કરનાર, ઘાતકી, પરસ્ત્રીમા લંપટ અને ઘડપણમા બેભાન થનાર થાય. ૯ મે, તપસ્વી, વ્રત કરવામાં પ્રીતિવાળો, ઘણો ભણેલો, માનને જાણનાર, અને લોકમા પ્રખ્યાત થાય. ૧૦ મે, ઘણા પુત્ર ને ઐશ્વર્યવાળો, ગાય, ભેસ, ઢોરોવાળો, અને લોકમા પ્રખ્યાત થાય ૧૧ મે, લોભી, નિરોગી, ઘણા ક્રોધવાળો, મત્ર કે સ્ત્રીઓમા ચતુર, અને ઉત્તમ અસ્ત્ર (હથીયાર વિદ્યા)ને જાણનારો થાય ૧૨ મે, આવે તો ઘણા ગર્વવાળો, ખરાબ બુદ્ધિવાળો, નિર્લજ્જ પરસ્ત્રીમાં આસક્ત, ને હમેશા નિર્ધન થાય છે

## લગ્નાદિ બારે ભાવમાં શિખિગ્રહનું ફળ.

શિખિગ્રહ લગ્ને આવે તો, સર્વ વિદ્યામા કુશળ, સુખી, બોલવામાં ચતુર, પ્રેમ ઉપજાવનાર, અને સર્વ કામનાથી પરિપૂર્ણ થાય ૨ જે, સારો વક્તા, મીઠું બોલનાર, સુંદર, કવિ, પડિત, માની, વિનયવાળો, ને વાહનવાળો થાય ૩ જે, વિષય માટે બુરા, કામ કરનાર, દુબળો, નિર્ધન, અને ભયકર રોગવાળો થાય ૪ થે, રૂપ ને ગુણવાળો, સાત્વિક વૃત્તિનો, યશનો લોભી, ને સદા સુખ ભોગવનાર થાય ૫ મે, સુખી, ભોગી, હુન્નર જાણનાર, યુક્તિને જાણનાર, બુદ્ધિમાન, વક્તા, અને ગુરૂની સેવામાં

રહેનાર થાય. ૬ ઠ્ઠે, મોસાળ પક્ષનો નાશ કરનાર, મજબુત, આસનવાળો, ઘણી માયાવાળો, શૂરવીર, સુંદર, અને ચતુર થાય. ૭ મે, લોહીના બગાડથી પીડાયેલો, કામી, ભોગ ભોગવનાર, અને વેશ્યાની સાથે દોસ્તિ કરનાર થાય ૮ મે, નીચ કામમાં પ્રીતિવાળો, પાપી, બેશરમ, ચાડીયો, સાસુ સસરાના પક્ષમાં રહેનાર થાય. ૯ મે, પ્રસન્ન મનવાળો, દુનિયાના સુખને ઇચ્છનાર, ને ધર્મના કામમાં ચતુર થાય. ૧૦ મે, સુખ ને સૌભાગ્યવાળો, સ્ત્રીઓને વહાલો, વિદ્વાન બ્રાહ્મણોની સાથે રહેનાર, અને દાતાર થાય. ૧૧ મે, દરવખત લાભ મેળવનાર, સારા ધર્મ કરનાર, ધનવાન, સારા ભાગ્યવાળો, શૂરો, યજ્ઞ કરનાર, ઘણો ચતુર થાય. ૧૨ મે, આવે તો પાપકર્મમાં પ્રીતિવાળો, શૂરો, શ્રદ્ધારહિત, નિર્દય, પરસ્ત્રી ગમન કરનાર, ભયંકર થાય.

## લગ્નાદિ બારે ભાવમાં ગુલિકનું ફળ.

ગુલિકગ્રહ લગ્ને આવે તો, રોગથી પીડાએલો, ઘણો કામી, લુચ્ચાઓની સોબતવાળો, લુચ્ચો, મશ્કરો, અને મહાદુઃખી થાય. ૨ જે, વિકારી, દુઃખી, હલકટ, વ્યસની, બેશરમ, અને નિર્ધન થાય. ૩ જે, સુંદર શરીરવાળો, ગામધણી, પુણ્યવાળો, સારા માણસપર પ્રીતિ રાખનાર, ને રાજ દરબારે માન પામનારો થાય. ૪ થે, રોગી, દુઃખી, દરરોજ પાપ કરનાર, શરીરમાં વાતપિત્તનો રોગી થાય. ૫ મે, અપયશવાળો, નિર્ધન, થોડા આયુષ્યવાળો, દ્વેષી, હલકટ, હિજડો, સ્ત્રીયે જીતેલો, અને નાસ્તિક થાય. ૬ ઠ્ઠે, શત્રુ વિનાનો, પુષ્ટ શરીરવાળો, દેખાવડો, સ્ત્રીઓના માનપાત્ર, ઉત્સાહવાળો, સારૂં કરનાર, અને મજબુત થાય. ૭ મે, સ્ત્રીયે જીતેલો, પાપી, છિનાળવો, પાતળા શરીરવાળો, મિત્ર વિનાનો, અને સ્ત્રીના ધનથી જીવનાર થાય. ૮ મે, ઘણી વખત ખાનાર, દુઃખી, ઘાતકી, પ્રચંડ ક્રોધવાળો, ઘણો નિર્દય, નિર્ધન, અને ગુણ રહિત થાય. ૯ મે, ઘણા કલેશવાળો, દુર્બળ, ખરાબ કામ કરનાર, ઘણો નિર્દય, શરીરે ઉંચો, અને ચાડી કરનાર થાય. ૧૦ મે, પુત્રવાળો, સુખી, ભોગ ભોગવનાર, દેવ ને અગ્નિની પૂજામાં પ્રીતિવાળો, અને યોગને ધર્મનો આશ્રય કરનાર થાય. ૧૧ મે, સારી સ્ત્રીવાળો, પ્રજાનો સ્વામી, ભાઇઓનું કલ્યાણ કરનાર, ઠીંગણો ને પ્રસિદ્ધ રાજા જેવો થાય. ૧૨ મે, આવે તો ખરાબ કામ કરનાર, પાપી, શરીરમાં ખોડવાળો, ભાગ્યહીન, આળસુ, અને હલકટની સોબત કરનાર થાય.

## લગ્નાદિ બારે ભાવમાં પ્રાણપદનું ફળ.

પ્રાણપદ લગ્ને આવે તો, મુંગો, માંદો, પત્થર જેવા શરીરવાળો, અંગભંગવાળો, દુઃખી, દુર્બળ, અને રોગવાળો થાય. ૨ જે, ઘણા ધાન્યવાળો, ચાકરવાળો, પ્રજાવાળો, અને સુંદર, સારા નશીબવાળો થાય. ૩ જે, હિંસક, ગર્વવાળો, કઠોર, ગુરૂમાં ભક્તિ ન રાખનારો થાય. ૪ થે, સુખી, સુંદર, સ્ત્રી ને મિત્રમાં પ્રીતિવાળો, ગુરૂ વિષે શ્રદ્ધાળુ, સારા સ્વભાવનો, અને સચ્ચાઇને ચાહનાર થાય. ૫ મે, સુખી, હમેશાં ઉદ્યમી, અપરાધી, દયાળુ અને સર્વ ઇચ્છાને પુરી કરનાર થાય. ૬ ઠ્ઠે, માથા ને શત્રુને વશ કરનાર, સ્વભાવમાં તિખ્ખો, મંદ અગ્નિવાળો, નિર્દય ચાડીયો થોડા રોગ ને ધનવાળો, થોડી આવરદાવાળો થાય. ૭ મે, અદેખાઇવાળો, ઘણો કામી, પ્રચંડ ને ભયંકર શરીરવાળો પકડેલી વાતને ન છોડનાર, અને ખરાબ બુદ્ધિવાળો થાય. ૮મે, ઘણા રોગથી પીડાયેલો, દુઃખી, રાજાથી પીડાયેલો, અને નોકર, માથા, પુત્રોથી પણ પીડા પામનાર થાય. ૯ મે, પુત્રવાળો, ધનવાળો, સારા ભાગ્યવાળો, દેખાવડો, સરલ સ્વભાવનો, અને ચાલાક થાય ૧૦ મે, પરાક્રમી, ડાહ્યો, ચતુર, રાજાના કામમાં ચાલાક, દેવની પૂજામાં સાવધ રહેનાર થાય. ૧૧ મે, પ્રખ્યાત, ગુણવાળો, બુદ્ધિમાન, વૈભવશાળી, ધનવાન, ગોરો, માનને પસંદ કરનાર થાય. ૧૨ મે, આવે તો હલકટ, ખરાબ, અંગભંગવાળો, બ્રાહ્મણ કે માથામાં વેર કરનાર, અને આંખના રોગવાળો કે કાણો થાય.

સુચના—લગ્નથી પ્રાણપદ ત્રીકોણકેંદ્રમાં જ લેવું, એમ પહેલાં લખ્યું છે, તો બીજાત્રીજા ભાવે પ્રાણપદનું ફળ કહેવું યોગ્ય નથી. પણ તેમ ન ધારવું. કેમ જે પ્રાણપદ કદાચ કેંદ્ર ત્રીકોણમાં ન હોય તો પણ જો ગુલીક કેંદ્ર ત્રીકોણમાં હોય તો પ્રાણપદ ગમે ત્યાં હોય તેની હરકત નથી.

### દશાવર્ગી બળના પારિજાતાદિ ભેદનું ફળ. (સર્વાર્થ ચિંતામણિઃ)

પારિજાતાંશ વર્ગ બળ પામેલો ગ્રહ ધનવાન કરે છે. ઉત્તમાંશ બળ પામેલો સંપૂર્ણ સંપત્તિઓવાળો; ગોપુરાંશવાળો, હમ્મેશાં ધનવાન ને સંપૂર્ણ વિદ્યા જાણનાર; સિંહાસનાંશવાળો, સર્વ લોકોથી વખણાયલો (સ્તુતિ કરવા લાયક) રાજા, પારાવતાંશવાળો, સર્વ શાસ્ત્ર જાણનાર માંડલિક રાજા; દેવલોક તથા બ્રહ્મલોકાંશ વાળો મહા દાન કરનાર, પૃથ્વીનો રાજા; ઐરાવતાંશવાળો, સર્વ ઐશ્વર્યવાળા, ચક્રવર્તી રાજા; અને

**વૈશેષિકાંશ** વર્ગ બળ પામેલો ગ્રહ, યશસ્વી, બુદ્ધિમાન અને સંપૂર્ણ સુખ વાળો ચક્રવર્તી રાજા કરે છે.

ઉપર પ્રમાણે દશવર્ગી બળ પામેલા ગ્રહો ફળ આપે છે, પણ તે ગ્રહો જન્મકુંડળીમાં ૬।૮।૧૨ મે કે નીચ કે શત્રુની રાશિના, અસ્તના ને બળરહિત કે મરણાઅવસ્થાના હોય, તો તે પારિજાતાદિ ભેદનું ફળ નાશ કરે છે.

## ગ્રહોના દીપ્તાદિભેદનું ફળ. ( જાતકાભરણ. )

**દીપ્તગ્રહ** પ્રતાપથી શત્રુઓને બહુ દુઃખ દેનાર, જેઓનો મદ ઝરે છે એવા મોટા હાથીઓનો સ્વામી અને બહુ લક્ષ્મીવાળો કરે. **સ્વસ્થગ્રહ**, મોટાં મોટાં વાહન, ધાન્ય રત્નો અને બહુ મોટાં ઘરો ભોગવનાર, સેના (ફોજ) નો ઉપરી, બહુ પરાક્રમી, શત્રુઓમાં જય મેળવનાર કરે, **હર્ષિત ગ્રહ**, સ્ત્રીયોથી હર્ષ પામનાર, બહુ અલંકાર ને ધનવાળો, ધર્મનું કામ કરવામાં એક ચિત્ત રાખનાર, બહુ વિચાર કરનાર, શત્રુઓનો નાશ કરનાર કરે. **શાંતગ્રહ**, અત્યંત શાંત સ્વભાવનો, રાજાઓનો પ્રધાન, સ્વતંત્ર, બહુ પુત્ર મિત્રવાળો, શાસ્ત્રનો અધિકારી, હમેશાં પરોપકાર કરનાર, સારા કામોમાં એક ચિત્ત રાખનાર કરે. **શક્તગ્રહ**–બહુ બળવાન, સુગંધયુક્તફુલોની માળાઓમાં પ્રીતિ રાખનાર, પવિત્ર, પ્રસિદ્ધ યશવાળો, શ્રેષ્ટ માણસ, પ્રસન્નતામાં રહેનાર પરોપકાર કરનાર, શત્રુઓનો નાશ કરનાર કરે. **વિકલગ્રહ**–બળરહીત, મલીન, બળવાન શત્રુઓવાળો, બુદ્ધિરહીત, ખરાબ મિત્રોવાળો, સ્થાન વિનાનો, દુર્બળ શરીરનો, પારકા કામને બગાડનાર કરે. **દીનગ્રહ**–બહુ ગરીબોથી પીડાતો, શત્રુ અને રાજાના ભયવાળો, નીતિરહિત કાંતિ વિનાનો, પોતાની જાતિવાળાઓથી વેર કરનાર કરે. **ખલગ્રહ**–લુચ્ચાઓ સાથે કજીઓ કરનાર સ્ત્રીની ચિંતાથી તપેલા ચિત્તવાળો, પરદેશ જનાર, નિર્ધન, ક્રોધી અને બુદ્ધિરહીત કરે. **પીડિતગ્રહ**–હમેશાં વ્યાધિઓ ને દુઃખોથી પીડાતો, સ્થાન ભ્રષ્ટ થનાર, વિવ્હલ અને ભાઇઓની ચિંતાવાળો, કરે.

## ગ્રહોના ગર્વિતાદિ ભાવનું ફળ. ( ભાવ કુતુહલ. )

**ક્ષુધિત કે ક્ષોભિત** ગ્રહ જે ભાવમાં હોય, તે ભાવના બળનો નાશ થાય છે. અને **મુદિત** ( હર્ષિત ) કે **ગર્વિતગ્રહ**, જે ભાવમાં હોય, તે ભાવ બળવાન થાય. **લજ્જિત, તૃષિત, ક્ષોભિત,** કે **ક્ષુભિતગ્રહ** દશમે હોય તો તે મનુષ્ય દરિદ્રી ( નિર્ધન ) થાય. પાંચમા ભાવમાં **લજ્જિતગ્રહ** હોય

તો પુત્રનો નાશ થાય ક્ષોભિત કે તૃષિતગ્રહ સાતમે હોય તો તેની સ્ત્રી જીવે નહિ.

**(ભાવ કુતૂહલ ) ગ્રહોની બાલાદિ અવસ્થાનું ફળ**—ગ્રહો બાલા અવસ્થામા હોય ત્યારે કંઇક થોડુ ફળ આપે છે કુમારા અવસ્થામા અડધુ, યુવાઅવસ્થામા સંપૂર્ણ, વૃદ્ધા અવસ્થામા દુષ્ટ (ખરાબ), અને મૃતાઅવસ્થામા માણસોનું મરણ કરે છે

**સૂર્ય વગેરે ગ્રહોની શયનાદિ અવસ્થાનુ ફળ ( ભાવકુતૂહલ)**

**॥૧॥ સૂર્ય** ત્રિકોણ લાપા કે દશમે **નેત્રપાણિ** અવસ્થામા હોય,તો શુભ ફળ આપે તથા ૭ાપા૧૨ા૧૦ સ્થાનમા **પ્રકાશાવસ્થામાં** હોય, તો બાળક કે સ્ત્રીનો નાશ કરે **॥૨॥** નવમે **ભોજનાવસ્થામાં** પુણ્યનો અટકાવ કરે છઠ્ઠે **કૌતુકઅવસ્થામાં** શત્રુઓનો નાશ કરે ૭ાપા સ્થાનમા **કૌતુક અવસ્થામાં** સ્ત્રી અને પુત્રનો નાશ તથા નિગમાં ( છુપા ભાગમા ) રોગ કરે **॥૩॥ ચ દ્રની** બાર અવસ્થાનું ફળ શુકનપક્ષમા શુભ ( સારૂ ) અને કૃષ્ણપક્ષ મા અશુભ (ખરાબ) પ ડિતોએ જાણવુ **॥૪॥ મ ગળ,** સાતમે **શયનાવસ્થામાં** હોય તો સ્ત્રીનો, અને પાચમે હોય તો પુત્રનો પ્રથમથી નાશ કરે **શયનાવસ્થામાં** છઠ્ઠે મ ગળ હોય ને શત્રુ ગ્રહો જોતા હોય, તો કામદેવની ગમ્મતથી હાથ ભાગે **॥૫॥ મંગળશયનાવસ્થામા** શનિ, રાહુ સાથે હોય, તો માથાનો રોગી, ને લગ્ને હોય તો આંખોનો રોગી કરે છે **॥૬॥** લગ્નમા **નેત્રપાણિ** અવસ્થામા વિર્યનો નાશ, સારનો ભય, દાતોમા રોગ, અગ્નિ અને પાણીથી ભય ને સાતમે હોય તો સ્ત્રીનો નાશ કરે **॥૭॥ પ્રકાશાવસ્થામા** પાછા સ્થાનમા હોય, તો પુત્ર અને સ્ત્રીનો નાશ કરે ને પાપગ્રહો સાથે કે પાપગ્રહોના મધ્યમા હોય તો કુકર્મી ( ખરાબ કામ કરનાર ) ઓ મા આગેવાન અર્થાત્ બહુ કુકર્મી થાય **॥૮॥ બુધનેત્રપાણી અવસ્થામા** પાચમે પુત્રનો નાશ કરે, સભા અવસ્થામા પુત્રની પ્રાપ્તિ કરે બીજી અવસ્થાઓમા બુધ, સાતમે પાચમે હોય તો બહુ છોકરીઓ થાય ( છોકરા થોડા થાય ) **॥૯॥ ગુરૂ ભોજનાવસ્થામાં** લગ્ને હોય તો તે માણસ ધનુષ્ય ધારણ કરનાર થાય નવમા પાચમા સ્થાનમા ધનરહિત કરે ને ગુરૂ **ભોજનાવસ્થામાં** પાપગ્રહ સાથે હોય તો તે માણસ છોકરા વિનાનો થાય **॥૧૦॥ શુક્ર,** જન્મકુ ડળીમા **નેત્રપાણિ** અવસ્થામા લગ્ને, સાતમે કે દશમે હોય, તો બહુ શુભ ફળ કરે છે બળવાન, વિર્યશક્તિનો વધારો ને દાતોનું ભાગવુ

કરે. ॥૧૧॥ જન્મકુંડળીમાં જે જે ભાવમાં શનિ, જે અવસ્થામાં હોય, તે અવસ્થાના નામ પ્રમાણે શુભ કે અશુભ ફળ આપે છે. ॥૧૨॥ રાહુ, **નિદ્રાવસ્થામાં** નવમે કે સાતમે હોય, તો પૂર્વના આચાર્યો કહે છે કે તે માણસ અવશ્ય પુણ્યક્ષેત્ર ( પવિત્ર જગ્યા )માં રહે છે ॥૧૩॥ રાહુ, શયનાવસ્થામાં બીજે બારમે કે અગીયારમે હોય તો તે માણસ નિર્ધન થઈ પૃથ્વી ઉપર ભટકે છે. ॥૧૪॥ રાહુ પોતાના ઘરમાં ( કન્યારાશિનો ) હોય, પોતાની ઉચ્ચ રાશિ ૩ માં કે શુક્ર બુધના ઘરમાં અથવા મિત્રરાશિમાં હોય, તથા પોતાના કે મિત્રના વર્ગમાં શયનાવસ્થામાં હોય, તો રાહુનું પૂર્ણ ફળ કહ્યું છે. તથા ઉપર કહેલાં ઘરથી બીજા ઘરોમાં હોય તો દુષ્ટ માણસોને માનવા લાયક, ( એટલે બહુ દુષ્ટ ) થાય, કેતુનું ફળ રાહુ જેવું જાણવું. ॥૧૫॥ પાપગ્રહ **નિદ્રાવસ્થામાં** સાતમે પાપગ્રહથી પીડિત હોય, તો સ્ત્રીનો નાશ કરે. જો શુભગ્રહ સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો મરણ થાય નહિ પણ ફકત ક્લેશ થાય. ॥૧૬॥ **નિદ્રાવસ્થા** પામેલો ગ્રહ, પોતાના શત્રુ ગ્રહ સાથે કે શત્રુ ગ્રહની દૃષ્ટિવાળો છઠ્ઠે કે સાતમે હોય તો બ્રહ્માના રક્ષણ કરવા છતાં તેની સ્ત્રી જલ્દી મરણ પામશે. ॥૧૭॥ ઉપર કહેલો સ્ત્રીને નાશ કરનાર ગ્રહ, શુભગ્રહો સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો એક સ્ત્રી નાશ પામે, બીજી નહિ, શુભગ્રહ ને પાપગ્રહની દૃષ્ટિ હોય તો સ્ત્રીને દુઃખ થાય. ॥૧૮॥ કોઈ ગ્રહ પોતાની ઉચ્ચરાશિમાં કે પોતાની રાશિમાં પાંચમા સ્થાનમાં **નિદ્રાવસ્થામાં** હોય, ને પાપગ્રહો સાથે બેઠા હોય કે જોતા હોય, તો છોકરાંનો નાશ કરે. ને તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો કેવળ એક પુત્રનો નાશ કરે. ॥૧૯॥ મંગળ ને શનિ, બન્ને **નિદ્રાવસ્થામાં** રાહુ સાથે આઠમે હોય તો નિશ્ચય હથિયારનાં ઘાથી અલ્પ સમયમાં મરણ થાય. ॥૨૦॥ શુભગ્રહ આઠમે પાપગ્રહ કે શત્રુગ્રહની દૃષ્ટિવાળો (**નિદ્રાવસ્થામાં**) હોય, તો શસ્ત્રના ઘાવથી મૃત્યુ થાય ॥૨૧॥ કોઈ ગ્રહ **નિદ્રાવસ્થામાં** આઠમે પાપગ્રહ સાથે હોય, અથવા શયનાવસ્થામાં પાપગ્રહ સાથે આઠમે હોય તો શત્રુના કોપથી તે મરણ પામે અને તે ગ્રહ શુભગ્રહો સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, ને આઠમામાં આઠમાનો સ્વામી હોય, તો તે માણસ અંતકાળમાં ગંગાજીમાં જઈ વિષ્ણુની પદવીને મેળવે છે. ( એટલે મુક્તિ થાય ). ॥૨૨॥ જન્મકુંડળીમાં લગ્નને લગ્નનો સ્વામી, આઠમાને, આઠમાનો સ્વામી, ને નવમા ઘરને, નવમાનો સ્વામી જોતા હોય, નવમા ઘરમાં શુભગ્રહો બેઠા હોય, ને પાપગ્રહો ન બેઠા હોય, તો તે માણસ અંત વખતે સારા સ્થાનને પ્રાપ્ત થઇ મોક્ષ પામે છે.

## સૂર્યની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

**૧ સૂર્ય શયનાવસ્થામાં** હોય તો મનુષ્યોને ઘણું કરી મંદાગ્નિ (અપચો)નો રોગ, જાડા પગ, પિત્તનો કોપ, ગુદામાં વ્રણ, છાતીમાં શૂળનો રોગ થાય **૨ ઉપવેશનાવસ્થામાં** દરિદ્રી, ભાર ઉચકનાર, વિદ્યાના વિવાદમાં પ્રીતિવાળો, કઠોર ચિત્તવાળો, ને નિર્ધન થાય. **૩ નેત્રપાણિ અવસ્થામાં** આનંદયુક્ત, વિવેકી, પરોપકારી, બળવાન, ધનવાન, બહુ સુખી, ને રાજાની કૃપાથી અભિમાની થાય. **૪ પ્રકાશાવસ્થામાં** ઉદાર ચિત્તવાળો, ધનથી ભરપૂર, સભામાં ચતુરાઇથી બોલનાર, બહુ પુણ્ય કરનાર, બહુ બળવાન ને સુંદર રૂપવાળો થાય. **૫ ગમનાવસ્થામાં** પરદેશમાં રહેનાર; અનેક દુઃખવાળો, હંમેશાં આળસુ, ધનરહિત, ભયથી આતુર ને ક્રોધી થાય. **૬ આગમનાવસ્થામાં** પારકી સ્ત્રીમાં આશક્ત, મનુષ્યોથી રહિત, બહુ ચાલવામાં પ્રીતિવાળો, કંજુસ, દુષ્ટતા કરવામાં ચતુર, મેલા ચિત્તવાળો ને ખરાબ બુદ્ધિવાળો થાય. **૭ સભાવસ્થામાં** પરોપકાર કરવામાં તૈયાર, હમેશાં ધન અને રત્નોવાળો, ગુણનો ખજાનો જમીન, નવાં વસ્ત્ર ને ધરવાળો, બહુ બળવાન, અનેક મિત્રોને વ્હાલો, કૃપા કરવામાં ચંદ્રમા જેવો અર્થાત્ બહુ દયાળુ થાય. **૮ આગમ અવસ્થામાં** શત્રુઓના ભયવાળો, ચંચળ, દુષ્ટ બુદ્ધિવાળો, દુર્બળ શરીરવાળો, ધર્મકર્મથી રહિત, અને અહંકારી થાય. **૯ ભોજન અવસ્થામાં** હમેશાં શરીરના સાંધામાં પીડાવાળો, પારકી સ્ત્રીથી વારંવાર ધન અને બળના નાશવાળો, ખરાબ માર્ગે ચાલવાથી (કુકર્મથી) માથામાં પીડા, ફોગટનું અન્ન ખાનાર, ખરાબ વાતોમાં પ્રીતિવાળો, નઠારા રસ્તે બુદ્ધિ ચલાવનાર થાય. **૧૦ નૃત્ય લિપ્સાવસ્થામાં** વિદ્વાન, માણસોથી શોભનાર, કાવ્ય વિદ્યા જાણનાર, ઉત્તમ વક્તા (બહુ બોલનાર) રાજાઓથી પૂજાતો, ને આખી પૃથ્વીમાં યશસ્વી થાય **૧૧ કૌતુકાવસ્થામાં** હંમેશાં આનંદ ધારણ કરનાર, જ્ઞાની, યજ્ઞ કરનાર, રાજાના ઘરમાં રહેનાર, શત્રુરૂપી હાથીઓને માટે સિંહરૂપ, કાવ્યવિદ્યા જાણનાર, બહુ બોલનાર ને પ્રસન્ન ચિત્તવાળો થાય. **૧૨ નિદ્રાવસ્થામાં** ઉંઘથી થયેલી રાતી જેવી લાલ આંખો, પરદેશમાં રહેવું, સ્ત્રીનો નાશ, તથા કેટલેક પ્રકારે ધનનો નાશ થાય.

## ચંદ્રની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

૧ જન્મ કુંડળીમાં ચંદ્રમા શયનાવસ્થામાં હોય તો તે મનુષ્ય

અભિમાની ઠંડો, કામી, પોતાના ધનનો નાશ કરનાર થાય **૨. ઉપવેશનમાં** રોગથી પીડાતો, મંદ બુદ્ધિવાળો, ઘણું કરી ધનથી રહિત, કઠોર સ્વભાવવાળો, પારકાનું નુકશાન કરી ધન હરી લેનાર થાય. **૩. નેત્રપાણિમાં** મોટો રોગી, બહુ બોલનાર, ધૂતારો ને હમેશાં ખોટા કામમાં પ્રીતિ રાખે. **૪ પ્રકાશમાં** સંસારમાં નિર્મળ ગુણોથી પ્રસિદ્ધ થનાર, રાજાથી નવી જગ્યા, ઉત્તમ રત્નોની માળા, હાથી, ઘોડા ને લક્ષ્મીવાળો, અલંકાર અને સ્ત્રીયોથી સુખી, તથા તીર્થમાં જવું થાય; **૫ ગમનાવસ્થાનો** ચંદ્ર કૃષ્ણપક્ષનો હોય તો પાપમાં પ્રીતિવાળો, કઠોર હૃદયનો, આંખોના રોગથી પીડાતો થાય, જો ચંદ્ર શુક્લપક્ષનો હોય, તો ભયથી વ્યાકુળ થાય; **૬ આગમનમાં** હોય તો અભિમાની, પગોમાં રોગી, છાનાં પાપ કરવામાં પ્રીતિવાળો, ગરીબ બુદ્ધિ ને સંતોષ રહિત થાય. **૭ સભામાં** દરેક માણસોમાં ચતુર, ચક્રવર્તી રાજાને માનવા લાયક, કામદેવ જેવી કાંતિવાળો, સુંદર સ્ત્રીઓને શાંત કરનાર, ધનવાન, રીતિ, પ્રીતિ અને બધા ગુણોને જાણનાર થાય. પરંતુ પૂર્ણકળાનો ચંદ્ર હોય તો આ ફળ જાણવું. ક્ષીણચંદ્ર હોય તો આ ફળ પુરૂં સમજવું નહિ. **૮ આગમમાં** બહુ બોલનાર, ધર્મથી પૂર્ણ થાય ને કૃષ્ણપક્ષનો ચંદ્ર હોય તો બે સ્ત્રીવાળો, રોગી ને બહુ દુષ્ટ સ્વભાવનો થાય. **૯ ભોજનમાં** પૂર્ણ ચંદ્ર હોય તો સારૂ માન, વાહન, ને માણસોનું સુખ, સ્ત્રી અને છોકરીઓનું સુખ થાય પણ કૃષ્ણપક્ષનો ચંદ્ર હોય તો બધું સારૂં સમજવું નહિ. **૧૦ નૃત્ય લિપ્સામાં** બળવાન, ગીતોને જાણનાર, રસ (શ્રૃંગારાદિ) જાણનાર થાય ને ચંદ્ર કૃષ્ણપક્ષનો હોય તો પાપ કરનારો થાય. **૧૧ કૌતુકમાં** રાજાની પદવીવાળો, કે ધનવાન, કામ ક્રીડામાં કુશળ, શ્રેષ્ટ સ્ત્રીયોથી પ્રીતિ અને ભોગ ભોગવવામાં ચતુર થાય. **૧૨ નિદ્રામાં** ચંદ્ર ગુરૂ સાથે હોય, તો મોટાઇ મેળવે ને ચંદ્ર કૃષ્ણપક્ષનો ( ક્ષીણનો ) હોય તો મેળવેલા ધનનો નાશ, ગુણવાન હોવા છતાં શિવ મંદિરમાં જઇને રડે એટલે ગુણવાન છતાં દરિદ્રતાથી દુઃખી થાય.

## મંગળની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

**૧ મંગળ શયનાવસ્થામાં** હોય તો બહુ ખરજવાં ને દાદરનો રોગી થાય. **૨ ઉપવેશનમાં** બળવાન, હંમેશાં પાપમાં પ્રીતિવાળો, ખોટું બોલનાર, સાહસ કામ કરનાર, ધનવાન ને પોતાના ધર્મથી રહિત થાય. **૩ નેત્રપાણીમાં** લગ્ને હોય તો માણસોને હંમેશાં દરિદ્રતા આપે ને

બીજા સ્થાનોમાં હોય તો શહેરનો સ્વામી થાય. ૪ પ્રકાશમાં પરદેશમાં રહેનાર, રાજાથી હંમેશાં માનનો વધારો કરે ને પાંચમા સ્થાનમાં હોય તો પુત્ર અને સ્ત્રીથી વિયોગ, રાહુ સાથે હોય તો ઝાડથી પડવું-કે લાકડાનું વાગવું થાય. ૫ ગમનમાં હંમેશાં મુસાફરી કરનાર, વ્રણનો ભય, સ્ત્રીથી કજીઓ, બહુ દાદર અને ખરજવાનો રોગી ને શત્રુથી ધનનો નાશ થાય. ૬ આગમાનમાં ગુણવાન, મણિઓની માળા પહેરનાર, ભયંકર તરવારોવાળો, હાથીની માફક ચાલનાર, શત્રુને મારનાર ને ગરીબ લોકોનાં દુઃખ નાશ કરનાર થાય. ૭ પોતાના ઉચ્ચમાં સભાવસ્થામાં હોય તો યુદ્ધની સર્વે કળાઓમાં કુશળ, બહુ ધર્મવાળો, ધનવાન થાય કોણ ૧૨પા મે હોય તો વિદ્યાથી રહિત, (મૂર્ખ) ને બારમે હોય તો સ્ત્રી પુત્ર મિત્રોથી રહિત, અને કહેલાં સ્થાન સિવાય બીજા સ્થાનમાં હોય તો અવસ્ય રાજ્ય સભામાં પંડિત, બહુ ધનવાન, બહુ સારા માનવાળો ને દાન કરનાર થાય. ૮ આગમમાં ધર્મ કર્મથી રહિત, રોગથી વ્યાકુળ, તથા કાનના મૂળમાં બહુ શળનો રોગી, બહુ બીકણ ને ખરાબ માણસોની સોબત કરનાર થાય. ૯ ભોજનાવસ્થામાં બળવાન મંગળ હોય તો મિષ્ટાન્ન (મીઠું અનાજ લાડુ વિગેરે) ભોજન કરનાર, હંમેશાં નીચ કામ કરનાર, ને માન રહિત થાય. ૧૦ નૃત્ય લિપ્સામાં રાજાથી બહુ લક્ષ્મી, સોનું રત્ન ને પરવાળાંથી ભરપૂર સુંદર હવેલીવાળો થાય. ૧૧ કૌતુકમાં આનંદ કરનાર, મિત્રપુત્રોથી પૂર્ણ, ને મંગળ ઉચ્ચનો હોય તો રાજાના ઘરનો પંડિત, ગુણવાન પંડિતોથી વીંટાયેલો થાય. ૧૨ નિદ્રામાં ક્રોધી, બુદ્ધિ ને ધન વિનાનો, ધૂતારો, ધર્મથી ભ્રષ્ટ, ને રોગથી પીડાનાર થાય.

## બુધની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

૧ બુધ, શયનાવસ્થામાં લગ્ને હોય તો ભૂખથી વ્યાકુળ, શરીરે ખોડવાળો, ચણોઠી જેવી લાલ આંખોવાળો, ને ચંદ્ર સાથે હોય તો ખોટું બોલનાર (લંપટ) ને ધુતારો થાય. ૨ ઉપવેશનમાં લગ્ને હોય તો બધા ગુણોથી પૂર્ણ, ને પાપગ્રહો સાથે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો દરિદ્રી, (નિર્ધન) થાય પણ મિત્રની કે ઉચ્ચ રાશિમાં હોય તો ધન વિગેરેથી સુખી થાય. ૩ નેત્રપાણિમાં વિદ્યા વિવેક રહીત, કોઇનું ભલું નહિ ચાહનાર, સંતોષ વિનાનો, અભિમાન કરે, પાંચમે પુત્ર ને સ્ત્રીના સુખથી રહીત, છોકરીઓવાળો, રાજાના ઘરનો પંડિત ને શ્રેષ્ટ માણસ થાય. ૪ પ્રકાશમાં દાન કરનાર, દયાળુ, નિશ્ચય પુણ્ય કરનાર, અનેક વિદ્યારૂપી

સમુદ્રના પારને પામનાર, વિવેકી, દુષ્ટોના ગર્વને નાશ કરનાર કરે. **૫–૬ ગમનમાં ને આગમનમાં** બહુ જવુંઆવવું, રાજાથી જમીનનું મળવું, ઘરમાં વિચિત્ર નિર્મળ શોભા, બહુ લક્ષ્મી કરે. **૭ સભામાં** ઉચ્ચનો હોય, તો ધનની સમૃદ્ધિ, હંમેશાં પુણ્યનો વધારો, કુબેર જેવો ધનવાન, રાજા કે પ્રધાન, વિષ્ણુ ને શિવના ચરણ કમળમાં ભક્તિ, અને સાત્વિક મુક્તિ થાય. **૮ આગમમાં**, ખરાબ માણસોની સેવાથી કાર્યની સિદ્ધિ; ને બે પુત્રો તથા માન આપનારી એક છોકરી થાય. **૯ ભોજનમાં**, વાદવિવાદથી પૈસાનો નાશ, રાજાના ભયથી શરીરમાં દુર્બળતા, ચલાયમાનબુદ્ધિ, અને સ્ત્રી ને ધનના સુખ વિનાનો કરે. **૧૦ નૃત્યલિપ્સામાં** સન્માન, વાહન, પરવાળાં વિગેરે રત્નો, મિત્ર, પુત્ર ને પ્રતાપવાળો, સભામાં પંડિત કરે. ને પાપગ્રહની રાશિમાં (કે નીચ શત્રુની રાશિમાં) હોય, તો વેશ્યા સાથે પ્રીતિ કરનારો (વ્યભિચારી) થાય. **૧૧ કૌતુક અવસ્થામાં** લગ્ને રહેલો બુધ, ગાયન વિદ્યાને સારી રીતે જાણનાર, ને બુધ સાતમે કે આઠમે હોય તો વેશ્યાથી પ્રીતિ કરનાર, તથા નવમે પુણ્ય યુક્ત કરે ને અંતમાં સુન્દરગતિ (મુક્તિ) આપે. **૧૨ નિદ્રામાં** બુધ, મોહોરોનું સુખ, મનની પીડાવાળો ભાઇઓથી દુ:ખ, મનમાં સંતાપ, પોતાના માણસો સાથે કજીઓ, ને ધન, માનનો નાશ કરે.

## ગુરૂની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

**૧ શયનાવસ્થામાં** ગુરૂ હોય તો બળવાન હોવા છતાં ધીમા સ્વરથી બોલનાર, ગોરા શરીરનો, લાંબી હડપચીવાળો ને હંમેશાં શત્રુના ભયવાળો થાય. **૨. ઉપવેશનમાં** બહુ બોલનાર, ઘણો અહંકારી, રાજા કે જમીનદાર, શત્રુઓથી સંતાપ, પગ, જાંઘ, મુખને હાથોમાં ફોલ્લા કરે. **૩ નેત્રપાણિમાં**, રોગી, શ્રેષ્ટ લક્ષ્મી, ગાયન નાચમાં પ્રીતિવાળો, હંમેશાં કામી, ગૌર રંગનો, પોતાથી હલકી વરણના માણસો સાથે પ્રીતિ કરનાર થાય. **૪. પ્રકાશમાં**, ગુણોનો નિર્મળ આનંદ તેજનો વધારો, ભગવાનના ધામમાં જનાર (મુક્તિ પામે) લોકોમાં મોટાઇ મેળવનાર, કુબેર જેવી સમૃદ્ધિવાળો કરે. **૫ ગમનમાં**, હંમેશાં સાહસી, મિત્રો અને પુત્રોના સુખવાળો, પંડિત, નાના પ્રકારના ધનવાળો, વેદ જાણનાર થાય. **૬ આગમનમાં**, ઘણા મનુષ્યોવાળો, ઉત્તમ સ્ત્રીવાળો, ને ઘણી લક્ષ્મીવાળો થાય. **૭ સભામાં** બૃહસ્પતિ સમાન બોલનાર, સુંદર મોતીઓવાળો, ધન, માણેક (મણિ) વાહન વિગેરેથી પૂર્ણ, હાથી ઘોડા રથવાળો, અનેક વિદ્યાઓથી ભરપૂર કરે. ૮

આગમમાં, ઘણાં વાહન, ધન, પાલખી, છત્ર વિગેરેનું સુખ, ચાકર, પુત્ર, સ્ત્રીને મિત્રથી સુખ, બહુ વિદ્યા, રાજા જેવી પદવી, નવીન સ્ત્રીયોમાં પ્રેમ, હૃદયમાં સારી બુદ્ધિ, કાવ્યરસના (કવિતાના) આનંદમાં પ્રીતિ, બધાએ સાથે મિત્રતા, દરેક જગ્યોએ માનનો વધારો કરે. ૯ ભોજનમાં, સુન્દર ભોજન, ઘરમાં લક્ષ્મી, તથા ઘોડા હાથી ને રથોની શોભાવાળો કરે. ૧૦ નૃત્યલિપ્સામાં, રાજાથી સન્માન, ધનવાન, હંમેશાં ધર્મને જાણનાર, મોટા દેવતાઓને નમસ્કાર કરવા લાયક, તંત્ર વિદ્યા જાણનાર, પંડિતોથી શોભનાર, પંડિત, વ્યાકરણ ન્યાય વિગેરે સારી રીતે જાણનાર થાય. ૧૧ કૌતુકમાં, આનંદી, બહુ ધનવાન, પોતાના કુળરૂપ કમળને ખીલવવામાં સૂર્ય જેવો, કૃપા કરવામાં ચંદ્ર જેવો, સુખી, દેવતાઓથી પુંજાનો, વિનયી પુત્રવાળો, મહા બળવાન, જમીનવાળો, નીતિવાન, રાજાઓમાં કમળ જેવો શોભનાર, કરે. ૧૨ નિદ્રામાં, બધા કામમાં મૂર્ખતા વાપરનાર, બહુ દરિદ્રી, પુણ્યરહિત, ઘરવાળો કરે.

## શુક્રની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

૧ શયનાવસ્થામાં શુક્ર હોય તો બળવાન હોવા છતાં દાંતનો રોગી, બહુ ક્રોધી, નિર્ધન, અને વેશ્યાઓના સમાગમથી વ્યભિચારી થાય. ૨ ઉપવેશનમાં, નવાંમણિઓ અને સોનાના અલંકારોથી હંમેશાં સુખી, શત્રુઓનો નાશ ને સત્કારપૂર્વક રાજાથી માનનો વધારો કરે. ૩ નેત્રપાણિમાં લગ્ને, સાતમે કે દશમે હોય તો, આંખ નીકળી પડે. ધનનો નાશ થાય, પણ બીજાં સ્થાનોમાં શુક્ર હોય તો રહેવાની જગ્યા મોટી હવેલી થાય. ૪ શુક્ર પ્રકાશાવસ્થામાં પોતાની, ઉચ્ચ, કે મિત્રની રાશિમાં હોય, તો ઉંચા ને સારા હાથીઓની લીલામાં પ્રેમ રાખનાર, રાજા જેવો, કાવ્યકળા (શૃંગારાદિરસ) જાણવામાં ચાલાક, ગાયન જાણનાર થાય. ૫ ગમનમાં, પોતાની નાની ઉમ્મરમાં માનું મરણ, શત્રુઓના ભયથી પોતાના માણસોનો મેળાપ ને વિયોગ કરે. ૬ આગમનમાં, ધનપતિ, તીર્થમાં ફરનાર, નિત્ય ઉત્સાહી, ને હાથ પગોમાં રોગી, કરે. ૭ સભાવસ્થામાં (ઉદયનો ને બળવાન) શુક્ર હોય તો પરિશ્રમ સિવાય મોટાઈ મેળવનાર, રાજાની સભામાં ચતુર, ગુણોને જાણનાર શત્રુઓને નાશ કરનાર, કુબેર જેવો ધનવાન, હાથી ઘોડાઓ ઉપર બેસીને ફરનાર, માણસોમાં શ્રેષ્ઠ થાય. ૮ આગમમાં, ધનની આવકનું રોકાણ, શત્રુથી બહુ નુકશાન, માણસોનાં રક્ષણ કરવા છતાં પુત્રનું પડવું, રોગથી ભય, ને સ્ત્રીના સુખરહિત, કરે. ૯ ભોજનમાં, ભૂખથી વ્યાકુળ, વ્યાધિ-

ઓથી પીડાતો, અનેક પ્રકારના શત્રુના ભયથી દુઃખી, ને કન્યારાશિમાં હોય તો મોટો ધનવાન અને પંડિતોમાં શોભનાર કરે. **૧૦ નૃત્યલિપ્સામાં,** કાવ્ય વિદ્યા જાણનાર. શાંત બુદ્ધિવાળો, શંખ વીણા મૃદંગ તથા ગાવાનો શોખીન, ને ધનવાન કરે. **૧૧ કૌતુકમાં,** ઇન્દ્રસમાન ઐશ્વર્યવાળો, સભામાં મોટાઇ મેળવનાર, સુંદર વિદ્યાવાળો, ને વિષ્ણુની કૃપાથી તેના ઘરમાં લક્ષ્મી રહે છે. **૧૨ નિદ્રાવસ્થામાં,** પારકાની ચાકરી કરવામાં પ્રીતિવાળો, પારકી નિન્દા કરવામાં તત્પર, લડવૈયો, બહુ બોલનાર, ને પૃથ્વી ઉપર ભમનાર કરે.

## શનિની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ.

**૧ શયનાવસ્થામાં** શનિ, હોય તો હંમેશાં ભૂખ તરસથી પીડાતો, ને પહેલી અવસ્થા ( બાળપણ ) માં રોગી થાય. ને પછીથી ભાગ્યવાન શ્રેષ્ટ થાય. **૨ ઉપવેશનમાં,** બહુ મોટા શત્રુઓથી પીડાતો, ફોકટ ધનનો નાશ કરનાર, દાદરનો રોગી, અભિમાની, રાજા તરફથી દંડ ભોગવનાર કરે. **૩ નેત્રપાણિમાં,** બહુ સુંદર પારકી સ્ત્રી ભોગવનાર, રાજા સાથે મિત્રતાથી આનંદ પામનાર, બહુ કળાઓ જાણનાર, ને નિર્મળ વાણી બોલનાર કરે. **૪ પ્રકાશમાં,** ઘણા ગુણ, ગામ ને ધન ભોગવનાર બુદ્ધિથી વિનોદ કરનાર, સુંદર કાંતિવાળો, દયાળુ, ને શીવજીના ચરણોનો ભક્ત થાય. **૫ ગમનમાં,** બહુ ધનવાન, પુત્રોથી આનંદવાળો, ધનનો ફોકટ ખર્ચ કરનાર શત્રુની જમીન ખુંચવી લેનાર, પંડિતોમાં રાજપદવી ભોગવનાર, અને રાજાની સભામાં મોટો પંડિત કરે. **૬ આગમનમાં,** પગના રોગના ભયવાળો, પુત્ર સ્ત્રીના સુખરહિત, ગરીબ સ્થિતિથી પૃથ્વી ઉપર ફરનાર, ને બીજાનો આશ્રય લેનાર કરે. **૭ સભાવસ્થામાં** શનિ, રત્નો, સોનું, ને ઘણા મોતીઓથી હંમેશાં આનંદ પામનાર, વિનયવાળો, ને બહુ પરાક્રમી થાય. **૮ આગમનમાં** રોગી, ધીમેથી ચાલનાર, ને ભીખ નહિ માગનાર, કરે. **૯ ભોજનમાં,** ઉત્તમ રસોનું ભોજન કરનાર, થોડું દેખનાર, અજ્ઞાની, મોહને સંતાપથી દુઃખી કરે. **૧૦ નૃત્યલિપ્સામાં,** ધર્માત્મા ધનથી પૂર્ણ, રાજાને પૂજવા લાયક, ધીરજવાળો, ને લડાઈમાં શૂરવીર કરે. **૧૧ કૌતુકમાં** માણસ, પૃથ્વી ને ધનથી પૂર્ણ, બહુ સુખી, સારા સુખની સ્ત્રીવાળો, નિર્મળ કવિતા ને કવિતાના રસને જાણનાર, થાય. **૧૨ નિદ્રાવસ્થામાં** શનિ હોય તો હંમેશાં ધનવાન, સારા ગુણવાળો, પરાક્રમી, જોરાવર શત્રુઓનો નાશ કરનાર, સારી સ્ત્રીયોની સાથે ક્રીડા કરવાની રીત જાણનાર થાય.

## રાહુની શયનાદિ ૧૨ અવસ્થાઓનું ફળ

૧ રાહુ શયનાવસ્થામા હોય તો રોગી, બહુ કલેશ કરનાર થાય પણ રાહુ, વૃષભ, મિથુન, કન્યા, ને મેષ રાશિમા હોય તો ધન ધાન્યની સમૃદ્ધિવાળો, થાય. ૨ ઉપવેશનમા, અનેક પ્રકારના દાદર વિગેરે રોગોથી દુખી, રાજ્ય સભામા જનાર, બહુ માનવાળો, ને હમેશા ધનના સુખથી રહિત, કરે ૩ નેત્રપાણિમાં, આખોનો રોગી, દુષ્ટ, સર્પ, શત્રુ ને ચોરોથી ભય, ને ધનનો નાશ કરે ૪ પ્રકાશમા, મેષ, વૃષભ, મિથુન કે કન્યારાશિનો હોય, તો શ્રેષ્ટ ધનનો વધારો ગુણવાન, ચતુરાઇથી રાજ્યાધિકાર મેળવનાર, ફેલાયેલા યશરૂપી વેનાવાળો, નવા મેઘો જેવી આકૃતિવાળો, તથા પરદેશથી ભાગ્યના ઉદય થાય. ૫ ગમનમા, બહુ સતાનવાળો, પડિત, ધનવાન, દાન કરનાર ને રાજાથી પૂજાનાર થાય ૬ આગમનમા, બહુ ક્રોધી, હમેશા બુદ્ધિ ને ધનથી રહિત, ક્રૂર સ્વભાવનો, કજુસ, અને દરેક રીતે કામી થાય ૭ સભામા, પડિત કજુસ અનેક ગુણો વાળો, ધનને સુખવાળો કરે ૮ આગમનમા હમેશા શત્રુના ભયથી વ્યાકુળ, ભાઇઓથી કજીઓ, માણસોનો નાશ, ધન નુકશાન, ને દુષ્ટતા તથા શરીરની દુર્બળતા કરે ૯ ભોજનમા, ભોજનરહિત, ગાભરો મન્દબુદ્ધિવાળો, કામ કરવામા બીકણ, સ્ત્રી પુત્રના સુખ વિનાનો, કરે. ૧૦ નૃત્યલિપ્સામા, મોટા રોગોનો વધારો, આખનો રોગ, શત્રુથી ભય ધન તથા ધર્મનો નાશ કરે ૧૧ કૌતુકમા, ઘર વિનાનો, હમેશા પારકી સ્ત્રીમા પ્રીતિવાળો, ને પારકા ધનને લઇ લેનાર, થાય ૧૨ નિદ્રામા, ગુણવાન, સ્ત્રી પુત્રોવાળો, ધીરજવાળો, અહકારી, ને બહુ ધનવાન કરે

## કેતુની શયનાદિ ૧૨ અવસ્થાઓનુ ફળ

૧ મેષ, વૃષભ, મિથુન કે કન્યારાશિનો કેતુ શયનાવસ્થામા હોય તો ધનની આવક, ને બીજી રાશિઓમા હોય નો રોગનો વધારો થાય ૨ ઉપવેશનમા, દાદરના રોગનો વધારો, શત્રુસમુહ, રાજા સર્પ ચોર એમનાથી ભય, ને બહુ શકાવાળો કરે ૩ નેત્રપાણિમા, આખોમા રોગ, દુષ્ટ, સર્પ વિગેરેથી ભય, તથા શત્રુને રાજાથી ધન વિગેરેનો ભય, કરે ૪ પ્રકાશમા, ધન ધાન્યનો વધારો, રાજાથી માન યશનો લાભ ને પરદેશમા સુખી, કરે, ૫ ગમનમા પુત્ર અને સમૃદ્ધિવાળો, પડિત રાજસમા માન પામનાર, ધનથી પૂર્ણ કરે ૬ આગમનમા, દુષ્ટ બુદ્ધિવાળો, લક્ષ્મી વિનાનો, કામી, બુદ્ધિ અને ધર્મરહિત, ક્રોધી ને લુચ્ચો કરે ૭ સભામા, બહુ બોલનાર,

બહુ અહંકારી, કંજુસ, લંપટ, ધૂતારાની વિદ્યામાં કુશળ, થાય. ૮ **આગમમાં**, પાપ કર્મોની ધજા રૂપ. (બહુ પાપી) ભાઇઓ સાથે વિવાદ (કજીઓ) કરવામાં પ્રીતિવાળો, દુષ્ટ સ્વભાવવાળો, શત્રુને રોગથી પીડાતો કરે. ૯ **ભોજનમાં**, હંમેશાં ભૂખથી પીડાતો, દરિદ્રી, રોગી, ને પૃથ્વી ઉપર ફરનાર કરે. ૧૦ **નૃત્યલિપ્સામાં**, યોગથી વિહ્વલ, કંપાયમાન આંખોવાળો, દુઃખથી જીતાય તેવો, ધુતારો ને અનર્થ કરનાર, કરે. ૧૧ **કૌતકમાં** ઠઠ્ઠા મશ્કરી કરનાર, નટના કામમાં ને સ્ત્રીમાં પ્રીતિ રાખનાર, ઓદ્ધાનો નાશ, દુરાચારી, દરિદ્રીને પૃથ્વી ઉપર ભટકનાર કરે. ૧૨ **નિદ્રાવસ્થામાં** કેતુ હોય તો ધન ધાન્યનુ બહુ સુખ, અનેક પ્રકારના ગુણોના આનંદથી વખત કાઢનાર કરે છે.

॥ ૧ ॥ (બૃહત્પારાશર.) **આરૂઢ ફળ.** પરાશર રૂષિ કહે છે–હે બ્રાહ્મણો, હું લગ્નારૂઢ ફળ હમણાં કહું છું કે જેથી માણસ ભવિષ્ય કહેનાર થાય છે. ॥૨॥ તે સારૂં પ્રારબ્ધ જણાવનાર, **લગ્નારૂઢનું ફળ.** જે, શંકર તથા મુનિઓએ પહેલાં કહેલું છે તે કહું છું.

॥ ૩–૪ ॥ **અગીઆરમા સ્થાનનું ફળ.** આરૂઢ લગ્નથી અગીયારમે શુભગ્રહો હોય કે શુભગ્રહો ૧૧ માને જોતા હોય તો લક્ષ્મીવાળો, પ્રજાવાળો, સારા સ્વભાવવાળો, ન્યાયથી ધન મેળવનાર, નીતિવાળો, આસ્થાવાળો, શાસ્ત્રથી વિરૂદ્ધ કામ નહિ કરનાર થાય. ॥ ૫ ॥ હે બ્રાહ્મણ આરૂઢ લગ્નથી અગીયારમે પાપગ્રહો હોય, કે પાપગ્રહો ૧૧ માને જોતા હોય તો અન્યાયથી ધન મેળવનાર, શાસ્ત્રના રસ્તાથી આડો ચાલનાર થાય. ॥ ૬ ॥ આરૂઢ લગ્નથી ૧૧ મે શુભ ને પાપગ્રહો હોય ને શુભ પાપગ્રહો ૧૧ માને જોતા હોય તો મિશ્રફળ (એટલે થોડું શુભ ને થોડું અશુભ ફળ) થાય. હે ઉત્તમ બ્રાહ્મણ જો ઉચ્ચનો કે મિત્રના ઘરનો ગ્રહ (૧૧ મે) હોય તો જ્યાં જ્યાં તે માણસ જાય છે ત્યાં ત્યાં બહુ લાભ થાય છે. ॥ ૭ ॥ જેની જન્મકુંડળીમાં ગ્રહ આરૂઢલગ્નથી ૧૧ મા ઘરને ઉચ્ચનો કે મિત્રના ઘરનો થઈ જોતો હોય, ને બારમાને ન જોતો હોય, તે પણ ધનવાન તથા બળવાન, થાય.

॥ ૧ ॥ **બારમા સ્થાનનું ફળ.** હે બ્રાહ્મણ આરૂઢ લગ્નથી બારમે શુભ કે પાપગ્રહો હોય, કે શુભ પાપગ્રહો ૧૨ માને જોતા હોય, તો બહુ પેદા કરવા છતાં બહુ ખર્ચ થાય છે. ॥ ૨ ॥ શુભગ્રહ હોય તો સારા રસ્તે, પાપગ્રહ હોય તો ખરાબ રસ્તે, અને પાપ શુભગ્રહ બન્ને હોય તો

મિશ્ર ( સારા ને ખરાબ ) રસ્તે પૈસાનો ખર્ચ થાય. તેમ અગીયારમા સ્થાનના જેવું ફળ કહેવું. ॥ ૩ ॥ આરૂઢ લગ્નથી બારમે શુક્ર હોય, ને સૂર્ય, રાહુ જોતા હોય, તો રાજ્યના કારણથી ખર્ચ થાય. અને ચંદ્રની દૃષ્ટિ હોય તો વધારે ખર્ચ કરેવો. ॥ ૪ ॥ આરૂઢલગ્નથી. બારમે બુધ હોય, ને શુભગ્રહો સાથે હોય કે જોતા હોય, તો હમ્મેશાં જ્ઞાતિ ( પોતાની નાત જાત ) માં ખર્ચ થાય. ને પાપગ્રહો જોતા હોય તો કજીઆથી પૈસાનો ખર્ચ થાય. ॥ ૫ ॥ ૧૨ મે ગુરૂ હોય, ને બીજા ગ્રહો જોતા હોય તો પોતાના હાથથી અથવા હાથના નિમિત્તથી ખર્ચ થાય. ॥૬॥ ૧૨ મે શનિ, મંગળ સાથે હોય, ને બીજા ગ્રહો જોતા હોય તો હે બ્રાહ્મણ, ભાઇઓના માટે પૈસાનો ખર્ચ થાય. ॥૭॥ ૧૨ મે જે યોગો થાય છે તે કહ્યા; ૧૧ મા ભાવમાં જે યોગો છે તે હમ્મેશાં લાભ આપે છે.

॥૧॥ આરૂઢ કુંડળીમાં સાતમે રાહુ કે કેતુ હોય, તો બાળક પેટનો રોગી, તેમાં જો કેતુ હોય તો રોગી થાય. ॥૨॥ સાતમે કેતુ હોય, અને પાપ ગ્રહો સાથે હોય કે જોતા હોય, તો સાહસ કામ કરનાર, સફેદ કેશવાળો, દીર્ઘ લિંગવાળો થાય. ॥૩॥ સાતમે ગુરૂ શુક્ર, ને ચંદ્ર, તેમાંથી એક બે કે ત્રણે હોય તો જલ્દી લક્ષ્મીવાળો થાય. ॥૪॥ સાતમે શુભ કે પાપગ્રહ પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો હે બ્રાહ્મણ, તે લક્ષ્મીવાળો, તથા સારી કીર્તિવાળો થાય. ॥૫॥ હે ઉત્તમ બ્રાહ્મણ, જે રાહુ વિગેરેના યોગો સાતમે મેં કહ્યા તેજ યોગોનો વિચાર બીજા ભાવે પણ સાતમાની માફક કરવો. ॥૬॥ ઉચ્ચનો બુધ, ગુરૂ કે કોઇ શુભગ્રહ, એક પણ બળવાન થઇ આરૂઢ કુંડળીમાં બીજે હોય તો માણસને ધન આપે છે. ॥૭॥ આરૂઢ લગ્નથી આઠમે પાપગ્રહ હોય કે શનિ, શુભગ્રહો સિવાય બેઠો હોય, તથા બીજા ભાવે પાપગ્રહ હોય તો પહેલાંની માફક ફળ જાણવું ॥૮॥ આરૂઢ લગ્નથી બીજે શુભગ્રહ હોય, તો સર્વ દેશનો રાજા, સર્વ જાણનાર થાય બીજે કોઇ ગ્રહ ન હોય તો કવિ, અને શુક્ર હોય તો વાદ કરનાર થાય. ॥૯॥ આરૂઢ લગ્નથી કેન્દ્ર, ( ૧-૪-૭-૧૦ ) ત્રિકોણ ( ૯।૫ ) માં કે અગીયારમે અથવા સાતમે બળવાન ગ્રહ હોય તો લક્ષ્મીવાળો, પ્રસિદ્ધ થાય. પણ છઠ્ઠે આઠમે બારમે હોય તો તે લક્ષ્મીવાળો થાય નાહ. ॥ ૧૦ ॥ આરૂઢ લગ્નથી લગ્નમાં, સાતમે, કેન્દ્ર ( ૧-૪-૭-૧૦ )માં ત્રિકોણ (૯।૫) માં, કે ઉપચય ૩।૬।૧૦।૧૧માં બળવાન ગ્રહ હોય તો સ્ત્રી પુરૂષને સુખ આપે છે. ॥ ૧૨ ॥ હે બ્રાહ્મણ, આરૂઢ લગ્નથી પુત્ર ભાવ વિગેરેનો વિચાર કરવો ને બારમા ભાવમાં મિત્ર શત્રુનો વિચાર કરવો.

## દ્રેષ્કાણુના જુદા જુદા પ્રકાર, રણવીરજ્યોતિર્મહા નિબન્ધ.

सदसद्ग्रहद्रेष्काणाजलदहनाख्याः प्रकीर्तिताःक्रमशः ॥ पापयुताःसलिलाख्यामिश्रदहनाश्चसौम्ययुताः ॥१॥ नृयुग्ममीनयोराद्यौमध्येकर्कटचापयोः ॥ कन्यांतःसौम्यरुपाख्याः द्रेष्काणाः पंच कीर्तिताः ॥२॥ द्रेष्काणः कर्कटाद्यस्तु फलपुष्पयुतःस्मृतः ॥ रत्नभांडान्वितौज्ञेयौधनुर्मध्यतुलादिमौ॥३॥रौद्रामेषमृगालीनांमध्यांताः कुंभजाल्लयः ॥ नृयुकुलान्तिमौमीन मध्यःसिंहादिमध्यमौ ॥४॥ वृषताल्लीनृयुङ्मेष मृगकुंभभवाल्लयः ॥ चापाद्यंतौतुलांत्यश्चमध्यौ सिंहांत्यसंभवौ ॥५॥ मीनकर्कटयोरंत्यौ वृश्चिकस्यादिमध्यमौ ॥ सर्पाश्चत्वारएवैतेद्रेष्काणा निगडाश्चते ॥६॥ व्यालाः कुंभालिमध्याद्याकर्किमीनांत्यसंभवौ ॥ सिंहाद्यंतौमृगाद्यश्चतुलामध्यांतसंभवौ ॥७॥ वृषाद्योमकराद्यंतौद्रेष्काणाः पाशधारिणः ॥ तुलामध्यांतसिंहाद्यंकुंभाद्याः दक्षिणः स्मृताः ॥८॥

જળ, દહન, મિશ્ર, સંજ્ઞાવાળા દ્રેષ્કાણો—સૂર્યાદિક ગ્રહોમાંના જે ગ્રહો દ્રેષ્કાણુ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય, તે ગ્રહોની, જળ દ્રેષ્કાણુ સંજ્ઞા જાણવી, ને જે ગ્રહો દ્રેષ્કાણુમાં પાપગ્રહની રાશિમાં હોય તેની દહન દ્રેષ્કાણુ સંજ્ઞા જાણવી. પણ શુભ ગ્રહની રાશિમાં રહી જે ગ્રહ જળ સંજ્ઞક થાય છે, તેજ ગ્રહની સાથે દ્રેષ્કાણુમાં કોઈ પણ પાપગ્રહ બેઠો હોય, તો તે ગ્રહ જળ દ્રેષ્કાણી ન કહેવાતાં મીશ્ર દ્રેષ્કાણી કહેવાય છે. તેવીજ રીતે જે ગ્રહ પાપગ્રહની રાશિમાં બેસી, દહન સંજ્ઞક થયો, તેનીજ સાથે દ્રેષ્કાણુમાં કોઈ પણ શુભ ગ્રહ બેઠો હોય, તો તેને પણ દહન સંજ્ઞક ન કહેતાં મીશ્ર દ્રેષ્કાણી કહેવો. ॥૧॥

પૂર્વ, મધ્ય અને અંત્ય, દ્રેષ્કાણુની સમજ—લગ્ન કે ગ્રહો કોઇ પણ રાશિના હોય, પણ તેમાંના જે ૧૦ અંશની અંદર હોય, તેટલા, પૂર્વ દ્રેષ્કાણુ (પહેલા દ્રેષ્કાણુ) માં છે તેમ જાણવું. જેટલા ૧૦ ઉપરાંત ને ૨૦ અંશની અંદરના છે, તેટલા મધ્ય (બીજા) દ્રેષ્કાણુમાં, ને ૨૦ ઉપરાંતને, ૩૦ અંશની અંદરના અંત્ય (ત્રીજા) દ્રેષ્કાણુમાં જાણવા.

**સૌમ્યરૂપ દ્રેષ્કાણ**—મિથુન ને મીન રાશિનો પૂર્વ દ્રેષ્કાણ કર્ક ને ધન રાશિનો મધ્ય દ્રેષ્કાણ, કન્યા રાશિનો અંત્ય દ્રેષ્કાણ, એ પાચ પ્રકારના સૌમ્યરૂપ દ્રેષ્કાણ છે ॥૨॥

**ફળપુષ્પ ને રત્નભાંડયુત દ્રેષ્કાણ**—કર્ક રાશિનો પૂર્વ દ્રેષ્કાણ ફળ પુષ્પયુત, દ્રેષ્કાણ થાય છે તુલા રાશિનો પૂર્વ દ્રેષ્કાણ ને ધન રાશિનો મધ્ય દ્રેષ્કાણ, એ બે રત્નાભાંડયુત દ્રેષ્કાણ કહ્યા છે ॥૩॥

**રૌદ્ર દ્રેષ્કાણ**—મેષ, મકર, ને વૃશ્ચિક, રાશિઓનો મધ્ય દ્રેષ્કાણ અને અત્ય દ્રેષ્કાણ, કુંભ રાશિના ત્રણ દ્રેષ્કાણ, મિથુન, તુના રાશિયોનો અંત દ્રેષ્કાણ, મીન રાશિનો મધ્ય દ્રેષ્કાણ, સિંહ રાશિનો પૂર્વ ને મધ્ય દ્રેષ્કાણ, એમ ૧૪ દ્રેષ્કાણ **રૌદ્ર** સંજ્ઞાવાળા કહ્યા છે. ॥૪॥

**ઉધતાયુધ દ્રેષ્કાણ**—કન્યા, મિથુન, મેષ, મકર કુંભ, એ રાશિઓના ત્રણ દ્રેષ્કાણ, ધન રાશિનો પૂર્વને અત્ય દ્રેષ્કાણ, તુલા રાશિનો અંત્ય ને મધ્ય દ્રેષ્કાણ, સિંહ રાશિનો અત્ય દ્રેષ્કાણ, એ ૨૦ પ્રકારના **ઉધતાયુધ** દ્રેષ્કાણ કહ્યા છે. ॥૫॥

**સર્પનિગડ દ્રેષ્કાણ**—મીન ને કર્ક રાશિનો અંત્ય દ્રેષ્કાણ, વૃશ્ચિક રાશિનો પૂર્વ ને મધ્ય દ્રેષ્કાણ એ ચાર **સર્પનિગડ** દ્રેષ્કાણ જાણવા ॥૬॥

વ્યાડ દ્રેષ્કાણ—કુંભ ને વૃશ્ચિક રાશિના પૂર્વ ને મધ્ય દ્રેષ્કાણ, કર્ક ને મીન રાશિના અત્ય દ્રેષ્કાણ, સિંહ રાશિના પૂર્વ ને અંત્ય દ્રેષ્કાણ, મકર રાશિનો પૂર્વ દ્રેષ્કાણ, તુના રાશિના મધ્યને અત્ય દ્રેષ્કાણ, એ ૧૧ દ્રેષ્કાણ વ્યાડ સંજ્ઞાવાળા જાણવા ॥૭॥

**પાશધર, પક્ષી દ્રેષ્કાણ**—વૃષભ રાશિનો પૂર્વ દ્રેષ્કાણ, મકર રાશિના પૂર્વ ને અંત્ય દ્રેષ્કાણ એને **પાશધર** દ્રેષ્કાણ કહે છે તુલા રાશિના મધ્ય ને અંત્ય દ્રેષ્કાણ, સિંહ રાશિનો પૂર્વ દ્રેષ્કાણ, ને કુંભરાશિનો પૂર્વ દ્રેષ્કાણ એ **પક્ષી** દ્રેષ્કાણ જાણવા ॥૮॥

**(જાતકપારિજાત)**—સિંહ, મેષ, કુંભ, વૃશ્ચિક, ને મકરના આદિ (પહેલા) દ્રેષ્કાણને, મીન, વૃશ્ચિક, સિંહ, અને તુલાના અત્ય દ્રેષ્કાણને, અને કર્ક, વૃશ્ચિકના મધ્ય દ્રેષ્કાણને સત્પુરુષો **ક્રૂર દ્રેષ્કાણ** કહે છે કર્ક અને મીનના આદિ દ્રેષ્કાણને, મીન, કન્યાના મધ્ય દ્રેષ્કાણને, વૃષભ અને મિથુનના અંત્ય દ્રેષ્કાણને **તોય દ્રેષ્કાણ** મેષ, ધન, વૃષભ, કુંભ અને મકરના મધ્ય દ્રેષ્કાણને, તુના, કન્યા, અને મિથુનના આદિ દ્રેષ્કાણને, ધન, કન્યા અને કુંભના અત્ય દ્રેષ્કાણને **સૌમ્ય** દ્રેષ્કાણ, મકર, મેષ અને કર્કના

અન્ત્ય દ્રેષ્કાણને; વૃષભ ને ધનના આદિ દ્રેષ્કાણને; મિથુન, તુલા અને સિંહના મધ્ય દ્રેષ્કાણને વિમિશ્ર દ્રેષ્કાણ કહે છે.

**દ્રેષ્કાણનો ખુલાસો**—હવે પછી જ્યાં જ્યાં ૨૨ મો, ૪૮ મો, કે ૬૪ મો, દ્રેષ્કાણ અમુક કહેવાય છે. એવું આવે ત્યાં ૨૨-૪૮ કે ૬૪ મો દ્રેષ્કાણ કેમ જોવો તેની રીત—જેમકે લગ્નનો ૨૨ મો દ્રેષ્કાણ ખર દ્રેષ્કાણ કહેવાય છે, તે જાણવા માટે દ્રેષ્કાણમાં લગ્ન જે રાશિનું હોય, તેનાથી ૨૨ મી રાશિ જે થાય, તે રાશિના જન્મ કુંડળીમાં જે ગ્રહો હોય, તે ખર દ્રેષ્કાણ સંજ્ઞાવાળા જાણવા.

**કલ્પિત ઉદાહરણ**—દ્રેષ્કાણમાં લગ્ન તુલા રાશિનું છે. ને તુલાથી ગણતાં ૨૨ મી રાશિ કર્ક આવી. જેથી કર્ક રાશિનું જન્મ લગ્ન હોય તો જન્મ લગ્ન, ને કર્ક રાશિના જન્મ કુંડળીમાં જે ગ્રહો હોય, તે ગ્રહો ખર દ્રેષ્કાણ સંજ્ઞક જાણવા. તેવીજ રીતે ગ્રહ ઉપરથી પણ ૪૮ મો કે ૬૪ મો દ્રેષ્કાણ અમુક સંજ્ઞાનો તે કોને લાગુ પડે છે તે જોઇ લેવું. આ રીત જ્યાં ૨૨ મો ૬૪ મો એવા દ્રેષ્કાણો જોવાનું કહ્યું હશે ત્યાં કામ લાગશે.

# પ્રકરણ ૧૧ મું

## ॥ રાશિ, ભાવેશ અને દૃષ્ટિફળ બાબત. ॥

### લગ્નાદિ બારે ભાવોમાં મેષાદિ રાશિઓ આવવાથી થતાં ફળો.

### (માનસાગરી) પહેલા ભાવમાં મેષાદિ રાશિઓ રહેવાથી થતું ફળ.

**મેષરાશિ** લગ્નમાં હોય તો તે લાલ શરીરવાળો, કફ પ્રકૃતિવાળો, ક્રોધી, ઉપકારોને ન માનનાર, મંદ (ઓછી) બુદ્ધિવાળો, સ્થિરતાવાળો, સ્ત્રી અને નોકરોથી પરાજય (હારનાર) પામનાર થાય છે. ॥૧॥ **વૃષભરાશિ** લગ્નમાં હોય તો હૃદય (છાતી)માં રોગવાળો, પોતાના માણસોથી અપમાન, મિત્રોનો વિયોગ, કજીઆ દુઃખ, શસ્ત્રથી ઘાત ને ધનનો નાશ કરે છે. ॥૨॥ **મિથુનરાશિ** અત્યંત ગૌર રંગવાળો, સ્ત્રીયોમાં પ્રીતિ રાખનાર, રાજાથી પીડા ભોગવનાર, ચાકરી કરનાર, પ્રસન્નતામાં રહેનાર, પ્રિય (મીઠી) વાણી બોલવામાં ચાલાક, યોગી અથવા ગાયનમાં હુંશિયાર કરે છે. ॥૩॥ **કર્કરાશિ** ગૌર (ગોરા) શરીરવાળો; પિત્તરોગી, દાન આપનાર

પ્રબલ, ( બાહાદુર ) જળક્રીડામાં પ્રીતિ રાખનાર, અત્યંત બુદ્ધિશાળી, પવિત્ર, દયાળુ, ધર્મમાં પ્રીતિ રાખનાર ને સારા મનુષ્યોને સેવવા લાયક કરે છે ॥૪॥ સિંહરાશિ પાંડુ રોગી શરીરવાળો, પિત્તરૂપ અગ્નિથી દુખી અંગવાળો, માંસમા પ્રીતિ રાખનાર, રસિક, બહુ તિક્ષ્ણ, શૂરવીર, અભિમાની, વધારે ચાલનાર કરે છે ॥૫॥ કન્યારાશિ કફ ને પિત્તપ્રકૃત્તિવાળો, સુંદર કાંતિવાળો, કફવાળા પ્રભાવાળો સ્ત્રીઓથી જીતાએલો, બીકણ, અધિક (ઘણી) માયા ( મોહોજાલ ) કરનાર, નાલાયક અંગવાળો કરે છે ॥૬॥ તુલારાશિ કફરોગી, હમ્મેશા સત્ય બોલનાર, સ્ત્રીઓમા પ્રીતિ રાખનાર, રાજા જેવા માનવાળો, દેવતાઓના પૂજનમા તત્પર કરે છે ॥૭॥ વૃશ્ચિકરાશિ ક્રોધી, ઘડપણ ભોગવનાર, રાજાઓથી પૂજિત ગુણવાન, શાસ્ત્રની કથા (વાતો)માં પ્રીતિ રાખનાર, ને હમ્મેશાં શત્રુ ( દુશ્મન )ઓનો નાશ કરવાવાળો કરે છે ॥૮॥ ધનરાશિ રાજ્ય જેવુ સુખ ભોગવનાર, કામમા હુંશિયાર, બ્રાહ્મણ અને દેવતાઓમા પ્રીતિ રાખનાર ઘોડાઓના સુખવાળો મિત્રોવાળો, ને ઘોડા જેવી ભાષવાળો કરે છે ॥૯॥ મકરરાશિ સંતોષી, તીવ્ર ( ચંચળ ) સ્વભાવવાળો, બીકણ પાપમા પ્રીતિવાળો, કફ ને વાયુથી પીડિત શરીરવાળો, લાંબા અવયવોવાળો, પારકાઓને ઠગનાર કરે છે ॥૧૦॥ કુંભરાશિ સ્થિર સ્થિતિવાળો, વધારે વાયુવાળો, જળ (પાણી)નું સેવન કરનાર, ઉત્તમ શરીરવાળો, સ્વરૂપવાન સ્ત્રીવાળો, સારા મનુષ્યોની સોબત કરનાર, પુરુષોને વ્હાલો કરે છે ॥૧૧॥ મીનરાશિ પાણીમા પ્રીતિરાખનાર, નમ્રતાવાળો, સારી સ્મરણશક્તિ ધરાવનાર સારો પંડિત, સૂક્ષ્મ ( પાતળા ) શરીરવાળો, ક્રોધી, પિત્તરોગી, અને કીર્તિવાળો કરે છે ॥૧૨॥

## બીજા ભાવમા મેષાદિ રાશિઓ હોવાથી થતુ ફળ

મેષરાશિ બીજા ભાવમાં હોય તો સારા સારા કાર્યોથી ધન એકઠું કરનાર, સુંદર નીતિવાળો, પુત્રવાળો, ગાય, ભેંસ વિગેરે પશુઓવાળો, સારો પંડિત કરે છે ॥૧॥ વૃષભરાશિ બીજા ભાવમા, ખેતીથી દ્રવ્ય મેળવનાર કોઇનો માર ન ખાનાર, ગાય ભેંસ, બળદ વિગેરે પશુવાળો, સોનું, મણિ, મોતી વિગેરે મેળવનાર કરે છે ॥૨॥ મિથુનરાશિ સ્ત્રીએ મેળવેલા દ્રવ્યને ભોગવનાર, રૂપાના અને સોનાના ઘરેણા પહેરનાર, ઘોડાઓથી સુખી, સારા માણસથી મિત્રતા કરનાર કરે છે ॥૩॥ કર્કરાશિ ઝાડોની પેદાશથી મેળવેલા ધનને ભોગવનાર, પાણીથી બીકણ, સુંદર ભોગવવા લાયક વસ્તુ મેળવનાર, નીતિથી છોકરાઓ સાથે પ્રીતિ કરનાર કરે છે ॥૪॥ સિંહ

રાશિ વનમાં રહેવાવાળા તરફથી ધન માન મેળવનાર, સર્વ ઉપર ઉપકાર કરનાર, વધારે ચતુર, પોતે પેદા કરેલા ધનને ભોગવનાર કરે છે. ॥૫॥ **કન્યારાશિ** રાજાઓની પાસેથી ધન, સોનું, મોતી, મણિ, તથા રૂપું, હાથી, ઘોડા અને અનેક પ્રકારની સમૃદ્ધિવાળો કરે છે. ॥૬॥ **તુલારાશિ** બહુ પુણ્યથી પ્રાપ્ત થયેલા ધનવાળો, પત્થરથી, માટીના વાસણથી અથવા ખેતીથી ધન મેળવનાર, પોતાના નશીબથી મળેલા ધનને ભોગવનાર કરે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ** હમ્મેશાં પોતાનો ધર્મ પાળનાર, સ્ત્રી ભોગવનાર, વિચિત્ર વાણી બોલનાર, બ્રાહ્મણ અને દેવતાઓનો ભક્ત કરે છે. ॥૮॥ **ધનરાશિ** ધીરજથી ધન મેળવનાર, ગાય, ભેંસ વિગેરે પશુ (ઢોર) વાળો, ઘણા પ્રકારથી યશસ્વી, રસો (પાણી જેવા નરમ પદાર્થો) તેલ, ઘી વિગેરે) અને ધર્મવિધિથી દ્રવ્યનો લાભ કરે છે. ॥૯॥ **મકરરાશિ** અનેક પ્રકારના ઉપાય, અને પ્રપંચોથી ધન મેળવનાર, રાજાની સેવામાં તત્પર, ખેતી કરવાથી અને પરદેશ જવાથી ધનવાન કરે છે. ॥૧૦॥ **કુંભરાશિ** ફળ અને ફૂલથી ધન મેળવનાર, મોટા પુરૂષ અને માણસોથી મેળવેલું સાધુ માણસોને ખાવા લાયક ધનવાળો, પરોપકારી કરે છે. ॥૧૧॥ **મીનરાશિ** નિયમ અને વ્રતથી ધનનો લાભ, વિદ્યાના પ્રભાવથી ધનવાન, મા બાપે મેળવેલા ધનથી ધનવાન કરે છે. ॥૧૨॥

## ત્રીજા ભાવમાં રહેલી રાશિનું ફળ.

**મેષરાશિ** ત્રીજા ભાવમાં હોય. તે બ્રાહ્મણ સાથે મિત્રચારી કરનાર, પરોપકારી, શાસ્ત્રોના સાંભળવાથી પવિત્ર, ઘણી વિદ્યાવાળો, અને રાજાને પૂજવા લાયક થાય છે. ॥૧॥ **વૃષભરાશિ** રાજા સાથે મિત્રાચારી કરનાર, વધારે પ્રતાપી, બહુ ધન મેળવનાર, યશસ્વી, (આબરૂવાળો) પંડિત, કવિ, અને બ્રાહ્મણમાં પ્રીતિ રાખનાર કરે છે. ॥૨॥ **મિથુનરાશિ** શ્રેષ્ઠ સ્વારી (ગાડીઘોડા વિગેરે) યુક્ત, સ્ત્રીઓને પ્યારો, સત્ય બોલનાર, ઉદાર ચેષ્ટા (વર્તણુંક) વાળો, વધારે કુળવાન, રાજાઓને પૂજવા લાયક કરે છે. ॥૩॥ **કર્કરાશિ** વૈશ્ય સાથે મિત્રાચારી કરનાર, ખેતી કરનાર, ધર્મ કથા (વાતો) માં પ્રીતિ રાખનાર, હંમેશાં સારા સ્વભાવવાળો, હરખમાં રહેનાર કરે છે. ॥૪॥ **સિંહરાશિ** શૂરવીર, દુષ્ટ (ખરાબ) મિત્રોવાળો, વધારે ધનનો લોભી, પાપ વાર્તામાં વધારે પ્રીતિ રાખનાર, પ્રપંચ (ભય ભરેલી) વાણીવાળો, અભિમાનથી રહિત કરે છે. ॥૫॥ **કન્યારાશિ** શસ્ત્રો (હથિયાર)માં પ્રીતિ રાખનાર, સુંદર સ્વભાવવાળો, બહુ મિત્રોવાળો, બહુ ક્રોધી બ્રાહ્મ-

જુની સાથે પ્રીતિ કરનાર, દેવતા અને ગુરૂનો ભક્ત કરે છે. ॥૬॥ તુલા રાશિ ખરાબ માણસો સાથે મિત્રાચારી કરનાર, વિષયી, ને વિષયની વાતમા પ્રીતિ રાખનાર, થોડી સતતિ ( છોકરા ) વાળો ને મનુષ્યવાળો કરે છે ॥૭॥ વૃશ્ચિકરાશિ દુષ્ટ અને દરિદ્રીની મિત્રાચારી કરનાર, હિસા (પાપ) કરનાર, કજીઆમા પ્રીતિ રાખનાર કામકાજમા ધ્યાન નહી આપ નાર માણુસો સાથે વિરૂદ્ધતા રાખનાર કરે છે ॥૮॥ ધનરાશિ યોદ્ધા (લડવઈયા)ઓ સાથે મિત્રાચારી કરનાર, રાજાનો ચાકર, સ્વધર્મ (પોતાના ધર્મ) થી પ્રસન્ન ચિત્તવાળો, દયાવાન, ને રણમા ચતુર કરે છે, ॥૯॥ મકરરાશિ છોકરાવાળો, સારા સ્વભાવવાળો, હમેશા મિત્ર, દેવતા અને ગુરૂની ભક્તિમા તત્પર, બહુ ધનવાન, અને પડિત, કરે છે ॥૧૦॥ કુંભરાશિ નિયમને જાણનાર, બહુ કીર્તિવાળો મનુષ્યોની મિત્રતાવાળો, ક્ષમાવાન, સત્ય બોલનાર, સારા સ્વભાવવાળો, ગાયન વિદ્યામા પ્રીતિ રાખ નાર, ગામનો અધિકારી, લુચ્ચાઓની સોબત કરનાર કરે છે ॥૧૧॥ મીનરાશિ બહુ ધનવાન, પુત્રોવાળો, પવિત્ર ધનનો સગ્રહ કરનાર, અતિથી ઉપર પ્રીતિ રાખનાર, સર્વ મનુષ્યોને વ્હાલો કરે છે ॥૧૨॥

## ચોથા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ

મેષરાશિ ચોથા ભાવમા હોય, તે પશુ ( ઢોર ) અને ઓીઓથી સુખ ભોગવનાર, પોતાના પરાક્રમથી પેદા કરીને સગ્રહ કરેલું ધન, અને ભોગો ભોગવનાર કરે છે ॥૧॥ વૃષભરાશિ માન્ય પૂજવા લાયક, પરાક્રમી, રા જાની સેવા કરનાર, પૂજા, નિયમ, વ્રત વિગેરે ગુણોથી સુખ ભોગવનાર કરે છે ॥૨॥ મિથુનરાશિ સ્ત્રીએ મેળવેલાનું સુખ, પાણીમા તરવુ વિગેરે સુખ ભોગવનાર, વનમાના પદાર્થો (ચીજો) નો વેપાર, કૂવ અથવા વસ્ત્રો ( કપડા ) ના વેપારથી સુખી કરે છે ॥૩॥ કર્કરાશિ સ્વરૂપવાન, મનોહર સુંદર સ્વભાવવાળો, સ્ત્રીઓને પ્યારો, ( વહાલો ) સર્વ ગુણોવાળો વિદ્યાવડે નમ્રતાવાળો, મનુષ્યોને વ્હાલો કરે છે ॥૪॥ સિહરાશિ ક્રોધથી એકવાર પણ સુખ ન પામનાર, છોકરીઓવાળો, દરિદ્રતાથી સારા સ્વભાવ રહિત કરે છે ॥૫॥ કન્યારાશિ ધન માટે દુષ્ટ મિત્રો કરનાર ચાડી ખાનાર, કપટી, ને પ્રપચી ( તરકટી )ઓની સોબતથી ચોરી કરનાર, મૂર્ખા ઈથી દુ ખી થાય છે ॥૬॥ તુલારાશિ સરળ સ્વભાવવાળો, શુભ (સારાં) કામ કરવામા ચતુર, વિદ્યાવડે નમ્રતાવાળો, હમ્મેશા સુખી, પ્રસન્ન ચિત્ત વાળો, વૈભવવાળો કરે છે ॥૭॥ વૃશ્ચિકરાશિ બહુ તીક્ષ્ણ, ( ચચળ )

બીકણુ, બહુ સેવા કરનાર, પરાક્રમ અને ગર્વથી રહિત સામાનાં છીદ્ર જાણવામાં હોંશીયાર, ને ઓછી અક્કલવાળો થાય છે. ॥૮॥ **ધનરાશિ** લશ્કરના કામકાજ કરવાથી હમ્મેશાં સુખી, તેના વખાણથી, ઘોડાઓની લેવડ દેવડના વેપારથી, પોતાના પ્રતાપના નિબંધથી સેવા સુખ ભોગવનાર કરે છે. ॥૯॥ **મકરરાશિ** પાણીનું સેવન કરનાર; બાગ, બગીચામાં ફરવાથી વાવ આદિના કીનારા ઉપર જવું, સ્નાન ( નાહાવું ) કરવું વિગેરેથી મિત્રોની સેવાવડે, રસિક ઉત્તમ પુરૂષોના સમાગમથી, બહુ સુખ ભોગવનાર કરે છે. ॥૧૦॥ **કુંભરાશિ** વૈરીયોના ગુણના વખાણ કરવાથી બહુ સુખ ભોગવનાર, મિષ્ટ અને સ્વાદિષ્ટ પદાર્થ વડે ફળ, શાક, પત્રોવડે ઉત્સાહકારક સારી સારી વાતોવડે, સુખ ભોગવાવે છે. ॥૧૧॥ **મીનરાશિ** ચોથા ભાવમાં હોય. તે પાણીના આશ્રયથી સુખ ભોગવનાર; શનિથી ઉત્પન્ન થયેલી ( ચીજો ) સુંદર કપડાં ને કાળી ચીજો ને ધનનું સુખ ભોગવનાર થાય છે. ॥૧૨॥

## પાંચમા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

**મેષરાશિ** પાંચમા ભાવમાં હોય, તે પ્રિય પુત્રયુક્ત ચિત્તવાળો, દેવતાઓ અને બીજાઓથી સુખી, પાપી અને વ્યાકુળ ચિત્તવાળાઓનો સમાગમ થાય છે ॥૧॥ **વૃષભરાશિ** સુંદર રૂપવાળી,સંતાનરહિત, શોભાયુક્ત,અને પતિ ધર્મમાં તત્પર, છોકરીવાળો કરે છે. ॥૨॥ **મિથુનરાશિ** મનની ઇચ્છા પ્રમાણે સુખ, ને છોકરાઓનું સુખ આપે છે. સારા સ્વભાવવાળો, ગુણવાન, પ્રીતિવાળો, વધારે બળવાન થાય છે. ॥૩॥ **કર્કરાશિ** પ્રસિદ્ધ છોકરાના લાભવાળો, અત્યંત કીર્તિવાળો, બહુ અનુભવવાળો, ધન અને વિનયયુક્ત પુત્રોવાળો કરે છે. ॥૪॥ **સિંહરાશિ,** પાંચમા ભાવમાં ક્રૂર સ્વભાવવાળો, સુંદર આંખોવાળો, માંસમાં પ્રીતિ રાખનાર, સ્ત્રીયો યુક્ત, તીવ્ર ( આકરો ) સ્વભાવવાળો, પરદેશમાં રહેનાર, બહુ ખાનાર, પુત્રોને જન્મ આપવાવાળો કરે છે. ॥૫॥ **કન્યારાશિ,** પુત્રોથી રહિત, ધણીને વ્હાલી, બહુ પુણ્યવતી, ચતુર, પાપરહિત, સુંદર આભૂષણવાળી, છોકરીઓવાળો કરે છે. ॥૬॥ **તુલારાશિ** સુંદર સ્વભાવવાળા, મનોહર, સ્વરૂપવાન, ક્રિયાથી યુક્ત, જોવા લાયક પુત્રોવાળો કરે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ** પાંચમા ભાવમાં મનોહર, સારા સ્વભાવવાળો, નહિ જાણતાં દોષ કરનાર, પોતાના ધર્મમાં નમ્રતાવાળો, પુત્રોથી રહિત કરે છે. ॥૮॥ **ધનરાશિ,** વિચિત્ર લાખ્ખો ઘોડાઓની ઇચ્છાવાળો, ધનુષ્ય બાણ ધારણ કરનાર, શત્રુઓથી રહિત, સેવામાં પ્રીતિ રાખનાર, રાજા તરફથી

માન મેળવનાર, પુત્રોવાળો કરે છે. ॥ ૯ ॥ **મકરરાશિ**, પાપ બુદ્ધિવાળા, ખરાબ સ્વરૂપવાળા, સ્વભાવથી બાયલા, પ્રતાપ ને તેજરહિત, નિર્દયી, પ્રેમથી રહિત, પુત્રોવાળો કરે છે ॥૧૦॥ **કુંભરાશિ**, સ્થિરતાયુકત, ગંભીરચેષ્ટા ( બારીક તપાસ ) વાળા, સત્ય બોલનાર, પ્રસિદ્ધ, કષ્ટ સહન કરનાર, બહુ પુણ્યવાળા ને યશસ્વી પુત્રોવાળો કરે છે. ॥૧૧॥ **મીનરાશિ**, પાંચમા ભાવમાં સ્ત્રીના પ્રસંગથી ખુશી થનાર, લાલ રંગવાળા, રોગી, કદરૂપા, હંમેશાં હાસ્ય, કરનાર ને સ્ત્રીયુકત પુત્રોવાળો કરે છે. ॥૧૨॥

## છઠ્ઠા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

**મેષરાશિ** છઠ્ઠા ભાવમાં હોય, તેને ઘણાઓથી વેર થાય છે. ॥૧॥ ને **વૃષભરાશિ** હોય, તેને પોતાના બંધુવર્ગમાં તથા છોકરાઓની બાયડીયો સાથે વેર થાય છે. ॥૨॥ **મિથુનરાશિ** છઠ્ઠા ભાવમાં હોય, તે સ્ત્રીયોથી, પાપી માણસોથી, વાણીયાઓથી, નીચ માણસોની સોબતથી વેર કરે છે. ॥૩॥ **કર્કરાશિ**, અકરમાત્ ભયવાળો, બ્રાહ્મણો, રાજાઓ, અને મહાજનો તથા બીજાઓની મિત્રતાથી સમભાવ રાખનાર કરે છે. ॥૪॥ **સિંહરાશિ**, ભાઈએ પેદા કરેલું ધન ને જમીનના નિમિત્ત (બહાના)થી અથવા સ્ત્રીયોથી હમેશાં શત્રુતા કરાવે છે. ॥૫॥ **કન્યારાશિ**, પોતાના માણસોની સોબતથી, અથવા ખરાબ આચરણવાળી, નીચ આશ્રયરહિત, વેસ્યાઓથી વેર કરાવે છે. ॥૬॥ **તુલારાશિ**, ધર્મમાં રહેલા ધનના કારણથી, ધર્મ કાર્યના હેતુ રૂપ બંધુ વર્ગથી પોતાના સ્થાનથી વેર કરાવે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ**, બે જીભવાળા સાપોથી, સિંહ, મૃગ અને ચોરોથી, અનાજ વડે વિલાસીની સ્ત્રીયોથી વેર કરાવે છે. ॥૮॥ **ધનરાશિ**, બાણો ( તીર ) થી સારા મનુષ્યોથી, ઘોડાઓ, હાથી અને બીજા સારા પદાર્થોથી પારકાંઓને દમવાથી વેર થાય છે. ॥૯॥ **મકરરાશિ**, ધન, ઘર સંબંધી કારણથી, બહુ વખત સાધુ પુરૂષોના મેળાપથી મિત્રોથી વેર કરાવે છે. ॥૧૦॥ **કુંભરાશિ**—બળવાન રાજાથી પાણીથી, વાવ, તળાવ, વિગેરેથી ક્ષેત્રપતિ અને મોટા પુરૂષોથી, ભય કરાવે છે. ॥૧૧॥ **મીનરાશિ**—છઠ્ઠા ભાવમાં હોય, તે છોકરા, વસ્ત્ર, અથવા સ્ત્રીના કારણથી પારકાની સંપત્તિ નિમિત્ત, શત્રુતા કરવાવાળો થાય છે. ॥૧૨॥

## સાતમા ભાવમાં રહેલી રાશિ ઉપરથી થતું ફળ.

**મેષરાશિ**—સાતમા ભાવમાં હોય તો ક્રૂર ને ખળ, સ્વભાવવાળી, પાપ કર્મમાં તત્પર, કઠિન હૃદયવાળી, ઘાતકી, પૈસા ઉપર જ પ્યાર રાખનારી,

ધારેલું કામ સિદ્ધ કરનારી, સ્ત્રીવાળો કરે છે. ॥૧॥ **વૃષભરાશિ**—સાતમા ભાવમાં રૂપવતી, નમ્રતાથી વાત કરનારી, પતિવ્રતા, સારા ગુણોથી યુક્ત, બહુ સંતાનવાળી, બ્રાહ્મણ અને દેવતાની ભક્તિ કરનારી સ્ત્રીવાળો કરે છે. ॥ ૨ ॥ **મિથુનરાશિ**—ધનવાન, સારાં વ્રત કરનાર, રૂપવાન, સર્વે સદ્‌ગુણો યુક્ત, વિનયવાળો ગુણરહિત સ્ત્રીવાળો કરે છે. ॥૩॥ **કર્કરાશિ**—મનોહર, સૌભાગ્યને ગુણવાળો, કલંકરહિત, અને સારી સ્ત્રીવાળો કરે છે. ॥૪॥ **સિંહરાશિ**—તીવ્ર સ્વભાવવાળી, ખળ, દુષ્ટા, સારા અલંકારથી રહિત, પારકાના ઘેર જનારી, રત્ન, દ્રવ્ય વગેરે માટે પ્યાર કરનારી, થોડા ઉપકારવાળી, અને દુર્બળ સ્ત્રીવાળો કરે છે. ॥૫॥ **કન્યારાશિ**—સારી સ્વરૂપવતી, પુત્રરહિત, સૌભાગ્ય, નાના પ્રકારના ભોગ, પૈસો અને નીતિવડે યુક્ત, મીઠા વચન બોલનારી, સત્યથી આવેલા ધનવાળી, ચતુર અને સુંદર સ્ત્રીયોવાળો કરે છે. ॥૬॥ **તુલારાશિ**—ગુણોથી અભિમાની, પુણ્યમાં પ્રીતિ રાખનારી, ધર્મ પરાયણ, સારા પુત્રોને જન્મ આપનારી, જમીનદાર, અનેક પ્રકારની સ્ત્રીયોવાળો કરે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ**—વિકલ ( ગભરાટના ) સ્વભાવવાળી, કૃપણ (કંજુસ) સારી રીતે શીખેલી, નમ્રતા વિનાની, ખરાબ ભાગ્યવાળી ને અનેક પ્રકારના દોષોવાળી, સ્ત્રીવાળો કરે છે. ॥૮॥ **ધનરાશિ**—દુષ્ટા, ખરાબ સ્વભાવવાળી, લાજ વિનાની, પારકાના દોષનો સંગ્રહ કરનારી, કજીઆમાં પ્રીતિ રાખનારી ને અભિમાનવાળી સ્ત્રીવાળો કરે છે. ॥૯॥ **મકરરાશિ**—સાતમા ભાવમાં હોય, તેની સ્ત્રી કપટી, નીચ, લાજરહિત, લાલચ રાખનારી, ક્રૂર, દુષ્ટ સ્વભાવવાળી, કલેશ કરનારી થાય છે. ॥૧૦॥ **કુંભરાશિ**—દુષ્ટા, ખરાબ સ્વભાવવાળી, હંમેશાં દેવો અને બ્રાહ્મણોને ખુશ કરનારી, ધર્મની ધ્વજા (વાવટા) રૂપ, ક્ષમા રાખનારી, સ્ત્રીવાળો કરે છે. ॥૧૧॥ **મીનરાશિ**—સાતમા ભાવમાં હોય, તેની સ્ત્રી વિચારયુક્ત બુદ્ધિવાળી, ખરાબ પુત્રોવાળી, પોતાના ધર્મમાં કુશળ, વિનયથી રહિત, અને કજીઆમાં પ્રીતિ રાખનારી થાય છે. ॥૧૨॥

## આઠમા ભાવમાં રહેલી રાશિ ઉપરથી થતું ફળ.

**મેષરાશિ**—આઠમા ભાવમાં હોય, તેનું પરદેશમાં કોઈ દુઃખદાયક વાત સાંભળવાથી થયેલી મૂર્છાથી અથવા રોગથી મરણ થાય છે. તે ધનવાન છતાં ઘણો દુઃખી થાય છે. ॥૧॥ **વૃષભરાશિ**—પોતાના દેશ વિષે, કફના વિકારથી, વધારે ભોજન કરવાથી વિકાર પડે, અથવા ગાય, ભેંસ વિગેરે પશુથી, દુષ્ટ માણસોની સોબતથી રાત્રિમાં મરણ કરે છે. ॥ ૨ ॥

મિથુનરાશિ—ખરાબ સોબતથી, લાભથી ઉત્પન્ન થયેલ, રસોત્પત્તિથી,ગુહ્ય રોગથી, હરસ, પ્રમેહ વિગેરે રોગથી મરણ કરે છે. ॥૩॥ કર્કરાશિ—પાણીથી ઝેરી કીડાથી, અથવા સાપથી, પારકાના હાથથી, મનુષ્યનું પરદેશમાં મરણ કરે છે. ॥૪॥ સિંહરાશિ—ઝેરી કીડાઓથી, સાપથી, ચોર અથવા ગાય, ભેંસ વિગેરે પશુથી, વનમાં મનુષ્યનું મરણ કરે છે. ॥૫॥ કન્યારાશિ, વિલાસથી, પોતાના ચિત્તથી, સ્ત્રીયોને મારવાથી, અથવા પોતાની સ્ત્રીએ વિષ આપવાથી મરણ કરે છે. ॥૬॥ તુલારાશિ—માણસોથી,વ્રત કરવાથી મળના કોપથી અથવા વધારે તાવથી મરણ કરે છે. ॥૭॥ વૃશ્ચિકરાશિ—લોહીના વિકારથી, રોગથી, કીડાઓથી, અથવા વિષથી, પોતાના સ્થાનમાં મરણ કરે છે. ॥૮॥ ધનરાશિ—બાણ લાગવાથી, ગુહ્યસ્થાનમાં ઉત્પન્ન થયેલા રોગથી, પશુથી, અથવા પાણીમાં પેદા થયેલાં પ્રાણીઓથી, પોતાની જગ્યામાં મરણ કરે છે. ॥૯॥ મકરરાશિ—વિદ્વાવાન, ગુણવાન, માન પ્રગ્ઠનાર, કામી, શૂરવીર, છાતીના મોટા ભાગવાળો, શાસ્ત્રાર્થ (ધર્મની બાબતો) જાણનાર, દરેક કળાઓમા ચતુર કરે છે. ॥૧૦॥ કુંભરાશિ—ઘરમાં આગ થવાથી, અનેક વ્રણ અને વિકરીથી વાયુવિકારથી, મહેનતથી, પરદેશમાં મરણ કરે છે. ॥ ૧૧ ॥ મીનરાશિ—સંગ્રહણી રોગથી. દુ:ખથી, પિત્તના તાવથી, અથવા પાણીથી લોહીના બગાડથી શસ્ત્ર લાગવાથી મરણ કરે છે. ॥૧૨॥

## નવમા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

મેષરાશિ—નવમા ભાવમાં હોય, તે ગાય, ભેંસ, વિગેરે પશુઓનાં દાન આપવાવાળો અથવા તેઓનું પોષણ, દયા, વિવેક વિગેરે શ્રેષ્ટ પાલણ કરવાવાળો થાય છે. ॥૧॥ વૃષભરાશિ—ધર્મકરનાર અધિક ધનવાન, વિચિત્ર દાન અને બહુ ગૌદાન, ભોજન, વસ્ત્ર વિગેરે આપવાવાળો કરે છે. ॥૨॥ મિથુનરાશિ—ધર્મ ને અધર્મ બેઉ કરનાર, શાંત પ્રકૃતિવાળો, યાચકોને (ગરીબ માગનારાઓને) આપનાર,બ્રાહ્મણોને ભોજન (જમાડવું) કરાવનાર, ગરીબો ઉપર દયા યુક્ત મનવાળો, ધર્મવાન કરે છે. ॥૩॥ કર્કરાશિ—વ્રત ઉપવાસ ને નાના પ્રકારના ધર્માચરણ કરનાર, તીર્થમાં પવિત્ર જગ્યામાં રહેનાર અથવા વનમાં વસનાર કરે છે. ॥૪॥ સિંહરાશિ—પારકા ધર્મને પાળનાર, પોતાના ધર્મની અનેક ક્રિયાથી રહિત, તીર્થરૂપ, વિનયથી રહિત કરે છે. ॥૫॥ કન્યારાશિ—સ્ત્રી ધર્મની સેવા કરનાર, બહુ જન્મથી ભક્તિરહિત, પાખંડ, બીજા મતની સદ્દભાવના કરનાર કરે છે ॥૬॥ તુલારાશિ—હમેશાં ધર્મ કરનાર, પ્રસિદ્ધ દેવતા અને બ્રાહ્મણોને મનોજ્ઞ આપનાર, માણસો પ્રત્યે પ્રીતિ

રાખનાર, અદ્દભુત કરે છે. ॥૭॥ વૃશ્ચિકરાશિ–પાખંડ ધર્મમાં તત્પર, મનુષ્યોને દુઃખ દેનાર, ભક્તિરહિત, પારકાનું પોષણ નહિ કરનાર કરે છે. ॥૮॥ ધનરાશિ–ધર્મ કરનાર, બ્રાહ્મણોનો ભક્ત, દેવતાઓનું પૂજન, પિતૃઓનું તર્પણ કરનાર, પોતાની ઇચ્છા મુજબ શાસ્ત્રો બનાવનાર, વધારે સંતોષી, અને ત્રણ લોકમાં પ્રસિદ્ધ કરે છે. ॥૯॥ મકરરાશિ–પાપી આત્માવાળો, અધર્મ કરનાર પ્રતાપી કરે છે પણ પાછળથી દુઃખોવડે ખાનદાની (બીજા સુખી માણસનો) નો આશ્રય કરી, પક્ષનો સહાય કરવાવાળો થાય છે. ॥૧૦॥ કુંભરાશિ–સારો ધર્મ કરનાર, દેવતાઓ અને શિવનો ભક્ત, બાગ બગીચા, વાવ વિગરેમાં પ્રીતિ રાખનાર કરે છે. ॥૧૧॥ મીનરાશિ– તે લોકોમાં નાના પ્રકારના ધર્મ કરનાર, સારા પુરૂષની સેવાથી બાગ, તળાવ, અને તીર્થમાં ફરવાથી ઘણો ધનવાન ને સુખી થાય છે. ॥૧૨॥

## દશમા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

**મેષરાશિ**—દશમા ભાવમાં હોય, તે બહુ અધર્મ કરનાર, દુષ્ટ, પ્રપંચી, નમ્રતારહિત, સારા માણસોની નિંદા કરનાર કરે છે. ॥૧॥ **વૃષભરાશિ**–ખર્ચવાળો કામ કરનાર, સાધુ જનો ઉપર દયાવાન, બ્રાહ્મણ, દેવતાઓ, અભ્યાગત (માગનાર) વિગેરેનો વિભાગ કાઢનાર, (આપનાર) જ્ઞાનવાન, સત્પુરૂષો ઉપર પ્રીતિ રાખનાર કરે છે. ॥૨॥ **મિથુનરાશિ**–ગુરૂએ દેખાડેલાં ઉત્તમ કર્મ કરનાર, કીર્તિવાન પ્રીતિ કરનાર, ખેતીથી ઉત્પન્ન થયેલી શોભાવાળો કરે છે. ॥૩॥ **કર્કરાશિ**–મનોહર વાવ, તળાવ, કુવા અથવા પાણીની જગ્યાઓ બનાવનાર, દયાવાન, સદ્દપુરૂષ કરે છે. ॥૪॥ **સિંહરાશિ**–ક્રૂર પાપી, ખરાબ કામ કરનાર, પરાક્રમી, હિંસા કરનાર ને હમ્મેશાં નિંદા કરનાર કરે છે. ॥૫॥ **કન્યારાશિ**–ખરાબ કામ કરનાર ભક્તિને ન માનનાર, તુચ્છ વીર્યવાળો, નિર્ધન કરે ને તેના ઘરમાં સ્ત્રીનું રાજ્ય (બઇરીનું ચલણ) થાય છે. ॥૬॥ **તુલારાશિ**–વધારે વેપાર કરનાર, ધર્માત્મા, નીતિવાન, ઇષ્ટ પદાર્થ અને સંપત્તિયો યુક્ત કરે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ**–સારાં કામ કરનાર, માણસોને માનવા લાયક, દેવતા ને બ્રાહ્મણને ન માનનાર, નિર્દયી, નીતિરહિત કરે છે. ॥૮॥ **ધનરાશિ**–પૂર્ણ જ્ઞાનવાળો, ચોરી કરનાર, પરોપકારી, રાજા માફક જમીનને યશવાળો કરે છે. ॥૯॥ **મકરરાશિ**–મોટા પ્રતાપી, શ્રેષ્ટ કામ કરનાર, નિર્દયી, ભાઇઓવાળો, ધર્મથી રહિત, દુષ્ટ માણસોની સંપતિ પ્રમાણે ચાલનાર કરે છે. ॥૧૦॥ **કુંભરાશિ**–પાખંડી, લોભથી વિશ્વાસરહિત, અને મનુષ્યોની વિરૂદ્ધ ચાલનાર, પારકાઓને ઠગવા માટે કર્મ કરનાર થાય છે,

॥૧૧॥ મીનરાશિ-પોતાના કુળમાં ગુરૂએ બતાવેલા ધર્મને કરનાર, કીર્તિવાળો, સ્થિર બુદ્ધિવાળો, આદરપૂર્વક બ્રાહ્મણોના પૂજનમાં તત્પર કરે છે. ॥૧૨॥

## અગીયારમા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

**મેષરાશિ** અગીયારમા ભાવમાં હોય તે ગાય, ભેંસ વિગેરે પશુઓથી તથા રાજાની સેવાથી ને પરદેશથી, બહુ લાભવાળો કરે છે. ॥૧॥ **વૃષભરાશિ** શ્રેષ્ટ મનુષ્યોથી, સ્ત્રીયોથી, અને સારા મનુષ્યોને જમીન ને ગાયનું દાન કરવાથી, લાભવાળો કરે છે. ॥૨॥ **મિથુનરાશિ** બહુ લાભવાળો, સદા સ્ત્રીયોને વ્હાલો, વસ્તુ, પૈસો મુખ્ય આસન ને પાનથી ઉત્પન્ન થયેલા સુખવાળો, લોકોમાં પ્રસિદ્ધ થાય છે. ॥૩॥ **કર્કરાશિ** સેવાથી, ખેતીથી, શાસ્ત્રથી, અથવા સાધુ પુરૂષોથી, લાભ કરે છે. ॥૪॥ **સિંહરાશિ** નિંદા કરવાથી, અનેક મનુષ્યોના વધ, બંધનથી, પરિશ્રમથી, પરદેશથી, લાભવાળો કરે છે. ॥૫॥ **કન્યારાશિ** અનેક આરાધનાથી, શાસ્ત્ર, વેદ વિગેરેથી, વિનયથી, અદ્ભૂત વિવેકથી, લાભ મેળવનાર કરે છે. ॥૬॥ **તુલારાશિ** વિચિત્ર વેપારથી, સાધુ સેવાથી વિનયથી લાભ આપે છે. ને મુખ્ય મતની સ્તુતિ કરવાથી, સુખ મળે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ** કપટથી, પાપકામ કરવાથી, સુંદર ભાષણથી, બીજાઓથી પ્રપંચ વડે શ્રેષ્ટ લાભ આપે છે. ॥૮॥ **ધનરાશિ** રાજા પ્રત્યે વિલાસથી, સત્પુરૂષોની સેવાથી, પોતાના પરાક્રમથી, અથવા કોઇ "મુખ્યની આરાધનાથી, લાભ આપે છે. ॥૯॥ **મકરરાશિ** યાત્રાથી, પરદેશમાં રહેવાથી, રાજ સેવાથી, ખર્ચને અનુસાર ઘણો લાભ આપે છે. ॥૧૦॥ **કુંભરાશિ** કુકર્મથી (નઠારા કામથી) ધર્મથી: પરાક્રમથી, વિદ્યાના પ્રતાપથી, લાભ કરે છે. ને સજ્જનોનો મેળાપ થાય છે. ॥૧૧॥ **મીનરાશિ** અગિયારમા ભાવમાં મિત્રોથી, રાજાને માન આપવાથી, વિચિત્ર વાક્યોથી (રમુજી બોલવાથી) અથવા નમ્રતાથી નાના પ્રકારનો લાભ આપે છે. ॥૧૨॥

## બારમા ભાવમાં રહેલી રાશિ પ્રમાણે થતું ફળ.

મેષરાશિ સુખ, કપડાં, ભોજન, પશુ (ઢોર) લાભ અનેક પ્રકારનું પરાક્રમ વિગેરેમાં ખર્ચ કરાવે છે. ॥૧॥ વૃષભરાશિ વિચિત્ર વસ્ત્રો સ્ત્રીયોમાં રાજ્ય લાભ, પરાક્રમ, વિવાદ વિગેરેમાં ધન ખર્ચ કરાવે છે. ॥૨॥ મિથુનરાશિ સ્ત્રીના વ્યસનમાં (વ્યભિચારમાં) ખરાબ રસ્તે પાપકાર્યમાં હાથીઓના વ્યાપારમાં, ખર્ચ કરાવે છે. ॥૩॥ કર્કરાશિ દેવતા, બ્રાહ્મણોનું પૂજન યજ્ઞ વિગેરે કરવામાં, ધર્મ ક્રિયામાં, સત્પુરૂષની પ્રશંસામાં

ખર્ચ કરાવે છે. ॥૪॥ **સિંહરાશિ** સંદેહ રહિત, બહુ ક્રોધી, રૂપવાન, કુકર્મ કરવાથી અથવા ચોરીથી નિંદવા લાયક કરે છે. ॥૫॥ **કન્યારાશિ** સ્ત્રીયોમાં ઉત્સાહથી, વિવાહ માંગલ્ય અથવા ઉત્તમ કામોથી; સૂત્રના પ્રભાવથી, સાધુ માણસોની સોબતથી, ધનનો ખર્ચ કરનાર કરાવે છે. ॥૬॥ **તુલારાશિ** દેવતા, બ્રાહ્મણ, બંધુ, શ્રુતિ, સ્મૃતિ, તેઓ નિમિત્ત, નિયમ અને યમવડે છોકરા માટે સેવા માટે પ્રસિદ્ધ, ધનનો ખર્ચ કરાવે છે. ॥૭॥ **વૃશ્ચિકરાશિ** દાનથી, દુઃખથી, ખરાબ મિત્રની સેવાથી, નિંદિત કામથી, ખરાબ બુદ્ધિથી, ચોરીનો અધિકાર ગ્રહણ કરવાથી, ધનનો ખર્ચ કરાવે છે. ॥૮॥ **ધનરાશિ** ખરાબ માણસની સોબતથી, પારકાઓને ઠગવાથી, જાતિ અને અધિકારી પુરૂષની સેવાથી, ખેતીના કામથી ધનનો ખર્ચ કરાવે છે. ॥૯॥ **મકરરાશિ** પાપના નાંશ માટે ધનનો ખર્ચ કરાવે છે. પોતાના જાતિવર્ગની ( સેવકી સખાવતમાં ) પ્રીતિ રાખનાર, થોડી ખેતી કરનાર, અને નિંદિત થાય છે. ॥૧૦॥ **કુંભરાશિ** દેવતા, સિદ્ધ, બ્રાહ્મણ, તપસ્વી, ભાટ, તેઓ માટે તેમજ ખરાબ પુત્ર માટે ને ખાવાપીવા વિગેરેથી તથા વિવાહથી ખર્ચ થાય છે. ॥૧૧॥ **મીનરાશિ** પૂર્વે કહેલા ભાવોનો વિચાર ને યોગોનો વિચાર શાસ્ત્રથી વિચારી પંડિત માણસે મનુષ્યોનું શુભ અશુભ ફળ કહેવું. ॥૧૨॥

**સમજ**—જન્મ કુંડળીના દરેક ભાવથી જે ફળ કહ્યું હોય તે ફળ રાશિફળ સાથે મેળવીને પછી વધારે કે ઓછું ફળ કહેવું.

## બારે ભાવના સ્વામીઓ હરકોઇ ભાવે બેસવાથી થતાં ફળો (માનસાગરી) લગ્નનો સ્વામી હરકોઈ (બારે) ભાવે બેસવાથી થતું ફળ.

જેના જન્મ વખતે **લગ્નનો સ્વામી લગ્નમાં** ( પહેલા ભાવમાં ) રહ્યો હોય. તે નિરોગી, બહુ જીવનાર, બળવાન, રાજા કે મોટો જમીનદાર થાય. ॥૧॥ **બીજે** ધનવાન, લાંબા આવરદા ને જાડા શરીરવાળો, બળવાન, રાજા, જમીનદાર, કે ધર્મમાં પ્રીતિ રાખનાર, થાય. ॥૨॥ **ત્રીજે** સારા ભાઇઓ અને મિત્રોવાળો, ધર્મમાં પ્રીતિ રાખનાર, દાન આપનાર શૂરવીર, અને બળવાન થાય. ॥૩॥ **ચોથે** રાજાને વહાલો, મોટી આજીવિકાવાળો, ને બાપ પાસેથી સારો લાભ મેળવે, બાપ ને માની સેવા કરનાર, થોડું ખાનાર થાય. ॥૪॥ **પાંચમે** સારા પુત્રોવાળો, ત્યાગી લક્ષ્મીવાન, પ્રસિદ્ધ, સારી આજીવિકાવાળો, સારાં ગાયન અને કર્મગાં

પ્રીતિ રાખનાર થાય છઠ્ઠે રોગ રહિત, જમીનવાળો, બળવાન, લોભી, ધનવાન, શત્રુઓનો નાશ કરનાર, સારા કામ કરનાર, અને મિત્રોવાળો થાય. ॥૬॥ **સાતમે** તેજસ્વી, સારા સ્વભાવવાળો, તેની સ્ત્રી પણ સારા સ્વભાવવાળી ને રૂપવાળી થાય ॥૭॥ **આઠમે** લોભી, ધન એકઠું કરનાર, લામા આયુષ્યવાળો, પણ જો પાપગ્રહ લગ્નનો સ્વામી થઈ આઠમે હોય તો કાણો અને શુભ ગ્રહ હોય તો સારો માણસ થાય. ॥૮॥ **નવમે** બહુ ભાઈઓવાળો, પુણ્યવાન, સારા મિત્રોવાળો, સારા સ્વભાવવાળો, ધર્મમા પ્રસિદ્ધ, અને તેજસ્વી થાય ॥૯॥ **દશમે** રાજાથી લાભ મેળવનાર પંડિત, સારા સ્વભાવવાળો, ગુરૂજન અને માતાનું પુજન કરવામા બુદ્ધિ રાખનાર, રાજાની પાસે પ્રસિદ્ધ થાય. ॥૧૦॥ **અગીયારમે** સુખમા જીદગી ગાળનાર, પુત્રોવાળો, પ્રખ્યાત, તેજસ્વી, બળવાન, ને વાહન (ઘોડા, હાથી વિગેરે) વાળો થાય. ॥૧૧॥ **બારમે** કઠોર કામ કરનાર, દુષ્ટ, નીચ, પોતાના ગોત્રીઓ પાસે માન રાખનાર, પરદેશમાં જનાર, અને આ પીને ખાનાર થાય ॥૧૨॥

## ધન ભાવનો સ્વામી હરકોઈ ભાવમા હોવાથી થતું ફળ

**ધનનો સ્વામી લગ્નમાં** હોય તો, કૃપણ (કજુસ) વ્યવસાયી સારા કામ કરનાર, ધનવાન, લક્ષ્મીવાળાઓમા પ્રસિદ્ધ અને નાના પ્રકારના સુખ ભોગવવાવાળો થાય ॥૧॥ બીજાનો સ્વામી **બીજામા** હોય તો, વ્યવસાયી દરેક બાબતમા લાભ મેળવનાર, ઘણો શુખ્યો થનાર, અપરાધ કરનાર, નીચ, અનર્થ કરવામા પ્રસિદ્ધ, અને હમ્મેશા ઉદ્વેગમા રહેનાર થાય ॥૨॥ ત્રીજામા કુર થઇને બેઠો હોય તો ભાઇઓથી કનેશ નહિ કરનાર ને શુભગ્રહ હોય તો, રાજાથી વિરોધ કરાવે, ને મગળ હોય તો, ચોર થાય, ॥૩॥ **ચોથામાં** હોય તો, તે બાપથી લાભવાળો, સત્ય બોલનાર, દયાવાન, લાબા આવરદાવાળો, થાય તે કુરગ્રહ હોય તો, તેની મા મરી જાય. ॥૪॥ **પાચમામા** મોટો ધનવાન, પુત્રવાળો, શ્રેષ્ટ કામમા પ્રસિદ્ધ, કૃપણ ને દુખી થાય. ॥૫॥ **છઠ્ઠામા** ધન સંગ્રહ કરવામા તત્પર, શત્રુઓનો નાશ કરનાર શુભગ્રહ હોય તો જમીનનો લાભ અપાવે પણ પાપ ગ્રહ હોય તો તે નિર્ધન થાય. ॥૬॥ **સાતમામાં** શ્રેષ્ટ વિશ્વાસવાળો ને પૈસો એકઠો કરનારી સ્ત્રીવાળો, ને પાપગ્રહ હોય તો વાઝણી સ્ત્રીવાળો થાય. ॥૭॥ **આઠમામા** પાખડી આત્મઘાત કરનાર, નશીબથી મળેલુ ભોગવનારને પારકાના ધન માટે હિસા કરનાર થાય ॥૮॥ **નવમામાં**

શુભગ્રહ હોય તો, તે દાન કરનાર, પ્રસિદ્ધ વાણીવાળો થાય. ને ક્રુરગ્રહ બેઠો હોય તો, દરિદ્રી ભીખ માગનાર, અને આડંબર રાખનાર થાય. ॥૯॥ **દશમામાં** રાજાને માનવા લાયક, રાજાથી લક્ષ્મી મેળવનાર થાય જો શુભગ્રહ હોય તો, માતાપિતાનું પાલણ કરનાર થાય છે. ॥૧૦॥ **અગીયારમામાં** વ્યવહારથી ધનવાન, અને ખ્યાતિને પામે છે. લોકોનું પાલણ કરવામાં પ્રીતિ રાખવાથી પ્રસિદ્ધ થાય. ॥૧૧॥ **બારમામાં** ક્રૂર થઇ બેઠો હોય તો, કઠોર, કૃપણ નિર્ધન થાય ને શુભગ્રહ હોય તો લાભા લાભથી પ્રસિદ્ધ થાય. ॥૧૨॥

## ત્રીજા ભાવના સ્વામીનું બારે ભાવમાં આવવાથી થતું ફળ.

**ત્રીજા ભાવનો સ્વામી લગ્નમાં** બેઠો હોય, તો વાણિથી વિવાદ કરનાર, લંપટ, પોતાના માણસોમાં કજીઆ કરાવનાર, સેવા કરનાર, ને નિંદા કરનાર થાય. ॥૧॥ જો **બીજા ભાવમાં** ક્રુર થઇ બેઠો હોય, તો તે ભીખ માગનાર, નિર્ધન, થોડો વખત જીવનાર, ભાઇઓથી વિરોધ કરનાર થાય ને શુભગ્રહ હોય તો લક્ષ્મીવાળો, થાય. ॥૨॥ **ત્રીજાનો, ત્રીજામાં** હોય તો, મધ્યમ પરાક્રમ, શ્રેષ્ટ મિત્રો ને બંધુઓવાળો, દેવને ગુરૂને પૂજનાર, રાજાથી લાભ મેળવનાર થાય. ॥૩॥ **ચોથામાં**, પિતા, ભાઇઓ, અને સહોદરથી સુખ ભોગવનાર, માતાની સાથે વેર કરનાર, અને બાપનું ધન ખાઇ જનારો, થાય. ॥૪॥ **પાંચમામાં** બંધુઓ, પુત્ર અને ભાઇઓનું સુખ ભોગવનાર, લાંબા આવરદાવાળો, ને પરોપકાર કરનાર થાય છે. ॥૫॥ **છઠ્ઠામાં**, ભાઇઓથી વિરોધ કરનાર, આંખોમાં રોગી, ઘણા વખત જમીનનો લાભ મેળવનાર, ને કોઇ વખત રાગી થાય. ॥૬॥ **સાતમામાં**, પોતાની બૈરી સુંદર સ્વભવવાળી, સૌભાગ્યવાળી, અને ક્રુર ગ્રહ હોય તો પતિના નાના ભાઇના ઘરમાં રહે. ॥૭॥ **આઠમે**, પોતાના ભાઇઓ મરણ પામે, ને ક્રુરગ્રહ હોવાથી હાથોમાં ખોડ આવે ને આઠ વર્ષ જીવે, જો શુભગ્રહ હોય તો, તે બહુ દોષ કરતો નથી. ॥૮॥ **નવમામાં**–જો તે ક્રુરગ્રહ હોય તો, તેને ભાઇઓ છોડી દે છે, ને શુભગ્રહ હોય તો, સારા ભાઇઓવાળો, ધર્મવાન, અને ભાઇની સેવા કરનાર થાય. ॥૯॥ **દશમે**–રાજાથી માન મેળવનાર, માતા, ભાઇ અને બાપની આજ્ઞામાં રહેનાર, બધા ભાઇઓમાં પોતે હોંશિયાર થાય. ॥૧૦॥ **અગીયારમે**, હોય તો, ભાઇઓવાળો, રાજ્યથી શોભનાર, સંબંધીઓની સેવા કરનાર. ને ભોગોમાં પ્રીતિવાળો થાય. ॥૧૧॥

પ્રીતિ રાખનાર થાય છઠ્ઠે રોગ રહિત, જમીનવાળો, બળવાન, લોભી, ધનવાન, શત્રુઓનો નાશ કરનાર, સારા કામ કરનાર, અને મિત્રોવાળો થાય. ॥૬॥ **સાતમે** તેજસ્વી, સારા સ્વભાવવાળો, તેની સ્ત્રી પણ સારા સ્વભાવવાળી ને રૂપવાળી થાય ॥૭॥ **આઠમે** લોભી, ધન એકઠું કરનાર, લાંબા આયુષ્યવાળો, પણ જો પાપગ્રહ લગ્નનો સ્વામી થઈ આઠમે હોય તો કાણો અને શુભ ગ્રહ હોય તો સારો માણસ થાય. ॥૮॥ **નવમે** બહુ ભાઇઓવાળો, પુણ્યવાન, સારા મિત્રોવાળો, સારા સ્વભાવવાળો, ધર્મમા પ્રસિદ્ધ, અને તેજસ્વી થાય. ॥૯॥ **દશમે** રાજાથી લાભ મેળવનાર, પંડિત, સારા સ્વભાવવાળો, ગુરૂજન અને માતાનું પુજન કરવામા બુદ્ધિ રાખનાર, રાજાની પાસે પ્રસિદ્ધ થાય ॥૧૦॥ **અગીયારમે** સુખમા જીંદગી ગાળનાર, પુત્રોવાળો, પ્રખ્યાત, તેજસ્વી, બળવાન, ને વાહન (ઘોડા, હાથી વિગેરે) વાળો થાય. ॥૧૧॥ **બારમે** કઠોર કામ કરનાર, દુષ્ટ, નીચ, પોતાના ગોત્રીઓ પાસે માન રાખનાર, પરદેશમા જનાર, અને આપીને ખાનાર થાય. ॥૧૨॥

## ધન ભાવનો સ્વામી હરકોઈ ભાવમાં હોવાથી થતું ફળ.

**ધનનો સ્વામી લગ્નમાં** હોય તો, કૃપણ (કંજુસ) વ્યવસાયી સારા કામ કરનાર, ધનવાન, લક્ષ્મીવાળાઓમા પ્રસિદ્ધ અને નાના પ્રકારના સુખ ભોગવવાવાળો થાય. ॥૧॥ બીજાનો સ્વામી **બીજામાં** હોય તો, વ્યવસાયી દરેક બાબતમા લાભ મેળવનાર, ઘણો ભુખ્યો થનાર, અપરાધ કરનાર, નીચ, અનર્થ કરવામા પ્રસિદ્ધ, અને હમ્મેશા ઉદ્વેગમા રહેનાર થાય ॥૨॥ **ત્રીજામાં** ક્રુર થઈને બેઠો હોય તો ભાઇઓથી કલેશ નહિ કરનાર ને શુભગ્રહ હોય તો, રાજાથી વિરોધ કરાવે, ને મંગળ હોય તો, ચોર થાય, ॥૩॥ **ચોથામાં** હોય તો, તે બાપથી લાભવાળો, સત્ય બોલનાર, દયાવાન, લાંબા આવરદાવાળો, થાય તે ક્રુરગ્રહ હોય તો, તેની મા મરી જાય. ॥૪॥ **પાંચમામાં** મોટો ધનવાન, પુત્રવાળો, શ્રેષ્ટ કામમા પ્રસિદ્ધ, કૃપણ ને દુખી થાય. ॥૫॥ **છઠ્ઠામાં** ધન સંગ્રહ કરવામા તત્પર, શત્રુઓનો નાશ કરનાર શુભગ્રહ હોય તો જમીનનો લાભ અપાવે પણ પાપ ગ્રહ હોય તો તે નિર્ધન થાય. ॥૬॥ **સાતમામાં** શ્રેષ્ટ વિલાસવાળી ને પૈસો એકઠો કરનારી સ્ત્રીવાળો, ને પાપગ્રહ હોય તો વાઝણી સ્ત્રીવાળો થાય. ॥૭॥ **આઠમામાં** પાખંડી આત્મઘાત કરનાર, નશીબથી મળેલું ભોગવનારને પારકાના ધન માટે હિંસા કરનાર થાય. ॥૮॥ **નવમામાં**

શુભગ્રહ હોય તો, તે દાન કરનાર, પ્રસિદ્ધ વાણીવાળો થાય. ને ક્રુરગ્રહ બેઠો હોય તો, દરિદ્રી ભીખ માગનાર, અને આડંબર રાખનાર થાય. ॥૯॥ **દશમામાં** રાજાને માનવા લાયક, રાજાથી લક્ષ્મી મેળવનાર થાય જો શુભગ્રહ હોય તો, માતાપિતાનું પાલણ કરનાર થાય છે. ॥૧૦॥ **અગીયારમામાં** વ્યવહારથી ધનવાન, અને ખ્યાતિને પામે છે. લોકોનું પાલણ કરવામાં પ્રીતિ રાખવાથી પ્રસિદ્ધ થાય. ॥૧૧॥ **બારમામાં** ક્રૂર થઇ બેઠો હોય તો, કઠોર, કૃપણ નિર્ધન થાય ને શુભગ્રહ હોય તો લાભા લાભથી પ્રસિદ્ધ થાય. ॥૧૨॥

## ત્રીજા ભાવના સ્વામીનું બારે ભાવમાં આવવાથી થતું ફળ.

**ત્રીજા ભાવનો સ્વામી લગ્નમાં** બેઠો હોય, તો વાણિથી વિવાદ કરનાર, લંપટ, પોતાના માણસોમાં કજીઆ કરાવનાર, સેવા કરનાર, ને નિંદા કરનાર થાય. ॥૧॥ જો **બીજા ભાવમાં** ક્રુર થઇ બેઠો હોય, તો તે ભીખ માગનાર, નિર્ધન, થોડો વખત જીવનાર, ભાઇઓથી વિરોધ કરનાર થાય ને શુભગ્રહ હોય તો લક્ષ્મીવાળો, થાય. ॥૨॥ **ત્રીજાનો, ત્રીજામાં** હોય તો, મધ્યમ પરાક્રમ, શ્રેષ્ટ મિત્રો ને બંધુઓવાળો, દેવને ગુરૂને પૂજનાર, રાજાથી લાભ મેળવનાર થાય. ॥૩॥ **ચોથામાં**, પિતા, ભાઇઓ, અને સહોદરથી સુખ ભોગવનાર, માતાની સાથે વેર કરનાર, અને બાપનું ધન ખાઇ જનારો, થાય. ॥૪॥ **પાંચમામાં** બંધુઓ, પુત્ર અને ભાઇઓનું સુખ ભોગવનાર, લાંબા આવરદાવાળો, ને પરોપકાર કરનાર થાય છે. ॥૫॥ **છઠ્ઠામાં**, ભાઇઓથી વિરોધ કરનાર, આંખોમાં રોગી, ઘણા વખત જમીનનો લાભ મેળવનાર, ને કોઇ વખત રાગી થાય. ॥૬॥ **સાતમામાં**, પોતાની બૈરી સુંદર સ્વભવવાળી, સૌભાગ્યવાળી, અને ક્રુર ગ્રહ હોય તો પતિના નાના ભાઇના ઘરમાં રહે. ॥૭॥ **આઠમે**, પોતાના ભાઇઓ મરણ પામે, ને ક્રુરગ્રહ હોવાથી હાથોમાં ખોડ આવે ને આઠ વર્ષ જીવે, જો શુભગ્રહ હોય તો, તે બહુ દોષ કરતો નથી. ॥૮॥ **નવમામાં**—જો તે ક્રુરગ્રહ હોય તો, તેને ભાઇઓ છોડી દે છે, ને શુભગ્રહ હોય તો, સારા ભાઇઓવાળો, ધર્મવાન, અને ભાઇની સેવા કરનાર થાય. ॥૯॥ **દશમે**—રાજાથી માન મેળવનાર, માતા, ભાઇ અને બાપની આજ્ઞામાં રહેનાર, બધા ભાઇઓમાં પોતે હોંશિયાર થાય. ॥૧૦॥ **અગીયારમે**, હોય તો, ભાઇઓવાળો, રાજ્યથી શોભનાર, સંબંધીઓની સેવા કરનાર, ને ભોગોમાં પ્રીતિવાળો થાય. ॥૧૧॥

બારમે, હોય તો, મિત્રોથી વિરોધ કરનાર, પોતાના ભાઇઓને ખેદ કરાવનાર, અને ભાઇઓથી દૂર પરદેશમાં રહેનારો થાય. ॥૧૨॥

## ચોથા ભાવનો સ્વામી હરકોઇ ભાવમાં હોવાથી થતું ફળ.

**ચોથાનો સ્વામી લગ્નમાં** બેઠો હોય, તો પિતા ને પુત્ર પરસ્પર પ્રીતિવાળા થાય, અને બાપના સગાઓમાં વેર થાય, ને બાપના નામથી પ્રસિદ્ધ થાય. ॥૧॥ **બીજા ભાવમાં**, ક્રુર થઇ બેઠો હોય તો બાપથી વિરોધ કરે છે. પણ શુભગ્રહ હોય તો, પિતાનું પાલણ કરનાર પ્રસિદ્ધ થાય ને તેનું મેળવેલું ધન, બાપ ભોગવે છે. ॥૨॥ **ત્રીજામાં**, બાપને દુઃખ દેનાર, બાપની સાથે કજીઆ કરનાર, ને બાપના ભાઇઓને ( કાકાઓને ) મારી નાંખનાર થાય. ॥૩॥ **ચોથામાં**, રાજાથી માન મેળવનાર, પ્રસિદ્ધ પિતાને લાભ આપનાર, સારા ધર્મવાળો, સુખી, અને ધનવાન થાય ॥૪॥ **પાંચમે**, બાપને સારો લાભ આપનાર, લાંબા આયુષ્યવાળો, પ્રસિદ્ધ, સારા પુત્રોવાળો, અને પુત્રોનું પાલણ કરનાર થાય. ॥૫॥ **છઠ્ઠામાં**–ક્રુર થઇ હોય તો માતાના પૈસાને નાશ કરનાર, પિતા (બાપ) ને દોષ દેનાર થાય છે. શુભગ્રહ હોય તો, ધન સંચય (એકઠું) કરનાર થાય. ॥૬॥ **સાતમે**–ક્રુર થઇ હોય, તો એની સ્ત્રી તે પુરૂષના બાપને દુઃખ દે છે. અને સારો ગ્રહ હોય તો સેવા કરે છે ને શુક્ર, મંગળ, બેઠા હોય તો વ્યભિચારીણી થાય. ॥૭॥ **આઠમે**, ક્રુર હોય તો રોગવાળો, દરિદ્રી, ખોટાં કામ કરનાર થાય અને જલદી મરણ પામે. ॥૮॥ **નવમે**, બાપથી જુદો રહેનાર, સંપૂર્ણ વિદ્યાવાળો, પિતાના ધર્મ પ્રમાણે ચાલનાર, બાપ તરફથી સુખની ઇચ્છા નહિ રાખનાર થાય. ॥ ૯ ॥ **દશમે** ક્રુર થઇ બેઠો હોય તો તેની માને, તેનો બાપ ત્યાગ કરે, ને બીજી સ્ત્રી સાથે વિવાહ કરે, અને શુભગ્રહ હોય તો, બાપ બીજી સ્ત્રીને સેવે છે. પણ તે બાળકની માનો ત્યાગ કરતો નથી. ॥૧૦॥ **અગીયારમે**–ધર્મવાન, પિતાનું પાલણ કરનાર, સારાં કર્મ કરનાર, પિતૃઓની સેવા કરનાર, લાંબા આયુષ્યવાળો અને નિરોગી થાય. ॥૧૧॥ **બારમે**—બાપ મરણ પામે કે, પરદેશ ગયો હોય તેમ કહેવું. અને ક્રુરગ્રહ હોય તો છોકરો માતાના વ્યભિચારથી થયેલો છે તેમ કહેવું. ॥૧૨॥

## પાંચમાનો સ્વામી, હરકોઈ ભાવે બેસવાથી થતું ફળ.

**પાંચમા ભાવનો સ્વામી લગ્નમાં** બેઠો હોય, તો પ્રસિદ્ધ, બાળક, પુત્રોવાળો શાસ્ત્ર જાણનાર, વેદ જાણનાર, અને સારા કામમાં પ્રીતિવાળો થાય. ॥૧॥ **બીજે**, ક્રુર થઇ હોય તો, તે નિર્ધન થાય અને શુભ હોય તો

ગાયન જાણનાર, કળાઓવાળો, હાથોમાં કંઇ દર્દવાળો, અને સ્થાનને વિશે પ્રસિદ્ધ થાય. ॥૨॥ **ત્રીજે**, મીઠું બોલનાર, સંબંધીઓમાં પ્રસિદ્ધ થાય, તેના પુત્રો તેના ભાઇઓનું પાલણ કરે. ॥૩॥ **ચોથે**. બાપના કામોમાં પ્રીતિ રાખનાર, બાપે પાલણ કરેલો, માની ભક્તિ (સેવા) કરનાર થાય. અને ક્રૂરગ્રહ થઈ હોય તો મા બાપ સાથે વેર રાખનાર થાય. ॥૪॥ **પાંચમે**, બુદ્ધિમાન, સારાં વચન બોલનાર, પ્રસિદ્ધ પુત્રોવાળો, અને સારા મનુષ્યોમાં પ્રસિદ્ધ થાય. ॥૫॥ છઠ્ઠે, શત્રુઓવાળો, માન વિનાનો થાય અને કુર ગ્રહ થઈ હોય તો, રોગી અને નિર્ધન થાય. ॥૬॥ **સાતમે**—ભાગ્યવાન, દેવતા અને ગુરૂઓની ભકિત કરનારા પુત્રોવાળો થાય. તેની સ્ત્રી, સારા સ્વભાવ વાળી, અને મીઠું બોલનારી થાય. ॥૭॥ **આઠમે**—કટુ વચન બોલનાર, સ્ત્રી, રહિત થાય છે, અને કઠીણ અને આડું બોલનાર, ભાઇઓ અને પુત્રવાળો થાય. ॥૮॥ **નવમે**—સારા જ્ઞાનવાળો, વિદ્યા, કવિતા અને ગીત જાણનાર, રાજાથી પૂજાનાર, રૂપવાન, નાટક રસોને જાણનાર થાય. ॥૯॥ **દશમે**—રાજાનાં કામ કરનાર, રાજાથી પ્રીતિ રાખનાર, સારા કામમાં પ્રીતિવાળો, ને સારો થાય ને માતાને સુખ આપે. ॥૧૦॥ **અગીયારમે**—પુત્રોવાળો, સત્યનો સંગ કરનાર, ગાયન આદિ કળાઓમાં પ્રીતિ રાખનાર, રાજ્ય સમાન સુખ ભોગવે છે. ॥૧૧॥ **બારમે**—કુરગ્રહ થઈ હોય તો તે પુત્ર વિનાનો થાય છે. શુભગ્રહ હોય તો શ્રેષ્ટ પુત્રોવાળો, પુત્રથી સંતાપ પામનાર, અને પરદેશમાં ફરનારો થાય. ॥૧૨॥

## છઠ્ઠા ભાવનો સ્વામી હરકોઈ ભાવમાં બેસવાથી થતું ફળ.

**છઠ્ઠા ભાવનો સ્વામી લગ્નમાં હોય** તો નિરોગી, બળવાન કુટું-બીઓને દુઃખ આપનાર, ઘણો પ્રયત્ન કરનાર, શત્રુઓનો નાશ કરનાર, પોતાની મરજી પ્રમાણે વર્તનાર, અને પોતે પેંદા કરવાથી ધનવાન થાય. ॥૧॥ **બીજે**—દુષ્ટ, ચતુર, સંગ્રહ કરવામાં હોંશિયાર, ઘણી જગ્યાએ પ્રસિદ્ધ, વ્યાધિથી યુક્ત શરીરવાળો, મિત્રોનું ધન લઈ લેનારો થાય છે. ॥૨॥ **ત્રીજે**—ભલા માણસોને દુઃખ આપનાર, પોતાના માણસોનો નાશ કરનાર, અને સંગ્રામમાં દુઃખ પામનાર થાય. ॥૩॥ **ચોથે**—બાપ અને પુત્ર પરસ્પર વેર કરનાર. તેના પિતા કે તેના છોકરા રોગી થાય છે. તે લાંબા કાળ રહેવાવાળી લક્ષ્મીને મેળવે છે. ॥૪॥ **પાંચમે**—બાપ ને છોકરાને પરસ્પર વેર રહે, અને કુરગ્રહ હોય તો છોકરાથી બાપનું મરણ થાય, ને શુભ હોય તો ધનરહિત, દુષ્ટ પત્નીવાળો અને કપટી થાય. ॥૫॥ છઠ્ઠે, હોય તો રોગરહિત,

શત્રુઓથી સુખ ભોગવનાર, કૃપણ, જન્મથી જ ખેદ વિનાનો, ને ખરાબ સ્થાનમા રહેનારો થાય ॥૬॥ **સાતમે**, ક્રુર થઇને રહ્યો હોય તો સ્ત્રી વિરોધ કરનારી, ક્રોધ કરતારી, સતાપ કરાવનારી થાય અને શુભ હોય તો વાઝણી અથવા ગર્ભપાત કરનારી થાય ॥૭॥ છઠ્ઠાનો સ્વામી શનિ થઇ આઠમે હોય તો સગ્રહણી નામનો રોગ થાય, મગળ હોય તો સાપથી બુધ હોય તો વિષ (ઝેર) થી, ચદ્રમા હોય તો જળથી, સૂર્ય હોય તો સિંહથી, મૃત્યુ થાય છે ગુરૂથી ખરાબ બુદ્ધિવાળો, શુક્રથી આખોના દોષવાળો થાય ॥૮॥ **નવમે**, ક્રુર થઇ હોય તો લગડો કે પગમા ખોડવાળો, ભાઇનો વિરોધી, શાસ્ત્ર નહિ માનનાર, અને ભિખારી થાય ॥૯॥ **દશમે**—ક્રુર થઈ બેઠો હોય તો, માતાનો શત્રુ, દુષ્ટ, ધમને પુત્રોનું પાલણુ કરનાર માતાને દોષ દેનાર, વૈરી થાય ॥૧૦॥ અગીયારમે ક્રુરગ્રહ થઈ હોય, તેનું શત્રુથી મરણ થાય છે શત્રુ અને ચોરથી દુખ પામે દ્રોન્થી લાભ મળે ॥૧૧॥ **બારમે**, દ્રોરથી ધનની હાનીવાળો, જવાઆવવામા પૈસો ખર્ચનાર દેવને પૂજનાર થય ૧૨

## સાતમા ભાવનો સ્વામી કોઈ પણ ભાવે હોવાથી થતુ ફળ

**સાતમા ભાવનો સ્વામી લગ્ન**મા હોય તો બીજાની સ્ત્રીમા પ્રીતિ રાખનાર શોક (દિલગીરી) વાળો, અને પોતાની સ્ત્રીથી ભોગ ભોગવનાર, રૂપવાન, અને સ્ત્રીને આધીન થાય ॥૧॥ **બીજે** વૈરી દુષ્ટ ને પુત્રની ઇચ્છાવાળી થાય સ્ત્રી તરફથી ધન મળે ને સ્ત્રીને છોડી દેનારો થાય. ॥૨॥ ત્રીજે મરવાન ભાઇઓને વ્હાલો અને દુખી થાય તેની સ્ત્રી દિયરમા પ્રીતિવાળી ને રૂપવાળી થાય ક્રુર ગ્રહ હોય તો તેની સ્ત્રી મિત્રને ઘેર જનારી થાય ॥૩॥ ચોથે ચચળ, પિતાનું વેર લેનાર, સ્નેહ રાખનાર થાય તેનો પિતા ખોટુ બોલનાર થાય, તેની સ્ત્રીનું બાપ પાલણુ કરે છે ॥૪॥ પાચમે સારા ભાગ્યવાળો, પુત્રવાળો હદમા પ્રીતિ રાખનાર થાય ને તેની સ્ત્રીનું છોકરાઓ પાલણુ કરે ॥૫॥ છઠ્ઠે સ્ત્રીની સાથે વેર કરે ને તેની સ્ત્રી રોગી થાય ને ક્રૂર ગ્રહ હોય તો સ્ત્રીના સગથી મૃત્યુ થાય ॥૬॥ **સાતમે** ઘણા આયુષ્યવાળો, પ્રીતિ રાખનાર, નિર્મળ સ્વભાવનો, હમેશા તેજસ્વી થાય ॥૭॥ આઠમે વેશ્યા સ્ત્રીમા પ્રીતિ રાખનાર વિવાહથી રહિત, ચિતા યુક્ત દુખી થાય ॥૮॥ નવમે તેજસ્વી, સારા સ્વભાવવાળો થાય. સ્ત્રી પણ સારી હોય, ક્રુર ગ્રહ હોય તો નપુસક થાય ને લગ્નનો સ્વામી દેખતો હોય તો નીતિવાળો થાય ॥૯॥ દશમે રાજાનો ગુનો કરનાર, લપટ ચિત્તવાળો થય અને ક્રુર ગ્રહ હોય તો દુખી

પીડા પામનાર, સસરાને વશ થાય. ॥૧૦॥ અગીયારમે બૈરી પોતાના ઉપર પ્રેમ રાખનારી, રૂપવતી, સારા સ્વભાવવાળી, અને પ્રસૂતિ વખતે પ્રસન્ન ચિત્તવાળી થાય. ॥૧૧॥ બારમે ઘર અને ભાઇઓથી રહિત, દુષ્ટ પુરૂષ સાથે પોતાની બૈરી નાશી જવાથી બૈરી વિનાનો થાય. ॥૧૨॥

## આઠમા ભાવનો સ્વામી કોઈ પણ ભાવમાં બેસવાથી થતું ફળ.

**આઠમા ભાવનો સ્વામી લગ્નમાં** હોય તો બહુ વિઘ્નો (સંકટો) ભોગવનાર, લાંબા રોગવાળો, ચોર, ખરાબ કામ કરનાર, રાજાના વચનથી ધન મેળવનાર થાય. ॥૧॥ **બીજે** ક્રુર હોય તો થોડો વખત જીવનાર, શત્રુઓવાળો, ચોર થાય અને શુભ ગ્રહ હોય તો શુભ ફળ આપે ને રાજાથી મરણ થાય. ॥૨॥ **ત્રીજે** ભાઈ અને મિત્રો સાથે વિરોધ કરનાર, શરીરમાં ખોડવાળો, ખરાબ વાણીવાળો, ચંચળ, અને ભાઇ વિનાનો થાય. ॥૩॥ **ચોથે** પિતાનો શત્રુ, બાપના ધનને લઈ લેનાર, બાપ દીકરાને કજીઆ થાય ને બાપ રોગી થાય. ॥૪॥ **પાંચમે** ક્રુર થઈ ગ્રહ હોય તો પુત્ર રહિત થાય. અને શુભ ગ્રહથી શુભ ફળ મળે છે. તેના પુત્ર જીવતા નથી ને જો જીવે છે તો ધૂતારાના કામમાં પ્રીતિવાળો થાય. ॥૫॥ આઠમાનો સ્વામી સૂર્ય થઇ છઠ્ઠે હોય તો રાજાનો વિરોધી, ગુરૂથી ખેદવાળો, શુક્રથી આંખોમાં દોષવાળો, ચંદ્રમાથી રોગી, મંગળથી ક્રોધી, બુધથી સાપથી ભય પામનાર, શનિ હોય તો મોઢામાં પીડા થાય છે. ચંદ્રમા અને શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો પણ તેવુંજ ફળ થાય. ॥૬॥ **સાતમે** ક્રુર થઈ હોય તો પેટમાં ખરાબ રોગવાળો, ખરાબ સ્વભાવવાળો, દુષ્ટ સ્ત્રીનો દ્વેષ કરનાર, સ્ત્રીના દોષથી મૃત્યુ પામનાર થાય, ॥૭॥ **આઠમે** બહુ ઉદ્યોગ કરનાર ઉપદ્રવોથી રહિત, નિરોગી, ધૂતારાની કળામાં હોંશિયાર અને ધૂર્તોના કુળમાં પ્રસિદ્ધ થાય, ॥૮॥ **નવમે** સોબત રહિત, જીવોનો નાશ કરનાર, પાપી ભાઇઓ રહિત, સ્નેહ વિનાનો, ગુરૂ અને દેવતાઓને નહિ માનનાર, અને વાંકા મુખવાળો થાય. ॥૯॥ **દશમે** રાજાનો ચાકર, ખરાબ કામ કરનાર, આળસુ થાય. ક્રુર ગ્રહ હોય તો મા જીવે નહીં. ॥૧૦॥ **અગિયારમે** બાલ્યાવસ્થામાં દુઃખી, અને પાછલી અવસ્થામાં સુખી થાય એવી રીતે શુભ ગ્રહથી લાંબા આવરદાનો ને પાપગ્રહથી થોડા આયુષ્યનો થાય. ॥૧૧॥ **બારમે** ખરાબ વાણી બોલનાર, લુચ્ચો નિર્દય, ચોર, પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર, વાંકા શરીરવાળો થાય. તેના મરેલા શરીરને કાગડા ને કુતરાઓ ખાય છે. ॥૧૨॥

## નવમા ભાવના સ્વામીનું બારે ભાવમાં આવવાથી થતું ફળ.

**નવમાનો સ્વામી લગ્નમાં** હોય તો દેવતાઓ અને ગુરૂઓને માનનાર, શૂરવીર, કૃપણ, રાજાનું કામ કરનાર, થોડું ખાનાર, અને બુદ્ધિમાન થાય છે. ॥૧॥ **બીજે** વ્યભિચારીણી સ્ત્રીનો ધણી, સારા સ્વભાવવાળો, સારાં કામ કરનાર, મુખમાં પીડાવાળો, ઢોરાંથી દુ:ખી થાય. ॥૨॥ **ત્રીજે** રૂપવાન, સ્ત્રી સમાને વહાલો, ભાઈ ને સ્ત્રીનું રક્ષણ કરનાર, પોતાના ભાઈનું સુખ છેવટ સુધી રહે છે. ॥૩॥ **ચોથે** બાપની સેવા કરનાર, પિતૃયાત્રાદિને જાણનાર પ્રસિદ્ધ, સારાં કૃત્ય કરનાર, પિતૃકર્મમાં પ્રીતિવાળો થાય. ॥૪॥ **પાંચમે** ધર્મવાન, દેવતા, ગુરૂને પૂજનાર, સુંદર સ્વરૂપવાળો ધર્મ કરનારા પુત્રોવાળો થાય. ॥૫॥ **છઠ્ઠે** શત્રુઓ આગળ નમ્ર, પાપ કરનાર, કળારહિત શરીરવાળો, જોવામાં ને નિંદા કરવામા પ્રીતિ રાખનાર થાય. ॥૬॥ **સાતમે** સ્ત્રી પતિવ્રતા, સુંદર મુખની, રૂપાળી, સારા સ્વભાવની લક્ષ્મીવાળી, ધર્મ અને સારા કર્મ કરનારી થાય. ॥૭॥ **આઠમે** દુષ્ટ, જીવોને મારનાર, ઘર વિનાનો, ને ભાઇઓથી રહિત, અધર્મી થાય. ક્રુર ગ્રહથી નપુંસક થાય ॥૮॥ **નવમે** પોતાના ભાઇઓ સાથે અત્યંત પ્રીતિ રાખનાર, બધાઓમાં શ્રેષ્ટ, દાન આપનાર, દેવતા, ગુરૂ, પોતાના સગાઓ સ્ત્રી વિગેરેમા આસક્ત થાય, ॥૯॥ **દશમે** રાજાનાં કામ કરનાર. શૂરવીર, માબાપને પુજનાર, ધર્મથી પ્રસિદ્ધ, અને સારા સ્વભાવવાળો થાય. ॥૧૦॥ **અગીયારમે** લાબા આવરદાવાળો, ધર્મવાન, પૈસાદાર, પ્રીતિ કરનાર, રાજાથી લાભ મેળવનાર, ધર્મથી પ્રસિદ્ધ, અને શ્રેષ્ટ પુત્રોવાળો થાય. ॥૧૧॥ **બારમે** શુભ હોય તો પરદેશમાં માન પામનાર, રૂપવાન, વિદ્વાવાન થાય અને પાપગ્રહ થઈ હોય તો ધુતારો થાય ॥૧૨॥

## દશમા ભાવના સ્વામીનું હરકોઈ ભાવે હોવાથી થતું ફળ.

**દશમા ભાવનો સ્વામી લગ્નમાં** હોય, તો માતા સાથે વેર રાખનાર, બાપની સેવા કરનાર, અને બાપના મરવાથી તેની મા વ્યભિચારી થાય. ॥૧॥ **બીજે** માના પાલણ કરવાથી મોટો થાય, માતા સાથે વિરોધ રાખનાર, લોભી, થોડું ભોજન કરનાર, પ્રસિદ્ધ શ્રેષ્ટ કામ કરનાર થાય. ॥૨॥ **ત્રીજે** માથી અને સંબધીઓથી વિરોધ કરનાર, ચાકરી કરનાર, કામમાં શકિત રહિત, અને મામાથી પાલણ કરેલો થાય. ॥૩॥ **ચોથે** સુખી, સારા આચારવાળો, મા ને.બાપની સેવા કરનાર, અને

રાજાથી માન મેળવનાર થાય. ॥૪॥ **પાંચમે** શુભ કામ કરનાર, મશ્કરી કરનાર, રાજાથી લાભ મેળવનાર, ગાયનને વગાડવામાં પ્રીતિ રાખનાર, માએ પાલણ કરેલો થાય. ॥ ૫ ॥ **છઠ્ઠે** શત્રુના ભયથી બીકણુ, કજીઆ કરનાર, લોભી, દયાથી રહિત અને નિરોગી થાય. ॥૬॥ **સાતમે** તેની સ્ત્રી પુત્રવાળી, રૂપવતી, પોતાના ધણીની સેવા કરનારી, ભક્તિવાળી, અને પ્રીતિ રાખનારી થાય. ॥ ૭ ॥ **આઠમે** ક્રુર, શુરવીર, જુઠું બોલનાર, દુષ્ટ, માતાને દુઃખ દેનાર, થોડા વખત જીવનાર, ધુતારો થાય. ॥ ૮ ॥ **નવમે** શ્રેષ્ટ સ્વભાવવાળો, સારા મિત્રોને ભાઇઓવાળો થાય તેની માતા સારા સ્વભાવની, ધર્મવાળી, અને સત્ય બોલનારી થાય. ॥ ૯ ॥ **દશમે** માને સુખ આપનાર, ને માના કુળને સુખ આપનાર, વાત કરવામાં બહુ ચતુર થાય છે. ॥૧૦॥ **અગીયારમે** માન મેળવનાર, ધનવાન, તેની મા પુત્રનું રક્ષણ કરનારી, સુખી થાય, મોટી ઉંમરવાળો ને માને સુખ આપનાર થાય. ॥ ૧૧ ॥ **બારમે** હોય તો માતાથી ત્યાગ કરાયેલો, અત્યંત બળવાન, સારાં કામ કરનાર, રાજાના કામમાં પ્રીતિવાળો થાય. પાપીગ્રહ હોય તો, પરદેશમાં પ્રીતિવાળો થાય. ॥ ૧૨ ॥

## અગીયારમા ભાવનો સ્વામી કોઇપણ ભાવમાં બેસવાથી થતું ફળ.

**અગીયારમા ભાવનો સ્વામી લગ્નમાં હોય** તો થોડા આયુષ્યવાળો, બળવાન, શુરવીર, દાતાર, માણસોમાં પ્રીતિવાળો, શ્રેષ્ટ ભાગ્યવાળો, અને તૃષ્ણા (આશામાં ને આશામાં) રૂપ દોષથી મરણ પામનાર થાય. ॥૧॥ **બીજે,** પેદા કરેલું ભોગવે, થોડું ખાનાર, થોડી આવરદાવાળો, આઠ માણસનું પાલણ કરનારો થાય. અને ક્રુરગ્રહ હોય તો રોગી થાય. ને શુભ હોય તો ધનવાન થાય છે. ॥૨॥ **ત્રીજે,** ભાઇઓની લક્ષ્મીનું પાલણ કરનાર, સારા ભાઇઓવાળો, ભાઇઓને વ્હાલો, ભાગ્યશાળી થાય. અને ક્રુરગ્રહ હોય તો બંધુઓ અને શત્રુઓના કુળનો નાશ કરે. ॥૩॥ **ચોથે,** લાંબા આવરદાવાળો, પિતાની ભક્તિ કરનાર, સમય ઓળખી કામ કરવામાં ચતુર, ધર્મમાં પ્રીતિ રાખનાર, અને લાભ મેળવનાર થાય. ॥૪॥ **પાંચમે,** બાપ છોકરો પરસ્પર પ્રીતિવાળા ને સરખા ગુણવાળા થાય. ને થોડી ઉમ્મરવાળો થાય. ॥ ૫ ॥ **છઠ્ઠે,** લાંબો રોગી, ઘણા શત્રુઓવાળો થાય ને ક્રુરગ્રહ થઇ હોય તો પરદેશમાં ચોરના હાથથી મૃત્યુ ( મરણ ) થાય. ॥૬॥ **સાતમે,** તેજસ્વી, સારા સ્વભાવવાળો સંપત્તિવાળો, લાંબી ઉમ્મરવાળો, અને નિશ્ચય એક સ્ત્રીનો સ્વામી થાય. ॥૭॥ **આઠમે,** ક્રુરગ્રહ થઇ હોય તો થોડા આયુષ્યવાળો, લાંબા

રોગવાળો, ને શુભગ્રહ હોય તો, જીવતાં મરેલા બરોબર ને દુઃખી થાય. ॥૮॥ નવમે, બહુ શ્રુત, (ઘણું જાણનાર) શાસ્ત્રમાં ચતુર, ધર્મમાં પ્રસિદ્ધ, ગુરૂ દેવતાનો ભક્ત થાય. ને ક્રુરગ્રહ થઈ હોય તો, ભાઇ અને વ્રતરહિત થાય. ॥૯॥ દશમે, માતાની સેવા કરનાર, ધર્મવાન બાપથી વેર કરનાર, લાંબો વખત જીવનાર, ધનવાન, અને માતાનું પાલણ કરે. ॥૧૦॥ અગીયારમે, લાંબા આયુષ્યવાળો, બહુ પુત્ર ને છોકરાનાં છોકરાંવાળો, સારાં કામ કરનાર, રૂપવાન, સારા સ્વભાવવાળો, પ્રસિદ્ધ, મનની વાત જાણનાર થાય. ॥૧૧॥ બારમે, હોય તો પેદા કરેલું ભોગવનાર, સ્થિર, રોગી, કલેશ કરવામાં પ્રીતિ રાખનાર, માનવાળો, દાન કરનાર અને સુખી થાય. ॥૧૨॥

## બારમા ભાવનો સ્વામી ગમે તે ભાવે બેઠા હોય તેનું ફળ.

બારમાનો સ્વામી લગ્નમાં હોય તો પરદેશમાં જનાર, સુંદર રૂપવાન, શ્રેષ્ટ વાણીવાળો, ખરાબ સોબતવાળો, વાદ કરનાર, ગુપ્ત રોગવાળો કે નપુંસક થાય. ॥૧॥ બીજે, કંજુસ, કઠોર વાણી બોલનાર, ખરાબ ફળને પ્રાપ્ત થનાર, શુભગ્રહ હોય તો નિર્ધન, રાજા, ચોર ને અગ્નિથી ભય પામે છે. ॥૨॥ ત્રીજે, ક્રુરગ્રહ થઇ હોય તો ભાઇરહિત થાય, ને શુભગ્રહ હોય તો ધનવાન થાય છે. થોડા ભાઇઓવાળો કંજુસ ને ભાઇઓથી દુર રહેનાર થાય. ॥૩॥ ચોથે, કંજુસ, રોગથી ભય પામનાર, સારાં કામ કરનાર, પુત્રથી મૃત્યુ પામનાર, ને નિરંતર બહુ દુઃખી થાય. ॥૪॥ પાંચમે, ક્રૂર થઈ હોય તે પુત્ર વિનાનો થાય. ને શુભગ્રહ હોય તો પુત્રવાળો થાય, બાપની લક્ષ્મીથી સુખ ભોગવનાર, અને સામર્થ્યરહિત થાય. ॥૫॥ છઠ્ઠે. ક્રૂર ગ્રહ થઈ રહ્યો હોય તો, કંજુસ, આંખોમાં રોગવાળો, અને નિશ્ચય (નક્કી) મૃત્યુ પામનાર થાય. અને શુક્ર હોય તો આંખોરહિત થાય. ॥૬॥ સાતમે, ક્રુરગ્રહ થઈ હોય તો દુષ્ટ, અને ખરાબ ચરિત્ર ધારણ કરનાર, ચતુર થાય. પોતાની સ્ત્રીથી ને શુભ હોય તો વેસ્યાથી મૃત્યુ પામે. ॥૭॥ આઠમે, અંડ માણસનું પાલણ કરનાર, કાર્ય સાધન ન કરનાર, દ્રોહ કરનાર થાય ને શુભ ગ્રહ હોય તો ધન એકઠું કરવા તત્પર થાય ॥૮॥ નવમે, તીર્થ યાત્રામાં ચંચળ સ્વભાવ વાળો થાય. અને ક્રુર હોય તો પાપીને તેનું ધન, ફોકટ ખર્ચાઈ જાય. ॥૯॥ દશમે, પારકાની સ્ત્રી સાથે નહિ બોલનાર, પવિત્ર શરીરવાળો, પુત્ર અને ધન સંગ્રહમાં પ્રીતિ રાખનાર, ને તેની મા ખરાબ વચન બોલવાવાળી થાય. ॥૧૦॥ અગિયારમે, ધનનો પતિ, લાંબો વખત જીવનાર, પોતાના ઘરમાં પ્રધાન, દાન આપનાર, જગતમાં પ્રસિદ્ધ, સત્ય બોલનાર

થાય. ॥૧૧॥ બારમાનો સ્વામી બારમે હોય તો, ઐશ્વર્યવાળો, ગામ વસાવવા મન રાખનાર, કંજુસ બુદ્ધિવાળો, ભય પામનાર, પશુઓને એકઠાં કરનાર, અને વખતપર જીવતો રહેતો, નાના ગામડાનો માલીક થાય. ॥૧૨॥

ઉપર મુજબ ભાવેશ ફળ કહ્યું, તે ફળ ઉપર પાછળ કહેલા દરેક ફળ કરતાં વધારે આધાર રાખવો. પણ તે ભાવેશપર બીજા ગ્રહોની દ્રષ્ટિ કે સાથે રહેનાર ગ્રહનું બળ જે પ્રમાણે શુભ કે પાપ હોય તે પ્રમાણે વિચાર કરી સારૂં કે માઠું ફળ કહેવું.

## દૃષ્ટીનાં ફળો. (સારાવાળી).

નીચે જુદી જુદી રાશીમાં રહેલા ગ્રહો અને તેના ઉપર બીજા ગ્રહોની દૃષ્ટિ થવાથી જે ફળ ઉત્પન્ન થાય છે તે આપેલું છે. આમ આગળ આપેલાં ફળો કરતાં આ ફળ વધારે સુક્ષ્મ છે. અને તેથી વધુ અગત્ય ધરાવે છે, માટે ફળાધિશ જોતાં, ચાલુ દશા અંતરદશાનું ફળ કહેતાં તે દશા અંતરદશાના માલિકોથી ઉત્પન્ન થતું ફળ, તેમની પરસ્પરની દૃષ્ટિથી જે ફળ નીચે કહેલું છે તે કહેવું. આમ કરતાં ગ્રહોની વિશેષ દૃષ્ટિ (મંગળ, ગુરૂ, અને શનિની) તેમજ એકપાદ, દ્વિપાદ, અને ત્રિપાદ દૃષ્ટિનો પણ વિચાર કરી તેના પ્રમાણમાં ફળ કથન કરવું. આમ કરેલું ફળ કથન અનુભવે સત્ય માલમ પડયું છે.

### મેષ ને વૃશ્ચિક રાશિમાં રહેલા સૂર્ય પર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.

ચંદ્રની દૃષ્ટિ હોય તો, દાન આપનાર, બહુ ચાકરવાળો, કોમળ ને સુંદર શરીરવાળો, સ્ત્રીઓને વ્હાલો થાય. ॥૧॥ **મંગળની**, સંગ્રામમાં સૂરવીર, ક્રુર, લાલ રંગની આંખો, હાથ ને પગવાળો, તેજસ્વી, પૂર્ણ બળવાન થાય. ॥૨॥ **બુધની**, નોકરી કરનાર, ધન વિનાનો, પરાક્રમ ને સુખરહિત, બહુ દુઃખી પરદેશમાં ધંધો કરનાર, ગંદા શરીરવાળો થાય. ॥૩॥ **ગુરૂની**, રાજાનો પ્રધાન, દાન આપનાર, દયાવાળો, બહુ ધનવાન, ન્યાયાધીશ, પોતાના કુળમાં શ્રેષ્ટ થાય. ॥૪॥ **શુક્રની**, હલકા વર્ણની સ્ત્રી સાથે પ્રીતિ કરનાર, બહુ શત્રુવાળો, ભાઇઓ વિનાનો, કોઢનો રોગી, અત્યંત ગરીબ થાય. ॥૫॥ **શનિની**, ઉત્સાહ વિનાનો, મલિન, અત્યંત (ઘણો) દુઃખી, મૂઢ બુદ્ધિવાળો, (કમઅક્કલ) મૂર્ખ. ॥૬॥ ને મોઢા ને આંખોનો રોગી, કલેશને સહન કરનાર, થોડા શત્રુવાળો, ઇશ્વરનો ભક્ત, વ્યવહારમાં પ્રીતિવાળો, બુદ્ધિમાન, વાંઝણી સ્ત્રીવાળો, ને સ્ત્રીનો વેરી થાય. ॥૭॥

**વૃષભ ને તુલા, રાશિમાં રહેલા સૂર્યપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની,** હોય તો વેશ્યામાં પ્રીતિ કરનાર, મીઠાં વચન બોલનાર, બહુ સ્ત્રીયોવાળો, પાણીના વેપારથી આજીવિકા ચલાવનાર થાય છે ॥૧॥ **મંગળની,** શૂરવીર, લડાઇમાં પ્રીતિવાળો, તેજસ્વી, સાહસથી ધન ને કીર્તિ મેળવનાર, યશવાન, કળાઓવાળો થાય ॥૨॥ **બુધની,** લખવામાં ચતુર, સારાં કાવ્ય બનાવનાર, સંગીત વિગેરેમાં કુશળ, સુંદર સ્વરૂપવાન લેખક થાય. ॥૩॥ **ગુરૂની,** બહુ શત્રુ અને મિત્ર પક્ષવાળો, રાજાનો પ્રધાન, સુંદર આંખોવાળો, સ્વરૂપવાન, હમેશાં ઉદ્યોગી રાજા થાય ॥૪॥ **શુક્રની,** રાજા કે રાજાનો પ્રધાન, સ્ત્રી, ધન, રત્ન, વિગેરે વાળો બીકણ થાય ॥૫॥ **શનિની,** નીચ, આળસુ, દરિદ્રી, વૃદ્ધ સ્ત્રીની સોબતથી ખરાબ સ્વભાવવાળો, વ્યાધિ (રોગ કે ચિંતા) વાળો ॥૬॥ બુદ્ધિવાન, મીઠું બોલનાર, ગુણવાન, દયાળુ, આચારવાળો, શાસ્ત્રમાં કુશળ, બહુ દ્રવ્યવાળો, ઉદાર થાય ॥૭॥

**મિથુન ને કન્યા રાશિમાં રહેલા સૂર્યપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની,** દૃષ્ટિ હોય તો મિત્રને શત્રુઓ તરફથી દુખી, પરદેશમાં રહેનાર, દુખી, બહુ વિલાપ કરનારો થાય. ॥૧॥ **મંગળની,** શત્રુઓથી ભય ને કજીયાવાળો, અત્યંત ગરીબ, લડાઇમાં હારનાર, બહુ શરમવાળો થાય ॥૨॥ **બુધની,** રાજા જેવા ચરિત્રવાળો, પ્રસિદ્ધ ભાઇઓવાળો, શત્રુથી તજાયેલો, આંખમાં રોગી થાય ॥૩॥ **ગુરૂની,** બહુ શાસ્ત્ર જાણનાર, સ્ત્રીવાળો, રાજાનો ચાકર, પરદેશમાં જનાર, પ્રચંડ, હમ્મેશાં ઉન્મત્ત થાય. ॥૪॥ **શુક્રની,** ધન, સ્ત્રી, પુત્રવાળો, ચપળ, થોડો સ્નેહ રાખનાર, નિરોગી, સારા ભાગ્યવાળો થાય ॥૫॥ **શનિની,** બહુ ચાકરવાળો, ઉદ્વેગવાળો, બહુ ભાઇઓનું પોષણ કરવામાં પ્રીતિવાળો, ઠગ ॥૬॥ ને કામમાં ચાલાક, ગુણોથી પ્રસિદ્ધ, રાજાને પોતાના પક્ષનો દ્વેષ કરનાર, સ્ત્રી તરફથી દુખી, સારો રૂપવાન, કફને પિત્તનો રોગી, પરિશ્રમથી થાકી જનાર થાય. ॥૭॥

**કર્કરાશિમાં રહેલા સૂર્યપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની,** દૃષ્ટિ હોય તો રાજા, રાજા જેવી સમૃદ્ધિવાળો વેપારથી ધનવાન, ક્રુર થાય ॥૧॥ **મંગળની,** સોજો, ભગંદર વિગેરેનો રોગી, ભાઇઓ સાથે કલેશ કરનાર, ચાડીઓ, મનમાં તપાયમાન થાય. ॥૨॥ **બુધની,** વિદ્વાન, માન ને યશથી પ્રસિદ્ધ, રાજાનો મિત્ર, હુંશિયાર, શત્રુરહિત થાય. ॥૩॥ **ગુરૂની,** સારો માણસ, રાજાનો પ્રધાન, સેનાનો ઉપરી, પ્રસિદ્ધ, કળાવાન થાય. ॥૪॥ **શુક્રની,** સ્ત્રીની ચાકરી કરનાર, સ્ત્રી તરફથી ધનવાન

પારકાનું કામ કરનાર, લડાઇમાં હારનાર, મીઠું બોલનાર થાય. ॥ ૫ ॥ **શનિની,** કફ વાયુનો રોગી, પારકાનું દ્રવ્ય લઇ લેનાર, ઉંધી બુદ્ધિ ને ચેષ્ટાવાળો, ચાડીઓ, ॥૬॥ અને શત્રુઓનો નાશ કરનાર, ક્રોધી, સારાં લક્ષણવાળો, વન ને પહાડોમાં ફરનાર, ઉત્સાહી, શુરવીર, તેજસ્વી, માંસ ખાનાર થાય.

**સિંહરાશિમાં રહેલા સૂર્યપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની,** દૃષ્ટિ હોય તો બુદ્ધિમાન, સારી સ્ત્રીવાળો, કફ રોગી, રાજાને વહાલો થાય. ॥૧॥ **મંગળની,** પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, શૂરવીર, સાહસ કામ કરનાર, ઉદ્યમી. પ્રધાન, શિવનો ભક્ત થાય. ॥૨॥ **બુધની,** વિદ્વાન્ લેખ લખવામાં ચતુર, લુચ્ચાઓથી દુર રહેનાર, બુદ્ધિવાન, ઓછા બળવાળો થાય. ॥૩॥ **ગુરૂની,** દેવનાં મંદિર, બગીચા, તળાવ વિગેરે કરાવનાર, બળવાન, બુદ્ધિશાળી, એકાંતમાં રહેનાર થાય. ॥૪॥ **શુક્રની,** કોઢ વિગેરે ખરાબ રોગવાળો, નિર્દય, લાજરહિત થાય. ॥૫॥ **શનિની,** પારકા કામનો નાશ કરવામાં ચતુર, બળદ જેવો. પારકાને દુઃખ દેનાર. ॥૬॥ સ્ત્રી જેવા શરીરવાળો, બુદ્ધિમાન, લખવામાં ચતુર, દુર્બળ, થોડા બળવાળો, વિદ્વાન્, દેવતાઓનું પૂજન કરનાર થાય. ॥૭॥

**ધન ને મીનરાશિમાં રહેલા સૂર્યપર દરેક ગ્રહની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની** દૃષ્ટિ હોય તો, વિદ્યા બુદ્ધિ, વૈભવ, પુત્રવાળો, શોક વિનાનો, રાજા જેવો, સારા શરીરવાળો થાય. ॥૧॥ **મંગળની,** લડાઇમાં યશ મેળવનાર, સ્પષ્ટ બોલનાર, ધનનો સુખી, ગરમ પ્રકૃતિવાળો થાય. ॥૨॥ **બુધની,** મીઠું બોલનાર, લખવામાં ચતુર, કાવ્ય રચનાર, સભામાં જનાર, ધાતુની પરીક્ષા કરનાર, માણસોમાં માનવા લાયક થાય. ॥૩॥ **ગુરૂની,** રાજાને ઘેર જનારો, હંમેશાં વિદ્વાન્, યા રાજા, હાથી, ઘોડા ને ધનવાળો થાય. ॥૪॥ **શુક્રની,** સુંદર સ્ત્રી ને ભોગવાળો. સારાં સુગંધીવાળાં ફુલોની માળાઓથી પૂજાયેલો, શાન્ત થાય. ॥૫॥ **શનિની,** મલિન. પારકાના અનાજની ઇચ્છા રાખનાર, નીચ કામમાં પ્રીતિવાળો, પશુઓથી ક્રીડા કરનાર. ॥૬॥ ને લોભી ખરાબ સ્ત્રીમાં આસક્તિવાળો, ખરાબ કામ કરનાર, તૃષ્ણાવાળો, બીકણ, ભાઈઓરહિત, વિચિત્ર પ્રકૃતિવાળો, બહુ કામમાં પ્રીતિવાળો થાય. ॥ ૭ ॥

**મકરને કુંભ રાશિમાં રહેલા સૂર્ય ઉપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.**

**ચંદ્રની** હોય તો માયામાં ચતુર, ચલિત બુદ્ધિવાળો, સ્ત્રીની સોબતથી ધનનો નાશ કરનાર થાય. ॥૧॥ **મંગળની,** અનેક વ્યાધિઓવાળો, શત્રુઓવાળો, પારકા સાથે કજીઆથી શસ્ત્રવડે પોતાના શરીરને ઘાયલ

કરનાર, કળાઓ રહિત થાય. ॥૨॥ **બુધની,** શરવીર, બળદ જેવી પ્રકૃતિવાળો, પારકાનું ધન લઈ લેનાર, ખરાબ શરીરવાળો થાય. ॥૩॥ **ગુરૂની** સારાં કામ કરનાર, બુદ્ધિમાન, સર્વને આશ્રયરૂપ, બહુ કીર્તિવાળો, સ્વતંત્ર થાય. ॥૪॥ **શુક્રની,** વેશ્યા સ્ત્રીથી ધનની સમૃદ્ધિવાળો, શંખ, પરવાળાં, મણિ, વિગેરે સહિત, બહુ સુખી થાય ॥૫॥ **શનિની,** શત્રુઓનો નાશ કરનાર, રાજાનો માનીતો, ધનવાન થાય. ॥૬॥

## મેષ રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનુ ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો અત્યત ગરમ સ્વભાવનો, નમ્ર મનુષ્યો પ્રત્યે નમ્ર થનાર, ધીરજવાળો, લડાઇમાં પ્રીતિ રાખનાર થાય. ॥૧॥ **મંગળની,** દાંત ને આંખનો રોગી, ભયંકર વાયુ વિગેરે રોગોથી દુર્બળ શરીરનો, મુત્રના રોકાણ સંબંધી રોગી, મંડળીનો પતિ થાય. ॥૨॥ **બુધની.** નાના પ્રકારની વિદ્યાનો આચાર્ય, સાચું બોલનાર, મનની ઇચ્છા પ્રમાણે સુખ મેળવનાર, બહુ કીર્તિવાળો, સારો કવિ થાય ॥૩॥ **ગુરૂની,** બહુ ચાકર ને ધનની સમૃદ્ધિવાળો, રાજાનો પ્રધાન, સેનાનો સ્વામી થાય. ॥૪॥ **શુક્રની,** સારો ભાગ્યશાળી, છોકરાવાળો, ધનવાન, સુંદર ગુણવતી સ્ત્રીવાળો, થોડું ખાનાર થાય. ॥૫॥ **શનિની,** દ્વેષ કરનાર બહુ દુખી, દરિદ્રી, ખોટુ બોલનાર, માલિક થાય ॥૬॥

## વૃષભ રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનુ ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો બહુ ખેતીનું કામ કરનાર, મનુષ્યો અને ઢોરાંની સમૃદ્ધિવાળો, પ્રયોગ કરનાર થાય ॥૧॥ **મંગળની,** અત્યંત કામી, સ્ત્રીને માટે બળ ને મિત્રોનો નાશ ને સ્ત્રીયોના હૃદયને હરણ કરનાર, માતાનું સારૂં ન કરનાર થાય ॥૨॥ **બુધની,** ડાહી વાક્યવિધિ જાણનાર, હર્ષમા રહેનાર, સર્વે પ્રાણીઓને વ્હાલો, ઉત્તમ ગુણવાળો ચતુર થાય. ॥૩॥ **ગુરૂની,** હમેશા સ્ત્રી પુત્ર ને મિત્રોવાળો, માબાપની ભક્તિ કરનાર, અત્યંત બુદ્ધિવાન, ધર્મવાળો થાય ॥૪॥ **શુક્રની,** વસ્ત્ર, ગાડી, પાલખી, ઘર, સુવાના પલંગ, સુગંધી પદાર્થો અલંકાર માળાઓ વિગેરેનું સુખ ભોગવનાર ભોગી થાય. ॥૫॥ **શનિની,** ધન સુખવિનાનો, માતાનો નાશ કરનાર સ્ત્રીયોનો દ્વેષ કરનાર, છોકરાં મિત્ર ને ભાઈઓવાળો થાય. ॥૬॥ ને વૃષભના પહેલા ભાગમા ચંદ્ર બેઠો હોય, ને શનિની દૃષ્ટિ હોય તો માતાનો ને બીજા ભાગમાં તે પ્રમાણે હોવાથી પિતાનો નાશ થાય. ॥૭॥

## મિથુન રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો બુદ્ધિરૂપી ધનવાળો. પ્રસિદ્ધ, રૂપવાન, ધર્મવાન, દુઃખી, થોડા પૈસાવાળો થાય. ॥૧॥ **મંગળની,** અત્યંત શૂરવીર, બહુ બુદ્ધિમાન, સુખ, ઘોડા, હાથી, વૈભવ ને રૂપવાળો અવશ્ય થાય. ॥૨॥ **બુધની,** પૈસા મેળવવામાં કુશળ, કોઇ જગ્યોએ પરાજય (હાર) ન પામનાર, ધીરજતાવાળો, રાજા, સર્વને આજ્ઞામાં રાખનાર થાય. ॥ ૩ ॥ **ગુરૂની,** વિદ્યાને શાસ્ત્રમાં આચાર્ય, પ્રસિદ્ધ, સાચું બોલનાર, રૂપવાન, માનવાળો, બોલવામાં ચતુર થાય. ॥૪॥ **શુક્રની** સુંદર સ્ત્રી કપડાં ને માળાઓવાળો, હાથી, ઘોડા, ગાડી, પાલખી, અલંકાર ને મણિયોથી સુખ ભોગવનારો થાય. ॥૫॥ **શનિની,** ભાઇઓ વિનાનો, સ્ત્રી સુખને ઐશ્વર્યથી રહિત, નિર્ધન, લોકનો દ્વેષ કરનાર થાય. ॥૬॥

## કર્ક રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રાજાનો માણસ, ખરાબ માણસ, ધન વિનાનો કજીઆ કરનાર, કીલ્લાનું રક્ષણ કરનાર થાય. ॥૧॥ **મંગળની,** શૂરવીર, દુર્બળ શરીરવાળો, માતાથી વિરૂદ્ધ, ચતુર, વિહ્વલ, સાધારણ અહંકારી, સર્વને વ્હાલો થાય. ॥૨॥ **બુધની,** સારી બુદ્ધિવાળો, નીતિ. જાણનાર, ધન સ્ત્રી ને પુત્રવાળો, રાજાનો પ્રધાન, સુખી થાય. ॥૩॥ **ગુરૂની;** રાજા કે રાજા જેવો ગુણવાન સુખી, સારી સ્ત્રી વાળો, નમ્રતા, વિનય ને પરાક્રમવાળો થાય. ॥૪॥ **શુક્રની,** ધનવાન, સુંવર્ણ વસ્ત્ર સારી સ્ત્રી રત્નો વિગેરે ભોગવનાર; વેશ્યાનો ઉપરી, સુંદર રૂપવાન થાય. ॥૫॥ **શનિની,** ફરનારો, દુઃખી, દરિદ્રી, માનું બુરૂં ઇચ્છિનાર, મીઠું ને ખોટું બોલનાર, પાપી, નીચ થાય. ॥૬॥

## સિંહ રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રાજાનો શત્રુ, બહુ ગુણવાન, મોટા હોદ્દાવાળો, શૂરવીર, પાપમાં પ્રીતિવાળો, પ્રખ્યાત થાય. ॥૧॥ **મંગળની,** સેનાપતિ, ગરમ સ્વભાવવાળો, માણસ, સ્ત્રી, છોકરા, પૈસો, ને વાહન ( હાથીઘોડા ) વાળો સારો પુરૂષ થાય. ॥૨॥ **બુધની,** સ્ત્રીના બળવાળો, સ્ત્રીથી ખુશી, સ્ત્રીને વશ થનાર, સ્ત્રીનો ચાકર, ધનવાન, સુખી, ભોગી થાય. ॥૩॥ **ગુરૂની,** ગુણવાન, બહુ જાણનાર, રાજા જેવો પંડિત, કુલીન થાય. ॥૪॥ **શુક્રની,** સ્ત્રીયો ને વૈભવવાળો, રોગી, સ્ત્રીને સેવનાર, રતિ ક્રીડાને જાણનાર, ડાહ્યો માણસ થાય. ॥૫॥ **શનિની,** નિર્ધન ખેતી કરનાર, ખોટું

બોલનાર, કીલ્લાનું રક્ષણ કરનાર, સ્ત્રીના સુખથી રહિત, થોડી બુદ્ધિ વાળો થાય. ॥૬॥

**કન્યા રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દષ્ટિનું ફળ**

સૂર્યની દષ્ટિ હોય તો રાજાના જેવા ભંડારવાળો, પ્રસિદ્ધ, યોગ્ય વચનને ગ્રહણ કરનાર, શ્રેષ્ટ કામ કરનાર, સ્ત્રી વિનાનો થાય ॥૧॥ મંગળની, કારીગર પ્રસિદ્ધ, ધનવાન, વિદ્યાવાન, ધીરજતાવાળો, માનું બુરૂ કરનાર થાય ॥૨॥ બુધની, જ્યોતિષ અને કાવ્ય વિધિને જાણનાર, વિવાદના કજીઆમા હમ્મેશા જીતનાર, ભાગ્યશાળી, ચાલાક થાય ॥૩॥ ગુરૂની, ભાઇઓવાળો, સુખી, રાજા જેવા કામ કરનાર, વચનને માન નાર, વૈભવવાળો થાય. ॥૪॥ શુક્રની, બહુ સ્ત્રીયોવાળો, નાના પ્રકારના અલંકાર ભોગવનાર, ધનવાન, તેજસ્વી, બળવાન થાય ॥૫॥ શનિની, દઢ સ્મૃતિ વિનાનો, દરિદ્રી, દુ ખી, માતા સિવાયનો, સ્ત્રીને માટે પૈસો ખર્ચનાર થાય ॥૬॥

**તુલા રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દષ્ટિનુ ફળ.**

સૂર્યની દષ્ટિ હોય તો ધનરહિત, દુ ખી, ફરનાર, અપમાન પામ નાર, ભોગી બ્રાહ્મણોને મારનાર, છોકરા વિનાનો, બળરહિત થાય. ॥૧॥ મંગળની, તીક્ષ્ણ ચોર, હનો, પારકાની સ્ત્રીયોનો માનીતો, બુદ્ધિમાન, વિહ્વળ આંખોવાળો થાય ॥૨॥ બુધની કળાવાન, બહુ પૈસાને અનાજ વાળો, શુભ બોલનાર, વિદ્વાન્ ઘણા દેશોમા પ્રસિદ્ધ થાય. ॥૩॥ ગુરૂની, સર્વ જગ્યોએ પૂજાનાર, વેપારમાં કુશળ રત્નાદિ તથા વાસણના વેપારમાં હુંશિયાર થાય ॥૪॥ શુક્રની, સુંદર રૂપવાન, રોગ વિનાનો, સારા ભાગ્ય વાળો, સારા શરીરવાળો ધનવાન, ડાહ્યો માણસ, નાના પ્રકારના ઉપા યોને જાણનાર થાય ॥૫॥ શનિની, ધનવાન મીઠું બોલનાર, વાહનવાળો વિષયમા પ્રીતિ રાખનાર, સુખ વિનાનો, માનું સારૂં કરનાર થાય ॥ ૬ ॥

**વૃશ્ચિક રાશિમા રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દષ્ટિનુ ફળ.**

સૂર્યની દષ્ટિ હોય તો લોકોનો દ્વેષ કરનાર, ફરનાર, પૈસાવાળો, સુખ રહિત થાય ॥૧॥ મંગળની, બહુ ધીરજતાવાળો, રાજા જેવો, ઐશ્વર્યવાળો, શૂરવીર, લડાઇમા કોઈથી ન જીતાય તેવો થાય ॥૨॥ બુધની, ખોટું બોલનાર ચતુરાઇ રહિત, બે છોકરાવાળો યુક્તિવાળો, ગાયન જાણનાર, દગલબાજ થાય ॥૩॥ ગુરૂની કામી, લોકોને નિંદા કરવા લાયક, ધનવાન, રૂપવાન થાય ॥૪॥ શુક્રની અત્યંત બુદ્ધિશાળી

સારો ભાગ્યશાળી, ધન વાહન ને ભોગ ભોગવનાર, સ્ત્રીથી નાશ થયેલા બળવાળો થાય. ॥૫॥ **શનિની**, નીચ છોકરાંવાળો, કંજુસ, પીડાવાળો, ધનવિનાનો, ખોટું બોલનાર થાય. ॥૬॥

### ધન રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રાજા, ધનવાન, શૂરવીર, પુરૂષાર્થથી પ્રસિદ્ધ, સારાં સુખને વાહન (હાથી ઘોડા) વાળો થાય. ॥૧॥ **મંગળની**, સેનાપતિ સમૃદ્ધિવાળો ભાગ્યશાળી, પ્રખ્યાત પુરૂષાર્થવાળો, સારા ચાકરવાળો, થાય. ॥૨॥ **બુધની**, બહુ ચાકરવાળો, જ્યોતિષ ને કારીગર ક્રિયામાં કુશળ, નાટક રચનાર થાય. ॥૩॥ **ગુરૂની**, સુંદર શરીરવાળો, રાજાને પ્રધાન, ધનવાન, ધર્મવાન ને સુખી થાય. ॥૪॥ **શુક્રની**, અત્યંત સુખી, સુંદર રૂપવાન, ભાગ્યવાન, પુત્રવાળો, ધનવાન, સારા મિત્ર ને સ્ત્રીવાળો થાય. ॥૫॥ **શનિની**, મીઠું બોલનાર, સારાં વાક્યવાળો, બહુશ્રુત, સત્ય બોલનાર શાંત, કુલિન થાય. ॥૬॥

### મકર રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો નિર્ધન, દુઃખી, ફરનારો, પારકાનું કામ કરનાર, મલિન, કારીગર થાય. ॥૧॥ **મંગળની**, બહુ વૈભવવાળો, ઉદાર, સારો ભાગ્યશાળી, ધનવાન, વાહન ( હાથી ઘોડા ) વાળો, ગરમ પ્રકૃતિ વાળો થાય. ॥૨॥ **બુધની**, મૂર્ખ, પરદેશમાં ફરનાર, સ્ત્રી વિનાનો, સુખ રહિત, નિર્ધન, ચંચળ, તીક્ષ્ણ થાય. ॥૩॥ **ગુરૂની**, રાજા, બહુ પરાક્રમી, રાજાના જેવા ગુણવાળો, બહુ સ્ત્રી પુત્ર ને મિત્રવાળો થાય. ॥૪॥ **શુક્રની**, સારી સ્ત્રી, ધન, અલંકાર, વાહન, માળાઓવાળો, નિંદા કરનાર, પુત્ર વિનાનો થાય. ॥૫॥ **શનિની**, આળસુ, મલિન, ધનવાન, કામી, ખોટું બોલનાર, વ્યભિચારી થાય. ॥૬॥

### કુંભ રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો મલિન બુદ્ધિવાળો, શૂરવીર, ધર્મવાળો, રાજાના જેવો રૂપવાન, ખેતી કરનાર થાય. ॥૧॥ **મંગળની**, ખોટું બોલનાર, માતા ને ગુરૂના ધનવાળો, આળસુ, પારકાના કામમાં પ્રીતિ રાખનાર, પાપી થાય. ॥૨॥ **બુધની**, સુતાની વિધિમાં કુશળ, ગાયન જાણનાર, સ્ત્રીયોને વ્હાલો, શરીરનો સુખી, વૈભવવાળો થાય. ॥ ૩ ॥ **ગુરૂની**, ગામ, ખેતર, ઝાડ ને સારાં મકાનો સારી સ્ત્રીયો વિગેરે ભોગવનાર, સારો માણુસ થાય. ॥૪॥ **શુક્રની**, નીચ, પુત્રો વિનાનો, મિત્ર રહિત, બીકણુ,

આચાર્યે નિંદેલો, પાપી, ખરાબ સ્ત્રીવાળો, થોડા સુખી થાય. ॥૫॥ **શનિની,** મોટા રૂવાટા ને નખવાળો, મલિન, પારકાની સ્ત્રીમા પ્રીતિ રાખનાર, શઠ, ધર્મ રહિત થાય.

**મીન રાશિમાં રહેલા ચંદ્રપર દરેક ગ્રહોની દષ્ટિનું ફળ.**

**સૂર્યની,** દષ્ટિ હોય તો સેનાપતિ ઘણા વિર્યના જુસ્સાવાળો, પ્રસિદ્ધ, સુખી, ધનવાન, સારી ને મદ હાસ્યવાળી સ્ત્રીવાળો, થાય. ॥૧॥ **મંગળની,** અપમાન પામનાર સુખ વિનાનો, કુલટાનો પુત્ર, પાપી, શૂરવીરતા રહિત થાય ॥૨॥ **બુધની,** રાજા, બહુ સુખી, સારી સ્ત્રીવાળો, સર્વેનું કામ કરનાર થાય ॥૩॥ **ગુરૂની,** સુંદર, મોટો માડલિક ધનવાન, કોમળ, બહુ સ્ત્રીયોથી વિટાએલો થાય. ॥૪॥ **શુક્રની,** સુશીલ રતિક્રીડા જાણનાર, નાચ, વગાડવુ ને ગાયનમા પ્રીતિવાળો સ્ત્રીયોના હૃદયને હરણ કરનાર થાય ॥૫॥ **શનિની,** કળા વિનાનો માનું અપમાન કરનાર કામી પુત્ર, સ્ત્રી ને બુદ્ધિ વિનાનો, નીચ ને કદરૂપી સ્ત્રીમા પ્રીતિ કરનાર થાય. ॥૬॥ રાશિનો સ્વામી બળવાન કે પોતાની રાશિમા હોય, ચદ્રમા બળવાન હોય, યા નીચ કે ઉચ્ચમા હોય, તે બધાનો વિચાર કરી રાશિ ફળ કહેવુ ॥૭॥

**મેષ ને વૃશ્ચિક રાશિમા રહેલા મંગળપર દરેક ગ્રહોની દષ્ટિનુ ફળ**

**સૂર્યની** દષ્ટિ હોય તો ધન સ્ત્રી ને પુત્રોવાળો, રાજાનો પ્રધાન, ન્યાયાધીશ, પ્રસિદ્ધ, ઉદાર, કે રાજા થાય ॥૧॥ **ચંદ્રની,** માતા વિનાનો દુર્બળ શરીરવાળો, પોતાના માણસોને નિંદવા લાયક મિત્ર વિનાનો, અદેખાઇ ને છોકરીઓવાળો થાય ॥૨॥ **બુધની,** પારકાનુ દ્રવ્ય લઇ લેનાર, ખોટુ બોલનાર, કામદેવનો ભક્ત, વેશ્યાનો સ્વામી થય ॥૩॥ **ગુરૂની,** ડાહ્યો માણસ, મીઠુ બોલનાર, સારો ભાગ્યશાળી, મા બાપને વ્હાલો, ધનવાન, બહુ ઐશ્વર્યતાવાળો, બળવાન થાય ॥૪॥ **શુક્રની,** સ્ત્રીના માટે બન્ધન ભોગવનાર, થોડા વૈભવવાળો, સ્ત્રી માટે દુખી થાય. ॥૫॥ **શનિની,** ચોરી કરવામા શૂરવીર, નિર્મળ પોતાના માણસોથી રહિત, બીજી સ્ત્રીનો સ્વામી થાય. ॥૬॥

**વૃષભ ને તુલા રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દષ્ટિનુ ફળ**

**સૂર્યની,** દષ્ટિ હોય તો સ્ત્રીનો દ્વેષી વન અને પહાડોમાં ફરનાર, બહુ શત્રુઓવાળો, ક્રોધી થાય ॥૧॥ **ચદ્રની,** માને દુખ દેનાર, ખરાબ માણસ, બહુ સ્ત્રીયોનો સ્વામી સ્ત્રીયોને વ્હાલો, લડાઇમા બીકણ થાય ॥૨॥ **બુધની,** કજીઆમા પ્રીતિ રાખનાર, મીઠું બોલનાર, કોમળ શરી

રવાળો, થોડા પુત્રને ધનવાળો, શાસ્ત્ર જાણનાર થાય. ॥૩॥ **ગુરૂની,** વાજીંત્ર વગાડવામાં ચાલાક, ગાયન વિધિ જાણનાર, સૌભાગ્યવાળો, પોતાના ભાઇઓને વ્હાલો થાય. ॥૪॥ **શુક્રની,** રાજાનો પ્રધાન, રાજાને વ્હાલો, સેનાપતિ, પ્રસિદ્ધ નામવાળો, સુખી થાય. ॥૫॥ **શનિની,** સુખ ભોગવનાર, પ્રસિદ્ધ, ધનવાન, મિત્રને પોતાના માણસોવાળો, વિદ્વાન નગરને ગામોનો સ્વામી થાય. ॥૬॥

## મિથુન ને કન્યા રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની,** દૃષ્ટિ હોય તો વિદ્યા, ધન, પરાક્રમવાળો, પર્વત વન ને કિલ્લામાં પ્રીતિ રાખનાર, બહુ બળવાન થાય. ॥૧॥ **ચંદ્રની,** સ્ત્રીના અંતઃપુરનું રક્ષણ કરનાર, યુવાન સ્ત્રીનો સ્વામી વિનયવાળો, બહુ ભાગ્યશાળી, રાજાનો નોકર થાય. ॥૨॥ **બુધની,** લખવામાં ચતુર, ગણીત ને કાવ્યમાં કુશળ, બહુ બોલનાર, ખોટું ને મીઠું બોલનાર, બહુ દુઃખને સહન કરનાર. ચાકર થાય. ॥૩॥ **ગુરૂની,** રાજાનો માણસ, પ્રસિદ્ધ, સંદેશા માટે પરદેશમાં જનાર, સર્વ ક્રિયામાં કુશળ, નાયક થાય. ॥૪॥ **શુક્રની,** સ્ત્રીનું કામ કરનાર, સમૃદ્ધિવાળો. ભાગ્યશાળી, વસ્ત્ર અન્ન વિગેરેના સુખવાળો થાય. ॥૫॥ **શનિની,** ઉત્તમ કિલ્લા ને પર્વતમાં પ્રીતિવાળો, ખેતી કરનાર, બહુ દુઃખ ભોગવનાર, શૂરવીર, વૈભવ વિનાનો થાય. ॥૬॥

## કર્ક રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની,** દૃષ્ટિ હોય તો પિત્તનો રોગી તેજસ્વી, ન્યાયાધીશ, ધીરજતાવાળો થાય. ॥૧॥ **ચંદ્રની,** બહુ દુઃખોવડે પીડિત, ખરાબ આચારવાળો કદરૂપો, શોકવાળો થાય. ॥૨॥ **બુધની,** મલિન, ખરાબ આચરણ ને કુટુંબવાળો, પોતાના કુટુંબીએ કાઢી મુકેલો, નિર્લજ થાય. ॥૩॥ **ગુરૂની,** પ્રસિદ્ધ, રાજાનો પ્રધાન, વિદ્વાન ત્યાગી, લાયક, ભોગોથી રહિત થાય. ॥૪॥ **શુક્રની,** સ્ત્રીની સોબતથી અપમાન ને સ્ત્રીએ કરેલા દોષોવડે ઉદ્વેગવાળો નિર્ધન થાય. ॥૫॥ **શનિની,** પાણી માર્ગથી પૈસો મેળવનાર, ધનવાન, રૂપવાન, રાજાના જેવાં સુંદર આચરણવાળો થાય. ॥૬॥

## સિંહ રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની,** દૃષ્ટિ હોય તો નમનારાઓનું સારૂં કરનાર, મિત્રોને પોતાના માણસોવાળો, ગરમ સ્વભાવવાળો, ગાયોનું સ્થાન, વન ને પહાડોમાં ફરનાર થાય. ॥૧॥ **ચંદ્રની,** માને અશુભ, બુદ્ધિવાન, કઠણ શરીરને બહુ

કીર્તિવાળો, સ્ત્રીયોને પ્રાર્થના કરવા લાયક થાય. ॥૨॥ બુધની, કારીગરનું કામ બહુ જાણનાર, લોભી, કાવ્યકળા જાણનાર, ખરાબ સ્વભાવવાળો, ચાલાક થાય. ॥૩॥ ગુરૂની, રાજાની પાસે રહેનાર, વિદ્વાનો આચાર્ય, શુદ્ધ બુદ્ધિવાળો, સેનાપતિ થાય ॥૪॥ શુક્રની, નાના પ્રકારના સ્ત્રીને ભોગ ભોગવનાર, સ્ત્રીથી ભાગ્યશાળી, હમ્મેશાં યુવાવસ્થામાં રહેનાર, હર્ષમા રહેનાર થાય. ॥૫॥ શનિના, દેખાતો ઘરડા શરીરનો, નિર્ધન, પારકાના ઘરમાં રહેનાર, દુખી થાય. ॥૬॥

**ધન ને મીન રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દૃષ્ટિનુ ફળ.**

**સૂર્યની**, દૃષ્ટિ હોય તો લોકોને નમસ્કાર કરવા લાયક, ભાગ્યશાળી, વન પર્વત ને કિલ્લાઓમા સારા ઘરવાળો, શૂરવીર થાય. ॥૧॥ **ચંદ્રની**, કળાવાન, કજીઆમા પ્રીતિવાળો, ડાહ્યો, વિદ્વાન, રાજાનો વેરી થાય ॥૨॥ **બુધની**, બુદ્ધિવાન, ચાલાક, કારીગરોનો આચાર્ય, બહુ વિદ્વાન થાય. ॥૩॥ **ગુરૂની**, સ્ત્રી વિનાનો દુખી, શત્રુઓથી નહિ જીતાય એવો, ધનવાન, કસરતબાજ થાય, ॥૪॥ **શુક્રની**, સ્ત્રીયોને વ્હાલો, નાના પ્રકારના અલંકાર ભોગવનાર, ઉદાર વિષયમાં બુદ્ધિવાળો, ભાગ્યશાળી થાય ॥૫॥ **શનિની**, ખરાબ શરીરવાળો, યુદ્ધમા તૈયાર, પાપી, ફરનાર, સુખ વિનાનો થાય. ॥૬॥

**મકર ને કુંભ રાશિમાં રહેલા મંગળપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.**

**સૂર્યની** દૃષ્ટિ હોય તો કાળા શરીરવાળો, શૂરવીર, સ્ત્રી છોકરા ને પૈસાવાળો થાય ॥૧॥ **ચંદ્રની**, માને વ્હાલો, અલકાર ભોગવનાર, ઉદાર, સારી મિત્રતા વિનાનો, ધનવાન થાય. **બુધની**, ફરવામા પ્રીતિવાળો, ધનરહિત, બળ વિનાનો, અપમાન પામનાર, કપટી, અધર્મી થાય ॥૩॥ **ગુરૂની**, બહુ રૂપવાન, રાજાના જેવા ગુણોવાળો દરેક કામના આરંભમા નિશ્ચય, લાંબા આયુષ્ય ને ભાઈઓવાળો થાય. ॥૪॥ **શુક્રની**, નાના પ્રકારના ઉપભોગ ભોગવનાર, ધનવાન, સ્ત્રીનું સેવન કરવામાં પ્રીતિવાળો, કજીઆમા પ્રીતિ રાખનાર થાય. ॥૫॥ **શનિની**, રાજા, બહુ ધનવાન, સ્ત્રીનો વિરોધી, બહુ પ્રજાવાળો, ડાહ્યો દુખી, શૂરવીર થાય. ॥૬॥

**મેષ ને વૃશ્ચિક રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ**

**સૂર્યની**, દૃષ્ટિ હોય તો સત્ય બોલનાર, સુખી, રાજા તરફથી સત્કાર પામનાર, ભાઈઓમા આબરૂદાર થાય. ॥૧॥ **ચંદ્રની**, સ્ત્રીયોને વ્હાલો, બહુ મલિન, ખરાબ સ્વભાવવાળો થાય. ॥૨॥ **મંગળની**, ખોટાબ -

પ્રીતિ રાખનાર, સારાં વચન બોલનાર, કજીઆ કરનાર, બહુ ધનવાન, રાજાને વ્હાલો, શૂરવીર પંડિત થાય. ॥૩॥ ગુરૂની, સુખી, સુંદર, શરીર, રૂવાટાંને સુંદર કેશવાળો, ધનવાન, હુકમ કરનાર, પાપી થાય. ॥૪॥ શુક્રની, રાજાનું કામ કરનાર, ભાગ્યશાળી, માણસોને શહેરમાં મોટાઈ ભોગવનાર, યુક્તિવાળાં વચન બોલનાર, વિશ્વાસુ, સ્ત્રીવાળો થાય. ॥૫॥ શનિની, બહુ દુઃખી, ગરમ સ્વભાવવાળો, હિંસામાં પ્રીતિ રાખનાર, કુળના માણસો વિનાનો થાય. ॥૬॥

## વૃષભને તુલા રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની**, દૃષ્ટિ હોય તો દરિદ્રી, દુઃખી, રોગી, પારકાની ચાકરી કરનાર, માણસોથી અપમાન પામેલો થાય. ॥૧॥ **ચંદ્રની**, વિશ્વાસુ, ધનવાન, દૃઢ ભક્તિવાળો, નિરોગી, સારા કુટુંબવાળો, પ્રસિદ્ધ, રાજાનો પ્રધાન, થાય. ॥૨॥ **મંગલની**, દુઃખી, શત્રુઓવાળો, ક્લેશ કરનાર, રાજાથી અપમાન પામનાર, સર્વ વિષયોથી દુઃખી થાય. ॥૩॥ **ગુરૂની**, ડાહ્યો માણસ, સલાહ લેવા લાયક, દેશ શહેરને માણસોનો સ્વામી, પ્રસિદ્ધ, થાય. ॥૪॥ **શુક્રની**, ભાગ્યશાળી, સુંદર રૂપવાન, સુખી, વસ્ત્ર અલંકારને ભોગવનાર, સ્ત્રીયોના હૃદયને હરણ કરનાર, થાય. ॥૫॥ **શનિની**, સુખ વિનાનો, ભાઇઓ તરફથી દુઃખી, રોગી, મલિન, બહુ અનર્થ કરનાર થાય. ॥ ૬ ॥

## મિથુન ને કન્યા રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સાચું કહેનાર, આનંદી, રાજાને વ્હાલો, સમર્થ, સુંદર આચરણવાળો, સર્વને વ્હાલો થાય. ॥ ૧ ॥ **ચંદ્રની**, મીઠું બોલનાર બહુ વાતોડો, કજીઆમાં ને શાસ્ત્રોમાં પ્રીતિ રાખનાર, મજબુત, સર્વ કામમાં કુશળ થાય. ॥૨॥ **મંગલની**, ઘાયલ શરીરવાળો, મલિન, કાંતિવાળો, રાજાનો ચાકર, બહુ વ્હાલો થાય. ॥૩॥ **ગુરૂની**, રાજાનો પ્રધાન, આગેવાન, રૂપવાન, ઉદાર, વૈભવને પરિવારવાળો, શૂરવીર થાય. ॥૪॥ **શુક્રની**, સારો માણસ, રાજાનો ચાકર, ચાકરી કરનાર, સલાહ કરનાર, નીચ સ્ત્રીમાં આશક થાય. ॥૫॥ **શનિની** હમેશાં તૈયાર, નમ્રતાવાળો, સફળ આરંભવાળો, પરિવારને સમૃદ્ધિવાળો થાય. ॥૬॥

## કર્ક રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની**, દૃષ્ટિ હોય તો ધોબી, કે, માળીનો, ધંધો કરનાર ઘરનું ઠેકાણું જાણનાર, યા ઝવેરી થાય. ॥૧॥ **ચંદ્રની**, સ્ત્રીયોથી નાશ થયેલા બળવાળો,

સ્ત્રીયો માટે દુઃખી શરીરવાળો, દુઃખી થાય ॥૨॥ મંગળની, થોડી વિદ્યાવાળો, બહુ વાતો કરનાર, ખોટું બોલનાર, ચોર મીઠું બોલનાર, દગલબાજ થાય. ॥૩॥ ગુરૂની, બુદ્ધિમાન, નમ્રતાવાળો, સર્વને વ્હાલો, ભાગ્યશાળી, રાજાઓને પ્રિય, સર્વ વિદ્યા જાણનાર, થાય. ॥૪॥ શુક્રની, કામદેવ જેવા રૂપવાળો, મીઠું બોલનાર, ગાયન, ને વગાડવામાં ચાલાક, સારો ભાગ્યશાળી, આનંદી થાય. ॥૫॥ શનિની, દંભ કરનાર, પાપમાં પ્રીતિવાળો, બંધન ભોગવનાર, ગુણ વિનાનો, ભાઇને આચાર્યોને નિંદા કરવા લાયક, થાય. ॥૬॥

## સિંહ રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

સૂર્યની, દૃષ્ટિ હોય તો સેવા કરવા લાયક, ધનને ગુણ વિનાનો, હિંસા કરનાર, હલકટ, ભાગ્ય વિનાનો, નિર્લજ્જ થાય. ॥૧॥ ચંદ્રની, રૂપવાન, બહુ ચતુર કાવ્ય રચનાર કળા ગાયન નાચ વિગેરેમાં પ્રીતિ રાખનાર, ધનવાન, સારા સ્વભાવને પોશાકવાળો થાય. ॥૨॥ મંગળની, નીચ, દુઃખી ઘાયલ શરીરને મધ્યમ રૂપવાળો, ક્રિડાને ચતુરાઇ રહિત, નપુંસક થાય. ॥૩॥ ગુરૂની, કોમળ બુદ્ધિવાળો, સમજુ, વિદ્યામાં સમર્થ, પ્રસિદ્ધ, બગીચા ને વાહન ( હાથી ઘોડા ) વાળો થાય. ॥૪॥ શુક્રની, બહુ રૂપવાન, સુંદર, મીઠું બોલનાર, વાહનવાળો, ધનવાન; ધીરજતા વાળો, રાજાનો પ્રધાન થાય ॥૫॥ શનિની, લાંબા અવયવો વાળો, ખરાબ રૂપવાળો, દુર્ગન્ધ વાળો, પરસેવાવાળો, બહુ દુઃખી સુખ રહિત થાય. ॥૬॥

## ધનને મીન રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનુ ફળ.

સૂર્યની, દૃષ્ટિ હોય તો, શુરવીર, પ્રમેહનોને પથરીનો (મુત્ર કૃચ્છનો) રોગી, માતાને નાશ કરનાર, શાન્ત, થાય. ॥૧॥ ચંદ્રની, લેખક, બહુ કોમળ, વિશ્વાસુ, માનવા લાયક, સુખ ભોગવનાર, ધનવાન, થાય. ॥૨॥ મંગળની, માણસો પુંજીને નગરો, વનમાં રહેનારાઓ અને ચોરોનો સ્વામી, લેખક થાય. ॥૩॥ ગુરૂની, શાસ્ત્ર બુદ્ધિને કુટુંબવાળો, રાજાનો પ્રધાન, લખવામાં ચતુર, શ્રેષ્ટ જ્ઞાનવાળો થાય ॥૪॥ શુક્રની. છોકરાને છોકરીઓનો માસ્તર, ધનવાન, સુંદર, શુરવીર, થાય. ॥૫॥ શનિની. વિકટ જંગલમાં ફરવાની પ્રીતિવાળો, બહુ ખાનાર, ખરાબ. સ્વભાવવાળો, મલિન, બધા કામમાં ભ્રષ્ટ, થાય. ॥૬॥

## મકરને કુંભ રાશિમાં રહેલા બુધપર દરેક ગ્રહોની દૃષ્ટિનુ ફળ.

સૂર્યની, દૃષ્ટિ હોય તો મસ્ત, બહુ બળવાન, બહુ ખાનાર, નીચ,

મીઠું બોલનાર, પ્રસિદ્ધ, થાય. ॥૧॥ **ચંદ્રની,** પાણીથી આજીવિકાવાળો, સમૃદ્ધિવાળો, ફૂલ, દારૂ, સૂરણ કન્દ, ગાજર, વિગેરેનો વેપારી,ભયંકર રૂપવાળો, દૃઢ સ્થિતિવાળો થાય. ॥૨॥ **મંગળની** બોલવામાં ચતુર, બુદ્ધિમાન શાંત, શરમવાળો, આળસુ, ધીમો, સુખી, થાય. ॥૩॥ **ગુરૂની** બહુ ધનને અનાજની સમૃદ્ધિવાળો, ગામ નગરને માણસોમાં પૂજાતો, સુખી, પ્રસિદ્ધ થાય. ॥૪॥ **શુક્રની** નીચોનો સ્વામી, કદરૂપો, બુદ્ધિ વિનાનો, કામી, બહુ છોકરાંઓને જન્મ આપનાર થાય. ॥૫॥ **શનિની** પાપી, દરિદ્રી, કામ કરનાર, બહુ દુ:ખી, ગરીબ થાય. ॥૬॥

## મેષ ને વૃશ્ચિક રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો, ધર્મવાન, ખોટામાં ભય પામનાર, પ્રસિદ્ધ છોકરાવાળો, ભાગ્યશાળી, બહુ રૂવાટાંવાળી છાતીવાળો, થાય. ॥૧॥ **ચંદ્રની,** ઇતિહાસને કાવ્યોમાં ચાલાક, રત્ન જેવી સ્ત્રીયોનું બહુ સુખ ભોગવનાર, રાજા, ડાહ્યો, માણસ થાય. ॥૨॥ **મંગળની** રાજાનો માણસ, શૂરવીર, નીતિને નમ્રતાવાળો, ધનવાન, ઘણા ચાકરને સ્ત્રીવાળો થાય. ॥૩॥ **બુધની,** ખોટું બોલનાર, ઠગારો, પાપી, પારકાંના ઘરમાં પેસવામાં કુશળ, કપટી, ચાકરીને નમ્રતા, કરેલા ઉપકારને જાણનાર, થાય. ॥૪॥ **શુક્રની,** ઘર, પલંગ, કપડાં, સુગંધી પદાર્થો, માળા, અલંકાર, યુવાન સ્ત્રીઓ, વૈભવોવાળો, બીકણ થાય. ॥૫॥ **શનિની,** મલિન, લોભીઓ, ગરમ સ્વભાવવાળો, સાહસી, માન ભોગવનાર, પ્રસિદ્ધ, મિત્રને છોકરા વિનાનો થાય. ॥૬॥

## વૃષભ ને તુલા રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો મનુષ્યો ને ઢોરાંથી સુખી. ધનવાન, લાંબા શરીરવાળો, રાજાનો પ્રધાન, વિદ્વાન્ થાય. ॥૧॥ **ચંદ્રની,** બહુ ધનવાન, બહુ સુંદર, મા અને સ્ત્રીયોને વ્હાલો, બહુ ભોગ વિલાસવાળો થાય. ॥૨॥ **મંગળની,** બાળક સ્ત્રીયોને વ્હાલો પંડિત, શૂરવીર, ધનવાન, સુખી, રાજાનો માણસ થાય. ॥૩॥ **બુધની,** પંડિત, ચતુર, મીઠું બોલનાર, ધનવાન, વૈભવવાળો, ગુણવાન, સારા સ્વભાવનો, રૂપવાન થાય. ॥૪॥ **શુક્રની,** બહુ બુદ્ધિવાન, ધનવાન, પારકા દાગીના પહેરનાર, સુંદર ચહેરાવાળો, સુંદર કપડાં ને સુવાના સુખવાળો થાય. ॥૫॥ **શનિની,** ડાહ્યો માણસ, બહુ ધન ને અનાજવાળો, ગામ શહેરમાં પુરૂષોમાં મોટો, મલિન, કદરૂપો, સ્ત્રી વિનાનો થાય. ॥૬॥

### મિથુન ને કન્યા રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

સૂર્યની દૃષ્ટિ હોય તો શ્રેષ્ટ, ગામમાં સારો માણસ, સ્ત્રી, પુત્ર ને ધનવાળો થાય. ॥૧॥ ચંદ્રની, માને વ્હાલો, ધનવાન, યશવાળો, સુખ, સ્ત્રી ને પુત્રોવાળો, બહુ રૂપવાન થાય. ॥૨॥ મંગળની, હમ્મેશાં સર્વ જગ્યાએ જય પામનાર, રોગી, લોકોમાં માન પામનાર, ધનવાન થાય. ॥૩॥ બુધની, જ્યોતિષમાં કુશળ, બહુ પુત્રો ને સ્ત્રીવાળો, પુસ્તક રચનાર, મીઠું બોલનાર થાય ॥૪॥ શુક્રની દેવાલયનાં કામ કરનાર, સારો પોશાક ને સ્ત્રીઓને ભોગવનાર, સ્ત્રીયોના હૃદયને હરણ કરનાર થાય. ॥૫॥ શનિની, માણસો, રાજ્યો, ગામ ને શહેરોમાં આગેવાન સારા શરીરવાળો થાય. ॥૬॥

### કર્ક રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

સૂર્યની દૃષ્ટિ હોય તો પ્રસિદ્ધ, માણસોનો આગેવાન, સુખ, ધન ને સ્ત્રીયોવાળો, બળવાન થાય. ॥૧॥ ચંદ્રની, બહુ પૈસાવાળો, સ્વરૂપવાન, રાજા, બહુ ભંડાર, વાહન ને સમૃદ્ધિવાળો, સુંદર સ્ત્રી ને પુત્રવાળો, થાય. ॥૨॥ મંગળની, છોકરા ને સ્ત્રીવાળો, સોનાનાં ઘરેણાં ,પહેરનાર, ડાહ્યો માણસ, શૂરવીર, શરીરમાં નિશાનીવાળો થાય. ॥૩॥ બુધની, કહેવાના ભાઇઓવાળો, ધનવાન, કલેશી, પાપ વિનાનો, પ્રધાનોમાં વિશ્વાસુ થાય. ॥૪॥ શુક્રની, બહુ સ્ત્રીને, વૈભવવાળો નાના પ્રકારના દાગીના મેળવનાર, સુખી, ભાગ્યશાળી થાય. ॥૫॥ શનિની, હોય તો ગામ, લશ્કર, શહેરોમાં આગેવાન, બહુ બોલનાર વૈભવવાળો વૃદ્ધાવસ્થામાં ભોગ ભોગવનાર થાય. ॥૬॥

### સિંહ રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

સૂર્યની દૃષ્ટિ હોય તો સર્વને વ્હાલો, સત્પુરૂષોમાં પ્રસિદ્ધ, રાજા, ધનવાન, સારા સ્વભાવવાળો થાય. ॥૧॥ ચંદ્રની, સારી બુદ્ધિવાળો, સ્ત્રીના ભાગ્યવડે ધનવાન, સારા ભાગ્યવાળો કપટી, ઇન્દ્રિયોને જીતનાર થાય. ॥૨॥ મંગળની, સારા ગુરૂઓના શ્રેષ્ટ કામ કરનાર, બધાઓમાં આગેવાન સત્યવાળો, બહુ ચાલાક, શુદ્ધ, શૂરવીર ને ક્રૂર થાય. ॥૩॥ બુધની, ઘર બનાવાના વાસ્તુના જ્ઞાનમાં પ્રીતિવાળો, જ્ઞાની, ગુણવાન, સુંદર વચન બોલનાર, પ્રધાન, આગેવાન, શાસ્ત્ર જાણનાર થાય. ॥૪॥ શુક્રની, સ્ત્રીયોને વ્હાલો, ભાગ્યશાળી, રાજાથી માન પામનાર, બળવાન થાય. ॥૫॥ શનિની, બહુ બોલનાર, મીઠા વચનવાળો, સુખ વિનાનો, ગરમ સ્વભાવવાળો વિચિત્ર ભોગ ભોગવનાર, પરીઓ જેવી બૈરીના સુખવાળો થાય. ॥૬॥

## ધન ને મીન રાશિમાં રહેલા ગુરૂપર ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રાજાનો વિરોધી, ભાઇઓથી વિખૂટો, દુઃખી થાય. ॥૧॥ **ચંદ્રની,** બહુ પ્રકારના સુખવાળો, સ્ત્રીયોનું સુખ ભોગવનાર, માન, ધન ને ઐશ્વર્યથી અભિમાની થાય. ॥૨॥ **મંગળની,** લડાઈમાં ઘાયલ શરીરવાળો, નીચ, પારકાઓને દુઃખ દેનાર, સગાં કુટુંબી વિનાનો થાય. ॥૩॥ **બુધની,** રાજાનો પ્રધાન, રાજા, છોકરાં ધન, સૌભાગ્યના સુખવાળો, આનંદી થાય. ॥૪॥ **શુક્રની,** સુખી, ધનવાન, શાણો, નિર્દોષ લાંબા આયુષ્યવાળો, ભાગ્યશાળી, પૈસાવાળો થાય. ॥૫॥ **શનિની,** બહુ મલિન, ભયવાળો, ગામ નગર ને માણસોમાં ધિક્કાર પામનાર, ગરીબ, સુખ, ભોગ ને ધર્મ વિનાનો થાય. ॥૬॥

## મકર ને કુંભ રાશિમાં રહેલા ગુરૂપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો ડાહ્યો માણસ, પૃથ્વીનો રાજા, ધનવાન, બહુ ઉપભોગવાળો, જોરદાર થાય. ॥૧॥ **ચંદ્રની,** મા બાપનો ભક્ત, સારા કુળમાં જન્મેલો, ડાહ્યો, પૈસાદાર, સારા સ્વભાવવાળો, ધર્મવાળો, દાન આપનાર થાય. ॥૨॥ **મંગળની,** શૂરવીર, રાજાનો યોદ્ધો, અભિમાની, બળવાન, સારાં કપડાં પહેરનાર, પ્રસિદ્ધ, સારા માણસોમાં માન પામનાર થાય. ॥૩॥ **બુધની,** કામી, સર્વમાં આગેવાન, પૈસા ને વાહનવાળો ધન-વાન, પ્રસિદ્ધ, બહુ મિત્રોવાળો થાય. ॥૪॥ **શુક્રની,** ભોજન વિગેરેના વૈભવવાળો, સુંદર ઘર, સુવાનું સુખ, આસન ને ઉત્તમ સ્ત્રીવાળો, ઘરેણાંને કપડાંવાળો થાય. **શનિની,** બહુ વિદ્યાવાન આગેવાન, દેશનો રાજા, માણસ ને પશુનો સુખી, ધનવાન, ભોગી થાય. ॥૬॥

## મેષ ને વૃશ્ચિક રાશિમાં શુક્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સ્ત્રીને માટે દુઃખી, તેને માટે ધન ને સુખનો નાશ કરનાર, ડાહ્યો માણસ, રાજા થાય. ॥૧॥ **ચંદ્રની,** બંધન ભોગવનાર વિહ્‌વલ, કામી, નીચ સ્ત્રીનો સ્વામી થાય. ॥૨॥ **મંગળની,** ધનનું સુખ ને માન વિનાનો, ચોરી કરનાર, ખરાબ આચરણવાળો થાય. ॥૩॥ **બુ-ધની,** મૂર્ખ, ધૂતારો, નીચ, પોતાના ભાઇઓપર ફરિયાદ કરનાર, નમ્રતા વિનાનો, ચોર, હલકો, ક્રુર થાય. ॥૪॥ **ગુરૂની,** સારી આંખોવાળો, દાન આપનાર, સુંદર શરીરવાળો, લાંબો, બહુ છોકરાવાળો થાય. ॥૫॥ **શનિની,** મલિન, આળસુ, નિર્ધન. સર્વનો તાબેદાર. ચોર થાય ॥૬॥

## વૃષભ ને તુલા રાશિમાં રહેલા શુક્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સુંદર સ્ત્રી ભોગવનાર, ધનની સમૃદ્ધિવાળો, સારો પુરૂષ, સ્ત્રીના કારણથી નહિ જીતાય એવો થાય ॥૧॥ **ચંદ્રની,** સારી બુદ્ધિવાળો, કુળવાન માનો છોકરો, ધનવાન, સુખી, દાન આપનાર, રૂપવાન થાય ॥૨॥ **મંગળની,** ખરાબ સ્ત્રીનો સ્વામી, જુવાન સ્ત્રીના કારણથી નાશ થયેલા ઘર ને સ્ત્રીવાળો, કામદેવને વશ થાય છે. ॥૩॥ **બુધની,** સુંદર રૂપવાન, મીઠું બોલનાર, ભાગ્યશાળી, સુખી, ધીરજ ને બુદ્ધિવાળો, બળવાન, ગુણવાન, પ્રસિદ્ધ થાય ॥૪॥ **ગુરૂની,** સ્ત્રી, પુત્ર, ઘર, ગાડી, પાલખી, ઘોડા, હાથી વિગેરેનું સુખ ભોગવનાર, ઇચ્છા પ્રમાણે સુખ મેળવનાર થાય. ॥૫॥ **શનિની,** થોડા સુખ ને ધનવાળો, ખરાબ સ્વભાવવાળો, રોગી, વૃદ્ધ સ્ત્રીનો સ્વામી થાય ॥૬॥

## કન્યા ને મિથુન રાશિમાં રહેલા શુક્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રાજાનું, મા ને સ્ત્રીનું કામ કરનાર, પંડીત, ધનવાન, સુખ ભોગવનાર થાય ॥૧॥ **ચંદ્રની,** કાળી આંખોવાળો, સુંદર કેશ શયન, (સુવાનું) આસન, ગાડી વિગેરે ભોગવનાર, સ્વરૂપવાન, કોમળ ભાગ્યશાળી થાય. ॥૨॥ **મંગળની,** કામી પ્રખ્યાત, પોતાની સ્ત્રીને બાળકનો જન્મ (પ્રસવ) આપતી વખતે ધનનો ખર્ચ કરનાર થાય ॥૩॥ **બુધની,** શાણો મીઠું બોલનાર, ધનવાન, વાહન ને સગા સબંધીનું સુખ ભોગવનાર, પ્રસિદ્ધ માણસોનો આગેવાન, સમર્થ થાય ॥૪॥ **ગુરૂની,** બહુ સુખી, બહુ શ રીર, શાસ્ત્રનો આચાર્ય, નકલ કરનાર થાય ॥૫॥ **શનિની,** બહુ દુ ખી અપમાન પામનાર, દ્વેષ ( અદેખાઇ ) કરનાર, ચપળ, મૂર્ખ થાય ॥૬॥

## કર્ક રાશીમાં રહેલા શુક્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ

**સૂર્યની** દૃષ્ટિ હોય તો કામ જાણનારી, સફેદ શરીરવાળી, ધન સાથે મળેલી, ક્રોધી રાજાની છોકરીને પરણનારો થાય ॥૧॥ **ચંદ્રની,** બે માતા વાળો, પહેલાં છોકરીને જન્મ આપનાર, બહુ સંતતિવાળો, સુખી, ભાગ્ય શાળી, સુંદર રૂપવાન થાય ॥૨॥ **મંગળની,** સારી કળાને જાણનાર, ધનવાન, સ્ત્રીને માટે દુ ખી ભાગ્યશાળી, ભાઇઓને વધારનાર થાય. ॥૩॥ **બુધની,** વિદુષી (ભણેલી) સ્ત્રીનો સ્વામી, ભાઇઓ માટે બહુ દુ ખ વેઠ નાર, ડાહ્યો માણસ, બહુ સુખ ને ધનવાળો થાય ॥૪॥ **ગુરૂની,** ચાકરો, ધન, પુત્રો, વાહન, ભોગ, ભાઇ, મિત્રોવાળો, રાજાને વ્હાલો થાય ॥૫॥

**શનિની,** સ્ત્રીથી જીતાયેલો, દરિદ્રી, પતિત, રૂપ વિનાનો, વિહ્વલ, સુખ વિનાનો થાય. ॥૬॥

## સિંહ રાશિમાં રહેલા શુક્રપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો ઇર્ષ્યાવાળો, કન્યાઓને વ્હાલો, સ્ત્રીના આશ્રયથી ને ઉંટ, ઘોડાં, ગધેડાંથી ધનવાન થાય. ॥૧॥ **ચંદ્રની,** બે માવાળો, સ્ત્રીથી વિરોધ કરનાર, વૈભવવાળો, બુદ્ધિવાન થાય. ॥૨॥ **મંગળની,** પ્રસિદ્ધ, સ્ત્રીયોને વ્હાલો, ધન ને સમૃદ્ધિવાળો, ભાગ્યશાળી, પારકાની સ્ત્રીમાં- પ્રીતિ રાખનાર. રાજાનો માણસ થાય. ॥૩॥ **બુધની** સંગ્રહ કરવામાં પ્રીતિવાળો, લોભી, સ્ત્રીથી પ્રસન્ન, વ્યભિચારી શૂરવીર, શઠ, જુઠું બોલનાર ધનવાન થાય. ॥૪॥ **ગુરૂની** વાહન ધન ને ચાકરોવાળો, બહુ સ્ત્રીયોવાળો, રાજાનો પ્રધાન થાય. ॥૫॥ **શુક્રની,** રાજા યા રાજા જેવો સુંદર, પ્રસિદ્ધ ભંડાર વાહન ને સમૃદ્ધિવાળો, રૂપવાન, વિધવા સાથે રહેનાર, દુઃખી થાય. ॥૬॥

## ધન ને મીન રાશિમાં રહેલા શુક્રપર સર્વે ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો ક્રોધી, ચતુર, ધનવાન, સર્વને વ્હાલો ઘણા દેશોમાં ફરનાર શૂરવીર થાય. ॥૧॥ **ચંદ્રની** 'પ્રસિદ્ધ, રાજાનો માણસ, બહુ ભોગ ભોગવનાર, બળવાન થાય. ॥૨॥ **મંગળની,** બહુ લોકોનો વેરી, સ્ત્રીયોનાં નાના પ્રકારનાં સુખ દુઃખવાળો, ધનવાન, પુણ્યવાળો, આગેવાન, થાય. ॥૩॥ **બુધની,** ઘરેણાં અલંકાર, ભોજન વિગેરેથી સુખી, પૈસો, વાહન, ને સમૃદ્ધિવાળો થાય. ॥૪॥ **ગુરૂની** હાથી, ઘોડા ગાય ધન બહુ પુત્ર સ્ત્રી વિગેરે સુખવાળો વૈભવવાળો બુદ્ધિમાન થાય. ॥૫॥ **શનિની,** હમ્મેશાં ધનવાન, સુખી ભોગોવાળો, સમૃદ્ધિવાળો ભાગ્યશાળી થાય. ॥૬॥

## મકર ને કુંભ રાશિમાં રહેલા શુક્રપર સર્વે ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સ્ત્રીયોને વ્હાલો, બળવાન, ધનવાન, સાચું બોલનાર સુખી શૂરવીર થાય. ॥૧॥ **ચંદ્રની,** બળવાન, શૂરવીર, ધનવાન, રૂપવાન, ભાગ્યશાળી, સમૃદ્ધિવાળો થાય. ॥૨॥ **મંગળની,** સ્ત્રીનો નાશ કરનાર, બહુ ખોટાં કામ કરનાર, રોગી, મહેનતથી થાકી જનાર ને પાછળથી સુખી થાય. ॥૩॥ **બુધની,** ડાહ્યો માણસ પૈસો મેળવવામાં પ્રીતિવાળો, બહુ વિદ્વાન, સાચું બોલનાર, સર્વ સુખવાળો, દોલતમાં પ્રીતિવાળો થાય છે. ॥૪॥ **ગુરૂની,** શ્રેષ્ટ કપડાં સુગંધી પદાર્થ, ચંદન, પુષ્પ, ગાયન, વાજીંત્ર વિગેરે ભોગવનાર, રૂપવાન, સારી સ્ત્રીવાળો થાય. ॥૫॥

શનિની, માણસ વાહન પૈસો ભોગ વિગેરે સુખવાળો, કપટી, કાળા શરીરનો, સુંદર અવયવોવાળો ઊંચો થાય. ॥૬॥

**મેષ ને વૃશ્ચિક રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.**

**સૂર્યની** દૃષ્ટિ હોય તો ખેતીમાં પ્રીતિવાળો, ધનવાન, ગાય, ભેંસ, બકરી, બળદ વિગેરે પશુવાળો, ધન્યવાદ લાયક, કર્મ કરનાર થાય ॥૧॥ **ચંદ્રની,** વિહ્વલ, નીચ પ્રકૃતિનો, નીચને કદરૂપી સ્ત્રીમાં આસક્ત, સુખને ધન વિનાનો થાય. ॥૨॥ **મંગળની,** પ્રાણીનો નાશ કરનાર, હલકો, ચોરનો ઉપરી, સ્ત્રીને માંસમાં પ્રીતિ રાખનાર, થાય. ॥૩॥ **બુધની,** ખોટું બોલનાર, અધર્મ કરનાર, બહુ આશાવાળો. ચોર, સુખને વૈભવ વિનાનો થાય. ॥૪॥ **ગુરૂની** સુખ ધનને સૌભાગ્યવાળો, રાજાનો પ્રધાન, બધા પ્રધાનોમાં આગેવાન થાય. ॥૫॥ **શુક્રની,** બહુ વિહ્વલ, કદરૂપો પારકાની સ્ત્રી ને વેશ્યાઓમાં પ્રીતિવાળો, સુખ ભોગ વિનાનો થાય. ॥૫॥

**વૃષભ ને તુલા રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.**

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સ્પષ્ટ બોલનાર, નિર્ધન, વિદ્વાન પારકાના ઘરમાં ખાનાર, કોમળ થાય છે. ॥૧॥ **ચંદ્રની,** રાજાની કૃપાથી મોટા અધિકારવાળો, સ્ત્રી કુટુંબ પરિવારવાળો, બળવાન, થાય. ॥૨॥ **મંગળની,** સંગ્રામની વાત જાણનાર, લડાઈમાં નાસી જનાર, બહુ બોલનાર, માણસોથી વીંટાયેલો થાય. ॥૩॥ **બુધની,** મસ્કરો, નપુંસક, સ્ત્રીયોનો ચાકર, નીચ થાય. ॥૪॥ **ગુરૂની,** પારકાના કામ માટે સુખ દુઃખ ભોગવનાર, પારકાનું કામ કરનાર, લોકોને વ્હાલો, દાતાર, ઉદ્યમી થાય. ॥૫॥ **શુક્રની,** કેફી ચીજને સ્ત્રીથી સુખ માનનાર, રત્ન ઝવેરાતના ધનવાળો, બળવાન, રાજાને વહાલો થાય. ॥૬॥

**મિથુન ને કન્યા રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.**

**સૂર્યની** દૃષ્ટિ હોય તો સુખને ધન વિનાનો, ધર્મવાળો, ક્રોધને જીતનાર, કલેશ સહન કરનાર, ધીરજવાળો થાય. ॥૧॥ **ચંદ્રની,** રાજા જેવો, સુંદર શરીરવાળો, સ્ત્રીયોથી વૈભવ ને આબરૂ પામનાર, સ્ત્રીયોનું કામ કરનાર થાય. ॥૨॥ **મંગળની,** પ્રસિદ્ધ, બળવાન, મંદ બુદ્ધિવાળો, ભાર ઉપાડનાર, ખોડવાળા અવયવોવાળો થાય. ॥૩॥ **બુધની,** ધનવાન, યુદ્ધમાં કુશળ નાચનો આચાર્ય, ગાયનમાં ચાલાક, કારીગર હુંશિયાર થાય. ॥ ॥ **ગુરૂની** રાજકુળમાં વિશ્વાસુ, બહુ ગુણવાન, સત્પુરૂષોને વ્હાલો, ગુણથી છાનું ધન

રાખનાર, થાય. ॥૫॥ **શુક્રની,** સ્ત્રીયોના મંડળમાં કુશળ, યોગનો આચાર્ય યા યોગી, સ્ત્રીયોને વ્હાલો થાય. ॥૬॥

### કર્ક રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

**સૂર્યની** દ્રષ્ટિ હોય તો બાલ્યાવસ્થામાં બાપ વિનાનો, ધન, સુખ, સ્ત્રી, વિનાનો, પાપી ખરાબ દાંતવાળો થાય. ॥૧॥ **ચંદ્રની,** માતા, ને ભાઇઓને દુઃખ દેનાર, ધનવાન થાય. ॥૨॥ **મંગળની,** રાજા પાસેથી વૈભવવાળો, દુર્બળ શરીરવાળો, સોનું રત્ન ને કુટુંબવાળો, ખરાબ સ્ત્રીનો સ્વામી થાય. ॥૩॥ **બુધની,** ખરાબ બુદ્ધિવાળો, વાચાળ, શત્રુઓને શાંત કરનાર, દંભી, સારા આચરણવાળો થાય. ॥૪॥ **ગુરૂની,** ઘર, ખેતર, મિત્ર ભાઇ, પુત્ર, ધન, રત્ન સ્ત્રી વિગેરેનું સુખ ભોગવનાર થાય. ॥૫॥ **શુક્રની,** મોટા કુળમાં પેદા થનાર, રૂપ વિલાસને સુખ વિનાનો થાય. ॥૬॥

### સિંહ રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

**સૂર્યની** દ્રષ્ટિ હોય તો નિર્ધન, સુખ વિનાનો, નીચ, ખોટું બોલનાર, કદરૂપો, દારૂ પિનાર, બહુ દુઃખી થાય. ॥૧॥ **ચંદ્રની,** નાના પ્રકારનાં રત્ન, ધન, જુવાન સ્ત્રી, બહુ યશ વિગેરે ભોગવનાર, રાજાને વ્હાલો થાય. ॥૨॥ **મંગળની,** હમ્મેશાં ફરનાર, ચોર, પર્વતને જંગલમાં રહેનાર, હલકો, સ્ત્રી પુત્ર વિનાનો થાય. ॥૩॥ **બુધની,** પાપી આળસુ, નિર્ધન, સ્ત્રીના કામ કરનાર, મલિન, ગરીબ થાય. ॥૪॥ **ગુરૂની,** ગામ નગરને માણસોમાં આગેવાન, ધનવાન, પુત્રવાળો, વિશ્વાસુ, સારા સ્વભાવનો થાય. ॥૫॥ **શુક્રની,** સ્ત્રીનો વેરી, રૂપવાન, ભંડારનું સુખ ભોગવનાર, ધનની સમૃદ્ધિવાળો સ્વતંત્ર થાય. ॥૬॥

### ધન ને મીન રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દ્રષ્ટિનું ફળ.

**સૂર્યની** દ્રષ્ટિ હોય તો દત્તક ( પારકા છોકરાને ) લેનાર, તે દત્તક પુત્રથી ધન પ્રસિદ્ધતા, સેવા વિગેરે ભોગવનાર, થાય. ॥૧॥ **ચંદ્રની,** માતા વિનાનો સારા સ્વભાવવાળો, બે નામવાળો સ્ત્રી ધન છોકરાવાળો થાય. ॥૨॥ **મંગળની,** વાયુનો રોગી, લોકોમાં નિંદા પામેલો, પાપી સ્વભાવવાળો, હલકો, દ્વેષ કરનાર થાય. ॥૩॥ **બુધની,** રાજા જેવો સુખી, આચાર્ય, માનવા લાયક, ધનવાન, શાંત, ભાગ્યશાળી થાય. ॥૪॥ **ગુરૂની,** રાજા કે રાજા જેવો, પ્રધાન, સેનાધિપતિ, દુઃખ વિનાનો થાય. ॥ ૫ ॥ **શુક્રની,** બે માબાપવાળો, વનને પહાડોમાં આજીવિકાવાળો, વિચિત્ર સ્વભાવવાળો, કર્મ કરનાર થાય. ॥૬॥

## મકર ને કુંભ રાશિમાં રહેલા શનિપર દરેક ગ્રહોની દૃષ્ટિનું ફળ.

**સૂર્યની** દૃષ્ટિ હોય તો રોગી, કદરૂપો, સ્ત્રી વિનાનો, પારકાનું અન્ન ખાનાર, બહુ દુઃખ સહન કરનાર, ફરનારો, ભાર ઉપાડનારો થાય. ॥૧॥ **ચંદ્રની,** ચપળ, ખોટું બોલનાર, પાપી, માને દુઃખ આપે, ખોટામાં પ્રીતિવાળો, નિર્ધન, ફરવાનું દુઃખ ભોગવનાર, થાય ॥૨॥ **મંગળની,** શૂરવીર, જોરાવર, પ્રસિદ્ધ, ગુણવાન, સારા માણસોમાં આગેવાન, તીક્ષ્ણ બુદ્ધિવાળો સાહસી થાય. ॥૩॥ **બુધની** ભાર ઉપાડનાર, તામસી, સુંદર, યાત્રા જાણનાર, થોડા ધનવાળો, સારો માણસ થાય છે. ॥૪॥ **ગુરૂની,** ગુણવાન, રાજા, યા રાજાના વંશનો, લાંબા આયુષ્યવાળો નિરોગી થાય. ॥૫॥ **શુક્રની,** ધનવાન, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ભાગ્યશાળી, સુખી, પોતે મેળવેલું દરેક સુખ ભોગવનાર થાય. ॥૬॥

એ પ્રમાણે દૃષ્ટિનું ફળ કહ્યું, તેમાં એક ગ્રહ ઉપર ઘણા ગ્રહોની દ્રષ્ટિ હોય તો તે દરેકનાં જુદેજુદાં દ્રષ્ટિ ફળ શું, તે પહેલાં તપાસવાં ને જો ઘણા ગ્રહો સારૂ ફળ આપનાર હોય, તો સારૂં ફળ મળશે. ને વધારે ગ્રહો ખરાબ ફળ આપનારા હોય તો સારૂ ફળ નહી મળતાં નઠારૂં મળશે તેમજ સારૂં કે નઠારૂં ફળ આપનાર સરખા ગ્રહો હોય તો કાંઇક સારૂં ને કાંઇક ખરાબ મીશ્ર ફળ થશે. તેમજ તે ગ્રહોમાં જો સારૂં ફળ આપનાર બળવાન ગ્રહો હશે, તો સારૂં ફળ થશે ને નઠારૂં ફળ આપનાર બળવાન હશે, તો નઠારૂં ફળ થશે. તેમજ સાથે બેઠેલા બે ગ્રહ હોય ને એક ગ્રહ નજર કરે છે ને તે બેઉ ગ્રહના ઉપર દૃષ્ટિની સારી ને માઠી અસર થાય છે. તેવે વખતે દૃષ્ટિ કરનાર, ને જેના ઉપર દૃષ્ટિ છે એ બેઉ ગ્રહમાં જે વધારે બળવાન હશે, તે ગ્રહનું ઉપરની દૃષ્ટિનું કહેલું ફળ મળશે એમ જાણવું.

---

## પ્રકરણ ૧૨ મું.

### એકથી અસંખ્ય વર્ષ જીવવાના યોગો.

**સમજ—**વર્ષ ૩૩ સુધી અલ્પાયુષ્ય કહે છે માટે નીચે લખેલા યોગોમાં વર્ષ ૩૩ સુધીમાં જેની જન્મકુંડળીમાં મરવાનો યોગ થયો હોય, પણ તેનીજ સાથે પૃષ્ટ ૧૨૭ થી ૧૨૯ સુધીમાં બતાવ્યા પ્રમાણે

રીષ્ટ ભંગયોગ થયો હોય તો તે ૩૨ વર્ષની અંદર નહિ મરતાં લાંબો વખત જીવે છે, પણ તેમાં રીષ્ટ કરનાર ગ્રહ કરતાં રીષ્ટ ભંગ કરનાર ગ્રહ બળવાન હોય તોજ મરણ નથી થતું, ને જો રીષ્ટ કરનારજ બળવાન હોય તો રીષ્ટ (મરણ) કરે એમ જાણવું.

**૧ વર્ષ જીવવાના યોગો. (ચન્દ્રિકા)**—આઠમા ઘરમાં ચંદ્ર હોય, કેન્દ્ર (૧।૪।૭।૧૦) માં પાપગ્રહો હોય, ને ચોથા ઘરમાં રાહુ હોય તો તે એક વર્ષ જીવે. ॥૧॥ (**શશવતી**)—સૂર્ય, ચંદ્ર સાથે શનિ કોઇપણ ઘરમાં હોય તો જન્મ સમયમાંજ મૃત્યુ પામે. અને બ્રહ્મ સૌર નામના આચાર્ય કહે છે કે એક વર્ષ જીવે છે. ॥૨॥

**૨ વર્ષ જીવવાના યોગો. (સારાવળી)**—વક્રગતિનો શનિ મંગળની રાશિમાં હોય તેમજ આઠમે છઠ્ઠે કે કેન્દ્રમાં બળવાન મંગળે જોયેલો ચંદ્રમા હોય તો જન્મેલો માણસ બે વર્ષ જીવે. ॥ ૧ ॥ (**જાતકાભરણ**)—બુધ સાથે ચંદ્રમા સૂર્યથી અસ્ત થઇ કેન્દ્રમાં હોય, ને તેને મંગળ શનિ જોતા હોય તો જન્મેલો બાળક, ૨, વરસે નાશ થાય, એમ વસિષ્ઠ આદિ મુનિઓ કહે છે. ॥૨॥ ક્ષીણકળાનો ચંદ્રમા લગ્નના સ્વામી થકી આઠમા ભાવમાં હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, ને શુભ ગ્રહો ન જોતા હોય તો બે વર્ષ પુરાં થયે નાશ કરે. ॥ ૩ ॥

**૩ વર્ષ જીવવાના યોગો. (સારાવળી)**—જેની જન્મકુંડળીમાં બૃહસ્પતિ મંગળની રાશિનો થઇ આઠમા ભાવમાં બેઠો હોય, ને તેને સૂર્ય, મંગળ કે શનિ જોતા હોય, ને શુક્ર ન જોતો હોય, તો તે માણસ ત્રણ વર્ષે પરલોકમાં જાય છે. ॥૧॥ ઘણો ક્ષીણ થયેલો ચંદ્રમા લગ્નના સ્વામી થકી આઠમા ભાવમાં બેઠો હોય, ને બધા પાપગ્રહો જોતા હોય, ને બધા શુભ ગ્રહો ન જોતા હોય, તો ત્રણ વર્ષે નાશ કરે છે. ॥૨॥ (**શુદ્ધમતમાં**)—ગુરૂ, બારમા ઘરમાં અથવા કેન્દ્રમાં હોય, અને લગ્નનો સ્વામી પાપગ્રહો સાથે છઠ્ઠા ત્રીજા નવમા સ્થાનમાં હોય તો બાળક ત્રણ વર્ષમાં મરે. ॥ ૩ ॥ કર્ક લગ્નમાં ચંદ્ર, મંગળ હોય, ને કેન્દ્ર (૧।૪।૭।૧૦) ને આઠમા ઘરમાં કોઈ ગ્રહ ન હોય, તો જન્મેલ બાળકનું આયુષ્ય ત્રણ વર્ષનું જાણવું. ॥૪॥ મંગળના ઘરમાં યા આઠમ ઘરમાં ગુરૂ હોય, ને સૂર્ય, ચંદ્ર, શનિ, મંગળ દેખતા હોય, અને શુક્ર ન દેખતો હોય તો ત્રણ વર્ષોમાં બાળક મરે. ॥૫॥

૪ વર્ષ જીવવાના યોગો (યોગસંગ્રહ)—છઠ્ઠા આઠમા અને પહેલા ઘરમા, શત્રુના ઘરમા, ને પાપગ્રહોની વચમાં બુધ હોય તો બાળક ચાર વર્ષમા મરે ॥૧॥ (સારાવળી)—કર્કરાશિમા રહેલો બુધ છઠ્ઠા કે આઠમા ભાવે બેઠો હોય ને ચદ્રમા જોતો હોય તો ચાર વર્ષે નાશ કરે ॥૨॥ સૂર્ય સાથે રહેલો ચદ્ર કેન્દ્રસ્થાનમા હોય ને મગળ શનિ જોતા હોય, વા યુક્ત હોય તો ચાર વર્ષે નાશ કરે છે એમ ન થાય તો અજિતનું શુ પ્રયોજન ॥૩॥

૫ વર્ષ જીવવાના યોગો (સારાવળી)—હરકોઇ ભાવમાં એક રાશિમા રહેલા સૂર્ય, ચદ્ર, મગળ ને ગુરૂથી ૧, મગળ, ગુરૂ, શનિ ને ચદ્રથી ૨, સૂર્ય, શનિ, મગળ ને ચદ્રથી ૩, ઉપર બતાવેલા ત્રણ પ્રકાર પૈકીનો ગ્રહોનો યોગ થાય તો પાચ વર્ષે મરણ નીપજે છે ॥૧॥ જે માણસના જન્મ વખતે ૧।૨।૩।૪।૫।૬।૭ આ ભાવોમા પાપગ્રહો રહ્યા હોય, અને ૭।૮।૯।૧૦।૧૧।૧૨।૧ આ ભાવોમા હરકોઇ ભાવે શુભ ગ્રહો રહ્યા હોય, ને રાહુ લગ્નમા બેઠો હોય તો તે માણસ પાચ વર્ષે મરણ પામે છે ॥૨॥ (જાતકાભરણ)—જેના જન્મકાળમા (૧) ચદ્ર, સૂર્ય, બુધ ને ગુરૂ (૨) ચદ્ર શનિ, મગળ ને શુક્ર (૩) ચદ્ર, સૂર્ય, શનિ ને મગળ ઉપર પ્રમાણે ગ્રહો ભેદા હોય તો તે બાળકનો પાંચ વર્ષે નાશ થાય ॥૩॥ (યોગસંગ્રહ)—આઠમાનો સ્વામી લગ્નમા હોય ને લગ્નનો સ્વામી આઠમા ઘરમાં હોય, તો જન્મેલું બાળક પાચ વર્ષમા મરે

૬ વર્ષ જીવવાના યોગો. (સત્યમત)—લગ્ને પોતાના ઘરમા ક્રુર ગ્રહ હોય, અથવા ચોથા દશમા ઘરમા ક્રૂર ગ્રહ હોય, તો છ વર્ષ પણ જીવતો નથી ॥૧॥ (સારાવળી) શુક્ર સૂર્ય કે ચદ્રની રાશિનો થઇ બારમા છઠ્ઠા કે આઠમા ભાવમા બેઠો હોય ને તેને બધા શુભગ્રહો જોતા હોય તો છ વર્ષે મરણ ઉપજાવે તેમા આશ્ચર્ય સમજવુ નહીં ॥૨॥

૭ વર્ષ જીવવાના યોગો—(સારાવળી) નિગડ વિહગ, ને પાશ, દ્રેષ્કાણવાળુ લગ્ન હોય ને પાપગ્રહ યુક્ત હોય, તેમ પોતાનો સ્વામી ન જોતો હોય તો સાત વર્ષે મરે ॥૧॥ કુભ સિંહ ને વૃશ્ચિકનો રાહુ લગ્નમા પાપગ્રહોએ જોયેલો હોય તો સાત વર્ષે આવરદાને તોડે છે ॥૨॥ લગ્નમા સૂર્ય મગળ ને શનિશ્વર શુક્રના ઘરમા રહ્યા હોય, ને ક્ષીણ ચદ્રમા સાતમા ભાવમા ગુરૂએ ન જોયો હોય, તો સાત વર્ષે નાશ કરે છે ॥૩॥ (જાતકાભરણ) ક્ષીણ ચદ્રમા સાતમા ભાવે રહ્યો હોય, ને શનિ મગળને

શુક્ર લગ્નમાં રહ્યા હોય, ને તેમને ગુરૂ ન જોતો હોય, તો જન્મેલો માણસ સાત વર્ષે નાશ પામે છે. ॥૪॥ (સત્યસત) ક્રૂર ગ્રહો સાથે શુક્ર લગ્નમાં હોય, તો સાત વર્ષમાં મરણ પામે છે. અથવા નિર્બળ ચંદ્ર, બારમા, અગીયારમા કે સાતમા ભાવમાં હોય, ને ગુરૂ ન દેખતો હોય, તો સાત વર્ષમાં મરે. ॥૫॥ (ચન્દ્રિકા) અસ્તને પામેલો, લગ્નનો સ્વામી પાપગ્રહની રાશિમાં હોય તો જન્મેલો કર્મભ્રષ્ટ (અધર્મી) થઈ સાત વર્ષ જીવે છે ॥૬॥ સાતમા ઘરમાં રાહુ શત્રુના ઘરમાં હોય તો સાતમા અથવા ૧૬ મા વર્ષમાં મરે. ॥૭॥

૮ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) વૃષભ લગ્ન સિવાય સ્થિર રાશિનું લગ્ન પંદર અંશથી ઉપરના ભાગનું હોય, અને પાપગ્રહો દેખતા હોય તો, તેમજ પાપગ્રહો ચોથા અથવા આઠમા સ્થાનમાં હોય, ને ક્ષીણ ચંદ્ર લગ્નમાં હોય તો આઠ વર્ષમાં મરે. ॥૧॥ લગ્નમાં ચંદ્ર અથવા મંગળ હોય, સૂર્ય સાતમા ઘરમાં હોય, અથવા સાતમા ઘરમાં સૂર્ય, નવમાંશનો સ્વામી કે રાહુ, ચંદ્ર હોય, ને ક્રૂર ગ્રહો દેખતા હોય તો આઠ વર્ષમાં મરે ॥૨॥ (ચન્દ્રિકા) લગ્ન, બીજા, બારમા, અને આઠમા એ ત્રણ સ્થાનમાં પાપગ્રહ હોય, તો દિશાએ જવાનો ગુદા ભાગ બંધ થાય છે. ને તે ગ્રહની દશા આઠમે વર્ષે હોય તો આઠમે વર્ષે મરે. ॥ ૩ ॥ (જાતકાભરણ) જ્યારે જન્મ લગ્નથકી છઠ્ઠા ને આઠમા ભાવે શુભ ગ્રહો હોય, અને નવમાને પાંચમા ભાવે પાપગ્રહો હોય, ને તેમને પાપગ્રહો જોતા હોય, તો આઠ વર્ષે મરે. ॥૪॥

૯ વર્ષ જીવવાના યોગો—(સારાવળી) મંગળ સૂર્ય સાથે ચંદ્રમા બીજાને પાંચમા ભાવે રહ્યો હોય, ને શુભગ્રહો ન જોતા હોય, તો જન્મેલા બાળકનું નવ વર્ષે મરણ નિપજાવે છે. એમાં સંદેહ કરવો નહીં. ॥૧॥ હરકોઇ ભાવે સૂર્ય શનિ સાથે રહેલો શુક્ર ગુરૂએ જોયેલો હોય, તો પણ નવ વર્ષે મરે એમાં સંદેહ ન જાણવો. ॥૨॥ ચંદ્રથકી બારમા ભાવે બેઠેલો ને ચંદ્રના નવમાંશમાં રહેલો પાપગ્રહ લગ્નનો સ્વામી હોય, ને તેને પાપગ્રહોએ જોયેલો હોય તે જન્મેલા બાળકને નવ વર્ષે નાશ કરે. ॥૩॥ (સર્વાર્થચિંતામણિ) સૂર્ય, ચંદ્ર, ને મંગળ, પાંચમા ભાવમાં રહેલા હોય, ને શુભગ્રહ જોતા કે યુક્ત ન હોય, તો નવ વર્ષે મરણ કરે છે. ॥૪॥ (જાતકાભરણ) સાતમા ભાવે ચંદ્રમા રહ્યો હોય ને લગ્નમાં આઠમા ભાવનો સ્વામી રહ્યો હોય, ને શનિ જોતો હોય, તો નવ વર્ષે રીષ્ટ કરે

છે. એમ જ્યોતિષ શાસ્ત્રને જાણનારા પૂર્વના મુનિયો કહે છે. ॥ ૫ ॥ ( યોગસંગ્રહ ) પાંચમા સ્થાનમાં રહેલા ચંદ્ર ને, મંગળ અને શનિ જોતા હોય, ને શુભ ગ્રહો ન દેખતા હોય, અથવા ચંદ્રના નવમાંશમાં લગ્નનો સ્વામી પાપગ્રહ થઇ રહ્યો હોય, ને કૃષ્ણપક્ષના ચંદ્રની દશા હોય તો ૯ વર્ષમાં મરે. ॥૬॥

૧૦ વર્ષ જીવવાનો યોગ—( યોગસંગ્રહ ) કેન્દ્ર ( ૧।૪।૭।૧૦ ) સ્થાનમાં રાહુ હોય, ને પાપગ્રહો દેખતા હોય, તો દશ વર્ષમાં મરણ પામે છે. કેટલાક આચાર્યો ૧૧ વર્ષે મરણ કહે છે. ॥૧॥

૧૧ વર્ષ જીવવાનો યોગ—(સારાવળી) સૂર્ય, ચંદ્ર સાથે રહેલો બુધ, શુભ ગ્રહોએ જોયેલો હોય, તો અગીયારમા વર્ષે નાશ કરે. કદાપિ બાળક દેવના ખોળામાં બેઠો હોય તો પણ ઉગરે નહી. ॥૧॥

૧૨ વર્ષ જીવવાના યોગ—( જાતકાભરણ ) જેના જન્મકાળમાં રાહુ સાતમા ભાવમાં બેઠો હોય, ને તેને શનિશ્વર ને સૂર્ય જોતા હોય તો, ને કોઇ શુભ ગ્રહ ન જોતો હોય તો, તે માણસ બાર વર્ષ સુધી જીવે. ॥૧॥ ( સર્વાર્થચિંતામણિ ) જન્મ રાશિને જન્મ લગ્નના સ્વામીઓ લગ્નથકી છઠ્ઠા આઠમા ને બારમા ભાવમાં સૂર્ય સાથે પડયા હોય, ને શુભ ગ્રહો જોતા કે યુક્ત ન હોય તો બાર વર્ષે યમપુરીમાં જાય છે. ॥૨॥ ચંદ્ર લગ્નનો સ્વામી સૂર્ય, થઇને શનિ સાથે લગ્નથકી આઠમા ભાવમાં રહ્યા હોય, તો બાર વર્ષે મરે. ॥૩॥ (ચન્દ્રિકા) આઠમે શનિ હોય, ને જન્મ લગ્નમાં ચંદ્ર હોય તો મહાદેવજીના રક્ષણ કરતાં છતાં બારમે વર્ષે મરે. ॥૪॥ શનિના ઘરમાં સૂર્ય, અને સૂર્યના ઘરમાં શનિ બેઠો હોય તો જન્મેલો બારમે વર્ષે મરે. ॥૫॥

૧૩ વર્ષ જીવવાનો યોગ—(સત્યમત) બારમા ઘરમાં રાહુ હોય, ને શનિ વક્રગતિપામેલો હોય તો દુષ્ટ દોષથી તેરમા વર્ષમાં મરણ પામે છે. ॥૧॥

૧૪ વર્ષ જીવવાનો યોગ—( યોગસંગ્રહ ) બુધ કે રાહુ, સાતમે કે ત્રીજે હોય તો રોગથી ચૌદ વર્ષમાં મરે છે. ॥૧॥

૧૫ વર્ષ જીવવાનો યોગ—( યોગસંગ્રહ ) પીડિત ચંદ્ર, ચોથા નવમા કે છઠ્ઠા ઘરમાં હોય, અને કેન્દ્રમાં કોઇ ગ્રહ ન હોય, તો પંદર વર્ષમાં રોગથી મરે. ॥૧॥

૧૬ વર્ષ જીવવાના યોગ—( સર્વાર્થચિંતામણિ ) જન્મ કુંડળીમાં છઠ્ઠા ને આઠમા ભાવે પાપગ્રહો હોય, ને શુભ ગ્રહોએ ન જોયેલા હોય ને આપોક્લિમ સ્થાનમાં લગ્નનો સ્વામી બેઠો હોય, તો ૧૬ વર્ષે

મરણ કહેવું. ॥૧॥ (યોગસંગ્રહ) ત્રીજા અગીયારમા ઘરમાં શનિ હોય, અને નવમા પાંચમામાં સૂર્ય હોય, ગુરૂ શુક્ર કેન્દ્રસ્થાનમાં ન હોય, તે ૧૬ વર્ષ જીવે. ॥૨॥

**૧૭ વર્ષ જીવવાનો યોગ—(યોગસંગ્રહ)** કર્ક અને કુંભ રાશિમાં સૂર્ય હોય, અને મેષ રાશિમાં શનિ, ને વરખ તુલામાં ગુરૂ બેઠો હોય, તો ૧૭ મા વર્ષમાં કોલેરાના રોગથી મરે. ॥૧॥

**૧૮ વર્ષ જીવવાના યોગ—( યોગસંગ્રહ )** આઠમાનો સ્વામી નીચ રાશિ વિશે કેન્દ્રમાં હોય, તો અઢારમા વર્ષમાં મરે. ॥૧॥ સિંહ, વૃશ્ચિક ને કુંભ લગ્ન હોય, ને રાહુ બેઠો હોય તો અઢારમા વર્ષમાં મરે. આ બાદરાયણાચાર્યનો મત છે. ॥૨॥ લગ્ન, સાતમા, ને આઠમા ઘરમાં પાપગ્રહો હોય, અથવા શુભ ગ્રહો તે ઘરોમાં નિર્બળી હોય તો અઢારમા વર્ષમાં મરે. ॥૧॥

**૧૯ વર્ષ જીવવાનો યોગ—(યોગસંગ્રહ)** કર્ક રાશિમાં મંગળ, મકર રાશિમાં સૂર્ય, અથવા શુક્ર, શનિ ને સૂર્ય હોય, ને બુધ અસ્તનો હોય, તો ૧૯ મા વર્ષમાં મરે. ॥૧॥

**૨૦ વર્ષ જીવવાના યોગ—( સર્વાર્થ ચિંતામણિ )** કેન્દ્રસ્થાનમાં પાપગ્રહો હોય ને ચંદ્રમા કેન્દ્રમાં વા છઠ્ઠા કે આઠમા ભાવમાં હોય ને શુભગ્રહો ન જોતા હોય તો તે માણસ ૨૦ વર્ષ સુધી જીવે. ॥ ૧ ॥ ( જગન્મોહન ) લગ્નનો માલિક આઠમા ઘરમાં અથવા જન્મ રાશિનો સ્વામી આઠમા ઘરમાં હોય ને શુભગ્રહો જોતા હોય, પાપગ્રહો કેન્દ્રમાં હોય તો ૨૦ વર્ષમાં મરે. ॥૨॥ લગ્નમાં મંગળ હોય, અને સૂર્ય શનિ કેન્દ્રમાં હોય ને લગ્નનો સ્વામી નિર્બળ હોય તો ૨૦ વર્ષમાં મરે. ॥૩॥ છઠ્ઠા, આઠમા ઘરમાં શનિ અને ચંદ્ર હોય, શુભગ્રહો આપોક્લિમ (૩।૬।૯।૧૨) માં હોય તો પંડિતોએ ૨૦ વર્ષનું આયુષ્ય જાણવું. ॥ ૪ ॥ રાહુ ચંદ્ર શિવાય પાપગ્રહ બીજા આઠમા અને બારમા એ ત્રણે ઘરોમાં બેઠા હોય તો ૨૦ વર્ષનું આયુષ્ય કહેવું. ॥૫॥ ( યોગસંગ્રહ ) લગ્નમાં સૂર્ય હોય અથવા ચંદ્ર ભેગો સૂર્ય હોય ને બીજા ગ્રહો સાથે હોય અથવા બીજા ગ્રહો જોતા હોય તો ૨૦ વર્ષમાં મરે. ॥૬॥ મંગળ અને સૂર્ય લગ્નમાં, ગુરૂ ચર રાશિમાં ને ચંદ્ર નવમા ઘરમાં હોય તો ૨૦ વર્ષમાં મરે. ॥૭॥ કેન્દ્ર અને આઠમા ને છઠ્ઠા ઘરમાં ચંદ્ર હોય, શુભગ્રહો આપોક્લિમમાં હોય (૩।૬।૯।૧૨) આઠમા ને છઠ્ઠા ઘરમાં ચંદ્ર હોય, તો ૨૦ વર્ષથી વધારે તેનું આયુષ્ય જાણવું. ॥૮॥

૨૧ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) લગ્નથી આઠમા ઘરમાં પાપગ્રહ હોય, કન્યા, કુંભ ને વૃષભ રાશિમાં સૂર્ય હોય, મેષ રાશિમાં શનિ, અને વૃષભ રાશિમાં બુધ હોય તો ૨૧ વર્ષમાં મરે. ॥૧॥

૨૨ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) પાપગ્રહ સાથે ગુરૂ લગ્નમાં હોય અને ચંદ્ર જોતો હોય, આઠમા સ્થાનમાં કોઇ ગ્રહ હોય તો ૨૨ વર્ષ જીવે છે. ॥૧॥ (સર્વાર્થ ચિંતામણિ) ગુરૂ સાથે સૂર્ય લગ્નમાં બેઠેલો કીટ રાશિનો હોય, ને આઠમા ભાવનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય, તો માણસ ૨૨ વર્ષ સુધી જીવે છે. ॥૨॥ રાહુ સાથે ચંદ્રમા સાતમા કે આઠમા ભાવમાં હોય ને ગુરૂ લગ્નમાં બેઠો હોય, તો તે માણસ ૨૨ વર્ષ સુધી જીવે. ॥૩॥ લગ્નને આઠમાના સ્વામી કેન્દ્રસ્થાનમાં યુક્ત હોય, અને આઠમા ભાવમાં કોઇ પણ ગ્રહ રહ્યો હોય, તેમ કેંદ્રમાં પાપગ્રહ રહ્યા હોય ને કોઈ શુભગ્રહ ન હોય તો ૨૨ વર્ષે મરણ થાય છે. ॥૪॥

૨૩ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) ચંદ્ર ચોથા ઘરમાં, રાહુ આઠમા ઘરમાં, ગુરૂ છઠ્ઠા ઘરમાં, અને શનિ સાતમા ઘરમાં હોય ને તેની સાથે પાપગ્રહ ન હોય તો ૨૩ વર્ષમાં મરણનો ભય મનુષ્યોને થાય છે. ॥૧॥

૨૪ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) છઠ્ઠા અને બારમા ઘરમાં બેઠેલા રાહુને ચંદ્ર દેખતો હોય, શત્રુના નવમાંશમા પાપગ્રહ હોય, તો ૨૪ વર્ષમાં મરે. ॥૧॥ (સર્વાર્થ ચિંતામણિ) આઠમાનો સ્વામી નવમામાં બીજામાં કે લગ્નમાં રહ્યો હોય, ને લગ્નનો સ્વામી આઠમા ભાવે પાપગ્રહ સાથે હોય, તો શુભગ્રહની દૃષ્ટિ હોવા છતાં પણ ૨૪ વર્ષ સુધી જીવે છે. ॥૨॥

૨૫ વર્ષ જીવવાના યોગો—(યોગસંગ્રહ) શનિની રાશિનો નવમાંશમાં કેતુ હોય, અને તે કેતુ જન્મ લગ્નમાં બેઠો હોય તો તે પુરૂષને હાડકું વાગવાથી ૨૫ વર્ષમાં મરે. ॥૧॥ નીચના નવમાંશમાં આઠમા સ્થાન વિશે ચંદ્ર બેઠો હોય, અને મંગળ, શનિ દેખતા હોય તો ૨૫ વર્ષનું આયુષ્ય જાણવું ॥૨॥ (સર્વાર્થ ચિંતામણિ) બે પાપગ્રહના મધ્યમાં લગ્નનો સ્વામી રહ્યો હોય, ને કોઇ શુભગ્રહ સાથે ન હોય, ને પિતાના જન્મ લગ્નનું જન્મ લગ્ન હોય, તો તે માણસ ૨૫ વર્ષે યમ લોકને પામે છે. ॥૩॥

**૨૬-૨૭ વર્ષ જીવવાના યોગો**—( સર્વાર્થ ચિંતામણિ: ) શત્રુની રાશિનો શનિ લગ્નમાં બેઠો હોય, ને આપોક્લિમ સ્થાનમાં શુભગ્રહો રહ્યા હોય, તો ૨૬ વા ૨૭ વર્ષમાં મરે. ॥૧॥ લગ્નને આઠમાના સ્વામીનો યોગ હોય, અને તે પાપગ્રહોજ હોય, તેમની સાથે કોઈ શુભગ્રહ ન હોય તો ૨૭ વરસે મૃત્યુ કરે. ॥૨॥ લગ્નનો સ્વામી ને આઠમાનો સ્વામી જે ભાવમાં પડયા હોય, ને તેમના મધ્યમાં ચંદ્રમા આવતો હોય ને બારમે ગુરૂ હોય, તો ૨૭ કે ૩૦ વર્ષે મરે ॥૩॥ (યોગસંગ્રહ) લગ્ન, સાતમા, આઠમા, બારમા, છઠ્ઠા, ઘરને વિશે પાપગ્રહો સાથે કે પાપગ્રહોની દૃષ્ટિવાળો ચંદ્ર હોય તો ૨૬ વર્ષમાં મરે. ॥૪॥ લગ્ન, સાતમા, આઠમા, બારમા તથા નવમા સ્થાનમાં પાપીગ્રહ સાથે ચંદ્ર હોય તો ૨૭ વર્ષમાં મરે. ॥૫॥ હોરા અને આઠમાનો સ્વામી ચલિત કુંડળીમાં કેન્દ્ર અને આઠમા સ્થાનમાં હોય, તેના સાથે પાપગ્રહ બેઠો હોય તો ૨૭ મા વર્ષમાં મરે. ॥૬॥ ગુરૂ પોતાના દ્રેષ્કાણમાં બેઠો હોય તો તે પુરૂષનું ૨૭ વર્ષનું આયુષ્ય જાણવું. લગ્નનો સ્વામી ને આઠમા ઘરનો સ્વામી આઠમા ઘરમાં હોય તો પંડિતો કહે છે કે તે માણસ ૨૭ વર્ષ જીવે છે. ॥૭॥

**૨૮ વર્ષ જીવવાના યોગો**—( સર્વાર્થ ચિંતામણિ: ) પાપગ્રહો લગ્ન આઠમા કે સાતમા ભાવોમાં હોય, ને શુભગ્રહો કેંદ્રથી બહાર હોય, આ યોગમાં જન્મ થાય તો ૨૮ વરસે મરે. ॥ ૧ ॥ આઠમા ભાવનો સ્વામી પાપગ્રહ હોય, ને તેને ગુરૂ ને પાપગ્રહ જોતા હોય વા લગ્નનો સ્વામી આઠમા ભાવમાં રહ્યો હોય તો ૨૮ વર્ષમાં મરે છે. ॥૨॥ (યોગ-સંગ્રહ ) સૂર્ય અને મંગળ બારમા ઘરમાં ચંદ્ર અને શનિ લગ્નમાં હોય ને. લગ્નને બુધ દેખતો હોય, તો તે માણસ ૨૮ વર્ષમાં મરે. ॥ ૩ ॥ સૂર્ય, ચંદ્ર અને રાહુ લગ્નમાં બેઠા હોય. ને ગુરૂ બીજા ઘરમાં બેઠો હોય તો ૨૮ વર્ષમાં મરે. ॥૪॥

**૨૯ વર્ષ જીવવાના યોગો**—( યોગ સંગ્રહ ) સૂર્ય દશમા ઘરમાં બેઠો હોય અને બધા પાપગ્રહો દેખતા હોય તો ૨૯ મા વર્ષમાં વજ્રના પડવાથી મરે. ॥૧॥ ( સર્વાર્થ ચિંતામણિ: ) ચંદ્રમા શનિનો સંબંધી થઈ આઠમે હોય, સૂર્ય પણ આઠમે હોય તો ૨૯ વર્ષનું આયુષ્ય હોય છે. ॥૧॥

**૩૦ વર્ષ જીવવાના યોગો**—( યોગસંગ્રહ ) મંગળ લગ્નમાં હોય ને શુભગ્રહો ન દેખતા હોય અથવા છઠ્ઠે, આઠમે શનિની સાથે મંગળ હોય તો ૩૦ મા વર્ષમાં તાવ આવવાથી મરણ પામે છે. એમાં કંઈ

નવાઇ નથી. ॥૧॥ બુધ કેન્દ્રમા હોય, આઠમા ઘરમા કોઇ પણ ગ્રહો ન હોય તો ૩૦ વર્ષમા મરે ને શનિ દેખતો હોય તો ૪૦ વર્ષનું આયુષ્ય જાણવુ, ॥૨॥ શુક્ર સાથે ગુરુ ચોથા ઘરમા અને મિત્રની રાશિમા ચદ્ર સાતમે હોય તો હાથી, ઘોડાવાળો થઇ ૪૦ વર્ષ સુધી જીવે છે ॥૩॥ ( શુક્રમત ) બીજા કે બારમા ઘરમાં ગુરુ, શત્રુગ્રહ સાથે બેઠો હોય, અ થવા સાતમા કે આઠમા ઘરમાં શત્રુગ્રહ સાથે બેઠો હોય, તો ૩૦ વર્ષનું આયુષ્ય ભોગવે છે. ॥૪॥ ચદ્ર પોતાના ઘરમા આઠમા સ્થાનમા યા પાપ ગ્રહ કેન્દ્ર અથવા આઠમા સ્થાનમા હોય, લગ્નનો સ્વામી નિર્બળો હોય તો ૩૦ વર્ષનું આયુષ્ય જાણવુ ॥૫॥ કેન્દ્રમા સૂર્ય શિવાયના કોઇ ગ્રહ શુભગ્રહ સાથે હોય ને આઠમા સ્થાનમા કોઈ ગ્રહ હોય તો ૩૦ વર્ષ જીવે છે ॥૬॥ ( સર્વાર્થ ચિંતામણિ ) લગ્ન થકી બારમા ભાવમાં બુધ સાથે ચદ્રમા બેઠો હોય આઠમાનો સ્વામી કેદ્રસ્થાનમા શુભગ્રહ સાથે હોય વા શુભગ્રહોએ જોયેલો હોય, ને નિર્બળ હોય તો તે માણસનું પરમાયુ ષ્ય ૩૦ વરસનું જાણવુ ॥૭॥ આઠમા ભાવનો સ્વામી લગ્નમા હોય, ને લગ્નેશ નિર્બળ હોય તો આ માણસ ૩૦ વરસ જીવે છે ૩૦ ઉપર જઇ શકતો નથી ॥૮॥ ચદ્રમા ને લગ્નનો સ્વામી નિર્બળ થઇ આપોક્લિમ સ્થાનમા રહ્યા હોય ને પાપગ્રહોએ જોયેલા હોય તો માણસ ૩૦ વરસ જીવે છે ॥૯॥

**૩૧ વર્ષ જીવવાના યોગો**—( શુક્રમત ) બારમા ઘરમા રહેલા ક્ષીણ ચદ્રમાને શુભ ગ્રહો ન જોતા હોય, યા ક્ષીણ ચદ્ર પહેલા ને આઠમા ઘરમાં પાપગ્રહો સાથે બેઠો હોય, તો અદેખાઇ કરનાર, બહુ બળવાન, મહિમાવાળો, ૩૧ વર્ષ જીવનારો મુનિઓએ કહ્યો છે ॥ ૧ ॥ જન્મ વખતે પાપગ્રહોના વચમા લગ્નમા સૂર્ય હોય, ત્યારે તે માણસ ૩૧ વર્ષ જીવે છે ॥૨॥

**૩૨ વર્ષ જીવવાના યોગો**—( સર્વાર્થ ચિંતામણિ ) ક્ષીણ ચદ્રમા સૂર્ય સાથે હરકોઈ ભાવમા હોય, આઠમા ભાવનો સ્વામી કેદ્રસ્થાનમા હોય, આઠમા ભાવમા પાપગ્રહ હોય, અને લગ્નમાં બેઠેલો કોઈ ગ્રહ નીર્બળ હોય, તો તે માણસ ૩૨ વર્ષે મરે ॥૧॥ ( શુક્રમત ) લગ્નમા રાહુ ને કેન્દ્રમા ચદ્ર હોય તો ૩૨ વર્ષ પુરા થયેથી મરણ થાય છે ॥૨॥ આઠ માનો સ્વામી કેન્દ્રમાં અને લગ્નનો સ્વામી નિર્બળો હોય, પાપગ્રહ સાથે કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો ૩૨ વર્ષમા મરે ॥૩॥ ચદ્ર લગ્નમાં, સૂર્ય અગીયારમા સ્થાનમાં, ને શનિ બારમા ઘરમાં હોય, ને પાપગ્રહો સાથે

શુભ ગ્રહોની દૃષ્ટિ રહિત હોય, તો ૩૨ વર્ષમાં મરે. એમ મુનિઓ કહે છે. ॥૪॥ (જાતકસંગ્રહ) ચંદ્ર આપોક્લિમ (૩।૬।૯।૧૨)માં હોય, અથવા લગ્નનો સ્વામી હોય, ને નિર્બળી પાપગ્રહ જોતો હોય તો ૩૨ વર્ષ જીવે છે. ॥૫॥

**૩૩-૩૪ વર્ષ જીવવાના યોગો**—(સર્વાર્થચિંતામણિ) મંગળના ઘરનો ચંદ્રમા લગ્નમાં બેઠો હોય, ને તેને પાપગ્રહ જોતા હોય, અને કેંદ્ર શિવાય શુભ ગ્રહો રહ્યા હોય, તો માણસ ૩૩ વર્ષ સૂધી જીવે છે. ॥૧॥ આઠમા ભાવનો સ્વામી પાપગ્રહ ચંદ્ર સાથે કેંદ્ર સ્થાનમાં વા ત્રિકોણમાં બેઠા હોય, ને દશમા ભાવમાં બેઠેલા પાપગ્રહો જોતા હોય તો તે માણસ ૩૩ વર્ષ જીવી શકે છે. ॥૧॥ લગ્નમાં શનિ ને ચંદ્રમા હોય, ને કુંભરાશિનો મંગળ હોય, તો તે માણસ ૩૩ વર્ષે મરણ પામે છે. ॥૩॥ (જાતક-સંગ્રહ) રાહુ ચોથા ઘરમાં મંગળ સાતમા ઘરમાં ને ચંદ્ર લગ્નમાં યા ચંદ્ર પાપગ્રહોના વચમાં હોય તો ૩૩ વર્ષ જીવે છે. ॥૪॥ મંગળ વૃષભ રાશિમાં ને ગુરૂ ત્રીજા ઘરમાં હોય, બુધ છઠ્ઠા યા આઠમા ઘરમાં ને શુક્ર સાતમા ઘરમાં હોય તો તેને કાલ દંડ યોગ મુનિઓએ કહ્યો છે. ॥૫॥ આ યોગમાં જન્મેલો જ્ઞાતિવાળાં પાસેથી તિરસ્કાર પામનાર, મુંગો, મુંગી સ્ત્રીવાળો, ૩૪ વર્ષ જીવનારો થાય. ॥૬॥

**૩૫ વર્ષ જીવવાના યોગો**—(જાતકસંગ્રહ) મંગળ નીચ રાશિમાં આઠમે કે બારમે હોય, અને રાહુ પાંચમા ઘરમાં બેઠો હોય, તો ૩૫ વર્ષ જીવતો નથી. ॥૧॥ સૂર્ય, શત્રુ રાશિમાં બીજા ઘરમાં બેઠો હોય, અને આઠમા બારમા ઘરમાં મંગળ હોય, તો ૩૫ વર્ષમાં મરે. ॥૨॥

**૩૬ વર્ષ જીવવાના યોગો**—(સર્વાર્થચિંતામણિ) ગુરૂ શુક્ર કેંદ્ર સ્થાનમાં બેઠા હોય, ને લગ્નનો સ્વામી પાપગ્રહ સાથે આપોક્લિમમાં હોય, ને સંધ્યાકાલ વખતે જન્મ હોય તો ૩૬ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૧॥ નિર્બળ સૂર્ય શત્રુની રાશિનો થઈ બે પાપગ્રહોના મધ્યમાં લગ્નમાં બેઠો હોય, ને શુભગ્રહો ન જોતા હોય, તો ૩૬ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૨॥ ચંદ્ર ને મંગળ લગ્નમાં બેઠા હોય, ને શુભ ગ્રહો કેંદ્રમાં કે આઠમા ભાવમાં ન હોય, ને કેતુ લગ્નમાં હોય, તો ૩૬ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૩॥ (જાતકસંગ્રહ) એક રાશિમાં યા એક નક્ષત્ર વિશે પાંચ ગ્રહો બેઠા હોય, અથવા સૂર્ય સાથે બેઠા હોય તો તે પુરૂષ ૩૬ વર્ષ જીવે છે. ॥૪॥ લગ્નમાં બારમા સ્થાનમાં ને દશમા ઘરમાં જો પાપગ્રહ ન હોય, તો યમ નામનો યોગ થાય છે. તે પુરૂષનું ૩૬ વર્ષમાં મરણ કરે છે. ॥૫॥ (શુકમત)

પાપગ્રહોના વચમાં શત્રુના ઘરમાં લગ્ન વિશે સૂર્ય બેઠો હોય તો રોમની પીડાથી ૩૬ વર્ષ સુધી આયુષ્ય ભોગવે છે. ॥૬॥

**૩૭ વર્ષ જીવવાનો યોગ**—( શુકમત ) ચંદ્રમા પાપગ્રહોના વચમાં હોય, ને મંગળ સાતમા ઘરમાં હોય, તો કાળ દંડ યોગ થાય છે તેથી ૩૭ વર્ષમાં મરે. ॥૧॥

**૩૮ વર્ષ જીવવાના યોગો**—( શુકમત ) આઠમા છઠ્ઠા અને દશમા ઘરમાં ક્રૂર ગ્રહ હોય, ને સૂર્ય સાતમા સ્થાનમાં હોય, તે પુરૂષ ૩૮ વર્ષમા અગ્નિથી મરે. ॥૧॥ મંગળ દશમા ઘરમા ને રાહુ લગ્નમા યા નવમા કે આઠમા ઘરમા હોય, ગુરૂ છઠ્ઠા ને શુક્ર બારમા ઘરમાં હોય, તો વજ્ર નિપાતયોગ થાય છે. ॥૨॥ વજ્રયોગમા જન્મેલો સ્ત્રીમા આસક્ત મન વાળો, પ્રતાપવાળો, શરમ વિનાનો, કુળની ધજારૂપ, ૩૮ વર્ષમા શસ્ત્રથી મરણ પામનાર થાય છે. ॥૩॥

**૩૯ વર્ષ જીવવાનો યોગ**—(શુકમત) સૂર્ય સાથે રાહુ બેઠો હોય ને સર્વે પાપગ્રહો જોતા હોય તો શસ્ત્ર વિષ ને અગ્નિથી ૩૯ વર્ષમા મરે. ॥૧॥

**૪૦ વર્ષ જીવવાના યોગો**—( શુકમત ) ચંદ્ર કેન્દ્રમાં હોય, ને આઠમા ઘરમા ગ્રહ ન હોય તો ૩૦ વર્ષનું આયુષ્ય ને શુભગ્રહો જોતા હોય તો ૪૦ વર્ષ જીવે. ॥૧॥ ગુરૂ ત્રીજા, ને અગીયારમા ઘરમા, શુક્ર નવમા ને પાચમા ઘરમા હોય તો ૮૦ વર્ષ જીવે ને પાપગ્રહો જોતા હોય તો ૪૦ વર્ષ જીવે છે. ॥૨॥ મંગળ બીજા ઘરમા, શુક્ર સાતમા ઘરમાં હોય તો કાનાગ્નિ નામનો યોગ થાય છે તે નાશનું કારણ છે. આ યોગમાં જન્મેલો મનુષ્ય ખર્ચ અને શોકવડે વિહ્વળ, વ્યભિચારી થાય છે ॥૩॥ આ યોગમા જન્મેલો નિર્ધન, આધળો, સ્ત્રી પુત્ર વિનાનો, ૪૦ વર્ષે સ્ત્રીથી મરણ પામે છે. ॥૪॥ આઠમાનો સ્વામી લગ્નમા સ્થિર રાશિમા હોય તો તે ૪૦ વર્ષમા મરે ॥૫॥ બળવાન બુધ કેન્દ્રમા હોય, ને શુભ ગ્રહો જોતા હોય, અને આઠમા સ્થાનમાં કોઈ ગ્રહ ન હોય, તો ૪૦ વર્ષ જીવે છે. ॥૬॥

**૪૧ વર્ષ જીવવાનો યોગ**—( શુકમત ) લગ્ન પાપગ્રહોના વચમાં લગ્ન યા બારમા ઘરમા પાપગ્રહ હોય, તો શૃંખાલને શ્વાનયોગ થાય છે તે મરણ ૪૧ વર્ષે નીપજાવે છે. ॥૧॥

**૪૨ વર્ષ જીવવાનો યોગ**—( શુકમત ) ક્ષીણ ચંદ્ર લગ્નમા ને પાપ ગ્રહો કેન્દ્ર યા આઠમા ઘરમાં હોય, તો દુઃખ ભોગવી ૪૨ વર્ષમા મરે ॥૧॥

રાહુ, નવમાંશમાં સિંહ રાશિનો હોય, ને ચંદ્રને પાપગ્રહો દેખતા હોય, કેન્દ્રમાં કોઈ શુભ ગ્રહ ન હોય, તો ૪૨ વર્ષ જીવે છે. ॥૨॥

**૪૩ વર્ષ જીવવાનો યોગ**—(**શુક્રમત**) સૂર્ય લગ્નમાં ગુરૂ આઠમા ઘરમાં ને શુક્ર તુલા કે વૃશ્ચિક રાશિમાં હોય, તો પુરૂષ ૪૩ વર્ષમાં મરણ પામે છે. ॥૧॥

**૪૪ વર્ષ જીવવાના યોગો**—(**શુક્રમત**) બારમા આઠમા સ્થાનમાં ગુરૂ, સૂર્ય બારમા ઘરમાં હોય, ને લગ્નમાં ચંદ્ર હોય તો ૪૪ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૧॥ આઠમા ઘરનો સ્વામી કેન્દ્રમાં હોય, ને મંગળ લગ્નમાં હોય, અથવા સૂર્યથકી ત્રીજા છઠ્ઠા ઘરમાં મંગળ હોય તો ૪૪ વર્ષ જીવે છે. ॥૨॥ (**સર્વાર્થચિંતામણિઃ**) લગ્નમાં શનિ ઉચ્ચનો હોય, ને બૃહસ્પતિ સાતમા ભાવે હોય, વા શનિ દશમા ભાવે હોય, તો આ યોગમાં જન્મેલો માણસ ઘણા ધનવાળો ને બહુ શાસ્ત્ર જાણનાર ૪૪ વર્ષે મરણ પામે છે. ॥૩॥ પાપગ્રહ સાથે લગ્નનો સ્વામી આઠમા ભાવે બેઠો હોય, ને શુભગ્રહો કેંદ્ર બહાર પડયા હોય તો આવા યોગમાં જન્મેલો માણસ ૪૪ વર્ષે નાશ થાય એમ શાસ્ત્રમાં કહેલું છે. ॥૪॥

**૪૫ વર્ષ જીવવાના યોગો**—(**શુક્રમત**) સૂર્ય, લગ્ન કે આઠમા ઘરમાં હોય, ને મંગળ શનિ બારમા ઘરમાં હોય, તો તેનું મરણ મુનિઓએ ૪૫ મા વર્ષે કહ્યું છે. ॥૧॥ (**સર્વાર્થચિંતામણિ**) પાપગ્રહ સાથે લગ્નનો સ્વામી આઠમા ભાવમાં બેઠો હોય, ને પાપગ્રહ સાથે આઠમાનો સ્વામી છઠ્ઠા ભાવે બળવાન થઈ બેઠો હોય, યા શુભગ્રહની દ્રષ્ટિ (નજર) રહિત હોય, તો માણસ ૪૫ વર્ષે મરે. ॥૨॥

**૪૬ વર્ષ જીવવાનો યોગ**—(**શુક્રમત**) શનિ લગ્નમાં, મંગળ આઠમા ઘરમાં, ચંદ્ર બારમા ઘરમાં હોય, અને કેતુ સાથે પાપગ્રહો હોય તો ૪૬ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૧॥

**૪૭ વર્ષ જીવવાના યોગો**—(**સર્વાર્થચિંતામણિ**) સંપૂર્ણ કળાનો ચંદ્રમા શુભગ્રહોએ જોયેલો મેષ રાશિમાં લગ્ને બેઠો હોય, ને પાપ ગ્રહ ન જોતા હોય તો આ યોગમાં જન્મેલો રાજા થાય ને સુખ વિલાસો ભોગવીને ૪૭ વર્ષે મરણ પામે. ॥૧॥ (**શુક્રમત**) કેન્દ્રમાં સર્વે પાપગ્રહો હોય, ને ચંદ્રમા પાપગ્રહ સાથે બેઠો હોય, તે માણસ ૪૭ મા વર્ષમાં પાડાથી મરણ પામે છે. ॥૨॥

૪૮ વર્ષ જીવવાના યોગો—(શુકમત) ચંદ્ર, વર્ગોત્તમ નવમાં શમા લગ્ને બેઠો હોય (જન્મ કુંડળીમા જે રાશિનો હોય, તેજ રાશિનો નવમાંશમાં હોય) લગ્નમાં પાપગ્રહ ન હોય અને શુભગ્રહો નિર્બળી હોય તો ૪૮ વર્ષ જીવે છે. ॥૧॥

૫૦ વર્ષ જીવવાના યોગો—(શુકમત) શુક્ર સાથે ગુરુ ચોથા ઘરમા ને વૃષભ રાશિમાં ત્રીજે, પાચમે, મગળ, શનિ સાથે બેઠો હોય, ચોથા ને અગીયારમા સ્થાનમા ચંદ્ર હોય, તે મુનિઓએ રાજ હસયોગ કહેલો છે ॥૨॥ રાજ હસયોગમાં જન્મેલો વેપારથી સુખી, ગોરા શરીર વાળો, રાજા થઈ ૫૦ વર્ષ જીવે છે ॥૨॥ ગુરુ ચોથા, સૂર્ય દશમા, શુક્ર નવમા, અને ચંદ્ર અગીયારમા ઘરમાં હોય, તો નૃપાસન નામનો યોગ થાય છે ॥૩॥ આ યોગમા જન્મેલો પ્રસિદ્ધ, ધનવાન, વિદ્યાવાળો, ભોગી ૫૦ વર્ષ જીવનાર થાય છે ॥૪॥ (વૃદ્ધવચન) ત્રીજા ને અગીયારમા સ્થાનમા ગુરુ, ને નવમા અને પાચમામા શુક્ર હોય, તો ૫૦ વર્ષ જીવનારો થાય, નીચ રાશિમા હોય તો ૨૫ વર્ષ જીવે છે ॥૫॥ એક પણ બળવાન શુભગ્રહ કેન્દ્રમા હોય, યા બુધ પોતાની ઉચ્ચ રાશિમા શુભમાં કે મિત્રના ઘરમા કેન્દ્રમા હોય, ને સાતમા ઘરમા ચંદ્રપર ગુરુની દૃષ્ટિ હોય, તો બુદ્ધિમાન સારા મિત્રોની સોબત કરનાર, કાર્તિવાળો, પોતાના કુળમાં મોટો, માયાવી, જુગાર રમવામા કુશળ, ૫૦ વર્ષ જીવનાર થાય છે ॥૬॥ ॥૭॥૮॥ (શુકમત) લગ્નનો સ્વામી આઠમા ઘરના નવમાંશ ને આઠમા ઘરનો સ્વામી લગ્નના નવમાશમા હોય, અને પાપગ્રહો સાથે બેઠા હોય તો તે માણસ ૫૦ વર્ષ જીવે છે ॥૯॥ દશમાં, ચોથા, આઠમા, બારમા ને પહેલા ઘરમા બુધ હોય, ગુરુ અને શુક્ર એક રાશિમા હોય, તો તે પુરૂષ ૫૦ વર્ષ જીવે છે

૫૨ વર્ષ જીવવાના યોગો—(શુકમત) લગ્નમાં ધન રાશિમા ને ચોથા ઘરમાં જો શુભગ્રહ હોય, તો તે માણસોની કીર્તિને વધારનારો અર્ધચન્દ્ર નામનો યોગ થાય છે ॥૧॥ આ યોગમાં જન્મેલો પુરુષ સારી કીર્તિવાળો ધનવાન, સેકડો સ્ત્રીઓથી ઘેરાયેલો ૫૨ વર્ષ જીવનારો થાય છે

૫૨ વર્ષ જીવવાના યોગો—(શુકમત) રાહુ સાથે સૂર્ય લગ્નમાં, મગળ દશમા કે છઠ્ઠા ઘરમા અને શનિ બારમા ઘરમાં હોય તો નૃપ નામનો યોગ થાય છે ॥૧॥ આ યોગમા જન્મેલો પ્રસિદ્ધ, ગુણવાન, ભાષણ કરનાર, ધનવાન, શૂરવીર, ૫૨ વર્ષ જીવનાર થાય છે ॥૨॥ મીન

રાશિનું લગ્ન હોય, આઠમા ને બારમા ઘરમાં શનિ હોય, તે યોગમાં જન્મેલો ૫૨ વર્ષ જીવે છે, ॥૩॥ (સર્વાર્થચિંતામણિઃ) શનિશ્ચર કોઇ પણ ગ્રહ સાથે લગ્નમાં બેઠો હોય, ને ચંદ્રમા બારમા વા આઠમા ભાવમાં બેઠો હોય, તો આ યોગમાં જન્મેલો માણસ વેદાંતના જ્ઞાનમાં ઉત્તમ ને સારાં લક્ષણવાળો, ચોખ્ખા મનવાળો હોય છે. ને તેનું મરણ ૫૨ વર્ષે થાય. ॥૪॥

**૫૩ વર્ષ જીવવાનો યોગ**—(શુક્રમત) સૂર્ય મેષ રાશિમાં, ચંદ્ર વૃષભ રાશિમાં ને ગુરૂ લગ્નમાં હોય, તો ગજેન્દ્ર નામનો યોગ થાય છે. તે ૫૩ વર્ષ જીવે. ॥૧॥

**૫૪ વર્ષ જીવવાનો યોગ**—(શુક્રમત) ગુરૂ કર્ક રાશિમાં, શુક્ર મીન રાશિમાં ને ચંદ્ર દશમા ઘરમાં હોય તો સ્વર્ણછત્ર નામનો યોગ થાય છે. આ યોગમાં જન્મેલો પુરૂષ રાજા જેવા ધર્મવાળો, ધનવાન, પુત્રવાન, જ્ઞાની અને ૫૪ વર્ષ જીવનારો થાય છે. ॥૧॥

**૫૫ વર્ષ જીવવાના યોગો**—(જાતકસંગ્રહ) લગ્નમાં દ્વિઃસ્વભાવ રાશિ હોય, અને શનિ ત્યાં બેઠો હોય, બારમાનો સ્વામી નિર્બળી થઇ આઠમા સ્થાનમાં હોય તો ૫૫ વર્ષ જીવે. ॥૧॥ પાપગ્રહો સાથે સૂર્ય લગ્નમાં હોય, ચંદ્ર દશમા ઘરમાં ને ગુરૂ કેન્દ્રમાં હોય તો તેનું મરણ ૫૫ વર્ષમાં જાણવું. ॥૨॥

**૫૬ વર્ષ જીવવાનો યોગ**—(જાતકસંગ્રહ) બળવાન શુક્ર લગ્નમાં બુધ સાથે હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિ હોય, તો ૫૬ મા વર્ષમાં મરે. ॥૧॥

**૫૭-૫૮ વર્ષ જીવવાના યોગો**—(જાતકસંગ્રહ) લગ્નનો સ્વામી લગ્નમાં યા કેન્દ્રમાં હોય, ને શુભગ્રહો જોતા હોય તો ૫૭ વર્ષ જીવે છે. ॥૧॥ (સર્વાર્થચિંતામણિ) ધન રાશિનો બૃહસ્પતિ લગ્નમાં બેઠો હોય, ને રાહુ સાથે મંગળ આઠમા ભાવે બેઠો હોય, તો ૫૭ વર્ષમાં મરણ કરે છે. આઠમાનો સ્વામી સાતમા ભાવે હોય, ને પાપગ્રહ સાથે ચંદ્રમા છઠ્ઠા કે આઠમા ભાવે હોય, તો ૫૮ વરસે મરે. ॥૨॥ (જાતકસંગ્રહ) બુધ શત્રુના ઘરમાં, ચંદ્રમા અને પાપગ્રહ સાથે બેઠો હોય તો મહીશ નામનો યોગ થાય છે. તે યોગમાં જન્મેલો ૫૮ વરસે મરે. ॥૩॥

**૫૯ વર્ષ જીવવાનો યોગ**—(જાતકસંગ્રહ) રાહુ ને સૂર્ય આઠમા ઘરમાં હોય, તો દુઃખ ને રોગ આપનારા છે. પાપગ્રહનો આશ્રય કરી રહ્યા હોય તો ૫૯ મા વર્ષમાં મરે. ॥૧॥

**૬૦ વર્ષ જીવવાના યોગો**—(જગન્મોહન) લગ્નના સ્વામીથી

પાપગ્રહો છઠ્ઠા આઠમા કે બારમા ઘરમાં હોય, સાતમા આઠમા ઘરમાં ગુરૂ હોય તો તે માણસ ૬૦ વર્ષ જીવે છે. ॥૧॥ કેન્દ્રમાં પાપગ્રહો હોય, અને લગ્નનો સ્વામી પાપગ્રહો સાથે બેઠો હોય, લગ્નમાં ગુરૂ ન હોય તો તે ૬૦ વર્ષ જીવે છે. ॥૨॥ ત્રીજા અને અગીયારમા ઘરમાં શુક્ર, નવમા પાંચમા ઘરમાં ચંદ્ર હોય તો તે માણસ ૬૦ વર્ષમાં મરણ પામનાર કોઢનો રોગી થાય છે. ॥૩॥ કેન્દ્રમાં પાપગ્રહો હોય, લગ્નનો સ્વામી પાપગ્રહો સાથે ન બેઠો હોય, અને પાંચમા ઘરમાં પાપગ્રહો બેઠા હોય તો તે ૬૦ વર્ષ જીવે છે. ॥૪॥ પાપગ્રહની રાશિ અને નવમાંશમાં શુભ ગ્રહો કેન્દ્રમાં હોય, તેનું ૮૦ વર્ષનું આયુષ્ય જાણવું. ને તેઓ સાથે પાપગ્રહો હોય તો ૬૦ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૫॥ (જાતકભૂષણ)—બુધ ગુરૂ શુક્ર પોતાના ઘરમાં હોય, ચંદ્ર ઉચ્ચ રાશિનો હોય, અને બળવાન લગ્નનો માલિક લગ્નમાં હોય તો તે માણસનું ૬૦ વર્ષનું આયુષ્ય જાણવું. ॥૬॥ પોતાની રાશિ વિશે ચંદ્રમા લગ્નમાં હોય, શુભ ગ્રહ સાતમે હોય તો જન્મેલો ૬૦ વર્ષ જીવે છે. ॥૭॥ પોતાની રાશિમાં શુભ ગ્રહોને વૃષભ રાશિમાં ચંદ્ર હોય તો ૬૦ વર્ષ જીવે છે. એમ મુનિઓએ કહ્યું છે. ॥૮॥ જન્મ રાશિનો સ્વામી સૂર્ય સાથી, લગ્નનો સ્વામી આઠમા ઘરમાં અને ગુરૂ કેન્દ્રમાં હોય, તો ૬૦ વર્ષ જીવે છે. ॥૯॥ આઠમા ભાવ સિવાય બીજા ઘરોમાં શુભ ગ્રહો બેઠા હોય, અને પાપગ્રહો સાથે લગ્નનો સ્વામી ૬।૮।૧૨ મા ભાવમાં હોય તો તેનું આયુષ્ય ૬૦ વર્ષનું જાણવું. ॥૧૦॥ (સર્વાર્થચિંતામણી) આઠમાના સ્વામી સાથે બૃહસ્પતિ લગ્નમાં બેઠો હોય, વા કુંભ રાશિનો બૃહસ્પતિ પાપગ્રહ સાથે કેન્દ્રમાં હોય, તો આ યોગમાં જન્મનાર માણસ શાસ્ત્રના અર્થને જાણનાર, ચોખ્ખા મનનો, ને પવિત્ર આચરણવાળો ૬૦ વર્ષે મરણ પામે. ॥૧૧॥ લગ્નમાં શનિશ્ચર હોય, ચોથે ચંદ્ર હોય, સાતમે મંગળ ને દશમે સૂર્ય આ ગ્રહો શુક્ર, ગુરૂ કે બુધ સાથે હોય, તો આ યોગવાળો માણસ રાજા થાય, ને લોકમાં કીર્તિ મેળવી ૬૦ વરસે મરણ પામે છે. ॥૧૨॥ લગ્નમાં શુક્ર બેઠો હોય, તેને બુધ, ગુરૂ ને ચંદ્રમા જોતા હોય, તો આ યોગમાં જન્મેલો માણસ રાજા ને ધનવાન થાય છે. તથા પાંચમા ભાવે બૃહસ્પતિ બેઠો હોય, ને બુધ, ગુરૂ ને ચંદ્ર જોતા હોય તો પણ ઉપર પ્રમાણે રાજા ને ધનાઢ્ય હોય છે ને ૬૦ વર્ષ જીવે છે. ॥૧૩॥ લગ્નમાં શુક્ર બેઠો હોય, ને કેન્દ્રસ્થાનમાં બુધ શનિ બેઠા હોય, ને ત્રીજા ને અગીયારમા ભાવે ગ્રહ ઉચ્ચના ગ્રહો બેઠા હોય, તો આ યોગમાં જન્મેલો માણસ રાજા હોય ને ૬૦ વર્ષ જીવનાર થાય છે. ॥૧૪॥

૬૧ વર્ષ જીવવાનો યોગ—( જાતકભૂષણ ) બુધ, ગુરૂ, શુક્ર, શનિ ક્રમથી લગ્ન બીજા ત્રીજા અને ચોથા ઘરમાં હોય તો ૬૧ વર્ષે મરે. ॥૧॥

૬૨ વર્ષ જીવવાનો યોગ—(જાતકભૂષણ) ધન, મીન અને કર્ક રાશિમાં યા લગ્નમાં ગુરૂ હોય તો ઘણાઓ ઉપર અધિકાર ભોગવનાર ૬૨ વર્ષ જીવનાર થાય છે. ॥૧॥

૬૩ વર્ષ જીવવાનો યોગ—(જાતકભૂષણ) શુક્ર ધન રાશિમાં, ગુરૂ મીન રાશિમાં, બુધ કેન્દ્રમાં ને સૂર્ય સાથે ચંદ્રમા નીચ રાશિનો હોય તો તે ૬૩ વર્ષ જીવે. ॥૧॥

૬૪ વર્ષ જીવવાનો યોગ—(જાતકભૂષણ) જન્મ રાશિ ને જન્મ લગ્નનો સ્વામી સૂર્ય, જન્મ નક્ષત્રમાં હોય, ગુરૂ કેન્દ્ર સિવાયના ઘરમાં હોય તો ૬૪ વર્ષ જીવે. ॥૧॥

૬૫ વર્ષ જીવવાના યોગો—(જાતકભૂષણ) સિંહ,રાશિમાં ચંદ્ર હોય ને ત્યાં બીજા ગ્રહો બેઠા હોય તો લોહીના વિકારવાળો ૬૫ વર્ષ જીવનારો થાય છે. ॥૧॥ (સર્વાર્થચિંતામણિઃ) કર્ક રાશિનો ચંદ્રમા લગ્નમાં બેઠો હોય, ને શનિ નીચ રાશિમાં હોય ને સાતમે સૂર્ય હોય, તો આ યોગમાં જન્મેલો માણસ જ્ઞાતિઓમાં શ્રેષ્ટ હોય છે. ને ૬૫ વર્ષ જીવે છે. ॥૨॥

૬૬ વર્ષ જીવવાના યોગો—(સર્વાર્થચિંતામણિઃ) જન્મ વખતની હોરાનો સ્વામીને લગ્નનો સ્વામી આઠમા ભાવે બેઠા હોય, ને આઠમાનો સ્વામી કેન્દ્રમાં બેઠો હોય, તો આ યોગવાળો માણસ સારી કીર્તિવાળો, ને ધનવાન રાજા હોય છે ને ૬૬ વર્ષ જીવે છે. નંદકના મત પ્રમાણે આ યોગમાં જન્મેલો રાજા થાય ને ૬૦ વર્ષ જીવે છે. એમ આચાર્યનો મત છે. ॥૧॥ લગ્નમાં બૃહસ્પતિ બુધ ને સૂર્ય સાથે હોય, મીન રાશિનો શનિ હરકોઇ ભાવે હોય, ને બારમા ભાવે ચંદ્ર હોય, તો આ યોગમાં જન્મેલો માણસ ધનવાન ને સુખી હોય છે. અને ૬૬ વર્ષના આયુષ્યવાળો થાય છે. ॥૨॥ ( જાતકભૂષણ ) મકરરાશિના નવમાંશમાં બધા ગ્રહો હોય તો વાયુ અને પાણીથી પીડાનાર ૬૬ વર્ષ જીવનાર થાય એમ મુનિઓએ કહ્યું છે. ॥૩॥

૬૮ વર્ષ જીવવાના યોગો—(સર્વાર્થચિંતામણિઃ) ચંદ્ર સાથે સૂર્ય દશમા ભાવમાં હોય, ને શનિશ્ચર લગ્નમાં હોય, ને બૃહસ્પતિ ચોથા

ભાવે હોય, તો આ યોગવાળો પૃથ્વીને ભોગવનાર ૬૮ વર્ષ જીવે. ॥૧॥ (જાતકભૂષણ) એકલો ગુરૂ લગ્નમાં સર્વની દૃષ્ટિવાળો હોય, યા બુધ, શુક્ર સાથે ગુરૂ બેઠો હોય, તો ૬૮ મા વર્ષમાં મરે. ॥૨॥ (જગન્મોહન) બધા ગ્રહો છઠ્ઠા આઠમા, બારમા ઘરમાં હોય, તો નૃપતિ યોગ થાય છે. આ યોગમાં જન્મેલાનું આયુષ્ય ૬૮ વર્ષનું જાણવું. ॥૩॥

૭૦ વર્ષ જીવવાના યોગો—(જગન્મોહન) ગુરૂ, નિર્બળી થઇ સૂર્ય, મંગળ, શનિ સાથે હોય, ને ચંદ્ર પાંચમા ભાવમાં હોય તો ૭૦ વર્ષ જીવે છે. ॥૧॥ શુક્ર મિત્રના ઘરમાં પોતાના ઘરમાં યા પોતાના ઉચ્ચમાં કેન્દ્રમાં હોય, તો ૭૦ વર્ષે કોઇ તીર્થમાં મરે. ॥૨॥ શનિ પોતાના ઉચ્ચમાં પોતાની રાશિમાં રહ્યો હોય, ને બધા ગ્રહો જોતા હોય તો ૭૦ વર્ષ જીવનારો, મોટો ચક્રવર્તી રાજા થાય છે. ॥૩॥ (જાતકભૂષણ) સૂર્ય પોતાના શત્રુ કે મંગળ સાથે હોય, ગુરૂ લગ્નમાં નિર્બળી હોય, બારમા, પાંચમા સ્થાનમાં ચંદ્ર હોય તો ૭૦ વર્ષ જીવનારો થાય છે. ॥૪॥ (સર્વાર્થ ચિંતામણિ) નીચનો શનિ કેન્દ્રમાં વા ત્રિકોણ સ્થાનમાં બેઠો હોય, ને શુભગ્રહ કેન્દ્રમાં હોય, વા બુધ સાથે સૂર્ય કેન્દ્રમાં હોય, તો આ યોગવાળો માણસ પંડિત થાય, ધર્મને માનવાવાળો થાય, જ્ઞાની થાય ને ઘણો ચતુર હોય, ને ૭૦ વર્ષ જીવે છે. ॥૫॥ પાંચમા ભાવમાં મંગળ હોય, ને નીચનો શનિ હરકોઇ ભાવે હોય, ને સૂર્ય સાતમા ભાવે હોય, તો આ યોગવાળો માણસ ૭૦ વર્ષે મરે. ॥૬॥ લગ્નના સ્વામી થકી કેન્દ્રમાં કેવળ ગુરૂજ હોય તો ૭૦ વર્ષ ઉપર આયુષ્યવાન થાય છે. ॥૭॥

૭૧ વર્ષ જીવવાનો યોગ—(જાતકભૂષણ) મંગળ સાતમા ઘરમાં હોય, અને લગ્નને પાપગ્રહો દેખતા હોય તો તે માણસ ૭૧ વર્ષમાં મરે. ॥૧॥

૭૨ વર્ષ જીવવાનો યોગ—જન્મ કુંડળીમાં લગ્ને બેઠેલો કેતુ નવમાંશમાં શનિની રાશિમાં હોય, તો હાડકાના ભાગવાથી ૭૨ વર્ષમાં મરે.॥૧॥

૭૩ વર્ષ જીવવાનો યોગ—બુધ શત્રુના ઘરમાં હોય, ને ચંદ્ર પાપ ગ્રહ સાથે હોય, તો મહિષી ખડ્ગ નામનો યોગ થાય છે. તેમાં જન્મેલો ૭૩ વર્ષમાં મરે છે. ॥૧॥

૭૪ વર્ષ જીવવાનો યોગ—આઠમા કે બારમા ઘરમાં રહેલા રાહુ પર ચંદ્રમાની દૃષ્ટિ હોય, શત્રુ અને નીચ રાશિના નવમાંશમાં ક્રૂરગ્રહ હોય તો ૭૪ વર્ષમાં મરે. ॥૧॥

**૭૫ વર્ષ જીવવાનો યોગ**—શુક્લ પક્ષનો ચંદ્ર લગ્નમાં હોય, ને શુભગ્રહો દેખતા હોય, તો નૃપચન્દ્ર નામનો યોગ થાય છે. તેથી ૭૫ મા વર્ષમાં મરે. ॥૧॥

**૭૬ વર્ષ જીવવાનો યોગ**—લગ્નનો સ્વામી લગ્નમાં અથવા કેન્દ્રમાં હોય, યા લગ્નને દેખતો હોય તો ૭૬ વર્ષે મરે.

**૭૭ વર્ષ જીવવાનો યોગ**—નવમા અને પાંચમા ઘરમાં શુક્ર હોય, ગુરૂ સાતમા ઘરમાં અને બુધ ચોથા, દશમા ઘરમાં હોય તો ૭૭ વર્ષે મરે. ॥૧॥

**૭૮ વર્ષ જીવવાનો યોગ**—જ્યારે સ્થિર રાશિમાં ગ્રહ હોય, અથવા દ્વિઃસ્વભાવ રાશિમાં હોય તો નીચ વંશમાં જન્મેલો પણ શ્રેષ્ટ થાય છે. ને ૭૮ વર્ષમાં મરે.

**૭૯ વર્ષ જીવવાનો યોગ**—ચાર ગ્રહો ઉચ્ચના થઇ કેન્દ્રમાં રહ્યા હોય, તો ધનવાન, પૂર્ણ ભંડારવાળો, ૭૯ વર્ષ જીવનાર થાય છે. ॥૧॥

**૮૦ વર્ષ જીવવાના યોગો**—ગુરૂ લગ્નમાં, શુક્ર સાતમા ઘરમાં, શનિ ૧૧ મા ઘરમાં હોય, તો માણુસ ૮૦ વર્ષ જીવે છે. ॥૧॥ મૂળ ત્રિકોણમાં શુભગ્રહો રહ્યા હોય, ગુરૂ ઉચ્ચ રાશિનો ને લગ્નનો સ્વામી બળવાન હોય, તે પુરૂષ ૮૦ વર્ષ જીવે છે. ॥૨॥ (સર્વાર્થચિંતામણિઃ) શુભગ્રહો ને પાપગ્રહો લગ્ન થકી છઠ્ઠા ભાવ સુધીમાં બેઠા હોય, વા સર્વે ગ્રહો સાતમાથી બારમા સુધીમાં બેઠા હોય, તો દીર્ઘાયુ ઉપજાવે છે. એટલે ૭૦ વર્ષ ઉપરનો આયુષ્ય થાય છે. તે થકી અવળા હોય તો દીર્ઘાયુ ન થાય. ॥૩॥ લગ્ન થકી છઠ્ઠા ભાવ સુધીમાં બધા શુભગ્રહો બળવાન થઇ બેઠા હોય, ને સાતમા થકી બારમા ભાવ સુધીમાં સર્વે પાપગ્રહો બળવાન થઈ બેઠા હોય, તો આ યોગવાળો માણુસ તેજવાન ગુણવાન સારા સ્વભાવનો ને ધનવાન હોય, ને ૮૦ વર્ષે મરણ પામે. ॥૪॥ ચંદ્ર સાથે બૃહસ્પતિ કેન્દ્રમાં હોય, શુભગ્રહ જોતા હોય, અને બીજા સર્વ ગ્રહો દશમા ભાવ થકી પરમાં એટલે અગીયાર ને બારમા ભાવમાં હોય તો ૮૦ વર્ષે મરણ થાય. ॥૫॥

**૮૬ વર્ષ જીવવાનો યોગ**—શુભગ્રહ કેન્દ્રસ્થાનમાં બેઠા હોય ને આઠમા સિવાય હરકોઇ ભાવે પાપગ્રહો બેઠા હોય, ને છઠ્ઠા ભાવમાં ચંદ્રમા બેઠા હોય તો ૮૬ વર્ષે મરણ થાય છે. ॥૧॥

**૯૦ વર્ષ જીવવાનો યોગ**—(જાતકભૂષણ) જ્યારે ગ્રહો ધનરા-

શિના દ્વાદશાંશમાં હોય, તો, ૯૦ વર્ષ જીવે છે. એમ વરાહ મિહિર આચાર્યે કહેલું છે. ॥૧॥

**૧૦૦ વર્ષ જીવવાના યોગો (જગન્મોહન)**—પૂર્ણ ચંદ્ર લગ્નમાં હોય તો પૂર્ણ ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવે છે. અને સર્વ સંપત્તિવાળો મધ્યમ સુખ ભોગવનાર થાય છે. ॥૧॥ ચોથા ને નવમા ઘરમાં રહેલા ગ્રહો નવમાંશમાં એકી રાશિના હોય, નવમાંશમાં બેકી રાશિના પાપગ્રહો હોય, ને પૂર્ણચંદ્ર લગ્નમાં હોય તો નિરોગી, ૧૦૦ વર્ષ જીવે છે. ॥૨॥ કેન્દ્ર, પાંચમા, નવમા ને આઠમા ઘરમા પાપગ્રહો ન હોય, લગ્નનો માલિક ને ગુરૂ કેન્દ્રમાં હોય તો ઘણા પ્રકારના સુખવાળો, પુણ્ય કર્મ કરનાર, નિરોગી અને ૧૦૦ વર્ષના આયુષ્યવાળો થાય છે ॥૩॥ (જાતકભૂષણ) વૃષભ રાશિના લગ્નમાં ગુરૂ હોય, શુક્ર કેન્દ્રમાં હાય તો તે ૧૦૦ વર્ષ જીવે તેમ મુનિઓએ કહ્યું છે. ॥૪॥ ગુરૂ, શુક્ર, કેન્દ્રમાં હોય તો ૧૦૦ વર્ષના આયુષ્યવાળો થાય. મીન રાશિના લગ્નમા શુક્ર હોય, આઠમે ચંદ્ર શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, અને કેન્દ્રમાં ગુરૂ હોય તો ૧૦૦ વર્ષ જીવે છે. ॥૫॥ લગ્નનો સ્વામી આઠમા ઘરમાં ને ચંદ્ર દશમા ઘરમાં હોય, બીજા ગ્રહો નવમા ઘરમાં હોય, ને ગુરૂ બળવાન હોય તો ૧૦૦ વર્ષ જીવે છે. ॥૬॥ કર્ક રાશિના લગ્નમાં ચંદ્ર અને ગુરૂ બેઠા હોય, બુધ ને શુક્ર ત્રીજે છઠ્ઠે અગીયારમે ને કેન્દ્રમાં હોય, તો તે ૧૦૦ વર્ષ જીવે છે. ॥૭॥ (સર્વાર્થ ચિંતામણિઃ) લગ્નના સ્વામી થકી કેન્દ્રમા ગુરૂ હોય, ને કેન્દ્રસ્થાન કે ત્રિકોણ સિવાય પાપગ્રહો રહ્યા હોય, આ યોગવાળો માણસ ઘણા સુખવાળો ને વૈભવવાળો હોય છે ને ૧૦૦ વર્ષ જીવે છે. ॥૮॥

**ચિરાયુષ ૧૦૮ અને ૧૨૦ વર્ષ સુધી જીવવાના યોગો**—(સર્વાર્થચિંતામણિઃ) લગ્ન મીન રાશિના અંત્ય ભાગમાં એટલે છેલ્લા નવમાંશમાં હોય, ને કેન્દ્ર સ્થાનમાં ચાર ગ્રહો રહ્યા હોય, તો આ યોગવાળો માણસ ૧૦૮ વર્ષ જીવે છે. મીન કે કર્ક રાશિનો ચંદ્રમા લગ્નમાં બેઠો હોય, ને તે કર્કના નવમાંશમાં હોય, અને ચંદ્ર સાથે કોઈ પણ ગ્રહ ન હોય, ને કેન્દ્રસ્થાનમાં ચાર ગ્રહો હોય, તો આ યોગવાળો માણસ ૧૦૮ વર્ષ જીવે છે. સિંહ લગ્ન હોય ને નવમા, પાંચમા ભાવમાં ચાર ગ્રહો બેઠા હોય તો પણ ૧૦૮ વર્ષ જીવે છે. ॥ ૧ ॥ ॥ ૨ ॥ જન્મ કુંડળીમાં ત્રણ ગ્રહ ઉચ્ચના હોય ને વૃષભ ને કર્ક રાશિના લગ્નમાં ગુરૂ હોય, તો આ યોગવાળો માણસ ૧૨૦ વરસ જીવે છે. વા મંગળ મકર-

માં હોય, ને ગુરૂ કર્કનો હોય, ને બીજા ગ્રહો કેન્દ્ર સ્થાનમાં રહ્યા હોય, તો આ માણસનું પરમ આયુષ્ય (૧૨૦) સમજવું. ॥૩॥ ચોથા ભાવમાં શુક્ર હોય, ને ચંદ્ર સાથે ગુરૂ લગ્નમાં હોય, ને દશમા ભાવમાં શનિશ્ચર પાપગ્રહ વિનાનો હોય, તો આ યોગવાળો માણસ ઘણી વિદ્યાવાળો; મોટા યશવાળો, ને ઘણાં વર્ષ જીવનારો થાય છે. ॥૪॥ મકર રાશિનું લગ્ન ૧૫ અંશ ઉપરનું હોય, ને મંગળ ૧૫ અંશ અંદરનો લગ્નમાં બેઠો હોય ને ચંદ્ર સાથે ગુરૂ કેન્દ્ર સ્થાનમાં બેઠો હોય, તો આ યોગવાળો માણસ ૧૨૦ વર્ષ જીવનારો થાય. ॥ ૫ ॥ મિથુન રાશિનું લગ્ન ૧૫ અંશ ઉપરનું હોય, ને મંગળ મિથુનના ૧૫ અંશ અંદર રહ્યો હોય, અને કેન્દ્રમાં શનિ બેઠો હોય, ને ચંદ્ર સાથે શુક્ર હોય, તો ૧૨૦ વર્ષ નો આયુષ્ય થાય છે. અથવા ધન રાશિનું લગ્ન ૧૫ અંશ ઉપરનું હોય, ને ગુરૂ ધનના ૧૫ અંશ અંદરનો રહ્યો હોય, ને શનિ કેન્દ્રમાં ચંદ્ર સહીત શુક્ર હોય, તો પણ પરમ આયુષ્ય ૧૨૦ નું હોય છે. તેમજ કન્યા રાશિનું લગ્ન ૧૫ અંશ ઉપરનું હોય ને બુધ કન્યાના ૧૫ અંશ અંદર રહ્યો હોય, અથવા ત્રણ ગ્રહ ઉચ્ચના હરકોઇ ભાવે હોય, તો ૧૦૦ વર્ષથકી ઉપર આયુષ્ય હોય છે. તેમજ પાપગ્રહો ત્રીજા છઠ્ઠા ને અગીઆરમા ભાવમાં બેઠા હોય ને બુધ લગનના અંત્ય નવમાંશમાં બેઠો હોય તો ઉપર પ્રમાણે આયુષ્ય થાય છે. ॥૬॥૭॥૮॥ લગ્નમાં શનિ બેઠો હોય ને કેન્દ્રમાં ગુરૂ વા શુક્ર હોય તો પણ પરમાયુ ૧૨૦ નું જાણવું. ॥૯॥ ત્રીજા અગીઆરમા ને છઠ્ઠા ભાવમાં પાપગ્રહ હોય, છઠ્ઠે કે આઠમે ચંદ્ર હોય ને કેન્દ્ર સ્થાનમાં ગુરૂ હોય તો આ યોગવાળો માણસ ત્રણહજાર ગામનો ધણી થાય ને દીર્ઘાયુષ્યવાળો થાય છે. ॥૧૦॥ લગ્નથકી ૫–૯–૮–૧૧–૧–૪ ૭–૧૦ ઉપર બતાવેલા ભાવો પૈકી કોઇ ભાવમાં ત્રણ વા ચાર વા પાંચ ગ્રહોનો યોગ થાય તો આ યોગમાં જન્મવાળો માણસ સ્ત્રી પ્રાપ્ત થવા છતાં પણ જીતેંદ્રિય હોય છે. ને ઘણા વરસ- જીવનાર થાય છે કોઇ આચાર્ય આ યોગમાં જન્મેલાને રાજા પણ કહે છે. ॥૧૧॥

**પૂર્ણાયુષ ભોગવવાના યોગો**—(જગન્મોહન) ગુરૂ, શુક્ર કેન્દ્રમાં ને અગીયારમા ભાવમાં ચંદ્ર હોય તોપણ પૂર્ણાયુષ્ય જોશીઓએ જાણવું. ॥૧॥ શુભ ગ્રહ નવમાંશ ને પાપગ્રહો ત્રીજે છઠ્ઠે અગીયારમે હોય, અથવા શુભ ગ્રહો કેન્દ્રમાં હોય તો પૂર્ણ આયુષ્ય જાણવું. એ પ્રમાણે પૂર્વના ગ્રંથોમાં નિશ્ચય કર્યો છે. ॥૨॥ લગનનો સ્વામી ને ગુરૂ કેન્દ્રમાં હોય, નવમા પાંચમા આઠમા અને કેન્દ્ર ઘરોમાં ક્રૂર ગ્રહ હોય ત્યારે પૂર્ણ આયુષ્ય

જાણવુ એમ મુનિઓએ કહ્યુ છે ॥૩॥ ક્રુર ગ્રહો ક્રુર રાશિમા ને શુભ ગ્રહો શુભ રાશિમા હોય, લગ્નનો સ્વામી બળવાન હોય, તો પૂર્ણ આયુષ્ય ભોગવે છે ॥૪॥ નવમાશમા ચર રાશિમા શુક્ર મંગળ, શનિ રહેલા હોય, ને નવમાશમા સ્થિર રાશિના સૂર્ય, ગુરૂ હોય, બાકીના મિથુન રાશિના નવમાશમા હોય, તો લાબા આયુષ્યવાળો રાજા થાય છે ॥૫॥

**અમિતાયુર્યોગો—(૧૨૦ થી પણ વધારે વર્ષ જીવવાના યોગો)** (લોમશજાતકે) જન્મ કુડળીને નવમાશમા સાથે બેઠેલા બુધ, ગુરૂ, શુક્ર, હોય, ને નવમા ઘરમા શનિ હોય, તો રસાયન દવાથી યુગપર્યંત જીવે છે ॥૧॥ એક નવમાશમા રહેલા બુધ, ગુરુ, શનિ, નવમા ઘરમા અથવા લગ્નમા હોય, ચદ્રમા છઠ્ઠા કે આઠમા ઘરમા હોય, તો તે બે હજાર વર્ષ જીવે છે ॥૨॥ ગુરૂના નવમાશમા રહેલા બધા ગ્રહો કેન્દ્ર, નવમા કે બીજા ઘરમા હોય, તો યોગી, બહુ શાસ્ત્ર કહેનાર, યુગપર્યંત જીવનાર થાય છે ॥૩॥ નવમાશમા શનિની રાશિના સૂર્ય, ગુરૂ ને મગળ નવમા ને દશમા ઘરમા બળવાન થઇ બેઠા હોય, રાશિના છેલ્લા ભાગમા રહેલો ચદ્ર લગ્નમા હોય તો યુગ સુધી જીવે છે ॥૪॥ લગ્ને કે અગીયારમે રહેલો પૂર્ણ કળાનો ચદ્ર, નવમાશમા મિત્રની રાશિમા બેઠો હોય ને નવમા ઘરનો માલિક શનિ બળવાન હોય તો લાબા આયુષ્યવાળો, બહુ વર્ષ જીવનારો થાય છે ॥૫॥ ગુરૂ, શનિ, જન્મ કુડળીમા ને નવમાશમા નવમા કે દશમા ઘરમાં સાથે હોય ને સૂર્ય, બુધ સાથે લગ્નમા હોય, તો મુનિઓને વ્હાલો, બહુ લાબા આયુષ્યવાળો થાય છે ॥ ૬ ॥ (સર્વાર્થચિંતામણિ) કર્ક લગ્નમા ગુરૂ ને ચદ્રમા રહ્યા હોય, ને બુધ શુક્ર કેદ્રમા બેઠા હોય, ને બીજા ગ્રહો ૩–૬–૧૧ આ ભાવોમા રહ્યા હોય, તો આ યોગવાળા માણસનું અમિત એટલે ૧૨૦ વર્ષ ઉપર ઘણા વર્ષ જાય તેનો નિયમજ ન હોય તેવુ આયુષ્ય થાય છે ॥૭॥

**૧૦૦૦–૨૦૦૦ અને અસખ્ય વર્ષ જીવવાના યોગો—**(સર્વાર્થચિંતામણિ) સિંહ રાશિનો ગુરૂ લગ્નમા બેઠો હોય, ને કર્કનો શુક્ર બારમે બેઠો હોય, ને કન્યાનો બુધ ધન ભાવે હોય, અને પાપગ્રહો ૩–૬–૧૦–૧૧ આ ભાવોમા રહેલા હોય, તો આ યોગવાળો માણસ હજાર વર્ષ પર્યંત આયુષ્યવાળો થાય છે ॥૧॥ કુભ રાશિના લગ્નમા સૂર્ય હોય ને મીનનો ગુરૂ બીજે ભાવે હોય, ને બારમા ભાવે શુક્ર મકરનો હોય, તો આ યોગવાળાનો આયુષ્ય રસાયનાદિક પ્રયોગોથી અમિતઆયુ ૧૨૦

વરસથી દસ ઘણો વધારે થાય છે. ॥૨॥ સૂર્ય મંગળ ચોથા ભાવમાં હોય, લગ્નમાં શનિ બેઠો હોય, ને બારમા ભાવમાં રાહુ હોય, અને બાકી રહેલા ગ્રહો આઠમા ભાવમાં બેઠા હોય. તો આ યોગવાળો માણસ બે હજાર વર્ષ જીવે છે. ॥૩॥ મેષ રાશિનું લગ્ન હોય, ને ચોથા ભાવે સૂર્ય હોય, ને દશમા ભાવમાં શનિ રહ્યો હોય, ને સાતમા ભાવમાં મંગળ હોય, ને બારમા ભાવમાં સંપૂર્ણ બળ પામેલો ચંદ્રમા બેઠો હોય, તો આ યોગવાળો માણસ રસાયન તથા આદિ પદ એટલે સંયમ યોગાભ્યાસ સત્ય વૃત્તાદીકથી બે હજાર વરસના આયુષ્યવાળો થાય છે. ॥૪॥ વૃષભ રાશિનો ચંદ્રમા લગ્નમાં બેઠો હોય, ને તેની સાથે બુધ ગુરૂ ને શુક્ર રહ્યા હોય, અને બાકી રહેલા બધા ગ્રહો બીજા એટલે ધન ભાવમાં બેઠા હોય, તો આ યોગવાળો માણસ ઈંદ્રના પદને પામે. ॥૫॥ સર્વે ગ્રહો એક રાશિમાં આવેલા હોય ને કેંદ્ર કે ત્રીકોણ સ્થાનમાં બેઠેલા હોય તો આ યોગમાં જન્મેલો બાળક તુરત નાશ પામે. અને કદાપિ જીવે તો યુગાંત સુધી જીવનારો નીવડે છે. ॥૬॥ શનિ તુલા રાશિમાં, મકર રાશિમાં ગુરૂ, કર્ક રાશિનું લગ્ન, ને વૃષભ રાશિનો ચંદ્રમા હોય તો આ યોગમાં જન્મેલો માણસ યોગાદિ સાધનથી એ પ્રમાણે મંત્ર સિદ્ધિથી બ્રહ્મપદને પામે છે. ॥૭॥ શુક્ર દેવ લોકાંશમાં હોય મંગળ કેંદ્ર સ્થાનમાં હોય સિંહાસનાંશમાં બૃહસ્પતિ કેંદ્ર સ્થાનમાં હોય, તો આ યોગવાળા માણસનું અસંખ્ય વર્ષનું આયુષ્ય થાય છે. ॥૮॥ કર્ક લગ્ન ધનના નવમાંશમાં હોય ને તેમાં ગુરૂ બેઠો હોય, ને કેંદ્રમાં ત્રણ કે ચાર ગ્રહો રહ્યા હોય તો આ યોગવાળો માણસ બ્રહ્મપદને પામે. ॥૯॥ ધન રાશિનું લગ્ન મેષના નવમાંશમાં હોય ને શુક્ર લગ્નમાં બેઠો હોય સાતમે ગુરૂ હોય ને કન્યા રાશિમાં ચંદ્રમા હોય તો આ યોગવાળો માણસ પરમપદને પામે છે. ॥૧૦॥ ગુરૂ શનિ મંગળ ને શુક્ર આ ગ્રહો અનુક્રમે પરસ્પર કેંદ્રમાં બેઠા હોય અથવા પરસ્પર ત્રીકોણમાં બેઠા હોય તો આ યોગમાં જન્મેલા માણસોનો દશ હજાર વર્ષનો આયુષ્ય થાય છે. ॥૧૧॥ મકર લગ્નમાં મંગળને આદિ લઇ સૂર્ય પર્યંત ગ્રહો રહેલા હોય, ત્રીજા ભાવમાં ગુરૂ રહ્યો હોય, ને દિવસનો જન્મ કાળ હોય તો માણસ કલ્પ પર્યંત જીવે છે. ॥૧૨॥ સ્થિર રાશિમાં સૂર્ય ને બુધ રહ્યા હોય, વૃષભ રાશિમાં ચંદ્રમા રહ્યો હોય, ને મિથુનમાં શુક્ર હોય ને કર્કનો ગુરૂ લગ્નમાં બેઠો હોય ને તુલાનો શનિ હોય. ઉપર પ્રમાણે યોગમાં જન્મ થાય તે માણસ મુનિના તુલ્ય થાય છે. ઘણું જીવે છે. ॥૧૩॥ દેવલોકાંશમાં ચંદ્રમા હોય ને પારાવતાંશમાં મંગળ હોય સિંહાસ-

નાંશમાં સૂર્ય લગ્નમાં બેઠો હોય તો આ યોગમાં જન્મેલો માણસ મુનિ સમાન થાય છે ઘણું જીવે છે. ॥૧૪॥ મેષ લગ્ન હોય સૂર્ય દશમા ભાવમાં હોય ને ગુરૂ પોતાના ઉચ્ચમાં હોય, ત્રીજા છઠ્ઠા ને અગીઆરમા ભાવમાં પાપગ્રહો બેઠા હોય, આ યોગવાળો માણસ મુનિ સમાન હોય છે. ॥૧૫॥

## પ્રકરણ ૧૩ મું.

### બારે ભાવમાં ૨ થી ૭ સુધીના ગ્રહો ભેગા બેઠેલાનું ફળ.

સમજ—ગ્રહોનાં નામ આગળના એક અક્ષરથી આખું નામ સમજી લેવું જેમ કે સૂ. એટલે સૂર્ય ચં. એટલે ચંદ્ર મં. મંગળ બુ. બુધ. ગુ. ગુરૂ શુ. શુક્ર શ. શનિ જાણવો. ને દરેક જગ્યાએ ભાવ લખેલા નથી તેથી મથાળે લખ્યા મુજબ ભાવ સમજવા જેમ કે દરેક જગ્યાએ પહેલા ભાવે સૂર્ય ચંદ્ર બેઠેલો હોય તો માન, છોકરાં, ને લક્ષ્મી રહિત, મનમાં ચિન્તાવાળો બીજાઓથી અપમાન પામનાર. તેમાં ફકત સૂ, ચં. માન, છોકરાં, લક્ષ્મી રહિત, મનમાં ચિન્તાવાળો, બીજાઓથી અપમાન પામનાર, એમ કરવાથી ગ્રહોનાં નામ તેમજ મથાળે લખ્યાથી તે ગ્રહ કયા ભાવમાં છે. તેનું, તે ભાવે બેઠાનું ફળ છે તેમ જાણવું.

### પહેલે ભાવે બે ગ્રહ બેઠેલાનું ફળ. (વૃદ્ધયવન જાતક ગ્રંથ મધ્યેથી)

સૂ. ચં. માન, છોકરાં, લક્ષ્મી વિનાનો, મનમાં ચિંતા ઉદ્વેગવાળો, બીજાઓથી અપમાન પામનાર. ॥૧॥ સૂ. મં. ગરમી ને પિત્તનો રોગી, દુઃખી, ક્રૂર, પરદેશ રહેનાર, ખરાબ બુદ્ધિવાળો ॥૨॥ સૂ બુ. ગાડીઘોડાના સુખ વિનાનો, ચાકર, શઠ, પાપમાં પ્રીતિવાળો, મિત્ર ને સગાં કુટુંબી (સગાં વાહાલા) થી રહિત, ખરાબ સ્વભાવવાળો. ॥૩॥ સૂ. ગુ. ધીમો, ચાકર, ક્રોધી, કદરૂપો, કાળો, ખરાબ વાળવાળો, મલિન, દ્વેષી, (અદેખો) કરેલા ઉપકારને ભૂલી જનાર. ॥૪॥ સૂ. શુ. મોઢામાં રોગી, થોડાં છોકરાંવાળો, તીખા (આકરા) સ્વભાવનો, ક્રોધી, પારકાને દુઃખ દેનાર, દરેકમાં પ્રીતિ વિનાનો, ॥૫॥ સૂ શ. જટા ( ઘણા વાળ ) વાળો, કાળો, ગુણથી રહિત, પોતાના ભાઇઓએ તજેલો, કાચ જેવી ચીજોમાં પ્રીતિવાળો. ॥૬॥

ચં. બુ. ખરાબ સ્વભાવવાળો, નિર્ધન, વિવાદ કરનાર, વિષયી ગુણો વિનાનો. ॥૭॥ ચં. ગુ. કોમળ શરીર, કીર્તિ ને સુંદર આંખોવાળો, સુંદર કેશ (વાળ) વાળો, સર્વને વ્હાલો. ॥૮॥ ચં. શુ. દરેક વિષયમાં પ્રીતિવાળો, સુંદર મોઢાવાળો, રાજાને વ્હાલો, વૈભવવાળો, ધર્મમાં પ્રીતિ રાખનાર થાય. ॥૯॥ ચં. શ. ખરાબ ધનવાળો, હલકા સ્વભાવનો, પારકાના દ્રવ્ય (ધન) નો લોભી, બહુ ખાનાર, લુચ્ચાઓથી જીતાયેલો. ॥૧૦॥ મં. બુ. પારકાને ઠગનાર, વિવાદ ને બીજાનું અનુકરણ (સામા કરે તેમ કરવું) કરનાર, હમ્મેશાં ફરવામાં પ્રીતિવાળો, નીચ માણસ. ॥૧૧॥ મં. ગુ. કઠોર સ્વભાવનો, થોડી સંતતિ (બચ્ચાં) વાળો, માણસોની ચાડી કરનાર, કુકર્મી, સાહસી. ॥૧૨॥ મં. શુ. કફ, પિત્તનો રોગી, નિષ્ફળ મહેનતવાળો, ઠગારો, ઉપકાર ભૂલી જનાર, નિર્બળ પાસે પોતાનું શુરવીરપણું બતાવનાર, વિજય રહિત. ॥૧૩॥ મં. શ. પાપમાં પ્રીતિવાળો, કઠોર વચન બોલનાર, ક્રોધી, ખરાબ માણસોમાં પ્રેમી, અભિમાની. ॥ ૧૪ ॥ બુ. ગુ. નમ્રતાવાળો, રૂપવાન, સૌભાગ્યવાળો, વિનયી, કાંતિવાન, ધનવાન આનંદી. ॥૧૫॥ બુ. શ. રાજાના કામમાં ચતુર, રાજાનો માનીતો. સાચું બોલનાર, ધનવાન, બહુ શાસ્ત્રમાં પ્રીતિવાળો. ॥૧૬॥ બુ. શ. રાજાના કાર્યમાં ચતુર, અદેખાઈવાળો, ખરાબ સ્ત્રીવાળો, નિર્ધન, ઘણા માણસોનો વિરોધી. ॥૧૭॥ બુ. શ. રાજાને વ્હાલો, ઘણા વિષયમાં પ્રીતિવાળો, નીતિ સારી રીતે જાણનાર, ધનવાન, શાસ્ત્રમાં પ્રેમી. ॥ ૧૮ ॥ ગુ. શ. નિર્ધન, માયા (હેત) રહિત, કૃપા વિનાનો, આપત્તિ (સંકટ) વાળો, જુઠું બોલનાર. ॥૧૯॥ શુ. શ. બુદ્ધિ વિનાનો, કૃતઘ્ની (પાપ કરતાં નહી ડરનાર) પારકાની સ્ત્રીમાં પ્રીતિવાળો, ભાઈઓમાં પ્રેમ રહિત, આસક્તિવાળો. ॥૨૦॥

## પહેલા ભાવમાં ત્રણ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. શરીરમાં ખોડવાળો, જુઠું બોલનાર, ક્રુર, બુદ્ધિ વિનાનો, પાપી, સત્પુરૂષોમાં નિંદિત. ॥૧॥ સૂ. ચં. ગુ. ગુણોમાં પ્રીતિવાળો બુદ્ધિવાન, ધનવાન, સારૂં કામ કરનાર, સુખી, પ્રભાવવાળો. ॥ ૨ ॥ સૂ. ચં. શુ. કીર્તિવાન, ઉન્નતિ ભોગવનાર, નીતિવાન, માણસોમાં આગેવાન, શુભ કામ કરનાર, સમૃદ્ધિવાળો. ॥૩॥ સૂ. ચં. શ. વાંકાચુકા અવયવો (શરીરના ભાગ) વાળો, થોડા આયુષ્યવાળો, રોગી, પાપી, લુચ્ચો, ખરાબ માણસોની સોબત કરનાર. ॥૪॥ સૂ. મં. બુ. કફ ને વાયુનો રોગી,

કરેલા ઉપકારને ભૂલી જનાર, દ્વેષી નિર્દય, (અધોગી) બહુ પરિશ્રમ (ઘણી મહેનત) વાળો. ॥૫॥ સૂ. મં. ગુ અભિમાની, માનવાળો, ધૈર્ય વાળો પારકાનું દુઃખ નાશ કરનાર. ॥૬॥ સૂ મં ગુ માણસોમા આગેવાન, નીતિવાન, શત્રુઓને જીતનાર, ગુણવાન, ભાઈઓને વ્હાલો. ॥૭॥ સૂ. મં. શ. આયુષ્ય વિનાનો, રોગી, દુઃખી, શરીરમા ખોડવાળો, ખોટુ બોલનાર, બુદ્ધિ વિનાનો, હિત (પોતાના ફાયદાનુ) કામ બગાડનાર. ॥૮॥ સૂ બુ ગુ શૂરવીર. બહુ મિત્રોવાળો, સારા હોદ્દાવાળો, પોતાનુ કર્મ કરનાર, કામમા સ્નેહ મેળવનાર ॥૯॥ સૂ બુ. શુ. નમ્રતાવાળો, બહુ શરીર, બ્રાહ્મણોનુ પૂજન કરનાર, ભોગી, સુખી ॥ ૧૦ ॥ સૂ બુ શ. દરિદ્રી, રોગથી દુઃખી, ખરાબ સ્વભાવનો, નીતિ વિનાનો, પોતાના કુટુંબી તથા બીજાઓથી ત્યાગ કરાયેલો. ॥ ૧૧ ॥ સૂ ગુ. શુ પુરોહિત. આગેવાન, ઘણા છોકરાવાળો, શત્રુઓનો નાશ કરનાર, નીરોગી ॥ ૧૨ ॥ સૂ ગુ શ. બહુ શત્રુઓવાળો, સદાચાર વિનાનો, પાપી, કઠિન હૃદયવાળો શરીરમા ખોડવાળો, નિર્બળ. ॥૧૩॥ સૂ શુ શ. નિર્ધન, દરિદ્રી, વ્યસની, પરદેશમા પ્રીતિવાળો, નાશ પામેલી આશાવાળો. ॥ ૧૪ ॥ ચં મં. બુ સારુ ઘર ભોગવનાર, પૈસાના ભંડારવાળો, નીતિવાન, શત્રુનો નાશ કરનાર, બહુ શાસ્ત્ર જાણનાર. ॥૧૫॥ ચં. મં. ગુ. સુખી, ધનવાન, યશવાળો, કામ કરનાર, ગુણને જાણનાર, મોટા મનવાળો, બહુ મિત્રવાળો. ॥૧૬॥ ચ મં. શુ બહુ દુઃખી, નમ્ર, બંધનનુ દુઃખ ભોગવનાર, કાંતિવાળો, બુદ્ધિમાન, સારા વિચારવાળો, ॥૧૭॥ ચં. મ શ. હમેશા નીતિવાન, અતિથિ ને ધર્મમા પ્રીતિવાળો, આગેવાન, બહુ જાણનાર, લાભવાળો. ॥૧૮॥ ચં બુ શુ રાજા, સુંદર શરીર ને ધીરજવાળો વધુ બોલનાર, મોટા પ્રભાવવાળો જ્ઞાની. ॥૨૦॥ ચં બુ શ ભોગ પ્રભાવવાળો, સત્પુરુષોના પ્રીતિવાળો, સારુ કામ કરનાર, કળાવાન પ્રેમી, નીતિ જાણનાર ॥૨૧॥ ચં ગુ શુ નારી સ્ત્રી, રત્ન, સુંદર અનાજ વિગેરે ભોગવનાર, બહુ સુખી, ધર્મવાળો, વિધિ જાણનાર. ॥૨૨॥ ચ. ગુ શ. સ્થિર, વયોવૃદ્ધ, માણસોનો વિરોધી કડવા વચન બોલનાર, ખરાબ કામ કરવામા ચાલાક ॥૨૩॥ ચં શુ શ કોમળ ને ધનનો સુખી, ધનમા પ્રીતિવાળો, બહુ કામના મનવાળો, કાંતિવાન સારો, બુદ્ધિવાન ॥ ૨૪ ॥ મં બુ. ગુ નમ્રતાવાળો, પરદેશમા નાના પ્રકારના લાભ મેળવનાર, પ્રસિદ્ધ, સારુ બહુ ચાહનાર ॥૨૫॥ મ બુ ગુ. ભોગી ને હમેશા નજર પડે એ રીતે આંખવાળો મોટુ મુખ ને બહુ સુંદર કેશ (વાળ) વાળો

મીઠું બોલનાર, સાચામાં પ્રીતિવાળો, સારો માણસ. ॥૨૬॥ મં. બુ. શ. નીતિ વિનાનો, અધર્મમાં પ્રીતિવાળો, ખરાબ સ્ત્રી ભોગવનાર, થોડી સંતતિવાળો, પ્રાણીની હિંસા કરનાર. ॥૨૭॥ મં. ગુ. શુ. સારા સ્વભાવનો ધર્મવાન, ધનવાન, પુત્રોવાળો, દેવતા ને બ્રાહ્મણોનો ભક્ત. ॥૨૮॥ મં. ગુ. શ. મુખ્ય કફ પ્રકૃતિવાળો, વાચાળ, સ્ત્રીના કહ્યામાં રહેનાર, બહુ ચાડીયો, ગરીબ સ્થિતિનો. ॥૨૯॥ મં. શુ. શ. સારા મન ને શરીરવાળો, આકરા સ્વભાવનો, નિયમ વિનાનો, પોતાના (સગા કે મિત્ર)નો દ્વેષી, અધૂરા જ્ઞાનવાળો. ॥૩૦॥ બુ. ગુ. શ. બહુ ધનવાન, રૂપવાન, સ્ત્રીને વ્હાલો, મિત્રોવાળો, બહુ પ્રતાપી. ॥૩૧॥ બુ. ગુ. શ. કફ પ્રકૃતિવાળો, ઝેરમાં પ્રીતિવાળો, કઠોર દાંત ને કેશવાળો, માણસોને દુઃખ દેનાર, નીચ સ્વભાવનો. ॥૩૨॥ બુ. શુ. શ. પુષ્ટ (જાડા ભરાવદાર) શરીર ને વાયુ પ્રકૃતિવાળો, હમેશાં બહુ વિવાદ કરનાર, હિંસામાં પ્રીતિવાળો, કામી, ॥૩૩॥ ગુ. શુ. શ. નિષ્ટા (વિશ્વાસ) વાળો, આત્મજ્ઞાની, મોક્ષની ગતિ જાણનાર, જન્મ મરણના ભય વિનાનો. ॥૩૪॥

## પહેલે ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. બહુ રોગી, ખરાબ સ્વભાવનો, મોટાં પાપ કરનાર કરેલા ઉપકારને ભૂલી જનાર, શરીરમાં પીડા વાળો. ॥૧॥ સૂ. ચં. મં. ગુ. ખરાબ કામ કરનાર, વિહ્વલ, પાપ બુદ્ધિવાળો કૃતઘ્ની; અભણ, ભયંકર આકારવાળો. ॥૨॥ સૂ. ચં. મં. શુ. ફ્રોકટ ફરનાર, ઠગારો પાપી, પારકાપર આરોપ મુકવામાં પ્રીતિવાળો, બીકણ, ॥૩॥ સૂ. ચં. મં. શ. પ્રધાનપણું ન ભોગવનાર, નીતિવાન, પુણ્યવાન,ખરાબ રૂપવાળા, ચાકરોનો વેરી, પારકાને ઠગનાર. ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. બીકણ, ભયવાળો, ઠગારો, ભાઈઓથી તજાયેલો, ખરાબ સ્વભાવનો. ॥૫॥ સૂ. ચં. બુ. શુ. ખરાબ ગંધના પરસેવાવાળો, ગરીબ, મૂર્ખ, સ્નેહરહિત, ક્રોધી, શત્રુઓથી હાર પામેલો. ॥૬॥ સૂ. ચં. બુ. શ. બુદ્ધિ વિનાનો, રાત્રિના અંધારા માફક વધારે અજ્ઞાની, ખરાબ દેશમાં રહેનાર, ખરાબ માણસની ચાકરી કરનાર, બહુ ગરીબ સ્થિતિનો. ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. ખોટું બોલનાર, થોડી સંતતિવાળો કઠોર વચન બોલનાર, શત્રુઓથી જીતાયેલો, હમ્મેશાં દુઃખી. ॥૮॥ સૂ. ચં. ગુ. શ. જડ સ્વભાવનો, જીતેન્દ્રિય, કામ કરી પૈસો મેળવનાર નીચ કામમાં પ્રીતિવાળો, લેવામાં જ ચતુર. ॥૯॥ સૂ. ચં. શુ. શ. કફનો રોગી, ખરાબ સ્વભાવનો, શહેરમાં રહેનારાઓએ તજેલો, નિર્ધન, વિષયી. ॥૧૦॥ સૂ. મં.

બુ. શુ. બહુ પ્રતાપી, કાગડા જેવા સ્વરવાળો નિર્દય, થોડા દ્રવ્યવાળો, ખુશાલી વખતે વિહ્વલ શરીરવાળો. ॥૧૨॥ સૂ. મં. બુ. શ. વિષયી, જુગારમાં પ્રીતિવાળો, નિર્દય, કદરૂપો, કફ રોગી, પૈસો ઉડાવનાર. ॥૧૩॥ સૂ. મં. ગુ. શુ. રોગી, દુઃખી વ્યસની, નિર્ધન, ચાલ. ॥૧૪॥ સૂ મં. શુ. શ. ભયંકર ખોટું વચન બોલનાર, ખર્ચ કરનાર, કઠોર ખરાબ સ્વભાવનો સ્ત્રી વિનાનો, ચંચળ, ॥૧૫॥ સૂ. મં. શુ. શ. પ્રભાવ વિનાનો, અજ્ઞાની, મૂર્ખ, ચપળ સ્વભાવનો, ॥૧૬॥ સૂ બુ. ગુ. શુ. કદરૂપો, ખરાબ આંખો વાળો, મૂર્ખ, નિર્દય, ઝેરી, વિહ્વલ. ॥૧૮॥ સૂ બુ. ગુ. શ. આપત્તિયો વાળો, અધર્મી, નહિ ભોગવવાના પદાર્થો ભોગવનાર, ખરાબ સ્વભાવનો, લાજ-વિનાનો, રાજા તરફથી દુઃખી. ॥૧૮॥ સૂ. બુ. શુ. શ. બહુ ક્રોધી, લોકોનો વિરોધી, ખરાબ સ્ત્રીવાળો, ચાકર, ભાઇઓ વિનાનો. ॥૧૯॥ સૂ. ગુ. શુ. શ. લુચ્ચા સ્વભાવનો, નીચમનનો, નમ્રતાવિનાનો, પાપીઓએ સેવેલો, ॥૨૦॥ ચં. મં. બુ. ગુ. કાળા અવયવો (શરીરના ભાગો)વાળો, કજીઆ કરનાર, હમ્મેશાં ખરાબ આચરણવાળો, રતવાનો રોગી, ॥૨૧॥ ચં. મં. બુ શુ. છોકરાંને પૈસા વિનાનો, ખરાબ આંખો, ખરાબ દાંત ને કાનવાળો, બહુ ખાનાર, લુચ્ચો, પરદેશ ફરનાર. ॥૨૨॥ ચં. મં. ગુ. શ. ભયંકર રૂપવાળો, ખરાબ પગ, કેશ, ને દાંતવાળો માથામાં દુઃખ ભોગવનાર, કુટું-બથી રહિત. ॥૨૩॥ ચં. મં. ગુ. શુ. ખરાબ શરીરવાળો, ખરાબ નખને પાસાંવાળો, પારકાની ચાડી ખાનાર ખરાબ આચરણવાળો. ॥૨૪॥ ચં. મં. ગુ. શ. પ્રસિદ્ધ, પરોપકારમાં પ્રીતિવાળો, શત્રુ વિનાનો, છોકરીને વ્હાલો, ગુરૂમાં પ્રીતિવાળો, ॥૨૫॥ મં. બુ. ગુ. શુ. છોકરાઓવાળો, શાસ્ત્રમાં પ્રીતિવાળો, ઘોડાઓવાળો, લોકોનાં પાપ નાશ કરનાર, કીર્તિવાન, પાપવિનાનો ॥૨૬॥ મં. બુ. ગુ. શ. બુદ્ધિ વિનાનો, વાયુ પિત્તનો રોગી, ગુરૂને વ્હાલો, અભિમાન વિનાનો. ॥૨૭॥ મં. બુ. શુ શ. ક્રોધી, લાંબા અવયવો વાળો, જટાવાળો, અધર્મી, ખરાબ ચામડીવાળો, ખુજલીવાળા શરીરનો, ॥૨૮॥ મં. ગુ. શુ. શ. ટાલ (માથામાંથી વાળ જતા રહેલા) વાળો, નિર્મળ કાળા શરીરનો, સુખ વિનાનો, સમજુ, ॥૨૯॥ બુ. ગુ. શુ. શ. બહુ પ્રતાપવાળો, સારા નખવાળો, મોટા ખભાને હાથવાળો, સ્વરૂપવાન. ॥૩૦॥

## પહેલે ભાવે પાંચ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. બહુ ધનવાન, બહુ શાસ્ત્ર જાણનાર, સત્પુરુ-

ષોને વ્હાલો, છોકરાને વ્હાલો. ॥૧॥ સૂ. ચ્ં. મં. બુ. શુ. ગુણવાન, રૂપ-વાન, સર્વનું ભલું ચાહનાર, દયાળુ, ધર્મવાળો, ॥૨॥ સૂ. ચ્ં. મં. બુ. શ. કઠણ (સામાને-સખત) માર મારનાર, નિર્દય, મજબુત શરીરનો, અજ્ઞાની, બુદ્ધિવિનાનો. ॥૩॥ સૂ. ચ્ં. મં. ગુ. શુ. સ્થિર સ્વભાવનો, પ્રસિદ્ધ, શૂરવીર, કવિ, કીર્તિવાળો, શાંત, ॥૪॥ સૂ. ચ્ં. મં. ગુ. શ. ઘાયલ થવાથી દુઃખી, બહુ ખાનાર, નીતિ વિનાનો કામી, કદરૂપો, ॥૫॥ સૂ. ચ્ં. મં. શુ. શ. પારકાનું દ્રવ્ય (ધન) મેળવનાર, દીર્ઘલિંગ ( સંસાર સુખ ભોગવવાની ઇન્દ્રી-લાંબી હોય ) વાળો, બહુ નાડીયોવાળા શરીરનો દુર્ગંધવાળા શરીરનો, પાપી, ॥૬॥ સૂ. ચ્ં. બુ. ગુ. શુ. છોકરાંવાળો, ધનવાન, વિદ્યાવાન, ભાઇઓવાળો, સારા દાંત, નાક, ને આંખોવાળો, ॥૭॥ સૂ. ચ્ં. બુ. ગુ. શ. શરીરમાં પીડાવાળો, રોગી, મુખ્ય પિત્ત કફવાળો, હમ્મેશાં વનમાં રહેનાર, બહુ પિત્તવાળો, ॥૮॥ સૂ. ચ્ં. બુ. શુ. શ વેપાર કરનાર, કારીગર, દાન આપનાર, શાસ્ત્રમાં પ્રીતિવાળો; હમ્મેશાં વૈભવવાળો, ॥૯॥ સૂ. ચ્ં. ગુ. શુ. શ. શોકવિનાનો, ભયરહિત, દોષવાળો, ધીમો દઢ ભક્તિવાળો, ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ. શુ. નીતિવાન, ગુણવાન, સાચું બોલનાર, સત્પુરૂષોને વ્હાલો, પ્રિયદર્શનવાળો, ॥૧૧॥ સૂ. મં. બુ. ગુ. શ. બહુ પરિશ્રમ વેઠનાર, દુર્બળ શરીરવાળો, બહુ ખર્ચ કરનાર, પારકા સાથે વિચારી કામ કરનાર, ॥૧૨॥ સૂ. મં. બુ. શુ. શ. નિર્ધન, ખરાબ નખવાળો, કફનો રોગી, પારકાને ઠગનાર, ચાડી કરવામાં પ્રીતિવાળો. ॥૧૩॥ સૂ. મં, ગુ. શુ. શ. દેવતાઓને પુજવા લાયક, બહુ અન્ન પાન, ભોગવનાર, ગાડી પાલખી વિગેરેમાં પ્રીતિવાળો, કૃપા વિનાનો, ॥૧૪॥ સૂ. બુ. ગુ. શુ. શ. બુદ્ધિમાન. ગાયન જાણનાર બહુ બળવાન, સુખી, સાચું બોલનાર, ॥૧૫॥ ચ્ં. મં. બુ. ગુ. શુ. સુખી, હમ્મેશાં પવિત્ર, તીર્થ ને કથામાં પ્રીતિ વાલો, સુંદર શરીરવાળો માણસોને વ્હાલો, ॥૧૬॥ ચ્ં. મં. બુ. ગુ. શ. સારાં ઘુંટણને પગવાળો, પૂજા કરનાર, માન પામનાર, યશવાન, હર્ષમાં પ્રીતિવાળો, બ્રાહ્મણથી લાભ વાળો, ફોકટ ફરનાર, ભયવાળો, ગરીબ, છૂપા ભાગોમાં બહુ રોગી, ॥૧૮॥ ચ્ં. મં. બુ. શુ. શ. સુખી, ઘોડાઓવાળો, બહુ મિત્રોવાળો, અભિમાની, સત્પુરૂષોનું કામ કરનાર, સારા માણસોનો સમાગમ કરનાર, ॥૧૯॥ ચ્ં. મં. ગુ. શુ. શ. નાશ થયેલા ઘોડાવાળો, દીક્ષા લેનાર, (સાધુ જેવો) ખોટા બધાને ભાવ જણાવનાર, મા બાપવાળો, બધાઓમાં સમાનતા રાખનાર, ॥૨૦॥ ચ્ં. બુ. ગુ. શુ. શ. ધનવાન, જ્ઞાની, અભિમાની, જીતેન્દ્રિય, દેવતાઓની ભક્તિ કરનાર. ॥૨૧॥

અભિમાની, કામી, લોભી, સરખા સુખ દુ ખવાળો, કજીઆમા પ્રીતિવાળો, ॥૧૧॥ સૂ બુ શ શત્રુઓવાળો, દરિદ્રી, ક્રોધી, ગુણુ વિનાનો, હમ્મેશા મૂર્ખ, બુદ્ધિ વિનાનો થાય ॥૧૨॥ સૂ ગુ શુ જડ સ્વભાવવાળો, અ ભણુ, વિવેક રહિત, નિર્ધન, પરાજય પામનાર, લોભી થાય ॥૧૩॥ સૂ ગુ શ બહુ ક્રોધી, રોગી, ચાડી કરનાર, અધર્મી, હમ્મેશા દરદી ॥૧૪॥ સૂ. શુ શ દુષ્ટ સ્વભાવવાળો, નમ્રતા વિનાનો, બહુ પરિશ્રમ વેરનાર, ખરાબ આચરણુવાળો, અધર્મી ॥૧૫॥ ચ મં. બુ સરખા સુખ દુ ખવાળો, કઠોર વચન બોલનાર, ખરાબ ધનવાળો, છોકરા વિનાનો ક્રોધી, રોગી, પોતાના કુટુબીઓએ તજેલો ॥૧૬॥ ચં મં ગુ મલિન ગરીબ, છોકરા, ધન, ને સ્ત્રી વિનાનો, તૃષ્ણા (ઘણી ઇચ્છા) વાળો, બહુ રોગી ॥૧૭॥ ચં. મં. શુ કફ વિગેરેનો રોગી, દુ ખી શરીરવાળો, ગુરૂભક્તિ વિનાનો, નીતિ રહિત, શાસ્ત્ર વિનાનો ॥૧૮॥ ચં મ શ સ્વભાવથી દુષ્ટ, મદ્યપાન કરનાર (દારૂ પિનાર) જીગારમા પ્રીતિવાળો, કુટુબ રહિત ॥૧૯॥ ચં બુ ગુ રાજા, બહુ પ્રભાવવાળો, સૌભાગ્ય, વિદ્યા ધન વિગેરે ભોગવનાર, ભાગ્યશાળી, સર્વની આખોને આનંદ આપનાર ॥૨૦॥ ચં બુ શુ ધનવાન, બહુ મિત્રોવાળો, શાસ્ત્ર જાણુનાર, ધર્મવાન, બહુ વિદ્યા વાળો, સર્વપર પ્રેમ રાખનાર ॥૨૧॥ ચ. બુ શ બહુ ખર્ચનાર, સ્ત્રીથી દુ ખી, વાચાળ, ઠગારો, પ્રભાવ વિનાનો ॥૨૨॥ ચ ગુ શુ સુખી, સારા સ્વભાવવાળો, રાજા, બહુ યશવાન, બુદ્ધિમાન, નિંદિત કામ કરનાર. ॥૨૩॥ ચં ગુ શ ધનવાન, ક્રોધી, મતમા પ્રીતિવાળો, સ્ત્રીયોને વ્હાલો, છોકરાની ઇચ્છાવાળો, આનદી મ. બુ ગુ સત્કાર રહિત, નિર્ધન, દુષ્ટ પારકાની સ્ત્રીમા પ્રીતિવાળો, ફોકટ ફરનાર, કામદેવથી (રતી સુખથી) પીડા નાર. ॥૨૫॥ મં બુ શુ નીતિવાન, ખેતી કરનાર, ગાડા, બળદ, ગાય, ભેસ વિગેરેનું સુખ ભોગવનાર, સમૃદ્ધિવાળો, બહુ મિત્રોવાળો, ॥ ૨૬ ॥ મં. બુ શ ક્રોધી, માસમાં પ્રીતિવાળો શસ્ત્ર (હથીયાર) મા પ્રેમ રાખ નાર, હિંસા કરનાર બહુ ખર્ચ કરનાર, પોતાના કુટુબમા દુ ખી ॥૨૭॥ મ ગુ શુ પોતાની કારીગીરીમા ચાલાક, ધર્મ કામ કરનાર, બહુ તપ સ્વી, સુંદર શરીરવાળો, ભય વિનાનો ॥૨૮॥ મ ગુ શુ સારા વસ્ત્ર વાપરનાર, ભોગી, સ્ત્રીને વ્હાલો ધનવાન, રૂપવાન શાસ્ત્રમા પ્રીતિવાળો ગભીર ॥૨૯॥ બુ ગુ. શુ રાજા, હાથી, ઘોડા ને સારા કપડાવાળો, બહુ ધનવાન કુટુબપર પ્રીતિ રાખનાર ॥૩૦॥ બુ ગુ શ પુણ્યશાળી પ્રસિદ્ધ, દયાળુ, કીર્તિવાળો. ઘણાઓ સાથે વિવાદ કરનાર ॥ ૩૧ ॥ બુ. શુ શ

સુંદર સાથળ ને પેટવાળો, નાના પ્રકારનાં શસ્ત્ર ને વેદ જાણનાર, સાચું બોલનાર, દેવોને કૃષ્ણ (ઇશ્વર) પર પ્રીતિ રાખનાર. ॥૩૨॥ ગુ. શુ. શ. નીતિવાન, છોકરાંવાળો, બુદ્ધિવાન, સુખી, કાંતિવાળો, પ્રીતિ રાખનાર. ॥૩૩॥

## બીજે ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ખરાબ દેશમાં પ્રીતિવાળો, અધર્મી, ખરાબ સ્ત્રીમાં આનંદ માનનાર, પુત્રથી દુઃખી. ॥૧॥ સૂ. ચં. મં. ગુ. દુષ્ટ સ્વભાવનો, ધર્મ રહિત, ખોટું બોલનાર, કફનો રોગી, કામી. ॥૨॥ સૂ. ચં. મં. શુ. ખેદયુક્ત, મલિન, ત્રાસ દેનાર, કૃતઘ્ની, મહેનતવાળો, પ્રસિદ્ધ ન થનાર. ॥૩॥ સૂ. ચં. મં. શ. પોલા દાંતવાળો, લાંબા પેટવાળો, થોડી પ્રીતિ રાખનાર, કાળો, વચનનો જુઠો, બુદ્ધિ રહિત, સિદ્ધિ વિનાનો. ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. આશાથી રહિત, કજીઆ કરનાર, વાયુ ને કફનો રોગી બહુ તૃષ્ણાવાળો, નીચનો આશ્રય કરનાર. ॥૫॥ સૂ. ચં. બુ. શુ. રૂપા રોગવાળો, ખરાબ સ્વભાવનો, થોડાં છોકરાંવાળો, છોકરીઓવાળો, અધર્મી. ॥૬॥ સૂ. ચં. બુ. શ. માથાનો દુઃખી, મલીન, વાયુ પિત્તનો રોગી, પોતાના ભાઇઓનો વિરોધી. ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. જડ સ્વભાવવાળો, શહેરનાં રહેવાવાળાઓએ તજેલો, દુઃખી, કઠોર, રૂપવાન. ॥૮॥ સૂ. મં. ગુ. શ. બહુ કેશવાળો, સાધુ, ગુરૂ ને બ્રાહ્મણોને નિંદનાર, પારકાના અનાજથી પુષ્ટ, રાજાથી દુઃખી થનાર. ॥૯॥ સૂ. મં. શુ. શ. પુત્ર વિનાનો, શરીરમાં ખોડવાળો, ચાકરી કરનાર, ખરાબ વિચારવાળો, ભોગ રહિત. ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ. ખરાબ સ્વભાવવાળો, વાંઝીયો, સ્ત્રીને વિષે ચંચળ, ખરાબ આંખોવાળો, ખર્ચ કરનાર, મનમાં ચિંતા કરનાર, પાપી. ॥૧૧॥ સૂ. મં. ગુ. શુ. પાપી, સારી સ્ત્રીથી રહિત, ભાઇઓ વિનાનો, વિષયી. ॥૧૨॥ સૂ. મં. બુ. શ. ઘાયલ શરીરવાળો, ભયવાળો દાંભિક, શીષ્યને ઉપદેશ દેવાને નાલાયક. ॥૧૩॥ સૂ. મં. ગુ. શુ. મીઠાં વચન બોલનાર, સુંદર આંખોવાળો, બેવચની, ધર્મક્રિયા રહિત, બહુ દોષવાળો, કૃતઘ્ની. ॥૧૪॥ સૂ. મં. ગુ. શ. હમ્મેશાં ક્રોધી, ખરાબ બુદ્ધિવાળો, મજુરી કરનાર, ક્રૂર, શરમ વિનાનો, સ્ત્રીથી રહિત. ॥૧૫॥ સૂ. મં. શુ. શ. બહુ દુઃખ ભોગવનાર, અધર્મી, વેદજ્ઞાન (ઇશ્વરી ફીલોસોફીનું જ્ઞાન) રહિત પાપી, હમ્મેશાં કુટુંબ વર્ગે તજેલો. ॥૧૬॥ સૂ. બુ. ગુ. શુ. રોગી, આતુર, દુર્બળ, થોડું સાચું બોલનાર, જડ દોષ ને વાતોમાં પ્રીતિવાળો. ॥૧૭॥ સૂ. બુ. ગુ. શ. નિર્ધન, તૃષ્ણાવાળો, કામી, રોગી, કદરૂપો,

ખરાબ આંખવાળો. ભાઇઓ વિનાનો ॥૧૮॥ ચં. મં. બુ. ગુ. મુનીઓને વ્હાલો, શાસ્ત્ર કથામાં પ્રીતિવાળો, બ્રાહ્મણોનો ભક્ત, બધાઓની આંખોને આનંદ આપનાર. ॥૧૯॥ ચં. મં બુ શુ. તીર્થમાં પ્રીતિવાળો, મત ને શાસ્ત્રમાં પ્રેમ રાખનાર, સારી રીતે પૂજાતો, હમ્મેશાં રાજા જેવો ॥૨૦॥ ચં. મં. બુ. શ. ધનવાન, અનાજ, ઘોડા, ગાય, બળદ, વસ્ત્ર, સોનું વિગેરેનું સુખ ભોગવનાર, પ્રસિદ્ધ. કવિ, ધર્મમા પ્રીતિવાળો, રૂપવાન. ॥૨૧॥ ચં. મં. ગુ શુ વિદ્યાવાન, માણસોમાં આગેવાન, બુદ્ધિમાન, બ્રાહ્મણો ને વ્હાલો. ॥૨૨॥ ચં. મં. ગુ શ. જય પામનાર, સુંદર કેશવાળો, બહુ ધનવાન, રાજાને પૂજ્ય, મતમા પ્રીતિવાળો. ॥૨૩॥ ચં. બુ ગુ શુ યત્ન કરનાર, સત્પુરૂષોની સેવામા પ્રીતિવાળો, ગંભીર, ધનવાન, શાસ્ત્રમા પ્રીતિવાળો ॥૨૪॥ ચં. બુ ગુ. શ. બ્રાહ્મણોમા પ્રીતિવાળો, આનંદી શરીરવાળો, હાસ્ય ( મશ્કરી ) કરનાર, રાજાને વ્હાલો, હમ્મેશાં આનંદમા રહેનાર ॥૨૫॥ ચં બુ શુ શ રાજાનો પ્રધાન શત્રુઓથી નમસ્કાર કરાયેલો, બહુ ધનવાન, ધર્મવાન થાય ॥ ૨૬ ॥ ચં. ગુ શુ શ બહુ મોટાઈ પામેલો. રાજાનો પૂજ્ય, પ્રધાન, હમ્મેશા હર્ષમા રહેનાર, સારા સ્વભાવવાળો, મોટો પુરૂષ ॥ ૨૭ ॥ મં. બુ ગુ શ બ્રાહ્મણોનું બહુ ચાહનાર, પ્રસિદ્ધ પરાક્રમવાળો, રાજાના કામમા ચતુર ક્ષમાવાળો, સુખી ॥ ૨૮ ॥ મં. બુ ગુ શ પરદેશમા રહેનાર, ધનની આવકવાળો, સત્પુરૂષોનો સમાગમ કરનાર, બગીચા વાવ રાજાનું કામ વિગેરેથી સુખી ॥ ૨૯ ॥ મં બુ ,શુ શ નમ્રતાવાળી સ્ત્રીવાળો સુંદર આકૃતિવાળો, સત્પુરૂષોમા પ્રીતિ રાખનાર, સારા માણસોને વ્હાલો, બહુ અનાજ ને ધનવાળો ॥૩૦॥ મં. ગુ શુ શ બહુ ધનવાળો, વેદનું રહસ્ય જાણનાર, મોટો કવિ, નિયમોવાળો ॥૩૧॥ બુ ગુ શુ શ કળાઓમા ચતુર, શત્રુઓનો નાશ કરનાર, કીર્તિવાન, ધનમા પ્રીતિવાળો ॥૩૨॥

## બીજા ભાવે પાંચ ગ્રહ બેઠાનું ફળ

સૂ ચં. મં બુ ગુ કલેશ કરનાર,, શૂરવીર, બુદ્ધિવાન, લોભી, વિવેક રહિત, નાના શરીરના ભાગવાળો ॥ ૧ ॥ સૂ ચં. મં. બુ શ દુખી, તેજ વિનાનો, અગ્નિ જેવા આકરા સ્વભાવવાળો, કઠોર, પાપ બુદ્ધિવાળો ॥૨॥ સૂ ચં મં. બુ. શ. અજ્ઞાની, કામમા પ્રીતિવાળો, નિર્ધન બહુ શત્રુઓવાળો, બુદ્ધિ રહિત ॥૩॥ સૂ ચ મં. ગુ શુ ક્રીયા રહિત, નિર્ધન, ખરાબ સ્વભાવવાળો રોગી, પરદેશમા રહેનાર ॥૪॥

સૂ. ચં. મં. ગુ. શ. મિત્રોનો વિરોધી, પરોપકાર ન કરનાર, ગરીબ વૃત્તિવાળો, પુરૂષાર્થ રહિત. ॥૫॥ સૂ. ચં. મં. શુ. શ. લુચ્ચાઓમાં પ્રીતિ રાખનાર, તલ, લાખાં વિગેરે શરીરપર ચિહ્નવાળો, ઘાયલ, ખર્ચ કરનાર, પાપી, ક્રોધી, ॥૬॥ સૂ. ચં. બુ. ગુ. શુ. અભિમાની, નીતિ વિનાનો, શરમ રહિત, કોઇનું સહન ન કરનાર, નિર્દય. ॥૭॥ સૂ. ચં. બુ. ગુ. શ. બહુ તૃષ્ણાવાળો, ક્રોધી, અધર્મી, ભયવાળો થાય. ॥૮॥ સૂ. ચં. ગુ. શુ. શ. નિર્ધન, ભયવાળો, મલિન, સારી જાંઘવાળો, અધર્મી. ॥૯॥ સૂ. મં. બુ. ગુ. શુ. નિંદા કરવા લાયક, કૃતઘ્ની, પારકાનું કર્મ ભોગવનાર, પુરૂપાર્થ રહિત, ખરાબ સ્ત્રીવાળો. ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ. શ. ઘાયલ, ઠગારો, કૃતઘ્ની, નીચ આચરણવાળો, સ્ત્રીનો વિરોધી. ॥૧૧॥ સૂ. બુ. ગુ. શુ. શ. પૈસા વિનાનો, આશ્રય રહિત, દુઃખી, નિર્દય, શાસ્ત્રમાં મૂર્ખ. ॥૧૨॥ ચં. મં. બુ. ગુ. શુ. પોતાના ભાઇઓના કામમાં પ્રીતિવાળો, ધનવાન, વિદ્યાવાન, પવિત્ર. ॥૧૩॥ ચં. બુ. મં. શુ. શ. સારા મિત્રોવાળો, નમ્રતાવાળો, ચેષ્ટા રહિત, ગરીબ સ્થિતિનો, શ્વાસનો રોગી. ॥૧૪॥ ચં. બુ. ગુ. શુ. શ. ગુરૂ ને બ્રાહ્મણોની પૂજા કરનાર, રૂપવાન, સારા મનવાળો, ધર્મવાન, દેવતાના કામમાં ચતુર. ॥૧૫॥ મં. બુ. ગુ. શુ. શ. થોડો ક્રોધી, બહુ મિત્રોવાળો, શાસ્ત્રમાં પ્રીતિવાળો સાહસ કરનાર. ॥૧૬॥

## બીજે ભાવે ૬ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ શુ. ક્લેશ કરનાર, નિર્ધન, સત્યરહિત, ચાકર, લુચ્ચો દુર્જનોમાં માનીતો, ॥૧॥ સૂ. ચં. મં. બુ. ગુ. શ. પુત્રો, ધન ને અનાજ વિનાનો, દુષ્ટ, ખરાબ શાસ્ત્રવાળો, નીચ મિત્ર ને ચાકરવાળો. ॥૨॥ સૂ. ચં. મં. બુ. શુ. શ. ક્રોધી, મિત્રોનું બુરૂ કરનાર, માણસોમાં આગેવાન, બહુ ઠગારો. ॥૩॥ સૂ. ચં. મં. બુ. ગુ. શુ. શ. દાંભિક, પવિત્ર કથાઓમાં પ્રીતિ વિનાનો, વાચાળ, ગુરૂનો શોક ભોગવનાર. ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. શુ. શ. કીર્તિ વિનાનો, નિર્ધન, નિંદિત, નમ્રતા રહિત. ॥૫॥ સૂ. મં. બુ. ગુ. શુ. શ. સારાં કામ ન કરનારો, બુદ્ધિ રહિત, વિહ્વલ, ક્લેશ કરનાર, દુઃખી. ॥૬॥ ચં. મં. બુ. ગુ. શુ. શ. સમુદ્ર સુધી પૃથ્વીનો રાજા, ધર્મમાં ધજારૂપ, બહુ યશવાળો. ॥૭॥

## બીજા ભાવે સાત ગ્રહો બેઠાનું ફળ.

ધનવાન, ઘોડા, હાથી વિગેરેથી સુખી, હમેશાં ધર્મવાન. ॥૧॥

આગેવાન, ધનવાન, ॥૨૦॥ બુ. શ. વૈભવવાળો, પ્રસન્નતામાં રહેનાર, રાજાને વ્હાલો, નિરોગી, મોટાઇવાળો. ॥૨૧॥

## ત્રીજા ભાવે ત્રણ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. આગેવાન, વાહન (હાથી ઘોડા) વાળો, સુખી, ધનવાન, બુદ્ધિવાન, ॥૧॥ સૂ ચં. બુ. સારો ભાગ્યશાળી. શાસ્ત્રમાં ને સારા કામમાં પ્રીતિવાળો, મોટા વિચારવાળો, ભયરહિત, ૨॥ સૂ. ચં. ગુ. પ્રભાવરહિત, ફોકટ મહેનત કરનાર, નીચ સાથે મેળાપવાળો, ખરાબ સ્વભાવનો, વેદ વિનાનો, ॥૩॥ સૂ. ચં. શુ. રોગી, મજુરી કરનાર, દુઃખી, ગરીબ, કૃતઘ્ની, કદરૂપો, કળા વિનાનો, લુચ્ચો. ॥૪॥ સૂ. ચં. શ. રૂપવાન, હવન હોમ, બ્રાહ્મણ ભોજન, પૂજા વિગેરેમાં પ્રીતિવાળો, સારી સ્ત્રીવાળો, બહુ મિત્રોવાળો, શરમવાળો, ॥૫॥ સૂ મં. બુ. રાજાનો પ્રધાન, સત્ય બોલનાર, કીર્તિવાન, રૂપવાન, ધર્મવાન, ધનવાન, શત્રુઓને નાશ કરનાર, ॥૬॥ સૂ. મં. ગુ. ધીરજવાન, જીતેન્દ્રિય, ક્રોધરહિત, ગુણવાન, સ્ત્રીમાં પ્રીતિવાળો, ॥૭॥ સૂ. મં. શુ. કદરૂપો, પુણ્યશાળી, બહુ પ્રજાવાળો, ઇચ્છારહિત, ॥૮॥ સૂ, મં. શ. મોટો રાજા, બહુ કીર્તિવાળો, હાથી ઘોડાનું સુખ ભોગવનાર, શૂરવીર, કવિ, શત્રુઓને બીક બતાવનાર, ॥૯॥ સૂ બુ. ગુ. જય મેળવનાર, સેનાપતિ, શત્રુ સાથે કળાઓમાં ચતુર, શત્રુઓને જીતનાર, ક્ષમાવાળો ॥૧૦॥ સૂ. બુ. શુ. ગાય ભેંસ વિગેરે પશુવાળો, સત્પુરૂષોને વ્હાલો, ખેતીના કામમાં ચતુર, બહુ ધનવાન, માણસોનો પૂજ્ય. ॥૧૧॥ સૂ. બુ. શ. શત્રુઓને જીતનાર, બહુ શસ્ત્ર (હથિયારવાળો) લડાઇના કામમાં ચતુર, ક્ષમાવાળો, હમ્મેશાં પવિત્રતામાં પ્રીતિવાળો, ॥૧૨॥ સૂ. ગુ. શુ. નીતિવાન, જીતેન્દ્રિય, બહુ કથામાં પ્રીતિવાળો, સારા સ્વભાવનો, રાજાનો માનીતો, ॥૧૩॥ સૂ. ગુ. શ. વિધિથી પ્રસિદ્ધ, દાન આપનાર, સ્ત્રીને વ્હાલો રૂપવાન, સર્વ કળાઓમાં ચતુર ॥૧૪॥ ચં. મં. બુ. સાંભળવામાં ચતુર, ખેતી કરનાર, પુણ્યવાન, કથામાં પ્રીતિવાળો, પુષ્ટ શરીરનો, બહુ પુરૂપાર્થવાળો, ॥૧૫॥ ચં. મં. ગુ. વિચિત્ર ચેષ્ટાવાળો, શાસ્ત્રમાં પ્રીતિવાળો, નાના પ્રકારનાં અનાજને ભોગ ભોગવનાર, પુણ્યશાળી. ॥૧૬॥ ચં. મં. શુ. નમ્રતાવાળી સ્ત્રીવાળો, શ્રદ્ધા (આસ્થા) વાન. બોલવામાં ચતુર, પ્રસિદ્ધ કામ કરનાર, ભય રહિત ॥૧૭॥ ચં. મં. શ. સારા કામથી પ્રસિદ્ધ, બહુ ધનવાન, કાંતિવાળો, વિનયી, સ્ત્રીઓનો રાજા. ॥૧૮॥ ચં. બુ. ગુ. હમ્મેશાં દરિદ્રી, ક્રોધી, ચાડી ખાનાર, પાપમાં પ્રીતિવાળો, ભાઇઓ વિનાનો. ॥ ૧૯ ॥

ચં. બુ શુ. શત્રુઓથી હાર પામનાર, નીચ માણસની સેવામાં પ્રીતિવાળો, કૃતઘ્ની, દુખી, સત્પુરૂષોને ન માનનાર. ॥૨૦॥ ચં. બુ શ પારકાના અનાજથી પોષણ કરનાર, શત્રુઓને નાશ કરનાર, નિરોગી, સુખી ॥૨૧॥ ચ. ગુ શુ દુખ ભોગવનાર, શરમ વિનાનો, નિર્દય શાસ્ત્ર ગુરૂ ને બ્રાહ્મણોની નિંદા કરનાર. ॥૨૨॥ ચ. ગુ શ નિરાશ થનાર, માનવાળો સારા દાનવાળો, સમર્થ વિચારરહિત, શત્રુઓને નાશ કરનાર થાય. ॥૨૩॥ મં. બુ ગુ મજબુત શરીરવાળો, અભિમાન વીનાનો, તીર્થમા પ્રીતિવાળો, ધર્મવાન, બહુ પરાક્રમી, કુટુંબમા પ્રેમ રાખનાર. ॥૨૪॥ મં બુ શુ સારા ભોગ ભોગવનાર, સ્ત્રીને વ્હાલો, સત્ય બોલનાર, બહુ વખાણવા લાયક, રાજના કામમા આસક્ત, શૌન વિનાનો ॥૨૫॥ મં. બુ શ સુખી, સૌભાગ્ય, ધન, હાથી, ઘોડા, વિગેરેથી સુખ ભોગવનાર, દયાળુ, સ્થિતિવાળો. ॥૨૬॥ મં બુ શ. સારા છોકરાવાળો, ગુણવાન, સત્ય બોલનાર, પવિત્ર, ગંભીર, ભયરહિત, સર્વને વ્હાલો ॥૨૭॥ મં. ગુ શ સોનાનો વેપારી, ખેતી કરનાર, ગાય, ભેંસ, ઘોડા વિગેરે પશુવાળો, રૂપવાન, સાચુ બોલનાર ॥૨૮॥ મ શુ શ બહુ પ્રતાપી, હમેશા નમ્ર, સારા કામમા પ્રીતિવાળો, સ્થિર સ્વભાવવાળો, છોકરાવાળો, સુખી, ॥૨૯॥ બુ ગુ શુ ભયવાળો, સ્ત્રીયોથી છેતરાયેલો, ખરજવાવાળો, રોગી, બહુ મૂર્ખ. ॥૩૦॥ બુ ગુ શ દાન આપનાર, ચતુર, રોગે રહિત, વેદજ્ઞાન જાણનાર, વિનયથી કામ કરનાર, અભિમાની ॥૩૧॥ બુ શુ શ તપસ્વી, ભક્ત, વિદ્વાન, દાન કરનાર, પુણ્યશાળી, ઓછાબોલો, ધનવાન, ભોગી ॥૩૨॥ ગુ શુ. શ સુખી, ધનવાન, સ્ત્રીયોને વ્હાલો, સંતોષી ચિત્તવાળો, દૃઢ મિત્રતાવાળો ॥૩૩॥

## ત્રીજા ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ ચં મં બુ મોટા ઐશ્વર્યવાળો, બહુ પ્રભાવવાળો, ભાગ્યશાળી, હમેશા સારા આચરણવાળો ॥૧॥ સૂ. ચં. મં. ગુ સત્ય બોલનાર, શત્રુઓને જીતનાર, અભિમાની મીઠા વચનથી બહુ મિત્રોવાળો, ॥૨॥ સૂ ચ મં શુ પોતાની જ્ઞાતિ (નાત) મા આગેવાન, બહુ મિત્રોવાળો, સત્પુરૂષોને વ્હાલો, ગુરૂને વ્હાલો ॥૩॥ સૂ ચ મં શ વિદ્વાન, શહેરનો ઉપરી, ગામ, ને પશુવાળો, રાજથી પૂજ્યેલો ॥૪॥ સૂ ચં. બુ ગુ ગુરૂને વ્હાલો, સત્પુરૂષોનો મેળાપ કરનાર, ક્રિયાવાળો, બ્રાહ્મણની ભક્તિ કરનાર. ॥૫॥ સૂ ચ બુ. શુ ગાય, ભેંસ, ઘોડા વિગેરે પશુ,

ઓઢવાની શાલો, ભોજન વિગેરેનું સુખ ભોગવનાર, યશવાળો, રહેવાને ઘર બંગલાઓવાળો, છોકરાથી સુખી. ॥૬॥ સૂ. ચં. બુ. શ. નમ્રતાવાળો, બગીચા, વાવ, ઝાડ, કુવા વિગેરે બનાવનાર, શાસ્ત્ર જાણનાર, પ્રસિદ્ધ ભક્તિવાળો. ॥૭॥ સૂ. મં. બુ. ગુ. રાજા, તેજસ્વી, આગેવાન, રૂપવાન, શાસ્ત્રમાં પ્રીતિવાળો, હમ્મેશાં દયાળુ. ॥૮॥ સૂ. મં. બુ. શુ. સારાં રત્ન ભોગવનાર, છોકરાંવાળો, ધનવાન, જય પામનાર, શત્રુઓને જીતનાર. ॥૯॥ સૂ. મં. બુ. શ. સારી કીર્તિ ભોગવનાર, હમ્મેશાં જય મેળવનાર, માણસોનું ભલું કરનાર, શાંત, જીતેન્દ્રિય, કીર્તિવાન, ગુણવાન. ॥૧૦॥ સૂ. મં. ગુ. શ. ધીરજવાળો, ગાભરો, પોતાના કુટુંબમાં, ધનવાન, ઉત્સાહવાળો, પરાક્રમી. ॥૧૧॥ સૂ. મં. ગુ. શ. ગુણવંતાન, સૌભાગ્યવાળો, વિદ્વાન્, નીતિવાન, પ્રભાવવાળો, દુઃખો રહિત. ॥૧૨॥ સૂ. મં. શુ. શ. સારો બુદ્ધિમાન, સુંદર આકૃતિવાળો, સારો કુળવાન, લોકમાં પ્રીતિવાળો, આબરૂદાર. ॥૧૩॥ સૂ. બુ. ગુ. શુ. દેવતાને બ્રાહ્મણોને નમસ્કાર કરનાર, ચેષ્ટા રહિત, બહુ વિદ્વાનોમાં વખણાતો, સારા છોકરાવાળો. ॥૧૪॥ સૂ. બુ. ગુ. શ. યોગમાં પ્રીતિવાળો, અધ્યાત્મ જ્ઞાની, (ઇશ્વરને જાણવાનું જ્ઞાન) કીર્તિવાન, અનુક્રમ જાણનાર, બહુ શાસ્ત્ર જાણનાર, યશ મેળવનાર. ॥૧૫॥ સૂ. બુ. શુ. શ. સારા માણસોવાળો, બહુ શાસ્ત્ર સાંભળનાર, ધર્મવાન, નીતિવાન, રાજાથી પુજાયેલો. ॥૧૬॥ સૂ. ગુ. શુ. શ. બહુ છોકરાવાળો, પ્રસિદ્ધ, પંડિત, દોષો વિનાનો, હાથીઓવાળો. ॥૧૭॥ ચં. મં. બુ. ગુ. દુષ્ટ સ્વભાવવાળો, વિનય વિનાનો, બહુ ક્રોધી, કૃતઘ્ની. ॥૧૮॥ ચં. મં. બુ. શુ. વિવેક રહિત ભાઇને છોકરાં વિનાનો, યુદ્ધમાં પ્રીતિવાળો, કજીઆ કરનાર. ॥૧૯॥ ચં. મં. બુ. શ. હમ્મેશાં પ્રીતિવાળો, ગુણો રહિત, મૂર્ખ, કૃપા વિનાનો, સાહસી. ॥૨૦॥ ચં. મં. ગુ. શુ. તેજરહિત, બુદ્ધિ વિનાનો તૃષ્ણાવાળો, દોષ કરનાર. ॥૨૧॥ ચં. મં. ગુ. શ. ગામના લોકોએ તજેલો, ચારિત્ર્ય રહિત, બહુ અભિમાની, લાંચ ખાનાર, ધનવાન. ॥૨૨॥ ચં. મં. શુ. શ. ખરાબ બુદ્ધિવાળો, ખાનદાન, ક્રૂર, દરિદ્રી, હમ્મેશાં પરદેશ રહેનાર. ॥૨૩॥ ચં. બુ. ગુ. શુ. કલેશ કરનાર, પૈસાનો બહુ ખર્ચ કરનાર, હલકો, સ્ત્રી વિનાનો, આશ્રય રહિત, ॥૨૪॥ ચં. બુ. ગુ. શ. ઘોડાને સ્ત્રી રહિત, રોગી, વાયુને કફવાળો, ખોટો ખર્ચ કરનાર, હમ્મેશાં પાપમાં પ્રીતિવાળો. ॥૨૫॥ ચં. ગુ. શુ. શ. બ્રાહ્મણોનો દ્વેષ કરનાર, મલિન, દારૂ પીનાર, નીચ, ને દુઃખી. ॥૨૬॥ ચં. બુ. શુ. શ. સારાં ચરિત્ર (ચાલચલગત) વિનાનો, ખરાબ સ્વભાવનો, પોતાના કુટુંબ રહિત,

મૂર્ખ, બહુ મિત્રોવાળો ॥૨૭॥ મં બુ ગુ શુ. સુખી, છોકરાંવાળો, સત્યમા પ્રીતિ રાખનાર, બહુ બુદ્ધિમાન, સારા ભોજન કરનાર, ગુણવાન ॥૨૮॥ મં બુ ગુ શ ધનવાન, ધર્મવાન, બહુ દાન આપનાર, માણુસોમાં પ્રેમ રાખનાર, શાસ્ત્રમા ઇચ્છા રાખનાર ॥૨૯॥ મ બુ શુ શ. ધીરજવાળો, પોતાના ધર્મમા પ્રીતિવાળો, કીર્તિવાન, અતિથિમા પ્રેમ રાખનાર, ભાઇઓનો પૂજ્ય ॥૩૦॥ મં ગુ શુ શ રૂપવાન, સારા સ્વભાવવાળો, પાપરહિત, ધનવાન ॥૩૧॥ બુ ગુ શુ શ લુચ્ચો, પાપ બુદ્ધિવાળો, કૃતઘ્ની, ગુણો રહિત, નીતિ વિનાનો, ॥૩૨॥

## ત્રીજા ભાવે પાંચ ગ્રહો બેઠેલાનુ ફળ.

સૂ ચં મ બુ ગુ બહુ ધનવાન, છોકરાઓ વાળો, રૂપવાન, સ્ત્રીને વ્હાલો, આનદી ॥૧॥ સૂ ચં મ બુ શુ મોટા વિચારવાળો, યજ્ઞ કરવાથી બહુ પ્રસિદ્ધ, ધર્મની ધજારૂપ, પ્રાણી (કોઇ પણ જીવ)નું ભલું ચાહનાર, પ્રધાન ॥૨॥ સૂ ચં બુ ગુ શુ બુદ્ધિવાન, માનમા પ્રીતિવાળો, ગુણવાન, ગાયન જાણનાર, બહુ ભોગ ભોગવનાર ॥૩॥ સૂ ચ મં ગુ શ નીચની સોબતમા પ્રીતિવાળો, દુષ્ટ દેવ ને બ્રાહ્મણનો દ્વેષ કરનાર, વિધિ જાણનાર ॥૪॥ સૂ ચં મં શુ શ પૂજા રહિત, શત્રુના ગર્વનો નાશ કરનાર, સારા મિત્રો ને શરમવાળો ॥૫॥ સૂ ચ બુ ગુ શુ દયાવાન, કીર્તિવાન, કરેલા ઉપકારને જાણનાર, સર્વને વ્હાલો, કુટુબી ઓપર પ્રેમ રાખનાર ॥૬॥ સૂ ચ બુ ગુ શ અતિથિમા પ્રીતિ રાખનાર, દેવ ને મનુષ્યોમા પ્રેમી, સારી બુદ્ધિવાળો ॥૭॥ સૂ ચ બુ શુ શ સારા કામમા સિદ્ધિ મેળવનાર, ધનવાન, સારા કપડા અલકાર પહેરનાર, આનદી ॥૮॥ સૂ મં. બુ ગુ શુ સુગધી પદાર્થો વાપરનાર, કીર્તિવાન, સારા કપડા પહેરનાર, શાસ્ત્ર જાણનાર, સારી સ્ત્રીથી સુખ ભોગવનાર, સુખી ॥૯॥ સૂ મં બુ ગુ શ ગુણવાન, યશવાન, સર્વેનો માનીતો, દાન આપનાર, ચેષ્ટા રહિત ॥૧૦॥ સૂ મ બુ શુ શ સાચુ બોલનાર, નીતિવાન, ધર્મવાન, ક્ષમાવાળો, બ્રાહ્મણોએ માનેલો ॥૧૩॥ સૂ બુ ગુ શુ શ ખર્ચ વિનાનો, શુદ્ધ બુદ્ધિવાળો, ચાલાક, બહુ ચેષ્ટાવાળો, રતિ ક્રીડા (સસાર સુખ)માં પ્રીતિ રાખનાર ॥૧૪॥ ચ મં બુ ગુ શુ ભયકર, કામી (વિષય સુખની) વાતોમાં પ્રીતિવાળો, ઉત્સાહ રહિત, વફાદાર ॥૧૫॥ ચં મ બુ ગુ શ દુષ્ટ ચિત્તવાળો, ખરાબ આશ્રયવાળો, ક્રોધી, બહુ ખર્ચ કરનાર, શાસ્ત્ર નહિ જાણનાર ॥૧૬॥ ચ

સં. બુ. શુ. શ બહુ દોષવાળો, ગુરૂ ને દેવની ભક્તિવાળો, પાપી, કામી. ॥૧૭॥ ચં. સં. ગુ. શુ. શ. ઉત્સાહ રહિત, ખરાબ સ્વભાવનો, માયાવી, કાંતિ રહિત. ॥૧૮॥ ચં. બુ. ગુ. શુ. શ. નીચમાં પ્રીતિવાળો, ખરાબ સ્ત્રી ભોગવનાર, સારા સંબંધીઓમાં પ્રીતિ કરનાર. ॥૧૯॥ સં. બુ. ગુ. શુ. શ. નાના પ્રકારનાં કપડાંને ઘરેણાં પહેરનાર, સુંદર ગાયન ગાનાર, બહુ ધર્મવાન. ॥૨૦॥

## ત્રીજે ભાવે છ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. શ. ગાંધર્વ વિદ્યામાં હુંશિયાર, સુંદર મોઢાવાળો, સુંદર કેશવાળો, સર્વને વ્હાલો. ॥૧॥ સૂ. ચં. મં. બુ. શુ. શ. મોટા પુરૂષોને પ્રિય, દરેક મનુષ્યોને વ્હાલો, ગુણવાન બ્રાહ્મણોનું ભલું ચાહનાર. ॥૨॥ સૂ. ચં. મં. ગુ. શુ. શ. ધનવાન, સમૃદ્ધિવાળો, સુંદર મોઢાવાળો, નીતિવાન. ॥૩॥ સૂ. મં. બુ. ગુ. શુ. શ. ધનવાન, કાર્ય સિદ્ધ કરનાર, જીતેન્દ્રિય, પુણ્ય રહિત. ॥૪॥ ચં. મં. બુ. ગુ. શુ. શ. જય મેળવનાર, બહાદુર, પુણ્યવાન, કીર્તિવાન. ॥૫॥ સાતગ્રહો ત્રીજે ભાવે બેઠાનું ફળ પણ પાંચમા શ્લોક પ્રમાણે જાણવું. ॥૬॥

## ચોથા ભાવે બે ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. સુખરહિત, દુઃખ ભોગવનાર, પ્રભાવરહિત, મિત્રતા વિનાનો ખરાબ વિચાર કરનાર. ॥૧॥ સૂ. મં. ઘાયલ ને પીડીત શરીરવાળો, વાયુનો રોગી, ક્રોધી, દુઃખી, મજુરી કરનાર. ॥૨॥ સૂ. બુ. વાયુ કફની પીડાવાળો, થોડાં છોકરાંવાળો, શત્રુઓથી પરાજય પામનાર, નીચમાં પ્રીતિવાળો, દેશમાં પ્રીતિ રાખનાર. ॥૩॥ સૂ. ગુ. મલીન સ્વભાવનો, નિર્ધન, નીચ, પિત્તનો રોગી, ક્રોધી. ॥૪॥ સૂ. શુ. બહુ પીવાની વસ્તુઓનો શોખીન, ક્રૂર, ચંચળ, આસન બાંધનાર, ( યોગ સાધનાર ) ॥૫॥ સૂ. શ. દેવના દોષથી શરીરે દુઃખી, બહુ ક્રોધી, કજીઆમાં પ્રીતિ રાખનાર, શરમ વિનાનો, જડ સ્વભાવનો. ॥૬॥ ચં. મં. થોડા છોકરાંવાળો, ક્ષમા રહિત, પારકાની સ્ત્રીમાં પ્રીતિ વાળો. ॥૭॥ ચં. બુ. બહુ સત્ય બોલનાર, પ્રસન્નતાથી વચન કહેનાર, વિવેકી, માણસોને વ્હાલો, દરેક માણસોમાં શ્રેષ્ટ. ॥૮॥ ચં. ગુ. નીતિવાન, ભાગ્યશાળી, બહુ વાતો કરનાર, રાજાને વ્હાલો, કૃપાવાળો, દેવ ને ગુરૂમાં પ્રેમવાળો થાય. ॥૯॥ ચં. શુ. દરેક કામમાં વધનાર, બહુ મિત્ર ને છોકરાવાળો, બહુ સુખી, કુળવાન, વિનયવાળો. ॥૧૦॥ ચં. શ. રોગી.

નીચ સ્વભાવનો, નિંદ્ય, કૃતઘ્ની, પરદેશમાં પ્રીતિવાળો ॥૧૧॥ મં. બુ. ધાયલ ને દુઃખી શરીરવાળો, સ્ત્રીમાં પ્રીતિવાળો, ચોરી મદિરાપાન, વ્યસન, જુગાર વિગેરેમાં પ્રેમ રાખનાર, સ્નેહ રહિત. ॥૧૨॥ મં. ગુ. પરાજય પામનાર, ગરીબ, કામી, થોડાં છોકરાં વાળો, પાપી, ભાઈઓએ તજેલો, કળા (તેજ) રહિત ॥૧૩॥ મં. શુ. કળા રહિત, આચરણ વિનાનો, પોતાના બંધુઓએ તજેલો, કામી, થોડું સાંભળનાર, ભોજનથી દુઃખી ॥૧૪॥ મં. શ બહુ દુ ખ ભોગવનાર, ખોટો ખર્ચ કરનાર, સ્નેહ રહિત, નીચ કામ કરનાર, ખરાબ બુદ્ધિવાળો ॥૧૫॥ બુ ગુ બહુ સુખી, દયાવાન, કીર્તિવાન, શાંત, રાજાને પૂજવા લાયક, બુદ્ધિમાન. ॥૧૬॥ બુ શુ. રાજાને વ્હાલો, રાજા જેવો, સેનાપતિ, પ્રધાન, મંત્રી ॥૧૭॥ બુ શ. પીડાતા શરીરનો કૃપણ (કંજુસ) સ્વભાવનો રોગી, તાવવાળો, સર્વ જંગ્યોએ પરાજય પામનાર. ॥૧૮॥ ગુ. શુ પૈસાવાળો, સમૃદ્ધિવાળો, સોનું, મોતી, મણિ વિગેરે ભોગવનાર, છોકરાવાળો, શ્રદ્ધાવાન, તીર્થમાં પ્રીતિવાળો. ॥૧૯॥ શુ શ થોડા સુખવાળો, નાદાન, મિત્રરહિત, બીજાઓને દુઃખ દેનાર, શિથીલ, પારકાને ઠગનાર. ॥૨૦॥

## ચોથા ભાવે ત્રણ ગ્રહો બેઠાનું ફળ.

સૂ ચં. મં. ખરાબ ચિત્તવાળો, દુર્ગંધવાળા મોઢાવાળો, બુદ્ધિરહિત, ક્રોધી, પિત્તરોગી, કલેશ કરનાર. ॥૧॥ સૂ. ચં. બુ સારા સ્વભાવ રહિત, ગુરુની કીર્તિ નાશ કરનાર, પુષ્ટ, કૃતઘ્ની, ખેતીથી પોતાનું ગુજરાન ચલાવનાર. ॥૨॥ સૂ. ચં. ગુ ફોકટ દુ ખ વેઠનાર, કલેશ ને કુકર્મમા પ્રીતિવાળો, રોગી, દુઃખી, વ્યસની, દરિદ્રી, નિર્ધન, બુદ્ધિરહિત. ॥૩॥ સૂ ચં. શુ સ્ત્રીઓને ભોગવનાર, ક્રોધથી નાના ને નજીવાં કામ બગાડનાર, નીતિ રહિત, બીજાઓથી અપમાન પામનાર. ॥૪॥ સૂ ચં. શ વાયુનો રોગી, ક્રોધી, દેવ ગુરુ ને બ્રાહ્મણને નહિ માનનાર, લુચ્ચાઓમાં સ્નેહ રાખનાર, દુષ્ટ ચિત્તવાળો. ॥૫॥ સૂ મં. બુ આકરા સ્વભાવનો, પારકાના ધનમાં લોભી, કુટુંબીઓએ તજેલો. ખરાબ સ્વભાવનો, વાંઝણીનો આશ્રય કરનાર, શાસ્ત્રથી વિમુખ. ॥૬॥ સૂ મં. ગુ માતા બાપ ભાઈ વિગેરેથી રહિત, નિર્બળ, કામી, નીચ માણસોમાં પ્રીતિ રાખનાર, નિંદાપાત્ર ॥૭॥ સૂ મં. શુ. બહુ સુખી, સોનાવાળો, શાસ્ત્ર ને કથામાં પ્રીતિવાળો, દુઃખ સહન કરનાર, ભયવાળો. ॥૮॥ શુ. મં. શ. નાના પ્રકારનાં દુઃખ ભોગવનાર શરમ વિનાનો મૂઢ સ્વભાવનો, થોડા આયુષ્યવાળો, નીતિવાન. ॥૯॥

સૂ. બુ. ગુ. અપમાન પામનાર, દુઃખ ભોગવનાર, ખરાબ સ્વભાવવાળો, કંજુસ, હર્ષના અતિરેકથી સારાં કામ બગાડનાર. ॥૧૦॥ સૂ. બુ. શુ. પાપમાં પ્રીતિવાળો, ખરાબ સ્વભાવનો, પિત્તના કોપથી શરીરે દુઃખી, શરમ વિનાનો કૃતઘ્ની, ખરાબ નખવાળો. ॥૧૧॥ સૂ. બુ. શ. ચરિત્ર (પ્રપંચ પાખંડ) રહિત, ખરાબ મિત્રની સોબતથી ભયવાળો, હમ્મેશાં દ્વેષ કરનાર, ખરાબ સ્વભાવવાળો. ॥૧૨॥ સૂ. ગુ. શ. પારકાનું દ્રવ્ય (ધન) લઇ લેનાર, ખોટું બોલનાર, ખરાબ સ્વભાવનો, શ્રાપથી વિવેક પૈસો ને નીતિ રહિત. ॥ ૧૩ ॥ સૂ. શુ. શ. મિત્રોથી રહિત, કદરૂપો, શરીરમાં ખોડવાળો સ્ત્રીવાળો, ગુણ રહિત. ॥૧૪॥ ચં. મં. બુ. વિદ્વાન, ધનવાન, બહુ સુખવાળો, જિતેન્દ્રિય, પાપ, લુચ્ચાઇ ને અપમાનનો ત્યાગ કરનાર. ॥૧૫॥ ચં. મં. ગુ. નાના પ્રકારનાં સુખ ભોગવનાર, રાજા ને પૂજ્ય, પોતાના ભાઇઓનો માનીતો, ગાય ભેંસ વિગેરે પશુથી સુખી, માણસોવાળો. ॥૧૬॥ ચં. મં. શ. પાપ રહિત શરીરવાળો, ચતુર સ્વભાવવાળો, શ્રેષ્ટ વચન જાણવા માટે તત્પર, પંડિતોને વ્હાલો. ॥૧૭॥ ચં. બુ. ગુ. રાજા, આરોગ્ય શરીરવાળો, નાના પ્રકારના હાથી ઘોડા વિગેરેનું સુખ ભોગવનાર, પ્રભાવવાળો, શત્રુઓને જીતનાર. ॥૧૮॥ ચં. બુ. શુ. બહુ સમર્થ, સ્ત્રીએ મેળવેલી સુંદર કીર્તિવાળો, કૃપાવાળો, માણસોમાં પ્રીતિ રાખનાર. ॥૧૯॥ ચં. બુ. શ. મોટો માણસ, બહુ સમર્થ, પોતાના કુળમાં શ્રેષ્ટ, માબાપમાં પ્રીતિ રાખનાર. ॥૨૦॥ ચં. ગુ. શ. કીર્તિવાન, ઇચ્છા પ્રમાણે સુખ મેળવનાર, રોગ રહિત શરીરવાળો, સત્પુરૂષોમાં મન રાખનાર, ધનવાન, છોકરાવાળો, સમર્થ. ॥૨૧॥ ચં. શુ. શ. ધીરજવાન. ભાઇઓ તરફથી સારા ભોગ ભોગવનાર. રાજા પાસે વખણાયેલો. ॥૨૨॥ મં. બુ. ગુ. પુત્ર તરફથી સુખ ભોગવનાર, ખેતી કરનાર, યશવાન, પ્રતાપી, બ્રાહ્મણને અતિથિમાં પ્રીતિ રાખનાર. ॥૨૩॥ મં. બુ. શુ. નાના પ્રકારનાં અનાજ વાપરનાર, ગાય, ભેંસ વિગેરે પશુવાળો, વિનય, પ્રભાવ ને બહુ ભાઇઓ વાળો. ॥૨૪॥ મં. બુ. શ. બહુ ઇચ્છાવાળો, પાપી, મિત્રો રહિત, પારકાની સ્ત્રીમાં પ્રીતિવાળો. નીચ, હમ્મેશાં મલિન. ॥૨૫॥ મં. ગુ. શુ. સારા સ્વભાવનો. તીર્થનો આશ્રય કરનાર, બહુ યશવાળો, પ્રતાપી, બંધુઓમાં આગેવાન, સુંદર શરીરવાળો. ॥૨૬॥ મં. ગુ. શ. સારા સ્વભાવનો, થોડો પૈસો મેળવનાર, થોડા સુખવાળો, ચાકર, રાજાનું ભલું ચાહનાર, બહુ જીવનાર. ॥૨૭॥ મં. શુ. શ. લુચ્ચા સ્વભાવનો, સત્પુરૂષની નિંદા કરનાર, બહુ ક્રોધી, કઠોર સ્વભાવવાળો. ॥૨૮॥ બુ. ગુ. શુ. રાજા, શત્રુઓનો

નાશ કરનાર, છોકરાવાળો, ધર્મવાન, સર્વને વ્હાલો ॥૨૯॥ બુ ગુ શ ઇચ્છા પ્રમાણે સુખ ભોગવનાર, મંત્રવાળો, બહુ કીર્તિવાન, સારૂં દાન આપનાર, ગુરૂ ને બાઈઓને પ્રિય (વહાલો) ॥૩૦॥ બુ શુ. શ વિધિ જાણનાર, વેપારમા પ્રીતિવાળો, ક્ષમાવાળો, ધર્મમા પ્રીતિવાળો, પવિત્ર ॥૩૧॥ ગુ શુ શ આબરૂનો ભંડાર, દીક્ષાવાળો, ગુરૂના કામમા પ્રીતિવાળો, સુંદર મુખવાળો, આગેવાન, માણસોમા સ્નેહ રાખનાર ॥૩૨॥

## ચોથા ભાવમાં ચાર ગ્રહો બેઠાનું ફળ

સૂ. ચ. મ બુ બુદ્ધિ રહિત, પારકાથી અપમાન પામનાર, પોતાના કુટુંબીઓએ તજેલો, નિર્દય ભયવાળો ॥૧॥ સૂ ચ. મં ગુ ખરાબ સ્વભાવવાળો, પ્રજા વિનાનો, ક્રોધી, ચરિત્ર રહિત, દુખી ॥૨॥ સૂ ચ મ શુ મિત્રોરહિત, નિર્ધન, કદરૂપો, બીજાઓથી હાર પામનાર દુષ્ટ બુદ્ધિવાળો ॥૩॥ સૂ. ચં. મં શ નિર્દય મલિન, માણસોને દુખ દેનાર, કજીઆમાં પ્રીતિ રાખનાર, આળસુ ॥૪॥

સૂ ચં. બુ ગુ તૃષ્ણાવાળો, કામી, ગુણોરહિત, કુળમાં સર્વેથી હલકો ॥૫॥ સૂ ચં. બુ શુ કદરૂપો, સ્નેહ વિનાનો, રૂવાટાવાળો, પરદેશમા પ્રીતિવાળો ॥૬॥ સૂ ચ બુ શ વિચારરહિત, ચોર, ક્રૂર, પારકાની સ્ત્રીમા પ્રીતિવાળો, નીચ વૃત્તિવાળો, ખરાબ બુદ્ધિવાળો ॥૭॥ સૂ ચં ગુ શુ બહુ પ્રમાદી કજીઆમા પ્રીતિ રાખનાર, કઠોર વચનવાળો, ખરાબ આચરણવાળો ॥૮॥ સૂ. ચં ગુ શ દરિદ્રી, ખરાબ દેશમા રહેનાર, વેશ્યામાં પ્રીતિવાળો, નિર્દય, સ્ત્રીથી મરણવાળો ॥૯॥ સૂ ચં ગુ શ નીતિમા પ્રીતિવાળો, જુગારમા પ્રેમ રાખનાર નિર્ધન, કદરૂપો, કુકર્મ કરનાર, ॥૧૦॥ સૂ મં બુ શુ ભૂખ શસ્ત્ર વિગેરેથી પિડિત શરીરવાળો, રોગી, વાયુવાળો, હમ્મેશાં ક્રોધી ॥૧૧॥ સૂ મં. બુ શ કદરૂપી આંખોવાળો, રાતે થોડુ દેખનાર, ખેતીનું કામ કરનાર, ફોકટ મહેનત કરનાર, પાપી. ॥૧૨॥ સૂ. મં. ગુ શુ ખોટુ બોલનાર ખરાબ કામ કરનાર, ક્ષમારહિત, કામી, ॥૧૩॥ સૂ મ ગુ શ ખરાબ સ્વભાવનો, નીચ ચેષ્ટાવાળો, સ્નેહ રહિત, અનર્થ કરનાર, ક્રોધી, દુખી, બ્રાહ્મણોને ભોજન કરાવનાર, ॥૧૪॥ સૂ મં શુ શ સ્ત્રી ભોગવનાર, બીજાઓથી હાર પામનાર, ચિહ્ન, લાખાં વિગેરે યુક્ત શરીરવાળો, મનુષ્યોને દુખ દેનાર, હમ્મેશા શત્રુવાળો, ॥૧૫॥ સૂ શુ ગુ શ હમ્મેશા સમર્થ, બહુ સારા આકરથી સેવાનો, ઉદાર, ભયરહિત. ॥ ૧૬ ॥ ચં મ. બુ શુ વિવેકી, સત્ય બોલનાર, ગુણવાન,

બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર, ॥૧૭॥ ચં. મં. બુ. શ. અગ્નિ (દેવતા યા આતસ) નો ભક્ત, બહુ ચાકરવાળો, યશવાન, બહુ ધનવાન, માણસોને વ્હાલો, ॥૧૮॥ ચં. મં. ગુ. શુ. ઘણું જાણનાર, બહુ પરાક્રમી, દયાવાન, ધનવાન, સત્પુરૂષોએ માનેલો, ॥૧૯॥ ચં. મં. ગુ. શ. ગુણ મેળવનાર, સત્પુરૂષોની સેવા કરનાર, બહુ હર્ષમાં રહેનાર, સારી ચેષ્ટાવાળો, બુદ્ધિમાન. ॥૨૦॥ ચં. મં. શુ. શ. બ્રાહ્મણોને નમસ્કાર કરનાર, કરેલા ઉપકારને જાણનાર, ઉત્સાહી, ધર્મવાન, સ્ત્રીને વ્હાલો. પ્રસિદ્ધ પ્રભાવવાળો, ॥૨૧॥ ચં. બુ. ગુ. શુ. શરમવાળો, કર્મ કરનાર, સત્ય બોલનાર, તપસ્વી માણસમાં પ્રીતિવાળો, ॥૨૨॥ ચં. બુ. ગુ. શ. બ્રાહ્મણોનું ભલું ચાહનાર, પરોપકારમાં હુંશિયાર, ખરાબ આચરણરહિત, સારી કીર્તિવાળો, વાદવિવાદમાં જીતનાર, ॥૨૩॥ ચં. બુ. શુ. શ. છોકરાવાળો, સ્ત્રીઓને વ્હાલો, સર્વ દોષોથી રહિત, શાસ્ત્ર જાણનાર, ધનવાન, સમર્થ. ॥૨૪॥ ચં. ગુ. શુ. શ. વેપારથી ધન મેળવનાર, સત્ય બોલનાર, હમ્મેશાં પ્રસિદ્ધ, બળવાન, ॥૨૫॥ મં. બુ. ગુ. શુ. બહુ દયાળુ, કામરહિત શરીરવાળો, શુદ્ધ વચન બોલનાર, નીતિવાન, માનવાળો, ॥૨૬॥ મં. બુ. ગુ. શ. ગુરૂ પર પ્રીતિ રાખનાર, બહુ ખર્ચ રહિત, બહુ ધનવાન, બહુ માનવાળો, સમર્થ, ॥૨૭॥ મં. બુ. શુ. શ. વિધિ જાણનાર, ધનવાન, શસ્ત્ર (હથીયાર) મેળવવામાં તત્પર, બુદ્ધિમાન, ભોજનવાળો, સર્વની ઇચ્છા પૂર્ણ કરનાર. ॥૨૯॥ મં. ગુ. શુ. શ. આત્મજ્ઞાનમાં પ્રીતિવાળો, પાપરહિત, સત્ય વચન કહેનાર, રાજાઓનો માનીતો, ॥૩૦॥ બુ. ગુ. શુ. શ. વાજીંત્ર વગાડવામાં કુશળ, બહુ દયાવાન, પરોપકારોવડે બહુજ પરાક્રમી, ॥૩૧॥

## ચોથા ભાવે પાંચ ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. દુષ્ટ, છૂપા રોગોવાળો, કૃતઘ્ની, લાંબા પેટવાળો, દાઢી વગરનો, ॥૧॥ સૂ. ચં. મં. બુ. શુ. ધર્મ રહિત, કામી, બહુ દુઃખ ભોગવનાર, વિશ્વાસરહિત, ચપળ સ્વભાવનો, ॥૨॥ સૂ. ચં. મં. બુ. શ. બહુ તૃષ્ણા (ઘણી ઇચ્છા) વાળો પોતાના શરીરમાં પ્રીતિવાળો, નિર્ધન, ચતુરાઇ રહિત, ॥૩॥ સૂ. ચં. મં. ગુ. શુ. અભિમાની, ચેષ્ટારહિત, શરમ વિનાનો, પુરૂષાર્થરહિત, ॥૪॥ સૂ. ચં. મં. ગુ. શ. બહુ મજુરી કરનાર, ધર્મરહિત, વર્ણ (વર્ણશંકર) વિનાનો, પારકાઓને દુઃખ દેનાર, ॥૬॥ સૂ. ચં. બુ. ગુ. શુ. દરિદ્રી, બહુ શત્રુઓવાળો, પ્રભાવરહિત, નીચ સ્વભાવનો. ॥૭॥ સૂ. ચં. બુ. ગુ. શ. બહુ દોષવાળો, ક્ષયનો રોગી,

કાંતિ વિનાનો, મિત્રોરહિત, ॥૮॥ સૂ ચં. બુ ગુ શુ શ બહુ શત્રુવાળો, પૈસા વિનાનો, દ્વેષ કરનાર, દયારહિત, ॥૯॥ સૂ ચં. ગુ શુ શ ધન રહિત, લોકોનું દુઃખ ભોગવનાર, હમેશા નીચ, ખરાબ સ્વભાવવાળો, ॥૧૦॥ સૂ મ. બુ ગુ શુ બહુ રોગવાળો, રાજાથી દુઃખી, હમેશા દુઃખ ભોગવનાર, વ્યસની, ॥૧૧॥ સૂ મં. બુ ગુ શ બહુ દુઃખી, ચાડી ખાનાર, બહુ દોષવાળો, રોગરહિત. ॥૧૨॥ સૂ મં. બુ શુ શ બ્રાહ્મણને નહિ માનનાર, નિયમોરહિત, કુકર્મ કરનાર, હમેશા દરિદ્રી, ॥૧૩॥ સૂ બુ ગુ શુ શ. પીતા (બાપ) ના ધર્મ રહિત, પરના ધર્મમા પ્રીતિવાળો, સારા પરાક્રમમા ચિત્ત રહિત, ॥૧૪॥ ચ. મ બુ ગુ શુ બહુ સુખી, ધનવાન, ગંભીર, વિદ્યાવાળો, માણસોને વ્હાલો, ॥૧૫॥ ચં. મં. બુ ગુ શ દીક્ષાવાળો, તીર્થ સ્નાન કરનાર, બહુ ગુણવાન, નીતિમા કુશળ, ॥૧૬॥ ચ મં. બુ. શુ શ બહુ તેજસ્વી, માનવાળો, શાસ્ત્ર સમજનાર, ક્ષમાવાન, દેવ ગુરૂમા પ્રીતિવાળો, ॥૧૭॥ ચ મ ગુ શુ શ મહેરબાની કરનાર, શાસ્ત્રમા પ્રીતિવાળો, ધનવાન, રત્ન મોતી, મણિ વિગેરે શરીરપર પહેરનાર, ॥૧૮॥ ચં બુ ગુ શુ શ રાજાનો પૂજ્ય, નાના પ્રકારના સુખવાળો, અપરાધને માફ કરનાર, શાસ્ત્રના હુશિયાર, ॥૧૯॥ મ બુ ગુ શુ શ સારી જગ્યોએ જનાર, મોટાઈ મેળવનાર, શરીર, કવિ, માણસોના માનીતો,

## ચોથા ભાવમાં છ ગ્રહો બેઠેલાનુ ફળ

સૂ. ચં. મ બુ ગુ શુ ખરાબ સ્વભાવવાળો, સ્નેહરહિત, બહુ ક્રોધી, હોળી જેવી આંખોવાળો, હમેશ ધરવાળો, ॥૧॥ સૂ ચં મ બુ ગુ શ. બહુ ભ્રમિત (ગાડાજેવો) પાપ બુદ્ધિવાળો, કૃતઘ્ની, શરમ વિનાનો, જડ, ॥૨॥ સૂ ચ મ ગુ શુ શ ગામમા પ્રીતિવાળો, ખરાબ કામ કરનાર કુવ્યો, શાસ્ત્રથી (વિમુખ) રહિત ॥૩॥ સૂ ચં મ. ગુ શુ શ. સુખી, સાચું નહીં બોલનાર, પીડાવાળો, કુકર્મ કરવાથી બહુ દુઃખી, ॥૫॥ સૂ મ. બુ ગુ શુ શ દયારહિત, બહુ દુષ્ટ ગામમા પ્રીતિવાળો, માર ન કરનાર, વેદરહિત, ॥૬॥ ચ મ. બુ ગુ શુ શ બહુ જળનો આશ્રય કરનાર, તીર્થમા પ્રીતિવાળો, કહેનતુ ગુણવાન, સત્ય બોલનાર, દયાવાન. ॥૭।

## ચોથા ભાવમાં સાત ગ્રહો બેઠેલાનુ ફળ

સત્ય બોલનાર મોટા અનાજપર પ્રીતિવાળો, રાજા, અદેખાઈ કરવા લાયક, ગુરૂને વ્હાલો. ॥૧॥

## પાંચમા ભાવે બે ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. અભિમાન રહિત, વાંકો, પ્રીતિવિનાનો, ખરાબ, છોકરાવાળો, બહુ દુઃખી, ખરાબ સ્વભાવવાળો. ॥૧॥ સૂ. મં. બહુ પુત્ર ને સ્ત્રીવાળો, શત્રુઓવાળો, ક્રૂર, ભયવાળો, પાપમાં હમ્મેશાં પ્રેમ રાખનાર. ॥૨॥ સૂ. બુ. બહુ પાપમાં પ્રીતિવાળો, દોષોવાળો, ક્રૂર, પોતાની સ્ત્રીથી તજાયેલો અનર્થવાળો. ॥૩॥ સૂ. ગુ. વેદનાં વચન નહિ માનનાર, પારકાના અનાજથી પોષણ કરનાર, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, કઠોર શરીરવાળો, ગુણરહિત. ॥૪॥ સૂ. શુ. બુદ્ધિ રહિત, નિર્બળ, ભુતાદીકની બાધાવાળો શત્રુવાળો દુબળો, શાસ્ત્રથી વિમુખ, ખરાબ બુદ્ધિવાળો. ॥૫॥ ચં. મં. બહુ-સુખ ભોગવનાર, વિદ્યાવાળો, બ્રાહ્મણ, દેવતાઓને સત્પુરૂષોને આપનાર, સાંભળવામાં પ્રીતિવાળો, ॥૭॥ ચં. બુ. મોટાઇવાળો, જુવાન, રૂપવાળો, બહુ મિત્રોવાળો, દેવને ગુરૂમાં પ્રીતિવાળો. ॥૮॥ ચં. ગુ. સ્વભાવથી સુખી, સમર્થ, શાસ્ત્રમાં ચતુર, હમ્મેશાં ઇશ્વરનું નામ લેનાર. ॥૯॥ ચં. શુ. ધનવાન, બુદ્ધિવાન, સંતોષી મનવાળો, બહુ સુખી, બહુ છોકરીઓવાળો, સ્ત્રીને વ્હાલો. ॥૧૦॥ ચં. શ. છોકરાના સુખરહિત, પ્રપંચ કરનાર, ખરાબ બુદ્ધિવાળો, શાસ્ત્ર નહિ જાણનાર, બંધનરહિત. ॥૧૧॥ મં. બુ. વિનયવાળો, ખેતી કરવાથી કેટલાક નાશ થયેલા ધનવાળો, ધનવાન, ક્રોધી, પરદેશમાં પ્રીતિવાળો, ભાઇ ને પુત્રોવાળો. ॥૧૩॥ મં. ગુ. બહુ શત્રુઓવાળો, નીચ માણસથી પરાજય (હાર) પામનાર, વિહ્વલ, બ્રાહ્મણ ઉપર ભક્તિરહિત, ॥૧૪॥ મં. શ. ઘાયલ ને દુઃખી શરીરવાળો, સ્ત્રીથી ન જીતાયેલો, દુષ્ટ બુદ્ધિવાળો, કૃતઘ્ની, ક્ષમારહિત, અસમર્થ. ॥૧૫॥ બુ. ગુ. બહુ પુત્રોવાળો, જય ઇચ્છનાર, સ્ત્રીને વ્હાલો, આનંદી, મોટાં કામ કરનાર, લોભ રહિત. ॥૧૬॥ બુ. શુ. સારાં વચન બોલનાર, સ્વામી, મોટા કામમાં પ્રીતિવાળો, બ્રાહ્મણો પર પ્રીતિવાળો, હુંશિયાર, ગંભીર. ॥૧૭॥ બુ. શ. કળા રહિત, સુખોરહિત, કદરૂપો, સ્વભાવથી દુષ્ટ. ॥૧૮॥ ગુ. શુ. બહુ ભાગ્યવાન, કુળમાં આગેવાન, બહુ પુત્રોવાળો, ધનવાળો, સુખી. ॥૧૯॥ ગુ. શ. ભાગ્યવાન, ખરાબ કપડાંવાળો, હલકા ને દુષ્ટ માણસની મરજી પ્રમાણે ન પીવાની ચીજો પીનાર, નિંદા કરવા લાયક, અધર્મી, ॥૨૦॥ શુ. શ. છોકરીઓવાળો, સ્ત્રીમાં પ્રીતિવાળો પાપની વાતમાં પ્રેમ રાખનાર, કૃતઘ્ની, કદરૂપો, નિંદ્ય. ॥૨૧॥

કાંતિ વિનાનો, મિત્રોરહિત, ॥૮॥ સૂ ચં બુ ગુ શ બહુ શત્રુઓવાળો, પૈસા વિનાનો, દ્વેષ કરનાર, દયારહિત, ॥૯॥ સૂ ચ. ગુ શુ શ ધન રહિત,છોકરાનું દુ ખ ભોગવનાર,હમ્મેશા નીચ, ખરાબ સ્વભાવવાળો, ॥૧૦॥ સૂ મં. બુ ગુ શુ બહુ રોગવાળો, રાજાથી દુ ખી, હમ્મેશા દુ ખ ભોગવનાર, વ્યસની, ॥૧૧॥ સૂ મં બુ ગુ શ બહુ દુ ખી, ચાડી ખાનાર, બહુ દેવાવાળો, રોગરહિત. ॥૧૨॥ સૂ મં. બુ શુ શ બ્રાહ્મણોને નહિ માનનાર, નિયમોરહિત, કુકર્મ કરનાર, હમ્મેશા દરિદ્રી, ॥૧૩॥ સૂ બુ ગુ શુ શ પીતા (બાપ) ના ધર્મ રહિત, પારકાના ધર્મમા પ્રીતિવાળો, સારા પરાક્રમમા ચિત્ત રહિત, ॥૧૪॥ ચ. મં. બુ ગુ શુ બહુ સુખી,ધનવાન, ગંભીર, વિદ્યાવાળો, માણસોને વ્હાલો, ॥૧૫॥ ચં. મં. બુ ગુ શ દીક્ષાવાળો, તીર્થ સ્નાન કરનાર, બહુ ગુણવાન, નીતિમા કુશળ, ॥૧૬॥ ચ મં. બુ. શુ શ બહુ તેજસ્વી, માનવાળો, શાસ્ત્ર સાભળનાર, ક્ષમાવાન, દેવ ગુરૂમા પ્રીતિવાળો, ॥૧૭॥ ચ મં ગુ શુ શ મેડેરમાની કરનાર, શાસ્ત્રમા પ્રીતિવાળો, ધર્મવાન, રત્ન મોતી, મણિ વિગેરે શરીરપર પેહેરનાર, ॥૧૮॥ ચં. બુ ગુ શુ શ રાજાનો પૂજ્ય, નાના પ્રકારના સુખવાળો, અપરાધને માફ કરનાર, શાસ્ત્રમા હુશિયાર, ॥૧૯॥ મં બુ ગુ શુ શ સારી જગ્યોએ જનાર,મોટાઈ મેળવનાર, શૂરવીર, કવિ, ભાઇઓમા માનીતો,

## ચોથા ભાવમાં છ ગ્રહો બેઠેલાનું ફળ

સૂ ચં. મ બુ ગુ શુ ખરાબ સ્વભાવવાળો, સ્નેહરહિત, બહુ ક્રોધી, છોકરી જેવી આખોવાળો, હમ્મેશા ઘરવાળો, ॥૧॥ સૂ ચ મ બુ ગુ શ બહુ ભ્રમિત (ગાડાજેવો) પાપ બુદ્ધિવાળો, કૃતઘ્ની, શરમ વિનાનો, જડ, ॥૨॥ સૂ ચં મ ગુ શુ શ માસમા પ્રીતિવાળો, ખરાબ કામ કરનાર, લુચ્ચો, શાસ્ત્રથી (વિમુખ) રહિત ॥૩॥ સૂ ચ મ. ગુ શુ શ. સુખી, સાચું નહીં બોલનાર, પીડાવાળો, કુકર્મ કરવાથી બહુ દુ ખી, ॥૫॥ સૂ મ. બુ ગુ શુ શ દયારહિત, બહુ દુષ્ટ કામમા પ્રીતિવાળો, માફ ન કરનાર, વેદરહિત, ॥૬॥ ચ. મ બુ ગુ શુ શ બહુ જણનો આશ્રય કરનાર, તીર્થમા પ્રીતિવાળો, મહેનતુ ગુણવાન, સત્ય બોલનાર દયાવાન. ॥૭॥

## ચોથા ભાવમાં સાત ગ્રહો બેઠેલાનુ ફળ

સત્ય બોલનાર, મીઠા અનાજપર પ્રીતિવાળો, રાજા, અદેખાઇ કરવા લાયક, ગુરૂને વ્હાલો. ॥૧॥

## પાંચમા ભાવે બે ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. અભિમાન રહિત, વાંકો, પ્રીતિવિનાનો, ખરાબ, છોકરાનો... બહુ દુઃખી, ખરાબ સ્વભાવવાળો. ॥૧॥ સૂ. મં. બહુ પુત્ર ને ઓછી... શત્રુઓવાળો, ક્રૂર, ભયવાળો પાપમાં હમ્મેશાં પ્રેમ રાખનાર. ॥૨॥ સૂ. બુ. બહુ પાપમાં પ્રીતિવાળો, દોષોવાળો, ક્રૂર, પોતાની સ્ત્રીથી તજાયેલો ... વાળો. ॥૩॥ સૂ. ગુ. વેદનાં વચન નહિ માનનાર. પારકાના અન્નથી પોષણ કરનાર, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, કઠોર શરીરવાળો, ગુણરહિત. ॥૪॥ સૂ. શુ. બુદ્ધિ રહિત, નિર્બળ, ભુતાદીકની બાધાવાળો ... દુબળો, શાસ્ત્રથી વિમુખ, ખરાબ બુદ્ધિવાળો. ॥૫॥ ચં. મં. બહુ સુખ ભોગવનાર, વિદ્યાવાળો, બ્રાહ્મણ, દેવતાઓને સત્પુરૂષોને આપનાર, ... ળવામાં પ્રીતિવાળો, ॥૭॥ ચં. બુ. મોટાઇવાળો, જુવાન, રૂપવાળો, બહુ મિત્રોવાળો, દેવને ગુરૂમાં પ્રીતિવાળો. ॥૮॥ ચં. ગુ. સ્વભાવથી સુખી, સમર્થ, શાસ્ત્રમાં ચતુર, હમ્મેશાં ઇશ્વરનું નામ લેનાર. ॥૯॥ ચં. શુ. ધન-વાન, બુદ્ધિવાન, સંતોષી મનવાળો, બહુ સુખી, બહુ છોકરીઓવાળો, સ્ત્રીને વ્હાલો. ॥૧૦॥ ચં. શ. છોકરાના સુખરહિત, પ્રપંચ કરનાર, ખરાબ બુદ્ધિવાળો, શાસ્ત્ર નહિ જાણનાર, બંધનરહિત. ॥૧૧॥ મં. બુ. વિનયવાળો, ખેતી કરવાથી કેટલાક નાશ થયેલા ધનવાળો, ધનવાન, ક્રોધી, પરદેશમાં પ્રીતિવાળો, ભાઇ ને પુત્રોવાળો. ॥૧૩॥ મં. ગુ. બહુ શત્રુઓવાળો, નીચ માણસથી પરાજય (હાર) પામનાર, વિંહ્વલ, બ્રાહ્મણ ઉપર ભક્તિરહિત. ॥૧૪॥ મં. શ. ઘાયલ ને દુઃખી શરીરવાળો, સ્ત્રીથી ન જીતાયેલો, ક્રૂર બુદ્ધિવાળો, કૃતઘ્ની, ક્ષમારહિત, અસમર્થ. ॥૧૫॥ બુ. ગુ. બહુ પુત્રોવાળો, જય ઇચ્છનાર, સ્ત્રીને વ્હાલો, આનંદી, મોટાં કામ કરનાર, લોભ રહિત. ॥૧૬॥ બુ. શુ. સારાં વચન બોલનાર, સ્વામી, મોટા કામમાં પ્રીતિવાળો, બ્રાહ્મણો પર પ્રીતિવાળો, હુંશિયાર, ગંભીર. ॥૧૭॥ બુ. શ. કામ રહિત, સુખોરહિત, કદરૂપો, સ્વભાવથી દુષ્ટ. ॥૧૮॥ ગુ. શુ. બહુ ભાગ્યવાન, કુળમાં આગેવાન, બહુ પુત્રોવાળો, ધનવાળો, સુખી. ॥૧૯॥ ગુ. શ. ભા-ગ્યવાન, ખરાબ કપડાંવાળો, હલકા ને દુષ્ટ માણસની મરજી પ્રમાણે ... પીવાની ચીજો પીનાર, નિંદા કરવા લાયક, અધર્મી, ॥૨૦॥ શુ. શ. છોકરીઓવાળો, સ્ત્રીમાં પ્રીતિવાળો પાપની વાતમાં પ્રેમ રા... કદરૂપો, નિંદ્ય. ॥૨૧॥

## પાંચમા ભાવમાં ત્રણ ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. કીર્તિવાન, પુણ્યરહિત, ખરા સ્વભાવવાળો, પોતે કરેલા વિકારો વડે રોગી શરીરવાળો, ॥૧॥ સૂ ચં. બુ બહુ પાપવાળો, નિર્ધન, પાપી, છોકરાના સુખથી રહિત, સ્ત્રીથી છેતરાયેલો, ચંચળ મનવાળો, ॥૨॥ સૂ. ચં. ગુ. પુત્રો રહિત, બહુ પ્રતાપી, વિદ્યાવાળો, શુભ કામ કરનાર, દયાવાન, સ્નેહવાળો, કળા વિનાનો. ॥૩॥ સૂ ચં. શુ ગુણો રહિત, પારકાના ધનમાં પ્રીતિવાળો, બહુ શત્રુઓવાળો, ક્ષમા દયા વિગેરે રહિત. ॥૪॥ સૂ. ચં. શ. ધન મનની પીડાથી ભય રહિત, પ્રપંચમા ચાલાક, દુરાચારી, છોકરાવાળો, ભાઇઓથી વિમુખ ॥૫॥ સૂ મં. બુ. દુષ્ટ, જન્મથી દુખી શરીરવાળો, સ્નેહ રહિત, આશા રહિત, પારકા પાસે યાચના કરનાર, સર્વથી તજાયેલો. ॥૬॥ સૂ મં. ગુ નીચની પ્રીતિવાળો, ક્રૂર, શરીરમા ખોડવાળો, નિરાશ, દાન આપવામા અશક્ત, સ્ત્રીમાં પ્રીતિવાળો, પુરૂષાર્થ રહિત. ॥૭॥ સૂ મં. શુ સર્વ આભૂષણ ઘરેણા વિગેરેથી રહિત, માણસોએ તિરસ્કારેલો, પુરૂષોથી હાર પામનાર, કઠોર સ્વભાવવાળો. ॥૮॥ સૂ. મં. શ પાપી છોકરા ને છોકરીવાળો, અધીરો, શાસ્ત્ર નહિ જાણનાર, છોકરા રહિત, સત્પુરૂષોનો દ્વેષ કરનાર. ॥૯॥ સ બુ ગુ પાપી છોકરાવાળો, બહુ ક્રોધી, નપુંસક, ક્રૂર, પારકી સ્ત્રીમા પ્રીતિવાળો, દુખી લોકને મિત્રોથી દુખી. ॥૧૦॥ સૂ બુ શુ વાંઝણી છોકરીનો બાપ, કૃતઘ્ની, બહુ સીયોવાળો, કલેશ કરનાર, પાપી, ધન ભોજન ને ભોગો રહિત ॥૧૧॥ સૂ બુ. શ છોકરા વિનાનો, નિર્ધન, લાંબા પેટવાળો, લાંબી જાઘવાળો. પગમા ખોડવાળો, લાંબી ગરદનવાળો ॥૧૨॥ સૂ ગુ શુ અધર્મી, ખરાબ કામ કરનાર, ઠગારો, માયા જાળથી નહિ ફસાનાર. ॥૧૩॥ સૂ ગુ શ પોતાના ભાઇઓએ તજેલો, ધન વિનાનો, શરીરે દુખી, યુદ્ધમા પ્રીતિવાળો, ભય રહિત ॥૧૪॥ સૂ શુ શ ધીરજ વિનાનો દુષ્ટ સ્વભાવવાળો, બુદ્ધિ રહિત, પરદેશ રહેવામા પ્રીતિવાળો ॥૧૫॥ ચં. મં. બુ. ગરીબ, પુરૂષાર્થ રહિત, ધર્મ વિનાનો, જુગાર રમનાર, કામદેવથી તપાયમાન બુદ્ધિવાળો. ॥૧૬॥ ચં. મ. ગુ ભયવાળો, લક્ષ્મીવાળો, બહુ ક્રોધી, ખોટો ખર્ચ કરનાર, ભાઇઓમા પ્રીતિવાળો, બુદ્ધિ વિનાનો, બહુ ગર્વ વાળો ॥૧૭॥ ચં. મં. શુ નીચની સોબત કરનાર, કદરૂપો, વાયુવાળો, કીર્તિ રહિત, પ્રતાપ વિનાનો, માણસોએ તિરસ્કારેલો ॥૧૮॥ ચં. મં. શ સત્ય રહિત, નિર્ધન, સુખ રહિત, બહુ બીઘનાર, કદરૂપા ચિત્તવાળો.

સ્વભાવનો, ભય ( ધાસ્તી ) વિનાનો. ॥૧૯॥ ચં: બુ. ગુ. તીર્થ કરનાર, સારી બુદ્ધિવાળો, બહુ જાણનાર, સમૃદ્ધિવાળો, ધર્મવાન, માતાપિતાની દૃઢ ભક્તિ કરનાર. ॥૨૦॥ ચં. બુ. શુ. જાડા શરીરવાળો, લોભ વિનાનો, માણસોમાં પ્રીતિવાળો, બહુ તીર્થો કરવાથી પાપ રહિત, બહુ પ્રભાવવાળો. ॥૨૧॥ ચં. બુ. શ. યશવાન, સ્થિર સ્વભાવવાળો, ધર્મવાન, કળાવાન, ઇચ્છા વિનાનો. ॥૨૨॥ ચં. ગુ. શુ. તપાયમાન, ગળાની લાંબી ડોકવાળો, ધર્મવાન, શત્રુઓને નાશ કરનાર, સર્વને વ્હાલો દર્શનવાળો. ॥૨૩॥ ચં. ગુ. શુ. બહુ બુદ્ધિમાન, પ્રસિદ્ધ, મોટો કવિ, બહુ શત્રુઓનો નાશ કરનાર, સુખમાં રહેનાર, મિત્રોવાળો, સુંદર મુખવાળો. ॥૨૪॥ ચં. શુ. શ. ગુણવાન, જ્યોતિષ નહિ જાણનાર, રૂપ રહિત, અભિમાની, ધર્મ કથામાં પ્રીતિ રાખનાર. ॥૨૫॥ મં. બુ. ગુ. ધર્મની ધ્વજારૂપ, સત્યમાં પ્રીતિ રાખનાર, બહુ બુદ્ધિશાળી, શરમવાળો, ઉત્સાહી, શૂરવીર. ॥૨૬॥ મં. બુ. શુ. સૌભાગ્યવાળો, મનની પીડાવાળો, બ્રાહ્મણમાં પ્રીતિ રાખનાર, સત્પુરૂષોમાં પ્રેમી, સોનું વસ્ત્ર ને ઘરેણાંવાળો. ॥૨૭॥ મં. બુ. શ. ઘાયલ, સ્ત્રી ભોગવનાર, દયા રહિત ગુણો વિનાનો, મજુરીથી કાયર શરીરવાળો, કુટુંબવાળો. ॥૨૮॥ મં. ગુ. શુ. બુદ્ધિમાન, ઝીણાં કપડાં ને નાજુક ઘરેણાંવાળો, દૃઢ પ્રતિજ્ઞાવાળો શત્રુઓને દુઃખ દેનાર. ॥૨૯॥ મં. ગુ. શ. દયાવાળો, વેપાર કરનાર, વિદ્યાવાળો, શાસ્ત્ર જાણનાર, સત્પુરૂષોને માનનાર, ક્ષમાવાન, દેવને ગુરૂનો ભક્ત. ॥૩૦॥ મં. શુ. શ. ખરાબ બુદ્ધિવાળો, શરમ વિનાનો, નીતિ રહિત, સ્ત્રી વિનાનો, બહુ ગર્વવાળો. ॥૩૧॥ બુ. ગુ. શુ. રત્ન ભોગવનાર, બ્રાહ્મણમાં પ્રીતિવાળો, બહુ શાસ્ત્ર જાણનાર સ્વર્ગના સુખવાળો. ॥૩૨॥ બુ. ગુ. શ. ગુરૂઓનું ભલું ચાહનાર, બહુ વિદ્યા મેળવવામાં તત્પર, કુળમાં શ્રેષ્ટ, દૃઢ મિત્રતાવાળો. ॥૩૩॥ બુ. શુ. શ. પુત્રો વિનાનો, સ્થુળ, ખરાબ કાનવાળો, જુગારમાં પ્રીતિવાળો, પારકાને ઠગનાર, મોટી ડોક ને હાથવાળો, ॥૩૪॥ ગુ. શુ. શ. બહુ સારા સ્વભાવવાળો, ધનવાન, શાસ્ત્ર જાણવામાં તત્પર મનવાળો, ઘરવાળો. ॥૩૫॥

## પાંચમા ભાવે ચાર ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. બુ. બહુ દોપવાળો, ક્રોધી, નિયમો રહિત, શરમવિનાનો, ખરાબ સ્વભાવવાળો. ॥૧॥ સૂ. ચં. મં. ગુ. છોકરાંઓ રહિત, વિનયવિનાનો, ગરીબ, દયા વગરનો. અધર્મી, ॥૨॥ સૂ. ચં. મં. શુ. દીર્ઘલિંગવાળો, નિર્ધન, પારકાની સ્ત્રીમાં પ્રીતિવાળો, ચિન્હવાળી સાથળવાળો, ॥૩॥ સૂ. ચં. મં. શ. કૃતઘ્ની, હર્ષમાં ઘેલો થનાર, ગરીબ વૃત્તિવાળો, ભા-

ધર્મ રહિત, ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. બહુ હર્ષમાં રહેનાર, કામી. હમ્મેશાં કુલિન, નીતિરહિત, ॥૫॥ સૂ. ચં. બુ. શુ. ચાડી ખાવામાં પ્રીતિવાળો, પોતાના ધર્મરહિત, સત્પુરુષની અદેખાઇ કરનાર, ॥૬॥ સૂ. ચં. બુ. શ. નિર્દય, બુદ્ધિ વિનાનો, અભિમાન વિનાનો, અલંકારવાળો, પાપી, ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. રથવાળો. ધનવાન, વિનયરહિત, ચંદન સ્નાન વિગેરેથી રહિત, ॥૮॥ સૂ. ચં. ગુ. શ. સુખોવાળો, ફોકટ મહેનત કરનાર, મિત્રો વિનાનો, સંતતિ રહિત, સાહસકામ કરનાર, ॥૯॥ સૂ. મં. બુ. ગુ. બળ રહિત, ખરાબ ચેષ્ટાવાળો, નીચ કામ કરનાર, બહુ ક્રોધી, ॥૧૦॥ સૂ મં. બુ. શુ. અધર્મી, નીતિ વિનાનો, બુદ્ધિ વિનાનો, કુટિલ સ્વભાવનો, ખરાબ કામમાં પ્રીતિવાળો, ॥૧૧॥ સૂ. મં. બુ. શ. બળ રહિત, ચોર, કામદેવની વાતોમાં પ્રીતિવાળો, ચાકર, શત્રુઓથી નહિ જીતાયેલો, ॥૧૨॥ સૂ. મં. ગુ. શુ. નાશ થયેલા ધનવાળો, ધર્મવિનાનો, હમ્મેશાં ખરાબ શાસ્ત્રમાં પ્રીતિવાળો, ॥૧૩॥ સૂ. મં. ગુ. શ. આકરા સ્વભાવનો, બહુ રોગી, ખરાબ સ્વભાવ વાળો, ધર્મ રહિત, બહેરો, ॥૧૪॥ સૂ. મં. શુ. શ. હાથની ખોડવાળો, ગાય, ભેંસ ઘોડા વિગેરે પશુને કપડાં વાસણ રહિત, નિર્ધન, દુઃખી, ॥૧૫॥ સૂ. બુ. ગુ. શુ. ખરાબ કીર્તિ ભોગવનાર, પ્રભાવ રહિત, નીચ કામ કરનાર, વિહ્‌વળ મનવાળો. ॥૧૬॥ સૂ. બુ. ગુ. શ. કુકર્મ કરનાર, ખરાબ સ્ત્રીને નીચની સેવામાં પ્રીતિવાળો, નિર્દય બ્રાહ્મણોની નીંદા કરનાર. બેશુદ્ધ ॥૧૭॥ સૂ. બુ. શુ. શ. અધર્મ કરનાર, ખરાબ બુદ્ધિવાળો, ખરાબ કાવ્યમાં આસક્ત, કુટુંબ વિનાનો, ॥૧૮॥ સૂ. ગુ. શુ. શ. શત્રુઓથી પરાભવ પામનાર, ખરાબ કપડાંવાળો, અપવિત્ર, વખત બેવખત કામ કરનાર, દરિદ્રી, હમ્મેશાં દુઃખી. ॥૧૯॥ ચં. મં. બુ. ગુ વિવેકી, વિદ્યાવાન, વેદને શાસ્ત્રમાં પ્રીતિવાળો, મિત્રોવાળો, શત્રુઓને નાશ કરનાર, ॥૨૦॥ ચં. મં. બુ. શુ. સૌભાગ્યવાળો, વિદ્યાવાળો, વિનયી, યોગ્ય માણસોમાં પ્રીતિવાળો, ચતુર, ॥૨૧॥ ચં. મં. બુ. શ. નમ્ર વેશવાળો, પોતાના ધર્મમાં સંતોષ માનનાર, બહુ પરાક્રમી, દાન આપનાર, મોટાઇ મેળવનાર, ॥૨૨॥ ચં. મં. ગુ. શુ. બહુ ચિન્હવાળો, બ્રાહ્મણોનું રક્ષણ કરનાર, ગુણમાં પ્રીતિવાળો, પ્રસિદ્ધને અભિમાની, ॥૨૩॥ ચં. મં. ગુ. શ. બહુ શાંત સ્વભાવનો, નાના પ્રકારનાં શાસ્ત્ર જાણનાર, પૈસાવાળો, ગંભીર, કવિ, માણસોને વ્હાલો, ॥૨૪॥ ચં. મં. શુ. શ. માણસોનું ભલું ચાહનાર, બહુ મિત્રોવાળો, ઘરેણાંવાળો, સમૃદ્ધિવાળો, ક્ષમાવાન, ધર્મ કરવામાં ચતુર, ॥૨૫॥ ચં. બુ. ગુ. શુ. છોકરાંવાળો, ધનવાન, ચંદનથી પુજાનાર, કપડાં, ભોજનવાળો, છોક-

રાના સુખવાળો, ॥૨૬॥ ચં. બુ. ગુ. શ. સત્ય બોલનાર, વિનયવાળો, ધર્મવાળો, પંડીતોમાં માનીતો, ॥૨૭॥ ચં. બુ. શુ. શ. મોટાઇ ભોગવનાર, જીતેન્દ્રિય, પવિત્ર, રૂપવાન, સૌભાગ્યવાળો, પરાક્રમી, લોભ રહિત, ॥૨૮॥ ચં. ગુ. શુ. શ. રાજાનો પૂજ્ય, શાસ્ત્ર શીખવામાં તત્પર, ધર્મમાં પ્રીતિવાળો, છોકરાવાળો, બહુ ધનવાન, ॥૨૯॥ મં. બુ. ગુ. શુ. આત્મજ્ઞાની, શત્રુરહિત, સંતોષી ચિત્તવાળો, રાજાને વહાલો. ॥૩૦॥ મં. બુ. શુ. શ. સુંદર રૂપવાન, તૃષ્ણાવિનાનો, નિયમવાળો, કુળમાં શ્રેષ્ઠ, શુદ્ધ બુદ્ધિવાળો, ॥૩૧॥ મં. બુ. શુ. શ. મોટાઇ ભોગવનાર, ધર્મવાન, પિતૃ કામમાં ચતુર, ક્ષમાવાળો, સર્વ માણસોપર પ્રીતિ રાખનાર, ॥૩૨॥ મં. ગુ. શુ. શ. ઇચ્છા પ્રમાણે લાભ મેળવનાર, સત્પુરૂષોમાં પ્રીતિવાળો, વેદ બ્રાહ્મણને ગુરૂની ભક્તિ કરનાર, ॥૩૩॥ બુ. ગુ. શુ. શ. કારીગર, વેદના અર્થ જાણનાર, ગાય ભેંસ ઘોડા વિગેરે પશુવાળો, કીર્તિવાન, બહુ પવિત્ર, ॥૩૪॥

## પાંચમા ભાવે પાંચ ગ્રહો બેઠલાનું ફળ.

સૂ, ચં. મં. બુ. ગુ. કદરૂપા શરીરવાળો, મલિન, સંતતિની ઇચ્છા વાળો, બહુ દોષવાળો. ॥૧॥ સૂ. ચં. મં. બુ. શુ. કામી હમ્મેશાં બહુ જ રોગી, વેશ્યામાં પ્રીતિવાળો. ॥૨॥ સૂ. ચં. મં. બુ. શ. નપુંસક, વર્ણ, શાસ્ત્ર, ને વેદરહિત, કઠોર શરીરવાળો, ગુણ રહિત, ॥૩॥ સૂ. ચં. મં. ગુ. શુ. નિર્ધન બહુ ક્રોધી, ફોકટ ફરનાર, ભાઇઓવાળો, ॥૪॥ સૂ. ચં. મં. ગુ. શ. ખરાબ માણસની સોબત કરનાર, બહુ ક્રોધી, સારાં કામ નહિ કરનાર, ખોટું બોલનાર. ॥૫॥ સૂ ચં. મં. શુ. શ. ભાઇઓ વિનાનો, નિર્ધન, પુત્રારહિત દુઃખી, જુગારમાં પ્રીતિવાળો, અદેખાઇ કરનાર. ॥૬॥ સૂ. ચં. બુ. ગુ. શુ. દુરાચારી સ્ત્રીવાળો, પોતાના ભાઇઓએ તજેલો, દેવને બ્રાહ્મણોનો નાશ કરનાર, ખરાબ વ્યવહારવાળો. ॥૭॥ સૂ. ચં. બુ. ગુ. શ. ખરાબ સ્વભાવ વાળો, ગુરૂઓએ તજેલો, સત્પુરૂષોને નહિ માનનાર. ॥૮॥ સૂ. ચં બુ. શુ. શ. ખોટો ખર્ચ કરનાર, અનર્થવાળો, ખર્ચથી દુઃખી, દારૂ પીનારો, કૃપા વિનાનો, ॥૯॥ સૂ. ચં. ગુ. શુ. શ. ધનના ભંડાર વિનાનો, છોકરાં રહિત, આબરૂ વિનાનો, ભ્રમિત, શોકવાળો. ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ, શુ. સ્ત્રીના દોષથી દુઃખી, રોગી, ભયવાળો, ફોકટ મહેનત કરનાર. ॥૧૧॥ સૂ. મં. બુ. ગુ. શ. ગૂઢ બુદ્ધિવાળો, સ્ત્રીએ તજેલો, હર્ષિત ચિત્તવાળો, રણમાં બીકણ. ॥૧૨॥ સૂ. મં. બુ. શુ. શ. શરમવિનાનો, સત્પુરૂષોને જીતનાર, લક્ષ્મીવિનાનો, દારૂ પિનાર, કૃતઘ્ની ॥૧૩॥ સૂ. મં. ગુ. શુ. શ. માથાનો રોગી,

ઘાયલ શરીરથી બહુ દુઃખી, મોટાઇ નહિ ભોગવનાર, વૈભવો રહિત, ।।૧૪।। સૂ. બુ. ગુ. શુ. શ. આંખોનો રોગી, બહુ ક્રોધી, કદરૂપો, હમ્મેશાં ખરાબ કપડાં પહેરનાર, ।।૧૫।। ચં. મં. બુ. ગુ. શુ. ઉત્સાહ વિનાનો, હમ્મેશાં ક્રુર, ઘણા અનર્થો કરનારો. ।।૧૬।। ચં. મં. બુ. ગુ. શ. બહુ પ્રતાપવાળો, દુઃખો રહિત, શુરવીર, સમર્થ, આબરૂ મેળવનાર. ।।૧૭।। ચં. મં. બુ. શુ. શ. બહુ જ ચતુર, છોકરાવાળો, ધનવાન, જીતેન્દ્રિય, પ્રસિદ્ધિ મેળવનાર. ।।૧૮।। ચં. મં. ગુ. શુ. શ. સારાં ફૂલની માળાઓ પેહેરનાર, દુર્જન, નહિ સોબત કરવા લાયક, બહુ ધનવાન, છોકરાંને વ્હાલો. ।।૧૯।। ચં. બુ. ગુ. શુ. શ. બહુ કીર્તિવાળો, કુળના કુટુંબીઓમાં આગેવાન, નમ્ર વેષવાળો, ઘરેણાં સારાં પહેરનાર, સુંદર દાંતવાળો, ।।૨૦।। મં. બુ. ગુ. શુ. શ. મધુર વચન બોલનાર, વિનયવાળો, નમ્ર, દયાવાન, દાન આપવામાં પ્રીતિવાળો, સત્ય બોલનારો.

### પાંચમા ભાવે છ ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. શુ. દરિદ્રી, દુઃખી, થોડી બુદ્ધિવાળો, મલિન, કઠોર વચન બોલનાર. ।।૧।। સૂ. ચં. મં. બુ. ગુ. શ. કુળમાં મોટો; માણસોથી વિરોધ કરનાર, તપાયમાન મનવાળો, ભાઇને કુટુંબવાળો, ।। ૨ ।। સૂ. ચં. મં. બુ શુ. શ. અતિથિમાં પ્રીતિ રાખનાર, સુંદર ને મોટી આંખોવાળો, તપસ્વી, નીતિવાન, ।।૩।। સૂ ચં. મં ગુ. શુ. શ. કૃપાવિનાનો ખોટું બોલનાર, પરદેશ રહેનાર, પારકાની ચોરી કરનાર, ।।૪।। સૂ. ચં. બુ. ગુ. શુ શ. ક્રૂર, લુચ્ચો, દુષ્ટ માણસોની સોબત રહિત, હમ્મેશાં છોકરાંઓને મિત્ર ધર્મમાં પ્રીતિવાળો, ।।૫।। સૂ. મં. બુ. ગુ. શુ. શ. પ્રમાદ રહિત, સ્ત્રીમાં પ્રીતિવાળો, ધનવિનાનો, શત્રુઓથી નમસ્કાર કરાવેલો ।।૬।। ચં. મં. બુ. ગુ. શુ. શ. આત્મજ્ઞાનમાં પ્રીતિવાળો, આગેવાન, ધનવાન, ભાઇઓવાળો. ।।૭।।

### પાંચમા ભાવે સાત ગ્રહો બેઠેલાનું ફળ.

સુખમાં પ્રીતિવાળો, સર્વ કળાઓમાં ચતુર, બહુ વિદ્યાવાન, સમર્થ. ।।૧।।

### છઠ્ઠા ભાવે બે ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મૂઢ, દરિદ્રી, થોડા આયુષ્યવાળો, રોગથી દુઃખી શરીરવાળો, હમ્મેશાં રોગી, શત્રુરહિત, ।।૧।। સૂ. મં. બહુ બુદ્ધિમાન, શુરવીર, શત્રુઓને નાશ કરનાર, બહુ કીર્તિવાળો, જય મેળવનાર, ।।૨।। સૂ. બુ. બહુ પૈસો ભોગવનાર, સારાં સારાં કામ કરનાર, જશ મેળવનાર, ભયરહિત, રાજાનો

માનીતો. ॥૩॥ સૂ. ગુ. રોગી, થોડા આયુષ્યવાળો, કેટલાક માણસોએ તિરસ્કારેલો, બહુ શત્રુવાળો, મિત્રતા વિનાનો. ॥૪॥ સૂ. શુ. હમ્મેશાં રોગી, લાંજરહિત, નિર્ધન, કદરૂપો, બહુ દુઃખી, આકુળ વ્યાકુળ. ॥૫॥ સૂ. શ. રોગરહિત, પાપ વિનાનો, બહુ બુદ્ધિશાળી, શસ્ત્ર ને ધનવાળો, સારા ચાકર રાખનાર, સારી બુદ્ધિવાળો. ॥૬॥ ચં. મં. પીડાવાળો, રોગી, બેશુદ્ધ કાંતિવાન, ખરાબ ભાગ્યવાળો, ઘાયલ થનાર, બંધન ભોગવનાર, ॥૭॥ ચં. બુ. કુટુંબીઓએ તજેલો, નિર્ધન, ખરાબ સ્ત્રી ભોગવનાર, ભયવાળો, ઠગારો. ॥૮॥ ચં. ગુ. બુદ્ધિ વિનાનો, નિર્બળ, થોડા આયુષ્યવાળો, રોગથી અડધા શરીરવાળો, પ્રીતિ, ને ગુણ વિનાનો. ॥૯॥ ચં. શુ. ઘાયલ શરીરવાળો, રોગી, શત્રુઓથી હાર પામનાર, સમાન ખર્ચવાળો, પાપમાં બુદ્ધિ રાખનાર, ખરાબ સ્વભાવવાળો. ॥૧૦॥ ચં. શ. ખરાબ બુદ્ધિવાળો, બીકણ, બેશુદ્ધ, કદરૂપો, રોગી શરીરનો, ને વિર્યની શક્તિરહિત. ॥૧૧॥ મં. બુ. ખરાબ બુદ્ધિવાળો, બીકણ, બેશુદ્ધ, રોગી, કદરૂપો, શક્તિ વિનાનો, ॥૧૨॥ મં. ગુ. થોડાં છોકરાંવાળો, ખરાબ બુદ્ધિવાળો, શત્રુઓથી પરાજય પામનાર, વ્રત ને દાન રહિત, સ્વભાવથીજ બીકણ, કજીઆમાં પ્રીતિ રાખનાર. ॥૧૩॥ મં. શુ. સ્ત્રીથી નહિ જીતાયેલો, સ્ત્રીમાં પ્રીતિવાળો, પાપમાં બુદ્ધિ રાખનાર, બુદ્ધિવાન, લુચ્ચાઓની દોસ્તીવાળો, બહેરો. ॥૧૪॥ મં. શ. મજબુત, કઠોર શરીરવાળો, શત્રુઓને જીતનાર, ક્ષમાવાળો, ધર્મમાં ચતુર. ॥૧૫॥ બુ. ગુ. મૂઢ, બુદ્ધિ વિનાનો, રાજાથી દુઃખી, નિર્ધન, રતિ ક્રીડા (સંસાર સુખ) માં પ્રીતિવાળો. ॥૧૬॥ બુ. શુ. બહુ વાહનવાળો, ભોગો ભોગવનાર, બહુ પ્રતાપી, સુંદર નખવાળો, સ્ત્રીવાળો, ચતુર. ॥૧૭॥ બુ. શ બહુ શત્રુવાળો, વ્યાધિવાળો, નિર્બળ, માણસોમાં પ્રીતિ રાખનાર, કુટુંબીઓનો વિરોધી. ॥૧૮॥ ગુ. શુ. વિષયમાં પ્રીતિવાળો, સ્ત્રીને વિશે વિહ્વળ, દારૂ પીનાર, કૃતઘ્ની, પાપી, પારકાને ઠગનાર. ॥૧૯॥ ગુ. શ. સ્ત્રીએ તજેલો, રોગી, ખોટું બોલનાર, નિર્ધન, કુકર્મ કરનાર, હમ્મેશાં દુઃખ ભોગવનાર. ॥૨૦॥ શુ. શ. બહુ પ્રતાપવાળો, ઐશ્વર્યવાળો, સૌભાગ્યવાળો, સુખી, શરીરે પુષ્ટ, શત્રુઓનો નાશ કરનાર. ॥૨૧॥

## છઠ્ઠા ભાવે ત્રણ ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. નીચ, ખરાબ સ્વભાવનો, રોગી, પારકાને ઠગનાર, કૃપારહિત, લુચ્ચાની સોબત કરનાર. ॥૧॥ સૂ ચં. બુ. પાપી, બહુ ક્રોધી, ચાકર વિનાનો, ધન ને અનાજ રહિત, ભયવાળો, જુઠું બોલનારો. ॥૨॥

સૂ ચં. ગુ નાના પ્રકારના દુ ખ ભોગવનાર, હમેશા છોકરા, ચાકર ને સ્રી વિનાનો, ખરાબ વૃત્તિવાળો, વૈભવો રહિત ॥૩॥ સૂ ચં. શુ નીચ, ખરાબ કામ કરનાર, ગર્વરહિત, ખરાબ સ્વભાવવાળો, ક્રોધી, ક્રુર, વ્હાલાઓથી છૂટો પડનાર ॥૪॥ સૂ ચં. શ પાપી, વ્હાલાઓથી રહિત, ક્રુર, કઠોર હાથ પગ વાળો, ભયવાળો, નીન્દા, પામેલો, રોગી ॥૫॥ સૂ મં. બુ પાપી, સર્વા સંબધીથી રહિત, બહુ પ્રકારનો પૈસો ભોગવનાર, શત્રુઓને જીતનાર, બહુ મિત્રોવાળો, લડાઇ વિનાનો ॥૬॥ સૂ મ. ગુ શૂરવીર, બહુ શાસ્ત્રમા પ્રીતિવાળો, જીતેન્દ્રિય, સારા માણુસની સોબત કરનાર, સ્થિર સ્વભાવવાળો, બહુ શોક વિનાનો ॥૭॥ સૂ. મં. શુ નાના પ્રકારનું સુખ ભોગવનાર, સ્રીયોને વ્હાલો, રતિક્રીડામા ચતુર, બહુ ધનવાન, નીતિવાન. ॥૮॥ સૂ. મં શ સુંદર શરીરવાળો, જમીન, હાથી, ઘોડા, ભંડાર વિગેરેનો સ્વામી, બુદ્ધિવાન, ધર્મ મેળવવાને આતુર મનવાળો, ॥૯॥ સૂ બુ ગુ કામી, દોષ કરવામા પ્રેમી, શ્રદ્ધા વિનાનો, દયારહિત, પારકાને ઠગનાર, વિહ્‌હલ (અધીરો) સ્વભાવવાળો, ॥૧૦॥ સૂ બુ શુ નાના પ્રકારના દોષ ભોગવનાર, ક્રુર, ખોટુ બોલનાર, નિર્દય, શરમ વિનાનો, બુદ્ધિરહિત, ॥૧૧॥ સૂ બુ શ કદરૂપો, છોકરા વિનાનો સ્રી રહિત, હમ્મેશા કુકર્મ કરનાર, બહુ વાયુવાળો, વિચિત્ર વચન બોલનાર, ભયંકર રૂપવાળો, ॥૧૨॥ સૂ ગુ શુ બહુ ઉતાવળ કરનાર, ઉઘડતા રંગનો, કપડા ને ઘરેણાવાળો, કદરૂપો, ચેષ્ટા વિનાનો, બુદ્ધિરહિત. ॥૧૩॥ સૂ ગુ શ સત્પુરૂષોને વ્હાલો, મીઠું બોલનાર, શાસ્રમા પ્રીતિવાળો, ચતુર, વિદ્યાવાન, શાસ્રવાળો ॥૧૪॥ સૂ શુ. શ ખરાબ ચેષ્ટાવાળો, ગાયનમા પ્રીતિવાળો, બહુ ભોગ ભોગવનાર તળાવ, કૂવા વિગેરે સુધારવામા તત્પર, ॥૧૫॥ ચ. મં. બુ બહુ પ્રકારનો શોક ભોગવનાર, ખોટુ બોલનાર, બુદ્ધિવાન, પારકાના અનાજથી પોષણ કરનાર, પારકાઓની ચોરી કરનાર, ॥૧૬॥ ચં મં ગુ સત્યરહિત, નિર્ધન, બહુ વેરથી લાકડીનો માર ખાનાર, ધીરજ વિનાનો, મોગાધરહિત ॥૧૭॥ ચં. મં શુ ગરીબ પોતાના ભાઇઓ રહિત, સંતોષી સ્વભાવવાળો, ચાકરોથી જીતાયેલો, વાયુ, પિત્ત ને કફથી રોગી શરીરવાળો ॥૧૮॥ ચં મં શ નાશ પામેલા છોકરાવાળો, વેર કરવામા પ્રીતિવાળો, દોષવાળા શરીરનો, કંજુસ સ્વભાવનો, હારી જનાર, શાસ્ર નહિ જાણુનાર, ॥૧૯॥ ચં બુ ગુ થોડા આયુષ્ય (આવરદા) વાળો, બહુ ક્રોધી શાસ્ર ન જાણુનાર, પારકા સાથે વાદ કરનાર, હમ્મેશા નાસ્તિક વિચાર કરનાર ॥૨૦॥ ચં. બુ શુ કેટલાક રોગો ભોગવનાર, થોડા પ્રભાવવાળો, સ્રી વિનાનો, હમ્મેશા દરિદ્રતાથી દુ ખી મનવાળો,

॥૨૧॥ ચં. બુ. શ. પરોપકાર વૃત્તિરહિત, ગુણો વિનાનો, હમ્મેશાં નિર્ધન, દુઃખથી ઇચ્છા પુરી નહિ કરનાર, ॥૨૨॥ ચં. ગુ. શુ. સ્વભાવથી પાપી, સગાંઓ, વ્રત, રાજા ને યશ વિનાનો, અધમ માણસ, ભાઇઓએ નિન્દેલો. ॥૨૩॥ ચં. ગુ. શ. બુદ્ધિ વિનાનો, હમ્મેશાં ક્રુર, બહુ દુઃખી, માયાવી, આબરૂ વિનાનો, ॥૨૪॥ ચં. શુ. શ. બહુ દુઃખી, જ્ઞાન, વિદ્યા ને વિનય વિનાનો, પીડા વિનાનો, સારાં કામ કરનાર, ॥૨૫॥ મં બુ. ગુ. શૂરવીર, શત્રુઓનો જીતનાર, હલકા ભાવથી રહિત, બહુ બુદ્ધિવાન, ધર્મમાં ધ્વજારૂપ, પાપ વિનાનો, ॥ ૨૬ ॥ મં. બુ. શ. સત્ય બોલનાર, સારી બુદ્ધિવાળો, સોનું મોતી ને રત્ન ભોગવનાર, પૃથ્વીવાળો, શાસ્ત્ર જાણનાર, ધનવાન. ॥૨૭॥ મં. બુ. શ. નાના પ્રકારના ભોગ ભોગવનાર, જીતેન્દ્રિય, ધનવાન, રૂપવાન, પોતાની સ્ત્રીમાં પ્રીતિવાળો, શત્રુઓનો નાશ કરનાર. ॥૨૮॥ મં. ગુ. શુ. સારા સ્વભાવવાળો, માણસોમાં પ્રીતિવાળો, બહુ શાસ્ત્ર જાણનાર, નીતિવાન, ઘણાઓનો માનીતો, ॥૨૯॥ મં. શુ. શ. દયાવાન, સ્ત્રીઓને વ્હાલો, પારકાનું કામ કરનાર, શ્રેષ્ટ માણસની સોબત કરનાર, ધર્મવાળો, ॥૩૦॥ મં. ગુ. શ. બહુ રોગી, મા બાપ વિનાનો, ક્રોધી, પાપી, દોષવાળો ॥૩૧॥ બુ. ગુ. શ. છોકરાઓ વિનાનો મજબૂત, કાળા શરીરનો, ચરિત્ર રહિત, નીતિ પ્રમાણે નહિ ચાલનાર. ॥૩૨॥ બુ. શુ. શ. દરિદ્રી, પ્રતાપ વિનાનો, વૈભવોરહિત, શાસ્ત્ર બ્રાહ્મણ ને ગુરૂને નહિ માનનાર. ॥૩૩॥ ગુ. શુ. શ. શરીરમાં ખોડવાળો, નિર્દય, અનીતિવાળો, નિર્ધન, હમ્મેશાં વિહ્વળ, સત્પુરૂષોને નહિ માનનાર. ॥૩૪॥

## છઠ્ઠા ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. હમ્મેશાં તપાયમાન શરીરવાળો, ફોકટ મહેનત કરનાર, રોગી, ભયવાળો, કદરૂપો, ખરાબ આંખોવાળો, હમ્મેશાં ખરાબ બુદ્ધિવાળો, ॥૧॥ સૂ. ચં. મં. ગુ. મોટા દાંતવાળો, સ્થૂલ (જાડી) છાતિ, ગુદા, આંખો ને નાકવાળો, શરમ વિનાનો, હમ્મેશાં શંકા રાખનાર, ॥૨॥ સૂ. ચં. મં. શુ. ખરાબ કેશ (વાળ) વાળો વેદને શાસ્ત્રથી રહિત, વિહ્વળ, કઠોર વચન બોલનાર, ક્રોધી, ॥૩॥ સૂ. ચં. મં. શ. ઘાયલ શરીરનો, રોગી, તેજરહિત, પારકાને ઠગનાર, સ્ત્રીથી જીતાયેલો, બીકણ. ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. નપુંસક, લુચ્ચો, બુદ્ધિ વિનાનો, બીકણ સર્વ મનુષ્યોથી પરોજય (હારવું) પામનાર. ॥૫॥ સૂ. ચં. બુ. શુ. નાના પ્રકારના વિકારોવડે રોગી, પારકાના અનાજમાં પ્રીતિવાળો, થોડી મિત્રાચારી કરનાર. ॥૬॥ સૂ. ચં બુ.

શ. કુકર્મમાં પ્રીતિવાળો, ખોટી પ્રીતિ રાખનાર, કંજુસ સ્વભાવવાળો, બુદ્ધિરહિત, ખરાબ ચાલ ચલણવાળો, ॥ ૭ ॥ સૂ. ચં. ગુ. શુ. યશ વિનાનો, પારકી સ્ત્રીમા પ્રીતિવાળો, નિર્દય, ઠગવામા તૈયાર. ॥ ૮ ॥ સૂ. ચં. ગુ. શ. દુર્બળ શરીરવાળો, મૂર્ખ સાથે પ્રીતિવાળો, ઘાયલ થનાર, બંધન ભોગવનાર, હમ્મેશાં ક્રૂર, યત્ન ન કરનાર. ॥૯॥ સૂ. ચં. શુ. શ. કુકર્મ કરનાર, દુષ્ટ, દેવ, ગુરૂને બ્રાહ્મણોને નહિ માનનાર, કઠિન શરીરવાળો, શત્રુઓથી પરાજય પામનાર. ॥૧૦॥ સૂ. મ. બુ. ગુ. શત્રુઓને નાશ કરનાર, શરવીર, ગંભીર, રાજાથી પૂજાયેલો, ગુણમા પ્રીતિ રાખનાર, સત્ય બોલનાર, બુદ્ધિવાન. ॥૧૧॥ સૂ. મં. બુ. શુ. દયાળુ, પોતાની માફક દરેકને જોનાર, બહાદુર, શૂરવીર, બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર ॥૧૨॥ સૂ. મં. બુ. શ. સત્પુરૂષોને વ્હાલો, શૂરવીર, મદવાળો, ક્રોધી, પ્રસન્ન ચિત્તવાળો, માણસોને પ્રિય. ॥૧૩॥ સૂ. મં. ગુ. શુ. ખેતી કરનાર, નિયમવાળો, રાજાનો માનીતો, મંત્ર જાણનાર ॥૧૪॥ સૂ. મં. ગુ. શ. ધુતારા સ્વભાવનો, ખરાબ માણસ સાથે પ્રીતિ રાખનાર, બહુ કાંતિ (તેજ) વાળો, કીર્તિવાન. ॥૧૫॥ સૂ. મં. શુ. શ. ચતુર, સુંદર, વાતમા પ્રીતિવાળો, આગ્રહવાળો, સત્પુરૂષોએ માનેલો, હમેશા ધર્મવાનો ॥૧૬॥ સૂ. બુ. ગુ. શુ. શ્રેષ્ઠ બુદ્ધિવાળો, શત્રુઓને જીતનાર, સુંદર, રૂપવાન શરીરવાળો, ભાગ્યશાળી, આનંદી. ॥૧૭॥ સૂ. બુ. ગુ. શ. શુદ્ધ ભાવવાળો, બુદ્ધિ વિનાનો, વિદ્યા ને કીર્તિથી વાહનવાળો, ભોગવવાના સાધનરૂપ અનેક પદાર્થોવાળો. ॥૧૮॥ સૂ. બુ. શુ. શ. સારા તીર્થ ભોગવનાર, બહુ પ્રીતિ રાખનાર, સત્પુરૂષોમા પ્રીતિવાળો, વિદ્યા ભણવામા તત્પર મનવાળો. ॥૧૯॥ સૂ. ગુ. શુ. શ. બહુ બુદ્ધિશાળી, દરેકની ઇચ્છા પાર પાડનાર, સમર્થ, મોટા પ્રભાવવાળો, સારી ચાલનો. ॥૨૦॥ ચં. મં. બુ. ગુ. સારી વિદ્યાવાળો, સ્ત્રીયોને વ્હાલો, સારી સંપત્તિવાળો, નીતિવાન ॥૨૧॥ ચં. મં. બુ. શુ. નિર્ધન, વિકલ શરીરવાળો, પુરૂષોએ તજેલો, પુરૂષમા લંપટ. ॥૨૨॥ બુ. મં. ચં. શ. રોગી, પરદેશ રહેવામા પ્રીતિવાળો, ખરાબ બુદ્ધિવાળો, કામી, દુર્બળ શરીરનો ॥૨૩॥ ચં. મ. ગુ. શુ. દયા વિનાનો, કઠોર સ્વભાવવાળો, નિર્દય, શાસ્ત્ર નહિ જાણનાર ॥૨૪॥ ચં. મં. ગુ. શ. દરિદ્રી, ભોગો વિનાનો, હમ્મેશા શત્રુઓવાળો, ભયંકર રૂપવાળો, ચંચળ ॥૨૫॥ શુ. મં. ચં. શ. ખોટું બોલનાર, પિત્તનો રોગી, ખરાબ માણસોની સોબત કરનાર, નિર્દય, કઠોર મનવાળો, ॥૨૬॥ ચં. બુ. ગુ. શ. થોડા આયુષ્યવાળો, ક્લેશથી દુઃખી શરીરવાળો, નિર્દય, હમ્મેશા પાપ બુદ્ધિ

વાળો. ॥૨૭॥ ચં. બુ. ગુ. શ. સારા પ્રભાવવાળો, ધર્મપર શ્રદ્ધા રાખનાર, સારા સ્વભાવનો, માયાવી, ગુરૂઓનો દ્વેષ કરનાર. ॥૨૮॥ ચં. બુ. શુ. શ. પારકાનો આશ્રય કરનાર, લુચ્ચા સ્વભાવનો, સ્ત્રીએ તજેલો, ક્રૂર, પાપ બુદ્ધિવાળો, ॥૨૯॥ ચં. ગુ. શુ. શ. દ્વેષ કરનાર, ક્રૂર, છોકરાં, સ્ત્રી વિનાનો, ભાષણ કે બોલવાથી ફાવનાર, કામી; (બૈરી ભોગવવાની ઇચ્છાવાળો) ॥૩૦॥ મં. બુ. ગુ. શુ. વિલાસમાં બુદ્ધિવાળો, આંખોને આનંદ આપનાર, રાજાને વ્હાલો, ગર્વવાળો. ॥૩૧॥ મં. બુ. ગુ. શ. હોમ કરનાર, દયાવાન, સારા ગુણવાળો, સુંદર વચન બોલનાર, સર્વને વ્હાલો, ॥૩૨॥ મં. બુ. શુ. શ. અગ્નિનો ભક્ત, યજ્ઞો ને વ્રતો કરવામાં તૈયાર, બહુ તીર્થોથી ધર્મ મેળવનાર. ॥૩૩॥ મં. ગુ. શુ. શ. શૂરવીર, જોશીઓમાં મોટો, બહુ યજ્ઞોથી ઘણી કીર્તિ મેળવનાર. ॥૩૪॥ બુ. ગુ. શુ. શ. દાનમાં પ્રીતિવાળો, પ્રપંચી, મલિન સ્વભાવનો, સ્ત્રી રહિત. ॥૩૫॥

## છઠ્ઠા ભાવે પાંચ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. કદરૂપા શરીરનો, વિનય વિનાનો, શત્રુઓથી પરાજય પામનાર, પારકાને ઠગનાર. ॥૧॥ સૂ. ચં. મં. બુ. શુ. બહુ ક્રોધી, ચાડી ખાનાર, ચોર, કૃતઘ્ની, દ્વેષમાં પ્રીતિ રાખનાર, બહુ દુઃખી શરીરનો. ॥૨॥ સૂ. ચં. મં. બુ. શ. છૂપા ભાગોમાં રોગી, ચોરી કરનાર, સારા માણસની સોબત નહિ કરનાર. ॥૩॥ સૂ. ચં. મં. ગુ. શુ. કુકર્મ કરવાથી દુઃખી, નિર્ધન, ને સ્વતંત્રતાથી ઉલટું દુઃખ પામનાર ॥૪॥ સૂ. ચં. મં. ગુ. શ. માથાનો દુઃખી, તાવની પીડાવાળો, વિવેક રહિત, હમ્મેશાં કદરૂપો. ॥૫॥ સૂ. ચં. મં. ગુ. શ. સુંદરતા વિનાનો, મૂઢ, અવિવેકી, વિદ્યા રહિત. ॥૬॥ સૂ. ચં. મં. ગુ. શુ. તેજરહિત, કપટી સ્વભાવનો, ભંડાર વિનાનો, સારાં કામમાં પ્રીતિવાળો, ॥૭॥ સૂ. ચં. મં બુ. શ. ખરાબ કપડાંવાળો, મનમાં ચિન્તા રાખનાર, ઘાયલ શરીરનો, ખોટું બોલનાર, વિવ્હળ, ગરીબ સ્થિતિનો. ॥૮॥ સૂ. ચં. બુ. શુ. શ. ક્રૂર, પાપ બુદ્ધિવાળો, કઠોર, હમ્મેશાં કરેલા કામના ફળ વિનાનો, માણસોની મર્યાદા ન માનનાર. ॥૯॥ સૂ. ચં. ગુ. શુ. શ. છોકરાં વિનાનો, નિર્ધન, નિયમો રહિત, નીચ માણસથી જીતાયેલો. ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ. શુ. નિર્દય, થોડા ધનવાળો, ખરાબ છોકરાવાળો, રોગી, રૂનાટાંથી ખરાબ શરીરવાળો. ॥ ૧૧ ॥ સૂ. મ. બુ. ગુ. શ. લાજ વિનાનો, દયા રહિત, નીચ કામોમાં પ્રીતિવાળો, બીજાનું અનુકરણ કરનાર. ॥ ૧૨ ॥ . મં. બુ.

શુ. શ. ઘાયલ, ખોટું બોલનાર, અપવિત્ર, ખરાબ સ્વભાવનો, રોગી. ।।૧૩।। સૂ. મં. ગુ. શુ. શ. ગામના લોકોએ તજેલો અભિમાન રહિત, મૂર્ખ, અધર્મમાં પ્રીતિવાળો ખરાબ સ્વભાવવાળો. ।।૧૪।। સૂ. બુ. ગુ. શુ. શ. છોકરાં વિનાનો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, ભયવાળો, બહુ ગરીબ, ક્રૂર. ।।૧૫।। ચં. મં. બુ. ગુ. શુ. રોગ વિનાનો, મલિન, સ્વભાવવાળો, કામી, ગુણ વિનાનો. ।।૧૬।। ચં. મં. બુ. ગુ. શ. પૈશાબના અટકાવથી દુ:ખી, સ્ત્રી વિનાનો, મલિન, બહુ આળસુ. ।।૧૭।। ચં. મં. ગુ. શુ. શ. હમ્મેશાં મનમાં ચિન્તાવાળો, બહુ વાયુથી રોગી, કૃતઘ્ની, નિયમો રહિત. ।।૧૮।। ચં. મં. બુ. શુ. શ. માણુસોએ તજેલો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, પાપી, પરદેશમાં પ્રીતિવાળો. ।।૧૯।। ચં. બુ. ગુ. શુ. શ. બહુ શત્રુઓવાળો, છોકરાંને સ્ત્રી વિનાનો, ધનમાં પ્રીતિવાળો, મૂર્ખ. ।।૨૦।। મં. બુ. ગુ. શુ. શ. શાસ્ત્ર, ધન, ને પુત્ર વિનાનો, વિદ્યા રહિત, કુટુંબીઓએ તજેલો, ।।૨૧।।

### છઠ્ઠા ભાવે છ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. શુ. મોટા હાથ ને પગવાળો, ખરાબ કામ કરનાર, ભયંકર, શત્રુથી હાર પામનાર. ।।૧।। સૂ. ચં. મં. બુ. ગુ. શ. બહુ દુ:ખી, ન પીવાની વસ્તુને પીનાર, કપડાં ને ઘરેણાં વિનાનો, ભાગ્ય વિનાનો, ।।૨।। સૂ. ચં. મં. બુ શુ શ. કાંતિ રહિત, ખરાબ સ્વભાવનો, શરીરમાં ખોડવાળો, નિયમ વિનાનો. ।।૩।। સૂ ચં. મં. ગુ. શુ. શ. ક્ષમા વિનાનો, દગારો, રોગી, લુચ્ચાઓએ જીતેલો, ।।૪।। સૂ. ચં. બુ. ગુ. શુ. શ ખરાબ બુદ્ધિવાળો, નિર્દય, ગરીબ સ્થિતિનો, પોતાના ભાઈને સ્ત્રીયો વિનાનો, વડીલોને મારનાર. ।।૫।। ચં. મં. બુ ગુ. શુ શ. ખરાબ ભાવવાળો, વિનય રહિત, ફૌકટ ફરનાર, આબરૂ રહિત. ।।૬।।

### છઠ્ઠા ભાવે સાત ગ્રહ બેઠાનું ફળ.

સત્ય બોલનાર, નીતિવાન, પુણ્યવાન, ગંભીર, ધનવાન, કીર્તિવાળો. ।।૧।।

### સાતમા ભાવે બે ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. દુ:ખવાળો, વિહ્‌વળ, ધર્મરહિત શરીરવાળો, ગુણો વિનાનો, બહુ માયાવી. ।।૧।। સૂ. મં. પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, દાનરહિત, શૂ-ખથી દુ:ખી શરીરવાળો, ગુરૂ ને બ્રાહ્મણોમાં પ્રીતિવાળો, ક્રૂર, ।।૨।। સૂ. બુ. ખરાબ સ્ત્રી ભોગવનાર, નપુંસક, ઇચ્છાને સુખોરહિત, ફૌકટ

નીચ માણસોની સોબત કરનાર. ॥૩॥ સૂ. બુ. થોડા સુખવાળો, કૃતઘ્ની, ક્રૂર વચન બોલનાર, પારકાના અનાજથી પોષાનાર, માયાવી, બહુ દુઃખી. ॥૪॥ સૂ. શુ. પારકાનું ધન ભોગવનાર, સેવામાં પ્રીતિવાળો, પોતાના ભાઇ વિનાનો, શાંતિ રહિત, નિર્ધન. ॥૫॥ સૂ. શ. રતિ ક્રીડાના સુખ રહિત, દુષ્ટ સ્ત્રીવાળો, બહુ શત્રુઓવાળો, રોગી, ભયવાળો, વિહ્વળ. ॥૬॥ ચં. મં. જઠરાગ્નિનું દુઃખ ભોગવનાર, વિદ્યા શાસ્ત્રને ધન વિનાનો ક્રોધી, ફળ પ્રસંગથી પ્રાપ્તિ થયેલા ભયવાળો. ॥૭॥ ચં. બુ. સુંદર સ્ત્રી ભોગવનાર, વિહ્વળ, સત્ય બોલનાર, દયાવાન, બહુ પુત્રોવાળો, ભાઇઓને વ્હાલો. ॥૮॥ ચં. ગુ. બહુ શાસ્ત્રમાં પ્રીતિવાળો, ઘણા મિત્રોવાળો, ભાગ્યશાળી, આનંદી, રાજાથી પૂજાનાર. ॥૯॥ ચં. શુ. સારી સ્ત્રી ભોગવનાર, નાના પ્રકારના ભોગોવાળો, કુટુંબીયોવાળો, બહુ સુખવાળો, બુદ્ધિમાન. ॥૧૦॥ ચં. શ. રોગી, બીકણ, કામી, ક્રુર, ચાકરોવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો. ॥૧૧॥ મં. બુ. હૃદયમાં કુટિલતાવાળો, આડો, (અવળું બોલનાર) કાંતિ વિનાનો, પુત્રોરહિત, હમ્મેશાં વિહ્વળ. ॥૧૨॥ મં. ગુ નીચની સોબતમાં પ્રીતિવાળો, ફોકટ મહેનત કરનાર, પાપી, રાજાની સેવાથી થયેલા મોટા શત્રુઓવાળો. ॥૧૩॥ મં. શુ. માણસોએ તજેલો, પૈસાના ભંડાર રહિત, ઘાયલ થવાથી ભીના શરીરવાળો, શત્રુઓથી હાર પામનાર, નીતિ વિનાનો, અધર્મી. ॥૧૪॥ મં. શ. બહુ રોગ ભોગવનાર, દુર્બળ શરીરવાળો, એકની વાત બીજાને કરવાના સ્વભાવવાળો, દુષ્ટ કામ કરનાર, બહુ કદરૂપો. ॥૧૫॥ બુ. ગુ. બહુ બુદ્ધિવાળો, બળવાન, અભિમાની, વિહ્વળ, સુંદર, બહુ ખર્ચ કરનાર, કામથી પીડાવાળા શરીરનો. ॥૧૬॥ બુ. શ. સારી સ્ત્રી ભોગવનાર, શ્રદ્ધાવાળો, ભોગ ને સમૃદ્ધિવાળો, કૃપા વિનાનો, સ્ત્રીયે કરેલા કામનો નાશ કરનાર. ॥૧૭॥ બુ. શ. ખરાબ સ્ત્રી ભોગવનાર, કામી શરીરવાળો, દુઃખોવાળો, શત્રુઓથી હાર પામનાર, ગુણો વિનાનો. ॥૧૮॥ ગુ. શુ. બહુ રોગવાળો, સુંદર સ્વર ને સુંદર શરીરવાળો, પ્રસિદ્ધ, કીર્તિ ને બ્રાહ્મણ દેવની ભક્તિવાળો. ॥૧૯॥ ગુ. શ. સ્ત્રીથી જીતાએલો, સ્ત્રીનું ધન ખાનાર, નાશ પામેલી બુદ્ધિવાળો, ખોટું બોલનાર, પાપી. ॥ ૨૦ ॥ શુ. શ. ઘણા શત્રુઓનો નાશ કરનાર, નહિ ખાવાનું ખાનાર, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, લાજ વિનાનો, પારકાનું પોષણ કરનાર. ॥૨૧॥

## સાતમા ભાવે ત્રણ ગ્રહો બેઠાનું ફળ.

**સૂ. ચં. મં.** રોગીશ, વિહ્વળ, કામી, ગુણો વિનાનો, સ્ત્રીથી જીતા-

મેલો. ॥૧॥ સૂ. ચં. બુ. છોકરાં વિનાનો, ખરાબ સ્ત્રીવાળો, કઠણ સ્વભાવનો, મહેનત કરનાર, કામી. ॥૨॥ સૂ. ચં. ગુ. શરીર રોગી, સ્ત્રીને વિષે વિહ્વળ, કામી, ક્રૂર, હમેશાં ખોટાં પુણ્ય કરનાર. ॥૩॥ સૂ. ચં. શુ. નાશ પામેલી સ્ત્રીવાળો, અદેખાઈ કરનાર, ક્રોધથી બહુ વેર કરનાર, પરદેશ ભોગવનાર, ગુરુઓનો વિરોધી. ॥૪॥ સૂ. ચં. શ. બુદ્ધિ રહિત, લુચ્ચા સ્વભાવવાળો, પરાયા માણસોમાં પ્રીતિવાળો. મશ્કરી કરનાર, નીતિશાસ્ત્રમાં પ્રીતિવાળો. ॥૫॥ સૂ. મં. બુ. પ્રભાવ વિનાનો, ભોગોથી રહિત, પારકા ધનમાં પ્રીતિવાળો, પારકો આશ્રય કરનાર, હમેશાં પાપમાં બુદ્ધિવાળો ॥૬॥ સૂ. મં. ગુ. શત્રુઓથી હારનાર, ખરાબ સોબતવાળો, ખરાબ કામમાં પ્રીતિવાળો, બધાં મતો વિનાનો, સત્પુરુષોમાં નિન્દા પામેલો. ॥૭॥ સૂ. મં. શુ. મોટી પદવી રહિત, નિર્દય, પાપ બુદ્ધિવાળો રોગી, હમેશાં અવિવેકી વિદ્યા વિનાનો. ॥૮॥ સૂ. મં. શ. કદરૂપો, ખરાબ સ્વભાવની સ્ત્રીવાળો, ખરાબ બુદ્ધિવાળો, કૃતઘ્ની, ભયવાળો, કામી ક્રૂર. ॥૯॥ સૂ. બુ. ગુ. ખરાબ બુદ્ધિવાળો, ભયવાળો, સારા માણસોએ તજેલો, દયારહિત, નિર્ધન, ખરાબ કપડાંવાળો. ॥૧૦॥ સૂ. બુ. શુ. લુચ્ચાઓમાં પ્રીતિવાળો નિર્દય, ચોર, પારકી ખરાબ સ્ત્રી ભોગવનાર, હઠ પકડનાર, બુદ્ધિવાન.॥૧૧॥ સૂ. બુ. શ. કદરૂપો, વિહ્વળ, ખરાબ સ્ત્રીમાં પ્રીતિવાળો, બીકણ, છિદ્રોવાળો લુચ્ચો. ॥૧૨॥ સૂ. ગુ. શુ. દયા રહિત, રોગી, પોતાની સ્ત્રી ભોગવનાર, ખરાબ સોબત કરનાર, શાસ્ત્ર નહીં જાણનાર. ॥૧૩॥ સૂ. ગુ. શ. સ્ત્રી વિનાનો, ગામના લોકોએ તજેલો, માનરહિત, ખોટું બોલનાર, ગરીબ સ્વભાવનો, ભયવાળો, બીકણ. ॥૧૪॥ સૂ. શુ. શ. સારાં કામ કરનાર, બહુ સુખવાળો, રતિ ક્રીડમાં પ્રીતિવાળો, ઇન્દ્રિયોને જીતનાર, દાન આપનાર. ॥૧૫॥ ચં. મં. બુ. કદરૂપા વેશવાળો, મંદબુદ્ધિવાળો, બહુ ગરીબ સ્થિતિનો ક્રૂર, નાશ પામેલી સ્ત્રીવાળો. ॥૧૬॥ ચં. મં. ગુ. સત્ય બોલનાર સુંદર સ્ત્રીવાળો, રણમાં પ્રીતિ રાખનાર, ધર્મવાળો, હંમેશાં સારા ફળવાળો, કાર્ય કરવામાં તૈયાર. ॥૧૭॥ ચં. મં. શુ. ખરાબ કપડાંવાળો, આકરા સ્વભાવનો, સત્પુરૂષને નહિ માનનાર, હમેશાં ક્રૂર, નિન્દા ભરેલાં કામ કરનાર: ॥૧૮॥ ચં. મં. શ. સત્પુરૂષમાં પ્રીતિવાળો, માયારહિત, વેદ ને શાસ્ત્રમાં પ્રીતિવાળો, ગુરૂઓનું સારૂં ઇચ્છનાર, દેવતાઓને માનનાર, ॥૧૯॥ ચં. બુ ગુ. સોમ ભોગવનાર, સુંદર વચન બોલનાર સ્ત્રીને વ્હાલો, શાસ્ત્રમાં પ્રીતિવાળો, લડાઈમાં ચતુર. ॥૨૦॥ ચં. બુ શુ. દેવતાઓને નમવા લાયક, શ્રેષ્ઠ-પુણ્યવાળો, મોટો માણસ, સારી ચેષ્ટાવાળો, વિનયવાળો, સારા સ્વ-

ભાવનો ॥૨૧॥ ચં. શુ. શ. ધનવાન, બહુ અનાજ ને જવના ભંડાર-વાળો, શ્રદ્ધાળુ, છોકરાવાળો. ચં. ગુ. શુ. ધર્મમાં પ્રીતિવાળો, સ્ત્રીયોને વ્હાલો, ભય વિનાનો, ગુણવાન, કીર્તિવાળો. ॥૨૩॥ ચં. ગુ. શ. દેવતાઓને નમવા લાયક, મંત્ર જાણનાર, હાથી, ઘોડાનું સુખ ભોગવનાર, ઇન્દ્રિયોને જીતનાર તીર્થમાં રહેનાર. ॥૨૪॥ ચં. શુ શ. અત્યંત ચતુર, બહુ શાસ્ત્રો ભણવાથી શ્રેષ્ઠ બુદ્ધિવાળો, ગુણવાન, ફળ મેળવનાર, ધનવાન. ॥૨૫॥ મં. બુ. ગુ. હંમેશાં સારો માણસ, ધર્મવાન, શત્રુઓથી નમસ્કાર કરાયેલો, માફ કરનાર, સારા માણસોમાં પ્રીતિવાળો. ॥૨૬॥ મં. બુ. શુ. નાલાયક, લક્ષ્મી વિનાનો, માંસમાં પ્રીતિવાળો, ક્રોધી, ઘાયલ, કીર્તિવિનાનો. ॥૨૭॥ મં. ગુ. શુ. મોટી આંખોવાળો, કીર્તિવાન, સુખી, શરમવાળો, સારી સ્ત્રીવાળો, બ્રાહ્મણનો માનીતો. ॥૨૯॥ મં. ગુ. શ. બહુ ક્રોધી, બહુ વૈરવાળો, ભાગ્યરહિત, રોગી, લુચ્ચા લોકોની સોબત કરનાર. ॥૩૦॥ મં. શુ. શ શુભ ફળ ભોગવનાર, રાજાનો ચાકર, શત્રુ પક્ષ વિનાનો, નીતિવાન, ભાઇઓમાં પૂજાનાર. ॥૩૧॥ બુ. ગુ શુ. રાજાનો પ્રધાન, બહુ ધનવાન, બહુ સુખવાળો, સારી સ્ત્રીવાળો, માણસોને વ્હાલો. ॥૩૨॥ બુ. ગુ. શ. આબરૂવાળો, નાના પ્રકારનાં શાસ્ત્ર જાણનાર, ઘરવાળો, પુણ્ય કરનાર, માણસોમાં આગેવાન. ॥૩૩॥ બુ શુ. શ. રાજાને પૂજવા લાયક, શત્રુઓને જીતનાર, જમીન ને ધનના લાભવાળો, ધર્મવાન શ્રેષ્ઠ, સુંદર ॥૩૪॥ ગુ. શુ. શ. ગાય, ભેંસ, વિગેરે પશુવાળો, સત્યમાં પ્રીતિવાળો, સારા સ્વભાવવાળો, બ્રાહ્મણમાં પ્રીતિ રાખનાર, જમીનદાર. ॥૩૫॥

## સાતમા ભાવે ચાર ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. બુ. પ્રતાપ વિનાનો, નિર્દય, પાપી વાતમાં પ્રીતિવાળો ફોકટ મહેનત કરનાર, ક્રોધી. ॥૧॥ સૂ. ચં. મં. ગુ. સત્યપુરૂષોને વ્હાલો, દયાવાળો બહુ સ્ત્રીયો ભોગવનાર, બહુ છોકરાઓવાળો, મિત્રોને વ્હાલો. ॥૨॥ સૂ. ચં. મં. શુ. સ્ત્રી વિનાનો, પારકા પર અપવાદ મુકવામાં ઉત્સાહી, થોડું સાચું બોલનાર, કઠોર, ધર્મ નહીં જાણનાર. ॥૩॥ સૂ. ચં. મં. શ. બહુ ખરાબ સ્ત્રીવાળો, છોકરાં વિનાનો, નિર્ધન, ક્રૂર, ખરાબ સ્વભાવનો, પુણ્યવાન. ॥ ૪ ॥ સૂ. ચં. બુ. ગુ. ઘણા પ્રકારની સ્ત્રીયોવાળો, ખરાબ સ્વભાવવાળો, હંમેશાં નિન્દા પામનાર. ॥ ૫ ॥ સૂ. ચં. બુ. શુ. બહુ દુઃખ ભોગવનાર, ખરાબ સ્ત્રીયોવાળો, બહુ આકરા સ્વભાવવાળો, કફનો રોગી, ॥૬॥ સૂ. ચં. બુ. શ. ખરાબ લો-

કમા પ્રીતિવાળો, વેશ્યામા પ્રેમ રાખનાર, કૃતઘ્ની, પિત્તનો રોગી, પાપીને દુષ્ટ બુદ્ધિવાળો, બેશુદ્ધ ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. મલીન, શાસ્ત્ર નહિ જાણનાર, પરદેશમા પ્રીતિવાળો બુદ્ધિ રહિત, ॥૮॥ સૂ. ચં. ગુ. શ. પોતાના છોકરાઓ વિનાનો, ખોટુ બોલનાર, શાસ્ત્ર કથામા પ્રીતિવાળો, દુર્બળ શરીરવાળો, કજીઆ કરનાર, ॥૯॥ સૂ. ચં. શુ. શ. રાતે આધળો, આકરા સ્વભાવનો, બહુ દુ ખી, હાનિ ભોગવનાર, નિર્ધન, ખરાબ બુદ્ધિવાળો, કઇ પણ વાત સાભળવામા આશક્ત, ॥૧૦॥ સૂ. મં. બુ. ગુ. હમ્મેશા મજુરી કરનાર, દુષ્ટ, દુર્બળ શરીરવાળો, સ્ત્રીના દોષથી દુ ખી મનવાળો ॥૧૧॥ સૂ. મં. બુ. શ. ખરાબ રૂપને સ્ત્રીવાળો, ખરાબ ચેષ્ટાવાળો, ગુરૂ ને શાસ્ત્ર પર ક્રોધ કરનાર, છોકરા વિનાનો, નિયમો રહિત, ॥૧૩॥ સૂ. મં. ગુ. શુ. નિર્દય, કામદેવની વાતમાં પ્રીતિવાળો, માયાવી, પીવાની ચીજમા પ્રેમ રાખનાર, ખરાબ વિદ્યાવાળો ॥૧૪॥ સૂ. મં. ગુ. શ. સ્ત્રી વિનાનો, અ દેખાઇ કરનાર, માણસોનો વિરોધી, ચાડી ખાનાર, બહુ દોષવાળો ॥૧૫॥ સૂ. મ. શુ. શ. પૈસા વગરનો, શરમરહિત, ખરાબ સ્વભાવવાળો, પાપ કરવામા પ્રસિદ્ધ, પોતાના વર્ગમા પ્રીતિ રાખનાર ॥૧૬॥ સૂ. બુ. ગુ. શુ રોગરહિત, ખરાબ સ્વભાવનો, અડદ યા માસમા પ્રીતિ રાખનાર, શત્રુથી હાર પામનાર, ॥૧૭॥ સૂ બુ ગુ ચ બુદ્ધિ વિનાનો કથા ને શાસ્ત્ર નહિ જાણનાર, ખરાબ ભાગ્યવાળો, કજીઆમા પ્રીતિ રાખનાર ॥૧૮॥ સૂ બુ શુ. શ. બુદ્ધિરહિત, કથા ને શાસ્ત્ર નહિ જાણનાર, ખરાબ ભાગ્યવાળો કજીઆમા પ્રીતિ રાખનાર ॥૧૯॥ સૂ ગુ શુ શ બહુ ક્રોધી, ખરાબ સ્વભાવવાળો, છોકરા વિનાનો, નિર્ધન, પારકાને ઠગનાર ॥૨૦॥ ચં. મં. બુ ગુ. સારી ચેષ્ટાવાળો, ભાગ્યશાળી, આનદી, પ્રસન્ન ચિત્તવાળો સમર્થ, ॥૨૧॥ ચ મં. બુ શુ રૂપવતી સ્ત્રીવાળો, આખોને આનદ આપનાર, બહુ પ્રજાવાળો, નીતિવાન. ॥૨૨॥ ચ મ બુ શ ધીરજવાળો, ઉદાર, ચેષ્ટાવાળો, બુદ્ધિવાન, દેવ ગુરૂ ને બ્રાહ્મણોમા માનીતો ॥૨૩॥ ચં મ ગુ. શુ અદેખાઇ વિનાનો, નિયમોવાળો, સ્પૃહા નહિ રાખનાર, ધર્મવાન, ચતુર. ॥૨૪॥ શુ. મં. ગુ શ સુંદર રૂપવાળો, સ્ત્રીને વ્હાલો, સુંદર મોટી આખવાળો, મીઠુ બોલનાર, રાજાનો માનીતો ॥૨૫॥ ચં મ શુ. શ સત્પુરૂષોને વ્હાલો, સત્ય (સાચુ) બોલનાર, જ્ઞાનમા પ્રીતિવાળો, ગભીર, ભય વિનાનો, વિનયરહિત, ॥૨૬॥ ચં. બુ ગુ શુ. અતિથિ (ઘેર આવેલા પરોણા) મા પ્રતિ રાખનાર, ધર્મવાન, સારા સ્વભાવવાળો, સાચુ બોલનાર,

ગુરૂને વ્હાલો. ।।૨૭।। ચં. બુ. ગુ. શ. સારા માણસોને વ્હાલો, છોકરાંવાળો, ધર્મમાં પ્રીતિવાળો, પ્રસન્ન, રૂપવતી સ્ત્રીવાળો, બુદ્ધિવાળો. ।।૨૮।। ચં. બુ. શુ. શ. નમ્ર વેષવાળો, વિદ્યાર્થી, કામ કરનાર, બહુ ચતુર, વિધિમાં ચતુર, શત્રુઓનો નાશ કરનાર. ।।૨૯।। ચં. ગુ. શુ. શ. બહુ શરમવાળો, છોકરાંને સ્ત્રીનું સુખ ભોગવનાર, ઇન્દ્રિયોને જીતનાર, પાપરહિત. શરીરવાળો. ।।૩૦।। મં. બુ. ગુ. શુ. ભાગ્યવાળો, મોટાઇ મેળવનાર, રાજા જેવો, શુભ ફળવાળો, સત્ય બોલનાર. ।।૩૧।। મં. બુ. ગુ. શ. સતી સ્ત્રીવાળો, ધર્મમાં ધજારૂપ, સત્ય બોલનાર, સુખવાળો, દયાળુ, શત્રુઓનો નાશ કરનાર. ।।૩૨।। મં. બુ. શુ. શ. સારા કામમાં પ્રીતિવાળો, સુંદર આકૃતિવાળો, ધન્યવાદ પામનાર, રૂપવાન, કુળમાં શ્રેષ્ટ, વિનયવાળો. ।।૩૩।। મં. ગુ. શુ. શ. બહુ પ્રતાપવાળો, બહુ બળવાન, સારા છોકરાવાળો, પાપરહિત, ।।૩૪।। બુ. ગુ. શુ. શ. સુંદર સ્ત્રીવાળો, શત્રુઓ વિનાનો, સારી નીતિવાળો, શત્રુઓને દબાવનાર. ।।૩૫।।

## સાતમે ભાવે પાંચ ગ્રહો બેઠેલાનું ફળ.

સૂ. ચં. મં. બુ. ગુ. નપુંસક, ખરાબ રૂપવાળો, ખરાબ બુદ્ધિવાળો, દરિદ્રી, કઠોર સ્વભાવવાળો. ।।૧।। સૂ. ચં. મં. બુ. શુ. મંદ સ્વભાવવાળો, કફનો રોગી, બુદ્ધિરહિત, ખરાબ સ્ત્રીવાળો, બેડોળ. ।।૨।। સૂ. ચં. મં. બુ. શ. ખરાબ છોકરા ને છોકરીને જન્મ આપનાર, દુર્બળ શરીરવાળો, મુંગો, ધર્મરહિત કામ કરનાર. ।।૩।। સૂ. ચં. મં. ગુ. શુ. સ્ત્રીને વિશે વિવ્હળ, કામદેવની વાતમાં પ્રીતિવાળો, બીકણ સ્વભાવવાળો, બહુ દોષ ભોગવનાર. ।।૪।। સૂ. ચં. મં. ગુ. શ. તેજ વિનાનો, અપમાન પામનાર, પ્રમાદી, માણસોનો વિરોધી. ।।૫।। સૂ. ચં. મં. શુ. શ. અદેખાઇવાળો, કામી, સ્ત્રી સાથે અણબનાવવાળો, બુદ્ધિ વિનાનો. ।।૬।। સૂ. ચં. બુ. ગુ. શ. આબરૂરહિત, પારકાઓને ઠગનાર, બહુ શત્રુઓવાળો, ચોરી કરનાર. ।।૭।। સૂ. ચં. બુ. શુ. શ. ગાડી, પાલખી વિગેરેમાં બેસવા માટે ખરાબ વિચાર રાખનાર, હૃદયનો રોગી, કુટુંબવાળો. ।।૮।। સૂ. ચં. ગુ. શુ. શ. નિર્દય, પારકાના અનાજથી પોષણ કરનાર, સિદ્ધતરહિત, ખરાબ સ્ત્રીવાળો. ।।૯।। સૂ. મં. બુ. ગુ. શુ. કાંતિરહિત, નિર્ધન, પુત્રો વિનાનો, કૃતઘ્ની, ખરાબ સ્વભાવવાળો. ।।૧૦।। સૂ. મં. બુ. ગુ. શ. લાજ વિનાનો, ખરાબ સ્વભાવવાળો, પાપી, સ્વભાવથી ખરાબ માણસનો આશ્રય કરનાર, વિવ્હળ. ।।૧૧।। સૂ. મં. બુ. શુ. શ. મૂર્ખોમાં આગેવાન, કંજુસાઇ કરનાર, ખરાબ

બુદ્ધિવાળો, બાળક જેવું કામ કરનાર. ॥૧૨॥ સૂ. મં. બુ. ગુ. શ. હલકી જાતિનો, દુઃખી તનો, [illegible], લોકોથી નિન્દા પામનાર. ॥૧૩॥ સૂ. બુ. ગુ. શુ. શ. દુષ્ટ સ્ત્રીવાળો, વિનય હિન, હમેશા ભૂખથી પીડાતો, બુદ્ધિ વિનાનો. ॥૧૪॥ ચં. મં. બુ. ગુ. શુ. દયાવાન, નીરોગી, ધન ભોગવનાર, સત્પુરુષોને વ્હાલો, સારી સ્ત્રી ભોગવનાર. ॥૧૫॥ ચં. મં. બુ. ગુ. શ. ધર્મમાં પ્રીતિવાળો, સ્ત્રીઓને વ્હાલો, સુંદર વચન બોલનાર, સમર્થ. ॥૧૬॥ ચં. મં. બુ. શુ. શ. સુન્દરી [illegible] રમનાર, બાગ બનાવનારો, પ્રસિદ્ધ, બહુ ગંભીર, બાળકોપર પ્રીતિવાળો. ॥૧૭॥ ચં. મં. ગુ. શુ. શ. તીર્થમાં પ્રીતિ વાળો, નિરોગી, ઘણા આચારવાળો, હમેશા રાજ્યમાં પ્રીતિ રાખનાર ॥૧૮॥ ચં. બુ. ગુ. શુ. શ. તીર્થ કરનાર, રાજાને પૂજવા લાયક, દરેક કામમાં ભૂલ નહિ કરનાર. ॥૧૯॥ મં. બુ. ગુ. શુ. શ. રૂપરહિત, ધર્મ કામમાં પ્રીતિવાળો, ચતુરાઇ વડે સારી રીતે [illegible] પામેલો. ॥૨૦॥

### સાતમે ભાવે છ ગ્રહો બેઠાનું ફળ

સૂ. ચં. મં. બુ. ગુ. શુ. ખોટું બોલનાર, નિર્ધન, રોગી, રાજાના દુઃખથી પીડિત મનવાળો. ॥૧॥ સૂ. ચં. મં. બુ. ગુ. શ. ચાકર, રોગ વિનાનો, ખરાબ કપડાંવાળો, પારકાને દુઃખનાર, હલકા આચરણવાળો. ॥૨॥ સૂ. ચં. મં. બુ. શુ. શ. રોગી, મૂર્ખતાવાળો, ખરાબ સ્ત્રીવાળો, હમેશા દુઃખી શરીરવાળો. ॥૩॥ સૂ. ચં. મં. ગુ. શુ. શ. ક્લેશ ભોગવનાર, વિનય હિન, ભૂખથી દુઃખી શરીરવાળો, બબડતો ॥૪॥ સૂ. ચં. બુ. ગુ. શુ. શ. નિર્ધન, સ્નેહ વિનાનો, સુખ નહિ ભોગવનાર, ક્રોધથી કામ કરનાર, કંજુસ સ્વભાવનો. ॥૫॥ સૂ. મં. બુ. ગુ. શુ. શ. પારકી સ્ત્રીમાં પ્રીતિ વાળો, શત્રુઓથી ઘેરાએલો, બુદ્ધિરહિત. ॥૬॥ ચં. મં. બુ. ગુ. શુ. શ. રાજા જેવો, બહુ પૈસાના ભંડારવાળો, હમેશા હર્ષમાં રહેનાર ॥૭॥

### સાતમે ભાવે સાત ગ્રહો બેઠાનું ફળ

પૂર્વનો રાજા, બહુ વસ્ત્રનો, ક્રોધી, ધર્મમાં પ્રીતિ, દમનનો. ॥૧॥

### આઠમા ભાવે બે ગ્રહો બેઠાનું ફળ

સૂ. ચં. બહુ રોગ ભોગવનાર, થોડા આયુષ્યનો, સારી બુદ્ધિનો, હર્ષમાં રહેનાર, શરમ વિનાનો, લડાઇમાં બીકણ. ॥૧॥ સૂ. મં. લોહીનો રોગી, પાપ કરવામાં પ્રીતિવાળો, નિર્ધન, [illegible]રહિત, કોઇની સેવા વિનાનો વિહ્વળ. ॥૨॥ સૂ. બુ. ખરાબ સ્વભાવવાળો, પાપ [illegible]થી પુષ્ટ, પરદેશ ભોગવનાર, પ્રતાપ રહિત, શત્રુઓ વિનાનો ॥૩॥ સૂ. ગુ. મોટ

વિનાનો, હમ્મેશાં ક્રૂર, પારકી સ્ત્રીઓમાં પ્રીતિવાળો, દુષ્ટ ચિત્તવાળો, બુદ્ધિ વિનાનો. ॥૪॥ સૂ. શુ. ખરાબ ધનવાળો. કદરૂપો, ખરાબ દેશમાં પ્રીતિવાળો, ખરાબ રાજાનું અન્ન ખાનાર, કુકર્મ કરવામાં પ્રીતિવાળો, હાર પામનાર. ॥૫॥ સૂ. શ. મુખ્યત્વે કફવાળો, વાયુનો રોગી, ખોટું બોલનાર, દયા રહિત, પરદેશમાં કમાનાર. ॥૬॥ ચં. મં. ખરાબ બુદ્ધિવાળો, પાપી, રોગી શરીરવાળો, હાર પામનાર, પરાઈ ચોરી કરે છે. ॥૭॥ ચં. બુ. બહુ ખરાબ બુદ્ધિનો, નપુંસક જેવા સ્વભાવનો, પારકાને ઠગનાર, બહુ રોગી, કંજુસ સ્વભાવનો. ॥૮॥ ચં. ગુ. નાશ પામેલાં પુણ્યવાળો, થોડા આયુષ્યવાળો, ગરીબ, મૂર્ખ, લંગડો, ખરાબ મિત્રો મેળવવામાં તત્પર. ॥૯॥ ચં. શુ. ક્રૂર સ્વભાવનો, ભયવાળો, પાપી બુદ્ધિનો, પુણ્ય રહિત, પારકાપર અપવાદ મુકવામાં પ્રીતિવાળો. ॥૧૦॥ ચં. શ. ખોટી દયા રાખનાર, ફોકટ વહેમી, સુખો ભોગવનાર, શાંત, સ્ત્રીએ તજેલો. ॥૧૧॥ મં. બુ. ઉમ્મર શિવાય ઘરડો, સ્ત્રી વિનાનો, કૃતઘ્ની, ક્રુર, ખોડ વિનાનો. ॥૧૨॥ મં. ગુ. ખરાબ ધનવાળો, ગરીબ, બહુ શત્રુવાળો, પરાજય પામનાર, કંજુસ સ્વભાવનો. ॥૧૩॥ મં. શુ. નીચ કામમાં પ્રીતિવાળો, સાચું નહિ બોલનાર, પ્રતાપ રહિત. મૂર્ખ, નિર્ધન. ॥૧૪॥ મં. શ. આજારી, છોકરા વિનાનો, દુષ્ટ સ્ત્રીવાળો, બુદ્ધિ રહિત, ગુણો વિનાનો, પરદેશ ભોગવનાર, ॥૧૫॥ બુ. ગુ. ભાઇઓ વિનાનો, નાશ પામેલી બુદ્ધિવાળો, પારકાને ઠગનાર, ખરાબ સોબતથી દુઃખી મનવાળો. ॥૧૬॥ બુ. શુ. કદરૂપો, આંખો વિનાનો, પારકા અન્નમાં પ્રીતિવાળો, પારકી સેવા કરનાર, બારીક કણ ખાનાર. ॥૧૭॥ બુ. શ. શરીરમાં ખોડવાળો, બહુ અભિપ્રાય આપનાર, પાપ કરનાર, ખરાબ કપડાંવાળો, ચાડી ખાવામાં પ્રીતિવાળો, બુદ્ધિ રહિત. ॥૧૮॥ ગુ. શુ. બહુ શત્રુઓવાળો, વિના કારણ વેર કરનાર, વેગરહિત, થોડી પ્રજાવાળો, શાસ્ત્ર નહિ જાણનાર. ॥૧૯॥ ગુ. શ. ધન ને અનાજ રહિત, બહુ વેરવાળો, વિન્હળ, અદેખાઇમાં પ્રીતિવાળો, હમ્મેશાં ક્રૂર, ॥૨૦॥ શુ. શ. પારકી સ્ત્રી ભોગવનાર પારકા અનાજમાં પ્રીતિવાળો, પારકીસેવાકરનાર, હમ્મેશાં જુદો, નીતિ વિનાનો. ॥૨૧॥

## આઠમા ભાવે ત્રણ ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. ખોટું બોલનાર, માણસોએ તજેલો, નિર્ધન, ક્રોધી, ગુણો વિનાનો, બહુ રોગી, ખરાબ સોબત કરનાર, દુઃખી. ॥૧॥ સૂ. ચં. બુ. ગરીબ, ખરાબ બુદ્ધિવાળો, કાંતિ વિનાનો, ખરાબ સોબત કરનાર,

ખરાબ સ્વાભાવવાળો, રોગી, પાપી. ॥૨॥ સૂ. ચં. ગુ પાપી, દુષ્ટ કામ કરનાર, ફોકટ મહેનત કરનાર, મિત્રો રહિત, સારી સ્ત્રી ભોગવનાર, રોગી. ॥૩॥ સૂ ચં. શુ. મનુષ્યોને પૈસા રહિત, ખરાબ ચેષ્ટાવાળો, બહુ ક્રોધી, વિનયરહિત, પારકા અનાજમાં પ્રીતિવાળો, પારકાને ઠગનાર, ॥૪॥ સૂ. ચં. શ. ખોટું બોલનાર નિર્ધન, આળસુ, બહુ ઊંઘનાર, દુ ખી, પ્રતાપ રહિત, ભયવાળો. ॥૫॥ સૂ મં. બુ મિત્રોના ધન વિનાનો, ખરાબ કપડાવાળો, ધનવાન, પીવાની વસ્તુમા પ્રીતિવાળો, પ્રીતિ રહિત. ॥૬॥ સૂ મં. ગુ સત્ય રહિત, યશ વિનાનો, મોટો રોગી, કંજુસાઈ કરવા છતા ધન ખર ચાઈ જાય, કામી શરીરવાળો, ॥૭॥ સૂ મં. શુ. પવિત્રતા ને નીતિ રહિત, હમ્મેશાં મોટા પ્રભાવ વિનાનો, સ્નેહ રહિત, ભયવાળો, કીર્તિ વિનાનો ॥૮॥ સૂ મં. શ રોગી, શત્રુઓ વિનાનો, દુ.ખી, ધર્મ રહિત, બહુ ક્રોધી, માણસો વિનાનો. ॥૯॥ સૂ બુ ગુ લાજ રહિત, માણસોના અપવાદરૂપ, પોતાના ધર્મ ને કર્મથી પતિત, પ્રભાવ વિનાનો, નિર્દય, સુખ વિનાનો ॥૧૦॥ સૂ બુ. શુ. નાના પ્રકારની વિધિ જાણનાર, શત્રુઓનો નાશ કરનાર, પ્રતાપી, પરિવારવાળો, કુકર્મમાં પ્રીતિવાળો, બહુ ધનવાન ॥૧૧॥ સૂ બુ શ રોગથી દુ ખી શરીરવાળો, દુ ખી, સુંદર શરીરવાળો, યશરહિત, પારકાને ઠગનાર ॥૧૨॥ સૂ ગુ. શુ ધન ને અનાજના સુખવાળો, નાના પ્રકારના વાદ કરનાર, દયાવાન, ધર્મ નહિ જાણનાર. ॥૧૩॥ સૂ ગુ શ. બહુ રોગ ભોગવનાર, શાસ્ત્ર ને ધર્મ નહિ જાણનાર, વિવાદ કરનાર, પોતાના ભાઈઓરહિત. ॥૧૪॥ સૂ. શુ શ. બહુ દુ ખ ભોગવનાર, ચં. મં. બુ. રાજા તરફથી નુકશાન ભોગવનાર. ॥૧૫॥ ચં. મં. ગુ ભૂખ તરસ ભોગવનાર રતિ ક્રીડામા પ્રીતિવાળો ચં. મં. શુ સુખી, રાજ્ય પક્ષ તરફથી વૃદ્ધિ પામનાર. ॥૧૬॥ ચં. મં. શ બહુ રોગ ભોગવનાર, ચં. બુ ગુ. કજીઆ કરનાર, પોતાની સ્ત્રીવાળો. ॥૧૭॥ ચં. બુ શુ રાજાની કૃપાવાળો, ધન ધાન્યનો નાશ કરનાર, ચં. બુ. શ બહુ શત્રુઓવાળો. ॥૧૮॥ ચં. ગુ શુ. સારા સુખવાળો, સારી સ્ત્રીવાળો. ચં. ગુ. શ. પારકી સ્ત્રીમાં પ્રીતિ વાળો. ॥૧૯॥ ચં. શુ શ. પોતાની સ્ત્રી વિનાનો, નાશ પામેલી બુદ્ધિનો, મં. બુ. ગુ. નાના પ્રકારના વિધાનવડે બહુ રોગ ભોગવનાર ॥૨૦॥ મં. બુ શુ. ચોરો તરફથી ઘણું ધન મેળવનાર, મં. બુ શ. કોઢનો રોગી, દરિદ્રી, બહુ દુ ખ ભોગવનાર. ॥૨૧॥ મં ગુ. શુ ઘણા પ્રકારના માણસો વડે રોગને દરિદ્રતા ભોગવનાર, મં. ગુ શ. બહુ શત્રુઓને નાશ કરનાર, ॥૨૨॥ મં. શુ શ. રોગના વધારાવાળો, બુ ગુ. શુ. ધનને અનાજ

વિનાનો. ॥૨૩॥ બુ. ગુ. શ. રોગી, ઘાયલ, બંધનવાળો, બુ. શુ. શ. બહુ રોગ ભોગવનાર. ॥૨૪॥ ગુ. શુ. શ. બહુ રોગ ભોગવનાર.

## આઠમા ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. દરિદ્રી. ॥૧॥ સૂ ચં. મં. ગુ. બહુ દુઃખ ભોગવનાર, સૂ. ચં. મં. શુ. હમ્મેશાં નમ્ર સ્વભાવવાળો. ॥૨॥ સૂ. ચં. મં. શ. ખરાબ સ્ત્રીયોમાં પ્રીતિવાળો, ખરાબ છોકરાવાળો, ખરાબ સ્વભાવવાળો, ક્રોધી, દુષ્ટ, ખરાબ પૈસો ભોગવનાર. ॥ ૩ ॥ સૂ. ચં. બુ. ગુ. સંતતિ વિનાનો, ખરાબ બુદ્ધિવાળો, કદરૂપો, શત્રુઓવાળો, બુદ્ધિ રહિત. ॥૪॥ સૂ ચં. બુ. શુ. જુગારમાં પ્રીતિ રાખનાર, નિર્ધન, થોડું સાચું બોલનાર, પરદેશ ભોગવનાર, માણસો તરફથી દુઃખી. ॥૬॥ સૂ ચં. બુ. શ. ભોગરહિત, વડીલોએ તજેલો, સ્થૂલ શરીરમાં હલકાઇ ભોગવનાર. ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. ક્રીયા રહિત, શત્રુતા કરનાર. નિર્દય, સત્પુરૂષને નહિ માનનાર. ॥૮॥ સૂ. ચં. ગુ. શ. ક્રોધી, પ્રતાપ રહિત, બુદ્ધિ વિનાનો, નિર્ધન, હમ્મેશાં વિંહળ, બીકણ, રોગ ભોગવનાર. ॥૯॥ સૂ. ચં. શુ. શ. દુષ્ટ વચન બોલનાર, બહુ પાપમાં પ્રીતિવાળો, નીચની સોબત કરનાર, શત્રુઓથી દુઃખ પામનાર. ॥૧૦॥ સૂ મં. બુ. ગુ. કષ્ટ ભોગવનાર ભયવાળો, કાંતિ રહિત, સ્ત્રી વિનાનો, રતિથી દુઃખી શરીરવાળો. ॥૧૧॥ સૂ. મં. બુ. શુ. માબાપે તજેલો, દુઃખી, સત્યતાવાળો, મૂર્ખ. ॥૧૨॥ સૂ. મં. બુ. શ. વિંહળ, દ્રોહી, ખરાબ મિત્રવાળો, ક્રીયા રહિત, નિર્ધન. ॥૧૩॥ સૂ. બુ. ગુ. શુ. બીકણ, કામી શરીરવાળો. લુચ્ચા સ્વભાવનો, ખરાબ ધનવાળો. સૂ ગુ. શુ. શ. હમ્મેશાં દુર્બળ શરીરવાળો, રોગ ભોગવનાર, ઘાયલ, શત્રુઓથી દુઃખ પામનાર. ॥૧૫॥ ચં. મં. બુ. ગુ. રોગી, નિર્ધન, દરિદ્રી થોડા આયુષ્યવાળો, સત્ય રહિત. ॥૧૬॥ ચં. મં. બુ. શુ. ખરાબ મિત્રની સોબત કરનાર, કુકર્મમાં પ્રીતિવાળો, આચારરહિત, કડવાં વચન બોલનાર. ॥૧૭॥ ચં. મં. બુ. શ. કુકર્મમાં પ્રીતિવાળો, કુટુંબીયોથી રહિત, શત્રુઓવાળો, વિવેકને વેદધર્મ રહિત. ॥૧૮॥ ચં. મં. ગુ. શુ. છોકરાના સુખવાળો, શત્રુઓને જીતનાર, શત્રુઓનો નાશ કરનાર, હમ્મેશાં વિવેકી, રતિ ક્રીડામાં પ્રીતિવાળો. ॥૧૯॥ ચં. મં. ગુ. શ. છોકરાંના સુખ વિનાનો, શત્રુનો વિરોધી, પોતાના મિત્રને નુકશાન કરનાર, રોગી, નિર્ધન, પુત્રરહિત. ॥૨૦॥ ચં. બુ. ગુ. શુ. હમ્મેશાં પ્રમેહનો રોગી, રતિ ક્રીડાથી રોગી, દરિદ્રી, બહુ દુઃખવાળો. ॥૨૧॥ ચં. બુ. ગુ. શ. બહુ

આઠમા ભાવે સાત ગ્રહો બેઠાનું ફળ—હાથી, ઘોડાઓનો સ્વામી, પોતાના માણસોનો સ્વામી, ધનવાન, બ્રાહ્મણની ભક્તિવાળો. ॥૧॥

## નવમા ભાવે બે ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. વિનયવાળો, મોટો માણસ, બહુ પ્રતાપી, સત્પુરૂષોને વ્હાલો, નીતિ જાણનાર. ॥૧॥ સૂ. મં. પ્રસિદ્ધ અભિમાની, શત્રુ પક્ષને જીતનાર, દોષ નાશ કરવામાં પ્રીતિવાળો, કાંતિવાન, નીતિમાં ચતુર. ॥૨॥ સૂ. બુ. બુદ્ધિમાન, સત્યવાળો, વિદ્વાનોને વ્હાલો, બહુ મિત્રોવાળો, હમ્મેશાં સત્ય બોલનાર. ॥૩॥ સૂ. ગુ. શત્રુઓથી નમસ્કાર કરાતો, સુખવાળો, ધન ને અનાજના લાભવાળો, સત્પુરૂષોનો માનીતો, રાજાને વ્હાલો. ॥૪॥ સૂ. શુ. મોટાઈ ભોગવનાર, સારા સ્વભાવવાળો, બુદ્ધિમાન, પ્રસિદ્ધ કીર્તિવાળો, બહુ મિત્રતાવાળો. ॥૫॥ સૂ. શ. બુદ્ધિવાન, ધન ભોગવનાર, સ્તુતિ કરાયેલો, બહુ સ્ત્રી સુખ ભોગવનાર, વધારે ભોગોવાળો, શત્રુઓને જીતનાર. ॥૬॥ ચં. મં. વિદ્યાવાળો, બહુ ધનવાન, પ્રીતિવાળો, ગંભીર, મીઠા પદાર્થો ને અનાજનું ભોજન કરનાર. ॥૭॥ ચં. બુ. છોકરાનું સુખ ભોગવનાર, જીતેન્દ્રિય, ધર્મમાં પ્રીતિવાળો, પ્રસિદ્ધ, રાજાને વ્હાલો, ભાઈઓથી પૂજાનાર. ॥૮॥ ચં. ગુ. ચતુર, ભોગમાં પ્રીતિવાળો, શૂરવીર, કરેલા કામને જાણનાર, શાસ્ત્રમાં પ્રીતિવાળો, બહુ બુદ્ધિવાન. ॥૯॥ ચં. શુ. મોટા પુરૂષોને વ્હાલો, ભાઈવાળો, વિદ્વાન્, વિનયવાળો, પોતાના ભાઈઓનું હમ્મેશાં ભલું કરનાર થાય. ॥૧૦॥ ચં. શ. વ્રતને દાનમાં પ્રીતિવાળો, સત્પુરૂષોને વ્હાલો, બહુ પુત્ર ને સ્ત્રીવાળો, પૂજાનાર, ધનવાન, શાસ્ત્ર જાણનાર. ॥૧૧॥ મં. બુ. બહુ ચાકરોવાળો, સ્ત્રીના સુખવાળો, મોટા છોકરાવાળો, પ્રસન્ન વચન બોલનાર, ખરાબ કામો રહિત. ॥૧૨॥ મં. ગુ. ગુણવાન, તીર્થ, અતિથિ, બ્રાહ્મણ ને દેવનો ભકત, ખેતી કરનાર, નીતિવાન. ॥૧૩॥ મં. શુ. અતિથિનું પૂજન કરનાર, રૂપવાન, આંખોને આનંદ આપનાર, કુળમાં શ્રેષ્ટ, નિયમોવાળો. ॥૧૪॥ મં. શ. દુઃખો રહિત, સત્યમાં તત્પર, શૂરવીર, હમ્મેશાં ભાઈઓપર પ્રીતિ રાખનાર. ॥૧૫॥ બુ. ગુ. સ્થિર બુદ્ધિવાળો, કૃપાવાળો, વેદ ને શાસ્ત્રમાં પ્રીતિવાળો, મુખ્ય ખેતી કરનાર, હમ્મેશાં સારા સ્વભાવવાળો, થાય. ॥૧૬॥ બુ. શુ. ચાકરોવાળો, પુણ્યવાન, અભિમાની, બહુ મિત્રોવાળો, સ્ત્રીને વ્હાલો. ॥૧૭॥ બુ. શ. ભાગ્યશાળી, આનંદી, પૃથ્વી ભોગવનાર, બુદ્ધિવાન, ધનવાન, રાજાને વ્હાલો. ॥૧૮॥ ગુ. શુ. પૈસા ને યશનો ભંડાર, સારા પુત્રમાં પ્રીતિવાળો, વૈભવોવાળો, માયા રહિત,

છોકરાને વ્હાલો. ॥૧૯॥ શુ શ ગાયનમા પ્રીતિ રાખનાર, સ્વામીપણું ભોગવનાર, ધર્મવાન સારા સ્વભાવવાળો, હમ્મેશા સાધુ સત્પુરૂષોનું ભલું ચાહનાર ॥૨૦॥ શુ શ બહુ પુણ્યવાળો, વિદ્વાવાન, કીર્તિવાન, ગભીર, શાત ચિત્તવાળો, માણસોને વ્હાલો. ॥૨૧॥

**નવમા ભાવે ત્રણ ગ્રહો બેઠાનુ ફળ.**

સૂ ચં મં સત્પુરૂષોને વ્હાલો પુણ્યમા પ્રીતિ રાખનાર, શાસ્ત્ર કથામા પ્રીતિવાળો, પવિત્ર શરીરવાળો, ગુણોમાં પ્રેમી ચિત્તવાળો ॥૧॥ સૂ ચં બુ સત્યવાળો, આનંદી, મોટી આંખોવાળો, સ્વામીપણું ભોગવ નાર, પ્રસન્ન મૂર્તિવાળો છોકરાપર પ્રીતિવાળો ॥૨॥ સૂ ચ ગુ. ધર્મ કરવામા ચતુર, વિદ્યાને લક્ષ્મીવાળો, પાપ કર્યારહિત સત્ય બોલનાર, કામેચ્છારહિત ॥૩॥ સૂ ચં શુ તીવ્ર વાતમા પ્રીતિવાળો, તીર્થરહિત ચોરી કરવાના સ્વભાવવાળો દુ ખી ॥૪॥ સૂ ચ શ ધર્મની વાતમા પ્રીતિવાળો, ગુરૂઓનું ભલું કરનાર, નિય મોવાળો, સત્પુરૂષોને વ્હાલો, શાસ્ત્રમા પ્રીતિવાળો ॥૫॥ સૂ મં બુ પાપમા પ્રીતિવાળો, ક્રૂર, સત્ય રહિત ખરાબ બુદ્ધિવાળો પારકા અનાજમા પ્રીતિવાળો, પારકાનો ચાકર ॥૬॥ સૂ મ ગુ અધર્મી, ચરિત્ર રહિત, ખરાબ સ્ત્રી ભોગવનાર, હમ્મેશા પોતાના ભાઇનો વિયોગી ॥૭॥ સૂ મં શુ ધર્મરહિત શરીરવાળો, ગુણો રહિત, નાના પ્રકારની સેવા કરનાર, ચરિત્ર રહિત બુ દ્ધિવિનાનો ॥૮॥ સૂ મં શ પુત્રો રહિત યૌવન વિનાનો, પાપમા પ્રીતિ વાળો, બહુ ખરાબ કપડાવાળો, મોટો ખર્ચ કરનાર ધર્મરહિત કામ કરે નાર ॥૯॥ સૂ બુ ગુ ધનવાળો, બહુ મિત્રોવાળો, બ્રાહ્મણોને નમસ્કાર કરનાર, સારી બુદ્ધિવાળો નીતિમા ચતુર ॥૧૦॥ સૂ બુ શુ સારા વા ક્યવાળો, સત્ય બોલનાર, ધર્મવાન, કરેલા કામને જાણનાર, જીતેન્દ્રિય, પાપ નહિ કરનાર ॥૧૧॥ સૂ બુ શ ખેતી કરનાર, ધર્મવાન, કાંતિવાળો, મોટી આખોવાળો, નીતિમા ચતુર ॥૧૨॥ સૂ ગુ શ ગુણવાન, ધનને અનાજ ભોગવનાર, મોટો માણસ, હમ્મેશા ભાગ્યશાળી ॥૧૩॥ સૂ ગુ શ પરદેશમા પ્રીતિવાળો, દુ ખી, કામેચ્છા રહિત, પૈસાવાળો ॥૧૪॥ સૂ. શુ. શ શહેરમા રહેવાવાળાઓએ તજેલો, વિનય રહિત, સ્વભાવથી પાપી, અનુકરણ કરનાર ॥૧૫॥ ચ મ બુ સત્ય યશ ને ધન ભોગવનાર પ્રસિદ્ધ, બળવાળો, વિધિ જાણનાર, યોગ પ્રભાવવાળો, મોટાઇ મેળવનાર ॥૧૬॥ ચ મં. ગુ છોકરાનું સુખ ભોગવનાર, મિત્રમા પ્રીતિવાળો, સારી બુદ્ધિનો, જીતેન્દ્રિય, ભાઇઓનો માનીતો ॥૧૭॥ ચં મ. શુ છોકરાના

સુખવાળો, મોટાઇ મેળવનાર, પવિત્રતા ને દયાવાળો, રાજાને પૂજવા લાયક, સારા માણસોવાળો. ॥૧૮॥ ચં. મં. શ. સારા મનુષ્યોમાં પ્રીતિવાળો, શરમવાળો, કામરહિત શરીરવાળો, ગુણવાન, રાજાનો ચાકર. ॥૧૯॥ ચં. બુ. ગુ. સુંદરતા ભોગવનાર, સારા કામમાં પ્રીતિવાળો, કૃપાવાળો, છોકરાંઓવાળો, ધનવાન, ભાગ્યશાળી. ॥૨૦॥ ચં. બુ. શુ. રૂપવાન, તેજસ્વી, બહુ કીર્તિવાળો, આંખોને આનંદ આપનાર, સત્પુરૂષોને બ્રાહ્મણો પર પ્રીતિ રાખનાર. ॥૨૧॥ ચં. બુ. શ. સત્પુરૂષોને વ્હાલો, અમૃત ભોગવનાર, શત્રુઓને જીતનાર, ગુણવાન, કીર્તિવાળો. ॥૨૨॥ ચં. ગુ. શુ. કીર્તિવાળો, ધર્મવાન, નીતિવાન, દુઃખો રહિત, પ્રસિદ્ધ કામો કરનાર, લોભ વિનાનો. ॥૨૩॥ ચં. ગુ. શ. બુદ્ધિમાન, ક્રોધ રહિત, કાંતિવાન, અભિમાની, ॥૨૫॥ મં. બુ. ગુ. ધનવાન, ગુરૂઓનું ભલું ચાહનાર, નીતિવાન, ધર્મવાન, શાસ્ત્ર જાણનાર, ભાઇઓ વિનાનો ॥૨૬॥ મં. બુ. શુ. બુદ્ધિમાન, નાના પ્રકારનાં શાસ્ત્રને ધનના સુખવાળો, મારી કરનાર, કામ રહિત. ॥૨૭॥ મં. બુ. શ. દયાવાન, તીર્થમાં પ્રીતિવાળો, બહુ અનાજવાળો, સત્પુરૂષમાં પ્રીતિવાળો, હમ્મેશાં સારી બુદ્ધિવાળો. ॥૨૮॥ મં. ગુ. શુ. બહુ પ્રતાપી, અભિમાની, શાસ્ત્રમાં પ્રીતિવાળો, બહુ ધર્મવાળો. ॥૨૯॥ મં. ગુ. શુ. રોગરહિત, ધનવાન, સારા સ્વભાવવાળો, દયાવાળો, અમુલ્ય. ॥૩૦॥ મં. શુ. શ. બહુ પૈસાના ભંડારવાળો, હાથી ઘોડા ભોગવનાર, જીતેન્દ્રિય, શૂરવીરતાવાળો. ॥૩૧॥ બુ. ગુ. શુ. પારકાઓનો સ્વામી શત્રુઓથી નમસ્કાર કરાયેલો, હાથી ઘોડા ગાડી પાલખી વિગેરેનું સુખ ભોગવનાર. ॥૩૨॥ બુ. ગુ. શ. ખોટો ખર્ચ કરનાર, રોગી, કૃતઘ્ની, માણસોએ તજેલો, સાહસમાં પ્રીતિ રાખનાર. ॥૩૩॥ બુ. શુ. શ. લડાઇમાં પ્રીતિવાળો, દયાવાળો, બહુ પ્રજાવાળો, સત્યને યશનું સ્થાન. ॥૩૪॥ ગુ. શુ. શ. કાંતિવાળો, ઉદાર, ચિત્તવાળો, વિનયવાળો, રૂપવાન પ્રસિદ્ધ, છોકરાપર પ્રીતિ રાખનાર. ॥૩૫॥

## નવમા ભાવે ચાર ગ્રહો બેઠાનું ફળ.

સૂ. ચં. મં. બુ. મતવાળો, ધર્મવાન, પ્રસિદ્ધ, અગ્નિનો ભક્ત, ભાઇઓપર પ્રીતિ રાખનાર. ॥૧॥ સૂ. ચં. મં. ગુ. રોગ રહિત, ધનવાન, સારા સ્વભાવવાળો, પ્રતાપ રહિત, પારકી સ્ત્રીઓમાં પ્રીતિવાળો ॥૨॥ સૂ. ચં. મં શુ. તેજ રહિત, વેદ ધર્મરહિત, શરમ વિનાનો, પારકાની ચોરી કરનાર. ॥૩॥ સૂ. ચં. મં. શ. બુદ્ધિ રહિત, મૂર્ખ, છોકરાં વિનાનો, બહુ ક્રોધી, ॥૪॥ સૂ ચં. મં. ગુ. બહુ પ્રતાપી, યશવાળો, ભંડાર વાળો, મા-

ગુણીઓને વ્હાલો, ॥૬॥ સૂ. ચં. બુ. શ. ગાયનમાં પ્રીતિ રાખનાર, પાપની વાત નહિ કરનાર, પ્રસિદ્ધ કામ કરનાર, લોભ વિનાનો. ॥૭॥ સૂ. ચં. ગુ. શુ. બહુ શાસ્ત્ર સાંભળનાર, તીર્થ કરનાર, ધર્મવાન, ધનવાન, નીતિમાં કુશળ. ॥૮॥ સૂ. ચં. ગુ. શ. ઘણા પ્રકારના ધનવાળો, ધર્મમાં પ્રીતિવાળો, મોટાં કામ કરનાર, માણસોમાં માન પામનાર, ॥૯॥ સૂ. ચં. શુ. શ. સત્પુરુષોને વ્હાલો, નીતિવાન, બહુ પ્રજાવાળો, માનવાળો. ॥૧૦॥ સૂ. મં. બુ. શુ. શત્રુઓને નાશ કરનાર ઉપરીપણું ભોગવનાર, પાન, કપડાં ને ઘરેણાંના વૈભવવાળો. ॥૧૧॥ સૂ. મં. બુ. શુ. ઘોડાઓ રહિત, ખરાબ સ્વભાવવાળો, નિર્દય, બ્રાહ્મણોની નિન્દા કરનાર. ॥૧૨॥ સૂ. મં. બુ. શ. બહુ કૃપાવાળો, મીઠાં વચનનો સંદેશો મોકલનાર છોકરાં ધન ને નાના પ્રકારના ગાડી ઘોડાવાળો. ॥૧૩॥ સૂ. મં. બુ. શુ. ગુણોમાં પ્રીતિવાળો, સારા કામમાં પ્રીતિ રાખનાર, વિનયવાળી સ્ત્રીવાળો, બહુ મિત્રનાવાળો, ॥૧૪॥ સૂ. મં. ગુ. શ. સ્થિર સ્વભાવવાળો, શત્રુઓ વિનાનો, કરેલા ઉપકારને જાણનાર, ઉત્સાહી, કામી, ॥૧૫॥ સૂ. મં. શુ. શ. ધનમાં પ્રીતિ રાખનાર, પાપ કર્મમાં પ્રીતિવાળો, બહુ તૃષ્ણાવાળો, કામી. ॥૧૬॥ સૂ. બુ. ગુ. શુ. માફ કરનાર, સત્યને દયાવાળો, વિચિત્ર વાક્ય બોલનાર, ભય રહિત શરીરવાળો. ॥૧૭॥ સૂ. બુ. ગુ. શ. ચંચળ સ્વભાવવાળો, પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો, નિર્દય, ભાઈઓ વડે દોષીત ઠરેલો ॥૧૮॥ સૂ. બુ. શુ. શ. વિહ્વળ, કામી વાતમાં ચતુર, દુઃખ ભોગવનાર, મૂર્ખ, ॥૧૯॥ સૂ. ગુ. શુ. શ. સારાં કામ કરનાર, ઉદાર વચનવાળો, રાજાની આજ્ઞાથી મોટો અધિકારી, મોટો પરાક્રમી, ॥૨૦॥ ચં. મં. બુ. ગુ. અતિથિમાં પ્રીતિ રાખનાર, બુદ્ધિવાન, માણસો વાળો, કુળમાં પ્રધાન રૂપ, નીતિવાન. ॥૨૧॥ ચં. મં. બુ. શુ. અતિથિમાં પ્રીતિવાળો, બુદ્ધિવાન, માણસોવાળો, કુળમાં પ્રધાનરૂપ, નીતિવાન. ॥૨૨॥ ચં. મં. બુ. શ. સુંદર હાથ ને મોઢાવાળો, આંખોને આનંદ આપનાર, બહુ વિદ્યાવાળો, રાજાને વ્હાલો, ॥૨૩॥ ચં. મં. ગુ. શુ. બહુ પ્રજાવાળો, રાજના કામમાં ચતુર, તીર્થમાં પ્રીતિવાળો, બહુ શાસ્ત્રમાં ચતુર, ॥૨૪॥ ચં. મં. ગુ. શ. ગુણમાં પ્રીતિવાળો, રાજા જેવું માન ભોગવનાર, ઇન્દ્રિયોને જીતનાર, બહુ આગ્રહ મેળવવામાં ચતુર. ॥૨૫॥ ચં. મ. શુ. શ. યશવાળો, ધર્મવાન, ચતુર વિદ્વાન રાજા તરફથી બહુ માન મેળવનાર, ॥૨૬॥ ચં. બુ. ગુ. શુ. મોટો રાજા, શત્રુઓ વિનાનો, હાથી ઘોડા નાના પ્રકારના ધનના ભંડારવાળો, ॥૨૭॥ ચં. બુ. ગુ. શ. ઉદાર ચેષ્ટાવાળો, સારા કામમાં પ્રીતિવાળો,

भवति नरो राजांशसमुद्भवो नृपतिः ॥११२॥ रवेर्द्वितीये बुधजीव भार्गवा नचाशुभैर्दृष्टयुता न चार्कगाः ॥ स्फुरत्करौघस्फुटपिञ्जरी कृता नरं प्रकुर्युस्त्रिसमुद्रपालकम् ॥११३॥ कुन्दाब्जकाशधवलः परिपूर्णमूर्तिः जन्माधिपेन बलिना शुभदेन दृष्टः ॥ स्त्रीमानभङ्गनिपुणं दयितं क्षपायाः प्रख्यातकीर्तिसुनयं कुरुते नरेन्द्रम् ॥११४॥ देवमन्त्री कुटुम्बस्थो भार्गवेण समन्वितः ॥ जनयेद्वसुधापालं निर्जितारातिमण्डम् ॥११५॥ स्वोच्चे गुरुस्तनुगतः स्वगृहे शशाङ्क शुक्रो झषे परममुच्चमितोऽसितश्च ॥ मेषे तथैव भगवान् सविता कुजःस्ववर्गाधिपो यदि भवेन्नृपतिः प्रजातः ॥११६॥ क्रूरैर्नीचै रिपुभवनगैः षष्ठदुश्चिक्यगैर्वा सौम्यैः स्वोच्चं परमुपगतैर्निर्मलैः केन्द्रगैश्च ॥ आज्ञां याते शिशिरकिरणे कर्कटस्थे निशायामेकच्छत्रं त्रिभुवनसिद्धं यस्य स क्षत्रियेशः ॥११७॥ होरालेखामुपेतः स्फुटकरनिकरः पूरिताङ्गः सुरेज्यः चन्द्रः शुक्रार्धदेहो भवभवनगतः स्वेन पुत्रेण दृष्टः चन्द्राद्भानुर्द्वितीये यदि भवति तथा नैव दृष्टः कुजेन पाता जायेत भूमेर्बहुगजतुरगक्षुण्णभूपृष्ठपीठः ॥११८॥ रविशशिकुजैर्मेषे लग्नेसितार्किबुधैर्वृषेधनुषिनवमे देवेज्ये चस्वभांशमुपागते ॥ रविरपिय दिस्त्रोच्चेवर्गप्रधानबलोदयोभवति नृपतिः सिद्धाज्ञातोहतारिरणोद्भवः ॥११९॥ शशिशशिसुतजीवैःपञ्चमस्थनैभोगैरविरपिरिपुराशौस्वोच्चगे भूमिपुत्रे।तपसिचरविपुत्रेजायते पार्थिवेन्द्र।प्रथितविमलकीर्तिर्दानधर्मप्रतापैः ॥१२०॥ बुधः कन्यालग्ने सुरपतिगुरुश्चैव तिमिगः स्थितः क्षोणीपुत्रः प्रथमभवने वीर्यसहितः। शनिः शत्रुस्थाने त्रिदशरिपुपूज्यश्च हिबुके यदैवं स्यात्सूतौ स्वभुजविजयी भूपतिरिह ॥१२१॥ यमे विलग्ने मकरप्रतिष्ठिते दिवाकरे द्यूनगते सितेऽष्टमे कुजेऽलिगे कर्कटगे निशाकरे भवेत्प्रसिद्धो जगतीश्वरो नृपः ॥१२२॥ मृगोदये भूमिसुते सुनिर्मले शनैश्चरे धर्मगृहे व्यवस्थिते। दिवाकरे सप्तमगे

सहेन्दुना चलस्वभावो नृपतिः प्रजायते ॥१२३॥ शनैश्चरे लग्नगते सचन्द्रे बृहस्पतौ सप्तराशिगे च । शुक्रेण दृष्टे शशिजे स्वतुङ्गे जायेत पृथ्वीपतिरप्रधृष्यः ॥१२४॥ पापाभवे सुरपुरोहितदृष्टिशुद्धा लग्नेसुरारिदयितः शशिनि स्वराशो । वापीतडागसुरवेश्मकरो नरोऽत्र जायेत मानवपतिर्द्विजदेवभक्तः ॥१२५॥ एकः स्वोच्चे शुभगगनगः संस्थितो निर्मलांशुः केन्द्रे भानुः प्रकटितकरः केवलः पूर्णवीर्यं । दृष्टः कुर्यादमरगुरुणा पश्चमस्थेन जात भूमेर्नाथं बहुगजपतिं सर्वजन्यं कृतार्थम् ॥१२६॥ वहति मृदुसमीरो निर्मलव्योममध्ये विमलनिरुप सर्गाः खेचरा वृत्तवैराः । उदयति सुरवन्द्ये मण्डले मातृकाणां यदि वृषभगृहस्थो भार्गवःस्यात् क्षितीशः ॥१२७॥ अधिमित्रगते केन्द्रे जन्माधिपतिर्विलग्नपतियुक्तः । पश्यति,वलपरिपूर्णो लग्नं स्यात्पुष्कलो योगः। १२८॥पुष्कलयोगे पुरुषा जायन्ते भूमिपालका नित्यम्॥ सुचिरं भ्रमन्ति हतरिपुगजमदगन्धेन वासितदिगन्ताः ॥ १२९ ॥ राश्यादौ लग्नपतिः करोति लग्ने नरेन्द्रदण्डपतिम् ॥ मध्ये मण्डलनाथं ग्रामपतिं चैव भवनान्ते ॥१३०॥ पौष्णे फाल्गुन्यां वा मूले पुष्ये च भास्कर कुरुते ॥ लग्नगतो नरनाथं योजनशतमानके देशे ॥१३१॥ कृत्तिकारेवतीस्वातीपुष्यस्थायी भृगोः सुतः ॥ करोति सुमुजां नाथमश्विन्यामपि संस्थितः ॥१३२॥ विदधाति सार्वभौमं लग्नाधिपतिः स्वतुङ्गगः केन्द्रे ॥ नृपतिं लग्नाधिपीतजन्माधिपतिर्धन समृद्धम् ॥१३३॥ द्विनिर्संस्थोखगोनीच खायभाग्ये भवेत् नृपः ॥ षष्टे तुंगे भवेत् दास निर्धनान्ते च भिक्षुकः ॥१३४॥

॥ રાજયોગો ॥ ( સારાવળી ગ્રંથ મધ્યેથી. )

૧—આ શાસ્ત્ર રાજાઓને ઉપયોગી છે. જેથી ઘણું કરી રાજયોગોથી રાજા થાય છે. તે માટે રાજયોગો આ ગ્રંથમાં કહું છુ

૨—જન્મ કુંડળીમાં ત્રણ યા ચાર ગ્રહ પોતાના ઉચ્ચ, વા મૂળ ત્રિકોણમાં બળવાન હોય, તો રાજાના વંશમાં જન્મેલો રાજા, યા પાંચ કે

૭ ગ્રહ ઉચ્ચ યા મૂળ ત્રિકોણુમાં બળવાન હોય, તો હલકા કે ગરીબ કુળમાં જન્મેલો પણુ રાજા થાય. પણુ જો ઉચ્ચ કે મૂળ ત્રિકોણુમાં બળ વિનાના ગ્રહો હોય, તો રાજા જેવો થાય. પણુ રાજા થતો નથી.

૩—પાપ ગ્રહો ઉચ્ચમાં હોય તો ખરાબ સ્વભાવવાળો રાજા, ને પોતાના પરાક્રમથી રાજ્ય કરનારો, યવનાચાર્યના મતમાં કહ્યો છે. જીવશર્મા આચાર્યના મતમાં બળવાન, લોકોને હેરાન કરનાર, પૂર્વ જન્મના પુણ્યવડે પૃથ્વીનું રક્ષણુ કરનાર થાય છે. પણુ રાજા થતો નથી.

૪—જો રાજયોગોમાં જન્મેલો નીચ કુળનો હોય, તો પણુ અવશ્ય રાજા થાય. તે શાસ્ત્રકારોના મત પ્રમાણે તે યોગો આગળ કહે છે.

૫—સૂર્ય, શનિ, મંગળ, ગુરૂ તે ચાર યા ત્રણુ ગ્રહ ઉચ્ચમાં હોય, ને તેમાંનો એક ગ્રહ લગ્નમાં હોય તો જુદા જુદા સોળ રાજયોગો મહર્ષિયોયે, કહ્યા છે. ને બે, યા એક ગ્રહ ઉચ્ચમાં હોય, તેમાંનો એક લગ્નમાં હોય, ને કર્ક રાશિનો ચંદ્ર હોય તો, સોળ રાજયોગો, યવનાચાર્યના મતમાં થાય છે. રાજયોગવાળો નીચ કુળમાં જન્મેલો હોય છતાં પણુ, એક વાડીની માફક પૃથ્વીનું પાલણુ કરે.

૬—લગ્નનો નવમાંશ, તથા ચંદ્ર વર્ગોત્તમી હોય, ને તે ચંદ્ર, કે લગ્નને, ચંદ્ર શિવાયના ચાર કે વધારે ગ્રહ જોતા હોય તો નીચ કુળમાં જન્મ્યો હોય તો પણુ રાજા થાય.

૭—મેષ રાશિના ચંદ્ર, મંગળ, ગુરૂ, ઉદયને પામેલા હોય તો રાજાધિરાજ ત્રણુ સમુદ્ર પર્યંતની પૃથ્વીનું પાલણુ કરનાર, શત્રુઓને નાશ કરી ચારે દિશાઓમાં સુખેથી ફરનાર થાય.

૮—હરકોઇ ઠેકાણે ગુરૂ, ઉચ્ચ રાશિમાં હોય, ને મેષ લગ્નમાં મંગળ હોય તો કે મંગળ, ગુરૂ સાથે મેષ લગ્નમાં હોય તો તે રાજાના તેમ તેના પ્રધાનના આગળ કોઇ શત્રુ ટકી શકતો નથી.

૯—ચંદ્રમા ધન રાશિમાં શુક્ર ને ગુરૂ સાથે હોય, મંગળ ઉચ્ચ રાશિમાં, મકર રાશિના પૂર્વ ભાગમાં શનિ, ને કન્યા લગ્નમાં બુધ હોય તો અવશ્ય બહુ વિદ્યામાં કુશળ, રાજા થાય.

૧૦—શુક્લ પક્ષમાં જન્મ હોય, ને કર્ક રાશિનો ચંદ્રમા લગ્ને હોય, ને સાતમે બુધ, છટ્ટે સૂર્ય, ચોથે શુક્ર, દશમે ગુરૂ, ત્રીજામાં મંગળ

ને શનિ હોય તો ચદ્રમાની માફક સફેદ છત્ર ચામર સાથે રાજ્ય લક્ષ્મી ભોગવનાર રાજા થાય.

૧૧—પૂર્ણ ચદ્ર વૃષભ રાશિનો જન્મ લગ્નમા હોય, ને કુભ રાશિમા શનિ સિંહ રાશિમા સૂર્ય, વૃશ્ચિક રાશિમા ગુરૂ ઉદયને પામેલો હોય, તો બહુ લક્ષ્મીવાળો, વાહનવાળો રાજા થાય

૧૨—મકર લગ્નમા શનિ હોય, ચદ્ર મીનમા, મગળ મિથુનમા, બુધ કન્યામા ને ગુરૂ ધન રાશિમા હોય તો ઇન્દ્ર જેવા મહિમાવાળો રાજા થાય.

૧૩—મીનનો ચદ્ર લગ્ને, મગળ ઉચ્ચનો, ને સિંહનો સૂર્ય, કુભ રાશિમા શનિ હોય તો, સંપૂર્ણ કળાવાળો રાજા થાય

૧૪—લગ્નમા મગળ, ને ચદ્ર બુધ સાતમે ઉદયનો હોય તો શત્રુઓથી નહિ જીતાય તેવો, વેદના તત્વને જાણનાર, શતાવધાની રાજા થાય

૧૫—જન્મમા સૂર્ય, ચદ્ર ઉચ્ચ રાશિમા હોય, તો રાજાની માફક દરેક મનુષ્યોને આનંદ આપનાર થાય તેના સ્મરણથી શત્રુઓની સ્ત્રીયોની આખોમાથી આસુ ઝરે છે ને હૃદય શોકરૂપી અગ્નિથી બળે છે

૧૬—કુભમા શુક્ર, મેષમા મગળ, કર્કમા ગુરૂ હોય તો પોતાના યશ વડે ચારે દિશામા પ્રસિદ્ધ રાજા થાય

૧૭—લગ્નમા ગુરૂ કર્કનો હોય તો તપેના સોના જેવી કાતિવાળો, ને દશમે મેષનો સૂર્ય હોય ને વૃષભ રાશિમા ચદ્ર, બુધ, શુક્ર, હોય તો પોતાના હાથના બળવડે પૃથ્વીને જીતનાર રાજાધિરાજ થાય

૧૮—ધનમા ગુરૂ ચદ્ર સાથે હોય, મકરના પૂર્વભાગના મગળ, ને મીનમા શુક્ર હોય, વા કન્યા રાશિમા બુધ હોય તો રાજા થાય

૧૯—ધનના પૂર્વાર્ધમા સૂર્ય, ચદ્ર હોય લગ્નમા બળવાન શનિ હોય, ને મકર રાશિમા મગળ હોય તો પ્રતાપી રાજા થાય, ને તેના પ્રતાપરૂપ અગ્નિથી બળેલા શત્રુઓ દૂરથીજ નમસ્કાર કરે

૨૦—લગ્ને કન્યાનો બુધ, મીનના ચદ્ર ને ગુરૂ, મકરમા શનિ, મિથુનમા શુક્ર હોય તો તે રાજાઓને મારનાર મોટો રાજા થાય તેના હાથીયોના ચાલવાથી ઉડેલી રજવડે માણસો દેખી શકતા નથી

૨૧—સિંહમા સૂર્ય ગુરૂ, શનિ કુભનો, ચદ્ર વૃષભનો વૃશ્ચિકનો મગળ, મિથુનનો બુધ, ને મેષ લગ્ન હોય તો રાજા થાય.

૨૨—ધનનો ગુરુ, શનિ ને ચંદ્ર તુલાના. ને લગ્નમાં મેષનો સૂર્ય હોય તો અત્યંત કીર્તિવાળો રાજા થાય.

૨૩—પોત પોતાની રાશિથી કેંદ્રમાં ગુરુ, બુધ, શુક્ર હોય, ને તેઓની સાથે અનુક્રમે શનિ, સૂર્ય, મંગળ, હોય ( એટલે ગુરુ પોતાની રાશિથી કેંદ્રમાં હોય ને તેની સાથે શનિ હોય, તેવી રીતે જાણવું) ને ચંદ્ર ઉચ્ચનો હોય તો બહુ યશવાળો રાજા થાય, પરમ ઉચ્ચનો લગ્નમાં સૂર્ય હોય તો ખરાબ સ્વભાવવાળો રાજા થાય ને જવા આવવાથી તેની સેના ચાર સમુદ્રનું પાણી પીએ છે ( અર્થાત્ ચારે સમુદ્ર પર્યંત રાજ્ય કરે છે. )

૨૪—જલચર રાશિના નવમાંશમાં ચોથે ચંદ્ર, લગ્નમાં શુભ ગ્રહ પોતાની રાશિમાં હોય, ને કેન્દ્રમાં પાપ ગ્રહ ન હોય તો કળાવાન ને યશવાળો રાજા થાય.

૨૫—પૂર્ણ ચંદ્રમાને શુક્ર, ગુરુ ને બુધ દેખતા હોય, લગ્નનો સ્વામી ઘણો બળવાન હોય, ને લગ્ન વર્ગોત્તમી હોય તો રાજા થાય.

૨૬—ત્રણ કે તેથી વધારે ગ્રહો વર્ગોત્તમી હોય, ને કેન્દ્રમાં કે શુભ ગ્રહ સાથે રહ્યા હોય ને તે રાશિની સંધિમાં, ધૂમ ગ્રહના ભેગા કે અસ્તના ન હોય તો રાજા થાય.

૨૭—એક ગ્રહ ઉચ્ચમાં કે વર્ગોત્તમમાં હોય, ને જો તેને બળવાન મિત્ર ગ્રહ જોતો હોય તો રાજા થાય.

૨૮—નીચ કે શત્રુની રાશિ શિવાય શીર્ષોદય ( ૩ । ૫ । ૬ । ૭ । ૮ । ૧૧ ) રાશિમાં બધા ગ્રહો હોય ને પૂર્ણ કળાનો, ચંદ્રમા કર્કનો શુભ ગ્રહની દ્રષ્ટિવાળો લગ્નમાં હોય તો રત્ન, હાથી, ઘોડાવાળો પૃથ્વીનો રાજા થાય.

૨૯—ચંદ્રથી ઉપચય ( ૩ । ૬ । ૧૦ । ૧૧ )માં લગ્નનો સ્વામી શુભ ગ્રહની રાશિ, યા શુભ ગ્રહના નવમાંશમાં હોય, ને શુભ ગ્રહ કેન્દ્રમાં હોય ને પાપ ગ્રહ બળ વિનાના હોય તો ઈન્દ્ર જેવો રાજા થાય.

૩૦—બધા ગ્રહો પરમ ઉચ્ચમાં ને ઉદયના થઈ મિત્ર ગ્રહોની દૃષ્ટિવાળા હોય, ને શત્રુની દૃષ્ટિએ ન હોય તો બળવાન, શત્રુઓ રહિત, બહુ ગર્વવાળો, હાથી ઘોડાઓવાળો રાજા થાય.

૩૧—પરમ ઉચ્ચમાં ચંદ્ર શુક્રની દૃષ્ટિવાળો હોય, ને પાપ ગ્રહ આપોક્લિમ ( ૩ । ૬ । ૯ । ૧૨ )માં હોય તો રાજા થાય.

૩૨—શુભ કે પાપ ગ્રહ કેન્દ્ર સ્થાનમાં મિત્ર ગ્રહની દૃષ્ટિવાળા હોય ને યુદ્ધમાં શત્રુઓએ નહિ જીતેલા હોય, ને જન્મ લગ્નને જન્મ રાશિના સ્વામીઓ બળવાન હોય તો રાજા થાય. જન્મ રાશિ ( જેમાં ચંદ્ર રહ્યો

હોય તે રાશિ ) નો સ્વામી નવમા સ્થાનમાં કર્ક રાશિમા હોય, તો યશ વાળો થાય, તેના હાથીયોનો મદ પીનારા ભમરાઓ ચારે દિશાઓમા શબ્દ કરે

૩૩—શનિ બળવાન થઇ મકરના પાછલા ૧૫ અંશમા. ને સૂર્ય સિંહમા, તુલામા શુક્ર, ને મેષમા મંગળ, ને કર્કમા ચંદ્ર, કે કન્યામા બુધ હોય તો સાર્વ ભૌમ રાજા થાય

૩૪—સર્વે ગ્રહ વર્ગોત્તમી ને પોતાના ઘર વિશે હોય, ને ઉદયવાળા હોય તો સમુદ્ર પર્યંત પૃથ્વીનું પાલણ કરનાર, શત્રુઓને જીતનાર રાજા થાય

૩૫—લગ્નનો સ્વામી કેન્દ્રમા મિત્ર ગ્રહોની દૃષ્ટિવાળો હોય ને લગ્નમા બુધ હોય તો રાજા થાય.

૩૬—ગુરૂ, ચંદ્રમા સાથે વૃષભ લગ્નમા, ને લગ્નનો સ્વામી બળવાન થઇ ત્રિકોણ (હાપ) મા હોય, સૂર્ય શનિ, મંગળ, બળવાન થઇ તેના ભેમા કે ન દેખાતા હોય તો સંપૂર્ણ યશવાળો, શત્રુઓનો નાશ કરનારો રાજા થાય

૩૭—ગ્રહો નીચ રાશિમા, કે શત્રુની રાશિમા ન હોય ને પોતાની રાશિ કે પોતાના નવમાંશ કે પોતાના ઉચ્ચના નવમાંશમા, કે લગ્નમા હોય, પૂર્ણ કળાનો ચંદ્ર હોય, ને ગ્રહો મિત્ર ગ્રહોની દૃષ્ટિવાળા હોય તો રાજા થાય

૩૮—વર્ગોત્તમ નવમાંશમા ઉચ્ચમા રહેલા પૂર્ણ ચંદ્રમાને, ઉદયને પામેલો શુભ ગ્રહ દેખાતો હોય તો તેની દશામા જગતમા પ્રસિદ્ધતા અને રાજ્ય પ્રાપ્તિ થાય છે ને બળવાન થઇ કંટક ( ૧ । ૪ । ૭ । ૧૦ ) સ્થાનોમા પાપ ગ્રહો ન હોય તો રાજા થાય

૩૯—જન્મ લગ્ન, ને જન્મ રાશિના સ્વામીઓ બળવાન થઇ કેન્દ્રમા રહ્યા હોય, ને ચંદ્ર ચોથે કે ત્રિકોણમા, જલ રાશિમા હોય તો રાજા થાય.

૪૦—પોતાના ઘરમા મિત્રના નવમાંશમા પોતાના નવમાંશમા કે મિત્રની રાશિમા એમ બધા ગ્રહો હોય, તો સાર્વ ભૌમ રાજા થાય

૪૧—બધા ગ્રહો પરમ ઉચ્ચમા હોય, ને બુધપોતાના ઉચ્ચના નવમાંશમા હોય, તો ત્રણ લોકનો સ્વામી, દેવતાને દૈત્યોને નમસ્કાર કરવા લાયક થાય

૪૨—પૂર્ણ ચંદ્રમા વૃષભ રાશિમા પોતાના નવમાંશમા કે કર્ક રાશિમા હોય, ગુરૂ કેન્દ્રમા શુક્રની દૃષ્ટિવાળો હોય, લગ્નમાં રહેલો સૂર્ય નવમાંશમા સિંહ રાશિનો હોય, ને બળવાન ગ્રહ તેને દેખતો હોય તો જેના હાથી યોએ સમુદ્રના કાંઠે રહેલા કાંટાના વન નાશ કરેલા છે એવો રાજા થાય

૪૩—ચંદ્ર દરેક ગ્રહની દૃષ્ટિવાળો હોય તો કેમદ્રુમ યોગ, અને બીજા અશુભ ફળનો નાશ કરે છે ને નામો વખત જીતનાર, શત્રુઓને જીત નાર, પૃથ્વીમા રાજ્ય કરનાર રાજા થાય

૪૪—મીનથી મેષ રાશિ તરફ જતો (ઉચ્ચાભિલાષી) સૂર્ય ત્રિકોણમાં ને કર્કના ચંદ્ર ને ગુરૂ હોય તો પુરૂષ રત્નોવાળો પૃથ્વીપતિ રાજા થાય.

૪૫—૭ ગ્રહો અસ્ત શિવાયના ઉચ્ચના હોય, ને નવમાંશમાં પોતાની રાશિમાં હોય, તો કુલિંગ (એક જાતનું વજ્ર) વડે ઘાયલ હાથ પગો વાળો, સગર, વેણું, યયાતિ વિગેરે રાજાઓ જેવો રાજા થાય.

૪૬—લગ્નમાં શુભ ગ્રહોની રાશિમાં ને શુભ ગ્રહોના નવમાંશમાં શુભ ગ્રહો ઉદયના હોય, અને પાપ ગ્રહ અસ્તના ને શત્રુ ગ્રહો સાથે હોય તો પર્વતને વનમાં રહેનારો તપસ્વી રાજા થાય.

૪૭—શુભ ગ્રહ ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર, પણ ફર (૨ । ૫ । ૮ । ૧૧) માં હોય, ને પાપ ગ્રહ કેન્દ્ર (૧ । ૪ । ૭ । ૧૦)માં ને આપો ક્લિમ (૩ । ૬ । ૯ । ૧૨) માં હોય તો તે રાજા હાથના બળથી શત્રુઓનો નાશ કરનાર, ગુરૂ જેવો બુદ્ધિવાળો થાય.

૪૮—લગ્નનો સ્વામી લગ્નમાં કે મિત્રના ઘરમાં મિત્રની દ્રષ્ટિવાળો હોય, ને લગ્નમાં શુભગ્રહ હોય તો પૃથ્વીનો રાજા થાય ને શત્રુઓનો નાશ કરે.

૪૯—પૂર્ણ ચંદ્રમા મેષના નવમાંશમાં હોય, ને નવમાંશમાં તેને ગુરૂ જોતો હોય ને કોઇ નીચ ગ્રહ કે બીજા ગ્રહો ન દેખતા હોય તો યવનાચાર્યના મત પ્રમાણે રાજા થાય.

૫૦—લગ્નથી ચંદ્ર ત્રીજે, છઠ્ઠે, દશમે અથવા અગીયારમે બેઠો હોય, ને તેને ગુરૂની દ્દષ્ટિ હોય, બીજા ગ્રહો ન જોતા હોય, ને લગ્નનો સ્વામી સાતમે કે દશમે હોય તો મજબુત શરીરનો રાજા થાય.

૫૧—પૂર્ણચંદ્ર, ઉચ્ચ નવમાંશમાં હોય, ને તેને બધા ગ્રહો જોતા હોય તો જેની સેના, હાથી, ઘોડા, વિગેરેના ચાલવાના ભારથી શેષ નાગ દુઃખ પામે એવો રાજા થાય.

૫૨—સફેદ બિંબ વડે શોભાયમાન પૂર્ણ ચંદ્રમા સૂર્યના નવમાંશમાં હોય, ને શુભ ગ્રહ કેન્દ્ર (૧ । ૪ । ૭ । ૧૦) માં પાપ ગ્રહોની દ્રષ્ટિ વિનાના હોય તો બહુ હાથીયોવાળો રાજા થાય.

૫૩—ચંદ્ર, બુધ, ને મંગળ, નીચના ન હોય, પોતાના નવમાંશમાં હોય, ને બારમે ત્રીજે રહેલા ગ્રહ અસ્તના ન હોય, ને પાંચમે ચંદ્ર ગુરૂ ભેગા હોય તો સારી કીર્તિવાળો રાજા થાય.

૫૪—ત્રણ ગ્રહ નીચ ને શત્રુની રાશિમાં, ન હોય, ને નવમાંશમાં બળવાન શુભ ગ્રહોની દ્રષ્ટિવાળા હોય, અને ચંદ્રમા શંખ ને ગાયના દુધ જેવા સફેદ રંગવાળો (પૂર્ણ કળાનો) હોય તો શત્રુઓને જીતનાર રાજા થાય.

૫૫—ચંદ્રમા શુભ ગ્રહના નવમાંશમા હોય, ને તેને બળવાન ગ્રહ જોતો હોય, ને લગ્નમા પાપ ગ્રહ ન હોય તો સુંદર શરીરવાળો ને આખી પૃથ્વીનું રાજ્ય કરનાર રાજા થાય.

૫૬—જલચર રાશિના નવમાશમા ચદ્ર લગ્નમાં હોય, શુભ ગ્રહો પોતાના નવમાશમા હોય, ને પાપગ્રહ કેન્દ્ર સ્થાનમાં ન હોય તો બહુ હાથીયો વાળો રાજા થાય.

૫૭—પૂર્ણચંદ્ર વર્ગોત્તમ યા પોતાના નવમાશમા હોય તો તે બહુ યશવાળો રાજા થાય તેના ઘોડાઓની ખરીઓથી ઉડેલી ધૂળથી સૂર્ય છવાઈ જાય

૫૮—સંપૂર્ણ ગ્રહો વડે રાજયોગ થયો હોય તો ચક્રવર્તી રાજા થાય. ને એક એક ગ્રહથી થયેલા રાજયોગમા માંડલિક રાજા થાય

૫૯—પૂર્ણ બળવાન થઈ એક ગ્રહ પણ પંચમાશમા (૧૩ અંશ ને ૨૦ કળા ઉપર અને ૧૬, અંશ ને ૪૦ કળાની અંદર ) હોય તો તે ચક્રવર્તી રાજા થાય.

૬૦—ગુરુની દૃષ્ટિવાળો વૃષભ ચદ્ર હોય તો મણિયોથી પ્રકાશિત ઉત્તરખંડની પૃથ્વીનું પાલણ કરનાર રાજા થાય.

૬૧—ઉચ્ચ, મૂલ ત્રિકોણ, કે સ્વગ્રહી ગ્રહ, ચદ્રમાને દેખતો હોય તો ભીલ્લજાતિનો હોવા છતાં પણ રાજા થાય

૬૨—દ્રેષ્કાણમા પોતાના ઘરમા ચદ્ર હોય તો રાજા થાય, ને શુભ ગ્રહ પૂર્ણ બળી હોય તો પણ રાજા થાય

૬૩—પોતાના નવમાંશમાં સૂર્ય હોય, અને ચદ્ર પોતાના ઘરમા હોય તો હાથીઓના મદથી પૃથ્વીને ભીંજાવનાર રાજા થાય

૬૪—લગ્નમા શનિ હોય, ઉદયનો ગુરુ સાતમા ઘરમા, ને શુક્રની તે પર દૃષ્ટિ હોય તો ગામનો રાજા થાય.

૬૫—લગ્નમા શુક્ર, ગુરુની રાશિમા, ગુરુની દૃષ્ટિવાળો હોય ને ઉચ્ચ માં બુધ હોય તો અવશ્ય રાજા થાય

૬૬—શુક્ર, સૂર્ય ને ચદ્ર, એક નવમાંશમાં હોય, ને ગુરુની તેઓપર દૃષ્ટિ હોય તો રાજા થાય.

૬૭—લગ્નમા શુક્ર, બુધ, મગળ, હોય અને ચદ્રમા ગુરુ સાથે સાતમે શનિની દૃષ્ટિવાળો હોય તો મહત્વાળો રાજા થાય.

૬૮—ગુરુ, મંગળના નવમાંશમાં મગળની દૃષ્ટિવાળો પૂર્ણ બળી હોય, મેષનો દશમે સૂર્ય હોય, તો ખરાબ રાજા થાય.

૬૯—ત્રીજે શુક્ર, ચંદ્ર, ને સૂર્ય હોય. મંગળ સાતમે, ગુરૂ નવમે, ને લગ્ન વર્ગોત્તમી હોય, તો નીચ કુળનો પણ રાજા થાય.

૭૦—ગુરૂ, યા બુધ, યા શુક્ર, યા ચંદ્ર, નવમે ઉદયને પામેલા હોય, ને મિત્ર ગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળા હોય તો દેવ જેવો મોટો રાજા થાય.

૭૧—નવમે ઉચ્ચ ગ્રહ હોય યા પોતાના ઉચ્ચને દેખતો હોય, ત્રીજે નીચનો હોય, ને બે ગ્રહ ઉચ્ચ રાશિમાં હોય તો બહુ કુટુંબવાળો રાજા થાય.

૭૨—પાંચમા ભાવમાં ચંદ્ર ને ગુરૂ, પાંચમાના સ્વામીની દૃષ્ટિવાળા હોય, ને શુક્ર મીનનો હોય તો ખરાબ જાતિમાં જન્મેલો હોય તે પણ રાજા થાય.

૭૩—ચંદ્ર ત્રીજે યા દશમે હોય, ને ગુરૂ ઉચ્ચમાં હોય તો યશવાન, લક્ષ્મીવાન, ને સર્વ પૃથ્વીનો રાજા થાય.

૭૪—કેન્દ્રમાં ઉચ્ચનો ગુરૂ હોય, ને દશમે શુક્ર હોય તો અવશ્ય પૃથ્વીનો સ્વામી રાજા થાય.

૭૫—ઉદયનો કર્કનો ચંદ્ર હોય, ને બુધ, ગુરૂ, શુક્ર, પોતાના નવમાંશમાં હોય અને તેઓ જન્મ કુંડળીમાં ચોથે સૂર્યની દૃષ્ટિવાળા હોય તો બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય વર્ણનો હોય તોજ રાજા થાય.

૭૬—પોતાના મૂળ ત્રિકોણનો સૂર્ય દશમે હોય, કે શુક્ર ગુરૂ, બુધ, પોતાની રાશિમાં ચંદ્રથી ત્રીજે છટ્ઠે આગીયારમે હોય તો ગોવાળ છતાં પણ રાજા થાય.

૭૭—સાતમે શુભ ગ્રહને તેના મિત્ર ગ્રહો જોતા હોય અને તે શુભ ગ્રહો મિત્રના નવમાંશમાં હોય, ઉચ્ચ રાશિમાં મંગળ હોય તો પૃથ્વીનું પાલણ કરનાર રાજા થાય.

૭૮—સૂર્ય, ચંદ્ર, બુધ, મંગળ, દશમે મિત્ર ગ્રહોના નવમાંશમાં હોય, ને શત્રુ ઘરના, અસ્તના, કે નીચના ન હોય ને નવમે શુક્ર હોય તો યાત્રામાં હાથીયોના મદ વડે ધૂળને ભીંજાવનારો રાજા થાય.

૭૯—ઉચ્ચનો બળવાન સૂર્ય દશમે ગુરૂ સાથે હોય, ને નવમે પોતાના નવમાંશનો બળવાન શુક્ર હોય ને નવમાંશ લગ્નમાં શુભ ગ્રહો હોય, ને તે પર બુધની દૃષ્ટિ હોય તો પોતાના યશવડે પ્રસિદ્ધ થાય.

૮૦—પૂર્ણ ચંદ્ર વૃષભ લગ્નમાં હોય, કે તુલામાં શુક્રની દૃષ્ટિવાળો હોય, ને બુધ ચોથે હોય તો બીજા કુળમાં જન્મેલો પણ રાજા થાય.

૮૧—ઉચ્ચના મંગળને સૂર્ય, ચંદ્ર, ગુરૂની દૃષ્ટિ હોય તો નીચ કુળમાં જન્મેલો પણ રાજા થાય ને તે પૃથ્વીનું રક્ષણ કરવામાં સમર્થ થાય.

૮૨—લગ્નમાં બુધ, સાતમે ગુરૂ, પુર્ણ ચદ્ર કર્કમાં ચોથે, ને શુક્ર દશમે હોય તો શત્રુ વિનાનો પૃથ્વીપર રાજ્ય કરનાર રાજા થાય

૮૩—એક એક રાશિઓના અંતરમા છ રાશિઓમા બધા ગ્રહ હોય, (એટલે લગ્ને, ત્રીજે, પાચમે, સાતમે, નવમે, અગીયારમે, અથવા બીજે, ચોથે, છટ્ઠે, આઠમે, દશમે અને બારમે હોય) ને શુભ ગ્રહની રાશિ લગ્નમા હોય તો સર્વ પૃથ્વીનું પાલન કરનાર રાજા થાય.

૮૪—જો બે ગ્રહ લગ્નમા હોય, ને શુભગ્રહો કેન્દ્ર (૧।૪।૭।૧૦) મા હોય તો સમુદ્રયોગ થાય છે તેમા જન્મેલો રાજાઓનો રાજા થાય

૮૫—લગ્નથી છ ભાવ સુધીમા સર્વે ગ્રહો એવી રીતે હોય, કે તે છ સ્થાનમાનું એકે સ્થાન ગ્રહ સિવાય ખાલી રહે નહિ તો તે **પંક્તિયોગ** થાય, ને તેમા જન્મેલો રાજા થાય. તેવીજ રીતે ચોથા, સાતમા, કે દશમા સ્થાનથી, છ સ્થાનોમા બધા ગ્રહો રહ્યા હોય તો પણ **પંક્તિયોગ** થાય, ને તેમા જન્મેલો રાજાનો પ્રધાન થાય

૮૬—પાંચમે, ચોથે ને ત્રીજે સર્વે ગ્રહો હોય તો **કૂર્મયોગ** થાય તે યોગમા, બંધુ, પુત્ર, ધન, હાથીયો ને બહુ ચાકરવાળો રાજા થાય, એમ યવનાચાર્ય કહે છે

૮૭—દશમે, સાતમે, ચોથે અને લગ્ને એ ચારે સ્થાનોમા શુભ ગ્રહો એવી રીતે હોય કે એકે કેન્દ્ર ખાલી ન રહે તો **નગરયોગ** થાય તેમા જન્મેલો રાજા થાય

૮૮—સાતમે, ચોથે, દશમે ને લગ્ને એ ચારે સ્થાનોમા શુભ ગ્રહો હોય, ને મંગળ સૂર્ય, શનિ, નવમે, અગીયારમે હોય તો યવનાચાર્યના મતમાં શાંત સ્વભાવવાળો રાજા થાય

૮૯—અગીયારમે ને નવમે શુભગ્રહ હોય ને પાપી ગ્રહ દશમે હોય તો **કલશ** નામનો રાજયોગ થાય છે

૯૦—ત્રણ ગ્રહ બીજે, પાચમે, અગીયારમે, હોય ને બે શુભ ગ્રહ છટ્ઠે હોય, ને બાકીના બે ગ્રહ સાતમે હોય તો **પૂર્ણકુંભ** રાજયોગ થાય

૯૧—ઉપર સારા વિસ્તારથી જુદેજુદા ભેદોવડે જે રાજયોગો મે કહ્યા, તે નીચ કુળમા જન્મેલો હોય તો પણ તેને રાજયોગ થાય હવે રાજાના કુળમાં જન્મેલાના રાજયોગ મુનિયોના કહેવા પ્રમાણે કહુ છું

૯૨—સિંહ લગ્નમા સૂર્ય, મેષમા ચદ્ર, કુંભનો શનિ, મીન કે ધનમા ગુરૂ, મકરમા મંગળ હોય તો સર્વને નમસ્કાર કરવા લાયક રાજા થાય

૯૩—શુક્ર પોતાની રાશિને ચોથે પૂર્ણચંદ્ર નવમે હોય, ને બીજા ગ્રહો ત્રીજે ને લગ્નમાં હોય તો બહુ યશ, ધીરજતા, ને હાથી, ઘોડાઓ-વાળો રાજા થાય.

૯૪—લગ્નમાં ચંદ્ર ઉચ્ચનો હોય ગુરૂ બીજે, ને તુલામાં શુક્ર હોય, બાકીના ગ્રહ મીનમાં હોય તો ચંદ્રમાના કિરણો જેવા નિર્મળ યશ વાળો રાજા થાય.

૯૫—ચંદ્ર સાથે સૂર્ય દશમે, લગ્નમાં શનિ, ચોથે ગુરૂ, ને અગીયા-રમે શુક્ર, બુધ, મંગળ, હોય તો, પોતાના ગુણોથી પ્રસિદ્ધ રાજા થાય.

૯૬—મકર શિવાયના લગ્નમાં ગુરૂ હોય, તે અવશ્ય મોટા હાથીયો વાળો રાજા થાય.

૯૭—સાતમે ઉચ્ચનો ચંદ્ર હોય તો રાજ્ય પ્રાપ્ત થાય, પણ પૂર્ણ-કળાનો ઉચ્ચનો ચંદ્ર હોય તો બહુ પ્રતાપી રાજા થાય.

૯૮—લગ્ન શિવાય કેન્દ્રમાં પૂર્ણચંદ્ર હોય તો બહુ ધન, પરાક્રમ ને વાહનવાળો રાજા થાય.

૯૯—શુક્રપર ગુરૂની દૃષ્ટિ હોય તો બહુ માણસોનો સ્વામી શેષનાગ જેવા પ્રતાપવાળો રાજા થાય.

૧૦૦—ઇન્દ્રનો મંત્રી (ગુરૂ) બુધને દેખતો હોય. તેનો સર્વ રાજાઓ હુકમ માથાપર ચડાવે છે.

૧૦૧—લગ્નનો સ્વામી ઉચ્ચમાં રહી. ચંદ્રને દેખતો હોય તો બહુ હાથી, ઘોડા, સેના ને ઐશ્વર્યવાળો, શત્રુઓ વિનાનો રાજા થાય.

૧૦૨—ઉચ્ચનો ચંદ્ર, બુધ શુક્રને દેખે તો શત્રુઓથી નમસ્કાર કરા-યેલો, યશવાન, સૌભાગ્યવાળો રાજા થાય.

૧૦૩—નવમાંશમાં અધિમિત્રની રાશિના ચંદ્રને શુક્રની દૃષ્ટિ હોય, તો નિશ્ચલ લક્ષ્મીવાળો, ધજા છત્ર, હાથીઓવાળો રાજા થાય.

૧૦૪—પોતાના નવમાંશ કે અધિમિત્રના નવમાંશમાં ચંદ્ર, ગુરૂની દૃષ્ટિવાળો હોય, ને દિવસે જન્મ હોય તો અવશ્ય રાજા થાય.

૧૦૫—લગ્નનો સ્વામી બળવાન થઇ કેન્દ્રમાં હોય તો બ્રાહ્મણ છતાં પણ સમૃદ્ધિવાળો રાજા થાય. તો રાજકુળમાં જન્મેલાની શી વાત કહેવી.

૧૦૬—ઉચ્ચનો બુધ, ચંદ્ર સાથે હોય તો હાથીયોના મદવડે સુગં-ધીવાળી દિશાઓ કરનારો મગધ દેશનો રાજા થાય.

૧૦૭—પૂર્ણચંદ્ર ઉત્તમ બળવાન હોય તો શત્રુઓને દબાવનાર રાજા થાય.

૧૦૮—લગ્નનો સ્વામી કેન્દ્રમાં ઉત્તમ બળીયો હોય તો ગોવાળ છતાં પણ રાજા થાય. તો રાજકુળમાં જન્મેલાની શી વાત કહેવી.

૧૦૯—કર્કનો કેન્દ્રમાં ગુરૂ, ને દશમે શુક્ર હોય તો ચાર સમુદ્ર સુધીની પૃથ્વીનો રાજા થાય.

૧૧૦—સૂર્ય મેષનો ચંદ્ર સાથે હોય તો, કેરલ, કર્ણાટક, તૈલંગણ, દ્રાવિડ, કચ્છ, શોણ, વિગેરે દેશોનો રાજા થાય.

૧૧૧—કર્કનો ગુરૂ, ચંદ્ર સાથે હોય તો કાશ્મીર મંડલનો રાજા થાય.

૧૧૨—શુક્ર, ગુરૂ, ઉચ્ચમાં કે પોતાના ઘરમાં, નવમે, અગીયારમે, યા કેન્દ્ર (૧।૪।૭।૧૦) માં હોય તો રાજવંશમાં જન્મેલો અવસ્ય રાજા થાય.

૧૧૩—સૂર્યથી બીજે બુધ, ગુરૂ, શુક્ર, હોય ને પાપગ્રહો બેગા ન હોય કે જોતા ન હોય, ને બુધ, ગુરૂ ને શુક્ર અસ્તના[1] ન હોય ને ઉદયના હોય તો સમુદ્ર પર્યંત પૃથ્વીનો રાજા થાય.

૧૧૪—ચંદ્ર, સફેદ કમળની માફક નિર્મળ, ને પૂર્ણ દેહવાળો હોય, ને બળવાન લગ્નના સ્વામીપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો નીતિને જાણનાર, દયાળુ, યશવાળો, સ્ત્રીયોના અભિમાનને તોડનાર રાજા થાય.

૧૧૫—શુક્ર ને ગુરૂ, બીજે હોય, તો શત્રુઓનો નાશ કરનાર પૃથ્વીનું પાલણ કરનાર રાજા થાય.

૧૧૬—કર્ક લગ્નમાં ગુરૂ, ચંદ્ર હોય, ને મીનના શુક્ર ને પરમ ઉચ્ચમાં શનિ હોય, ને મેષનો સૂર્ય ને મંગળ પોતાના નવમાંશમાં હોય તો રાજા થાય.

૧૧૭—ક્રૂર ગ્રહો નીચ યા શત્રુ ઘરના થઇ, ત્રીજે છઠ્ઠે હોય, ને શુભગ્રહ પરમ ઉચ્ચમાં ઉદયના ને કેન્દ્ર સ્થાનમાં હોય. રાત્રિયે જન્મ હોય ને કર્કનો દશમે ચંદ્ર હોય તો ત્રણ ભુવનમાં ચક્રવર્તિ રાજા થાય.

૧૧૮—ઉદયનો ગુરૂ લગ્નમાં હોય, ને સુદ આઠમનો ચંદ્ર, અગીયારમે બુધની દૃષ્ટિવાળો હોય, ચંદ્રથી બીજે સૂર્ય, મંગળની દૃષ્ટિ વિનાનો હોય તો બહુ હાથી, ઘોડાઓવાળો, પૃથ્વીનું પાલણ કરનાર રાજા થાય.

૧૧૯—સૂર્ય, ચંદ્ર, મંગળ, મેષ, લગ્નમાં હોય ને શુક્ર, શનિ, બુધ. વૃષભમાં હોય, ધનનો નવમે ગુરૂ હોય ને તે ગુરૂ નવમાંશમાં પોતાના ઘરનો હોય ને સૂર્ય પોતાના ઉચ્ચના નવમાંશમાં બળવાન હોય તો શત્રુઓનો નાશ કરવાવાળો રાજા થાય.

૧૨૦—ચંદ્ર, બુધ, ને ગુરૂ, પાંચમે કે દશમે હોય, સૂર્ય શત્રુની રા·

[1] રાશિ જુદી છતાં સૂર્યના નજીક અંશના હોય તો ગ્રહો અંશ અસ્ત થાય છે.

શિમાં, મંગળ ઉચ્ચનો શનિ નવમે, હોય તો દાન ધર્મ કરવાથી કીર્તિ મેળવનાર રાજા થાય.

૧૨૧—લગ્ને કન્યાનો બુધ, મીનમાં ગુરૂ, ને બળવાન મંગળ લગ્નમાં હોય, ને છઠ્ઠે શનિ, શુક્ર ચોથે હોય તો પોતાના હાથોવડે વિજય પામનાર રાજા થાય.

૧૨૨—શનિ લગ્નમાં મકરનો, સૂર્ય સાતમે, શુક્ર આઠમે વૃશ્ચિકમાં મંગળ ને કર્ક રાશિમાં ચંદ્ર હોય તો પ્રસિદ્ધ રાજા થાય.

૧૨૩—મકર લગ્નમાં ઉદયનો મંગળ હોય, શનિ નવમે, ને ચંદ્ર સાથે સૂર્ય સાતમે હોય તો ચંચળ સ્વભાવવાળો રાજા થાય.

૧૨૪—ચંદ્ર ને શનિ લગ્નમાં હોય, ને ગુરૂ તુલાનો હોય, પોતાના ઉચ્ચમાં રહેલા બુધને શુક્રની દૃષ્ટિ હોય તો બહુ ક્રુર રાજા થાય.

૧૨૫—પાપગ્રહો અગીયારમે ગુરૂની દૃષ્ટિ વિનાના હોય, ને લગ્નમાં શુક્ર હોય, ચંદ્ર કર્ક રાશિમાં હોય, તો વાવ, કુવા, તળાવ, દેવોનાં મંદિર, વિગેરે બંધાવનાર બ્રાહ્મણ ને દેવતાઓનો ભક્ત રાજા થાય.

૧૨૬—એક ગ્રહ પણ ઉચ્ચમાં શુભ ગ્રહની રાશિમાં ઉદયનો હોય, ને કેવળ સૂર્ય કેન્દ્ર ( ૧।૪।૭।૧૦ ) માં પૂર્ણ બળવાન હોય ને પાંચમે રહેલા ગુરૂની તેઓપર દૃષ્ટિ હોય, દિવસે જન્મ હોય તો બહુ હાથીયોવાળો સર્વને નમસ્કાર કરવા લાયક કૃતાર્થ રાજા થાય.

૧૨૭—મંદ મંદ પવન, નિર્મળ આકાશમાં વ્હાતો હોય ગ્રહો બળવાન ઉપદ્રવ કે વેર વિનાના હોય, તારા મંડળમાં ગુરૂ ઉદયને પામેલો હોય વૃષભ રાશિમાં શુક્ર હોય, એ વખતમાં જન્મેલો રાજા થાય.

૧૨૮—અધિમિત્રની રાશિમાં કેન્દ્રમાં જન્મ રાશિનો સ્વામી લગ્નના સ્વામી સાથે હોય, ને બળવાન થઈ લગ્નને જુએ તો પુષ્કળ યોગ થાય.

૧૨૯—પુષ્કળ યોગવાળો લાંબો વખત રાજ્ય કરનાર, શત્રુઓનો નાશ કરનાર, હાથીઓના મદથી દિશાઓને સુગંધીવાળી કરનાર રાજા થાય.

૧૩૦—લગ્નનો સ્વામી લગ્નમાં હોય, ને રાશિના પહેલા ભાગમાં હોય તો ન્યાયાધીશ, મધ્ય ભાગમાં મંડળીનો રાજા અને અંત્ય ભાગમાં ગામનો રાજા થાય.

૧૩૧—રેવતી, પૂર્વા ફાલ્ગુની, મૂળ ને પૂષ્ય, નક્ષત્રમાં સૂર્ય લગ્નમાં હોય તો ૧૦૦ યોજન પૃથ્વીનો રાજા થાય.

૧૩૨—કૃતિકા, રેવતી, સ્વાતિ, પૂષ્ય, કે અશ્વનીમાં શુક્ર હોય તો રાજાધિરાજ થાય.

૧૩૩—લગ્નનો સ્વામી ઉચ્ચનો થઇ કેન્દ્રમાં હોય તો આખી પૃથ્વીનો રાજા, યા કેવળ લગ્નનો સ્વામી કેન્દ્રમાં હોય તો રાજા થાય, ને જન્મ રાશિનો સ્વામી કેન્દ્રમાં હોય તો સામાન્ય ધનની સમૃદ્ધિવાળો થાય.

૧૩૪—બે, ત્રણ, નવ, દશ કે અગીઆરમા સ્થાનમાં એક ગ્રહ નીચનો હોય અને ફક્ત જન્મકુંડળીમાં તે એક જ ગ્રહ નીચનો હોય તો (એકથી વધુ ગ્રહ નીચના હોવા જોઇએ નહિ) રાજયોગ થાય છે. છઠ્ઠે જો ઉચ્ચનો ગ્રહ હોય તો તે માણસ ચાકર અને છેવટે નિર્ધન અને ભિખારી થાય છે. (મંગળ છઠ્ઠે ઉચ્ચનો હોય તો આમ સમજવું નહિ).

## રાજયોગો (લઘુપારાશરી.)

૧—હું નક્ષત્ર દશાના પ્રકારથી યોગોના ફળને કહું છું, આ નીચે લખેલા રાજયોગોમાં ગમે તે દેશમાં જન્મ હોય, તો પણ વિંશોત્તરી દશાના આધારે ફળ કહેવું. અષ્ટોત્તરી લેવી નહિ.

૨—આઠમા ભાવનો સ્વામી તે ભાગ્ય (નવમા) ભાવથી બારમા ઘરનો સ્વામી થાય છે. માટે શુભ ફળ આપતો નથી. તેજ ગ્રહ લગ્નનો સ્વામી હોય તો તે શુભ ફળ આપે છે.

૩—ગુરુ અને શુક્ર, કેન્દ્રના સ્વામી થવાથી તેઓ દોષિત ગણાય છે. ને તેઓ કેન્દ્રના સ્વામી થઇને મારક સ્થાનમાં (બીજે કે સાતમે) બેઠા હોય, તો તેઓ (માર્ટ) મારતા ગણાય છે.

૪—જેટલો દોષ કેન્દ્રના સ્વામી થવાથી ગુરુ શુક્રને લાગે છે. તેનાથી ઓછો બુધને, અને તેનાથી પણ ઓછો દોષ ચંદ્રને લાગે છે. તેમજ ગુરુ, શુક્ર કેન્દ્રના સ્વામી થઇને મારક (૨૭) સ્થાનમાં બેસવાથી જેટલા મારક ગણાય છે, તેવી રીતે બુધ હોય તો તેનાથી ઓછો, ને ચંદ્ર હોય તો, તે તેનાથી પણ ઓછો મારક ગણાય છે.

૫—મંગળ દશમાનો સ્વામી થયો હોય, અને ત્રિકોણનો સ્વામી પણ થયો હોય, તો તે શુભ ફળ આપે છે. પણ એકલા દશમાનોજ સ્વામી થયો હોય, તો શુભ ફળ આપી શકતો નથી.

૬—ઘણું કરીને યોગ કરનાર ગ્રહની દશામાં અથવા તેની દશાના

૧—સંબંધ ચાર પ્રકારના છે. ૧. એકબીજાની રાશિમાં રહ્યા હોય તે (સ્થાન સંબંધ) ૨. એકબીજાને દેખતા હોય તે, ૩. અને એકજ રાશિમાં સાથે બેઠા હોય તે, ૪. એકબીજાની રાશિને જોતા હોય તો તે સંબંધ થયો જાણવો.

મધ્ય ભાગમાં યોગકર્તા ગ્રહના [1]સંબંધ વિનાના શુભ ગ્રહની અંતર્દશામાં યોગનું ફળ મળે છે.

૭—પાપ ગ્રહો યોગ કરનાર ગ્રહની સાથે સંબંધ ધરાવતા હોય, તો તે યોગ કરનાર ગ્રહની દશામાં તે પાપ ગ્રહની અંતર્દશા જ્યારે આવે, ત્યારે જેવી રીતનો યોગ થયો હોય, તેવું ફળ આપે છે.

૮—કેન્દ્ર અને ત્રિકોણના સ્વામીઓનો સંબંધ હોય, પણ તેની સાથે બીજો કોઇ ગ્રહ ન હોય. તો ઘણું સારૂ ફળ આપે છે.

૯—કેન્દ્ર અને ત્રિકોણના સ્વામીઓ દોષવાળા (ફળ ન આપનાર) હોય, પણ જો તેઓ પરસ્પર સંબંધ થવાથી બળવાન થયા હોય, તો તેઓ સારૂં ફળ આપે છે.

૧૦—નવમાનો સ્વામી દશમે. અને દશમાનો સ્વામી નવમે હોય, અથવા બન્ને નવમે કે દશમે સાથે રહેલા હોય, અથવા નવમાનો સ્વામી અને દશમાનો સ્વામી દશમે હોય, તો બળવાન રાજયોગ થાય છે.

૧૧—ત્રિકોણના સ્વામી સાથે બળવાન કેન્દ્રના સ્વામીનો (દશમાના સ્વામીનો) સંબંધ હોય, તો રાજયોગ થાય છે.

૧૨—કેન્દ્ર અને ત્રિકોણના સ્વામીઓ એકઠા બેઠા હોય, તો રાજ-યોગ થાય છે. તેમાં પણ જો બીજું ત્રિકોણ એટલે નવમાના સ્વામી સાથે કેન્દ્રનો સ્વામી હોય, તો પછી બીજું શું જોઇએ. અર્થાત્ ઘણો બળવાન રાજ્ય યોગ થાય છે.

૧૩—રાહુ અને કેતુ, કેન્દ્ર અથવા ત્રિકોણમાં રહ્યા હોય, અથવા કેન્દ્ર ત્રિકોણના સ્વામી સાથે રાહુ કેતુનો સંબંધ હોય, તો તેઓ રાજયોગ કરે છે.

૧૪—નવમા અને દશમા ભાવના સ્વામીઓ, આઠમા અને અગી-યારમાના સ્વામીઓ થયા હોય, તો અથવા આઠમાના ને અગીયારમાના સ્વામીનો નવમા દશમાના સ્વામી સાથે સંબંધ હોય, તો તેઓ યોગનું શુભ ફળ આપી શકતા નથી.

૧૫—લગ્ન અને દશમા ભાવના સ્વામીઓ એકબીજાની રાશિમાં બેઠા હોય તો રાજયોગ થાય છે. ને તેમાં જન્મેલો પ્રખ્યાત અને વિજય મેળવનાર થાય છે.

## પાંચ મહાપુરૂષ યોગો (જાતકાભરણ.)

येमहापुरुषसंज्ञकानृपाः पंचपूर्वमुनिभिःप्रकीर्तिताः ॥
वच्मितान्सुसरलान्महोक्तिभी राजयोगविधिदर्शनेच्छया ॥ १ ॥

જે મહાપુરૂષ નામના પાચ રાજ્યયોગ પૂર્વના મુનીશ્વરોએ કહ્યા છે, તે પાચ મહાપુરૂષ રાજ્યયોગ જોવાની ઇચ્છાથી સરળ અને સારી રચનાથી કહુ છું ॥૧॥

स्वगेहतुंगाश्रयकेन्द्रसंस्थै रुच्चोपगैर्वावनिसूनुमुख्यैः ॥
क्रमेणयोगारुचकाख्यभद्र हंसाख्यमालव्यशशाभिधानाः ॥ २ ॥

જો મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ને શનિ પોતાની રાશિના મૂળત્રિકોણના કે ઉચ્ચના કેન્દ્ર ૧|૪|૭|૧૦ મા હોય તો અનુક્રમે રૂચક, ભદ્ર, હંસ, માલવ્ય, ને શશક, નામના યોગો થાય એટલે કે મંગળ પોતાની રાશિ, મૂળત્રિકોણ કે ઉચ્ચનો કેન્દ્રમા હોય તો રૂચક યોગ થાય બુધથી ભદ્ર, ગુરૂથી હંસ, શુક્રથી માલવ્ય ને શનિથી શશક નામનો યોગ થાય છે

રૂચક યોગનું ફળ—રૂચક યોગમા જન્મેલા મહાપુરૂષો, લાબો આવર્દા, નિર્મળ કાંતિ, ને રૂધિરથી પુષ્ટ શરીરવાળા, સાહસી, મનની કામનાઓ પુરી કરનાર, સુંદર ભ્રકુટી, કાળા કેશ, ને સરખા હાથપગવાળા, મંત્ર જાણનારા, સારી કીર્તિ, લાલ ને શ્યામ શરીરવાળા, શૂરા, શત્રુના બળને તોડનાર, શંખ સરખી ગરદન ને મોટા યશવાળા ક્રૂર દેવતાના ભક્ત, દેવ બ્રાહ્મણને ગુરૂને નમવાવાળા, દુર્બળ જાનુ ને ઝંઘાવાળા હોય છે હાથ તથા પગમા ખટ્વાંગ ( ખાટલો વા પલંગ ) પાશ (ફાસી), વૃષ ( બળદ ), ધનુષ, ચક્ર, વીણા. વજ્ર એ ચિન્હવાળા, સીધી આંગળીઓ વાળા, સલાહ કરવામા ચતુર, હજારો મનુષ્યોમા નામાંકિત, મધ્યમ શરીર અને લાંબા મુખવાળા, સિંહાદ્રિ, વિંધ્યાચળ ને ઉજ્જયન, દેશના અધિપતિ શસ્ત્ર તથા અગ્નિથી થયેલા ચિન્હવાળા, થાય ને ૭૦ વર્ષ જીવી કોઇ દેવાલયમાં મરણ પામે છે.

ભદ્ર યોગનું ફળ—ભદ્ર યોગનો રાજા, સિંહ જેવો બહાદુર, હાથીના સરખી ચાલ, ઉંચી સાથળ, ને લાંબી છાતીવાળો, સુંદર ગોળ હાથ ને સરખા કોમળ શરીરવાળો, કામી, ઝીણા વાળ, ઉત્તમ આલ, ને કમળ જેવા હાથપગવાળો, બળવાન, પંડિત, યોગશાસ્ત્રને જાણનાર તથા હાથ કે પગમા શંખ, તરવાર, હાથી ગદા, પુષ્પ (ફૂલ) પતાકા (ધજા) કમળ, પુછડું, ચક્ર, શર, એવા ચિન્હોવાળો, ને મદઝરતા હાથીઓથી જમીનને ભીંજવતા યાત્રાઓ ( મુસાફરી ) કરનાર, ને, ચંદનાદિ સુગંધવાન પદાર્થોથી શરીર શોભાવનારો સારી વાણી બોલનાર, રૂપવાન, ઘણી બુદ્ધિવાળો, ઘણા શાસ્ત્ર જાણનાર, મોટા માનવાળો, ભોગી, સંતાઇલ ગઝસ્થળ

રાખનાર, સારી કટી (કેડ) વાળો, ધર્મમાં તત્પર, સારા મોટા કપાળવાળો ધીરજવાન, કાળા ને વાંકા વાળવાળો, દરેક રીતે સ્વતંત્ર રહેનાર, પોતાના માણુસોપર દયા રાખનાર, ઐશ્વર્યને વૈભવવાળો, નિત્ય યાચકોને સંતુષ્ટ કરનાર, કાન્યકુબ્જ દેશનો અધિપતિ થાય. અને પુત્ર તથા સ્ત્રી તરફથી સુખી થઇ ૮૦ વરસ જીવે છે.

**હંસ યોગનું ફળ**—હંસ યોગમાં જન્મેલો રાજા, લાલમુખ, લાંબુ નાક, સારા પગ, પ્રસન્ન ઇન્દ્રિયો, ગૌર અને પુષ્ટ ગાલ, લાલ આંગળાં હંસના જેવો શબ્દ ને કફ પ્રકૃતિવાળો, તથા શંખ, કમળ, અંકુશ, માછલાં, ખટ્વાંગ, માળા, ઘડો એવા ચિન્હોથી શોભતા હાથ ને પગવાળો, ગોળ આંખોને સારા માથાવાળો, પાણીમાં ઘણી પ્રીતિવાળો, કામી, સ્ત્રીયોથી તૃપ્ત નહિ થનારો, ૮૬ આંગળ ઉંચો, ૯૬ વર્ષના આયુષ્યવાળો, બાલ્હીક, શૂરસેન, ગાંધારદેશ, ને ગંગા યમુનાના વચ્ચેના દેશોનો રાજા થઇ વનવાસ કરી વનમાં મરણ પામે છે. એમ પૂર્વના મુનીઓ કહે છે.

**માલવ્ય યોગનું ફળ**—માલવ્ય યોગમાં પાતળા હોઠ, વિષમ શરીર ને પાતળી કમ્મરવાળો, શરીરના સાંધાથી પુરાયેલો, ચંદ્ર સરખો રૂપવાન, લાંબુ નાક, સુંદર ગાલ, પ્રકાશિત આંખો, સરખા ને સફેદ દાંત, અને ઢીંચણ સુધી લાંબા હાથ વાળો, ૭૦ વર્ષના આયુષ્યવાળો, રાજા થાય. તેનું મુખ. ૧૩ આંગળ લાંબુ અને દશ આંગળ પહોળુ, કાનના મધ્યથી હોય છે. ને તે માલવ્ય રાજા લાટ, માલવ, સિંધુ, ને પારિજાતક દેશનો રાજા થાય.

**શશક યોગનું ફળ**—શશક મહાપુરૂષયોગમાં જન્મેલો નાના દાંતવાળો, ઝડપથી ચાલનારો, ક્રોધી, શઠ, ઘણો શૂરો, વનને પર્વતોમાં જવાવાળો, નદીઓમાં પ્રીતિવાળો, અતિથિને વ્હાલો, મધ્યમ ઉંચાઇનો, પ્રસિદ્ધ ઘણી સેના એકઠી કરવામાં તત્પર ગુપ્ત છિદ્ર, ને ધાતુઓની પરીક્ષામાં કુશળ, અતિ ચપળ આંખો વાળો, સ્ત્રીમાં આશક્ત, પારકા ધનને હરનારો, માતાનો ભક્ત, ઉત્તમ જાંઘવાળો, શોભાયમાન, બુદ્ધિમાન, પારકા છિદ્રને જોવાવાળો, પલંગ, શંખ, શર, (બાણ) શસ્ત્ર, મૃદંગ, માળા, વીણા, વિગેરે ચિન્હોની હાથ પગમાં રેખાવાળો, ૭૦ વર્ષ જીવનાર, ઉત્તમ રાજા મુનિઓએ કહેલો છે.

केन्द्रोच्चगाद्यपिभूसुताद्या मार्तंडशीतांशुयुताभवंति ॥
कुर्वंतिनोर्वीपतिमात्मपाके यच्छंतितेकेवलसत्फलानि ॥ १ ॥

જ્યારે કેન્દ્ર સ્થાનમા ઉચ્ચના થઇને રહેતા મગળ વિગેરે પાચ ગ્રહો સૂર્ય અને ચદ્ર સાથે ભેગા હોય, તો તે ઉપર કહેલા રાજ્ય યોગો કરતા નથી પણ પોતાની દશામા કેવળ સારૂં ફળ આપે છે ॥૧॥ ઉપર મુજબ મહાપુરૂષયોગ થયો હોય, તેને કહેલી નિશાનીયો અંગમા જણાય તોજ રાજા થાય. નહિ તો ફક્ત સુખી તો અવશ્યજ થશે

## રાજયોગને લગતો સામુદ્રિક નામનો અધ્યાય, (જાતકાભરણ)

૧—જે પુરૂષના જન્મ કાળમા બળવાન રાજ્ય યોગ થયો હોય તે પુરૂષના હાથની હથેળીમા અથવા પગના તળીયામા રાજા થવા જેવી નિશાનીઓ હોય છે હાથના કાડાના મૂળથી નીકળીને [1]અનામિકા આગળીના મૂળ સુધી જે રેખા જાય, તેને પુણ્ય રેખા કહે છે

૨—હાથના કાડાના મૂળમા (મણિબધ) થી નિકળીને મધ્યમા આગળીના મૂળ સુધી જે રેખા જાય, તેને ઉર્ધ્વ રેખા કહે છે આ રેખાએ રાજ્ય આપે છે એ રેખાઓ ખડિત (વચમાથી દેખાય નહિ તેવી) હોય તો ખોટુ ફળ આપશે અને થોડી હોય તો થોડુ ફળ આપશે, એમ જાણવુ

૩—જેના અંગુઠાના મધ્યમા (વચમા) જવના જેવુ ચિન્હ (નિશાની) હોય, તે મોટા યશવાળો પોતાના કુળમા આગેવાન યા શોભિતો, ઘણા આભૂષણ (દાગીના ઘરેણા વિગેરે) ને સારા કપડાવાળો, નમ્રતાવાળો, તેમજ સ્ત્રી અને ધનથી સુખી થાય

૪—જેના જમણા હાથની હથેળીમા હાથી છત્રી, માછલા, સૂરજ, ચદ્રમા, વીણા, (સતાર) સરોવર (તળાવ જેવો આકાર) અથવા અકુશ જેવા ચિન્હ હોય તો તે મોટો રાજા થાય

૫—જેના હાથની હથેળીમા દર્પણ (મોહુ જોવાનો આરીસો) માળા, તરવાર, પર્વત હળ, જેવા ચિન્હ હોય તો તે માડલીક રાજા એટલે ખડીઓ રાજા થાય. પણ તે ચિન્હો કઇંક તુચ્છ હોય તો રાજાના કુળમા ઉત્પન્ન થયેલો રાજા થાય ને બીજા કુળનો હોય તો ધનવાન થાય

૬—જેના હાથના તળીયામા કે પગતળીયામા ચક્ર ધનુષ, ધજા, કમળ, પખો, આસન, રથ પાલખી, જેવા ચિન્હો હોય તો તેના ઘેર લક્ષ્મી વાસ કરી રહે છે અને હાથી ઘોડાઓની શાળાએ હોય છે

[1]—અગુઠા પાસેની પહેલી આગળીને તર્જની, તેની પાસેની બીજી ને મધ્યમા, ત્રીજી ને અનામિકા, અને ચોથી ને કનિષ્ટકા કહે છે

૭—જેના હાથની હથેળીમાં કે પગના તળીયામાં સ્તંભ ( થાંભલો ) ઘડો. ઝાડ, ઘોડો, ગદા, મૃદંગ, ( પખાજ ) કે દંડ ( લાકડી ) એવાં ચિન્હો હોય તો તે અખંડિત રાજ્ય લક્ષ્મીથી ભરપુર, પંડિત, ને વીર પુરૂષ થાય.

૮—જેનું માથું સુંદર ગોળાકાર, મોટું પહોળું કપાળ, કાન સમીપ (પાસે) લાંબી ને કમળપત્ર જેવી દેખાવડી આંખો, અને ઢીંચણ સુધી લાંબા હાથ હોય, તે પૃથ્વીમંડળનો મોટો ઇન્દ્ર સમાન રાજા થાય.

૯—જેનું સીધુ નાક, રત્નશીલા જેવી છાતી, ને ઉંડી દુંટી હોય, તે ધણો કોમળ થાય, ને રાતા પગ હોય તો સારો રાજા થાય.

૧૦—હાથના તળીયામાં કાળો તલ હોય, તે ધણો ધનવાન થાય. ને પગના તળીયામાં તલ હોય તો વાહનના સુખવાળો, ધનવાન ને સુખી થાય.

૧૧—જે હમ્મેશાં આનંદમાં રહેનાર, ઉદાર મનવાળો, પોતાના વંશમાં અભિમાની, સારૂં બોલનાર, અનિતિથી બીહનાર, ગુરૂ અને સાધુ પુરૂષને નમનાર હોય, તે પુરૂષ રાજ્ય લક્ષ્મીને ભોગવે છે.

૧૨—ઉપર બતાવેલાં રાજ્ય ચિન્હોનું ફળ રાજવંશમાં જન્મેલાઓને પુરી રીતે મળશે. એમ મુનિઓ કહે છે.

૧૩—ઉપર બતાવેલાં ચિન્હો જે મનુષ્યને બરાબર જણાતાં હોય, ને તેને રાજ્યયોગ પણ થયો હોય, તો રાજ્યયોગમાં કહેલું ફળ તેને સંપૂર્ણ આપે છે. તે દરેક નિશાનીઓ પુરૂષોને જમણા હાથમાં ને જમણા પગમાં શ્રેષ્ટ, અને સ્ત્રીયોને ડાબા હાથમાં કે ડાબા પગમાં શ્રેષ્ટ જાણવી, એમ પંડિતો કહે છે. એમ છતાં પણ રાજ્યયોગનો ભંગ થઇ ગયો હોય, તો રાજ્યયોગનું ફળ મળશે નહિ. તેમજ જેને રાજચિન્હ હાથ પગમાં ન હોય, ને રાજ્યયોગ થયો હોય તો તે રાજા થશે નહિ, પણ સુખી તો થશે જ એમ કહેવું.

## રાજયોગનું ફળ (રાજ્ય) કયારે મળશે તે બાબત.

### ( બૃહજ્જાતક અને તેની સંસ્કૃત ટીકાને આધારે. )

**कर्मलग्नयुतपाक दशायां राज्यलब्धिरथवा प्रबलस्य ॥**
**शत्रुनीच गृहात दशायां छिद्रसंशयदशा परिकल्प्या ॥ १ ॥**

રાજયોગ કરનાર ગ્રહોમાંથી જે ગ્રહ દશમે કે લગ્ને બેઠો હોય, તેની મહાદશા [illegible]

દશમે, અને લગ્ને, બેઉ જગ્યાએ રાજ્યોગ કરનાર ગ્રહમાંથી એક એક, અથવા વધારે ગ્રહો હોય તો તે સર્વેમાંથી જે ગ્રહ વધારે બળવાન હોય, તેની દશા અંતર્દશામાં રાજ મળશે.

દશમે, અને લગ્ને, બેઉ જગ્યાએ રાજ્યોગ કરનાર ગ્રહોમાંનો કોઇ પણ ગ્રહ ન હોય તો જન્મકુંડળીમાં સર્વેથી જે વધારે બળવાન હોય, તે ગ્રહની દશા અંતર્દશામાં રાજ્ય મળશે.

તેમજ તે બળવાન ગ્રહની મહાદશામાં, રાજ્યોગ કરનાર ગ્રહની અંતર્દશામાં રાજ્ય મળે, પણ જો રાજ્યોગ કરનાર ઘણા ગ્રહ હોય તો તેમાં જે બળવાન હોય તેની અંતર્દશામાં રાજ મળે છે.

આખી ઉમ્મરમાં એ રાજ આપનાર ગ્રહની મહાદશા આવવાનો સંભવ ન હોય તો તે ગ્રહના મિત્રગ્રહની મહાદશામાં પોતાની અંતર્દશા આવે, ત્યારે રાજ મળશે એમ જાણવું.

ઉપર પ્રમાણે રાજ્યોગ થવાથી રાજ્ય મળેલું હોય, પણ તેની જન્મ કુંડળીમાં જે ગ્રહો નીચના કે શત્રુની રાશિના હોય, તેની મહાદશા અંતર્દશામાં રાજ્યભ્રષ્ટ થાય છે (રાજ્ય જતું રહે છે, ને તે છીદ્ર સંશય દશા જાણવી. પણ તે નીચ કે શત્રુની રાશિનો ગ્રહ નિર્બળી હોય, તો રાજ્ય ન જતાં આફત કરે છે. અથવા ગયેલું રાજ્ય બીજા રાજા અને પોતાના લાગતા વળગતાઓની મદદથી પાછું મળે છે. ને બળવાન હોય તો રાજ્યભ્રષ્ટ કરે છે. અને ગયેલું રાજ્ય પાછું મળતું નથી.

## રાજયોગના ભંગ (સારાવળી.)

૧—આ વિસ્તારથી વિચિત્ર રાજ્યોગ કહ્યા, તેનો ભંગ થાય છે. તે કહું છું.

૨—જન્મકુંડળીમાં નીચરાશિમાં મંગળ, સૂર્ય, ગુરુ, ને શનિ, એ ચાર ગ્રહો હોય કે એમાંથી ત્રણ ગ્રહ કે બે ગ્રહ કે એક ગ્રહ, હોય, ને તેમાંનો એક લગ્ને હોય ને ચંદ્રમા વૃશ્ચિકનો હોય, તો રાજ્યોગ નાશ થાય.

૩—બધા કૃર ગ્રહો, કેન્દ્ર નીચ કે શત્રુની રાશિમાં હોય, ને શુભગ્રહો સાથે કે જોતા ન હોય તો, કે શુભગ્રહો ૬।૮।૧૨ા મે હોય તો રાજ્યોગનો નાશ થાય.

૪—લગ્ન વર્ગોત્તમી ન હોય, કે લગ્નને ગ્રહો ન જોતા હોય તો રાજ યોગનો ભંગ, ને દરિદ્રી થાય.

૫—કુંભલગ્નમાં જન્મ, ને ત્રણ ગ્રહો કુંડળીમાં નીચના હોય ને ગુરૂ, અસ્ત કે નીચનો હોય, પાપગ્રહો દશમે હોય, ને એક પણ ગ્રહ ઉચ્ચરાશિમાં ન હોય તો ૧૦૦ રાજ્યયોગોનો નાશ થાય.

૬—સૂર્ય,પોતાના નવમાંશમાં,ને જન્મકુંડળીમાં ચંદ્રમા નિર્બળી (ક્ષિણ) હોય, ને તે ચંદ્રને પાપગ્રહો જોતા હોય, ને શુભગ્રહો ન જોતા હોય, તો પહેલાં રાજ્ય કરે, ને પછી આશાથી નિરાશ થઈ દુઃખી થાય.

૭—લગ્નમાં ચંદ્રમાનો શત્રુગ્રહ હોય, ને તેને ચંદ્રમા જોતો હોય, સૂર્ય, મંગળ, શનિ ક્રમથી ૩।૬।૧૧ મે હોય, કેન્દ્ર શુભગ્રહોરહિત ને શુભ ગ્રહો અસ્તના હોય, તો રાજયોગનો નાશ ધીમે ધીમે થાય છે.

૮—પાંચ ગ્રહો,અસ્તના કે શત્રુ રાશિના હોય,તો રાજયોગનો નાશ થાય.

૯—જેનો જન્મ ઉલ્કાપાત, નિર્ઘાત, મહાપાત, વ્યતિપાત, તે ધૂમકેતુના ઉદય વખતે હોય, તો રાજયોગનો નાશ થાય.

૧૦—ક્ષીણચંદ્ર, પરમ નીચમાં હોય, તો રાજયોગનો નાશ થાય.

૧૧—તુલારાશિમાં સૂર્ય હોય, ને તે ત્રિશાંશમાં દશમે હોય, તો જેમ, લોભ સર્વે ગુણોનો નાશ કરે છે. તેમ રાજયોગનો નાશ થાય.

૧૨—તુલાના દશમા અંશમાં (પરમ નીચનો) સૂર્ય હોય, તો હજારો રાજયોગનો નાશ કરે.

૧૩—કેટલાક ગ્રહ, મૂળત્રિકોણમાં, ઉચ્ચમાં, ને પોતાના ઘરમાં હોય, પણ એકલો સૂર્ય પરમ નીચનો હોય, તો રાજયોગનું ફળ મળશે નહિ.

૧૪—મકરનો ગુરૂ,લગ્ને હોય,ને ચંદ્ર, કર્ક રાશિનો ન હોય,તો નિર્ધન, ને કામી થયેલા પુરૂષને વેશ્યા તપાવે, તેમ તેને બહુ દુઃખ આપે છે.

૧૫—એકલો ચંદ્ર, કેમદ્રુમયોગ પામી, શુભગ્રહોની દૃષ્ટિવાળો ન હોય, તો રાજયોગમાં વિઘ્ન ( અડચણ ) થાય, ને ખરાબ આચરણવાળો થાય.

૧૬—ત્રણ, કે તેથી વધારે ગ્રહ, નીચના હોય, તે ભીખ માગનાર, બહુ દુઃખી, ખરાબ માણસ, બધા રાજાઓના છોકરાઓથી તિરસ્કાર પામનાર, ને નિર્ધન થાય.

૧૭—પાંચ કે તેથી વધારે ગ્રહો, અધિ શત્રુની રાશિમાં કે અસ્તના હોય, ને સૂર્ય, ચંદ્ર, પોતાના ઉચ્ચના ન હોય, તો રાજયોગનો નાશ થાય.

१८—શુક્ર, નીચરાશિનો હોય, તો મોટા રાજ્યને પામેલાનો પણ રાજયોગ નાશ થાય.

१९—(જાતકાભરણ) ગ્રહો નવમાંશમા વર્ગોત્તમી હોય, પણ જન્મ મા શત્રુના ઘરમા સર્વે ગ્રહો હોય તો, વા બહુ ગ્રહો નીચ રાશિમા હોય તો રાજયોગનો નાશ થાય.

૨૦—ચન્દ્રમા કે લગ્નને એક પણ ગ્રહ ન જોતો હોય, તો બધા રાજયોગનો નાશ થાય, તેમ પરાશર રૃષિ કહે છે

૨૧—મકરલગ્નમા ગુરૂ, પરમ નીચનો હોય, તો રાજ્યયોગ છતા, અત્યંત દરિદ્રી થાય.

૨૨—લગ્નમા રહેલા રાહુ ને ચન્દ્ર દેખતો હોય, ત્રીજે, છટ્ઠે, અગીયારમે, અનુક્રમે સૂર્ય, શનિ મંગળ હોય શુભગ્રહ કેન્દ્રમા ન હોય. કે કેન્દ્રમા અસ્તના હોય તો રાજયોગનો નાશ થાય

૨૩—ચારે કેન્દ્રોમા કોઈ શુભગ્રહ ન હોય, યા કેન્દ્રમા બેઠેલા શુભ ગ્રહો અસ્તના કે નીચના હોય, યા ચારે કેન્દ્રોમા ગ્રહો શત્રુની રાશિમા બેઠા હોય, તો રાજયોગનો નાશ થશે

૨૪—(ભાવ કુતુહલ) જન્મમા ૯।૧૦।૧૧ ભાવોના સ્વામી, નીચ રાશિઓમા કે પીડિત કે અસ્તના હોય, તો રાજયોગોનું ફળ મળે નહિ

૨૫—રાજયોગ કરનાર ગ્રહો, શત્રુના ઘરમા કે છટ્ઠે કે અસ્તના હોય, તો રાજયોગો નાશ થાય.

૨૬—ચંદ્ર, પરમ નીચ નવમાશમા હોય, તો અવશ્ય રાજ્યોગો નિષ્ફળ થાય એમ મુનીઓ કહે છે.

૨૭—(સારાવળી) ઘણા ભેદોવડે રાજ્યયોગો તથા કૃરગ્રહોથી થતા રાજભંગયોગો થ્યા છે તેઓની યત્નથી પરીક્ષા કરી બુદ્ધિવાન પુરૂષે શુભ કે અશુભ ફળ કહેવું

### પ્રવ્રજ્યા (સંન્યાસી કે સાધુ) યોગ (જાતકાભરણ)

१—જેના જન્મમા રાજ્યોગ હોય, ને પ્રવ્રજ્યા યોગ પણ હોય, તે માણસો તપસ્વી થાય. તે પૂર્વાચાર્યોએ માનેલા તપસ્વી યોગોને હું કહું છુ.

૨—જન્મમા ચાર, પાચ કે છ ગ્રહ, એક રાશિમા હોય, તો તેના બધા રાજ્યોગો નાશ પામે છે ને કેવળ સંન્યાસ યોગ થાય છે.

૩—લગ્નના સ્વામીને કોઇ ગ્રહ જોતો ન હોય, લગ્નનો સ્વામી શનિને ન જોતો હોય, ને શનિ નિર્બળ થઇ લગ્નના સ્વામીને ન દેખતો હોય, તો દીક્ષા લઇ સંન્યાસી થાય.

૪—જન્મ લગ્નનો સ્વામી, શનિના દ્રેષ્કાણમાં, યા મંગળ કે શનિના નવમાંશમાં બેઠો હોય, ને શનિ જોતો હોય, તો તે માણસ કુટિલ, ખરાબ સ્વભાવવાળો, ને પાખંડનું ખંડન કરનાર તપસ્વી થાય.

૫—ચંદ્ર ગુરૂ અને લગ્નને શનિ જોતો હોય, ને ગુરૂ નવમે હોય, તો પવિત્ર તીર્થોમાં ફરનાર સાધુ થાય. ત્રિકોણમાં શુભ ગ્રહ હાય, ને તેને કોઈ ગ્રહ દેખતો ન હોય તો ગમે તેવો સારો રાજયોગ થયો હોય તો પણ સંન્યસ્ત દિક્ષા લેનાર થાય છે.

૬—(બૃહજ્જાતક) ચંદ્રની જન્મ વખતની રાશિનો સ્વામી શનિને જોતો હોય, ને તેના પર બીજા કોઇ પણ ગ્રહની દૃષ્ટિ ન હોય, અથવા ચંદ્રની રાશિના સ્વામીને શનિ જોતો હોય, ને તે નિર્બળી હોય તો મનુષ્ય સાધુ થાય છે. ચંદ્ર, શનિના દ્રેષ્કાણમાં અથવા શનિ કે મંગળના નવમાંશમાં રહ્યો હાય, ને તેને શનિ જોતો હોય તો સંન્યાસ (જોગ) લે છે.

## પ્રવજ્યા (સંન્યાસ) યોગ થયો હોય તો તે કેવો યોગી થાય તે બાબત (જાતકાભરણ)

૭—સંન્યાસ યોગ કરનાર ગ્રહોમાંથી જે ગ્રહ બળવાન હોય, તેના જેવો સંન્યાસી થાય. સંન્યાસ યોગ કરનાર ગ્રહોમાં સૂર્ય, વધારે બળવાન હોય, તો વૈખાનસ સંન્યાસી થાય. વૈખાનસ સંન્યાસી વનમાં પેદા થયેલો સંન્યાસી થાય. વૈખાનસ એટલે તપસ્વી, અગ્નિહોત્ર કરનાર, પર્વત વન ને નદીના કીનારે આશ્રમ બનાવી રહેનાર, તપસ્યાને સૂર્યની આરાધના કરનાર થાય. ચંદ્રથી કપાલી સંન્યાસી થાય. વૃદ્ધ શ્રાવક મતને ધારણ કરનાર, હિંસાથી રહિત, ભસ્મથી સફેદ શરીરવાળો, સોમ સિદ્ધાન્તોમાં તત્પર, કપાળોને ધારણ કરનાર, નાગો રહેનાર, શીવજીની દીક્ષાવાળો, ઉપવાસ કરનાર, શંખને કમળની માફક શોભાયમાન ખોપરીને ધારણ કરનાર સંન્યાસી થાય. મંગળથી લિંગ સંન્યાસી થાય. ગેરૂથી રંગેલાં કપડાં પહેરનાર, પોતાની બુદ્ધિથી દેવતાઓની સેવા કરનાર, શિખા વિનાનો, પીળાં કપડાં પહેરનાર, ભીખ માગનાર, લાલ કપડાં પહેરનાર, ઇન્દ્રિયોને જીતનાર સં-

કરનાર, ગારૂડી મંત્રોની

આરાધના કરનાર, મયૂર તંત્રના મતમાં રહેલો, માંસનો ખાનાર, દંડી થાય. ગુરૂથી તપસ્વી, એક દંડ અથવા ત્રણ દંડોને ધારણ કરનાર, ગેરૂનાં રંગેલાં કપડાં પહેરનાર, વાનપ્રસ્થમાં રહી બ્રહ્મચર્યને પાળનાર, તીર્થોમાં સ્નાન કરનાર થાય. શુક્રથી ચક્રને ધારણ કરનાર, પશુપતિ પક્ષની દીક્ષામાં રહી હમ્મેશાં વૃત્ત કરનાર થાય. શનિથી નાગો, પાખંડ વૃત્તમાં રહી નાગા રહેવાનું વૃત્ત ધારણ કરનાર, શ્રાવક મતમાં રહી કઠિન તપસ્યા કરનાર, થાય. સન્યાસ યોગ કરનાર ગ્રહ, કોઈ ગ્રહથી યુદ્ધમાં હારેલા હોય, કે જન્મના સ્વામીથી હારેલા હોય, તો તે સંન્યાસ બગડી જાય છે.

૮—જન્મમાં એક સ્થાનમાં બધા ગ્રહો પૂર્ણ બળવાન થઇ બેઠા હોય, તો તે માણસો નાગા રહી, ખાવાનું તજી યોગ માર્ગમાં તત્પર થાય છે.

૯—જન્મમાં એક રાશિમાં ચાર ગ્રહોનો યોગ બળવાન હોય, તે માણસો રાજાના વંશમાં જન્મ્યા હોય, તોપણ હમ્મેશાં વનમાં રહેનારા થાય.

૧૦—જન્મમાં પાંચ ગ્રહ, એક ભાવમાં સંન્યાસ યોગ કરનારા હોય, તે માણસ રાજાનો છોકરો હોય, છતાં કંદ, મૂળ, ફળ વિગેરે ખાવામાં ચિત્ત રાખનાર, બહુ શાંતિવાળો, ઇન્દ્રિયોરૂપ શત્રુઓને જીતનાર થાય.

૧૧—જન્મમાં એક સ્થાનમાં સંન્યાસ યોગ કરનાર, છ ગ્રહોનો યોગ હોય, તે માણસો રાજાના વંશમાં જન્મ્યા હોય, છતાં પર્વતોના પથરાની તળે રહેનારા થાય.

૧૨—જન્મમાં સંન્યાસ યોગ, અને રાજયોગ બન્ને બળવાન હોય, તે માણસો ખરાબ ફળ ભોગવી સાધુ થઇને રાજા થાય.

૧૩—જે સ્થાનમાં સંન્યાસ યોગ, થયો હોય તેમાં રહેલી રાશિનો સ્વામી રાહુ સાથે હોય, યા ક્રૂર નવમાંશમાં ગુલિક સાથે હોય તો સંન્યાસમાં વિફલતા થાય પણ શુભ ગ્રહ જોતો કે સાથે ન હોય તો સન્યાસનો ભંગ (નાશ) થાય છે.

૧૪—(બ્રહજ્જાતક) સંન્યાસ યોગ કરનાર બળવાન ગ્રહો સૂર્યથી અસ્ત હોય તો સાધુ સંતની ભક્તિ કરનાર થાય પણ પોતે યોગી થાય નહિ વળી એવા યોગ કરનાર ગ્રહો બીજા જોનાર ગ્રહોથી યુદ્ધમાં હારેલા હોય તો તે મીથ્યા સંન્યાસી થવાના વિચાર કરશે.

વિશેષ સંન્યાસ (પ્રવજ્યા) યોગો માટે જુઓ અમારો જાતકપારિજાત પૃષ્ઠ ૪૫૬ થી.

**(સારાવળી) રશ્મિ બાબત**—રશ્મિની રીત ગણિત વિભાગમાં છે. તે પ્રમાણે કરીને તેમાં વધઘટ કરવી. જે ગ્રહ દ્વાદશાંશમાં મિત્રના ઘરનો, સ્વગૃહી કે ઉચ્ચનો હોય, તેની રશ્મિને ૨ થી ગુણવી, જે ગ્રહ જન્મ કુંડળીમાં સ્વગૃહી, ઉચ્ચનો કે વક્રનો હોય, તેની રશ્મિને ૨ થી ગુણવી. દ્વાદશાંશમાં શત્રુની રાશિનો, કે નીચનો ગ્રહ હોય, તેની રાશ્મિને ૧૬ થી ભાગતાં જે આવે, તે તે ગ્રહની રાશ્મિમાંથી બાદ કરવું. જન્મમાં જે ગ્રહ અંશ [1]અસ્ત હોય, તેની રશ્મિ ૦ જાણવી. પણ જો શનિ, શુક્ર, અસ્તના હોય તો તેની જે હોય તેજ કાયમ રાખવી, જે ગ્રહ વક્રનો હોય, તેની રશ્મિને બમણી કરવી. ને વક્રી થઇ ને માર્ગી થયો હોય પણ જે રાશિમાં વક્રી થયો હોય તો તેને તેજ રાશિમાં હોય તો તેની રાશ્મિને આઠથી ભાગતાં જે આવે, તે રશ્મિમાંથી બાદ કરવું. તો ગ્રહોની રશ્મિ થાય છે. કેટલાક આચાર્ય દ્વાદશાંશ કુંડળીમાં મિત્રની રાશિનો, કે ઉચ્ચનો હોય, તેની રશ્મિને બમણો કરવાની કહેતા નથી. પણ ફક્ત સ્વગૃહી હોય, તેની ત્રણ ગણી કરવા કહે છે. પણ ખરી રીત તો ઉપર બતાવી તેજ છે.

**રશ્મિનું ફળ—એકથી પાંચ** સુધી રશ્મિ હોય તો બહુ દુઃખી, કુળ વિનાના, પરાધિન રહેનારા, દરિદ્રી, નીચ કામમાં પ્રીતિવાળા, માણસો થાય. **૬ થી ૧૦** સુધી ચાકરી કરનાર, પરદેશ જવામાં પ્રીતિવાળા, સારા કાર્યોથી રહીત, અને મલિન થાય. **૧૧ થી ૧૫**, બહુ સાંભળનારા, સારા માણસો, ધર્મમાં પ્રીતિવાળા, સુંદર મુખવાળા, કુળવાન થાય. **૧૬ થી ૨૦** કુળમાં મોટા, ધનવાન, પ્રખ્યાત, કીર્તિવાળા, પોતાના માણસોથી પુજાતા થાય. **૨૧ થી ૨૫**, પુજવા લાયક, સારા ભાગ્યના, ધીરજવાન, સારા કામ કરનારા, નવીન હુન્નરો શોધનારા થાય. **૨૬ થી ૩૦**, ક્રોધી, રાજાનો આશ્રય લેનારા, રાજાથી ધન વિગેરેનું સુખ ભોગવનારા, પ્રધાન, અને રાજાઓને પૂજવા લાયક થાય. **૩૧ થી** શ્રેષ્ટ પુરૂષો, પ્રસિદ્ધ અને રાજાઓને વ્હાલા થાય. **૩૨ થી** ૫૦૦ ગામનો અધિપતિ થાય. **૩૩ થી**, ૧૦૦૦ ગામનો સ્વામી થાય. **૩૪ થી** ૩૦૦૦ ગામનો સ્વામી થાય. **૩૫ થી**, મંડલેશ્વર રાજા, બહુ ભંડારવાળા, બહુ બળવાળા, પ્રસિદ્ધ કાન્તિને યશવાળા, લોકોનું ભલું ચાહનારા થાય. **૩૬ થી** ૧॥ લાખ ગામનો રાજા થાય. **૩૭ થી** ૩ લાખ ગામનો રાજા થાય. **૩૮ થી**, ૭ લાખ ગામનો

૧. અસ્તના અંશો પૃષ્ટ ૨૨ ઉપર છે.

રાજા થાય. ૩૯ **થી**, સર્વ માણસોને સંતોષ આપનાર, પૃથ્વીના રાજાઓ થાય. ૪૦ **થી**, બહુ મોટા રાજ્યોના સ્વામી, હારેલા શત્રુઓથી ને સ્ત્રીયો થી ગવાતી કીર્તિવાળો, શત્રુઓની સ્ત્રીયોને રડાવનાર થાય. ૪૧ **થી**, એક સમુદ્ર સુધીની જમીનનો રાજા થાય ૪૨ **થી**, બે સમુદ્ર સુધીની જમીનનો રાજા થાય. ૪૩ **થી**, ત્રણ સમુદ્ર સુધીનો રાજા થાય. ૪૪ **થી**, સાર્વભૌમ રાજા, દેવ અને બ્રાહ્મણની ભક્તિ કરનારા, દીર્ઘ આયુષ્યવાળા, બળવાન થાય, જેમ જેમ રશ્મિઓ વધતી જાય છે, તેમ તેમ બીજા સમુદ્રો સુધીની જમીનના સ્વામીઓ. નિન્દાથીરહિત, સર્વને નમવા લાયક, ભાગ્યશાળી અને ઇન્દ્ર જેવા પ્રતાપવાળા થાય, **૪૫ થી ૪૮ સુધીમાં**, સર્વ અરિષ્ટનો નાશ કરી બધી પૃથ્વીનો ચક્રવર્તી રાજા થાય. ૪૯ થી પૃથ્વીના ભારને નાશ કરનાર શત્રુઓથી રહિત, ઇદ્રની માફક સર્વ લોકોથી પુજાતો, ચક્રવર્તી રાજા, અવતારી પુરૂષ જેવો થાય જે ગ્રહ ઉદયની રાશિમા હોય, તેની રશ્મિઓ બહુ સારૂં ફળ આપે છે. ને જે ગ્રહ, અસ્ત રાશિમા હોય, તે ખરાબ ફળ આપે છે. જન્મમાં રશ્મિઓનો ક્ષય હોય, (દેખવામા ન આવે ) તો નાશ, અને રશ્મિઓનો વધારો હોય.તો માણસોનો વધારો ને પરમ ઉચ્ચમા હોય તો વધારે સુખ વિગેરે થાય એમ ક્રમથી જાણવુ

### વર કન્યાનો મેળાપક (રાશ) જોવાની રીત ( મુહૂર્તમાર્તંડ. )

રાશને માટે આઠ વાના જોવાના છે. ૧ વર્ણ, ૨ વશ્ય, ૩ તારા, ૪ યોનિ, ૫ મૈત્રી. ૬ ગણ, ૭ કુટ, ૮ નાડી છે.

**૧ વર્ણની સમજ**—વર્ણની રીત ગણિત વિભાગમા છે. સૌથી ઉંચો (સારો) વર્ણ બ્રાહ્મણનો તેનાથી ઉતરતો ક્ષત્રીનો, તે પછી વૈશ્ય, ને તેથી ઊતરતો શુદ્ર, એમ ૪ જાતના વર્ણ છે. તેમા વરનો ઉચો, ને કન્યાનો નીચો વર્ણ હોય તો, તથા વર ને કન્યા બેઉનો સરખો (એકજ) વર્ણ હોય, તો ઘણું સારૂં જાણવુ, પણ વરના વર્ણ કરતા કન્યાનો વર્ણ ઉચો હોવ, તો કન્યાને મારતા થાય. માટે હમ્મેશા કન્યાના વર્ણ કરતા વરનો વર્ણ ઉચોજ લેવો કે બેઉ એકજ વર્ણના હોય તો સાર.

**૨ વશ્યની સમજ**—મેષ, વૃષભ, ધનરાશિ ૧૫ અંશ પછી ને મકર રાશિ પહેલા ૧૫ અંશની અંદર એઓની ચતુષ્પદ સંજ્ઞા જાણવી સિંહરાશિ વનચર વૃશ્ચિક રાશિ કીટ, કર્ક, મીન અને મકર રાશિ ૧૫ અંશ પછી તેઓની **જળચર** ને મિથુન, તુલા, કુંભ, કન્યા ધનરાશિ ૧૫ અંશ સુધી એઓની **માણસ** ( **મનુષ્ય** ) સંજ્ઞા જાણવી.

મનુષ્ય રાશિને જળચર રાશિ ભક્ષ, ને સિંહ સિવાયની સર્વ રાશિઓ માણસને વશ્ય રહેનારી છે. જો કે વૃશ્ચિક રાશિ માણસને વશ્ય છે, છતાં સારી સમજવી નહિ. તેમજ સિંહ રાશિને પણ વૃશ્ચિક રાશિ ખરાબ જાણવી. તથા સિંહને જળચર રાશિ સારી નહિ. મનુષ્યે મનુષ્ય, જળચરે જળચર, કીટે કીટ, ચતુષ્પદે ચતુષ્પદ અને વનચરે વનચર એ રાશિઓ પરસ્પર (એક બીજાને) મિત્ર જાણવી વનચર (સિંહ) રાશિ મનુષ્ય, તથા ચતુષ્પદ રાશિને વૈરી જાણવી, બાકીનું બુદ્ધિ પ્રમાણે જાણી લેવું. જેમ કે મિથુન રાશિ માણસ અને મેષ રાશિ બકરો છે. તો માણસને બકરો ભક્ષ છે. અને બકરો માણસને તાબે રહે છે. માટે વશ્ય પણ છે. તેમજ માણસ રાશિને (વૃશ્ચિક) કીટ રાશિ વશ્ય છે. ને કીટ રાશિ માણસને સારી નથી માટે શત્રુ (અરિ) છે. એવા જ્યાં જ્યાં પ્રસંગ આવે, ત્યાં પોતાની બુદ્ધિથી જાણી લેવું. વર ને કન્યા બેઉની રાશિઓ પરસ્પર મિત્ર હોય, તો વધારેજ સારૂ. સાધારણ મિત્ર કે સાથે રહી શકે તેવી હોય તો મધ્યમ, પણ ભક્ષ કરી જાય તેવી રાશિ આવતી હોય તો વરકન્યાને દુઃખ અને વિપત્તિ કર્તા છે.

**૩ તારા જાણવાની રીત**—વરના જન્મના નક્ષત્રથી કન્યાના જન્મના નક્ષત્ર સુધી અભિજીત શિવાય ગણતાં જેટલી નક્ષત્ર સંખ્યા થાય, તેને નવથી ભાગતાં જે શેષ વધે તેને તારા કહે છે. ને તેટલામી તારા વરની જાણવી, અને કન્યાના જન્મના નક્ષત્રથી વરના નક્ષત્ર સુધી ગણતાં જે સંખ્યા થાય, તેને ૯ થી ભાગતાં જે શેષ રહે તેટલી તારા કન્યાની જાણવી. ઉદાહરણ—વરના જન્મ નક્ષત્ર હસ્તથી કન્યાના જન્મ નક્ષત્ર પુષ્ય સુધી ગણતાં નક્ષત્રની સંખ્યા ૨૩ થઈ. તેને ૯ થી ભાગતાં શેષ ૫ રહી તે વરની તારા થઇ. અને કન્યાના નક્ષત્ર પુષ્યથી વરના નક્ષત્ર હસ્ત સુધી ગણતાં ૬ થયા, તેને ૯ થી ભાગતાં શેષ ૬ રહી તેથી કન્યાની તારા ૬ થઈ. એ રીતે આવેલી તારાઓમાંથી જેની તારા ૩।૫।૭ હોય તેની ખરાબ અને ૧।૨।૪।૬।૮।૯ કે શૂન્ય હોય તેની સારી જાણવી.

**૪ યોનિની સમજ**—યોનિ ૧૪ છે. તેનાં નામ. ૧ અશ્વ (ઘોડો) ૨ ગજ ( હસ્તિ અથવા હાથી ), ૩ મેષ (બકરો), ૪ સર્પ (સાપ), ૫ શ્વાન (કુતરો), ૬ માર્જાર (બિલાડી), ૭ મુષક (ઉંદર), ૮ ગૌ (ગાય), ૯ મહિષી (ભેંશ), ૧૦ વ્યાઘ્ર (વાઘ). ૧૧ મૃગ (હરણ), ૧૨ કપિ (વાંદરો), ૧૩ બભ્રુ (નોળીઓ,) અને ૧૪ મી સિંહ ની યોનિ છે.

જે નક્ષત્રમાં જન્મ હોય, તે નક્ષત્રના આજ ગ્રંથના ગણિત વિભાગમાં બતાવેલી રીત પ્રમાણે સાપ, ભેંસ વિગેરે જે આકાર હોય, તેને યોનિ કહે છે. તે પ્રમાણે વર અને કન્યા બેઉના જન્મના નક્ષત્રથી યોનિ જોઇ લેવી. તે યોનિઓમા સિંહ અને હાથિને, ભેસ ઘોડાને, બિલાડી ઉંદરને, કુતરાં, હરણ ને, વાદરા બકરાને, ગાય વાઘને, અને સાપ નોળીઆને વેર છે. એટલે એ યોનિઓવાળા એક બીજાના વેરી (શત્રુ) જાણવા. એવી રીતે વર અને કન્યાની યોનિમા વેર આવતું હોય, તો તે સારૂં નહિ. તેમજ શેઠ અને નોકરને પણ તેવુ વેર આવતું હોય તો તે પણ નુકશાન કરતા જાણવુ

**૫ મૈત્રીની સમજ**—એક બીજાની જન્મ રાશિના સ્વામીઓ એક બીજાને મિત્ર, સમ, કે શત્રુ જેવા હોય, તેને મૈત્રી કહે છે તેને માટે વર અને કન્યા બેઉની જન્મ રાશિના સ્વામી ગ્રહો આ ગ્રંથના ૩૦ મા પાને લખેલી નિસર્ગ મૈત્રીના કોઠામાં એક બીજાને કેવા છે તે જોવું = દાખલો— વરની રાશિ કન્યાને તેનો સ્વામી બુધ છે, ને કન્યાની રાશિ કર્કનો સ્વામી ચંદ્ર છે તો બુધની મૈત્રીમાં ચંદ્ર શત્રુ છે, તેથી વરની મૈત્રીમાં શત્રુ, અને ચંદ્રમાં બુધ મિત્ર છે, માટે કન્યાની મૈત્રીમા મિત્ર લખવો. તેમા વર અને કન્યા બેઉની મૈત્રીમા મિત્રામિત્ર હોય તો સારૂ, એક મિત્રને બીજો સમ હોય તો સહેજ ઠીક, એક મિત્રને બીજો શત્રુ હોય તો ખરાબ, સમને સમ હોય તો મધ્યમ સમ અને શત્રુ હોય તો સહેજ ખરાબ, અને બેઉ શત્રુએ શત્રુ હોય તો તે વર કન્યા બેઉને ઘણુંજ ખરાબ જાણવું

**૬ ગણની સમજ**—જે નક્ષત્રમા જન્મ હોય. તે નક્ષત્રની લાઈનમાં ગણિત વિભાગમાં બતાવેલા કોઠામા જે ગણ લખેલો હોય, તે જન્મનારનો ગણ જાણવો. ગણ ત્રણ છે ૧ દેવ, ૨ માણસ ( માનુષ્ય ), ૩ રાક્ષસ, તેમાં પહેલે નંબરે દેવ, બીજે નંબરે માણસ, ને ત્રીજે નંબરે રાક્ષસ ગણ જાણવો વર અને કન્યા બેઉ એકજ ગણના એટલે દેવેદેવ, માણસે માણસ, અને રાક્ષસે રાક્ષસ, હોય, તો ઘણુજ સારૂ જાણવું દેવ ગણનો વર અને માણસની ગણની કન્યા હોય, તો પણ સારૂં જાણવુ. અને માણસ ગણનો વર અને દેવ ગણની કન્યા હોય, તો એથી સહેજ ઉતરતું, રાક્ષસ ગણનો વર અને દેવ ગણની કન્યા હોય તો સહેજ ઠીક અને રાક્ષસ ગણની કન્યા અને દેવ ગણનો વર હોય તો, તથા વર કે કન્યામાથી એક માણસ ગણનું અને બીજુ રાક્ષસ ગણનુ હોય તો બીલકુલ સારૂ સમજવુ

નહી. કેમ જે રાક્ષસ ગણ ને માણુસ ગણ હોય તો રાક્ષસગણ, માણુસગણને મારે છે. દેવ ને રાક્ષસગણ હોય તો બેઉને કંકાસ (કજીઓ) થાય. માણુસ ને દેવ હોય તો મધ્યમ સમજવું.

રાક્ષસગણની કન્યા હોય, અને માણુસ ગણનો વર હોય, પણ જો વશ્યથી નાડી સુધીનાં છએ વાનાં સારાં હોય, તો ગણનો પણ દોષ નથી. એટલે સારૂં જાણવું, તેમજ કન્યા માણુસગણની હોય, અને વર રાક્ષસગણનો હોય, પણ વર કન્યાની રાશિના સ્વામીઓ એક બીજાને મિત્ર હોય, અને સત્કુટ હોય, તો તે ગણનો દોષ સમજવો નહી. અને તેને માટે તેના ગણના વધારેમાં વધારે જે ગુણક હોય તે મળે છે.

૭—કુટની સમજ—કુટ એટલે માગતું લેણું, વર કન્યા પાસે, અને કન્યા વર પાસે કેટલા વશા માગે છે, તેને કુટ કહે છે. વરની જન્મ રાશિથી કન્યાની જન્મરાશિ સુધી ગણતાં જેટલી રાશિ સંખ્યા થાય, તેટલા વશા કન્યા પાસે વર માગે છે, ને કન્યાની રાશિથી વરની રાશિ સુધી ગણતાં જે સંખ્યા થાય, તેટલા વશા વર પાસે કન્યા માગે, તેમ જાણવું. તેમાં એક જણ ૨ અને બીજો ૧૨ માગે તો તે બીયાબારૂ (દ્વિધ્વાદશક) કહેવાય છે. ને તે દુઃકુટ જાણવું. ને જો વર કન્યાને તેવું માગતું હોય, તો ધનનો નાશ થાય છે. તેવું દુઃકુટ હોય, પણ તેમાં ૨ માગનારી [1]બેકી રાશિ હોય તો તે દુઃકુટ છતાં પણ સારૂં (સત્કુટ) જાણવું. તેમજ ૨।૧૨ માગતામાં [2]એકી રાશિ ૨ માગનાર હોય, તો ખરાબ છે, છતાં પણ સિંહ રાશિ વાળો કન્યારાશિ પાસે ૨ માગે તે પણ સત્કુટ જાણવું. તેમજ વળી દુઃકુટ બીયાબારૂ હોય, પણ વર અને કન્યા બેઉની રાશિના સ્વામીઓ એક બીજાના મિત્ર હોય, તો તે દુઃકુટ છતાં પણ સત્કુટ જાણવું. જો વર અને કન્યાને ૬।૮ માગતું હાય, નો તેને ષડાષ્ટક દુઃકુટ કહે છે. ને તે વર કન્યાને ઘણું દુઃખ ભોગવાવી બેઉને ખટપટ કરાવે છે. પણ તેમાં ૬ માગનાર બેકી રાશિનું હોય, તો તે પણ દુઃકુટ છતાં સત્કુટ જાણવું. તેમજ દુઃકુટ ષડાષ્ટક હોય, પણ જે વશ્ય, તારા, યોનિ, મૈત્રી, ગણ, અને નાડી એ છએના પૂરેપૂરા [3]ગુણક (દોકડા) મળતા હોય તો ષડાષ્ટક પણ સારૂં (સત્કુટ) જાણવું. અને ૯।૫ માગતું હોય, તો તે દુઃકુટ નવ પંચક કહેવાય છે. ને

૧—વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન, એ છ બેકી રાશિઓ છે. ૨. મેષ, મિથુન, સિંહ, તુલા, ધન કુંભ, એ છ એકી રાશિઓ છે. ૩. ગુણક કાઢવાની રીત હવે પછી આવશે.

તેનાથી કોઇ પણ રીતે છોકરાનું દુ ખ ભોગવવુ પડે છે પણ જો વર અને કન્યા બેઉની રાશિના સ્વામીઓ મૈત્રીમાં એક બીજાને મીત્ર હોય તો તે દુ કુટ છે છતાં પણ સત્કુટ જાણવુ ને તે સિવાયના ૧।૧,૩।૧૧,૪।૧૦,૭।૭, એ માગતાને સત્કુટ અથવા સુકુટ કહે છે ને તે સારૂ જાણવું ઉપર પ્રમાણે દુ કુટ બીયાબારૂ હોય, પણ વરને લાયક કન્યા, ને કન્યાને લાયક વર મળતો હોય, અને લગ્ન કરવાની ખુશી હોય તો ત્રાંબાનું અને સોનાનું શક્તિ મુજબ દાન કરવુ અને દુ કુટ ષડાષ્ટક હોય તો બે ગાયોનું દાન કરવુ, તેમજ દુ કુટ નવપંચક હોય તે રૂપુ અને કાંસાનું દાન કરવુ તે પછી જ લગ્ન કરવુ દુ કુટ એટલે ખોટું માગતું લેણુ ને સત્કુટ એટલે સારૂ માગતું લેણુ જાણવુ

**૮ નાડીની સમજ**—નાડી ત્રણ છે ૧ આદ્ય (પહેલી), ૨ મધ્ય (બીજી) ૩ અંત્ય (ત્રીજી) જે નક્ષત્રમા જન્મ હોય, તે નક્ષત્રની આડી લીટીએ ગણિત વિભાગમા બતાવેલા કોઠામા જે નાડી લખેલી હોય, તે નાડીમાં જન્મ જાણવો વર ને કન્યાની જુદે જુદી નાડી ઘણી સારી જાણવી બેઉની એકજ નાડી હોય તો બીનકુન સારી નહિ ને તે મરણ કરે છે પણ ગોદા વરી નદિના દક્ષિણ તરફના દેશોમા કદાચ લગ્ન કરવાની જરૂર હોય તો [1]બ્રાહ્મણ વિના ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર જાતિવાળા વર અને કન્યાની પહે લીએ પહેલી અને ત્રીજીએ ત્રીજી નાડી ચાલી શકે છે પણ બીજીએ બીજી નાડી તો કદી ચાલી શકતીજ નથી બેઉની એકજ નાડી હોય તો સોનાને આદિ લઇને કેટલાક સારા દાન આપીને પછીજ લગ્ન કરવુ ઠીક છે

૧ વર ને કન્યાની એક રાશિ ને નક્ષત્ર જુદા હોય, ૨ બેઉની રાશિ એક નક્ષત્ર એક પણ ચરણ જુદા હોય, તો એવા વખતે મૈત્રી, ગણ અને નાડી જોવાની જરૂર નથી એટલે તે ત્રણ ખરાબ હોવા છતા શુભ જાણવા ને તેના પુરેપુરા ગુણક મળે છે

**નૃદૂર અને સ્રી દૂરની સમજ**—કન્યાના નક્ષત્રથી વરના નક્ષત્ર સુધી ગણતા નક્ષત્રોની સંખ્યા ઓછી થાય, ને વરના નક્ષત્રથી કન્યાના નક્ષત્ર સુધી ગણતા નક્ષત્ર સંખ્યા વધારે થાય, તો નૃદૂર જાણવુ ને તે અશુભ (ખરાબ) જાણવુ, કન્યાના નક્ષત્રથી વરના નક્ષત્ર સુધી ગણતા નક્ષત્ર સંખ્યા વધારે થાય, અને વરના, નક્ષત્રથી કન્યાના નક્ષત્ર સુધી ગણતા નક્ષત્ર

૧ અહિ કલમ પહેલીમા બતાવેલા બ્રાહ્મણાદિ વર્ણ જાણવા નહિ પણ જાતિ પ્રમાણે વર્ણ જાણવો એટલે બ્રાહ્મણને ત્યા જન્મેલો બ્રાહ્મણ ક્ષત્રીને ત્યા જન્મેલો ક્ષત્રી એમ જાણવા.

સંખ્યા ઓછી થાય. તો તે સ્ત્રી દૂર જાણવું. ને તે શુભ (સારૂં) જાણવું. દાખલો—કન્યાના નક્ષત્ર પુષ્યથી વરના નક્ષત્ર હસ્ત સુધી (અભિજીત શિવાય (ગણતાં નક્ષત્ર સંખ્યા ૬ થઇ તે ઓછી છે. અને વરના નક્ષત્રથી કન્યાના નક્ષત્ર સુધી ગણતાં ૨૨ થઇ, તે વધારે છે. માટે નૃદૂર થયું, તે અશુભ થયું. (સારૂં નહીં)

ઉપર પ્રમાણે જોતાં નૃદૂર આવે પણ જો વર અને કન્યા બેઉની યોનિઓ મિત્રતાવાળી હોય, અને બેઉની રાશિના સ્વામીઓ મિત્ર હોય, તો નૃદૂર અશુભ છે છતાં પણ શુભ જાણવું.

**ગુણક (દોકડા) મૂકવાની રીત**—વર્ણના ૧, વશ્યના ૨, તારાના ૩, યોનિના ૪, મૈત્રિના ૫, ગણના ૬, કુટના ૭, અને નાડીના ૮, એ પ્રમાણે દરેકમાં સર્વેથી સારૂં હોય, તો વધારેમાં વધારે ગુણક (દોકડા) મળે છે. જેમ કે વર્ણ સારો હોય તો ૧, ને નાડી જુદે જુદી હોય તો ૮ ગુણક મળે તેમ જાણવું.

૧ વર્ણ—વર ને કન્યા બેઉના એકજ સરખા વર્ણ હોય, અથવા વરનો વર્ણ ઉંચો હોય તો ૧ ગુણક આપે, ને તેમ ન હોય તો કંઇજ ગુણક આપે નહિ.

**૨ વશ્ય**—વર કન્યામાંથી એકની રાશિ વશ્ય, અને બીજાની ભક્ષ હોય તો તેનો ૦ાા ગુણક, બેઉની રાશિઓ મિત્ર હોય, અથવા બેઉની એક જ રાશિ હોય તો ૨ ગુણક, એકની વૈરવાળી (શત્રુ) અને બીજાની ભક્ષ રાશિ હોય તો ૦ ગુણક, અને એકની શત્રુ, અને બીજાની વશ્ય રાશિ હોય તો તેનો ૧ ગુણક જાણવો. વધારે ખુલાસો નીચે મુજબ છે. વરને કન્યા બેઉની ચતુષ્પદે ચતુષ્પદ, માણસે માણસ, જળચરે જળચર, વનચરે વનચર, ને કીટકીટ રાશિ હોય તો ૨; ચતુષ્પદને માણસ, ચતુષ્પદને જળચર, ચતુષ્પદને કીટ, જળચરને વનચર, તથા જળચરને કીટ હોય તો ૧; માણસને જળચરે ૦ાા; માણસ ને વનચર, માણસને કીટ, ચતુષ્પદને વનચર, તથા વનચરને કીટ, હોય તો ૦ ગુણક (દોકડા) જાણવા.

૩ તારા—વર ને કન્યા બેઉની તારા સારી હોય, તો ૩, એકની સારી ને એકની ખરાબ હોય તો ૧ાા, અને બેઉની તારાઓ ખરાબ હોય તો ૦ ગુણક જાણવો.

૪ યોનિ—યોનિમાં ઘણી મિત્રતા હોય તો ૪, સાધારણ મિત્ર હોય

તો ૩, સાધારણ શત્રુ હોય તો ૧, મિત્ર પણ ન હોય અને દુશ્મન પણ ન હોય તો ૨, અને ઘણું વૈર હોય તો ૦ ગુણુક જાણવો.

૫ મૈત્રી—બેઉની રાશિઓનો એકજ સ્વામી હોય, અથવા બેઉની રાશિઓના સ્વામી એક બીજાને મિત્ર હોય, તો ૫, એક મિત્રને બીજો સમ હોય તો ૪, એકની રાશિનો સ્વામી સમ, ને બીજાનો શત્રુ હોય તો ૦।।, એક મિત્ર અને બીજો શત્રુ હોય તો ૧, ને બેઉના સમેસમ હોય તો ૩, અને બેઉ શત્રુએ શત્રુ હોય તો ૦ ગુણક જાણવો

૬ ગણ—દેવગણનો વર અને માણસગણની કન્યા હોય તો ૬, દેવ ગણની કન્યાને માણસગણનો વર હોય તો ૫, બેઉના એકજ ગણ હોય તો ૬, રાક્ષસગણનો પુરૂષ અને દેવગણની કન્યા હોય તો ૧, અને એ સિવાયના ગણ હોય તે ગુણક ૦ જાણવો. તેમાં પણ પ્રથમ બતાવ્યા પ્રમાણે ગણનો દોષ મટી જતો હોય તો ગણના પૂરેપૂરા એટલે ૬ ગુણક જાણવા.

૭ કુટ—દુઃકુટ એટલે નઠારૂ કુટ હોય, પણ એક બીજાની યોનિમાં મિત્રતા હોય, અને સ્ત્રી દૂર હોય તો ૪, ને દુઃકુટમાં યોની મૈત્રી અને સ્ત્રી દૂર ના હોય તો ૦, દુઃકુટમાં યોનિ મિત્રતા કે સ્ત્રી દૂર બેમાંનું એક હોય તો ૧, સત્કુટ હોય પણ બેઉનાં નક્ષત્ર એક હોય, ને તેના એકજ ચરણમાં જન્મ હોય તો ૦, સારૂં કુટ હોય તો ૭, સત્કુટ હોય પણ નૃદૂર હોય, ને બેઉની યોનિઓ શત્રુ હાય તો ૬, ગુણક જાણવા.

૮ નાડી—બેઉની જુદે જુદી નાડી હોય તો ૮, એકજ નાડી હોય તો ૦ ગુણક જાણવો.

એ પ્રમાણે ગુણક મેળવી બધાનો સરવાળો કરવો તે જો ૧૮ થી વધારે આવે તો રાશ સારી જાણવી. એ રીતે સારી રાશ આવે તો પછી વર્ણ ઉંચો કે રાક્ષસ ને માણસગણ કે બીયાબાર, કે ષડાષ્ટક હોય કે બેઉની નાડી એક હોય તો પણ રાશ સારીજ જાણવી.

ગુણક (દોકડા) કાઢવાનું ઉદાહરણ—વરની રાશિ કન્યા, સ્વામી બુધ નક્ષત્ર હસ્ત, ચરણ ચોથો છે; અને કન્યાની રાશિ કર્ક સ્વામી ચંદ્ર નક્ષત્ર પુષ્ય ચરણ બીજો છે. તે ઉપરથીજ વર કન્યા અને બેઉનાં વર્ણ વિગેરે નીચે કોષ્ટકમાં લખ્યા મુજબ છે.

૧—કન્યાનો વર્ણ ઉંચો છે માટે તેનો ગુણક થયો. ૨—વરની રાશિ

કન્યા મનુષ્ય છે, અને કન્યાની રાશિ કર્ક જળચર છે. તે મનુષ્ય અને જળચર રાશિ હોવાથી તેનો ગુણક ૦॥ થયો. ૩—વરની તારા ૫ ખરાબ છે ને કન્યાની તારા ૬ સારી છે, માટે તેનો ગુણક ૧॥ થયો. ૪ વરની યોનિ ભેંશ, ને કન્યાની યોની બકરો છે, તે બેઉ સાથે રહી શકે છે માટે તેને સાધારણ મિત્રતા છે, તેથી તેનો ગુણક ૩ થયો. ૫—વરની રાશિના સ્વામી બુધની મૈત્રીમાં કન્યાની રાશિનો સ્વામી ચંદ્ર શત્રુ છે, માટે વરની મૈત્રીમાં શત્રુ અને ચંદ્રમાં બુધ મીત્ર છે માટે કન્યાની મૈત્રીમાં મિત્ર છે; તે મિત્ર અને શત્રુ થવાથી તેનો ગુણક ૧ થયો. ૬—વરનો ગણદેવ, ને કન્યાનો પણ દેવગણ છે માટે બેઉના ગણ, એકજ હોવાથી તેનો ગુણક ૬ થયો. ૭—વર કન્યા પાસે ૧૧ અને કન્યા વર પાસે ૩ માગે છે. તેથી કુટ સારૂ છે. યોનિમાં વૈર નથી પણ નૃદૂર છે. માટે તેનો ગુણક ૭ થયો. ૮—બેઉની નાડીઓ જુદેજુદી છે, તેથી તેનો ગુણક ૮ થયો. એ રીતે આવેલા વર્ણથી તે નાડી સુધીના ગુણકનો સરવાળો કર્યો તો ૨૭ ગુણક થયો. તેમાં ૧૮ ઉપર જેના ગુણક આવે, તેની રાશ સારી જાણવી. તો આ રાશ ઘણીજ સરસ છે, એમ જાણવું. ગુણક લાવવા માટે બાજુના કોષ્ટક પ્રમાણે લખીને ગુણક મૂકી તેનો સરવાળો કરવો.

| | વરની રાશિ કન્યા, સ્વામી બુધ, નક્ષત્ર હસ્ત, ચરણ ૪ થો. | | ગુણક | કન્યાની રાશિ કર્ક રાશિ સ્વામી ચંદ્ર, નક્ષત્ર પુષ્ય, ચરણ ૨ જો. |
|---|---|---|---|---|
| ૧ | વર્ણ | વૈસ્ય | ૦ | બ્રાહ્મણ |
| ૨ | વશ્ય | મનુષ્ય | ૦॥ | જળચર |
| ૩ | તારા | ૫ | ૧॥ | ૬ |
| ૪ | યોનિ | ભેંશ | ૩ | બકરો. |
| ૫ | મૈત્રી | શત્રુ | ૧ | મિત્ર |
| ૬ | ગણ | દેવ | ૬ | દેવ |
| ૭ | કુટ | ૧૧ | ૭ | ૩ |
| ૮ | નાડી | આદ્ય | ૮ | મધ્ય |
| | ગુણકનો સરવાળો | | ૨૭ | |

### સહેલાઇથી કોષ્ટકો ઉપરથી ગુણક (દોકડા) લાવવાની રીત.

નીચે વર્ણ, વસ્ય, તારા, યોનિ, મૈત્રી, ગણ, કુટ, નાડી, નાં કોષ્ટકો મૂકેલાં છે. તેમાં ઉપલી બાજુ વરનાં અને નીચેની બાજુમાં કન્યાનાં વર્ણ વિગેરેથી જોવું. તે વરના વર્ણ વિગેરેનો ઉભો કોઠો અને કન્યાના વર્ણ વિગેરેનો આડો કોઠો જ્યાં એકઠો થાય, ત્યાં લખેલા ગુણક મળેલા જાણવા. તેવી રીતે આઠે કોષ્ટકોમાં ગુણક લઇને તેનું ઐક્ય કરવું. (સરવાળો કરવો) તો સહેલાઇથી આઠે વાનાંના ગુણ નીકળશે. ઉદાહરણ—વર્ણના કોષ્ટકમાં વરના વર્ણ, વૈસ્યની ઉભી

અને કન્યાના વર્ણ, બ્રાહ્મણની આડી લીટી જ્યાં એકઠી થાય છે, ત્યાં ગુણક ૦ લખેલો છે. માટે વર્ણનો ગુણક ૦ થયો; વશ્યના કોષ્ટકમાં વર્ણની મનુષ્ય રાશિની ઉભી અને કન્યાની જળચર રાશિની આડી લીટી જ્યાં એકઠી થાય છે ત્યાં ગુણક ૦॥ લખેલો છે. તેથી વશ્યનો ગુણક ૦॥ થયો; તારા કોષ્ટકમાં ૫ અને ૬ ની ઉભી આડી લીટી જ્યાં એકઠી થાય છે ત્યાં ગુણક ૧॥ છે. માટે તારાનો ગુણક ૧॥ થયો; યોનિ કોષ્ટકમાં વરની યોની બેંગની ઉભી ને કન્યાની યોનિ બકરાની આડી લીટીઓ એકઠી થાય છે, ત્યાં ૩ છે. માટે યોનિનો ગુણક ૩ થયો; મૈત્રી કોષ્ટકમાં વરની રાશિના સ્વામી બુધની ઉભી, અને કન્યાની રાશિના સ્વામી ચંદ્રની આડી લીટી જ્યાં મળે છે ત્યાં ૧ છે. માટે તેનો ગુણક ૧ થયો; ગણના કોષ્ટકમાં વરના ગણદેવની ઉભી, અને કન્યાના ગણદેવની આડી લીટી જ્યાં મળે છે, ત્યાં ૬ લખેલા છે. માટે ગણનો ગુણક ૬ થયો; કુટના કોષ્ટકમાં વરની રાશિ કન્યા તેની ઉભી, અને કન્યાની રાશિ કર્કની આડી લીટી જ્યાં મળે છે, ત્યાં ૭ છે. માટે કુટનો ગુણક ૭ થયો; નાડીના કોષ્ટકમાં વરની નાડી આદ્યની ઉભી, અને કન્યાની નાડી મધ્યની આડી લીટીઓ જ્યાં મળે છે ત્યાં ૮ છે માટે નાડીનો ગુણક ૮ થયો. એ રીતે આવેલા ગુણક અનુક્રમે ૦-૮ ૦॥-૧॥-૩-૧-૬-૭-૮ નો સરવાળો કર્યો, તો ગુણક ૨૭ થયો.

વિશેષ ખુલાસો—ઉપર બતાવ્યા પ્રમાણે નીચે લખેલા કોષ્ટકો ઉપરથી ગુણક જોતા પણ વર ને કન્યા બેઉની રાશિઓના સ્વામીઓ પરસ્પર મિત્ર હોય ને કુટના ૭ ગુણક મળેલા હોય તો ગણના કોષ્ટકમાં ગમે તેટલા ગુણક હોય તે ન લેતાં ગણના ગુણક ૬ જાણવા. વર અને કન્યાની એક રાશિ અને નક્ષત્ર જુદાં હોય અથવા બેઉની રાશિ એક નક્ષત્ર એક ને ચરણ જુદા હોય તો મૈત્રી, ગણ, અને નાડીના કોષ્ટકોમાં ગુણક ન લેતાં મૈત્રીના ૫, ગણના ૬, અને નાડીના ૮ ગુણક જાણવા તથા નૃદૂર હોય તો તે ખરાબ છે છતાં પણ શુભ જાણવું. કુટના કોષ્ટકમાં ગુણક ૦ હોય પણ સ્ત્રી દૂર હોય અને વર તથા કન્યાની યોનિમાં મીત્રના હોય તો તેના ૪, ને યોની મીત્રના તથા સ્ત્રી દૂર બેમાંનું એક હોય તો ૧, ને એકે ન હોય તો ૦ તેમજ કોષ્ટકમાં ૭ ગુણક હોય પણ નૃદૂર હોય ને બેઉની યોનિઓ શત્રુ હોય તો તેના ૬ ગુણક જાણવા તેમજ કોષ્ટકમાં ૭ ગુણક હોય પણ વર અને કન્યાના બેઉનાં નક્ષત્ર એક હોય ને તેના એકજ ચરણમાં જન્મ હોય તો તેનો ગુણક ૦ જાણવો.

## યોનિ કોષ્ટક.

| વર / કન્યા | ઘોડો | હાથી | બકરો | સાપ | કૂતરો | બિલાડી | ઊંદર | ગાય | ભેંસ | વાઘ | હરણ | વાંદર | નોળીયો | સિંહ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘોડો | ૪ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૦ | ૧ | ૩ | ૨ | ૨ | ૧ |
| હાથી | ૨ | ૪ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ |
| બકરો | ૨ | ૨ | ૪ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૧ | ૨ | ૦ | ૨ | ૧ |
| સાપ | ૧ | ૧ | ૨ | ૪ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ |
| કૂતરો | ૨ | ૨ | ૨ | ૧ | ૪ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૦ | ૨ | ૨ | ૧ |
| બિલાડી | ૨ | ૨ | ૨ | ૧ | ૨ | ૪ | ૦ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ |
| ઊંદર | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૦ | ૪ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૨ |
| ગાય | ૩ | ૨ | ૩ | ૧ | ૨ | ૨ | ૨ | ૪ | ૩ | ૦ | ૨ | ૨ | ૨ | ૧ |
| ભેંસ | ૦ | ૩ | ૩ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ |
| વાઘ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૧ | ૨ | ૦ | ૧ | ૪ | ૧ | ૧ | ૨ | ૧ |
| હરણ | ૩ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૪ | ૨ | ૨ | ૧ |
| વાંદર | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૨ | ૪ | ૨ | ૧ |
| નોળીયો | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ |
| સિંહ | ૧ | ૦ | ૧ | ૨ | ૧ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૪ |

## કૂટ કોષ્ટક.

| વર / કન્યા | મે. | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મે. | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ |
| વૃ. | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ |
| મિ. | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ |
| ક. | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ |
| સિં. | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ |
| ક. | ૦ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ |
| તુ. | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૦ |
| વૃ. | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ |
| ધ. | ૭ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ |
| મ. | ૭ | ૭ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૭ |
| કું. | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૦ |
| મી. | ૭ | ૭ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ |

**તારા કોષ્ટક.**

| વર / કન્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| ૨ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| ૩ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| ૪ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| ૫ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| ૬ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| ૭ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| ૮ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| ૯ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |

**મૈત્રી કોષ્ટક.**

| વર / કન્યા | સૂ | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ |
|---|---|---|---|---|---|---|---|
| સૂ | ૫ | ૫ | ૫ | ૪ | ૫ | ૦ | ૦ |
| ચં. | ૫ | ૫ | ૪ | ૧ | ૪ | ૦॥ | ૦॥ |
| મં. | ૫ | ૪ | ૫ | ૦॥ | ૫ | ૩ | ૦॥ |
| બુ. | ૪ | ૧ | ૦॥ | ૫ | ૦॥ | ૫ | ૪ |
| ગુ. | ૫ | ૪ | ૫ | ૦॥ | ૫ | ૦॥ | ૩ |
| શુ. | ૦ | ૦॥ | ૩ | ૫ | ૦॥ | ૫ | ૫ |
| શ. | ૦ | ૦॥ | ૦॥ | ૪ | ૩ | ૫ | ૫ |

**વસ્ય કોષ્ટક.**

| વર / કન્યા | ચ. | મા. | જ | વ. | કી. |
|---|---|---|---|---|---|
| ચ. | ૨ | ૧ | ૧ | ૦ | ૧ |
| મા. | ૧ | ૨ | ૦॥ | ૦ | ૦ |
| જ. | ૧ | ૦॥ | ૨ | ૧ | ૧ |
| વ. | ૦ | ૦ | ૧ | ૨ | ૦ |
| કી. | ૧ | ૦ | ૧ | ૦ | ૨ |

**વર્ણ કોષ્ટક.**

| વર / કન્યા | બ્રા | ક્ષ | વૈ. | શુ |
|---|---|---|---|---|
| બ્રા | ૧ | ૦ | ૦ | ૦ |
| ક્ષ. | ૧ | ૧ | ૦ | ૦ |
| વૈ. | ૧ | ૧ | ૧ | ૦ |
| શુ. | ૧ | ૧ | ૧ | ૧ |

**ગણ કોષ્ટક.**

| વર / કન્યા | દેવ | મનુષ્ય | રાક્ષસ |
|---|---|---|---|
| દેવ | ૬ | ૫ | ૧ |
| મનુષ્ય | ૬ | ૬ | ૦ |
| રાક્ષસ | ૦ | ૦ | ૬ |

**નાડી કોષ્ટક.**

| વર / કન્યા | આદ્ય | મધ્ય | અંત્ય |
|---|---|---|---|
| આદ્ય | ૦ | ૮ | ૮ |
| મધ્ય | ૮ | ૦ | ૮ |
| અંત્ય | ૮ | ૮ | ૦ |

વર્ગની સમજ—વર્ગ જોવાની રીત—ગણિત વિભાગમાં છે. તેમાંથી વર્ગ જોવા તે વર્ગમાં ગરૂડ અને સાપ, ને બીલાડી ઉંદર, ને સિંહ ને મૃગને, કુતરાને ને મેંઢાને પરસ્પર વેર છે. માટે જો વર અને કન્યા બેઉના વર્ગમાં વેર હોય તો રાશ ( મેલાપક ) સારી નહિ એટલે કે ૧૮ ઉપર દોકડા (ગુણક) આવે તો રાશ સારી જાણવી, પણ ૧૮ થી ૨૦ સુધી ગુણક

હોય અને વર્ગમાં વેર હોય તો બનતાં સુધી રાશ આપવી નહીં ને જો વર્ગમાં વેર હોય પણ ગુણક ૨૦ ઉપર વધારે હોય તો રાશમાં જરા પણ વાંધો સમજવો નહિ એટલે સારી જાણવી. એવા રીતે દરેક તપાસવું છતાં પણ રાશ આપવા માટે બીજું નીચે પ્રમાણે પણ જોવું પડે છે.

( મુહૂર્ત સિંધુ ) ચોખ્ખા મંગળની સમજ.

लग्नेव्ययेचपाताले जामित्रेचाष्टमेकुजे। कन्याभर्तुर्विनाशाय-भर्त्ता कन्या विनाशदः ॥ १ । जामित्रे च यदासौरीर्लग्नेवाहिबुकेऽपिवा। द्वादशे निधनेवापि भौमदोषोनविद्यते ॥ २ ॥ अजे लग्ने व्ययेचापे पातालेवृश्चिके तथा ॥ द्यूने मीने घटेचाष्टौ भौमदोषोन विद्यते ॥३॥ सवलेगुरौ भृगौवा लग्नेद्यु नगेऽपिवाथवाभौमे ॥ वक्रिणि नीचारिगृहस्थेवाऽर्कस्थेऽपिवानकुजदोषाः ।४॥

ચોખ્ખા મંગળની સમજ—વરને ૧।૪।૭।૮।૧૨ મા ભાવમાં (ઘરમાં) મંગળ હોય, તો તેને પાઘડીએ મંગળ જાણવો, ને તે કન્યાને મારતા થાય છે, અને તેજ ભાવોમાં કન્યાને મંગળ હોય તો તેને ઘાટડીએ મંગળ જાણવો, ને તે વરને મારતા થાય છે. પારસી કોમમાં એ રીતે આવેલાં મંગળને મંગળવારો (મંગળનો) ટપકો કહે છે ને એજ જગ્યાએ શનિ હોય તો તેને શનિવાળો ટપકો કહે છે. ને એ સિવાયનાં સ્થાનોમાં મંગળ હોય તો તેને ચોખ્ખો ટપકો કહે છે. તેમાં પુરૂષ મંગળનો હોય તો કન્યા પણ મંગળનીજ હોવી જોઈએ, તોજ રાશિ સારી સમજવી. વર કે કન્યામાંથી એકને મંગળ હોય, ને એકને શનિ હાય, તો તે રાશ સારી જાણવી. એક ને મંગળ ને બીજાને મંગળ કે શનિ બેમાંનું કંઈજ ન હોય તો તેને માટે ઉપર પ્રમાણે ગુણક (દોકડા) મેળવવાથી રાશ (મેલાપક) સારી આવી હોય તો, પણ તે રાશ સારી જાણવી નહીં. કેમ જે મંગળ સાથે ચોખ્ખો કદી ચાલી શકતોજ નથી, પણ શનિ સાથે ચોખ્ખો અને મંગળ બેઉ ચાલી શકે છે. અર્થાત્ મંગળની જગ્યાએ શનિ બેસવાથી મંગળનો દોષ હટાવે છે. પણ તેજ જગ્યાએ શનિ બેસવાથી શનિનો દોષ લાગતો નથી.

તેમજ ઉપર જે સ્થાનોમાં મંગળ બેસવાથી મંગળવારો ટપકો કહેવાય છે. તેજ સ્થાનોમાં એટલે લગ્ને મેષનો, ચોથે વૃશ્ચિકનો, સાતમે મીનનો, આઠમે કુંભનો, ને બારમે ધનનો મંગળ હોય તો મંગળનો દોષ લાગતો નથી. એટલે ચોખ્ખો જાણવો.

તેમજ બળવાન ગુરૂ કે શુક્ર લગ્ને કે સાતમે હોય, અથવા મંગળ વક્રનો, કર્કનો, મિથુનનો, કન્યાનો, કે અંશ [1]અસ્તનો હોય, તો મંગળવારો ટપકો હોય, તો પણ તે મંગળ દોષ કરતો નથી

**(મુહૂર્ત માર્તંડ) વિષ કન્યા યોગો**—જે કન્યા (સ્ત્રી)નો રવિ, મંગળ, કે શનિમાના કોઇપણ વારે જન્મ હોય તે તે દિવસે કૃતિકા, આશ્લેષા, કે શતભિષા, માનું એક નક્ષત્ર હોય, ને ૨।૭।૧૨ માની કોઈપણ તિથિ હોય તો તે વખતે જન્મેલી છોકરી **વિષકન્યા** જાણવી તેમજ બે શુભગ્રહ લગ્નમા શત્રુની રાશિના થઈને બેઠા હોય તો, કે લગ્નમા એક પાપ ગ્રહ શત્રુની રાશિનો હોય તો, કે લગ્નમા શનિ, પાચમે સૂર્ય, અને નવમે મંગળ હાય તો પણ **વિષકન્યા** જાણવી

**(જાતકાલંકાર)** વિશેષ—બે શુભગ્રહ લગ્ને, એક પાપગ્રહ દશમે, અને બે પાપગ્રહ છટ્ઠે હોય તો પણ **વિષકન્યા** જાણવી

**વિષકન્યા યોગનો ભંગ**—વિષ કન્યાયોગ થયો હોય પણ લગ્નથી સાતમાનો સ્વામી અથવા ચંદ્રથી સાતમાનો સ્વામી કે શુભગ્રહ સાતમા સ્થાનમાં હોય તો **વિષકન્યા** યોગનો ભંગ થાય છે અર્થાત્ **વિષકન્યા** જાણવી નહિ

જે કન્યાને **વિષ કન્યા** યોગ થયો હોય, તે પોતાના વરને (સ્વામીને) મારતા કે ઘણું નુકશાન કરનાર થાય છે માટે સારી રાશ હોય, તો પણ લગ્ન કરવા ઠીક નહિ

**(મુહૂર્ત માર્તંડ)**—મૂળ નક્ષત્રના ૧।૨।૩ ચરણમા જન્મેલી કન્યા પોતાના સસરાને, આશ્લેષાના ૨।૩।૪ ચરણમા જન્મેલી સાસુને, જ્યેષ્ઠાના ૪ થા ચરણમા જન્મેલી પોતાના જેઠને, ને વિશાખાના ૪ થા ચરણમા જન્મેલી પોતાના દિયરને મારે છે એજ પ્રમાણે પુરૂષનો જન્મ હોય તો, તેના સાસુ, સસરાને, અને જેઠ દિયરની જગ્યાએ મોટા નાના સાળાને મારનાર થાય છે પણ જેને સાસુ, સસરા, વિગેરે હોયજ નહિ તો તેને માટે લગ્ન કરતાં કંઈ અડચણ નથી

ઉપર પ્રમાણે દરેક રીતે રાશ સારી આવી હોય તો પણ **વર** અને **કન્યાના** આવરદા તપાસવા ને તે બેઉના ગ્રહો મેળવતા ભવીષ્ય સારૂં છે કે કેમ તથા પ્રજા સુખ સારૂં છે કે કેમ તે દરેકનો નિશ્ચય કરતા ગ્રહો મળતા આવે તોજ આવેલી રાશ મળતી સમજવી

---

૧ અસ્તના અંશો પૃષ્ટ ૨૨ ની ટીપમા છે

# પ્રકરણુ ૧૫ મું.

## લગ્નાદિ બારે ભાવોનાં ફળ બાબત.

### બળવાન અને નિર્બળ ગ્રહો જાણવા બાબત.

જે ગ્રહ ઉચ્ચનો, સ્વગ્રહી, મૂળ ત્રિકોણનો, મિત્રની રાશિમાં, શુભ ગ્રહે યુક્ત (સાથે) શુભ ગ્રહે જોયેલો, ૬।૮।૧૨ શિવાયના સ્થાનમાં હોય, ને ૬।૮।૧૨ મે હોય છતાં સ્વગ્રહી હોય, ભાવને પામેલો, આરોહી, બળવાન, એટલે શડ્બળમાં ૬ થી વધારે બળવાળો, સપ્તક વર્ગમાં ૨થી વધારે બળ, તેમજ અષ્ટક વર્ગમાં ૩ થી વધારે રેખા, ને દશ વર્ગમાં પારિજાતાદી બળ પામેલો, ઉદયનો માર્ગી, યુદ્ધમાં જીતેલો, સપ્તક વર્ગમાં શુભ ગ્રહની રાશિનો, પીડીત ન હોય, અશુભ ૬।૮।૧૨ સ્થાનનો સ્વામી ન હોય, કે અશુભ સ્થાનના સ્વામી સાથે ન બેઠો હોય, તેને **બળવાન** જાણવો, ને તે ગ્રહની રાશિ જે ભાવમાં હોય, તે ભાવનું સારૂ ફળ જાણવું. ગ્રહ ઉપર કહેલા બળોમાંનું એક પણ બળ પામ્યો હોય તો બળવાન જાણવો. પણ જો તેમાંના બે ત્રણ ચાર એમ વધારે બળ પામ્યો હોય તો જેમ જેમ વધારે બળ પામે તેમ તેમ વિશેષ ને વિશેષ બળવાન જાણવો.

જે ગ્રહ, નીચનો બીજા પાપગ્રહની રાશિનો, શત્રુની રાશિનો, પાપ ગ્રહ યુક્ત, (સાથે) પાપગ્રહની દૃષ્ટિવાળો, શુભગ્રહની દૃષ્ટિ કે સમાગમ વિનાનો ૬।૮।૧૨ મે, સંધીને પામેલો, અવરોહી, નિર્બળી એટલે શડ્બળમાં ૩ થી ઓછા બળવાળો, સપ્તક વર્ગમાં ૧ થી ઓછા બળવાળો, અષ્ટક વર્ગમાં ૩ થી ઓછી રેખાવાળો, દશ વર્ગમાં પારિજાતાદિ બળ ન પામ્યો હોય, અસ્તનો, કે અસ્ત થવાની તૈયારીનો, વક્રનો, યુદ્ધમાં હારેલો, સપ્તક વર્ગમાં પાપગ્રહની રાશિનો, પીડીત હોય, ૬।૮।૧૨ મે હોય, કે તેના સ્વામી સાથે બેઠો હોય, તેને **નિર્બળ** જાણવો, ને તે પોતાની રાશિવાળા ભાવના સુખનો નાશ કરે છે. ઉપર પ્રમાણે ગ્રહ એકજ રીતે નીર્બળી થયો હોય તો તેને નીર્બળી જાણવો પણ ઘણે પ્રકારે નીર્બળી થયો હોય તો વધારે ને વધારેજ ખરાબ જાણવો. દાખલો—ગ્રહ નીચનો હોય તોની-

બંળી પણ નીચનો છે ને સાથે શત્રુની રાશિનો પાપગ્રહ યુક્તને સંધીગત છે તો તે ઘણોજ ખરાબ થયેલો છે એમ જાણવું.

તેમજ કેટલાક કારણ બળવાનનાં હોય ને કેટલાક નીર્બળીનાં હોય તો તે સારૂં ને માઠું મીશ્ર ફળ ( મધ્યમ ફળ ) આપશે. પણ જો બળવાન વધારે ને નિર્બળી થોડા હોય તો સારૂં ફળ આપે; બળવાન થોડા ને નિર્બળી વધારે હોય તો ખરાબ ફળ વધારે ને જુજજ સારૂં ફળ જાણવું.

**ભાવેશની સમજ**—પહેલા ભાવના સ્વામીને લગ્નેશ, બીજાનાને ધનેશ, ત્રીજાનાને સહજેશ કે પરાક્રમેશ, ચોથાનાને સુખેશ, પાંચમાનાને પંચમેશ ને સુતેશ, છઠ્ઠાનાને ષષ્ટેશ, સાતમાનાને જાયેશ ને સપ્તમેશ, આઠમાનાને અષ્ટમેશ, નવમાનાને ધર્મેશ ને ભાગ્યેશ, દશમાનાને રાજ્યેશ, અગીઆરમાનાને લાભેશ અને બારમાના સ્વામીને વ્યયેશ કહે છે. દાખલો—લગ્નમાં જે રાશિ હોય તેનો જે સ્વામી તેનેજ લગ્નેશ જાણવો એ પ્રમાણે ધનેશ, સપ્તમેશ એમ જ્યાં જ્યાં લખ્યું હોય તે પરથી ધનેશ તે બીજા ભાવનો ને સપ્તમેશ તે સાતમા ભાવનો સ્વામી છે એમ સમજવું તેમ દરેક ભાવને માટે ઉપર મુજબ જાણવું.

## સાધારણ ભાવવિચાર. ( જાતકપારિજાત ).

૧—જ્યોતિષ શાસ્ત્રના, શણગારરૂપ (માનનીય) મુખ્ય ગ્રંથોમાં શુભ ને અશુભ ગ્રહોના બળથી જે જે ભાવફળ, મનુષ્યોનું કહ્યું છે. તે તે આ ગ્રંથમાં કહું છું.

જે જે ભાવમાં બુધ, ગુરૂ, શુક્ર બેઠા હોય, કે તે ગ્રહો જે જે ભાવને જોતા હોય, ને તેમાં પાપગ્રહ ન હોય, કે જોતા પણ ન હોય, તો તે તે ભાવમા જે જે બાબત જોવાતી હોય, તે તે બાબતનું સારૂં ફળ કરે છે. **વિશેષ**—જે ભાવમાં પોતાનો સ્વામી બેઠો હોય કે જોતો હોય તે ભાવનું શુભ ફળ જાણવું.

૨—જે ભાવમાં શુભ ગ્રહની રાશિ હોય, ને તેમાં તેનો સ્વામી બેઠો હોય, કે જોતો હોય તો તે ભાવમાં જોવાતી દરેક બાબતોનું સારૂં સુખ મળે છે. અને પાપગ્રહ બેઠા હોય, કે જોતા હોય તો તે ભાવનું સારૂં ફળ આપતા નથી.

૩—જે ભાવમાં નીચનો, કે શત્રુની રાશિનો ગ્રહ બેઠેલો હોય. તે ભાવનું સુખ મળતું નથી. ને જે ભાવમાં મૂળ ત્રિકોણ, ઉચ્ચ, ને મિત્રના ઘરમાં **શુભ કે પાપ** ગમે તે ગ્રહ હોય તો પણ તે ભાવનું સારૂં સુખ આપે છે.

૪—જે ભાવનો સ્વામી ૬-૮-૧૨, મે હોય તે ભાવનું, ને જે ભાવમાં ૬-૮-૧૨ માનો સ્વામી બેઠો હોય. તે ભાવનું સારૂં સુખ થાય નહિ. પણ તે ભાવ ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સારૂં સુખ મળે છે. વિશેષ—જે જે ભાવનો સ્વામી પોતાના ભાવથી ૬।૮।૧૨ મે પાપગ્રહ થઇ બેઠો હોય તે ભાવનું અશુભ ફળ કરે છે. ને શુભગ્રહ હોય તો સારૂ તેમજ ખરાબ કંઈ પણ ફળ કરતો નથી.

૫—જે ભાવનો સ્વામી લગ્નથી કેન્દ્ર ત્રિકોણ (૯।૫) માં હોય, ને તેને શુભ ગ્રહ જોતો હોય, તે ભાવનું કે જે ભાવનો સ્વામી ઉચ્ચનો, મૂળ ત્રિકોણનો, સ્વગ્રહી, કે મિત્રના ઘરનો બળવાન હોય, તે ભાવનું સુખ સારૂં જાણવું.

૬—જે ભાવનો સ્વામી પોતાના ભાવથી ૯।૫।૪।૭।૧૦ મે હોય તે ભાવના સ્વામી અને શુભગ્રહો સાથે પાપગ્રહ અને પાપગ્રહની દૃષ્ટિરહિત બેઠો હોય તો તે ભાવનું સારૂં ફળ જાણવું. ને તેમ ન હોય તો તે ભાવનું સારૂં ફળ આપી શકતો નથી. ને તે ગ્રહ શુભ તથા પાપગ્રહ સાથે બેઠો હોય, કે શુભ અને પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો થોડું સારૂં ફળ આપે છે.

૭—જે ભાવનો સ્વામી આઠમે, કે અસ્તનો, નીચનો, કે શત્રુની રાશિનો હોય, ને તેને શુભગ્રહ જોતા કે સાથે ન હોય, તો તે ભાવના સુખનો નાશ થાય છે એવી રીતે જે ભાવમાં ગ્રહ હોય, તેનાથી લગ્નાદિ ભાવનું ફળ કહેવું. એ રીતે દરેક ભાવનું ફળ જોવું.

૮—જે ભાવનો સ્વામી ૬।૮।૧૨ મે હોય, કે શત્રુની રાશિનો, અસ્તનો કે નિર્બળી હોય, તે ભાવનું સારૂં ફળ આપતો નથી.

૯—જે ગ્રહ ૬-૮-૧૨ મે હોય, કે નવમાંશમાં નીચ શત્રુને પાપ ગ્રહની રાશિનો હોય, એવો ગ્રહ નવમાંશમાં ઉચ્ચનો, કે મિત્રના ઘરનો કે શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો તે શુભફળ આપે.

૧૦—જે ભાવનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિનો સ્વામી ૬।૮।૧૨ મે હોય, તો તે ભાવનું ખરાબ ફળ જાણવું. પણ તે રાશિનો સ્વામી ઉચ્ચ મિત્ર કે પોતાના ઘરનો હોય તો તે ભાવનું સારૂં ફળ આપે.

૧૧—જે ભાવમાં ૨।૩। કે ૧૧ મા ભાવના સ્વામીની રાશિ હોય, તે ભાવનું સારૂં ફળ આપે છે. અને જે ભાવનો સ્વામી મિત્ર કે ઉચ્ચની રાશિમાં બેઠો હોય, તો તે ભાવનું સારૂં ફળ આપે છે પણ તે જે રાશિમાં બેઠો છે, તે રાશિનો સ્વામી અસ્તનો, શત્રુ કે નીચ રાશિનો ન હોય તોજ આપે છે.

૧૨—જે ગ્રહ જન્મ કુંડળીમાં જે ભાવમાં બેઠો હોય, તે ભાવના સ્પષ્ટ ભાવના કોઠામાં જેટલા અંશ હોય, તેના સરખા અંશનો હોય, તો તે તે ભાવનું સંપૂર્ણ ફળ ( જેવું ફળ આપનો હોય તેવું ) આપે છે ને ભાવના અંશથી ઓછો કે વધારે હોય તો તેનું ફળ ત્રૈરાશિકથી ઓછું કે વધારે કહેવું.

**સમજ**—ભાવ સંબંધી શુભ ફળ અથવા સુખ કહેવામાં આવે ત્યાં ભાવમાં કહેલી ખરાબ બાબનોનો નાશ અને સારી બાબતોનો વધારો જાણવો. જેમ કે ૬ ઠ્ઠા ભાવનું દુઃખ એટલે રોગ અને શત્રુનો વધારો મોસાળ પક્ષનો નાશ, સાસુ સસરા તરફથી દુઃખ અને ૬ઠ્ઠા ભાવનું સુખ અથવા શુભ ફળ એટલે રોગ શત્રુનો નાશ, સસરા તથા મોસાળ પક્ષથી લાભ વિગેરે જાણવુ.

પહેલા ભાવનું ફળ ( જાતકપારિજાત )

कुंडली कल्पतरु—यदा शुक्र भौमौ जनुः पापदृष्टौ मदद्वादशे वातरोगी नरःस्यात । परंकौर्प्यं कर्कांशके पापयुक्ते हिमांशौभवेद्गुप्तरोगीनरोऽयम् ॥३२॥ यदापापयोर्मध्यगःशीतरश्मि र्मंदेचोष्णरश्मिः क्षयीश्वासगुल्माः । गृहेवांशकेचंद्रसूर्यौमिथश्चे द्युतौचैकराशौ कृशस्त्वंनराणाम ॥३३॥ तृतीयेतथापंचमेचापिधर्मे गताःपापखेटा न दृष्टाःशुभैश्चेत् । तदाकर्णघातंनराणांमकुर्यु र्युताःसप्तमेदन्तघातंविदध्युः ॥३४॥ सर्वेगगनभ्रमणे द्रेष्टोलग्नेभवेन्महीपालः ॥ वलिभिःसमस्तसौख्यो विगतभयोदीर्घजीवीच ॥३५॥

जातकसंग्रह—कविर्गुरुर्भानुर्भौमौ स्थिरमकृतिदायकाः । राहुमंदाचयत्रस्थौ तत्रस्यात्कृष्णलांछनम् ॥३६॥ सौम्योलग्नपतिर्लग्ने लग्नंवायदिवीक्षिते ॥ गतक्लेशश्चिरायुश्च सुखीलोकस्तदाभवेत् ॥३७॥

जातक मुक्तावल्याम्—यदाशुक्रोथवाभौमो लग्नस्योपिनिशाकरः । द्वादशाब्देभवेत्तस्य मस्तकेचिन्हदर्शनम ॥ ३८ ॥ कुजेसौम्ये यवालग्ने राहुःपष्ठत्रिकोणगः ॥ लिंगेगुदेभवेचिन्हं तिलमाषादिकं स्फुटम् ॥३९॥ धर्मस्थानेयदाशुक्रे त्वष्टमेपिदिवाकरे ॥ कर्मगौराहु

मंदोच्चे क्षाभौचिन्हंसमादिशेत् ॥४०॥ व्ययस्थाने यदामंत्री बुधोपि त्रिषडायगः ॥ सहजस्थोयदाशुक्रो हृदिचिन्हंसमादिशेत् ॥४१॥

यवनः-धनाश्रितेभूतनयेसुखेथवा सौरेव्ययस्थेऽरिनवांशसंस्थे । उन्मत्तरूपोत्रभवेन्मनुष्यः सर्वत्रनिद्यःकृतधिङ्मतिश्च ॥४२॥

वृद्ध होराप्रकाश-यदिभवंतिहिजन्मतनौभवेत् तनुगतारविराहु कुजार्कजाः । रुधिरपांडुकरापरितापदाः शुभतरागदघातकराविदुः ॥४३॥ गुरुशशांकबुधास्फुजितस्तनौ वपुषिपुष्टिकराः शुभकांतिदाः ॥ गदविनाशकराकथिताबुध रपिखलाकृषतापकराः पराः ॥ ४४ ॥

जातकाभरण-भानोर्द्वितीयेभवनेशनिश्चे निशीथिनीशोगगनऽ श्रितश्च । भूनंदनोवै मदनेतदानींस्यान्मानवो हीनकलेवरःसः ॥४५॥ पापांतरालेच भवेत्कलावां स्तथार्कसूनुर्मदना लयस्थः । कलेवरंस्या द्विकलंचतस्य श्वासक्षयप्लीठकगुल्मरोगैः ॥४६॥ व्ययेरिभावे निधने धनेच निशाकरारार्कशनैश्चराःस्युः । बलान्वितास्तेत्वनिलाधिकत्वा तेज्जोविहीनेनयनेप्रकुर्युः ॥४७॥ पापास्त्रिपुत्रायगता भवंति विलोकिता नैव शुभैर्नभोगैः । कुर्वंतिते कर्ण विनाशनंच जामित्र याताखलु दंतघातम् ॥ ४८ ॥ धनव्ययस्थानगतश्चशुक्रो वक्रोथवा कर्णरुजंकरोति । नक्षत्रनाथो यदितत्रसंस्थो दृग्दोषकारी कथितो मुनींद्रैः ॥ ४९ ॥

भावकुतुहल-दुष्टस्थानगतोयस्य चंद्रलग्नेश्वरोयदि । कार्श्यंगद भयंनित्यं वितनोतिरिपूद्‌यम् ॥५०॥ निजोच्चे निजभे वर्गे स्वकीये लग्नेपेयदि ॥ दीर्घायुःसुखसन्तप्तो बलीभोगी प्रजायते ॥ ५१ ॥

वृहत्पाराशर होरा-देहाधिपश्चंद्रगृहाधिपोवा तृतीयरिःफारिगतो बलःस्यात् । नोचास्तगव्दयष्टगृहे स्थितोवा कार्श्यंशरीरेऽति गदंकरोति ॥५२॥ केंद्र त्रिकोणेपुनयस्य पापा लग्नाधिपो सुरगुरु श्चतुरध्मस्थः ॥ भुक्त्वा सुखानि विविधा निचपुण्यकर्मा जीवेत्तु

वर्षशतमेवविमुक्तरोगः ॥९३॥ जीवः शुक्रो बुधश्चंद्रो लग्ने शशसि मन्वितः ॥ लग्नात् केंद्रगतश्चैव राजलक्षणसंयुतः ॥९४॥

૧—લગ્નમાં શરીર, વર્ણ, સ્વરૂપ, લક્ષણ, યશ ગુણ, સ્થાન, સુખ, દુ ખ, પરદેશમા રહેવુ, તેજ, બળ, દુર્બળતાના ફળોને જોવા એમ મુનિયોએ કહ્યું છે

૨—લગ્નમા શુભગ્રહની રાશિ ૨-૩-૪-૬ ૭-૯-૧૨ હોય તો બહુ જીવનાર, રાજાથી માન પામનાર, સુખી થાય ને તે લગ્નપર લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય તો ધનવાન, તીવ્ર બુદ્ધિવાળો, કુળન યશ વધારનાર થાય

૩—લગ્નના નવમાશના સ્વામીથી યા બળવાન ગ્રહથી, શરીરનું સ્વરૂપ, આકૃતિ ને લક્ષણો કહેવા નવમાશમા ચદ્ર જે રાશિનો હોય, તેના સ્વામીથી વર્ણ કહેવો, ને લગ્નની રાશિથી બધા શુભ ને અશુભ ફળ કહેવા

૪—(ત્રિકોણમા) નવમા પાચમામાં, કેન્દ્રમા લગ્નનો સ્વામી શુભ ગ્રહો સાથે યા શુભની દૃષ્ટિવાળો કે શુભગ્રહના ઘરમાં બળવાન હોય તો ચાર સમુદ્ર સુધી આબરૂને મેળવે

૫—લગ્નનો સ્વામી છઠ્ઠે, આઠમે, બારમે, પાપગ્રહો સાથે, યા તેમની દૃષ્ટિવાળો, કે પાપની રાશિમા રહેલો હોય ને માણસ પ્રસિદ્ધ થતો નથી

૬—લગ્નનો સ્વામી લગ્નમા હોય તો યશવાળો, યા બીજા ભાવમા ઉચ્ચ મિત્ર ને પોતાના ઘરની રાશિમા હોય તો બહુ આબરૂદાર થાય છે. ખરાબ સ્થાન ૬-૮-૧૨ મે હોય તો દુષ્ટ અને ઘણી મુસાફરી કરવાથી શરીર નાશ પામે છે ત્રિકોણ ને કેન્દ્રમા શુભ ગ્રહ સાથે હોય તો શુભ યાત્રામા સુખ ભોગવનાર થાય

૭—લગ્નનો સ્વામી પાચમાના સ્વામી સાથે પાચમે હોય અથવા નવમાના સ્વામી સાથે નવમે હોય વા લગ્નમા હોય તો તેનો બાપ યશવાન થાય. ત્રીજાનો સ્વામી લગ્નમાં લગ્નકારક ગ્રહ સાથે હોય, ને બને બળવાન હોય તો ભાઇઓ કીર્તિવાળા થાય

૮—પાચમાનો સ્વામી, યા બુધ, લગ્ન કે ચોથા સ્થાનમા લગ્નના સ્વામી સાથે હોય ને પાપ ગ્રહની દૃષ્ટિ રહિત બળવાન હોય, તો વિદ્યા ન યશવાળો થાય

૯—નવમા અથવા પહેલાનો સ્વામી અનુક્રમે નવમે કે પહેલે ભાવે બેઠો હોય યા નવમાનો સ્વામી પહેલે અને પહેલાનો સ્વામી નવમે ભાવે

ગુરૂ સાથે કે ગુરૂની દૃષ્ટિવાળા હોય, તો તે માણસ જીન્દગી પર્યંત **ભાગ્યવાન** થાય.

૧૦—ઉચ્ચનો મિત્ર ગ્રહ, લગ્નના સ્વામીથી બારમે બેઠો હોય, અથવા ઉચ્ચનો મિત્ર ગ્રહ, જોતો હોય, યા લગ્નના સ્વામીની રાશિમાં મિત્ર ગ્રહ હોય તો **જન્મેલો** માણસ પોતાની જન્મભૂમિમાં રહે.

૧૧—સ્થિરરાશિના લગ્નનો સ્વામી, સ્થિર રાશિમાં બેઠો હોય, અને સ્થિરરાશિમાં બેઠેલા ગ્રહો તેનાપર દૃષ્ટિ કરતા હોય તો પોતાના દેશમાં **ભાગ્યવાન,** બહુ ધનવાન થાય.

૧૨—લગ્નનો સ્વામી પાપગ્રહ થઈ લગ્નથી છઠ્ઠે હોય, યા પાપરાશિમાં બેઠેલા શનિ સાથે હોય, તો શુદ્ર જેવો થાય છે. ઉપલા દાખલામાં શનિને બદલે રાહુ કે કેતુ હોય તો ચાંડાળ, ને નીચ વિચારવાળો થાય.

૧૩—બળવાન લગ્નનો સ્વામી શુભ રાશિમાં હોય, તો તે માણસ પુષ્ટ થાય છે. લગ્નમાં રહેલો ગ્રહ નીચ કે શત્રુરાશિમાં હોય, યા છઠ્ઠા, **આઠમા કે બારમાનો** સ્વામી હોય તો શરીરે દુઃખી થાય.

૧૪—લગ્નનો સ્વામી લગ્નમાં હોય અથવા લગ્નને જોતો હોય; ને છઠ્ઠા, આઠમા ને બારમાનો સ્વામી એ ત્રણે શત્રુ કે નીચ રાશિમાં નિર્બળ હોય, તો પોતાની દશામાં સારૂં ફળ આપતા નથી.

૧૫—જળરાશિના **લગ્નમાં** શુભ ગ્રહો બેઠા હોય, યા લગ્નનો સ્વામી જળગ્રહ (ચંદ્ર-શુક્ર) હોય, ને તે બળવાન હોય ને શુભગ્રહો સાથે બેઠો હોય, તો તે **શરીરે** પુષ્ટ થાય. એમ જોશીઓ કહે છે.

૧૬—લગ્નનો સ્વામી **આઠમા** ભાવમાં શુષ્ક રાશિ (૧–૫–૯–૨ ૬–૧૦) માં હોય, તો શરીરે બહુ દુઃખી ને દુર્બળ થાય. લગ્નનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિનો **સ્વામી** શુષ્કગ્રહ (સૂર્ય, મંગળ, શનિ) હોય તો દુર્બળ શરીરવાળો જોશીઓ કહે છે.

૧૭—લગ્નનો સ્વામી બે શત્રુ ગ્રહના વચમાં હોય, તો શત્રુના ભયવાળો થાય. રાહુ, કેતુ **લગ્નમાં** હોય, યા લગ્નનો સ્વામી ૬–૮–૧૨ મે હોય તો તેની દશામાં કે છઠ્ઠા ઘરના **સ્વામી**ની દશા અન્તર્દશામાં શરીરે કોઇ ભાગમાં ખોડ આવે છે. લગ્નમાં છઠ્ઠા ઘરનો સ્વામી રાહુ સાથે બેઠો હોય તો મનુષ્યોને શરીરે વ્રણ થાય.

૧૮—પાપગ્રહ સાથે **લગ્નનો** સ્વામી ૬–૮–૧૨ મે હોય તો શરીર સુખ રહિત, યા છઠ્ઠા ભાવના સ્વામી સાથે લગ્નનો સ્વામી દુઃસ્થાન ૬–૮–૧૨ મે અથવા **લગ્નમાં** બેઠો હોય તો રોગી થાય.

૧૯—પાપગ્રહ લગ્નમાં હોય, ને લગ્નનો સ્વામી નિર્મળ હોય, તો રોગી થાય લગ્નનો સ્વામી નિર્બળ હોય તો ક્રોધ કરનાર, યા કેન્દ્ર ત્રિકોણમા હોય રોગ વિનાનો થાય

૨૦—લગ્નનો સ્વામી જે રાશિમા હોય, તે રાશિનો સ્વામી આઠમા ભાવમા હોય તો દુર્બળ શરીરવાળો થાય ભાવોના સ્વામીઓ જે રાશિમાં હોય, તે રાશિના સ્વામીઓ દુ:સ્થાન ૬-૮-૧૨ મે બેઠા હોય, તો તે ભાવોનું ફળ ખરાબ સમજવુ.

૨૧—રાહુ અને મ ગળ કે રાહુ અને શનિ, ભેગા હોય તો રસ-વિકાર થાય લગ્નમા મંગળ બેઠો હોય તો નાભિ, ઘૂટણ અને વૃષણમાં રોગ થાય. અથવા ઝાડા થાય

૨૨—લગ્નમાં શુભગ્રહ, શુભગ્રહોની દષ્ટિવાળો હોય, અને લગ્નમાં એકે પાપગ્રહ ન હોય, તો તે માણસ જન્મથી સુખી થાય પણ લગ્નમા બહુ પાપગ્રહો હોય તો બાલ્યાવસ્થાથી મરણ સુધી દુ ખ ભોગવે

૨૩—લગ્નમા શુભગ્રહ, બીજામા ને કેન્દ્રમા પાપગ્રહ હોય, ને લગ્નનો **સ્વામી** ઉત્તમાંશ બળ પામ્યો હોય તો નાનપણમા દુ ખી ને પછીથી સુખી થાય

૨૪—લગ્નનો સ્વામી શુભરાશિમા શુભગ્રહની દષ્ટિવાળો, કે ગોપુરાંશ બળ પામ્યો હોય તો તે ૧૬ મા વર્ષ પછી સુખી થાય

૨૫—લગ્નનો સ્વામી નવમાંશમા જે રાશિમા હોય, તે રાશિનો સ્વામી કેન્દ્ર, ત્રિકોણ, કે ઉચ્ચરાશિમા કે ઉચ્ચનો થઇ, અગીયારમા ભાવમા હોય ને બળવાન હોય તો તે માણસ ત્રીસમા વર્ષ પછી સુખી થાય

૨૬-૨૭-૨૮—રવિ વગેરે ગ્રહો લગ્નને જોતા હોય, તો અનુક્રમે નીચે પ્રમાણે ફળ જાણવુ સૂર્ય જોતા હોય, તો રાજાની સેવા કરનાર, બાપનું ધન મેળવનાર થાય ચદ્ર, પાણીને લગતો ધધો કરનાર, ધનવાન થાય મ ગળ, ધર્મવાળો, સ્થૂલલિંગવાળો થાય બુધ, વિદ્યા ચિત્રકળાથી યશવાળો થાય. ગુરુ, રાજાથી માન પામનાર વ્રત કરનાર થાય શુક્ર, વેશ્યામા પ્રીતિવાળો, ધનવાન, સુખી થાય શનિ, મોટી ઉમ્મરની બાયડીવાળો, મલિન લુચ્ચો થાય લગ્નને કોઇ ગ્રહ જોતો ન હોય, તો જોશીએ લગ્નની રાશિમા બે ઠેલા ગ્રહથી કહેવુ

૨૯—લગ્નને લગ્નનો સ્વામી જોતો હોય તો રાજા, યા રાજાને વ્હાલો, સુખી, ધનવાન થાય લગ્નને શુભગ્રહો જોતા હોય તો શુભ, અને પાપ ગ્રહો જોતા હોય તો ખરાબ ફળ સમજવુ

૩૦—લગ્ને બે કે વધારે શુભગ્રહ જોતા હોય તો સુખી, સર્વ જોતા હોય, યા લગ્ને ત્રણ શુભગ્રહ હોય તો રાજા; ને ત્રણ પાપગ્રહ હોય તો દુઃખી થાય છે.

૩૧—લગ્નનો સ્વામી બળવાન હોય ને પાપગ્રહોની દૃષ્ટિ વિનાનો કેન્દ્રમાં રહી શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો મરણ થતું નથી. પણ લાંબા આયુષ્યવાળો, ગુણવાન ને રાજ્ય લક્ષ્મીવાળો થાય.

૩૨—જેને ૭ મે કે ૧૨ મે રહેલા, શુક્ર, મંગળ, ને પાપગ્રહ જોતા હોય, તે વાયુનો રોગી થાય. વૃશ્ચિક વા કર્કના નવમાંશમાં પાપગ્રહ સાથે ચંદ્ર હોય તો ગુહ્ય રોગી થાય.

૩૩—જ્યારે પાપગ્રહના મધ્યમાં ચંદ્રમા હોય, ને સાતમે સૂર્ય હોય, તો તે ક્ષય, શ્વાસ, ગુલ્મ (ગોળાના) રોગવાળા થાય. જન્મમાં કે નવમાંશમાં સૂર્ય ચંદ્ર, સામ સામે, કે સાથે હોય, તો શરીર ઘણું કૃશ (પાતળું) રહે.

૩૪—૩।૫।૮।૯ મે રહેલા પાપગ્રહ, ને શુભગ્રહ ન જોતા હોય તો, તે કાનનો રોગી, ને સાતમે રહેલા પાપગ્રહ, ને શુભગ્રહ ન જોતા હોય, તો દાંતનો રોગી કરે છે.

૩૫—સર્વ ગ્રહો લગ્નને જોતા હોય તો, રાજા થાય, તે ગ્રહો બળવાન હોય, તો સર્વ પ્રકારનું સુખ આપે, ને ભયરહિત થઇ ઘણા વર્ષ જીવે છે.

૩૬—સૂર્ય, મંગળ, ગુરૂ શુક્ર, લગ્નમાં બેઠા હોય, તો સ્થીર પ્રકૃતિ થાય, શનિ રાહુ ભેગા જે ભાવમાં હોય તે ભાવ શરીરનો જે ભાગ દેખાડતો હોય, તે ભાગમાં શરીર ઉપર કાળું ચિન્હ થાય.

૩૭—લગ્નમાં લગ્નનો સ્વામી શુભગ્રહ હોય, કે લગ્નને જોતા હોય, તો ઘણા આયુષ્યવાળો, સુખી, ક્લેશરહિત થાય.

૩૮—મંગળ કે ચંદ્ર લગ્નમાં હોય, તો ૧૨ મે વર્ષે માથામાં ચિન્હ થાય.

૩૯—લગ્નમાં મંગળ કે બુધ, અને ત્રીકોણમાં કે છઠે રાહુ હોય, તો લિંગ તથા ગુદા ઉપર તિલ અથવા માંસનું ચિન્હ હોય.

૪૦—નવમે શુક્ર, ૮ મે સૂર્ય ૧૦ મે રાહુ શનિ હોય, તો નાભિ (ડુંટી) માં ચિન્હ થાય છે.

૪૧—૧૨ મે ગુરૂ, ને ૩–૬ કે ૧૧ મે બુધ, અને ૩ જે શુક્ર હોય, તો છાતી ઉપર ચિન્હ થાય.

૪૨—૨ જે કે ૪ થે મંગળ હોય, ને ૧૨ મા ભાવમાં શત્રુના નવમાંશનો શનિ પડયો હોય, તો ભ્રમિત, સર્વ ઠેકાણે નિંદાયેલો ને કૃતઘ્ની થાય.

૪૩—લગ્નમાં સૂર્ય, રાહુ મંગળ, શનિ, હોય તો રૂધિર વિકાર, તથા પરિતાપ કરાવે ને જો શુભગ્રહો હોય તો રોગનો નાશ કરે છે

૪૪—ગુરૂ, શુક્ર, ચંદ્ર, બુધ, લગ્ને હોય તો શરીરની પુષ્ટિ કરનારા, સારી કાંતિને આપનારા, ને સઘળા રોગોનો નાશ કરનારા થાય છે એમ પંડિતો કહે છે પાપગ્રહો હોય, તો શરીર દુર્બળ કરી પરિતાપ કરાવે

૪૫—સૂર્યથી ૨ બીજે શનિ હોય ૧૦ મે સ્થાને ચંદ્ર, ને ૭ મા ભાવે મંગળ હોય તો અંગમા ખોડ આવે છે

૪૬—પાપગ્રહના મધ્ય (વચ)મા ચંદ્ર હોય, ને સાતમે શનિ હોય, તો શ્વાસ, ક્ષય, ગાંઠ, ગોળાના રોગથી પીડા પામે છે

૪૭—૧૨।૬।૮।૨ આ ભાવમા ચંદ્ર મંગળ, સૂર્ય, શનિ, આ ગ્રહ બળવાન થઇને રહ્યા હોય, તો વાયુના રોગથી આખોને વિકાર કરે

૪૮—૩।૫।૯।૧૧ ભાવમા પાપગ્રહ હોય ને શુભગ્રહ જોતા ન હોય તો કાનનો રોગ થાય ૭ મે પાપગ્રહ હોય, તો દાતનો નાશ કરે

૪૯—૨।૧૨ મે શુક્ર કે મંગળ હોય, તો કાનનો રોગ, ને તેમા ચંદ્ર સાથે હોય, તો આખનો રોગ થાય

૫૦—ચંદ્ર, ને લગ્નના સ્વામિ ૬।૮।૧૨ મા ભાવે હોય, તો દુબળો, રોગનો ભય, ને હમ્મેશ શત્રુનો ભય થાય

૫૧—લગ્નેશ પોતાની રાશિમા કે ઉચ્ચમા, કે પોતાના નવમાંશમા હોય, તો દીર્ઘ આયુષ્ય, સુખી, બળવાન ને ભોગ ભોગવનારો થાય

૫૨—લગ્નનો સ્વામી કે ચંદ્રની રાશિનો સ્વામી, બળવાન થઈને ૩-૧૨-૬ કે હોય, કે નીચનો કે અસ્તનો થઇ ૨ જે, ૮ મે હોય, તો શરીરમા દુર્બળતાને ઘણા રોગ થાય

૫૩—કેન્દ્ર ત્રિકોણ (૧-૪-૭-૧૦-૫-૯) મા પાપગ્રહો ન હોય લગ્નનો સ્વામી, ને ગુરૂ ચોથા ને આઠમા ભાવે રહ્યા હોય, તો તે પવિત્ર કાર્ય કરનાર, અને રોગરહિત થાય ને નાના પ્રકારના સુખ ભોગવી ૧૦૦ વર્ષ જીવે છે

૫૪—લગ્નમાં ગુરૂ, શુક્ર, બુધ, કે ચંદ્ર હોય, કે ચંદ્ર સાથે કેન્દ્રસ્થાનમા હોય, તો તે પુરૂષ રાજાનો પ્રીતિપાત્ર થાય

બીજા ભાવનુ ફળ ( જાતકપારિજાત. )

जातका भरणे—भानुभूतनयभानुतनूजै श्रेद्धनस्यभवनंयुतदृष्ट ॥ जायतेह्मिनुजोधनहीनो किंपुन कृशशी क्षितयुक्तम् ॥ १७ ॥

गीर्वाणवन्द्योद्रविणोपयातः सौम्येक्षितश्चेद्रविणं करोति ॥ सोमेनदृष्टो धनभावसंस्थो सोमस्यसूनुर्धनहानिदःस्यात् ॥ ३८ ॥ धनस्थितोज्ञेन विलोकितश्च क्रूरःशशांकोपिधनादिकानाम् ॥ पूर्वार्जितानांकुरुते विनाशं नवीनवित्तंप्रतिबंधनंच ॥ ३९ ॥ वित्तस्थितोदैत्यगुरुःकरोति वित्तागमंसोमसुतनेदृष्टः ॥ सएवसौम्यग्रहयुक्तदृष्टः प्रकृष्टवित्ताप्ति करोनराणाम् ॥ ४० ॥

कुंडली कल्पतरु—शनिःसैंहिकेयोधनेस्त्रीगृहंचे द्धनंनश्यतेतत्स्यगांधर्वनाद्यैः ॥ तयाकुट्टिनीगायनैश्चारणैर्वा सभौमेबुधेनाशनंरक्तपातैः ॥ ४१ ॥ यदाराहुमन्दौधनेसंगृणीस्या त्सचंद्रेससितस्तथा सन्निपातः॥ तथादंतवृद्धिंवदेत्तत्ररोगं यदाराहुकेतुभवेतांधनेवा ॥४२॥ समंदोरविःशुक्रयुक्तोयदिस्या त्तदावैनराणांदरिद्रस्ययोगः ॥ निधीनशोषयेद्रुद्रदेवस्यसोऽय महोमानवानांधनंकिंतदग्र ॥ ४३ ॥ यदामंगलोभानुनामंदगेन युतोवाधनेनाशमायातिकोशः ॥ परक्षीणचंद्रेयुतेतत्रनूनं धनंक्षीयतेचेद्युतोनाशुभैर्वा ॥ ४४ ॥ धनेचंद्रभौमौ धनंदूषयंतो शनेर्दृष्टियोगाद्ध्रुवंमानवानाम् ॥ शनौवाद्वितीयेबुधेनापिदृष्टे धनानांसुवृद्धिंवदेज्जन्मकाले ॥ ४५ ॥ धनेशोधनेवेदशास्त्रावबोधो विपत्तेस्तदाद्रव्यप्राचुर्यकंस्यात् ॥ धनेवोधनेचंद्रदृष्टौधनानां क्षयंक्षीणचंद्रेधनंचांद्रिदृष्टौ ॥ ४६ ॥

वृद्धहोरा प्रकाश—धनगृहंशुभखेटसमन्वितं स्वपतिनाचतथैव विलोकितं ॥ वहुकुटुंवयुतःसमहाधनी सुखसमृद्धियुतःशुभदृष्टियुक् ॥ ४७ ॥ अशुभखेटयुतंधनमंदिरं भवतिनाविधनंः स्वजनोज्झितं ॥ मुखविकारयुतोमुखरेःशठो नृपतिचौरजनाच्चधनक्षयं ॥ ४८ ॥ शुभखलाश्चधनेयदिमिश्रिताः वहुतरःश्रमसाध्यधनःपुमान् ॥ स्वजनतः कलहंभयमग्नित स्तदनुवृद्धिरतिक्षयतस्ततः ॥४९॥ तनुगताश्चशुभाः व्ययगाःखला स्तदनुमिश्रखगाधनभावगाः ॥ स्थिरधनंनहितस्य

करेस्थितं गतधनंपुनरेवधनागमः ॥ ५० ॥ धनगृहाधिपतिःशुभखेटयुक् धनगृहंधनपःपरिपश्यति ॥ वदतिहायनषोडशतःपरं सुखमहोदय भाग्यधनोदयम् ॥ ५१ ॥

यवनजातके—सहस्रनाथोदिनपःप्रदिष्टो लक्षाधिपोरात्रिकरः सदैव ॥ शताधिपोभूतनयस्तथैव कोटीश्वरोचंद्रसुतःसदैव ॥ ५२ ॥ सर्वाधिराजःसुरराजमंत्रि शुक्रोथशंस्वंशनिरल्पतुल्यः ॥ स्वतुंगगाः स्युर्यदिसर्वपते त्वथांतरालेह्यनुपाततःस्यात् ॥ ५३ ॥

वीरजातके—वित्तस्यभवनेस्थैर्य्यं बुधेभानुसमन्विते ॥ प्रिया दलितवित्तंस्या त्स्त्रीग्रहेपुरुषान्विते ॥ ५४ ॥ निषादम्लेच्छसंयुक्ते ग्रहेतत्रसुसंस्थिते ॥ वेश्यागंधर्वनाट्येनतद्धनस्यव्ययोभवेत् ॥ ५५ ॥ पूर्वदेवेज्यदेवेज्यौ धनभावेसमागतौ ॥ व्ययंधनस्यकुरुतः नित्यंभूः सुरस्वःसुरैः ॥ ५६ ॥

भावकुतूहल-धनाधिपोमाननवाय्यभावे बलीयदातिष्ठतिजन्मकाले ॥ रमाविहारालयत्रामिनीवा निजोच्चमित्रालयगोजनानाम् ॥ ५७ ॥

मानसागरी पद्धति—कन्यायांचयदाराहुः शुक्रोभौमःशनिस्तथा ॥ तत्रजातस्यजायेत कुबेरादधिकंधनम् ॥ ५८ ॥ अर्ककेंद्रे यदाचंद्रो मित्रांशेगुरुणेक्षितः ॥ वित्तवान्ज्ञानसंपन्नो जायतेचदानरः ॥ ५९ ॥ स्वक्षेत्रस्थोयदाजीवो बुधःसौरिस्तथैवच ॥ तदाजातः सदीर्घायुः संपत्तिश्चपदेपदे ॥६०॥ लग्नंलग्नेशसंयुक्त यस्यजन्मनि जायते ॥ नमुंचतिगृहंतस्य कुलस्त्रियइवाश्रियः ॥ ६१ ॥ चंद्रेणमंगलोयुक्तो जन्मकालेयदाभवेत् ॥ तस्यजातस्यगेहंतु लक्ष्मीर्नैवविमुंचति ॥ ६२ ॥ मासमध्येतुयत्संख्य दिवसैर्जैयतेपुमान् ॥ तत्संख्य वर्षभुक्तौतु लक्ष्मीर्भवतिनोक्षितम् ॥ ६३ ॥

सारावली-शुक्रः कुटुंबभवने चंद्रेणनिरीक्षितः प्रधनदाता । सौम्यग्रहेण दृष्टः सएव धनदः सदाज्ञेयः ॥ ६४ ॥

सर्वार्थचिंतामणि–सद्बोधनी धनेशेन कर्म नाथो युतोयदि। कर्मेशस्थांशपतिना लाभनाथस्तथाविदुः ॥६५॥ लग्नेशे धनराशिस्थे लाभेशेकर्मसंयुते। धनेशस्यांशपेसौम्ये धनिको नामतो भवेत् ॥६६॥ सहस्र निष्कभर्त्तास्या लग्नेशस्थ नवांशपे। धनेशस्यांशपे सौम्ये गुरुणा वा निरीक्षिते ॥६७॥ लग्नेशे धनराशिस्थे लाभेशे कर्म संयुते। लाभाधिपेनसंदृष्टे गुरुणा वा निरीक्षते ॥६८॥ सहस्र निष्कभर्त्तास्या लग्नेशस्थ नवांशपे। गोपुरांशगते कर्म नाथेनसति वीक्षिते॥६९॥ कर्मेश संयुक्तनवांशनाथ संयुक्तसप्तांशपतौ बलाढ्ये। शुक्रेण देवेंद्रपुरोहितेन दृष्टेसहस्रद्वय निष्कभर्त्ता ॥७०॥ गुरौ लग्नेश संयुक्ते धनेवैशेषिकांशके। केंद्रत्रिकोणगेवापि तदूर्ध्वं वित्तमश्नुते ॥७१॥ लक्षद्वयंधनंयाति चतुष्केंद्रेशुभान्विते। सिंहासने धनेशेपि सति पारावतांशके ॥७२॥ तदूर्ध्वं वित्तपः स्या धन लाभ पती यदा। वृद्धि केंद्रगतौ तौ चेद्बलिनौ भाग्य पस्तथा ॥ ७३ ॥ लग्नांशनाथभाग्येशाः परमोच्चांशसंयुताः ॥ वैशेषिकांशेलाभेश स्तदा कोटीश्वरोभवेत् ॥ ७४ ॥ ऋणग्रस्तोधनेपापे लग्नेशेव्ययसंयुते ॥ कर्मेशेलाभनाथेन युतेदृष्टेविशेषतः ॥ ७५ ॥ दिनेशकरलुप्तस्तु धनेशोनीचराशिगः ॥ पापान्वितेधनेरंध्रे ऋणग्रस्तोभवेन्नरः ॥ ७६ ॥

बृहत्पाराशरहोरायाम्—षष्ठाष्टमव्ययस्थेषु धनलाभाधिपौ स्थितौ ॥ लाभेकुजेधनेराहौ राजदंडाद्धनक्षयः ॥ ७७ ॥ कुटुंबनाथे परमोच्चयुक्ते देवेंद्रपूज्येच समीक्षितेवा तथाविधे तद्भवनेऽभिजातः सहस्ररक्षो भुवनप्रतापी ॥७८॥ तन्नाथे भृगुणा बुधेनसहिते पारावतांशेतथा स्वोच्चे चाथसुहृद्गृहे धनपतौ स्वस्थान कोलाहलः ॥७९॥

૧—ધન, આંખો, સુખ, વાણી, કુટુંબ, ભોજન તેનું ફળ ક્રમથી ધનભાવમાં જોશીઓએ જોવું.

બહુ ધનવાન થવાના ચાર યોગો.

૨—(૧) ધન લાભ ને લગ્ન ભાવમાં પોતાના સ્વામી બેઠા હોય. તો

(૨) ધન ને લાભનો સ્વામી બન્ને અગીયારમે યા મિત્ર કે ઉચ્ચાદિ રાશિયોમા હોય તો (૩) અગીયાર ને બીજાનો **સ્વામી** મિત્ર ગ્રહ થઇ લગ્નમા હોય તો (૪) લગ્નનો સ્વામી બીજા ને **અગીયારમાના** સ્વામી સાથે લગ્નમા હોય તો બહુ ધનવાન થાય.

૩—ધનભાવમાં રહેલો, જોતો, ને ધનનો **સ્વામી,** એ ત્રણ ગ્રહો, પોતાની દશા **અન્તર્દશામાં,** ધનના કારક ગ્રહના અનુસાર ધનનો લાભ આપે

૪—લગ્નનો સ્વામી બળવાન થઇ બીજા ભાવમા હોય, તો ઘણા **પૈસાવાળો** થાય, ને બળરહિત થઇ પાપગ્રહ સાથે હોય તો ઠગ થાય.

૫—ધનમા રહેલો ગ્રહ પાપગ્રહની દૃષ્ટિવાળો હોય ને તે શત્રુ કે નીચની રાશિનો કે **અસ્તનો** હોય, તો તેની **દશામાં** નિર્ધન થાય છે અથવા તે ગ્રહો ગોચર ગ્રહોમા બળવાન પાપગ્રહ સાથે હોય તો પણ એ પ્રમાણે જાણવુ.

૬—બીજે બહુ ગ્રહો **બળવાન** હોય ને ધનકારક હોય યા ઉચ્ચ, મિત્ર કે પોતાની રાશિમા હોય તો મરણ સુધી ધનવાન થાય

૭—બીજાનો સ્વામી ત્રીજાના સ્વામી સાથે **લગ્નમાં** હોય તો ભાઇનું, ચોથાના સ્વામી સાથે લગ્નમા હોય તો માતું, ધન, મળે છે તેમજ જે ભાવના સ્વામી સાથે લગ્નમા હોય, તે ભાવથી ધન મળે.

૮—ધનનો સ્વામી **લગ્નમાં,** ને લગ્નનો સ્વામી ધનમા હોય તો વગર મહેનતથી પૈસો મળે છે, જે ભાવમા લગ્ન ને ધનનો **સ્વામી** હોય, તે ભાવ સબધીથી ધનનો લાભ મળે

૯—બીજે ચદ્રને **શુક્રની** દૃષ્ટિ હોય યા બીજે બુધને શુભ ગ્રહોની દૃષ્ટિ હોય, તો **ધનવાન** થાય

૧૦—ધનનો સ્વામી જે ભાવમા હોય, તે ભાવની વૃદ્ધિ ને તે ભાવ સબધી ધનનો લાભ થાય છે તે ધનનો સ્વામી વક્રગતિવાળો હોય તો બહુ ધનવાન થાય

૧૧—બીજાનો **અગીયારમે,** ને અગીયારમાનો સ્વામી બીજે હોય, વા તે બને **કેન્દ્રમાં** હોય, તો ધનવાન ને પ્રસિદ્ધતાવાળો થાય.

૧૨—ધનનો સ્વામી છઠ્ઠે કે **બારમે,** ને બારમાનો સ્વામી બીજે હોય, યા અગીયારમાનો સ્વામી છઠ્ઠે, **આઠમે, બારમે** હોય તો ધનનો નાશ થાય

૧૩—બારમે ગુરૂ હોય, બીજાનો સ્વામી નિર્બળો હોય, લગ્નપર શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો **ધનનો** નાશ થાય

૧૪--લગ્નનો સ્વામી બીજે ને બીજાનો સ્વામી **અગીઆરમે** હોય. યા અગીયારમાનો સ્વામી લગ્નમાં હોય, તો બહુ ધનવાન થાય.

૧૫—લગ્ન, અગીયારમા, બીજા ને નવમાનો સ્વામી પરમ ઉચ્ચ નવમાંશમાં હોય, યા વૈશેષિકાંશમાં હોય, તો કરોડાધિપતિ થાય છે.

૧૬—બીજાનો સ્વામી સૂર્યના કિરણોથી ઢંકાયેલો (અસ્તનો) હોય, નીચ રાશિમાં હોય; અને પાપષષ્ટ્યંશમાં હોય તો તે **માણસ** દેવાદાર થાય.

૧૭—શનિ, મંગળ ને ગુલિક સાથે **ધનભાવનો** સ્વામી બીજા ભાવમાં હોય, ત્યારે આંખનું દરદ લાગુ પડે છે. બીજા ભાવમાં બહુ પાપગ્રહ શનિની દૃષ્ટિવાળા હોય, તો **આંખોનો** રોગી થાય.

૧૮—બીજાનો સ્વામી શુભગ્રહો સાથે, અથવા શુભગ્રહોની દૃષ્ટિવાળો કે શુભગ્રહોના **નવમાંશમાં** હોય, તો તે માણસની આંખો સારી રહે.

૧૯—બીજે ભાવે કોઈ શુભગ્રહ પોતાના ઉચ્ચાદિ વર્ગમાં હોય, તો તે સુંદર મુખવાળો થાય. બીજે ભાવ શુભગ્રહની રાશિનો હોય, તો તે સુંદર વાણી બોલનાર થાય છે. બીજે ભાવે મંગળ સૂર્યથી જોવાયલો હોય તો આજ્યસ્પર્શ ( રૂધિર વિકાર ) વાળો થાય.

બીજા ભાવમાં **રાહુપર** પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો કોદરા વિગેરે અનાજ ખાનાર થાય.

૨૦—બીજા ભાવનો સ્વામી **કેંદ્રસ્થાનમાં** હોય તો હસમુખો, ભાગ્યશાળી થાય. તે ગ્રહ ઉચ્ચનો, સ્વગ્રહી અથવા મિત્રની રાશિનો હોય, અને કોઇ શુભગ્રહ જોતા હોય તો સુંદર **રૂપવાન** થાય.

૨૧—બીજાનો સ્વામી રાહુ સાથે દુઃસ્થાન ૬-૮-૧૨ મે હોય, અને જે રાશિનો રાહુ હોય, તે રાશિના સ્વામી સાથે હોય તો બીજાના સ્વામીની દશા શરૂ થઇ હોય, તે વખતે **દાંતનો** રોગી થાય. તે ગ્રહની અને બુધની **અન્તર્દશામાં** જીભનો રોગી જાણવો.

૨૨—રાહુ અને બીજા ઘરનો સ્વામી ત્રીજાના સ્વામી સાથે હોય, તો ગળાનું સખત દરદ થાય. બીજા ભાવમાં **સૂર્ય** અને શનિ હોય તો દરિદ્રતા ઉત્પન્ન કરે છે. બીજા ભાવમાં મંગળ અને શનિ હોય તો દરેક જાતનાં દરદ ઉત્પન્ન કરે.

૨૩—બીજાનો સ્વામી આઠમા ભાવમાં **ગુરૂ સાથે** હોય તો મૂગો સમજવો. દરેક બાબતમાં જ્યારે ગ્રહ ઉચ્ચનો હોય, અથવા પોતાના **સ્થાનમાં** હોય, તો ઉપર જણાવવામાં આવેલું માઠું પરિણામ સમજવું નાહ.

૨૪—બુધ, બીજે ભાવે નિર્બળ હોય તો તે માણસ મહ યુદ્ધમા માર્યો જશે ગુરૂ ને બીજાનો સ્વામી નિર્બળ થઇ બીજા ભાવમા હોય તો વાયુનું દરદ થાય

૨૫—બીજાનો સ્વામી ગુરૂ સાથે આઠમે હોય તો તે માણસ મૂગો થાય બીજાનો સ્વામી ત્રિકોણ (૯–૫) કેન્દ્ર (૧–૪–૭–૧૦) મા શુભ ગ્રહો સાથે હોય, અથવા પોતે શુભ થઈ રહ્યો હોય, તો તે વિદ્વાન્ થાય

૨૬—ગુરૂ કેન્દ્ર અથવા ત્રિકોણમા બુધ અને શુક્રની દૃષ્ટિવાળો હોય, અને શનિ પારાવતાશમા હોય તો વેદોને જાણનાર થાય

૨૭—ગુરૂ કેન્દ્રમા હોય, શુક્ર સિંહાસનાશમા, અને બુધ બીજાના સ્વામીના નવમાશમા રહી ગોપુરાશને પામેલો હોય તો છ શાસ્ત્ર જાણનારો થાય છે

૨૮—સાતમા અને બીજા ભાવના સ્વામીઓ શુક્ર અને પાપગ્રહો માથી જેટલા ગ્રહો સાથે દુ સ્થાન ૬–૮–૧૨ માં બેઠા હોય, તેટલી સ્રી પોતેનો નાશ કરે પણ બીજા અથવા સાતમાનો સ્વામી ઉચ્ચનો કે બળવાન હોય, તો તે માણસને એકજ સ્રી થાય

૨૯—બીજાનો સ્વામી લગ્ન અથવા કેન્દ્રમાં શુક્ર ચદ્ર સાથે હોય તો ચાદીના વાસણમા ખાનારો થાય બીજાનો સ્વામી ઉપર જણાવ્યા પ્રમાણે ગુરૂ, ચંદ્ર અને શુક્ર સાથે હોય તો સોનાના વાસણમા ખાનારો થાય લગ્ન અને બીજા ભાવનો સ્વામી શનિ સાથે હોય તો લોઢું કે ઓછી કિંમતના વાસણમા જમનારો થાય મગળ પાપગ્રહની દૃષ્ટિવાળો બીજે ભાવે હોય તો નહિ ખાવાલાયક અનાજ ખાનારો થાય

૩૦—બીજાનો સ્વામી પાપગ્રહ સાથે હોય ને ષષ્ટ્યંશમા દાવાગ્નિ, દંડાયુદ્ધ, કે કાળ નામના ભાગમા રહ્યો હોય, અને નીચના નવમાશમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો તે માણસ પુષ્કળ ખાનારો થાય બીજાનો સ્વામી શુભગ્રહો સાથે કે શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો ઉપર જણાવવામા આવેલું માઠું પરિણામ નીપજતું નથી

૩૧—બીજા સ્થાનમા શુભગ્રહ હોય, ને બીજાનો સ્વામી શુભગ્રહ સાથે હોય, બીજે ભાવ અને તેનો સ્વામી શુભગ્રહોથી જેવાયેલા હોય, તો તે માણસ સુખથી ખાનારો સમજવો

૩૨—બીજાનો સ્વામી નીચનો, કે શત્રુગ્રહ સાથે હોય, અને કોઈ નીચનો ગ્રહ જેતો હોય, તો તે માણસ પારકું અનાજ ખાનારો અને લોકોને રોજ દેવાવાળો થાય

૩૩—બીજાના સ્વામી ઉપર લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય તો ટાઇમસર ભોજન કરનારો થાય. પણ બીજાનો સ્વામી નીચના નવમાંશમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો તેમ સમજવું નહિ.

૩૪—બીજા ભાવનો **સ્વામી** પોતાના ઉચ્ચનો થઈ શુભગ્રહના ઘરમાં રહેલો હોય, અને શુભગ્રહ જોતો હોય. ષષ્ટ્યંશની અંદર શુભસ્થાન મૃદ્વંશ વિગેરેમાં હોય, તો તે ઘણું થોડું અને સ્વાદિષ્ટ ભોજન કરનારો થાય.

૩૫—બીજા ભાવનો સ્વામી શનિ હોય, ધનનો સ્વામી શનિ સાથે કે નીચનો થઈ શનિની દૃષ્ટિવાળો હોય, તો હમ્મેશાં શ્રાદ્ધ ખાનારો થાય.

૩૬—ગુરૂ સિંહાસનાંશમાં, શુક્ર ગોપુરાંશમાં, અને બીજાનો સ્વામી બળવાન થઇને ઐરાવતાંશમાં હોય; તો તે માણસ અસંખ્ય માણસોનું પાલણ કરનારો થાય.

૩૭—સૂર્ય, મંગળ, શનિ, ધનભાવમાં હોય, કે જોતા હોય, તો ધન હીન થાય. તેમાં વળી ક્ષીણ ચંદ્રમા હોય કે જોતો હોય, તો અતિ નિર્ધન થાય.

૩૮—બીજે રહેલા ગુરૂ, ને શુભગ્રહો જુએ તો ધન આપે. બીજે બુધ હોય, ને ચંદ્ર જુવે તો ધનનો નાશ કરે.

૩૯—બીજે કૃષ્ણપક્ષનો ચંદ્ર હોય, ને બુધ જોતો હોય, તો વડીલોએ મેળવેલું ધન નાશ કરે. ને ફરી નવું ધન પણ મળશે નહીં.

૪૦—બીજે રહેલા શુક્રને બુધ જોતો હોય તો ધન મેળવે. ને શુભ ગ્રહો ભેગા હોય, કે જોતા હોય તો ઘણું ધન મેળવે છે.

૪૧—બીજે સ્ત્રી રાશિમાં શનિ રાહુ હોય, તો નાટકો વિગેરેમાં ધન નાશ થાય. જો મંગળ બુધ સાથે હાય, તો ગાયનના શોખથી, વેશ્યાના સંગથી, રૂધિર વિકારથી, ધનનો નાશ થાય.

૪૨—રાહુ શનિ બીજે હોય, તો સંગ્રહણીનો રોગ થાય. ને તેના ભેગો ચંદ્રમા હોય તો, શરદિ તથા સન્નિપાત ( સનેપાત ) થાય. અને ધન ભાવમાં રાહુ વા કેતુ બીજે હોય તો દાંત મોટા થાય, કે દાંતનો રોગ થાય.

૪૩—ધન ભાવમાં સૂર્ય, શનિ, કે શુક્ર હોય, ત્યારે દરિદ્રયોગ થાય છે. એ યોગશંકરને થાય, તો પણ ભંડારનો નાશ કરે છે. તો માણસના ધનનો નાશ કરે તેમાં શું આશ્ચર્ય.

૪૪—બીજે, મંગળ. સૂર્ય ને શનિ હોય, તોપણ ધનનો નાશ થાય. તેના ભેગો ક્ષીણચંદ્ર હોય, ને બીજે શુભગ્રહ ન રહ્યા હોય કે ન જોતા હોય તો અતિશય ધનનો નાશ કરે છે.

૪૫—ધન ભાવમાં ચંદ્ર મંગળ હોય, ને શનિ જોતો હોય, તો ધનનો નાશ કરે. બીજે શનિ હોય, ને બુધ જોતો હોય તો ધનની વૃદ્ધિ કરે.

૪૬—બીજાનો સ્વામિ બીજે હોય, તો વેદશાસ્ત્રને જાણનાર થાય અને કષ્ટ થકી ઘણું ધન મેળવે. બીજે બુધ હોય, ને ચંદ્ર જોતો હોય તો ધનનો નાશ કરે. ક્ષીણચંદ્ર હોય, ને બુધ જોતો હોય તો ધનનો નાશ કરે.

૪૭—બીજે રહેલા શુભગ્રહને બીજાનો સ્વામી જોતો હોય તો બહુ કુટુંબવાળો ને ધનવાન થાય. ને શુભગ્રહ જોતો હોય, તો સુખી ને સમૃદ્ધિવાન થાય.

૪૮—બીજે પાપગ્રહો હોય, તો ધન વિનાનો, અને પોતાના માણસોએ તજેલો, મોઢાનો રોગી, વાચાળ, શઠ, ને રાજા કે ચોરથી ધનનો નાશ થાય.

૪૯—બીજે શુભ ને પાપગ્રહો હોય, તો ઘણી મેહેનતે ધન મળે, પોતાના માણસોથી ક્લેશ થાય, અગ્નિનો ભય, ને પહેલું ધન મળે પછી ધન નાશ થાય છે.

૫૦—પેહેલે શુભગ્રહ હોય, ને બારમે પાપગ્રહ હોય, ને ધનભાવમાં મિશ્રિત ગ્રહ હોય, તો તે માણસનું ધન રહેતું નથી, ધન મળે છે, ને નાશ થાય ને પાછું મળે છે.

૫૧—બીજાનો સ્વામી શુભગ્રહ સાથે રહીને ધનભાવને જોતો હોય તો ૧૬ વર્ષ પછી સુખ, મોટા ભાગ્યનો ઉદય ને ધનનો વધારો કરે છે.

૫૨-૫૩—સૂર્યાદિ ગ્રહો ઉચ્ચના હોય, તો ધનની સંખ્યા નિચે પ્રમાણે જાણવી. સૂર્ય સહસ્ત્રાધિપ, ચંદ્ર લક્ષાધિપ, મંગળ શતાધિપ, બુધ કોટયાધિપ, ગુરૂ સર્વાધિરાજ, શુક્ર ઇચ્છાનુસાર ધનાધિપ, શનિ અલ્પ, ધનાધીશ કરે છે, ગ્રહ ઓછા બળવાન હોય તો ધન ઓછું કરે છે. એટલે ઉચ્ચનો ગ્રહ સંપૂર્ણ ધન આપે, ને મૂલ ત્રિકોણનો ત્રણ ચરણને, સ્વગૃહી અર્ધું ને અધિમિત્રનો ચોથા ભાગનું ને મિત્રનો આઠમો ભાગ ધન આપે છે.

૫૪-૫૫-૫૬—બીજે બુધને સૂર્ય હોય, તો તેનુ ધન સ્થિર રહે છે. અને સ્ત્રી ગ્રહ સાથે પુરૂષ ગ્રહ હોય, તો સ્ત્રી તરફથી દ્રવ્યનો વ્યય થાય. જો શનિ રાહુ હોય, તો વેશ્યા, નાટક, સબંધમાં ધનનો ખરચ થાય. જો ગુરૂ શુક્ર હોય તો ધર્મ ક્રિયાઓમાં બ્રાહ્મણ તથા દેવના કામમાં સારે માર્ગે ધનનો ખરચ થાય.

૫૭—બીજાનો સ્વામી ૧૦–૯ કે ૧૧ મે બળવાન હોય, કે ધનેશ સ્વગૃહી ઉચ્ચ–કે મિત્રના ઘરનો હોય તો લક્ષ્મીવાળો થાય.

૫૮—કન્યા રાશિમાં રાહુ, મંગળ, શુક્ર, શનિ, રહ્યા હોય, તો કુબેર થકી અધિક ધનવાળો થાય.

૫૯—સૂર્યથી કેંદ્ર ૧–૪–૭–૧૦ માં મિત્રના નવમાંશના ચંદ્ર, ને ગુરૂ જોતો હોય, તો ધનવાન ને જ્ઞાનવાન થાય.

૬૦—બુધ, ગુરૂ, શનિ, પોતપોતાની રાશિમાં હોય, તો ઘણા વરસ જીવનારો, પગલે પગલે સંપત્તિ મેળવનારો થાય.

૬૧—લગ્નનો સ્વામિ લગ્નમાં હોય, તો લક્ષ્મી નિરંતર વાસ કરે છે. જેમ કુલિન સ્ત્રી પોતાના ઘરનો ત્યાગ કરતી નથી તેમ જાણવું.

૬૨—ચંદ્ર, મંગળ, ભેગા હોય, તેના ઘરમાં લક્ષ્મી નિરંતર વાસ કરે.

૬૩—જે માસમાં જન્મ હોય, ને તે માસના જેટલા દિવસ ગયા હોય, તેટલી સંખ્યાના વરસ પછી તે માણસ ધન ભોગવનારો થાય.

૬૪—બીજે શુક્ર હોય, ને ચંદ્ર, જોતો હોય, તો ધનવાન થાય. ને શુભ ગ્રહ જોતા હોય, તો નિરંતર ધનનું સુખ રહે.

૬૫—બીજાનો ને દશમાનો સ્વામી ભેગા હોય તો તત્કાળ ધન મલે તેમજ દશમાનો સ્વામી નવમાંશમાં જે રાશિનો હોય તેનો સ્વામી ને લાભ ભાવનો સ્વામી સાથે રહ્યા હોય તોપણ તત્કાળ ધન મેળવે.

૬૬—લગ્નનો માલિક ધનભાવમાં હોય, ને લાભનો માલિક દશમા ભાવમાં હોય, તો ધનવાન થાય. ને ધનેશ શુભ ગ્રહના નવમાંશમાં હોય તો ધનવાન થાય.

૬૭—લગ્નેશ ને ધનેશ શુભ ગ્રહના નવમાંશમાં હોય, ને ગુરૂ જોતો હોય, તો તે માણસ હજાર મહોરનો માલિક થાય.

૬૮—લગ્નેશ બીજે હોય, ને લાભેશ દશમે હોય, ને લાભેશ કે ગુરૂ જોતો હોય તો તે હજાર સોના મોહોરોનો માલિક થાય.

૬૯—લગ્નેશના નવમાંશનો પતિ ગોપુરાંશમાં હોય, ને દશમેશ જોતો હોય તો, હજાર સોના મોહોરનો માલિક થાય.

૭૦—કર્મેશ જે નવમાંશમાં હોય, તેનો પતિ જે સપ્તમાંશમાં હોય, તેનો પતિ બળવાન હોય, અને શુક્ર ગુરૂ જોતા હાય, તો તે બે હજાર મોહાર મેળવે.

૭૧—લગ્નેશ ગુરૂ સાથે ધનમાં હોય, ને તે વૈશેષિકાંશમાં હોય

शुक्रो व्ययेचबुधभास्करौ। राहुश्चैत्पंचमेबालः सभवेद्दंधुबंधकृत्॥५६॥ विलग्नस्थोयदाजीवो धनेसौरिर्यदाभवेत्। राहुश्चसहजेस्थाने भ्राता तस्यनजीवति ॥५७॥ पुंग्रहोच्चस्थितोयस्य पत्रिकायांनरस्यच। तस्य षष्ठोभवेद्भ्राता चान्यथाभगिनीभवेत् ॥५८॥

जातकाभरणे—कुजेनदृष्टेरविजे नुजस्थेनश्यंतिजाताः सहजा श्चतस्य। दृष्टेचतस्मिन्गुरुभार्गवाभ्यां शश्वच्छुभंस्या दनुजेषु नूनम् ॥५९॥ सौम्येनभूमितनयेनदृष्टः करोतिनाशंरविजोनुजानाम्। शशांकवर्गेसहजेकुजेन दृष्टेसरोगाः सहजाभवेयुः ॥ ६० ॥ दिवामणौ पुण्यगृहेस्वगेहे संदेहएवानुजजीवितस्य। एकःकदाचिच्चिरजीवितश्च भ्राताभवेद्भूपतिनासमानः ॥६१॥

वृद्ध होराप्रकाश—सहजभंशुभखेटयुतेक्षीतं भवतिकीर्तियुतः स्वजनानुगः। सहजयुक्बहुमित्रसहोदरः सचनरःशुभसेवकयुक्भवेत् ॥६२॥ शुभनिजेशयुतेक्षितमग्निभं भवतिजेष्टसहोदरसौख्यभाक्। स्वपतिनानयुतंनचविक्षीतं नसुखमग्र सहोदरजंतदा ॥६३॥

जातकरत्ने— भ्रातृस्थानेस्थितेसूर्ये भ्रातृसौख्यंनजायते। कुटुंबे भ्रातृभिःसार्द्धं कलहःस्वक्षेगेसुखम् ॥६४॥ भ्रातरश्चोत्तमाज्ञेया श्चत्वारोथत्रयोथवा। भगिन्योचोत्तमेद्वेच विनष्टंचार्भकत्रयम् ॥६५॥ भ्रातृस्थानेस्थितेचंद्रे भ्रातृसौख्यंसमादिशेत्। नीरोगौभ्रातरौद्वौच भगिनीत्रयमेवच ॥६६॥ भ्रातृस्थानगतेभौमे भ्रातृसौख्यंसुदुर्लभं। दृष्टोचगुरुचंद्राभ्यां भ्रात्रैकःस्याच्छुभप्रदः ॥६७॥ बुधेचसहजस्थाने दृष्टिभिर्वाविलोकिते। भ्रातृणांभगिनीनांच सुखंतस्यमहद्वदेत् ॥६८॥ भ्रातृस्थानेभृगोःपुत्रेः भगिन्योबहुलाःस्मृताः। भ्रातरश्चत्रयःप्रोक्ताः क्रूरेणनिधनंगताः॥६९॥ क्रुरेणवीक्षितेयुक्तो भ्रातरस्त्वन्यमातृजा। कश्चित्नष्टोगतःकश्चि त्कश्चित्तस्यचवर्त्तते ॥७०॥ तृतीयस्थेसूर्यपुत्रे सिंहिकातनयेथवा। भ्रातृजन्यंसुखंनास्ति दृष्टिभिर्वाविलोकिते ॥७१

सहजस्थोयदाराहु धैनस्थानेबृहस्पतिः । बुधेनचसमायुक्त तस्यबंधुत्रयभवेत् ॥ ७२ ॥

बृहत्पराशरहोरा—भ्रातृस्थानाधिपेकेंद्रे कारकेतन्त्रिकोणगे । जीवेनसहितश्चोच्चे संख्याद्वादशसोदरा ॥ ७३ ॥ व्ययेशेनयुतेभौमे गुरुणासहितोऽपिवा । भ्रातृस्थानेशशियुतेसप्तसंख्यास्तुसोदरा ॥७४॥

सर्वार्थचिंतामणौ-धीरोभवेत्विक्रमराशिनाथे सौम्येगृहांशेशुभखेटयुक्ते । तथैवतत्कारकरघेचेंरद्रे सौम्यग्रहाणांभवनेतुशूरः ॥ ७५ ॥ युद्धाभिलापीसमरप्रवीणो वीर्येश्वरेसौम्ययुतेस्वतुंगे । वैशेषिकांशे बलपूणयुक्ते मृद्वंशगेवाविपरीतमन्यत् ॥ ७६ ॥ पापान्विते पापनिरीक्षिते वा वदंतिकर्णोद्भवरोगमत्र । क्रूरादिषष्ठ्यंशयुतेतदीशे कर्णस्य रोगंकथयंतितज्ज्ञाः ॥७७॥

૧—નાનો મોટા ભાઈ, સ્થિતિ, પરાક્રમ, સાહસ, કંઠનો સ્વર, કાન, સારા ભૂષણ, વસ્ત્ર, ધીરજ, બળ, પરાક્રમ, ને મૂળ કંદ ભક્ષણ, એનો વિચાર ક્રમથી ત્રીજા ભાવમા કરવો

૨—ત્રીજા, બીજા, નવમા, અગીયારમા, ને સાતમાના સ્વામીઓની દશામાં ભાઈનો લાભ થાય

૩—ત્રીજા ભાવનો સ્વામી જે રાશિમા હોય, તે રાશિમા રહેલા ગ્રહોમાં બળવાન હોય, તેની દશા ભાઇનો વધારો કરે

૪—ત્રીજા ભાવનો કારક બળવાન થઇ જન્મ વખતે કોઈ શુભસ્થાનમા હોય, તો સુખી, સમૃદ્ધિવાળો, ને ગુણવાન થાય. ત્રીજાનો સ્વામી બળવાન હોવા છતા લગ્નથી દશમા ઘરમા હોય તો ક્ષય કરનાર સમજવો.

૫—ત્રીજા ભાવનો સ્વામી ને મંગળ બે આઠમે હોય, તો ભાઈઓનો નાશ કરે છે ને પાપગ્રહની રાશિમા, યા પાપગ્રહ સાથે હોય તો ભાઇ પેદા થઇને મરણ પામે

૬—ત્રીજાનો સ્વામી અને તેનો કારકગ્રહ (મંગળ) પોતે નીચના હોય, નીચના નવમાંશમા કે પાપ ગ્રહો સાથે હોય, અથવા ક્રૂરષષ્ટ્યંશમા હોય, તો તે માણુસના જન્મવાથી ભાઇઓ પેદા થઇને મરણ પામે

૭—ત્રીજાનો સ્વામી બળવાન થઇ આઠમા ભાવમા હોય, અને

ભ્રાતૃકારક ગ્રહ (મંગળ) પાપગ્રહ સાથે હોય, યા ત્રીજા ભાવથી ચોથાના સ્વામી સાથે હોય, તો ઓરમાન માતાથી ભાઇઓ થાય, એ પ્રમાણે જોશીઓ કહે.

૮—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો બેઠા હોય, તો ભાઇનું લાંબુ આયુષ્ય થાય છે. પાપગ્રહો બેઠા હોય યા તેમની દૃષ્ટિ હોય, તો ભાઇઓનો નાશ, ત્રીજા સ્થાનમાં સૂર્યપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો મોટા ભાઇનો અથવા શનિ ત્રીજે હોય ને પાપગ્રહની દૃષ્ટિ હોય, તો નાના ભાઇઓનો, અથવા મંગળ ત્રીજે હોય ને તેનાપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો સર્વે ભાઇઓનો નાશ થાય.

૯—ત્રીજા ભાવથી ત્રિકોણ (૯–૫) કેન્દ્ર (૧–૪–૭–૧૦) **સ્થાનમાં** પાપગ્રહો હોય, તો નાના ભાઇઓનો નાશ, ને શુભગ્રહો હોય તો ભાઇનો વધારો, યા શુભ ને અશુભ હોય તો મિશ્રિત ફળ થાય.

૧૦—ત્રીજા ભાવના સ્વામી સાથે ચંદ્રમા ૬–૮–૧૨ એવા ખરાબ સ્થાનમાં હોય, તો મા શિવાય બીજાનું સ્તનપાન કરે. ત્રીજા ને ચોથાનો સ્વામી બન્ને ત્રીજા ભાવમાં હોય તો ભાઇઓનો વધારો થતો નથી.

૧૧—ત્રીજા ને ચોથાનો સ્વામી મંગળ સાથે હોય, તો ભાઇઓની વૃદ્ધિ થાય છે. ને બીજા ગ્રહો સાથે હોય તો ભાઈ થતા નથી. ત્રીજા ભાવમાં શનિ હોય તો નાના ભાઇઓનો નાશ, ને રાહુ હોય તો ભાઇઓનો વધારો કરે.

૧૨—ત્રીજાનો સ્વામી અદૃષ્ય ચક્રાર્દ્ધમાં હોય, અથવા પાપગ્રહ સાથે સાતમા ઘરમાં હોય, તો એક નાના ભાઇવાળો થાય. બીજો નાનો ભાઇ ન થાય, યા ત્રીજા ભાવનો સ્વામી પુરૂષ વર્ગમાં હોય અને અદૃષ્યચક્રાર્દ્ધમાં હોય, કે પાપગ્રહો સાથે હોય, તોપણ એક નાનો ભાઈ હોય.

૧૩—ત્રીજા ભાવનો સ્વામી પુરૂષ ગ્રહ (સૂર્ય, મંગળ, ગુરૂ) ની રાશિમાં હોય તો ભાઇઓવાળો થાય છે. યુગ્મરાશિમાં શુક્રની સાથે ચંદ્રમા હોય કે તેની દૃષ્ટિ હોય, તો બેન થશે, યા શુભગ્રહની રાશિમાં શુભ ગ્રહો સાથે યા તેમની દૃષ્ટિવાળો કેન્દ્ર ત્રિકોણ સ્થાનમાં હોય, તો નાના ભાઇઓ લાંબો વખત જીવનાર, સુખી ને આરોગ્યતાવાળા થાય.

૧૪—ત્રીજા ભાવનો સ્વામી લગ્નમાં યા લગ્નના સ્વામી સાથે હોય, યા ત્રીજા ભાવમાં લગ્નનો સ્વામી ને ત્રીજાનો સ્વામી બે સાથે હોય, તો બે ભાઇ સાથે જન્મે.

૧૫—અગીઆરમા, બારમા સ્થાનમા જેટલા ગ્રહ હોય, તેટલા મોટા ભાઈ, ને લગ્નથી બીજા ને ત્રીજા સ્થાનમા જેટલા ગ્રહ હોય તેટલા નાના ભાઈ હોય

૧૬—ત્રીજા ભાવનો સ્વામી, ત્રીજા ભાવને દેખનાર ગ્રહ, કારકગ્રહ, ને ત્રીજામા બેઠેલો ગ્રહ, તેઓમા જે ગ્રહ બળવાન હોય, તેના ભેગા જેટલા ગ્રહ બેઠા હોય તેટલા નાના ભાઈઓવાળો થાય છે એ ચાર ગ્રહ અસ્તના નીચ રાશિમા ને શત્રુ ઘરમા હોય તો ઉત્પન્ન થયેલા નાના ભાઇઓનો નાશ કરે છે ને ચાર ગ્રહ બળવાન હોય તો સર્વે ભાઇઓને લાંબા આયુષ્યવાળા કરે

૧૭—મગળના અષ્ટક વર્ગમા મગળથી ત્રીજા ભાવમા કેટલા ગ્રહોના શુભ બિંદુઓ છે, તે નક્કી કરવુ ઉપલી ટીપ ઉપરથી જે શત્રુ ગ્રહની રાશિના અથવા નીચના હોય તેનો અંતર કરવો તેમ કરવાથી જે શેષ રહે, તે ભાઇઓ તથા બહેનની એકદર સંખ્યા સમજવી

૧૮—ત્રીજા ભાવનો સ્વામી અને મગળ, કોઈ સ્ત્રી ગ્રહની રાશિમાં હોય, ને ભાઇઓ તથા બહેનોને જન્મ આપી શકે તેવા હોય તો ભાઇઓનો ફાયદો આપે એ ગ્રહો પુરૂષ ગ્રહની રાશિમા હોય ને ઉપર મુજબ હોય તો બહેનોને ફાયદો આપતા સમજવુ

૧૯—લગ્નથી ત્રીજા ઘરમાં સ્ત્રીગ્રહની હોરા (રાશિ) હોય કે સ્ત્રી ગ્રહોથી યુક્ત હોય, તો પોતાના જન્મ પછી બેનને લાભ યા ત્રીજા ભાવમાં પુરૂષગ્રહની હોરા (રાશિ) હોય વા પુરૂષ ગ્રહો બેઠેલા હોય તો ભાઇને લાભ થાય

૨૦—ભ્રાતૃભાવનો કારક, તેનો સ્વામી, તેને જોનારગ્રહ, અને તેમા બેઠેલો ગ્રહ, આ ચાર ગ્રહ પોતાની દશા અન્તર્દશામા સારૂ કે નઠારૂં ફળ આપે

૨૧—આગલા શ્લોકની અદર કહેલા ચાર ગ્રહોના નવમાશનો યોગ કરી તેમાથી જે નીચના, શત્રુ ઘરના ને અસ્તના ગ્રહો હોય તેના નવમાંશના અશો કાઢી નાખવા પોતાની રાશિ અને પોતાના ઉચ્ચની રાશિના ગ્રહોના નવમાંશને બમણા કરવા અને એમ કરવાથી જે પરિણામ આવે, તે પ્રમાણે પાછળથી જન્મનારાઓની સંખ્યા જાણવી

૨૨—ત્રીજા ભાવથી સાતમે અર્થાત્ નવમા ભાવમાં ભાઇની સ્ત્રીનું ફળ કહેવુ લગ્નનો સ્વામી, મગળ ને ત્રીજાનો સ્વામી તે ત્રણેના બળ અને નિર્બળતાથી ભાઇનું સુખ ને દુ ખ વિચારીને કહેવુ

૨૩—લગ્ન ને ત્રીજાનો સ્વામી પરસ્પર મિત્ર હોય, બળવાન થઇ લગ્નમાં યા ત્રીજા ભાવમાં હોય, તો ભાઇઓ ભેગા રહે; ને લગ્નનો સ્વામી ને ત્રીજાનો સ્વામી બળવાન થઇ એક રાશિમાં હોય, તો ભાઇઓ પરસ્પર મિત્ર થાય.

૨૪—લગ્નનો સ્વામી, ને ત્રીજાનો સ્વામી નિર્બળ ને પરસ્પર શત્રુ હોય તો ભાઇઓ પરસ્પર કજીઆથી નાશ પામે ને ધનનો નાશ થાય છે. યા ત્રીજા ભાવમાં રહેલો અથવા ત્રીજાનો કારક ગ્રહ ( મંગળ ) નિર્બળી કે શત્રુ હોય, ને ૬–૮ કે ૧૨ મે હોય. તેની દશામાં ભાઇનો નાશ વિગેરે ફળ થાય છે. તે ગ્રહોની જેવી પ્રકૃતિ હોય, તે પ્રમાણે કોપ કજીઓ વિગેરે ફળ કહેવું.

૨૫—ત્રીજા ભાવપર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય, તો ભાઇનું રક્ષણ કરે છે, ને બુધ સૂર્યની દૃષ્ટિ હોય તો ભાઇનો નાશ થાય.

૨૬—ત્રીજા ભાવમાં રહેલો ગ્રહ, ત્રીજાનો સ્વામી ને કારક ગ્રહ ૬–૮ કે ૧૨ મા સ્થાનમાં હોય, યા નીચ કે શત્રુની રાશિમાં હોય, તો તેની દશા **અતર્દશામાં** ધનનો નાશ, પરાજય, ને ભાઇનો નાશ થાય.

૨૭—લગ્નના સ્વામીમાંથી ત્રીજાના સ્વામીને બાદ કરવો જે શેષ રાસ્યાદિ રહે તે ઉપરથી [1]નક્ષત્ર શોધી કાઢવું. જે નક્ષત્ર આવે તે નક્ષત્રમાં શનિ આવે, તે વખતે જ્યોતિષીએ ભાઇ અથવા બહેનનું મરણ કહેવું. એ સ્ફુટ થયેલામાંથી દશમા ભાવના સ્વામી અને મંગળનો અંતર કરવો. એમ કરતાં જે રાશિ આવે, તે રાશિમાં શનિ આવે, ત્યારે અને ઉપર જણાવેલા ચાર ગ્રહોના અંકો જોડી નાંખવા. અને એમ કરતાં જે એકંદરે સરવાળો આવે, તે અંશનો શનિ જ્યારે થાય, ત્યારે પણ તેવુંજ પરિણામ સમજવું.

૨૮—ભ્રાતૃભાવના સંબંધમાં રહેલા ચાર ગ્રહોના અંકનો સરવાળો જે થાય, તેનું દ્રેષ્કાણ શોધી કહાડવું; ને તે દ્રેષ્કાણની જે રાશિ આવે, તેમાં ગુરૂ આવે તો જોશીઓ ભાઇ અથવા બહેનનું મરણ કહે છે. ઉપર જણાવામાં આવેલી એકંદર સંખ્યા નક્ષત્ર શોધી કહાડવું તે નક્ષત્રના સ્વામીની દશા ઘણું સુખ અને સંપત્તિ, નાના ભાઇઓને આપે.

૨૯—જન્મના સ્પષ્ટ મંગળમાંથી રાહુ બાદ કરી શેષ રાસ્યાદિથી ત્રિકોણ (૯–૫) સ્થાનમાં ગુરૂ હોય તો નાના ભાઇઓનો નાશ. સ્પષ્ટ રાહુમાંથી

૧ નક્ષત્ર શોધવાની રીત આ ગ્રંથના ગણિત વિભાગમાં લખેલી છે.

મંગળને બાદ કરી શેષ રાશ્યાદિના નવમાંશમાં ગુરૂ હોય તો મોટાભાઇઓનો નાશ થાય છે. જન્મને આધાનકાળના લગ્નને દશમાના સ્વામીઓ, ગુરૂ સાથે બેઠા હોય તો નાનાભાઇઓ થાય.

૩૦—ત્રીજાનો સ્વામી ઉચ્ચનો થઇને આઠમે હોય, અને તેની સાથે એક પાપગ્રહ હોય, ને તે પાપગ્રહ ચરરાશિ કે ચરરાશિના નવમાંશમાં હોય, તો યુદ્ધમાં બળવાળો થાય

૩૧—ત્રીજા ભાવનો કારક નિર્બળ અથવા ક્રૂરષષ્ટ્યંશમાં હોય, ને ત્રીજા ભાવનો સ્વામી શુભગ્રહ સાથે કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, તો તે યુદ્ધમાં જય મેળવે.

૩૨—ત્રીજાનો સ્વામી સૂર્ય સાથે હોય તો શૂરવીર, ચંદ્ર સાથે હોય તો ધીરજતાવાળો, મંગળ સાથે હોય તો દુષ્ટ, જડ, ક્રોધી બુધ સાથે હોય તો સત્વગુણી, બુદ્ધિવાળો થાય છે.

૩૩—ગુરૂ સાથે હોય તો ગુણવાન, પંડિત, સર્વશાસ્ત્રોને જાણનાર, શુક્ર સાથે હોય તો કામાતુર, કામથી ક્રોધ કજીઆ વિગેરે કરનાર થાય.

૩૪—શનિ સાથે હોય તો જડ, રાહુ સાથે હોય તો ભય પામનાર, કેતુ ને ગુલિક લગ્નની સાથે હોય તો રોગી ને જડ થાય.

૩૫—ત્રીજા ભાવના સ્વામી સાથે લગ્નમા ગુરૂ હોય, તો પશુ અથવા ગાયથી ભય, ને લગ્નમાં જળચરરાશિ હોય તો પાણીથી ભય, યા મૃત્યુ થાય.

૩૬—ત્રીજા ભાવનો સ્વામી બળવાન ગ્રહ ને મંગળ સાથે હોય તો પરાક્રમ, બળ, ને ગાયના સુખ ભોગવનાર થાય, મંગળ ત્રીજા ભાવનો સ્વામી ને તેમાં રહેલો ગ્રહ એ ત્રણ બળવાન હોય તો યુદ્ધમા શૂરવીર થાય.

૩૭—એ ત્રણની દશા અન્તર્દશામાં મૂળ ફળાદિ પદાર્થોનું સુખ, કાનમાં ઘરેણાં પહેરનાર, શાસ્ત્ર કથા સાંભળનાર, સંપત્તિ, ભાઇ ને છોકરાઓવાળો થાય.

૩૮—ત્રીજાનો સ્વામી શુભ વર્ગમાં યા બળવાન હોય, તે સત્વગુણી, નીચ રાશિમાં યા અસ્તનો, શત્રુની રાશિમાં, કે પાપગ્રહની રાશિમાં પાપગ્રહ સાથે હોય તો સાહસ કામ કરનાર થાય.

૩૯—ત્રીજા ભાવનો સ્વામી, ને રાહુની રાશિનો સ્વામી, એ બે રાહુ સાથે લગ્નમાં હોય, તો સાપનો ભય, યા ત્રીજાનો સ્વામી બુધ સાથે હોય, તો ગરદનનો રોગી થાય.

૪૦—ત્રીજા ભાવમાં પાપગ્રહ હોય તો ગળાનો રોગી અને ગુલિકાદિ લગ્ન વડે યુક્ત હોય તો વિશેષ કરીને કહેવું. યા મંગળ સાથે બળવાન, શનિ ત્રીજે હોય તો ખરજવાનો રોગી થાય.

૪૧—ત્રીજા ભાવનો સ્વામી, ગુરૂ સાથે લગ્નમાં હોય તો, યા રાહુ સાથે કે રાહુની રાશિના સ્વામી, સાથે હોય તો ગાયથી ભય થાય.

૪૨—બુધ સાથે ત્રીજા ભાવનો સ્વામી હોય તો ગરદનનો રોગી, યા ત્રીજાનો સ્વામી પાપગ્રહ નીચ કે શત્રુની રાશિમાં હોય, તો ભાઇઓ વિનાનો ને ઝેર ખાનાર થાય છે.

૪૩—ત્રીજા ભાવમાં બુધ, ગુરૂ બળવાન હોય, તેમની દૃષ્ટિ હોય, યા તેથી કેન્દ્રમાં ગુરૂ કે બુધ હોય, તો સુંદર કંઠસ્વરવાળો થાય.

૪૪—ત્રીજા ભાવમાં શુભગ્રહો હોય, યા તેમની દૃષ્ટિ હોય, ને ત્રીજાનો સ્વામી શુભગ્રહો સાથે હોય, તો કાનોમાં ઘરેણાં પહેરવાવાળો થાય.

૪૫—શુક્ર ત્રીજા ભાવમાં હોય, તો મોતીનાં, ગુરૂ હોય તો તુળસીનાં, સૂર્ય હોય તો લાલ મણિ, ને નીલમણીનાં ચંદ્રમા બળવાન હોય તો બહુ પ્રકારનાં, ઘરેણાં પહેરનાર થાય.

૪૬—ત્રીજા સ્થાનમાં બુધ હોય તો, શ્યામ રંગનાં, ને ત્રીજે મેષ વૃશ્ચિકરાશિ હોય તો વિચિત્ર ને બીજાનો સ્વામી ઉચ્ચ વર્ગમાં હોય તો સુંદર આભૂષણ પહેરનાર થાય.

૪૭—ત્રીજા ભાવનો સ્વામી, પાપગ્રહની રાશિમાં મંગળ સાથે હોય, તો બળનો નાશ, યા શુક્ર સાથે બળવાન થઇ કેન્દ્ર ત્રિકોણમાં હોય તો બળવાન, ભોગી ને ગુણોવડે પ્રસિદ્ધ થાય છે.

૪૮—મંગળ અથવા ગુરૂની રાશિ યા નવમાંશ યા દ્રેષ્કાણમાં બળવાન હોય, કે ગુરૂની તેપર દૃષ્ટિ હોય, ને કેન્દ્ર કે ત્રિકોણમાં ત્રીજાનો સ્વામી હોય, તો કંદમૂળ ફળ ખાનાર થાય.

૪૯—ત્રીજા ને છઠ્ઠા સ્થાનમાં શુક્ર હોય તો શોક, રોગ ને ભયવાળો થાય છે. પણ સૂર્યની રાશિની પહેલાં હોય તો ત્રીજે છઠ્ઠે પણ શુભ છે.

૫૦—બીજાનો સ્વામી ગુરૂ, શુક્ર સાથે હોય, વા બુધ સાથે હોય કે જોતો હોય વા કોઇ બળવાન શુભગ્રહની દૃષ્ટિ હોય, તો ઘણા માણસોને અનાજ આપનાર થાય.

૫૧—બીજે ભાવે શુભગ્રહ ઉચ્ચનો થઈ શુભગ્રહની દૃષ્ટિવાળો હોય, અથવા તેજ ભાવનો સ્વામી વૈશેષિકાંશ અંશમાં હોય તો ઘણા માણસોને અનાજ આપનારો અને સુખી કરનારો સમજવો.

પર—ત્રીજે પાપગ્રહ હોય તો ભાઇઓનું સુખ હોતું નથી શુભગ્રહ હોય તો ભાઇઓનું સુખ, કીર્તિ, ને ધનવાળો થાય.

પ૩—લગ્નથી ત્રીજે કેતુ સાથે ચંદ્ર હોય તો લક્ષ્મીવાળો ને ભાઇઓ વિનાનો થાય.

પ૪—ત્રીજે સૂર્ય હોય તો મોટા ભાઇનો નાશ કરે. મંગળ ને શનિ હોય તો નાના ભાઇનો નાશ કરે, ને રાહુ મોટા ને નાના સર્વનો નાશ કરે. ને કેતુ હોય તો હાનિ કરતો નથી.

પપ—કન્યાનો રાહુ હોય, ગુરૂ, બુધ બીજે હોય તો ત્રણ ભાઇઓનું સુખ આપે.

પ૬—૧ લે ચંદ્ર બીજે શુક્ર, બારમે બુધ સૂર્ય ને પાંચમે રાહુ હોય તો બંધુને બંધન કરનાર થાય.

પ૭—લગ્નમાં ગુરૂ, ધનમાં શનિ, ત્રીજે રાહુ, હોય તો ભાઇઓનું સુખ હોયજ નહીં.

પ૮—ત્રીજે ઉચ્ચનો પુરૂષગ્રહ હોય તો ૭ ભાઇઓ ને સ્ત્રીગ્રહ હોય તો ૭ બેનોનું સુખ હોય છે.

પ૯—ત્રીજે, શનિ ને મંગળ જોતો હોય તો ભાઇઓનો નાશ થાય. પણ જો ગુરુ, શુક્ર જોતા હોય તો નાના ભાઇઓનું સુખ થાય.

૬૦—ત્રીજે શનિ હોય, ને મંગળ બુધ જોતા હોય તો નાના ભાઇઓનો નાશ કરે. જો ચંદ્રની રાશિનો શનિ ત્રીજે હોય, ને મંગળ જોતો હોય તો રોગવાળા ભાઇઓ થાય.

૬૧—નવમે સિંહનો સૂર્ય હોય તો નાના ભાઇનો નાશ કરે. કદાચ એકાદ જીવે તો રાજા તુલ્ય ને આયુષ્યવાન થાય

૬૨—ત્રીજે શુભગ્રહ હોય, કે જોતા હોય તો કીર્તિવાન થાય, કુટુંબથી સુખી ને ભાઇઓના સુખને ઘણા મિત્રવાળો, સારા ચાકરના સુખ યુક્ત હોય.

૬૩—ત્રીજે પોતાના સ્વામીને શુભગ્રહ જોતા હોય વા યુક્ત હોય તો મોટા ભાઇનું સુખ આપે. ને પોતાનો સ્વામી યુક્ત કે જોતો ન હોય તો સુખ આપતો નથી.

૬૪-૬૫ ત્રીજે સૂર્ય હોય તો ભાઇનું સુખ ન હોય ને કુટુંબથી કલેશ કરાવે પણ સિંહ રાશિનો હોય તો સુખ આપે. તે સિંહનો સૂર્ય ચાર કે ત્રણ ભાઇઓનું તથા બે બેનોનું સુખ આપે, ને ત્રણ બાળક (સહોદર) નો નાશ કરે છે.

૬૬—ત્રીજે ચંદ્ર હોય તો નિરોગી ભાઇઓ હોય, ને ત્રણ ભાઈઓ ને બે બેનોનું સુખ હોય છે.

૬૭—ત્રીજે મંગળ હોય તો ભાઇઓનું સુખ થવું દુર્લભ છે. ને તેને ચંદ્ર, ગુરૂ જોતા હોય તો એક ભાઈનું સુખ આપે.

૬૮—ત્રીજે બુધ હોય કે, જોતો હોય તો ભાઇ તથા બેનનું સુખ.

૬૯-૭૦—ત્રીજે શુક્ર હોય તો ઘણી બેનો થાય, તથા ત્રણ ભાઇઓ થાય છે. અને પાપગ્રહો જોતા હોય તો કેટલાકનો નાશ કરે છે. તેમજ ત્રીજે રહેલા શુક્રને પાપગ્રહના જોવાથી તથા ભેગા રહેવાથી ઓરમાન ભાઇઓ હોય છે. તે મધ્યે કેટલાક નાશ થાય છે.

૭૧—ત્રીજે શનિ કે રાહુ હોય કે જોતા હોય તો ભાઇઓનું સુખ નહોય.

૭૨—ત્રીજે રાહુ ને બીજે ગુરૂ હોય ને બુધ તેની સાથે હોય તો તેને ત્રણ ભાઇઓનું સુખ હોય છે.

૭૩—ત્રીજાનો સ્વામી કેન્દ્રમાં હોય ને તેનાથી ત્રિકોણમાં ત્રીજાનો કારક ઉચ્ચનો ને બૃહસ્પતિ સાથે હોય તો બાર સહોદરવાળો થાય.

૭૪—બારમાનો સ્વામી મંગળ કે ગુરૂ સાથે હોય ને ત્રીજે ચંદ્ર હોય તો સાત ભાંડું થાય.

૭૫—ત્રીજાનો સ્વામી શુભગ્રહના નવમાંશમાં શુભગ્રહ યુક્ત હોય તો ધીરજવાન થાય. ને ત્રીજાનોકારક ગ્રહ શુભગ્રહની રાશિમાં હોય તો શૂરો હોય છે.

૭૬—ત્રીજાનો સ્વામી બુધના સાથે પોતાના ઉચ્ચમાં વૈશેષિકાંશમાં, સંપૂર્ણ બળમાં કે મૃદંશકમાં હોય તો તે પુરૂષ લડાઈમાં અભિલાશી ને લડવામાં ઘણો ચતુર હોય છે. આ થકી ત્રીજાનો સ્વામી વિપરીત હોય તો યુદ્ધની ઇચ્છા વિનાનો થાય.

૭૭—ત્રીજામાં પાપગ્રહ હોય વા જોતા હોય તો કાનનો રોગી થાય ત્રીજાનો સ્વામી ક્રૂરાદિષષ્ટ્યાંશમાં હોય તો પણ કાનનો રોગી થાય એમ પંડીતો કહે છે.

## ચોથા ભાવનું ફળ. (જાતકપારિજાત.)

**માનસાગરી—तुर्यस्थानेस्थिताःपापा बालत्वेमातृकष्टदाः । सौख्यंसौम्याःप्रकुर्वंति राजसन्मानदायकाः ॥८२॥ लग्नाच्चतुर्थगः पापो यदिस्याद्बलवत्तरः । तदामातृवधंकुर्यात् केंद्रेचान्यत्रेयदि॥८३॥**

पापमध्यगतेलग्ने चंद्रेवापापसंयुते । सौम्येनिधनगेपापे मातृहासप्तवासरे ॥८४॥ चतुर्थेहन्यतेमाता दशमेचतथापिता । सप्तमेभुवनेक्रूरास्तस्यभार्यानिचिन्तते ॥८५॥ शन्यंगारकमध्यस्थः सूर्ये कुर्यात्पितुर्वधम् मध्येवारजनीनाथो मातुर्मरणमादिशेत् ॥८६॥ चद्रदष्टमगेपापे चंद्रे पापसमन्विते ॥ पापैर्बलिष्ठैःसंद्रष्टः सद्योभवतिमातृहा ॥८७। लग्नस्थानेयदाजीवो धनस्थानेशनैश्वरः । राहूश्चसहजस्थाने मातातस्यनजीवति ॥८८॥ सिंहेभौमस्तुलांसौरिः कन्यायांवासितोभवेत् । मिथुनेचयदाराहु र्जननीतस्यनश्यति ॥८९॥ चंद्रःपापग्रहैर्युक्त श्चंद्रोवापापमध्यगः । चंद्रात्सप्तमगपाप स्तदामातृवधोभवेत् ॥ ९० ॥ धनेराहुबुधःशुक्रः सौरिसूर्योयदाग्रहा ॥ तदामातुर्भवेन्मृत्यु र्मृतोयंपरिजायते ॥९१॥ द्वादशेरिपुभावेच यदापापग्रहोभवेत् । तदामातुर्भयंविद्या चतुर्थेदशमेपितुः ॥९२॥ निःसप्तगोदिनानाथो जन्मस्थश्चमहीसुतः । तस्यमातानजीवेत वर्षमेकंपलद्वयम् ॥९३॥

भावकुतूहल–त्रिकोणेवाहनाधीशे केंद्रेचबलसंयुते । निजोच्चादिपदेनूनं वाहनन्नूतनंभवेत् ॥९४॥

जातकाभरणे–पापैस्त्रिभिश्चंद्रमसिप्रदृष्टे स्यात्मात्रनाशःशुभदृष्टिहीने । व्ययास्तलग्ने प्यशुभा स्थिताश्चे त्कुर्वंतिनेवैपरिवारनाशम् ॥९५॥ लग्ने चैवयदाजीवो धनेशौरिश्चसंस्थितः सप्तमेभवनेपापा.परिवारक्षयकराः ॥ ९६ ॥ शनिर्धनेसंजनने यदिस्या लग्नेविलग्नसुर राजमंत्री । सिंहीसुतःसप्तमभावयातो जातस्यजंतोर्जननीनजीवेत् ॥९७॥ कुंडली कल्पतरु–रवौतुर्येगेतस्यगेहंद्रढ किं सपूर्णं विधौतत्रपूर्णसभौमे । विदग्धं विमग्नबुधेचिन्तितंस्या त्सजीवेद्रढंभार्गवेसुंदरंस्यात् ॥९८॥ चतुर्थेस नौराहुणावासुतंचे त्तदाजीर्णगेहंत्वदेवजन्मकाले । सचंद्रेचशुक्रेभवे–त्साररूप्यं ग्रहेतस्यरत्नंधनंधान्यकंस्यात् ॥९९॥

सर्वार्थचिंतामणि–लग्नेश्वरेलग्नगतेसुखांग नाथेनयुक्तेयदिगेह

लाभः । अयत्नतःस्याच्छुभदृष्टियोगा त्स्वोच्चेस्वमित्रेस्वगृहेबलाढ्ये ॥१००॥ गेहाधिपेकेंद्रगतेबलाढये सौम्येक्षितेमंदिरलाभमाहुः । वैषेषिकांशेपरमोच्चभागे गेहेश्वरेमंदिरलाभमाहुः ॥१०१॥ भाग्येशेकेंद्र भावस्थे गृहेशेस्वोच्चमित्रगे । गृहराशिगतेखेटे स्वोच्चेवहुविचित्रकम् ॥१०२॥ पारावतांशकेगेह नागेगुर्विंदुवीक्षिते । गोपुराद्यंशकेवापि दैविकंहर्म्यमादिशेत् ॥१०३॥ विचित्रसौधप्राकार मंडितंगृहमादिशेत् कर्माधिपेनसहिते नाथेकेंद्रेर्कसूनुना ॥१०४॥ गृहेशेकर्मराशिस्थे कर्मेशेगेहमागते । वलयुक्तेधरासूनौ बहुक्षेत्रंविनिर्दिशेत् ॥१०५॥ वलाढये कर्मराशीशे वंधुस्थानाधिपेतथा । तयोर्मैत्रीयदातस्य वहुक्षेत्रंविनिर्दिशेत् ॥१०६॥ वाहनेशेवलयुतेवाहनेशुभसंयुते । शुभग्रहेणसंद्रष्टे वाहनादिफलंभवेत् ॥१०७॥ सुवर्णवाभरणादियानं शुक्राद्वदेत्तरसुखराशितोवा । सदौचतुर्थाधिपतौविलग्ने लग्नेश्वरेणापियुतेश्च लाभः ॥१०८॥ शुक्रणयुक्तेयदिवाहनेशे देहान्वितेवानरवाहनादि । देवेंद्रपूज्येनयुतेत्रलग्ने वदंतिसंतश्चतुरंगयानम् ॥१०९॥ भाग्येशलग्नेशचतुर्थनाथाः कर्मस्थितानीचविमूढहीनाः । कर्मेश्वरेणापियुते विलग्ने सिंहासनप्राप्तिमुदाहरंति ॥११०॥ भाग्यस्थितेवाहनराशिनाथे सशुक्रजीवेसुखराशियुक्ते । भाग्यधिपेकोणचतुष्टयेवा वन्हर्थदेशाभरणार्थयानम् ॥१११॥ सुखेश्वरेकेंद्रगतेतदीशे लग्नस्थितेवावहुवाहनाढ्यः कर्मेश्वरेलग्नगतेतदीशे कर्मस्थितेवावहुवाहनाढयः ॥११२॥ सुखेश्वरेसौम्ययुतेसुखस्थे शस्त्राश्वकोशाधिपतिर्भवेत्तु । क्षेत्रेश्वरेलाभगतेवलाढये वंधौभवेवाक्षितिसूनुयुक्ते ॥११३॥ स्वोच्चस्थितेवित्तपतौचकेंद्रे सिंहासनप्राप्तिमुदाहरंति ॥११४॥ गेहेशे व्ययराशिस्थे पित्राद्यन्यंविदेशगः । अष्टमस्थेगृहेशेवा स्वयंसंपादयेद्गृहम् ॥११५॥ लग्नवाहनभाग्येशा स्त्वन्योन्यंकेंद्रमाश्रिताः । लग्ननाथेवलाढयेवा वाहनाधिपतिर्भवेत् ॥११६॥

बृहतपाराशर होरायां—स्वकीयस्वांशगेस्योंचे सुतस्थानस्थितो यदि ॥ सुखवाहनवृद्धिस्या स्छंखमेर्यादिवाद्यगुरु ॥११७॥ बंधुस्थानेश्वरेसौम्य शुभग्रहनिरीक्षिते । शशिजेलग्नसंयुक्ते बुधःपूज्योभवेन्नरः ॥११८॥ मातृस्थानेशुभयुते तदीशेस्वोच्चराशिगे । कारकेवलसंयुक्ते मातृदीर्घायुरादिशेत् ॥११९॥ सुतेमंदेरविपुते चंद्रोभाग्यगतोयदि । लाभस्थानगतेभौमे गोमहिष्यादिलाभकृत् ॥१२०॥ वाहनेरविसंयुक्ते स्वोच्चेतद्राशिनायके । युतेशुक्रेणसंयुक्ते द्वात्रिंशेवाहनंभवेत् ॥१२१॥ कर्मेशेनयुतेबंधुनाथे तुगांशसंयुते । द्विचत्वारिंशकेमास नरोवाहनमाप्नुयात् ॥१२२॥ लाभेशेसुखराशिस्थे सुखेशेलाभसंयुते । द्वादशे वत्सरेमाप्ते नरवाहनलाभकृत् ॥१२३॥

૧—ચોથા ભાવમાં વિદ્યા, માતા સુગંધી પદાર્થો, ગાયો, ભાઈ, મન ગુણ, રાજા, હાથી, ઘોડા, પાલખી, જમીન, મંદિરો વિગેરેના સુખ કે દુઃખનો વિચાર કરવો.

૨—ચોથા ભાવમાં પોતાનો સ્વામી બેઠો હોય, યા તેની દૃષ્ટિ હોય, અથવા શુભગ્રહ સાથે હોય કે જોતા હોય, તો વિદ્યા, નમ્રતા, ચતુરાઈ વાળો થાય. યા બુધ બળવાન થઈ ૬–૮–૧૨ મે હોય, ને પાપગ્રહ સાથે યા તેની રાશિમા યા તેની દૃષ્ટિ હોય, તો વિદ્યાવિનાનો થાય

૩—ચોથાનો સ્વામી ગુરૂ અને બુધ છઠ્ઠે, ત્રીજે, બારમે આઠમે હોય યા નીચ શત્રુની રાશિમાં હોય તો વિદ્યા, બુદ્ધિ ને વિવેક વિનાનો થાય છે. પોતાના ઘરમા ઉચ્ચમાં યા ત્રિકોણ (૯–૫) કેન્દ્રમાં હોય તો લક્ષ્મી, વિદ્યા નમ્રતા વિગેરે ગુણવાળો, ચતુર, રાજાને વ્હાલો થાય

૪—શુક્ર ને ચંદ્ર બળવાન હોય ને શુભગ્રહોની દૃષ્ટિ યા શુભ-ગ્રહોનાં નવમાંશમા હોય, યા કેન્દ્ર કે ચોથા સ્થાનમા બળવાન હોય તો તેની માતા લાંબા આયુષ્યવાળી થાય.

૫—ચોથાનો સ્વામી છઠ્ઠા સ્થાનમા, યા બારમામાં બળ વિનાનો હોય, ને લગ્નમા પાપગ્રહ હોય, યા તેની દૃષ્ટિ હોય, તો માનો નાશ કહેવો.

૬—ક્ષીણ ચંદ્ર આઠમે, છઠ્ઠે, ને બારમે યા પાપગ્રહો સાથે હોય, ને ચોથામા પાપગ્રહ હોય તો માનું મરણ અવશ્ય થાય

૭—ચોથા સ્થાનમાં શનિ પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, આઠમા સ્થાનનો સ્વામી શત્રુ કે નીચ રાશિનો હોય તો માનો નાશ થાય.

૮—છઠ્ઠા ને ચોથાનો સ્વામી સાથે નવમા સ્થાનમાં, યા નવમા ને ચોથાનો સ્વામી ચોથા સ્થાનમાં બેઠા હોય તો બાપ **વ્યભિચારી** થાય.

૯—છઠ્ઠા ચોથાનો સ્વામી દશમા ભાવમાં હોય, તો બાપ વ્યભિચારી યા દશમા, ચોથા છઠ્ઠા ને લગ્નનો સ્વામી એક રાશિમાં હોય તો બાપ વ્યભિચારીથી જન્મેલો થાય.

૧૦—ચંદ્ર યા સૂર્ય **કેન્દ્રસ્થાનમાં** પાપગ્રહો સાથે, યા તેમની દૃષ્ટિવાળો હોય તો યા ક્રૂર ગ્રહ, ચોથા સ્થાનમાં પાપગ્રહની દૃષ્ટિવાળો, હોય તો માતા સાથે **વ્યભિચાર** કરનારો થાય.

૧૧—ચંદ્ર યા શુક્ર કેન્દ્રસ્થાનમાં પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, ને ચોથા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય, તો માતા યા ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો થાય.

૧૨—મંગળ છઠ્ઠાના સ્વામી સાથે, ને ચંદ્રમા ચોથા સ્થાનમાં હોય યા રાહુ સાથે સૂર્ય ચોથામાં હોય તો તેની માતા વ્યભિચારી થાય.

૧૩—ચોથામાં ચંદ્રમા રાહુ કેતુ સાથે નીચનો હોય, શનિ ચંદ્ર સાથે હોય તો શુદ્રની, બુધ ચંદ્ર સાથે હોય તો તેની માતા વૈશ્યની સોબતથી વ્યભિચારી થાય.

૧૪—ચંદ્ર સૂર્ય સાથે હોય તો ક્ષત્રીની, ગુરૂ શુક્ર સાથે હોય તો બ્રાહ્મણની, ચંદ્ર મંગળ ને છઠ્ઠાનો સ્વામી સાથે હોય તો પણ બ્રાહ્મણની સોબતથી માતા **વ્યભિચારી** થાય.

૧૫—ચંદ્ર ૬-૮-૧૨ સ્થાનમાં ત્રીજાના સ્વામી સાથે હોય, તો બીજી માતાનું સ્તનપાન કરનારો, યા ચોથા દશમાનો સ્વામી ૬-૮-૧૨ સ્થાનમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન ન હોય, તો મા બાપ વિનાનો થાય.

૧૬—સાતમાનો સ્વામી, છઠ્ઠે, આઠમે, બારમે હોય, તો માબાપને ખરાબ ફળ, યા **સોળવર્ષમાં** માબાપ વિનાનો થાય.

૧૭—ચોથા ને લગ્નનો સ્વામી ચોથા, ને લગ્નથી નવમા યા પાંચમામાં હોય, ને તેનો સ્વામી લગ્નમાં હોય, તો માબાપ સાથે મરણ પામે.

૧૮—ચોથા, લગ્ન, ને **દશમાનો** સ્વામી કેન્દ્ર **ત્રિકોણમાં** હોય તો તેની દશા અન્તર્દશામાં માતાનું મરણ થાય.

૧૯—સૂર્ય દશમે ને ચંદ્ર ચોથા સ્થાનમાં હોય, તો યા દશમા ચો-

થાના સ્વામી સૂર્ય સાથે હોય, અથવા સૂર્યને જોતા હોય તો પહેલાં બાપ મરી જાય ને પછી મા મરી જાય એમ એક પછી એક મરે.

૨૦—સ્પષ્ટ સૂર્યમાંથી સ્પષ્ટ ચંદ્ર બાદ કરવો, ને શેષ રહેલી રાશિ ઊપર ને તેના નવમાંશની રાશિ ઊપર ગોચરથી જ્યારે ગુરૂ ને શનિ આવે તો, યા તેથી નવમી, પાંચમી રાશિમાં હોય તો માતાનું મરણ જાણવું; યા ચંદ્રથકી આઠમાના સ્વામીમાંથી યમકંટક બાદ કરવો, ને તે રાશિમાં શનિ આવે, યા તેના નવમાંશમાં સૂર્ય હોય, તો માતાનું મરણ થાય.

૨૧—ચોથા ભાવપર બુધની દૃષ્ટિ, યા ચોથે ભાવ શુભ ગ્રહોની વચમાં, યા ગુરૂની રાશિ કે નવમાંશમાં હોય, તો સારાં કામમાં પ્રીતિવાળો થાય.

૨૨—જે ગ્રહ બળવાન થઇ ચોથા ભાવમાં શુભ ગ્રહની રાશિમાં હોય, ને લગ્નના સંબંધથી બહુ ગુણવાળો હોય તો તે ગ્રહ જે જાતિનો હોય, તે જાતિના સંબંધથી નિરંતર સુખી, ને તે ગ્રહની ધાતુના સંબંધથી સુખી થાય.

૨૩—લગ્ન થકી છઠ્ઠા, આઠમા, બારમાનો સ્વામી નીચ ને શત્રુની રાશિમાં ચોથા સ્થાનમાં હોય, ને તે લગ્નના સ્વામીનો શત્રુ હોય તો તેના ક્રોધથી શરીરના સુખનો નાશ કરે.

૨૪—ચોથા ભાવમાં રહેલા ગ્રહ ચોથા ભાવને દેખનાર, ને ચોથા ભાવનો કારકગ્રહ, એ ત્રણ બળવાન હોય તો બહુ સુખ, યા એ ત્રણ નીચ કે શત્રુની રાશિમાં અસ્ત ના હોય તો બહુ દુઃખ થાય છે. શુભ ગ્રહ હોય તો સુખ આપે ને પાપગ્રહ હોય તો દુઃખ આપે.

૨૫—ચોથા સ્થાનમાં નવમાનો સ્વામી બળવાન થઇ શુક્ર સાથે બેઠો હોય, તો લાંબા વખત સુધી બહુ સુખને ભોગ ભોગવનાર થાય યા શુભ ગ્રહો સાથે ૬-૮-૧૨ મે હોય, તો થોડા સુખવાળો થાય.

૨૬—લગ્ન ને ગુરૂથી સુખનો, ચોથા ભાવ ને ચંદ્રથી માતાનો, લગ્ન ને શુક્રથી સુગંધી પદાર્થ, વસ્ત્ર, વાહન, ભૂષણનો વિચાર કરવો.

૨૭—ચોથા ભાવનો સ્વામી શુભ રાશિમાં શુક્ર સાથે, યા શુક્રની દૃષ્ટિવાળો હોય, શત્રુ ને નીચ ગ્રહની તે પર દૃષ્ટિ ન હોય, તો સુગંધી પદાર્થો, ને ભોગો ભોગવનાર થાય.

૨૮—બળવાન ચંદ્ર હોય તો સારાં વસ્ત્ર, યા રાહુ કેતુ સાથે હોય તો જુનાં વસ્ત્ર, યા ગુરૂ સાથે હોય તો, રેશમી ને લાલ રંગનાં વસ્ત્ર, યા શુક્ર સાથે હોય તો અનેક પ્રકારનાં વસ્ત્ર, ને શનિ સાથે હોય તો કાળાં વસ્ત્ર પહેરનાર થાય.

૨૯—ચોથા ભાવનો સ્વામી, શુક્ર ચંદ્રમાની રાશિ અથવા નવમાંશમાં હોય, ને શુક્ર ચંદ્રની દૃષ્ટિ હોય, યા શુક્ર ચંદ્ર સાથે હોય, ને નીચ રાશિમાં કે શત્રુની રાશિમાં રહેલા ગ્રહની ને પાપગ્રહોની દૃષ્ટિ ન હોય તો ગાય, ભેંસ ઘોડા વિગેરે પશુવાળો, ધનવાન થાય.

૩૦—ચોથા ભાવનો સ્વામી શુભ હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય, ને કારકગ્રહ પૂર્ણ બળવાન હોય, તો ભાઇઓમાં શ્રેષ્ટ થાય.

૩૧—ચોથા ભાવનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) કોણ (૯-૫) આય (૧૧) સ્થાનોમાં ને વૈશેષિકાંશમાં હોય, ને પાપગ્રહ સાથે યા પાપની દૃષ્ટિવાળો ન હોય તો ભાઇઓપર ઉપકાર કરનાર થાય.

૩૨—આઠમાનો સ્વામી, પાપગ્રહ સાથે ચોથા સ્થાનમાં હાય અથવા ચોથે પાપગ્રહ હોય, તો કપટી, યા પોતાના ઉચ્ચ, મિત્ર યા પોતાના વર્ગમાં શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો કપટ વિનાનો થાય.

૩૩—ચોથાનો સ્વામી બળવાન થઈ ગોપુરાદિક અંશમાં હોય, અથવા મૃદ્વંશાદિકમાં હોય, તો તેનું હૃદય પવિત્ર ને શાન્ત હોય.

૩૪—ચોથાનો સ્વામી ચોથા ભાવમાં બળવાન હોય કે બળવાન ગ્રહ સાથે હોય, ને શુભ ગ્રહની દૃષ્ટિ હોય, તો (વાહન) હાથી, ઘોડા વિગેરેનું સારૂં સુખ ભોગવે.

૩૫—ચોથાનો સ્વામી શુભ **નવમાંશમાં** બુધ સાથે શુભ ગ્રહની દૃષ્ટિવાળો ચોથે હોય, ત્યારે તે માણસ ઘરની ઘોડાગાડીઓ વિગેરે વાહનનું સુખ ભોગવે એમ કહેવું.

૩૬—ચંદ્રમા લગ્નનો સંબંધી થઈ ચોથા ભાવના સ્વામી સાથે હોય તો તે ઘોડાઓવાળો, થાય તેમ મુનિઓએ કહ્યું છે.

૩૭—બીજા યા ચોથા સ્થાનમાં શુભ ગ્રહની રાશિમાં ચંદ્ર હોય, ને શુભગ્રહ સાથે હોય તો ઘોડા, હાથી વિગેરે વાહનવાળો થાય.

૩૮—ચંદ્ર સાથે ચોથાનો સ્વામી લગ્નમાં હોય, યા લગ્નના સ્વામી સાથે ચંદ્ર કોઇ ભાવમાં હોય તો ઘોડાઓના લાભવાળો, યા ચોથાનો સ્વામી શુક્ર સાથે લગ્નમાં હોય તો તે માણસ નરવાહનવાળો થાય.

૩૯—શુક્ર ને પૂર્ણચંદ્ર કેન્દ્ર યા ત્રિકોણમાં બળવાન હોય, તો પાલખીનું સુખ, વસ્ત્ર, ઘરેણાં વિગેરે ભોગવનાર, યા ધન ને મીનરાશિમાં હોય, ને તે પર ગુરૂની દૃષ્ટિ હોય કે ગુરૂ સાથે હોય, તો લાલ કપડાં ને ઘરેણાં વિગેરે ભોગવે.

૪૦—શુક્ર, ચંદ્ર, ચોથાનો સ્વામી, ને લગ્નનો સ્વામી, એ ચાર ગ્રહ એક રાશિમાં હોય તો પાલખીના સુખવાળો, ને ઘોડાઓના લાભવાળો,

યા એક રાશિમાં ગુરૂ, ચોથાનો સ્વામી, ચંદ્ર, ને શુક્ર કેન્દ્ર ત્રિકોણમાં હોય તો ચાર પ્રકારના વાહનનું સુખ ભોગવનાર થાય.

૪૧—ચોથાનો સ્વામી ગુરૂ સાથે હોય તો ચાર પ્રકારના વાહનનું સુખ, યા ચોથાનો સ્વામી શુભગ્રહની સાથે દશમા સ્થાનમાં હોય, તો છત્ર, ચામરનું સુખ ભોગવે.

૪૨—ચોથાનો સ્વામી કેન્દ્રમાં હોય ને તેનો સ્વામી લગ્નમાં હોય તો, યા દશમાનો સ્વામી અગીયારમે ને તેનો સ્વામી દશમે હોય, તો ઘરેણાં, અલંકાર, કપડાં, ને વાહનનું સુખ ભોગવે.

૪૩—ચોથાનો સ્વામી અગીયારમે, યા ચોથા ભાવમાં હોય, ને મંગળ અગીયારમે યા અગીયારમા સ્થાનમાં મંગળની રાશિ હોય, તો રાજ્યનું સુખ ભોગવે.

૪૪—લગ્ન થકી ચોથાનો સ્વામી, ચોથામાં રહેલા ગ્રહ, ને ચોથાને દેખનાર, એ ત્રણે પોતાના ઘરમાં, પોતાના ઉચ્ચમાં, યા મિત્રના ઘરમાં હોય, ને બળવાન થઇ કેન્દ્ર ત્રિકોણમાં ને ૧૧ મે હોય, તો બહુ આયુષ્યવાળો, શૈયા, કપડાં, ઘર, મંદિર, વાહન, યશ વિગેરેનું સુખ ભોગવનાર, ભાઇઓમાં પ્રીતિ રાખનાર અને આનંદી થાય.

૪૫—બુધ ઊચ્ચ રાશિમાં કેન્દ્ર ત્રિકોણમાં હોય, તો વિદ્યા, વાહન, સમૃદ્ધિ, બહુ ધન વિગેરેનું સુખ ભોગવે.

૪૬—ત્રણ ગ્રહો સ્થાનબળવાન ને પૂર્ણબળી હોય, તો ઘણા પ્રકારનાં રત્નો, અલંકાર, કપડા, ઘરેણાં ને વાહનના સુખવાળો થાય, જો બે ગ્રહો બળવાન થઈ લગ્નમાં હોય તો તેની દશામાં સુખ ભોગવે.

૪૭—કહેલા ત્રણ સ્થાનમાં ચોથા ભાવનો સ્વામી બળવાન હોય, ને લગ્ન કે લગ્નના સ્વામી સાથે સંબંધ કરતો હોય, તે ગ્રહની દશામાં વાહનનું સુખ થાય.

૪૮—ચોથા, નવમા, અગીયારમા, ને બીજાના સ્વામી બળવાન થઇ લગ્ન સાથે સંબંધ કરે તો તેની દશામાં ક્રમથી રાજ્ય લાભ, ધન લાભ, ને અર્થ સિદ્ધિ થાય.

૪૯—ચોથા, નવમા, અગીયારમા ને બીજાના સ્વામી, અધિક બળી થઇ લગ્નથી સંબંધ કરે તો બહુ રાજ્યાદિ સુખ થાય, પણ નિર્બળ હોય તો દુઃખ આપે છે. લગ્નનો, સ્વામી, શત્રુનો કારક, ને ભાવનો સ્વામી ભાવમાં મધ્યમબળી હોય, તો મધ્યમ ફળ ને નિર્બળ હોય તો દુઃખ આપે.

૫૦—ચોથાનો સ્વામી શત્રુ કે નીચ રાશિમાં યા ૬-૮-૧૨ મે હોય

ને નવમા ભાવના સ્વામીની દૃષ્ટિ હોય, તો ખોટા વાહનવાળો યા વાહનની સ્થિરતા વિનાનો થાય.

૫૧—નવમા, દશમા ને લગ્નમાં ઉચ્ચનો થઈ શુભ ગ્રહ હોય, ને લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય, તો વાહન મેળવનાર, પછીથી દુઃખી થાય.

૫૨—ગુરૂ યા ચોથાનો સ્વામી શુભ ગ્રહ સાથે, યા શુભ ગ્રહની રાશિમાં નવમા સ્થાનમાં હોય, તો તે પુરૂષ વાહનનું સુખ ને લાંબા વખત સુધી રાજ્યનું સુખ ભોગવનાર થાય, જો ૬–૮–૧૨ મા સ્થાનમાં પાપ-ગ્રહ સાથે રહેલો, યા અસ્તનો, નીચ કે શત્રુની રાશિમાં હોય, તો વાહન સુખ નહિ ભોગવનાર થાય, ને પોતાના ઘરમાં પૂર્ણબળી હોય તો લાંબા વખત સુધી પાલખીનું સુખ ભોગવનાર થાય.

૫૩—ચોથા ને દશમા ઘરનો સ્વામી બન્ને અગીયારમા સ્થાનમાં હોય, યા તે અગીયારમા ઊપર દૃષ્ટિ કરતા હોય, કે બળવાન હોય, તો પૂર્ણ ભાગ્યવાન થાય.

૫૪—અગીયારમા સ્થાનમાં ચોથા ને નવમાના સ્વામી હોય, યા ચોથા ભાવપર તેમની દૃષ્ટિ હોય, તો સંપૂર્ણ ભાગ્યવાન, સેનાનો સ્વામી, રાજા સાથે પ્રીતિ કરનારો થાય.

૫૫—નવમા ચોથાના સ્વામી લગ્ન સાથે સંબંધ કરતા હોય, ને ગુરૂની દૃષ્ટિ હોય, તો રાજ્ય સુખ ને કપડાં અલંકાર સુખ ભોગવે.

૫૬—નવમા ને ચોથા ભાવનો સ્વામી, શુભ ગ્રહ સાથે ને બળવાન હોય, તો બહુ સેનાનો સ્વામી, શોભાવાળો ધનવાન થાય.

૫૭—શુભ ગ્રહની રાશિમાં નવમા ભાવમાં ચોથાનો સ્વામી, શુક્ર ને ગુરૂ સાથે હોય, યા નવમા ભાવનો સ્વામી કોણ (૯–૫) ચતુષ્ટય (૧–૪–૭–૧૦) સ્થાનમાં હોય. તો બહુ દેશ, ભૂષણ, ધન, ને વાહનનું સુખ ભોગવનાર થાય.

૫૮—સાતમા, છઠ્ઠા, ચોથા, ત્રીજા નવમા, બારમાને લગ્નના, સ્વામી ચોથા ભાવના સ્વામી સાથે હોય, તો ઘણા દેશોનો રાજા થાય.

૫૯—ચોથાનો સ્વામી ગુરૂ કે શુક્ર હોય, ને બળવાન થઈ લગ્નથી નવમા સ્થાનમાં હોય, ને તે નવમાનો સ્વામી કેન્દ્ર (૧–૪–૭–૧૦) ત્રિકોણ (૯–૫) માં હોય, તો બહુ વાહનોવાળો થાય.

૬૦—શુક્ર સાથે ગુરૂ ને ચોથાનો સ્વામી નવમા સ્થાનમાં હોય, ને નવમાનો સ્વામી ચોથા સ્થાનમાં યા કેન્દ્ર (૧–૪–૭–૧૦) ત્રિકોણ (૯–૫) માં હોય, તો બહુ દેશોનો સ્વામી ને બહુ વાહનવાળો ગા૦

૬૧—લગ્ન કેન્દ્રમાં શુભ ગ્રહ, નવમામાં ઉચ્ચ ગ્રહ, ને બીજા ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય, તો સિંહાસન ભોગવનાર થાય.

૬૨—નવમા ભાવપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય, ને બીજા ભાવનો સ્વામી શુભ ગ્રહો સાથે કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં હોય, યા બીજા સ્થાનમાં ઉચ્ચ રાશિમાં રહેલા ગ્રહ હોય, તો સિંહાસન મેળવનાર થાય.

૬૩—લગ્ન, ચોથા, ને નવમાનો સ્વામી, દશમા ભાવમાં હોય, ને દશમાનો સ્વામી લગ્નમાં હોય, યા લગ્નને ગ્રહો દેખતા હોય, તો સિંહાસન મેળવનાર થાય.

૬૪—લગ્ન, દશમા, ને ચોથા ભાવના સ્વામી, દશમા સ્થાનમાં હોય, ને દશમાનો સ્વામી લગ્નનો સંબંધી હોય તો સિંહાસન ભોગવનાર થાય.

૬૫—ગુરૂ, શુક્ર, ને નવમાનો સ્વામી કેન્દ્ર (૧-૪-૭-૧૦) કોણ (૯-૫) આય (૧૧) સ્થાનમાં હોય. તો અનેક વાહનોવાળો ને મંડળનો સ્વામી થાય.

૬૬—ચોથા ભાવનો સ્વામી, ને દશમા સ્થાનમાં રહેલા ગ્રહ બંને બળવાન હોય, ને નવમાના સ્વામી સાથે યા તેની દૃષ્ટિએ હોય, યા પરસ્પર એક બીજાના ઘરમાં હોય, તો સિંહાસન ભોગવનાર થાય.

૬૭—તેની દશા અન્તર્દશામાં, યા તે જે રાશિમાં હોય, તેના સ્વામીની વિદશા ઉપદશામાં યા તેજ દશામાં, સિંહાસનનો સ્વામી થાય.

૬૮—નવમાનો સ્વામી, ને લગ્નનો સ્વામી, બંને ચોથા ભાવમાં હોય, ને ચોથાનો સ્વામી શુભ ગ્રહની રાશિમાં લગ્નમાં હોય, તો હમ્મેશાં બહુ સુખ ભોગવનાર થાય, ને જો છઠ્ઠા સ્થાનમાં હોય, તો બહુ શત્રુવાળો થાય.

૬૯—છઠ્ઠા ભાવનો સ્વામી નવમા ભાવમાં હોય, ને શુભ ગ્રહોની દૃષ્ટિ વિનાનો બળવાન હોય, તો ચોથા ભાવના સ્વામીની દશામાં પોતાનું ભાગ્ય થોડું ને શત્રુઓનું ભાગ્ય વધે.

૭૦—ચોથા સ્થાનમાં શુભ ગ્રહની રાશિ હોય, ને તેનો સ્વામી શુભ ગ્રહો સાથે હોય, ને તેવીજ રીતે ચતુર્થ ભાવનો કારક હોય તો બહુ જમીન, ઘર ને ધનવાળો થાય.

૭૧—ચોથાનો સ્વામી નીચ કે શત્રુના નવમાંશમાં, યા ષષ્ટ્યંશમાં ઘસ, યમ, કાળ, અગ્નિ નામના ભાગમાં રહેલા પાપગ્રહ સાથે યા તેની દૃષ્ટિવાળો હોય, તો શાસ્ત્રને જાણનારાઓ, ઘર, જમીન, વાડી વિગેરેનો નાશ કહે છે.

૭૨—લગ્નના સ્વામીની રાશિમાં શત્રુ ગ્રહ હોય, તો તેની દશા અન્તર્દશામાં ઘર ને જમીનનો નાશ, ને ચોથાનો સ્વામી, શનિ, મંગળ, ગુલિક સાથે હોય, તો તેની દશા અન્તર્દશામાં ભાઇઓને નુકશાન ને અનર્થ થાય.

૭૩—બીજાનો સ્વામી ચોથાના સ્વામી સાથે નવમા સ્થાનમાં ને શુભ ગ્રહની રાશિમાં શુભ ગ્રહ સાથે હોય, તો અનામત થાપણ મળે છે; જો અગીયારમાનો ને બીજાનો સ્વામી બંને ચોથા ભાવમાં હોય, ને ચોથાનો સ્વામી શુભ રાશિમાં શુભ ગ્રહ સાથે હોય તોપણ થાપણ મળે છે, તેમજ અગીયારમાનો સ્વામી ચોથે શુભ ગ્રહો સાથે હોય, તો અનામત ચીજો રાખી ધનવાન થાય.

૭૪—બીજા, બારમા ને ચોથા ઘરનો સ્વામી. આઠમા સ્થાનમાં પાપ ગ્રહો સાથે હોય, તો તે જેટલા પાપગ્રહો સાથે હોય, તેટલાં ઘર દરિદ્રતાવાળાં થાય.

૭૫—નીચ રાશિને પામેલો, યા **અસ્તનો** ગ્રહ ચોથા સ્થાનમાં હોય, તો કૂવા વિગેરેમાં પડનારો, યા પાપી ગ્રહ ચોથા સ્થાનમાં હોય, તો પાપ કરનાર, ને શનિ હોય તો સુખ રહિત થાય.

૭૬—ચોથાનો સ્વામી લગ્નથી બારમે હોય, તો પારકા ઘરમાં ને પરદેશમાં રહેનાર, જો આઠમા સ્થાનમાં હોય, તો ઘર વિગેરે સર્વ પદાર્થ રહિત, અને છઠ્ઠે હોય તો શત્રુઓના સમીપ ઘરવાળો થાય.

૭૭—ત્રીજે, છઠ્ઠે, બારમે, આઠમે, બારમા બીજા ને ચોથા સ્થાનના સ્વામી હોય, ને જેટલા પાપ ગ્રહ સાથે હોય, તેટલાં ઘરનો નાશ થાય.

૭૮—ચોથા ભાવનો સ્વામી લગ્નથી બારમા સ્થાનમાં હોય, તો જુના ઘરવાળો થાય. અને જો ત્રિકોણ (૯-૫) કેન્દ્ર (૧-૪-૭-૧૦) માં બળવાન હોય, તો સુંદર ઘરનું સુખ ભોગવનાર થાય.

૭૯—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો હોય, ને ચોથાનો સ્વામી બળવાન હોય, યા ગોપુરાંશમાં હોય, તો મજબૂત ઘર ભોગવે.

૮૦—ત્રીજા ભાવમાં શુભ ગ્રહો હોય, ને ચોથાનો સ્વામી બળવાન હોય, ને લગ્નનો સ્વામી પૂર્ણબળી હોય, તો ઝરૂખા, અગાશી, ને બારીવાળી મોટી હવેલીઓ ને મહેલવાળો થાય.

૮૧—ચોથા ભાવનો સ્વામી ગુરૂ ચંદ્રની દૃષ્ટિવાળો હોય, યા ગોપુરાંશમાં કે પારાવતાંશમાં હોય, તો દેવની માફક ઘરનું સુખ ભોગવનાર થાય.

૮૨—ચોથે પાપ ગ્રહો હોય તો નાની ઉમ્મરમાં માને પીડા થાય,

૯૭—બીજે શનિ, લગ્નમાં ગુરૂ, ને સાતમે રાહુ હોય તો માનો નાશ થાય.

૯૮—ચોથે સૂર્ય હોય તો તેનું ઘર મજબૂત હોતું નથી. ને સંપૂર્ણ કળાના ચંદ્રથી નવું ઘર, ને મંગળથી બળેલું ઘર હોય ને બુધથી ચિત્ર વિચિત્ર રંગેલું, ગુરૂથી સારૂ મજબૂત, ને શુક્ર હોય તો સુંદર મનને ખુશી કરે તેવું ઘર હોય.

૯૯—ચોથે શનિ ને રાહુ હોય તો જુનું ઘર હોય, ચોથે શુક્ર ચંદ્ર હોય તો, ચાંદિ. રત્ન, ધન, ને ધાન્યનો લાભ થાય.

૧૦૦-૧૦૧—લગ્નનો સ્વામી ચોથાના સ્વામી સાથે લગ્નમાં હોય, તો ઘરનો લાભ થાય. ચોથાનો સ્વામી ઉચ્ચનો, સ્વગૃહી, મીત્રના ઘરનો, કે બળવાન હોય, ને શુભ ગ્રહો જોતા હોય, તો વગર મહેનતે ઘરનો લાભ આપે. તેમજ બળવાન થઇ કેન્દ્રમાં હોય, ને શુભ ગ્રહ જોતા હોય, તો ઘરનો લાભ થાય. ને ચોથાનો સ્વામી વૈશેષિકાંશનો પરમ ઉચ્ચમાં હોય તો ઘરનો લાભ આપે.

૧૦૨—નવમાનો સ્વામી કેન્દ્રમાં, ચોથાનો સ્વામી ઉચ્ચ કે મિત્રની રાશિમાં, ને ચોથે ઉચ્ચનો ગ્રહ હોય તો ઘણું જ ચિત્ર વિચિત્ર (રંગ બેરંગી ) ઘર મળે.

૧૦૩—ચોથાનો સ્વામી પારાવતાંશ બળ પામ્યો હોય, કે ગોપુરાદિ-કમાં હોય ને ગુરૂ ચંદ્ર જોતા હોય તો તેનો મહેલ દેવતાઇ હોય.

૧૦૪—ચોથા દશમાના સ્વામી શનિ સાથે કેન્દ્રમાં હોય, તો ઘર મજબૂત, રંગ બેરંગી, શોભાયમાન, અટારીઓથી ઝુકી રહેલું હોય.

૧૦૫—સુખેશ દશમે હોય, ને દશમેશ ચોથે હોય, ને મંગળ બળ વાન હોય તો, તેને ઘણાં ક્ષેત્ર (જમીન) હોય.

૧૦૬—ચોથા ને દશમાના સ્વામીઓ બળવાન હોય ને પરસ્પર મિત્ર હોય, તો ઘણી જમીન (જાગીરદાર) વાળો હોય.

૧૦૭—ચોથાનો સ્વામી બળવાન હોય, ચોથામાં શુભ ગ્રહ હોય, ને જોતા હોય તો વાહનનું સુખ આપે.

૧૦૮—સુવર્ણ, વસ્ત્ર, આભૂષણ, વાહન, શુક્રથી કે ચોથા ભાવથી બળાબળ વિચારી કહેવાં. ચંદ્ર ચોથાનો સ્વામી ને લગ્નનો સ્વામી ત્રણે લગ્નમાં હોય, તો ઘોડાનો લાભ થાય.

૧૦૯—શુક્ર સાથે ચોથાનો સ્વામી લગ્નમાં હોય તો, નરવાહન ( પા-લખી મેના) નું સુખ મળે. તેની સાથે ગુરૂ હોય તો ઘોડા, હાથી રથ,

૧૧૦—૧૪૧૯ માના સ્વામીઓ દશમે નીચ કે અસ્ત વિનાના હોય, ને દશમાનો સ્વામી લગ્નમાં હોય, તો સિંહાસનનો લાભ થાય.

૧૧૧—ચોથાનો સ્વામી નવમે, ને ગુરૂ શુક્ર ચોથે, ને ભાગ્યનો સ્વામી કેંદ્ર કે ત્રીકોણમાં હોય, તો ઘણા આભૂષણ ધન ને વાહનો મેળવે.

૧૧૨—ચોથાનો સ્વામી જે કેન્દ્રમાં હોય, તે કેન્દ્રનો સ્વામી લગ્ને હોય, તો ઘણાં વાહનનો યોગ કરે છે. દશમાનો સ્વામી લગ્નમાં ને લગ્નો સ્વામી દશમે હોય, તો ઘણાં વાહન હોય છે.

૧૧૩—ચોથાનો સ્વામી શુભ ગ્રહ સાથે ચોથે હોય તો, હથીઆર, ઘોડા, ખજાનાનો માલિક થાય. જો બળવાન થઇ અગીયારમે હોય, કે ચોથા ૧૧ મામાં મંગળ સાથે હોય તો રાજ્ય, ધન, સુખ, વસ્ત્ર, આભૂષણાદિ વાહન મળે.

૧૧૪—ધનેશ ઉચ્ચનો કેન્દ્રમાં હોય તો સિંહાસન મેળવે.

૧૧૫—સુખેશ બારમે હોય તો, બાપના ઘરથી બીજું ઘર પરદેશમાં બનાવે, અને ચોથાનો સ્વામી આઠમે હાય તો, પોતે પોતાનું ઘર બનાવે.

૧૧૬—લગ્નેશ, વાહનેશ, ભાગ્યેશ, પરસ્પર કેન્દ્રમાં પડયા હોય તો, કે, લગ્નનો સ્વામી બળવાન હોય તો તે માણસ વાહનનો માલિક થાય.

૧૧૭—પોતાની રાશિનો, પોતાના નવમાંશનો, કે ઉચ્ચનો ગ્રહ પાંચમે હોય તો, શંખ ભેરી ઢોલ વગેરે નાના પ્રકારનાં વાજીંત્રો સાથે સુખ અને વાહનની વૃદ્ધિ થાય.

૧૧૮—ચોથાનો સ્વામી શુભ હોય, કે શુભ ગ્રહોએ જોયેલો હોય, ને લગ્નમાં બુધ હોય તો વિદ્વાનોને પૂજવા યોગ્ય થાય.

૧૧૯—ચોથે શુભ ગ્રહ હોય ને ચોથાનો સ્વામી ઉચ્ચનો હોય ચોથાનો કારક બળવાન હોય તો મા ઘણાં વર્ષ જીવે.

૧૨૦—ચોથે શનિ, સૂર્ય; નવમે ચંદ, ને લાભમાં મંગળ હોય, તો તેને ગાયો ભેંસો વીગેરે ચતુષ્પદનો લાભ કરે છે.

૧૨૧—ચોથે સૂર્ય, સુખેશ ઉચ્ચનો શુક્ર સાથે હોય, તો બત્રીસ વર્ષે વાહનો મળે છે.

૧૨૨—દશમાના સ્વામી સાથે ઉચ્ચનો ચોથાનો સ્વામી નવમાંશમાં હોય તો ૪૨ વર્ષે વાહનનો લાભ થાય.

૧૨૩—અગીઆરમાનો સ્વામી ચોથે ને ચોથાનો સ્વામી અગીઆરમે હોય તો, બારમા વર્ષે નર વાહન (પાલખી મેનાં) વિગેરે વાહનો મળે.

## પાંચમા ભાવનું ફળ. (જાતકપારિજાત.)

जातकाभरणे–सुताभिधानंभवनंशुभानां योगेनदृष्टयासहितंविलोक्यम् । संतानयोगंप्रवदेन्मनीषी विपर्ययत्वेदिविपर्ययःस्यात् ॥५५॥ संतानभावोनिजनाथदृष्टः संतानलब्धिशुभदृष्टियुक्तः । करोतिपुंसामशुभैःप्रदृष्टः स्वस्वाम्यदृष्टोविपरीतमेव ॥ ५६ ॥ लग्नेद्वितीयेयदि वातृतीये विलग्ननाथःप्रथमःसुतःस्यात् । तुर्येस्थितेस्मिंश्चसुतोद्वितीयः पुत्रीसुतोवेतिपुरः प्रकल्प्यम् ॥५७॥ संतानभावांकसमानसंख्या स्यात्संततिर्वैतिवदंतिकेचित् । नीचोच्चमित्रादिगृहस्थितानां दृष्ट्याशुभानांशुभमर्भकानाम् ॥ ५८ ॥ नवांशतुल्याप्रभवान्नसंख्या दृष्टयाशुभानांद्विगुणावगम्या । क्लिष्टाचपापग्रहदृष्टियोगात् मिश्रा चमिश्रग्रहदृष्टितोत्र ॥५९॥ सुताभिधानेभवनेयदिस्या त्खलस्यराशिः खलखेटयुक्तः । सौम्यग्रहालोकनवर्जितश्च संतानहीनोमनुजस्तदानीम् ॥६०॥ शुक्रेंदुवर्गेणयुतेसुताख्ये युक्तेक्षितेवाभृगुचंद्रमोभ्याम् ॥ भवंतिकन्याःसमराशिवर्गे पुत्राश्चतस्मिन्विषमाभिधाने ॥६१॥ मंदस्यराशिःसुतभावसंस्थो मंदेनयुक्तःशशिनेक्षितश्च । दत्ताप्रजाप्तिः शशिवद्बुधेपि क्रीतःसुतस्तस्यनरस्यवाच्यः ॥६२॥ संतानाधिपतेः पंच षष्टारिःफस्थितेखले । पुत्राभावोभवेत्तस्य यदिजातोनजीवति ॥६३॥ मंदस्यवर्गेसुतभावसंस्थे निशाकरस्थेपिचवीक्षितेस्मिन् । दिवाकरेणोशनसानरस्य पुनर्भवासंभवसूनुलब्धिः ॥६४॥ शनेर्गणः सद्मनिपुत्रभावे बुधेक्षितेनो रविभूमिजाभ्याम् । पुत्रोभवेत्क्षेत्रभवोथबौधे गणेपिगेहेरविजेनदृष्टे ॥६५॥ भूनंदनोनंदनभावयातो जातंचजातं तनयंनिहंति।दृष्टोयदा।चित्रशिखंडि जेन भृगोःसुतेनप्रथमोपपन्नम्॥६६॥

वृद्धहोराप्रकाशः–सुतगताश्चशुभाशुभबुद्धिदा अपिचसंततिपुत्र फलप्रदा । सुतविनाशकराखलखेचरा कुमतिदाप्रसवेचविलंबदा॥६७॥ झषधनुर्धरपंचमभावगे प्रसवसौख्यफलंनचवर्द्धते मृतप्रजाखलुपंचमगे

गुरौ वनिद्दृष्टिवशात्फलमश्नुते ॥ ६८ ॥ तनयगेयनुराशिनपूनिते दिनमणौनिजमंदिरमाश्रिते ॥ तनयभावपविक्षपदाबलि भवतिपंच सुताप्तनयावदेत् ॥६९॥

जातकालंकार-कुंभेचेत्पंचपुत्राल्पदनुचमकरे नंदनेष्वाल्पजाःस्यु स्तिलोभौमः सुतानां त्रिनयमयसुता दायकोरौहिलेयः ॥ इत्थंशान्त्यः ससांको जनुपिपगुरुणा केवलेनैवपुत्राः पंचस्युः केतुराव्होः क्रियपभवने कर्कटेनोविलंबः ॥७०॥ तस्मात्तिर्यैमूला वदनुबुधकरो शंकरस्याभिषेका खंद्रभवद्देव त्रिदिवनिगुरु दैत्रपंचौषधोनाम ॥ सिध्यामंदारसूर्या यदिशिखिवमभो तत्रवंशेसपूजा कार्याशापोक रीत्या बुधगुरुनवपाः शिमनेवात्रसिद्धिः ॥७१॥

मानसागरी-सुतस्थानेद्विसारौवा त्रिपापाश्चात्रसंस्थिताः॥ तदा स्त्रिपुरुषौवंध्यौ विज्ञेयौनुत्रवीक्षिते ॥७२॥

साराबल्याम्-भौमेविलग्नजाते चाष्टमराशिस्थितेदिनेशसुते ॥ सूर्येवायत्नवर्क्षे पुत्रःकालांतरेभवति ॥७३॥

जातकसंग्रहे-लग्नेदिनेश्वतनये अष्टमसंस्थेगुरौवयदि । भौमे पंचमराशे पुत्रंकालांतरेविधात् ॥७४॥ सुतलग्नेशसदारेश लग्नेशानां यदावदा । संगमस्तुतदापुत्र लाभःस्यादत्तनोऽन्विन ॥१७५॥ अतल सभवेदुःखे यथापुंसस्तथास्त्रियः ॥ पूर्वजन्मकृतंकर्म द्वयोरेवनवोभवेत् ॥७६॥ वियोगान्मरणात्क्रैव्या यथायामस्तवाद्यपि ॥ देशांतरेवन मना स्युत्रदुःखंहिपंचधा । ७७॥ विलिख्यनामदंपत्योः सप्तसप्तत-न्वितम् ॥ त्रिभिशेषैवदरेज्ज्ञानं शेषांकेनविचारयेत् ॥७८॥ एकेनपुरुषो ज्ञेयो द्वाभ्यांनारीमकोऽपिना ॥ शून्येस्त्रीपुंसयोकन्ने निश्चितंहिनिगद्यते

वैद्यतंत्रे—स्वर्शेस्थितोरिभगतौयमार्को मन्दुःस्थिपंसंहितश्च वंध्याम्॥छिद्रस्थितौचंद्रबुधोसदोषां काकाकवंध्यांद्दवींगनांवै॥८०॥ मृतप्रजांदिनगयोःस्थितेऽत्यपो गर्भस्रवांभूमिसुतोऽष्टमस्थः ॥ छिद्रेपरे छिद्रगतेचशान्विते पुष्पंनविद्यत्वबलासुगर्भदम् ॥८१॥

जातकदीपे—सुतस्थानेत्रिपापेषु त्रीपापैर्यदिवीक्षिते ॥ उभौस्त्री पुरुषौवंध्यौ विज्ञेयौशत्रुवीक्षितौ ॥८२॥ वाचस्पतिर्दिनकरःक्षिति-नंदनोवा नीचोविरश्मिरिपुराशिगतःसुतस्थः॥ जातःसुतोझटितिनाश मुपैतिनूनं चंद्राद्वदंतिमुनिगर्गपराशराद्याः ॥८३॥ पंचमराशौपापो जातंजातंविनाशयेत्पुत्रम् ॥ सप्तमराशौपापोद्वेभार्य्येबादरायणेनोक्तम् ॥८४॥ भौमेनराहुणावापि युक्तस्यात्पंचमेश्वरः । राहुभौमांतरस्थोवा पुत्रनाशकरोभवेत् ॥८५॥ पंचमेनवमेस्थाने चतुर्थेचयदाग्रहाः ॥ अग्रे जाताविनश्यंति पश्चाज्जीवंतिवैसुताः ॥८६॥

जातकरत्ने-पुत्रस्थानादष्टमस्थे सूर्येपीडाज्वराद्भवेत् ॥ चंद्रेच जलशीताभ्यां शस्त्रेणक्षितिनंदने ॥८७॥ बुधेचशीतलादोषाद्गुरौच विषसर्पतः ॥ पश्वादिभिर्दैत्यपूज्ये शनौबालग्रहैर्मृतिः ॥८८॥ राहौ वृक्षादिभिःकेतौ विकारैःपीडनंभवेत् ॥८९॥ पंचमेकादशेभौमे शनि नात्रनिरीक्षिते ॥ गर्भपातभवंदुःखं मृतापत्यभयंभवेत् ॥९०॥ पुत्रेकल त्रेचभवंतिपापा महीसुतोमृत्युगतोयदिस्यात् ॥ गर्भस्रवंतस्यभवेच्चप-त्न्या ग्रहप्रमाणंप्रवदंतिधीराः ॥ ९१ ॥ कर्क्यालिमीनांशगतेसुतेस्ते शुक्रेतनौसौरियुतोसुखेन ॥ तस्यापिपत्नींचवदंतिवंध्यां गर्भस्रवंपाप खगमंदस्थैः ॥९२॥

सर्वार्थचिंतामणी-धीधर्मनाथौसकलत्रनाथौ दुःस्थानगौहीनब लौशुभैर्न ॥ दृष्टेसुतेदारबहुत्वयोगे त्वपुत्रयोगंमुनयोवदंति ॥९३॥

तत्वप्रदीपे-नारीणांजन्मकाले कुजशनितमसः कोणकेंद्रेषुशस्ता॥ श्चंद्रौस्तेचप्रशस्तो बुधासितगुरव स्सर्वभावेपुशस्ताः । लग्नेशः काम भावे मदनगृहपति र्लाभभावेबलस्थोलाभेशःपुत्रभावे वदतिमुनिवरो बन्हपत्याभवंति ॥९४॥

बृहत्पाराशरहोरायां-सुताधीशोहिनिच्चस्थः षडादित्रयसंस्थितः काकवंध्याभवेन्नारी सुतेकेतुबुधौयदि ॥९५॥ सुतेशोनिच्चगोयत्र सुत

स्थानंनपश्यति ॥ तत्रसौरिबुधौस्यातां काकवंध्यात्वमाप्नुयात्॥९६॥ परमोच्चगतेजीवे धनेशेराहुसंयुते ॥ भाग्येशेभाग्यसंयुक्ते संख्यातानत्र सूनवः॥९७॥ पुत्रभाग्यगतेजीवे सुतेशेबलसंयुते ॥ धनेशेकर्मराशिस्थे वसुसंख्यास्तुसूनवः ।९८॥ पंचमात्पंचमेमंदे सुतस्थेचतदीश्वरे ॥ सूनवः सप्तसंख्याश्च द्विगर्भेयमलंभवेत् ॥९९॥ वित्तेशेपंचमस्थेच सुते स्थेपंचमाधिपे ॥ षट्संख्याचसुतप्राप्ति स्तेषांचत्रिप्रजामृतिः॥१००॥ लग्नात्पंचमगेजीवे जीवात्पंचमगेशनौ ॥ मंदात्पंचमगेराहौ पुत्रमेकं विनिर्दिशेत् ॥१०१॥ पंचमेपापसंयुक्ते गुरोःपंचमगःशनिः ॥ भार्यांतरेपुत्रलाभं कलत्रत्रयमाग्भवेत् ॥१०२॥

૧—પાચમા ભાવથી દેવતાની ભક્તિ, રાજા અને પુત્રનો વિચાર તથા પિતા, બુદ્ધિ ને પૂણ્ય કર્મનો વિચાર કરવો. સાતમા, પાચમા, બીજા ને દશમા ભાવમા યાત્રાનો વિચાર અને બારમા ભાવમા પરદેશ ફર વાનો વિચાર કરવો. તથા લગ્ન, ચોથા ભાવને સૂર્યથી [1]પિતાના સુખનો વિચાર, તેમજ ગુરૂથી ને પાચમા સ્થાનથી પુત્ર પ્રાપ્તિ બાબત વિચાર કરવો અને સાતમાના સ્વામીથી, બીજાના સ્વામીથી, ને શુક્રથી સ્ત્રી સંપત્તિ બાબતનો વિચાર કરવો.

૨—દશમા સ્થાનપર ગુરૂ, બુધ ને શુક્રની દૃષ્ટિ હોય, યા સાથે હોય યા તે રાશિનો સ્વામી બળવાન હોય, તો રાજાની કૃપા, પ્રીતિ ને સંપત્તિ વાળો થાય છે, આ પાપી ગ્રહો સાથે દશમાનો સ્વામી નિર્બળ હોય કે ક્રૂરના નવમાંશમાં હોય તો વિદ્યા, નમ્રતા, બુદ્ધિ, ને રાજાના માનથી રહિત થાય.

૩—ચોથાનો સ્વામી લગ્નમા ને લગ્નનો સ્વામી ચોથે હોય, ને બીજા ગ્રહો દેખતા હોય, યા સાથે હોય, તો પશુ જન્મે છે, ને રાહૂ કે કેતુ સાથે કે તેની દૃષ્ટિ હોય તો બકરૂ જન્મે છે. ગુરૂ કે શુક્ર, ચદ્રમા સાથે યા તેની દૃષ્ટિ હોય તો ગાય જન્મે છે, ને શનિ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય તો ભેંસ, લગ્નનો સ્વામી દશમા ભાવમાં હોય, રાહૂ લગ્ને હોય તો પગોથી જન્મે છે., જો લગ્નનો સ્વામી લગ્નમા હોય તો સાપ જન્મે.

૪—બીજા ને સાતમા સ્થાનમાં પાંચમા ને ચોથાનો સ્વામી પાપ-

[1] પાંચમા અને નવમા સ્થાનમાં પણ પિતાનું સુખ જોઇ શકાય છે.

ગ્રહોની દૃષ્ટિવાળા, યા પાપગ્રહો સાથે હોય, ને પુરૂષ ગ્રહોના દ્રેષ્કાણમાં પુરૂષગ્રહ હોય તો વાંદર, કુક્કર ને બિલાડાદિ જન્મે.

૫—તેને શનિ ને બુધ જોતા હોય, તો ઉત્પન્ન થનાર ગોળાકાર, ને ગુરૂ સાથે રાહુ હોય ને નિર્બળ ગ્રહ જોતા હોય, તો બ્રાહ્મણ વંશમાં ઉત્પન્ન થઈ નીચ કર્મ કરે છે. અને એક રાશિમાં ગુરૂ રાહુ ને શનિ હોય, ને શુક્ર બુધ જોતા હોય તો શુદ્ર હોય તો પણ બ્રાહ્મણની બરોબરી કરે છે, ને બ્રાહ્મણ હોય તો બધી વિદ્યાને મેળવે.

૬—પાંચમાનો સ્વામી, યા નવમાનો સ્વામી લગ્નથી સાતમા સ્થાનમાં યા યુગ્મરાશિમાં ચંદ્ર શુક્ર સાથે કે તેમની દૃષ્ટિવાળા હોય, તો છોકરી જન્મે છે; ને પુરૂષરાશિ ને પુરૂષ ગ્રહની દૃષ્ટિથી યા યોગથી બહુ પુત્રોવાળો થાય છે, યા ગુરૂથી પાંચમી રાશિમાં પણ પુત્રોનું સુખ કહેવું. એટલે ગુરૂથી પાંચમી રાશિ પાપગ્રહોની હોય, ને પાપગ્રહ યુક્ત હોય તો છોકરાનો નાશ, ને શુભગ્રહની રાશિ હોય ને શુભગ્રહ યુક્ત હોય તો પુત્રનું સુખ કહેવું. )

૭—લગ્નથી પાંચમી રાશિ શુક્ર કે ચંદ્રમાની હોય, યા શુક્ર, ચંદ્રમા સાથે હોય, અથવા જોતા હોય ને પાપગ્રહ ન બેઠા હોય તો બહુ પુત્રોવાળો, યા શનિ મંગળની દૃષ્ટિ હોય, તો પુત્ર રહિત થાય.

૮—પુત્રભાવથી સાતમા સ્થાનમાં શુભગ્રહની રાશિ કે નવમાંશ હોય ને તેમાં સાતમાનો સ્વામી હોય ને શુભગ્રહ સાથે કે તેની દૃષ્ટિવાળો હોય ને કેન્દ્ર (૧-૪-૭-૧૦) કે ત્રિકોણ ( ૯-૫ ) માં હોય તો પૈસાવાળો, યા પાંચમાનો સ્વામી પોતાની રાશિમાં હોય, તો થોડા પુત્રોવાળો, યા નવમાંશમાં પાંચમાનો સ્વામી પોતાની રાશિમાં યા પોતાના નવમાંશમાં હોય તો એક છોકરાવાળો થાય.

૯—સાતમાનો સ્વામી પાંચમે હોય, તો તે પુત્ર રહિત કે સ્ત્રી વિનાનો થાય. પાંચમા ભાવથી છઠ્ઠે, આઠમે, બારમે પાપગ્રહ હોય તો કુળનો નાશ; ને સિંહ રાશિમાં રાહુ હોય ને તેનો સ્વામી ( ૬-૮-૧૨ ) મે હોય, તો પુત્રોનો નાશ, યા લગ્નનો સ્વામી પાંચમે યા પાંચમાનો સ્વામી લગ્નમાં હોય તો દત્તક પુત્રવાળો થાય.

૧૦—લગ્ન ને પાંચમા ભાવનો સ્વામી બંને ખરાબ સ્થાન (૬-૮-૧૨) માં હોય, ને શુભગ્રહની દૃષ્ટિ હોય, તો દત્તક પુત્રોવાળો, યા પાંચમા ભાવમાં રહેલી રાશિનો કારકગ્રહ જે જાતિનો હોય. યા જેવો સંબંધી હોય-

તેવા દત્તક પુત્રવાળો થાય છે. જો ગ્રહ ન હોય તો બીજાથી દત્તક પુત્રવાળો થાય.

૧૧—પાંચમાનો સ્વામી કેન્દ્ર ત્રિકોણમાં શુભગ્રહની રાશિમાં હોય, યા શુભગ્રહ સાથે હોય, તો બાલ્યાવસ્થામાં પુત્રોવાળો, યા પાંચમા ભાવના સ્વામી સાથે રાહુ હોય ને પાંચમાના સ્વામીની દશા અન્તર્દશામાં જન્મે તો થોડા આયુષ્યવાળો ને રાહુની દશા અન્તર્દશામાં જન્મે તો બહુ આયુષ્યવાળો થાય.

૧૨—પાંચમા ભાવનો સ્વામી ને બીજા ભાવનો સ્વામી બન્ને નિર્બળો હોય, ને પાંચમા ભાવપર પાપીગ્રહોની દૃષ્ટિ હોય, તો બહુ સ્ત્રીઓ છતાં પુત્રવિનાનો, યા તેની સ્ત્રી પુત્રપ્રાપ્તિયોગમાં જન્મી હોય, યા શુભગ્રહ પાંચમામાં રહી છઠ્ઠા ભાવની સ્વામીની દૃષ્ટિવાળો હોય, તો વ્યભિચારથીપુત્રથાય.

૧૩—પાંચમો ભાવ, પાંચમા ભાવનો સ્વામી યા ગુરૂ શુભગ્રહની દૃષ્ટિવાળા હોય, યા શુભગ્રહ સાથે બેઠા હોય, તો પુત્રવાળો થાય છે. એમાં કંઈ સંદેશ ન સમજવો.

૧૪—લગ્નનો સ્વામી પાંચમા ભાવમાં હોય, ને પાંચમાનો સ્વામી બળવાન હોય, ને ગુરૂ પૂર્ણબળી હોય, તો અવસ્ય પુત્રવાળો થાય.

૧૫—પાંચમા સ્થાનમાં પૂર્ણબળી ગુરૂ હોય, ને લગ્નના સ્વામીની દૃષ્ટિ હોય તો તે અવસ્ય પુત્રવાળો થાય.

૧૬—વૈશેષિકાંશમાં ગુરૂ, ને પાંચમાનો સ્વામી હોય, ને નવમા ભાવના સ્વામીની પાંચમા ઉપર દૃષ્ટિ હોય તો પુત્રવાળો થાય.

૧૭—દશમા સ્થાનમાં ચંદ્ર, સાતમામાં શુક્ર, ને ચોથા ભાવમાં પાપીગ્રહ હોય, તો સતતિ અવસ્ય નાશ પામે.

૧૮—લગ્નનો સ્વામી (૬–૮) મે હોય, ને પાંચમાનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, શત્રુ ને નીચના ગ્રહોની દૃષ્ટિ હોય તો પુત્રનો નાશ થાય.

૧૯—લગ્ન, સાતમા, નવમા, ને બારમા સ્થાનમાં પાપીગ્રહ હોય, યા શત્રુની રાશિમા કે શત્રુના વર્ગમાં હોય, તો વંશનો નાશ થાય

૨૦—ગુરૂ, લગ્નનો સ્વામી, સાતમાનો સ્વામી ને પાંચમાનો સ્વામી, એ નિર્બળ હોય તો પુત્ર વિનાનો થાય.

૨૧—પાચમા સ્થાનમાં પાપીગ્રહ હોય, ને પાચમાનો સ્વામી નીચ રાશિમાં હોય, ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો પુત્ર વિનાનો થાય.

૨૨—ગુરૂ, લગ્ન ને ચંદ્રમા તેથી પાંચમા ભાવમાં પાપીગ્રહ હોય, ને શુભગ્રહની દૃષ્ટિ કે શુભગ્રહના યોગથી રહિત હોય, તો છોકરાં વિનાનો થાય.

૨૩—પાંચમા સ્થાનમાં પાપીગ્રહ, ને પાંચમાનો સ્વામી પાપગ્રહોના મધ્યમાં હોય,ને શુભગ્રહની દૃષ્ટિ કે યોગથી રહિત હોય,તો છોકરાં વિનાનો થાય.

૨૪—પાપગ્રહોના મધ્યમાં ગુરૂ હોય, પાંચમાનો સ્વામી નિર્બળ હોય ને શુભગ્રહોની દૃષ્ટિ કે સાથે ન હોય તો છોકરાં વિનાનો થાય.

૨૫—પાંચમા સ્થાનમાં મિથુન, કન્યા, મકર, કુંભરાશિ હોય, ને શનિ, ગુલિક જોતા હોય કે સાથ હોય તો દત્તક પુત્રોવાળો થાય.

૨૬-૨૭—ગુરૂ, મીનરાશિમાં હોય, તો થોડાં છોકરાંવાળો, ને ધનરાશિમાં હોય, તો દુર્બળ છોકરાંવાળો, અને કર્ક કે કુંભરાશિમાં ગુરૂ હોય તો છોકરાં વિનાનો થાય. આ પ્રમાણે ફળ પાંચમા સ્થાનમાં કર્ક, મીન, કુંભ, કે ધનરાશિમાં ગુરૂ હોય તો મળે.

## પુત્ર ન થવાનું કારણ.

૨૮—ગુરૂપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તો દેવતાઓના શ્રાપથી પુત્રનો નાશ, ને છઠ્ઠા ભાવનો સ્વામી સાથે હોય કે તેની દૃષ્ટિ હોય તો બ્રાહ્મણોના શ્રાપથી પુત્રનો નાશ થાય.

૨૯—ચોથા સ્થાનમાં પાપગ્રહો હોય ને પાંચમાનો સ્વામી શનિ સાથે હોય, ને બારમા તથા આઠમા સ્થાનમાં પાપગ્રહ હોય, તો માતાના દોષથી પુત્રનો નાશ થાય.

૩૦—નવમા સ્થાનમાં પાપગ્રહો હોય, ને પાંચમાનો સ્વામી શનિ સાથે હોય, યા નવમું પાંચમું, સ્થાન ગુલિક સાથે હોય તો પિતૃના દોષથી પુત્રનો નાશ થાય.

૩૧—પાંચમા સ્થાનની રાશિ, યા પાંચમાનો સ્વામી નિર્બળ હોય, ને રાહુ કે કેતુ સાથે કે તેની દ્રષ્ટિવાળો હોય, તો સાપના દોષથી પુત્રનો નાશ થાય.

૩૨—પાંચમા સ્થાનમાં કોઇ ગ્રહ બળવાન હાય, ને તેની પાંચમાના સ્વામીપર દૃષ્ટિ ન હોય તો દત્તક પુત્રોવાળો થાય.

૩૩—પાપીગ્રહની રાશિમાં ચંદ્ર હોય, પાંચમાનો સ્વામી નવમા સ્થાનમાં હોય, ને ત્રિકોણ (૯-૫) માં લગ્નનો સ્વામી હોય, તો દત્તક પુત્રોવાળો થાય.

૩૪—એકી લગ્નમાં પાંચમાનો સ્વામી હોય, યા ચોથા સ્થાનમાં હોય, યા શનિના નવમાંશમાં હોય, તો દત્તક પુત્રોવાળો થાય.

૩૫—સમ નવમાંશ કે શનિના નવમાંશમાં પાંચમા ઘરનો સ્વામી સૂર્ય બુધ સાથે હોય, તો દત્તક પુત્રોવાળો થાય.

૩૬—શનિના નવમાંશમાં પાંચમાનો સ્વામી હોય, અને ગુરૂ કે શુક્ર પોતાની રાશિમાં હોય, તો પહેલાં દત્તક પુત્રોવાળો, ને પછીથી પોતાની સ્ત્રીથી પુત્રોવાળો થાય.

૩૭—શનિના નવમાંશમાં ગ્રહ હોય, ને શુકલ પક્ષમાં અધિક બળી હોય, યા ગુરૂ ચોથા સ્થાનમાં હોય, તો દત્તક પુત્રોવાળો થાય.

૩૮—મંગળ લગ્નમાં હોય, ને આઠમા સ્થાનમાં સૂર્ય હોય, અથવા ચોથામાં સૂર્ય હોય, ને શુભગ્રહની દૃષ્ટિ હોય, તો લાંબા વખત પછી પુત્રવાળો થાય.

૩૯—લગ્નમાં શનિ, ને આઠમામાં ગુરૂ હોય, ને પાંચમો ભાવ નિર્બળ હોય, યા બારમે મંગલ હોય, તો લાંબા વખત પછી પુત્રવાળો થાય.

૪૦—ગુરૂ ચંદ્રમાને લગ્નથી જે પાંચમું ને નવમું સ્થાન હોય તે યા તેના સ્વામીની દશા અન્તર્દશામાં પુત્ર આપનાર થાય, પાંચમાના સ્વામીને સ્પષ્ટ સાતમાના સ્વામીનો યોગ કરવો ને તે રાશિમાં રહેલો ગ્રહ, કે તેને દેખનાર ગ્રહ હોય, તેની દશા અન્તર્દશામાં પુત્રનો લાભ થાય, અથવા સાતમા ને પાંચમાના સ્વામીના ભેગા જે ગ્રહ હોય, કે જે ગ્રહની દૃષ્ટિ હોય, તેની દશા અન્તર્દશામાં પણ પુત્રનો લાભ થાય.

૪૧—પાંચમાનો સ્વામી, પાચમાનો કારક, પાંચમામાં રહેલા ગ્રહો, ને પાંચમાને દેખનાર ગ્રહો તે (૬-૮-૧૨) માના સ્વામીઓ હોય, ને નિર્બળ હોય ને (૬-૮-૧૨)મે હોય તો તેની દશા અન્તર્દશામાં પુત્રનો નાશ, ગ્રા એ ચારે બળવાન હોય ને શુભગ્રહ હોય તો તેની દશા અન્તર્દશામાં પુત્રનો લાભ, ને સંપત્તિવાળો, રાજાથી પ્રીતિ કરનાર થાય.

૪૨—દશમાનો સ્વામી શુભ ગ્રહ હોય, ને તે નીચ, અસ્તનો શત્રુની રાશિમાં હોય, યા ક્રૂર ષષ્ટ્યંશમાં હોય, તો બાપને દુ:ખ થાય.

૪૩—બાપનાથી દશમા સ્થાનમાં રહેલી રાશિમાં જે જન્મે એ, તે બાપના જેવા ગુણવાળો, યા બાપના જન્મ લગ્નથી ત્રીજી રાશિમાં જે જન્મે તે બાપને વશ થાય.

૪૪—બાપના જન્મ લગ્નથી છઠ્ઠા આઠમા લ[illegible] તે બાપનો શત્રુ યા છઠ્ઠા આઠમાના સ્વામીઓ બાપથી શ્રેષ્ઠ થાય.

૪૫—લગ્ન થકી અગીયારમા ને નવમા **સ્થાનમાં** શનિ મંગળ, રાહુ હોય, તો બાપનું; યા શનિ મંગળ બે સાતમા, આઠમા સ્થાનમાં હોય તો બાળકનું; યા દશમા ને પાંચમા ભાવમાં મંગળ, સૂર્ય, શનિ, ચંદ્ર હોય તો ક્રમથી મામા, બાપ, બાળક, ને માતાનું મરણ કરે છે જેમ કે દશમા, પાંચમા, ભાવમાં મંગળ હોય તો મામીનું, સૂર્ય બાપનું, શનિ બાળકનું, ચંદ્ર માતાનું મરણ કરે.

૪૬—દશમાનો સ્વામી બળવાન હોય, ને લગ્નનો સ્વામી, ચંદ્ર, ને ચોથા ભાવનો સ્વામી, એ ત્રણે નિર્બળ હોય, તો તેની માતા ગર્ભથી મરે.

૪૭—જે રાશિ કે નવમાંશમાં સૂર્ય હોય, તેમાં જે બળવાન રાશિ હોય, તેનાથી નવમે, પાંચમે સૂર્ય આવે તો બાપનું મરણ થાય છે. યા ચંદ્રમાની રાશિ કે નવમાંશમાં જે બળી હોય તેનાથી નવમે, પાંચમે સૂર્ય આવે તો માતાનું મરણ થાય.

૪૮—નવમાંશમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિનો સ્વામી નવમાંશમાં કે **દ્વાદશાંશમાં** જે રાશિમાં હોય, તે રાશિમાં ચંદ્રનું ભ્રમણ થાય ત્યારે ક્રમથી માતા પિતાનું મરણ થાય.

૪૯—સૂર્ય (૬–૮–૧૨) મે હોય કે સૂર્ય, સિંહ કે મીનના દ્વાદશાંશમાં હોય, તો જન્મથી પહેલાં બાપનું મરણ થાય.

૫૦—સ્પષ્ટ ગુલિકમાંથી સ્પષ્ટ સૂર્યને બાદ કરવો. પછી જે રાશિ આવે તેના નવમા, પાંચમા સ્થાનમાં શનિ; યા ગુરૂ આવે તો રોગ કરે છે, ને નવમાંશમાં આવે તો બાપ મરણ પામે છે, યા સ્પષ્ટ સૂર્યમાં સ્પષ્ટ યમકંટકનો યોગ હોય, તે રાશિમાં કે નવમા, પાંચમામાં ગુરૂ આવે ત્યારે તો બાપને રોગ, કે તે રાશિના નવમાંશમાં ગુરૂ આવે ત્યારે બાપનું મરણ થાય.

૫૧—દશમાનો સ્વામી. ને ચોથાનો સ્વામી, નહિ દેખાય એવા સ્થાન (૧ થી ૭) માં હોય તો તે માબાપનું અંત્ય વખતમાં મુખ દેખતો નથી. પાંચમાનો સ્વામી અદશ્ય રાશિમાં હોય, તો પુત્રનું મુખ અંત્ય વખતમાં દેખતો નથી.

૫૨—પાંચમાનો સ્વામી (૬–૮–૧૨) સ્થાનમાં હોય, યા નહિ દેખાય તેવા ભાવમાં હોય, તો મંદબુદ્ધિવાળો, યા કેન્દ્ર (૧–૪–૭–૧૦) કે ત્રિકોણ (૯–૫) સ્થાનમાં શુભગ્રહ ભેગો કે ગુરૂ સાથે હોય, ને બળવાન હોય, તો બુદ્ધિમાન, શાસ્ત્ર જાણનાર થાય.

૫૩—ગુરૂ મૃદુષષ્ટ્યંશમાં હોય, યા પોતાના નવમાંશમાં હોય, તો

ભૂત, ભવિષ્ય, વર્તમાન જાણનારો, યા ગોપુરાદિ અંશમાં શુભ ગ્રહના નવમાંશમાં શુભગ્રહની દૃષ્ટિઓ હોય, તોપણ તેવોજ થાય.

૫૪—પાંચમાનો સ્વામી શુભગ્રહના નવમાંશમાં હોય, યા શુભગ્રહ સાથે મંગળ કેન્દ્રમાં હોય તો અનાજનું હમેશાં દાન આપનાર થાય.

૫૫—પાંચમે શુભગ્રહની રાશિમાં શુભગ્રહ બેઠા હોય, ને શુભગ્રહ જોતા હોય, તો તેને સંતાનનો યોગ જ્યોતિર્વિદોએ કહેવો. પાપગ્રહ યુક્ત પાપ રાશિ ને પાપ દષ્ટ હોય તો સંતાનનો યોગ કહેવો નહિ.

૫૬—પાંચમાનો સ્વામીને શુભગ્રહ પાંચમે યુક્ત દષ્ટ હોય તો સંતાનની પ્રાપ્તિ કરે. પાંચમે પોતાનો સ્વામી ન જોતો હોય ને પાપગ્રહો જોતા કે યુક્ત હોય તો સંતાનની પ્રાપ્તિ કહેવી નહિ.

૫૭—લગ્નનો સ્વામી લગ્નમાં, બીજે કે ત્રીજે હોય તો પ્રથમ ગર્ભે પુત્ર થાય. ચોથે હોય તો બીજા ગર્ભે પુત્ર થાય. પછી પાંચમે હોય તો પુત્રી, છઠ્ઠે પુત્ર એમ આગળના ભાવોમાં પુત્રી તથા પુત્રની કલ્પના કરવી.

૫૮—પાંચમે રાશિનો જેટલો અંક હોય તેટલી સંતાન સંખ્યા કહેવી. એમ કેટલાક પંડિતોનું કહેવું છે. અને ઉચ્ચ મૂળ ત્રિકોણ કે પોતાની રાશિના શુભગ્રહોની દૃષ્ટિ હોય તો સંતાન સારાં થાય.

૫૯—પાંચમો ભાવ જેટલા નવમાંશમાં હોય તેટલી સંતાનની સંખ્યા કહેવી. તેમાં શુભગ્રહોની દૃષ્ટિ હોય તો બમણી સંખ્યા કહેવી. અને પાપ ગ્રહોની દૃષ્ટિ કે યોગ હોય તો ઓછી કહેવી, ને મિશ્ર ગ્રહની દૃષ્ટિ હોય તો મિશ્ર સંખ્યા કહેવી.

૬૦—પાંચમે પાપગ્રહની રાશિ, પાપગ્રહયુક્ત હોય ને શુભગ્રહ ન જોતા હોય તો, સંતાન હીન થાય.

૬૧—પાંચમે શુક્ર કે ચંદ્રની રાશિ હોય ને શુક્ર ચંદ્રયુક્ત કે ગ્રહ ચંદ્રયુક્ત કે દષ્ટ હોય, ને એકી રાશિ હોય તો, પુત્રી ને એકી રાશિ હોય તો પુત્ર કહેવો.

૬૨—પાંચમે શનિ પોતાની રાશિનો હોય, ને ચંદ્ર જોતો હોય તો, દત્તક લીધેલી પ્રજા હોય. તેમજ જો બુધ જોતો હોય તો વેચાતી લીધેલી પ્રજા હોય એમ કહેવું.

૬૩—પાંચમાના સ્વામી સાથે કે ૫-૬-૧૨ મે પાપગ્રહ હોય તો સંતાન થતાં નથી ને થાય તો જીવતાં નથી.

૬૪—પાંચમે શનિની રાશિમાં ચંદ્ર હોય, ને સૂર્ય શુક્ર જોતા હોય તો બીજી સ્ત્રીથી સંતાનનું સુખ થાય.

૫૩—લગ્નનો સ્વામી ઉચ્ચનો હોય, ને ચંદ્ર ૧૧ મે હોય, ને આઠમે ગુરૂ હોય તો, તે લાંબા આવરદાવાળો થાય.

નવમા ભાવનું ફળ. ( ઘણા ગ્રંથોમાંથી )

जातकाभरणे—विद्वायसर्वैंगणकैर्विचिंत्य भाग्यालयंकेवलमत्रय त्नात् ॥ आयुश्चमाताचपिताचवंशो भाग्यान्वितेनैवभवंतिधन्याः॥१९॥ मूर्तेश्चापिनिशापतेश्चनवमं भाग्यालयंकीर्त्तितं तत्तत्स्वामियुतेक्षितं प्रकुरुते भाग्यंस्वदेशोद्भवम् ॥ चेदन्यैर्विषयांतरेत्रशुभदाःस्वोचादिगा सर्वदा कुर्युर्भाग्यमसाधवोतिविचला दुःखोपलब्धिपराम् ॥ २० ॥ चेत्भाग्यगामीखचरःस्वगेहे सौम्येक्षितोयस्यनरस्यसूतौ भाग्याधिशा लीस्वकुलावतंसो हंसोयथामानसराजमानः ॥२१॥ स्वोचोपगोभाग्य गृहेनभोगो नरस्ययोगंकुरुतेसुलक्ष्म्याः ॥ सौम्येक्षितोसौयदिभूमि-पालं दंतावलोत्कृष्टविलासशीलः ॥२२॥

जातकसंग्रहे—नवमभावपतिर्यदिकेंद्रगा नवमपंचमगश्चयदाभवेत्॥ प्रसवलग्नपतिर्यदितुंगगः सुखसमृद्धियुतोमरणांतकः ॥ २३ ॥ नवम भावगतःस्वगृहेशनि र्भवतिचेत्ममहेश्वरयज्ञकृत् ॥ अतिशयंकुरुतेजय संयुतं नृपतिवाहनचिन्हसमन्वितम् ॥२४॥ गुरुर्भाग्येभवेन्मंत्री महा भाग्योऽखिलेश्वरः ॥ अवलेपिशुभेखेटे भाग्यस्थेधार्मिकोनरः ॥२५॥ समृद्धोधार्मिकोजात स्तेजोरूपगुणान्वितः ॥ स्यात्समस्तग्रहैर्दृष्टे भा-ग्यस्थेसुरमंत्रिणि ॥२६॥ सर्वराज्यप्रदाज्ञेया भाग्यार्क्षस्थाःशुभग्रहाः॥ धनस्थांवरधान्यायु र्धर्मसौभाग्यवृद्धिदाः ॥२७॥ भाग्याधिपश्चेयदि केंद्रसंस्थ श्चाद्येवयस्येवसुखोदयःस्यात् ॥ त्रिकोणगःस्वोचगतोथ-वाचे न्मध्येवयस्यस्वफलप्रदःस्यात् ॥२८॥ भाग्याधिनाथःस्वगृहेष मित्र गृहेथवास्याद्वयसोंत्यभागे ॥ भाग्योदयंतस्यवदंतितज्ज्ञाः शुभ ग्रहैर्दृश्युतेक्षितेच ॥२९॥ स्वस्वराशौस्थिताःपाप ग्रहाभाग्यर्क्षसंयुताः॥ शुभैर्दृष्टानरंकुर्युः प्रभूतगुणमुत्तमम् ॥३०॥ सकलशुभअसौम्याः स्वो च्चगाभाग्यराशौ कनकधनसमृद्धिश्रेयउत्पादयंति ॥ अथशुभविहगेंद्रै

स्तत्रदृष्टानरेंद्रं विहतरिपुसमूहंदिव्यकायं सुकांतिम् ॥३१॥

कुंडलीकल्पतरु—यदाचाष्टमेभूमिजःक्षोणसूर्यः शशीखेतदा भिक्षयित्वासजीवेत् ॥ यदाचंद्रमानीचगोघानवानां तदाभाग्ययोगा विनष्टाश्चसर्वे ॥३२॥ यदादेवपूज्योमृगेस्यान्नराणां तदातस्यगेहे दरिद्रस्यवासः तथाभार्गवोनीचगोवायदास्या त्तदाभाग्यहीनंनरंवै वदंति ॥३३॥ यदाकेंद्रगो देवपूज्योनराणां सचंद्रस्तथाभार्गवेणाच दृष्टः ॥ तदा भाग्यशाली नरो दीर्घजीवी वदंति ध्रुवं योग युक्ते-र्विचारात् ॥३४॥

तत्वप्रदीपे—धर्मेशोधर्मभावेजनकभवतनौ कोशपुत्रेसुखस्थोनो नीचस्थोनसंधौ हितनिलयगतस्तुंगराशौगतोवा ॥ येषांपुण्याकृतीनां विहरति कमला मंदिरेचापितेषां दासेवंशेपिजाता इहमुनिगदिता स्तेनरेंद्राभवंति ॥३५॥

वृद्धहोराप्रकाशे—नवमभावपतिरिपुमध्यगः नवमभंरिपुदृष्टियु तंतथा ॥ यदितदापरधर्मयुतोनरः स्वग्रहस्त्रोच्चगतोनजधर्मकृत् ॥३६॥

सर्वार्थचिंतामणिः—गुरौवाभृगुपुत्रेवा स्वोच्चमित्रांशकेशुभे ॥ धर्माधिपेबलयुते धर्माध्यक्षोनरोभवेत् ॥३७॥ गुरुशुक्रबुधांशस्थे धर्म नाथेशुभेक्षिते ॥ शुभग्रहाणांमध्यस्थे धर्मभाक्सनरोभवेत् ॥ ३८ ॥ सौम्यान्वितेधर्मगृहे तस्मिन्पापांशसंयुते ॥ क्रूरषष्ट्यंशकेवापि दंभा द्धर्मपरिग्रहः ॥३९॥ भाग्याधिपेविलग्नेशे दुश्चिक्येधर्मगेपिवा ॥ बलवान्स्वोच्चभेवापि येषांतेश्रेष्ठमानवाः ॥४०॥ धनाधिपे लाभगते तदिशे भाग्यस्थितेतद्भवनाधिपेर्थे ॥ कर्माधिपेनापियुतेथदृष्टे जातो महाभाग्ययुतोनरःस्यात् ॥४१॥ तृतीयराशेरधिपेनयुक्ते भाग्याधिपे सौम्यदृशासमेते ॥ शुभान्वितेशोभनखेचरांशे भ्रातुर्धनाद्भाग्यमुपैति जातः ॥४२॥ पुत्रेश्वरेवायदिभाग्यराशौ भाग्याधिपेनात्रयुतेपिदृष्टे ॥ तत्कारकेवायदिपुत्रभावे जातःसुताद्भाग्यमुपैतिवित्तम् ॥४३॥ ज्ञाति

स्थानाधिपेभाग्ये भाग्येशेज्ञातिसंगते ॥ ज्ञातिकारकसंयुक्ते ज्ञातिभाग्यमुपैतिसः ॥४४॥ भाग्याधिशेविनाशस्थे शत्रुनीचनिरीक्षिते ॥ क्रूरांशेनीचराश्यादौ भाग्याहीनोभवेन्नरः ॥४५॥ लग्नेशेभाग्यराशिस्थे भाग्येशेलग्नमाश्रिते ॥ लाभे भाग्येशसंयुक्ते पुनर्भाग्यंलभेत्खलु ॥४६॥ दानस्थानाधिपेस्त्वोच्चे शुभग्रहनिरीक्षिते ॥ तत्स्थानेशुभसंयुक्ते दानकृत्सनरोभवेत् ॥४७॥ दानाधिपेनसंद्रष्टे लग्नेतन्नायके पिवा ॥ तस्मिन्केंद्रत्रिकोणस्थे महादानकरोभवेत् ॥४८॥ चतुर्थेदान भायेशे कर्मेशेकेंद्रमाश्रिते॥ व्ययेशेगुरुसंद्रष्टे महादानकरोभवेत्॥४९॥

बृहत्पाराशरहोरायां—गुरुणासंयुतेभाग्ये तदीशेकेंद्राशिगे ॥ विंशद्वर्षात्परंचैव बहुभाग्यंविनिर्दिशेत् ॥५०॥ लग्नेशेभाग्यराशिस्थे भाग्येशेलग्नसंयुते ॥ गुरुणासंयुतेद्यूने धनवाहनलाभकृत् ॥ ५१ ॥ भाग्यस्थानगतेमंदे शशिनाचसमन्विते ॥ लग्नेशेनीचराशिस्थे भिक्षाशीचनरोभवेत् ॥५२॥

मानसागरी—द्वाविंशेरविणाचवर्षकथितं चंद्रेचतुर्विंशतिर्विंश विंशतिभूमिनंदनमतंदात्रुंशे चस्मृतम ॥ जीवेषोडशवर्ष पंचविंशति भृगोःषट् त्रिंशसौरीवदेत् कर्मेशात्खलुकर्मचैव कथितं लग्नाधिपौ चेत्स्मृतम ॥५३॥

નવમા ભાવનું ફળ ( જાતકપારિજાત. )

૧—ભાગ્યનો પ્રભાવ, ગુરૂ, તપ, ધર્મ, શુભ કામ, એનો વિચાર નવમા ભાવથી કે ગુરૂથી કરવો; યા નવમાનો સ્વામી ને ગુરૂ શુભ ગ્રહના વર્ગમાં હોય, યા નવમામાં શુભગ્રહ સાથે હોય, તો ભાગ્યવાન થાય.

૨—નવમે પાપી, કે શત્રુ, યા નીચ, યા અસ્તના ગ્રહ હોય તો યશ, ધન, ધર્મ રહિત થાય. યા પાપીગ્રહ ઉચ્ચમાં, યા મિત્રનો નવમે હોય, તો હમેશાં ભાગ્યવાળો થાય.

૩—નવમો ભાવ, ને નવમાનો સ્વામી, શુભગ્રહ સાથે કે દૃષ્ટિવાળા હોય, તો નિશ્ચય ભાગ્યવાન, યા નવમે, શુક્ર ચંદ્ર, કે પાપગ્રહ હોય, તો ગુરૂની સ્ત્રીમાં પ્રીતિવાળો, યા નવમે ગુરૂપર સૂર્યની દૃષ્ટિ હોય, તો રાજા યા રાજાનો પ્રધાન, યા બુધ દેખતો હોય તો ધનવાન, યા શુક્ર દેખતો

હોય, તો ઘોડાઓને સ્વામી, યા ચંદ્રમા દેખે તો સુખી, યા શનિ દેખે તો ઉંટો વિગેરે પશુનું સુખ ભોગવનાર થાય.

૪—ગુરૂપર ચંદ્ર સૂર્યની દૃષ્ટિ હોય તો, વિદ્યાવાળો, હાથી, ઘોડા, ગાયો વિગેરેથી **ધનવાન**, યા નવમે ગુરૂપર મંગળ સૂર્યની દૃષ્ટિ હોય તો સેનાવાળો, વાહન ( હાથી, ઘોડા, વિગેરે ) વાળો, ધનવાન, યા સૂર્ય બુધની દૃષ્ટિ હોય, તો વિદ્યાનો વાદ કરવામાં આનંદ પામનાર, બહુ ધનવાન, યા શુક્ર સૂર્યની દૃષ્ટિ હોય, તો વિનયવાળો થાય.

૫—ગુરૂપર સૂર્ય શનિની દૃષ્ટિ હોય, તો ગુણોનો સમુદ્ર, ચતુર, બહુ ગામોવાળો, યા નવમા સ્થાનમાં ગુરૂપર ચંદ્ર મંગળની દૃષ્ટિ હોય, તો બહુ યશવાળો, સેનાવાળો, લક્ષ્મીવાન, યા ચંદ્ર બુધની દૃષ્ટિ હોય, તો ઘરના સુખવાળો, શ્રેષ્ઠધન, પથારી આસન વિગેરેનું સુખ ભોગવનાર, યા શુક્ર ચંદ્રમાની, દૃષ્ટિ હોય, તો પુત્ર વિનાનો, શૂરવીર, ધનવાન, કર્મ કરનાર થાય.

૬—ગુરૂપર ચંદ્ર શનિની દૃષ્ટિ હોય, તો ગુણવાન, વાદ કરનાર, પરદેશમાં રહેનાર, યા નવમા સ્થાનમાં ગુરૂપર, શુક્ર બુધની દૃષ્ટિ હોય, તો બહુ વિદ્યાવાળો, યા સર્વે ગ્રહોની દૃષ્ટિ હોય, તો મનુષ્યોમાં શ્રેષ્ટ રાજા, બહુ ધનવાન, યા બધા શુભગ્રહો નવમા સ્થાનમાં હોય, તો સૌભાગ્યવાળો, કપડાં રાજ્ય ને ધન સુખવાળો થાય.

૭—નવમાનો સ્વામી આઠમા સ્થાનમાં હોય, ને તેને નીચ, કે શત્રુ રાશિમાં રહેલા ગ્રહ દેખતા હોય, યા ક્રૂર ગ્રહના નવમાંશમાં, યા નીચ રાસ્યાદિકમાં યા ક્રૂર **ષષ્ટયંશમાં** હોય, તો ભાગ્ય વિનાનો થાય.

૮—નવમાનો સ્વામી શુભગ્રહ સાથે હોય, કે શુભની દૃષ્ટિ હોય, યા નવમે શુભગ્રહ સાથે સંબંધ હોય, તો યશવાન, ધનવાન, ને ભાગ્યવાન થાય.

૯—નવમાનો સ્વામી **સિંહાસનાંશમાં હોય,** ને તેનાપર લગ્નના સ્વામીની યા દશમાના સ્વામીની દૃષ્ટિ હોય, તો મોટાં દાન કરનારો થાય.

૧૦—ગુરૂ, યા નવમાંશનો સ્વામી નવમામાં હોય, ને તેનાપર શુભગ્રહોની દ્રષ્ટિ હોય, તો ગુરૂમાં ભક્તિવાળો થાય.

૧૧—નવમા ઘરમાં શુભગ્રહો રહ્યા હોય તેમજ નવમાંશમાં ગુરૂ જે રાશિનો હોય તેમાં શુભગ્રહો હોય, તેમજ નવમાનો સ્વામી નવમાંશમાં ગુરૂની રાશિનો હોય તો ગુરૂની ભક્તિ કરનાર ને સુખી થાય.

૧૨—નવમાનો સ્વામી—ગુરૂ, શુક્ર કે બુધના નવમાંશમાં હોય ને તેને શુભગ્રહો જોતા હોય કે શુભગ્રહોના મધ્યમાં હોય તો ધર્મ કરનારો થાય.

૧૩—નવમા સ્થાનમાં પાપીગ્રહ હોય તો પાપ ભોગવનાર, ને નવ-

માનો સ્વામી પાપીગ્રહો સાથે હોય, યા ક્રૂર ષષ્ટયંશમાં હોય, તો અધર્મી થાય.

૧૪—દશમાનો સ્વામી, યા કારક, છઠ્ઠે, આઠમે, બારમે હોય; તો તેનો બાપ મરણ વખતે પુત્રનું મુખ જોઇ શકતો નથી. યા કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો અંત્ય વખતમાં છોકરાનું મ્હોડું જુએ છે.

૧૫—ચોથાનો સ્વામી, શુક્ર ને ચંદ્ર બળવાન થઇ છઠ્ઠા સ્થાનમાં યા છઠ્ઠાના સ્વામી સાથે હોય, તો તેનો બાપ રાત્રિ વખતે મરણ પામે, યા ચંદ્ર સિવાય છઠ્ઠાના સ્વામી સાથે ચોથાનો સ્વામી હોય તો દિવસે, મરણ થાય.

૧૬—શુભગ્રહ, ચરલગ્નના પહેલા નવમાંશમાં હોય, ને નવમાનો સ્વામી બળવાન થઈ ગુરૂ શુક્ર સાથે યા ગુરૂ શુક્રની દૃષ્ટિવાળો હોય, તો જપ, ધ્યાન, ને સમાધિ કરનાર થાય.

૧૭—દશમાનો સ્વામી યા નવમાનો સ્વામી દેવલોકાદિ અંશમાં હોય, ને શુભગ્રહ પારાવતાંશમાં હોય, તો બ્રહ્મજ્ઞાની થાય.

૧૮—નવમાનો સ્વામી, ને ગુરૂ, પારાવતાદિ અંશમાં હોય, ને લગ્નનો સ્વામીને ગુરૂ દૃષ્ટિ કરતો હોય તો મોટાં દાન કરનારો થાય.

*બીજા ઘણા ગ્રંથોમાંથી.*

૧૯—જ્યોતિર્વિદોએ બીજા સર્વ ભાવો એક બાજુપર મુકી, કેવળ ભાગ્ય ભાવનો સંપૂર્ણ યત્નથી વિચાર કરવો, કેમકે જીન્દગી ભાગ્યવાનનીજ સફળ છે. માતા, પિતા, પુત્ર, પૌત્રાદીક, સર્વે ભાગ્યવાનને ધન્યવાદ આપે છે. અર્થાત્ નિર્ભાગીને સર્વ નિષ્ફળ છે.

૨૦—લગ્ન વા ચંદ્રથી નવમુ ભાગ્યભવન છે તેના સ્વામીઓ યુક્ત કે જોતા હોય તો, પોતાના દેશમાં, ને બીજાગ્રહો યુક્ત જોતા હોય તો પરદેશમાં ભાગ્યોદય કરે છે. જો નવમે શુભગ્રહો ઉચ્ચ મૂળત્રિકોણ કે પોતાની રાશિના થઇને બેઠા હોય કે જોતા હોય તો સર્વ પ્રકારથી ભાગ્યોદય કરે ને પાપગ્રહો ઘણા નિર્મલ થઇને બેઠા હોય તો અત્યંત દુઃખની પ્રાપ્તિ કરે છે.

૨૧—ભાગ્યેશ નવમેજ હોય, તેને શુભગ્રહ જોતા હોય તો ભાગ્યવાન; ને જેમ માનસરોવરમાં હંસ શોભે છે તેમ પોતાના કુળમાં શ્રેષ્ટ થાય.

૨૨—નવમે ગ્રહ ઉચ્ચનો હોય તો, ઘણા ધનવાળો થાય. ને તેને શુભગ્રહ જોતા હોય તો તે ઘણા હાથીની સમૃદ્ધિવાળો, ને ઘણા વિલાસ યુક્ત રાજા થાય.

૨૩—નવમાનો સ્વામી કેન્દ્ર ત્રિકોણમાં હોય, ને લગ્નેશ ઉચ્ચનો હોય તો મરણ પર્યંત સુખ સમૃદ્ધિવાળો હોય.

૨૪—નવમે શનિ સ્વગ્રહી હોય તો, મોટો યજ્ઞ કરનારો, ધર્મવેત્તા, ઘણો જય મેળવે, ને રાજા તુલ્ય વાહનવાળો થાય.

૨૫—નવમે ગુરૂ હોય તો, રાજમંત્રી ને ભાગ્યવાન થાય. ને નવમે નિર્બળ શુભગ્રહ હોય તો પણ ધર્મવાન સારા આચરણવાળો થાય.

૨૬—ભાગ્યમાં ગુરૂ હોય, ને તેને બધા ગ્રહો જોતા હોય તો સમૃદ્ધિવાળો, ધાર્મિક, તેજવાળો, પરાક્રમી, રૂપવાન, ને સારા ગુણવાળો થાય.

૨૭—નવમે રહેલા સર્વે શુભગ્રહો રાજ્યને આપનારા જાણવા. ધન ભાવમાં રહેલા સર્વે શુભગ્રહો ધન, વસ્ત્ર, આભૂષણ, ધાન્ય, આયુષ્ય, ધર્મ ને સૌભાગ્ય ને વૃદ્ધિ કરનારા જાણવા.

૨૮—ભાગ્યનો સ્વામી કેન્દ્રમાં હોય તો, પહેલી અવસ્થામાં સુખનો ઉદય કરે. ને ઉચ્ચનો કે નવમે પાંચમે હોય તો મધ્યાવસ્થામાં સુખોદય કરે.

૨૯—ભાગ્યેશ સ્વગૃહી કે મિત્રના ઘરનો હોય તો અંત્ય (છેલ્લી) અવસ્થામાં ભાગ્યનો ઉદય કરે છે. પણ શુભગ્રહ યુક્ત કે જોતા હોય તો સબળતાથી ઉદય કરે.

૩૦—પાપગ્રહ પોતાની રાશિના નવમે હોય, ને શુભગ્રહ જોતા હોય તો, તે માણસ સમર્થ ને સારા ગુણવાળો થાય.

૩૧—કોઇ પણ ગ્રહ ઉચ્ચનો નવમે હોય, તો તે સુવર્ણ, ધનસમૃદ્ધિ, ને શ્રેય મેળવે છે. ને તેને શુભ ગ્રહ જોતા હોય તો, તે સારી કાંતિવાળો, ને ઘણા શત્રુઓને નાશ કરનારો રાજા થાય.

૩૨—આઠમે મંગળ, નવમે, કે પાંચમે સૂર્ય, ને દશમે ચંદ્ર, હોય તો, ભીખ માગી નિર્વાહ કરે. જો નીચનો ચંદ્ર નવમે હોય તો, સર્વ પ્રકારે ભાગ્યયોગનો નાશ કરે.

૩૩—નવમે નીચનો ગુરૂ કે શુક્ર હોય તો, તે સદા ભાગ્યહીન થાય.

૩૪—જ્યારે કેન્દ્રમાં ચંદ્ર સાથે ગુરૂ હોય ને શુક્ર જોતો હોય તો, તે ભાગ્યશાળી ને લાંબા વખત સુધી જીવનારો થાય.

૩૫—ભાગ્યેશ ૯।૧૦।૧૧।૧।૨।૪ થે કે ૫ મે મિત્ર રાશિનો કે ઉચ્ચનો હોય, ને નીચનો કે સંધિગત ન હોય તો, ધર્મિષ્ટ થાય, ને તેના ઘરમાં લક્ષ્મી નિવાસ કરે છે. જો નીચ કુળમાં જન્મ્યો હોય, તો પણ તે સુખ ભોગવનાર ને કુળમાં શ્રેષ્ટ થાય.

૩૬—નવમાનો સ્વામી શત્રુના મધ્યમાં હોય, ને નવમે શત્રુ ગ્રહ જોતા હોય, કે યુક્ત હોય, તો બીજા ધર્મને માનનાર થાય. અને તે ગ્રહ ઉચ્ચનો કે પોતાની રાશિનો હોય તો, સ્વધર્મ પાળનાર થાય.

૩૭—ગુરૂ અથવા શુક્ર ઉચ્ચમાં કે મિત્રના નવમાંશમાં નવમે હોય, ને નવમાનો સ્વામી બળવાન હોય, તો તે ધર્મનો આગેવાન થાય.

૩૮—ગુરૂ ને શુક્ર બુધના નવમાંશમાં હોય ને નવમાના સ્વામીને શુભ ગ્રહ જોતા હોય, વા શુભ ગ્રહના મધ્યમાં હોય, તો, તે ધર્મવાન થાય.

૩૯—નવમે રહેલો શુભ ગ્રહ પાપગ્રહના નવમાંશમાં વા ક્રૂરષષ્ઠ્યંશમાં હોય તો, તે દંભથી ધર્મ જણાવે છે.

૪૦—ભાગ્યેશ–ને–લગ્નેશ ત્રીજે કે નવમે બળવાન હોય વા ઉચ્ચના હોય તો શ્રેષ્ટ, સર્વ ગુણ યુક્ત હોય છે.

૪૧—બીજાનો સ્વામી અગીયારમે, અગીયારમાનો નવમે, ને નવમાનો સ્વામી ધનભાવે હોય અને દશમાનો સ્વામી જોતો કે યુક્ત હોય તો, તે માણસ મહાભાગ્યશાળી થાય.

૪૨—ભાગ્યેશ ત્રીજાના સ્વામી સાથે હોય ને શુભ ગ્રહ યુક્ત કે જોતા હોય, કે શુભ ગ્રહના નવમાંશમાં હોય, તો ભાઇના ધનથી ભાગ્યવાન થાય.

૪૩—પાંચમાનો સ્વામી નવમે હોય, ને નવમાનો સ્વામી યુક્ત કે જોતો હોય, ને નવમાનો કારક પુત્ર ભાવમાં હોય, તો પુત્ર થકી ભાગ્યોદય થાય.

૪૪—ચોથાનો સ્વામી ભાગ્યમાં, ને ભાગ્યનો સ્વામી ચોથે હોય, ને જ્ઞાતિકારક ગ્રહ ભેગો હોય તો, તેનો જ્ઞાતિથી ભાગ્યોદય થાય છે.

૪૫—ભાગ્યેશને શત્રુ કે નીચ ગ્રહ જોતા હોય કે પાપગ્રહના નવમાંશમાં કે નીચ નવમાંશમાં આઠમે, હોય તો ભાગ્યહીન થાય છે.

૪૬—લગ્નેશ નવમે હોય ને ભાગ્યેશ લગ્ને કે અગીયારમે હોય, તો નાશ પામેલી સમૃદ્ધિનો લાભ ફરીથી મળે.

૪૭—ભાગ્યેશ ઉચ્ચનો હોય ને તેને શુભગ્રહ જોતા હોય ને નવમે શુભગ્રહ હોય તો તે ઘણું દાન આપનાર થાય.

૪૮—લગ્ન, કે લગ્નેશને, ભાગ્યેશ જોતો હોય, ને લગ્નેશ કેન્દ્ર કે ત્રીકોણમાં હોય, તો તે માણસ મહા દાન કરનાર થાય.

૪૯—નવમાનો સ્વામી ચોથે, દશમાનો સ્વામી કેન્દ્રમાં, ને બારમાના સ્વામીને ગુરૂ જોતો હોય તો તે મહા દાન કરનાર થાય.

૫૦—ભાગ્યમાં ગુરૂ, ને ભાગ્યેશ કેન્દ્રમાં હોય, તો ભાગ્યનો ઉદય ૨૦ વર્ષ પછી ઘણો થાય.

૫૧—લગ્નનો સ્વામી નવમે, ને નવમાનો સ્વામી લગ્ને હોય, ગુરૂ સાતમે ભાવે હોય, તો ધન અને વાહનનો લાભ થાય.

૫૨—નવમે ચંદ્ર સાથે શનિ હોય, ને લગ્નેશ નીચનો હોય તો ભીખ માગી ખાનારો થાય.

**૫૩—કેટલામે વર્ષે ભાગ્યોદય થાય તે બાબત**—નવમા ભાવે સૂર્ય હોય તો ૨૨ વર્ષે, ચંદ્ર ૨૪, મંગળ ૨૮, બુધ ૩૨, ગુરૂ ૧૬, શુક્ર ૨૫, ને શનિ નવમે ભાવે હોય તો ૩૬, મે વર્ષે ભાગ્યનો ઉદય થાય. નવમે રહેલો ગ્રહ બળવાન હોય તો તેના કહેલા વર્ષથી પણ જલ્દી ભાગ્યનો ઉદય કરે ને નિર્બળ હોય તેથી પણ મોડો ઉદય કરે છે. તેમજ દશમાના સ્વામીને લગ્નના સ્વામીના વર્ષોથી વેપારને આજીવિકાનો વધારો થાય છે.

## દશમા ભાવનું ફળ. ( બીજા ઘણા ગ્રંથોમાંથી. )

जातकाभरणे–तनोःसकाशाद्दशमेशशांके वृत्तिर्भवेत्तस्यनरस्य नित्यम् ॥ नानाकलाकौशलवाग्विलासैः सर्वोद्यमैःसाहसकर्मभिश्च ॥१३॥ तनोःशशांकाद्दशमेबलीया न्स्याज्जीवनंतस्यखगस्यवृत्त्या ॥ बलान्वितादूगॅपतेस्तुयद्वा वृत्तिर्भवेत्तस्यखगस्यपाके ॥१४॥ दिवामणिःकर्मणिचंद्रतन्वो द्रव्याण्यनेकोद्यमवृत्तियोगात् ॥ सत्वाधिकत्वं नरनायकत्वं पुष्टत्वयंगेमनसःप्रसादः ॥१५॥ लग्नेंदुतःकर्मणिचेन्महीजः स्यात्सग्हसःक्रौर्यविषादवृत्तिः ॥ नूनंनराणांविषयाभिसक्ति दूरेनिवासःसहसाकदाचित् ॥१६॥ लग्नेंदुभ्यांकर्मगोरौहिणेयः कुर्याद्द्रव्यंनायकत्वंवहूनाम् ॥ शिल्पेभ्यासःसाहसंसर्वकार्ये विद्वद्वृत्त्या जीवितंमानवानाम् ॥१७॥ विलग्नतःशीतमयूखतोवा मानेमघोनःसचिवोयदास्यात् ॥ नानाधनाभ्यागमनानिपुंसां विचित्रवृत्त्यानृपगौरवंच ॥१८॥ होरायाश्चनिशाकराद्भृगुसुतो मेपुरणेसंस्थितोनाना शास्त्रकलाकलापविलसद्वृत्त्यादिशेज्जीवनम् ॥ दानेसाधुमतिंतथा विनयतां कामंधनाभ्यागमंमानंमानवनायका दविरलं शीलंविशालं यशः ॥१९॥ होरायाश्चसुधाकराद्रविसुतः सूतौखमध्यस्थितो वृत्ति हीनतरांनरस्यकुरुते कार्श्यंशरीरेसदा ॥ खेदवादभयंचधान्यधनयो र्हीनत्वमुच्चैर्मनाश्चितोद्वेगसमुद्भवेन चपलं शीलंचनोनिर्मलम् ॥२०॥

बृहज्जातके कर्माजीवाध्यायः—अर्थाप्तिःपितृपितृपत्निशत्रुमित्र भ्रातृस्त्रीभृतकजनाद्दिवाकराद्यैः ॥ होरेंद्वोर्दशमगतैर्विकल्पनीया मे द्वर्कास्पदपतिगांशनाथवृत्त्या ॥२१॥ अर्कांशेतृणकनकोर्णमेषजाद्यैः चंद्रांशे कृषिजलजांगनाश्रयाच ॥ धात्वग्निप्रहरणसाहसैःकुजांशे सौम्यांशेलिपिगणिताद्दिकाव्यशिल्पैः ॥२२॥ जीवांशेद्विजविबुधाकरादिधर्मैः काव्यांशेमणिरजतादिगोमहिष्यैः ॥ सौरांशेश्रमवधभारनीचशिल्पैः कर्मेशाध्युषितनवांशकर्मसिद्धिः ॥२३॥ मित्रारिस्वगृहगतैर्ग्रहैस्ततोर्थं तुंगस्थेबलिनिचभास्करेस्ववीर्यात् ॥ आयस्थैरुदयधनाश्रितैश्चसौम्यैः संचिंत्यंबलसहितैरनेकधास्वम् ॥२४॥

जातकसंग्रहे—भवेत्तृंदपुरग्राम पतिर्वादंडनायकः ॥ कर्मस्थिते तमेमाद्यः शूरोमंत्रीधनान्वितः ॥२५॥

बृहत्पराशरहोरा—लग्नेसौरिर्मदेभौमः षष्ठस्थानेचचंद्रमाः॥ इति चेज्जन्मकालेस्यात् पितातस्यनजीवति ॥२६॥ लग्नेजोवोधनेमंद रवि भौमबुधस्तथा ॥ विवाहसमयेतस्य बालस्यम्रियतेपिता ॥२७॥ सूर्यो पापेनसंयुक्तः सूर्योवापापमध्यगः ॥ सूर्यात्सप्तमगःपाप स्तदापितृवधो भवेत् ॥२८॥ सप्तमेभवनेसूर्यः कर्मस्थोभूमिनंदनः राहुर्व्ययेनयस्यैव पिताकष्टेनजीवति॥२९॥ दशमस्थोयदाभौमः शत्रुक्षेत्रसमाश्रितः॥ म्रियतेतस्यजातस्य पिताशीघ्रंनसंशयः ॥३०॥ भाग्येशेव्ययराशिस्थे व्ययेशेभाग्यराशिगे ॥ चतुश्चत्वारिवर्षाश्च पितुर्मरणमादिशेत् ॥३१॥ रव्यंशेषस्थितेचंद्रे लग्नेशेरंध्रसंयुते ॥ पंचत्रिंशैकचत्वारि वत्सरेपितृनाशनम् ॥३२॥ रिपुस्थानेयदाचंद्रो लग्नस्थानेशनैश्वरः ॥ कुजश्च सप्तमेस्थाने पितातस्यनजीवति ॥३३॥ भौमांशकस्थितेभानौ स्वपुत्रेणनिरीक्षिते ॥ प्राग्जन्मनोनिवृत्तिःस्यान्मृत्युर्वापिशिशोःपितुः॥३४॥ पातालेचांबरेपापौ द्वादशचयदास्थितौ ॥ पितरंमातरंहत्वा देशादे-

शांतरंव्रजेत् ॥३५॥ राहुजीवौरिपुक्षेत्रे लग्नेवाथचतुर्थके त्रयोविंश तितमेवर्षे पुत्रस्तातंनपश्यति ॥३६॥

कुंडलीकल्पतरु-यदाभौमसूर्यौस्थितौचेत्खलध्ये पितुर्वाशरीरेऽथवामातुरंगे ॥ व्रणंवाग्निदाहंतथाशस्त्रघातं वदेत्वंशदेशेऽथवाजानुमूले ॥३७॥ परंवायदाराहुमंदौभवेतां खमध्येतदावृक्षपातैर्जलैर्वा ॥ पशुभिस्तथाम्रियतेमातृकादौ ध्रुवंवैकुलेकामिनीपाशकाद्यैः ॥३८॥ यदाजीवनामाभवेत्खस्यमध्ये तदामुष्टपुत्राश्चचंद्रेचराज्यम् ॥ बुधे-बुद्धियोगस्तथासर्वसौख्यं यदादुष्टखेटैर्युतंनापिदृष्टम् ॥३९॥

बृहत्पाराशरहोरायां-कर्मेशेनाशराशिस्थे कर्मेशेराहुसंयुते । जनद्वेषीमहामूर्खो दुष्कृतिंलभतेनरः ॥४०॥ तुंगराशिंसमाश्रित्य कर्मेशे गुरुसंयुते ॥ भाग्येशेकर्मराशिस्थे मानैश्वर्यप्रतापवान् ॥४१॥ लाभेशे कर्मराशिस्थे कर्मेशेलग्नसंयुते ॥ तावुभौकेंद्रगौवापि सुखजीवनभान् भवेत् ॥४२॥ केंद्रत्रिकोणगेकर्म नाथेस्वोच्चसमाश्रिते ॥ गुरुणासहिते दृष्टे सकर्मसहितोभवेत् ॥४३॥ कर्मस्थानगतेचंद्रे तदीशेतत्त्रिकोणगे॥ लग्नेशेकेंद्रभावस्थे सत्कीर्तिसहितोभवेत् ॥४४॥ लाभेशेकर्मभावस्थे कर्मेशेबलसंयुते ॥ देवेंद्रगुरुणादृष्टे शत्कीर्त्तिसहितोभवेत् ॥४५॥

## જાતક પારિજાત મધ્યેથી.

૧—આજ્ઞા, માન, ભૂષણ, કપડાં, વ્યાપારનું સુખ, દુઃખ, નિદ્રાનું સુખ, ખેતીના કામથી લાભાલાભનો વિચાર, સંન્યાસ, ધર્મની પ્રાપ્તિ, કર્મ, આજીવિકા, યશ, વિદ્યાની પ્રાપ્તિ, એટલી બાબતોનું જ્ઞાન દશમા ભાવમાં કહ્યું છે. દશમાનો સ્વામી, સૂર્ય બુધ, ગુરૂ, ને શનિ, તેઓથી પહેલાં કહેલી બાબતો અને જ્ઞાન, દશમા ભાવમાં ક્રમપૂર્વક લખ્યું છે.

તેને છોડી દશમા ભાવમાં પાપગ્રહ હોય તો માન વિનાનો થાય.

૨—દશમાનો સ્વામી નિર્બળ હોય તો, અસ્થિર બુદ્ધિવાળો કે દુષ્ટ આચારવાળો થાય, ને ગુરૂ, બુધ, શનિ, સૂર્ય, નિર્બળ હોય તો ખોટાં કામ કરનાર, ખરાબ જગ્યોએ રહેનાર થાય, ને દશમા સ્થાનમાં રાહુ કે સૂર્ય હોય

તો ગંગા સ્નાનનું ફળ પામનાર થાય, જો મીનરાશિ બુધ, મંગળ, સહિત દશમા સ્થાનમાં હોય, તો મુક્તિ પામે

૩—દશમાનો સ્વામી શુક્ર સાથે કેન્દ્રમાં કે પોતાના ઉચ્ચમાં હોય, તો ગંગામાં નાહ્વાથી પવિત્ર થાય, બારમે બુધ, કે દશમાનો સ્વામી ઉચ્ચનો હોય, તો ગંગામાં નાહ્વાનું પુણ્ય ભોગવે છે.

૪—દશમે પૂર્ણકળાનો ચંદ્ર હોય, તો ગંગાના પાણીથી પવિત્ર ને પાપીગ્રહ દશમે નિર્બળ હોય તો જુગાર રમવામાં સાહસવાળો, ને શુભગ્રહ નિર્બળ થઇ દશમે હોય, તો સારાં કામનો નાશ કરનાર થાય, દશમાના સ્વામીથી ને બુધ, ગુરૂથી વિચારીને રૂડે પ્રકારે યજ્ઞનું ફળ કહેવું.

૫—બહુ શુભગ્રહ દશમા સ્થાનમાં હોય, તો વાજિપેયાદિ યજ્ઞ કરનાર, યા શુક્ર, બુધ જે રાશિમાં હોય, તેનો સ્વામી નિર્બળ હોય, તો યજ્ઞ દીક્ષા લઈ ક્રોધથી કર્મનો નાશ કરનાર, યા સારાં કામ કરનાર, નીચ સ્વભાવનો થાય.

૬—ચંદ્રથી દશમા સ્થાનમાં બળવાન શુભગ્રહ હોય, ને તે ઉચ્ચ કે શુભ વર્ગનો થઇ સાથે બેઠો હોય, યા તેને ગુરૂ જોતો હોય, તો પુરૂષોમાં શ્રેષ્ટ યજ્ઞ કરનાર, ને પ્રખ્યાતિ મેળવનાર થાય. બુધ, ગુરૂ, શુક્ર, જે રાશિમાં હોય, તે રાશિઓના સ્વામી આઠમે હોય તો ધાર્મિક કામ કરવા છતાં કીર્તિ કે લક્ષ્મી તેને મળતાં નથી.

૭—જ્યારે બુધ ઉચ્ચનો કે નવમે ભાવે રાહુ કેતુના સમાગમ રહિત હોય, ને દશમાનો સ્વામી નવમે હોય તો ધાર્મિક અને શુભ કામ કરનાર થાય. દશમાનો સ્વામી ઉચ્ચનો બુધ સાથે બેઠો હોય અથવા સાતમે ઉચ્ચનો હોય તો યજ્ઞ કરવાનું ફળ ભોગવે.

૮—દશમે બુધ હોય તો ધાર્મિક શુભકાર્યો કરનાર થાય પણ રાહુ કે કેતુ સાથે હોય, તો ધાર્મિક ક્રિયાનો નાશ કરે છે. દશમાનો સ્વામી ૬-૮-૧૨ મે હોય તો કાર્યોમાં હરકત થાય. બુધથી રાહુ દશમે દશમાના સ્વામી સાથે બેઠો હોય તો યજ્ઞોનો નાશ કરે. દશમાનો સ્વામી ઉચ્ચનો થઇ ખરાબ સ્થાનોમાં બેઠો હોય તો ધર્મમાર્ગ ને ક્રિયાનો નાશ કરે.

૯—નવમા કે દશમા ઘરમાં શુભગ્રહો બેઠા હોય, ને તેજ ભાવોના સ્વામી, ગુરૂ, ને લગ્નનો સ્વામી બળવાન હોય, તો આચારવાળો, ધર્મવાન ગુણવાન, કર્મવિધિ જાણનાર, શ્રદ્ધાળુ, બ્રાહ્મણોના કુળમાં આગેવાન ભાગ ધરાવનાર થાય.

૧૦—૯-૧૦-૭-૫મા ને **પહેલા ભાવમાં** શુભગ્રહો હોય, કે તે ભાવોને જોતા હોય, ને તે પાંચે ભાવના સ્વામીઓ **બળવાન** હોય, તો સર્વ તત્વજ્ઞાન જાણનાર, વિદ્વાન્, યજ્ઞ કરનાર, બહુ ગુણોથી પ્રસિદ્ધ થાય.

૧૧—જ્ઞાન ભાવમાં ૪-૫-૨ માં ને દશમા ભાવમાં પડેલા ગ્રહો, ને ૧-૯-૧૦ ભાવના સ્વામીઓ ષડ્બળમાં બળવાન હોય તો છ શાસ્ત્ર જાણનાર, સર્વ વેદો જાણનારને જ્ઞાની થાય છે, ને જ્ઞાનની દીક્ષા ધારણ કરે. ૯-૧૦ ને પહેલાના સ્વામીઓની કે બુધ ગુરૂની દશાને અંતર્દશા ચાલતી હોય તે વખતે તે ધાર્મિક કાર્ય કરનાર, વિદ્યાનો ભંડાર, યજ્ઞોનું ફળ મેળવનાર, ને શાસ્ત્ર જાણનાર થાય.

૧૨—જળચરરાશિમાં ત્રીજા ઘર વિષે ચંદ્ર હોય તો સાર્વજનિક ઉપયોગી જગ્યાઓ સુધારી નવી બનાવે છે, અને આવા યોગમાં લગ્નથી દશમાનો સ્વામી **ગોપુરાંશમાં** હોય, તો તલાવ, કૂવા વિગેરે જીર્ણોદ્ધાર કરનાર થાય છે.

## બીજા ઘણા ગ્રંથોમાંથી

૧૩—લગ્નથી દશમે ચંદ્ર હોય તો, નાનાપ્રકારની કળાકૌશલ્યતાથી, બોલવાની ચતુરાઇથી, સર્વપ્રકારના ઉદ્યોગથી, ને સાહસ કર્મથી તેની હમ્મેશાં આજીવિકા ચાલે છે.

૧૪—લગ્નથી, કે ચંદ્રથી, દશમે જે બળવાન ગ્રહ હોય તે ગ્રહની વૃત્તિથી આજીવિકા ચાલે છે. કે બળવાન નવમાંશના સ્વામીથી તે ગ્રહની દશામાં આજીવિકા થાય છે.

૧૫—ચંદ્ર કે લગ્નથી, દશમે સૂર્ય હોય તો તેને અનેક પ્રકારના ઉદ્યોગથી ધન મળે છે અને શરીરમાં બળનો વધારો અને માણસોનો ઉપરી શરીરથી સુખ અને મનનો આનંદ ઉપજાવે છે.

૧૬—લગ્ન કે ચંદ્રથી દશમે મંગળ હોય તો સાહસ કર્મથી, ક્રોધથી, કે નીચ જાતિથી ધન મળે, વિષયોમાં પ્રિતિવાળો થાય, ને કોઇ વખત અકસ્માત પરદેશ જવું પડે.

૧૭—લગ્ન કે ચંદ્રથી દશમે બુધ હોય તો તે ઘણા માણસોનો ઉપરી થાય. ને શિલ્પક્રિયા (નાના પ્રકારના હુન્નર ઉદ્યોગો)થી અને સર્વ કામોમાં સાહસ કર્મ કરીને ચતુરાઇથી આજીવિકા ચલાવનારો થાય.

૧૮—લગ્ન કે ચંદ્રથી દશમે ગુરૂ હોય તો તે નવા હુન્નરોથી નાના પ્રકારનાં ધન મેળવે, ને રાજ્યદ્વારમાં માનીતો થાય.

૧૯—લગ્ન કે ચંદ્રથી દશમે શુક્ર હોય તો નાના પ્રકારનાં શાસ્ત્રો જાણવાથી ને શાસ્ત્રની યુક્તિ રચવાથી જીવન ચલાવે છે. દાન આપવામાં સારી બુદ્ધિવાળો થાય, ઘણી નમ્રતાવાળો, મનોરથ પૂર્ણ કરનાર, ધન મેળવનાર, રાજાઓથી માન મેળવનારો, ચોખ્ખા આચરણવાળો ને ઘણા યશવાળો થાય.

૨૦—લગ્ન કે ચંદ્રથી દશમે શનિ હોય તો, નીચ ધંધો કરનારો, શરીરથી પાતળો, ખેદ કરનારો, વાદ ને ભય કરનારો, ધન ધાન્યનો, નાશ કરનારો, મનને વિશે ઉદ્વેગી, ચપળ મનનો, ને ખોટા આચરણવાળો થાય.

આજીવિકા બાબત.

૨૧—લગ્ન કે ચંદ્રથી દશમે સૂર્ય હોય, તો બાપથી, ચંદ્ર મા થી મંગળ શત્રુથી, બુધ મિત્રથી, ગુરુ ભાઇથી, શુક્ર સ્ત્રીથી ને શનિ હોય તો ચાકરથી આજીવિકા મળે છે. લગ્ન તથા ચંદ્રથી દશમે ગ્રહ ન હોય તો લગ્ન ચંદ્ર ને સૂર્યથી દશમાના સ્વામીનો જે નવમાંશ હોય, તેના સ્વામીની વૃત્તિથી આજીવિકા મેળવે છે.

૨૨-૨૩—નવમાંશપતિ* સૂર્ય હોય તો, સુગંધ, સુવર્ણ, ગરમ કપડાં, ઔષધીથી, (દાક્તરી ક્રિયાથી) ધન મળે છે. ચંદ્ર હોય તો ખેતિ, જળ, (મોતિછીપ)ના આશ્રયથી ને સ્ત્રીઓના કારણથી; મંગળ, ધાતુ ખનિજપદાર્થ, અગ્નિ (એન્જીન ડ્રાઇવર, કે દીવાસળી જેવા વ્યાપારથી) હથિયારથી ને પરાક્રમથી; બુધ, લેખ ક્રિયાથી, ગણીત, કાવ્ય ને શિલ્પ વિદ્યાથી; ગુરુ બ્રાહ્મણ દેવ, કે વિદ્વાન માણસોથી, સુવર્ણાદિ ખાણો ને તેવા બીજા પ્રકારની ને સત્કાર્યથી, પૈસો મળે; શુક્રમણિ, રૂપુ, અને બીજી ધાતુ, ને ગાય, ભેંસના કારણથી ધન મળે. નવમાંશપતિ શનિ હોય તો સખ્ત મહેનત, પ્રાણીઓનો વધ, મજુરી, નીચ કામોથી, ને શિલ્પ ક્રિયાથી, પોતાને આજીવિકા મળે છે.

૨૪—ઉપર મુજબ આજીવિકા (રોજી) આપનાર ગ્રહ મિત્રની રાશિમાં હોય તો તે પોતાની દશા કે અંતર્દશામાં મિત્રની મારફતે, ને શત્રુની રાશિમાં હોય તો, શત્રુની મારફતે ધનનો લાભ થાય છે. જો તે સ્વગૃહી હોય તો પોતાના ઘરમાંથીજ પૈસાનો લાભ થાય. ઉચ્ચનો સૂર્ય યોગકર્તા હોય તો પોતાના હાથથી ધન મેળવે. જન્મકાળમાં ૧૧-૧-૨ ભાવમાં બળવાન શુભગ્રહ રહેલા હોય તો મનુષ્ય અનેક પ્રકારે ધન સંપાદન કરે છે.

---

* નવમાંશપતિ=દશમા ભાવનો સ્વામી નવમાશ કુંડળીમાં જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી.

વિશેષ આજીવિકા બાબત જુઓ અમારો જાતક પારિજાત પૃષ્ઠ ૪૬૩

૨૫—દશમે રાહુ હોય તો, નગર કે ગામનો ધણી, સેનાપતિ, શૂરવીર, પ્રધાન, ને ધનવાળો થાય.

૨૬—લગ્ને શનિ, સાતમે મંગળ, છઠ્ઠે ચંદ્ર હોય તો, બાપ જીવે નહિ.

૨૭—લગ્ને ગુરૂ, બીજે શનિ, રવિ, મંગળ ને બુધ હોય તો તેના વિવાહ વખતે પિતા (બાપ)નો નાશ થાય.

૨૮—સૂર્ય પાપગ્રહના ભેગો હોય કે પાપગ્રહના મધ્યમાં હોય ને સૂર્યથી સાતમે પાપગ્રહ હોય, તો પિતાનો ઘાત કે વધ થાય.

૨૯—સાતમે સૂર્ય દશમે, મંગળ ને બારમે રાહુ હોય તો બાપ કષ્ટથી જીવે છે. ( દુઃખી હોય. )

૩૦—શત્રુની રાશિનો મંગળ દશમે હોય તો પિતા તત્કાળ નાશ પામે.

૩૧—ભાગ્યનો સ્વામી બારમે ને બારમાનો સ્વામી નવમે હોય તો બાપનું મરણ ૪૮ વર્ષે થાય.

૩૨—સૂર્યના નવમાંશમાં ચંદ્ર, હોય ને લગ્નનો સ્વામી આઠમે હોય તો બાપ ૩૫ કે ૪૧ વર્ષે મરણ પામે છે.

૩૩—છઠ્ઠે ચંદ્ર લગ્ને શનિ ને સાતમે મંગળ હોય તો બાપ જીવે નહિ.

૩૪—મંગળના નવમાંશમાં સૂર્ય હોય ને તેને શનિ જોતો હોય તો જન્મ પહેલાં પિતા નાશ પામે.

૩૫—ચોથે, દશમે, ને બારમે પાપગ્રહો હોય તો, માતા, પીતાનો નાશ થાય ને દૂર દેશમાં જાય.

૩૬—રાહુ ગુરૂ શત્રુની રાશિમાં લગ્ન કે ચોથે હોય તો ૨૩ વર્ષે પિતાનું સુખ પુત્ર જોતો નથી.

૩૭—મંગળ સૂર્ય દશમે હોય તો પિતાના કે માના શરીરે વ્રણ અગ્નિદાહ, તથા શસ્ત્રનો ઘાત વૃક્ષસ્થળ કે જાનુના મૂળમાં થાય છે.

૩૮—રાહુ શનિ દશમે હોય તો ઝાડથી પડવું, વા જળઘાત, વા પશુઓથી ઘાત થઇ માનો કે પિતાનો નાશ થાય, ને પોતાના કુળમાં સ્ત્રી વગેરે પણ અકાળ મત્યુથી નાશ પામે છે.

૩૯—ગુરૂ દશમે હોય ને પાપગ્રહ ન જોતા હોય કે ન યુક્ત હોય તો સારા પુત્રોનું સુખ, ચંદ્ર દશમે હોય તો રાજ્યથી સુખ મળે છે. બુધ દશમે હોય તો પોતાની બુદ્ધિથી અનેક રીતે લાભ મેળવે, ને સુખી હોય છે.

૪૦—દશમાનો સ્વામી આઠમે કે રાહુ સાથે હોય તો લોકોનો દ્વેષ કરનાર મૂર્ખ અને પાપ કે દુર્મતિ પામે છે.

૪૧-૪૨—દશમાનો સ્વામી ઉચ્ચનો ગુરૂની સાથે હોય, ને નવમાનો સ્વામી દશમે હોય, તો તે પુરૂષ માનવાળો, ઐશ્વર્યવાળો, ને મોટા પ્રતાપવાળો થાય છે. અગીયારમાનો સ્વામી દશમે ને દશમાનો સ્વામી લગ્ને હોય વા તે બન્ને કેંદ્રમાં હોય તો તે સુખરૂપ જીવનને ભોગવે છે.

૪૩—દશમાનો સ્વામી ઉચ્ચનો કેંદ્ર કે ત્રિકોણમાં હોય ને ગુરૂ જોતો કે યુક્ત હોય તો તે પુરૂષ કર્મવાન થાય.

૪૪—દશમે ચંદ્ર ને દશમાનો સ્વામી દશમેથી ત્રિકોણમાં હોય ને લગ્નેશ કેંદ્રમાં હોય તો સારી કીર્તિ મેળવે.

૪૫—લાભેશ દશમે ને દશમેશ બળવાન હોય, ને ગુરૂ જોતો હોય તો સારી કીર્તિવાળો થાય.

## અગીયારમા ભાવનું ફળ (ઘણા ગ્રંથોમાંથી.)

जातकाभरणे—सूर्येणयुक्तेचविलोकितेवा लाभालयेतस्यगणोत्रचेत्स्यात् ॥ भूपालतश्चौरकुलात्कलेर्वा चतुष्पदादेर्वहुधाधनाप्तिः ॥७॥ चंद्रेण युक्तंचविलोकितंवा लाभालयं चंद्रगणाश्रितंचेत् ॥ जलाशयस्त्रीगजवाजिवृद्धिः पूर्णभवेत्क्षोणितरे विलोमम ॥८॥ लाभालयंमंगलयुक्तदृष्टं प्रकृष्टभूषामणिहेमलब्धिः ॥ विचित्रवात्रावहुसाहसंस्था नानाकला कौशलबुद्धियोगैः ॥९॥ लाभेसौम्यगणाधितेसतियुते सौम्येनसंवीक्षिते नानाकाव्यकलाकलापविधिना शिल्पेन लिप्यासुखम ॥ युक्तिर्द्रव्यमयीभवेद्धनचयः सत्साहसैरुग्रैः सत्यंचापिवणि अनेर्वहुतरंकीर्वैनृणांकीर्तितम् ॥१०॥ यज्ञक्रियासाधुजनानुयातो राजाश्रितोत्कृष्टकृपोनरः स्यात् ॥ द्रव्येणहेमप्रचुरेणयुक्तो लाभेगुरोर्वर्गयुगीक्षणंचेत् ॥११॥ लाभालयंभार्गववर्गयातंयुतेक्षितंवापदिभार्गवेण वेश्याजनैर्वापिगमागमैर्वा ॥ सद्रौप्यमुक्ताप्रचूरास्वलब्धिः ॥१२॥ लाभवेश्मनिशनोक्षितयुक्ते तद्गणेनसहितेसतिपुंसाम्॥नीललोहमहिषीगजलाभो ग्रामवृंदपुरगौरवमिथः॥१३॥

जातकसंग्रहे—उदंयात्पंचमभंयाव ज्जन्मपत्र्यांशुभग्रहाः वयसि प्रथमेसौख्यं प्रष्टुर्वाच्यंनवंनवम् ॥१४॥ पंचमान्नवमंयाव त्तत्रसंस्थैः शुभग्रहैः। मध्येवयसिसंप्राप्ते सर्वसौख्यंप्रवर्त्तते ॥१५॥ नवमाद् व्ययभंयावत् स्थितैःसर्वशुभग्रहैः॥ वृद्धत्वेऽपिहिसंप्राप्ते सर्वसौख्यं प्रवर्तते ॥१६॥ यस्मिन्वयसितुंगाथ मुदिताःस्वगृहेस्थिताः॥ तत्र-राज्यसुखंलक्ष्मी स्तेजोभवतिनिश्चितम् ॥१७॥ यस्मिन्वयसिमंदाश्चे त्क्ररद्रष्टविरश्मिकाः॥ तत्रहानिंरुजंविद्यात्पदभ्रंशः खलागमः॥१८॥ याद्रग्वर्णोभवेल्लाभे तद्वर्णसमवस्तुनः लाभोभवतितद्वर्णे र्नरैर्मंत्रैर्धनं सुखम् ॥१९॥

सर्वार्थचिंतामणिः—लाभेश्वरेकेंद्रगते त्रिकोणे वा समन्वितो। लाभेवापापसंयुक्ते धनलाभमुदीरयेत् ॥२०॥ धनाधिपेलाभगते ला-भेशेधनमागते॥ तावुभौकेंदगौवापि धनलाभमुदीरयेत् ॥२१॥ ला-भेशयुक्तराशिशे शुभग्रहनिरीक्षिते॥ शुभग्रहाणांमध्यस्थे धनलाभ मुदीरयेत् ॥२२॥ लाभनाथसमायुक्त नवांशाधिपतौशुभे॥ वित्ता-धिपेनसंद्रष्टे धनलाभमुदीरयेत् ॥२३॥ लाभाधिपसमायुक्त त्र्यंश-भागपतौशुभे॥ कर्मेश्वरेणसंद्रष्टे धनलाभमुदीरयेत् ॥२४॥ पापग्रहा-णांसंबंधेधनहानिंविनिर्दिशेत्॥ लाभेश्वरोक्तदिग्भागा द्धनप्राप्तिं विनिर्दिशेत् ॥२५॥

कुंडलीकल्पतरु—यदासूर्यभौमौ भवेतांचलाभे भवेद्भग्नजानु स्तथाभग्नपादः॥ तथाजङ्घकायांवदेद्घातपातं विपैर्वन्हिभिःशस्त्र पातादिपादे ॥२६॥ यदामंदपातौभवेतांचलाभं तदाकाष्ट पाषाण वृक्षादितोवा॥ भवेत्पाद पार्श्वादिकेघातयुक्त स्तथासर्पसूनां च दण्ट्रा दिदुःखम् ॥२७॥ यथासौम्यखेटोऽथवापूर्णचंद्रो ध्रुवंलाभभावे तदा सर्वभावा॥ शुभाःसंप्रदिष्टाः किमन्यैश्चखेटै र्धनैरत्नवस्त्रादिकं तस्यगेहे ॥२८॥

बृहत्पाराशरहोरायाम्—लाभाधिपोयदांलाभे तिष्टेत्केंद्रत्रिकोणयोः बहुलाभंतदाकुर्या दुच्चस्थांशगोऽपिवा ॥२९॥ लाभेसेधनराशिस्थे धनेशेकेंद्रसंस्थिते ॥ गुरुणासहितेभावे गुरुलाभं विनिर्दिशेत् ॥३०॥ धनेशेलाभराशिस्थे तदीशेधनराशिगे ॥ विवाहात्परतश्चैव बहुभाग्यंसमादिशेत् ॥३१॥

અગીઆરમા ભાવનું ફળ (જાતક પારિજાત)

૧—લગ્નથી અગીયારમા ભાવવડે સર્વ ધન મેળવવાના વિચાર કહે છે. ગ્રહ બળવાન થઇ અગીયારમે હોય, તો ધનવાન થાય. તેમાં સૂર્યાદિ જે ગ્રહ બળવાન થઈ અગીયારમે હોય, તો તે ક્રમથી નીચે મુજબ ધન મેળવાવે છે. સૂર્ય, પોતાના સંબંધીને જાતિનાથી ચંદ્ર, ગાતાના સગાં (મોસાળ)થી મંગળ ભાઇથી, બુધ, પોતાના સ્વામી, પંડિતો, મિત્રો ને મામાથી ધન અપાવે.

૨—ગુરૂ વેદશાસ્ત્રદ્વારા યજ્ઞાદિ કર્મો, ને પુત્રોથી; શુક્ર, સ્ત્રીઓ, કાવ્ય, નાટક, કળા, સંગીત, વિદ્યાથી; શનિ દાસી, ચાકરો ને ખેતીથી ધન ધાન્યની સમૃદ્ધિવાળો કરે છે; ને બ્રાહ્મણાદિ જાતિના ગ્રહો અગીયારમા ભાવમાં હોય, યા તેમની દૃષ્ટિ હોય, તો બ્રાહ્મણાદિ વર્ણથી ધન મળે.

૩—અગીઆરમા સ્થાનમાં શુભગ્રહ હોય, તો ધર્મવડે યા પાપીગ્રહ હોય તો પાપકર્મથી યા શુભ પાપ મિશ્રિત હોય તો મિશ્રિત કામથી ધન મળે છે, યા બધા ગુણોવાળો, વધારે ઇષ્ટવાળો, બળવાનગ્રહ અગીયારમા સ્થાનમાં હોય, તો વાહન,ભૂષણ,કપડા સ્ત્રીભોગાદિ પદાર્થોવાળો, વિદ્વાવાન થાય.

૪—બીજા ને અગીયારમાના સ્વામીઓ લગ્નના સ્વામીના મિત્ર હોય, તો સારા ધનવાળો, ને તે ધનથી સારાં કામ, દેવતા બ્રાહ્મણનું પૂજન, દાન, યજ્ઞાદિ કરનાર થાય છે, યા અગીયારમા સ્થાનમાં નિર્મળ, શત્રુએ જીતેલો, નીચ કે શત્રુની રાશિનો કે ૬-૮-૧૨ ધરતો સ્વામી હોય, તો દરિદ્રી, હમેશાં ભીખ માગનાર થાય.

૫—અગીયારમાનો સ્વામી, સૂર્ય યા, ચંદ્ર હોય, તો રાજા જેવા માણસના આશ્રયથી; મંગળ, પ્રધાન કે મોટા ને નાનાભાઇઓ કે ખેતીથી: બુધ, વિદ્યા, ભાઇઓ ને પુત્રોથી; ગુરૂ, પોતાના આચારથી; શુક્ર, રત્નો, સ્ત્રી,ને હાથી વિગેરે પશુઓથી;ને શનિ હોય તો ખોટીવૃત્તિ કરવાથી ધન મેળવે.

૬—અગીયારમાનો સ્વામી કેન્દ્ર ત્રિકોણમાં હોય, અગીયારમા સ્થાનમાં પાપીગ્રહો હોય, યા લાભેશ ઉચ્ચ રાશિ કે નવમાંશમાં હોય, તો ધનવાન, યા અગીયારમાના કારક, ઉચ્ચાદિ રાશિ, ને નવમાંશમાં હોય, યા

અગીયારમાના વર્ગ સ્વામીયોના બળથી યા યોગ કરનાર ગ્રહ, તેની દશા અન્તર્દશામાં કે તે તે ગ્રહોની દશાઓમાં ધન મળે.

### બીજા ગ્રંથોમાંથી

૭—અગીયારમે સૂર્ય બેઠો હોય કે જોતો હોય, વા સૂર્યની રાશિ હોય, તો રાજ્યદ્વાર ચોર, કુલ, ઝઘડો, ને ઢોરોથી ઘણું ધન મળે.

૮—અગીયારમે ચંદ્ર હોય કે ચંદ્ર જોતો હોય કે ચંદ્રની રાશિ હોય તો, જલાશ્રય, સ્ત્રી, હાથી, ને ઘોડાઓથી ધનની વૃદ્ધિ થાય, પૂર્ણ ચંદ્ર હોય તો, તે પ્રમાણે થાય, ને ક્ષીણ હોય તો વિપરીત ફળ આપે.

૯—લાભમાં મંગળ યુક્ત કે જોતો હોય વા મંગળની રાશિ હોય તો, સારાં આભૂષણ, મણી, ને સોનાની પ્રાપ્તિ થાય. નાના પ્રકારની યાત્રા થાય. ને ઘણાં સાહસ કામ કરનારો થાય, નાના પ્રકારની કળા જાણનાર સર્વ પ્રકારના હુન્નરોમાં પ્રવીણ થાય.

૧૦—લાભ ભાવમાં બુધની રાશિ બુધનું જોવું કે બુધ બેઠો હોય તો, નાના પ્રકારની કાવ્યની રચના, શિલ્પક્રિયા, વા લખવાથી ઘણું સુખ ને ધન મેળવે. સાહસ કર્મ ને ઉદ્યમથી તથા મિશ્રિત ધાતુઓની ક્રિયાથી ધન મેળવે. ને વ્યાપારી વર્ગના લોકની સાથે મિત્રતાવાળો વા નપુંશક માણસોની સાથે મિત્રતાવાળો થાય.

૧૧—અગીયારમે ગુરૂ યુક્ત કે જોતો હોય, કે તેની રાશિ હોય, તો ઘણા યજ્ઞ કરવાવાળો, સારા સમાગમવાળો, રાજદ્વારથી માન મેળવનાર, ને ઘણા ધનવાળો થાય.

૧૨—અગીયારમે શુક્ર બેઠો કે જોતો હોય કે અગીયારમે શુક્રની રાશિ હોય તો, વેસ્યાના સંગથી વા પરદેશ જવા આવવાથી, ચાંદી, મોતી વિગેરે ધનની પ્રાપ્તિ મેળવે.

૧૩—અગીયારમે શનિ બેઠો કે જોતો હોય, યા શનિની રાશિ હોય તો, નીલમણિ, લોઢું, ભેંસો, હાથી, તેનો લાભ મેળવે; તેમજ ઘણા ગામોનો અધિપતિ, ને નગરમાં શ્રેષ્ટ હોય.

૧૪—લગ્નથી પાંચમા ભાવમાં શુભ ગ્રહો હોય તો, પ્રથમ અવસ્થામાં સારૂં સુખ મળે.

૧૫—પાંચમાથી નવમા સુધીમાં શુભ ગ્રહો હોય તો મધ્યાવસ્થામાં સુખ મળે.

૧૬—નવમાથી બારમા સુધીમાં શુભ ગ્રહો હોય તો વૃદ્ધાવસ્થામાં

૧૭—ઉચ્ચ સ્વગૃહીને હર્ષિત ગ્રહોનો જ્યારે વખત હોય ત્યારે રાજ્યનું સુખ લક્ષ્મી ને પરાક્રમનો વધારો થાય છે

૧૮—જે અવસ્થામા નિર્મળ ગ્રહ પાપ સાથે હોય, કે પાપગ્રહ જોતા હોય, કે અસ્તના હોય, તો તે અવસ્થામા રહેના ગ્રહના વખતમા હાનિ, રોગ, સ્થાન ભ્રષ્ટ, ને બુરી સોબત કરે છે

૧૯—અગીયારમે ગ્રહ કે રાશિનો જે વર્ણ (રગ) હોય તે વર્ણવાળી વસ્તુથી લાભ ને તે વર્ણવાળા માણસોથી કે મિત્રોથી ધનનું સુખ મળે

૨૦—લાભ ભાવનો સ્વામી કેન્દ્ર, ત્રિકોણમા હોય ને લાભમા પાપ ગ્રહ હોય તો, ધનનો લાભ આપે

૨૧—ધનનો સ્વામી ૧૧ મે ને લાભનો સ્વામી ૨ જે હોય કે તે બે કેન્દ્રમાં હોય તો ધનનો લાભ કરે

૨૨—અગીયારમાનો સ્વામી જે રાશિમા હોય, તેના સ્વામી ને શુભ ગ્રહો જોતા હોય, કે શુભના મધ્યમા હોય તો ધનનો લાભ કરે

૨૩—લાભનો સ્વામી જે નવમાંશમાં હોય તે રાશિનો સ્વામી શુભ ગ્રહ હોય, ને તેને ધનેશ જોતો હોય, તો ધનનો લાભ કરે

૨૪—લાભના સ્વામીનો દ્રેષ્કાણ શુભ ગ્રહનો હોય, ને દશમાનો સ્વામી તેને જોતો હોય તો ધનનો લાભ કરે

૨૫—અગીયારમાનો સ્વામી પાપગ્રહ સાથે સંબધ કરતો હોય, તો ધનનો નાશ, અગીયારમાનો સ્વામી જે દિશાનો સ્વામી હોય તે દિશાથી ધનનો લાભ થાય

૨૬—અગીયારમે સૂર્ય મગળ હોય તો, જાનુ, કે પગમા વાગવાથી ખોડ થાય, કે ઝેરથી, અગ્નિથી, શસ્ત્રથી, ઝધા ને પગમા ખોડ થાય

૨૭—અગીયારમે રાહુ શનિ હોય તો, લાકડું, પથ્થર, ઝાડ, વાગ વાથી, પગ, ને પડખામા, ઘાત થાય તથા સાપ કે કુતરૂ કરડવાથી દુ ખ થાય.

૨૮—અગીયારમે શુભ ગ્રહ કે પૂર્ણ ચદ્ર હોય તો, સર્વે ભાવો સારા ફળ આપનારા થાય ને પાપગ્રહો હોય તો, ધન વસ્ત્રનો લાભ આપે

૨૯—લાભનો સ્વામી જો લાભ, કેન્દ્ર, કે ત્રિકોણમા હોય તો, ઘણો લાભ આપે કે દ્વાદશાંશમા લાભેશ ઉચ્ચનો હોય તો, ઘણો લાભ આપે

૩૦—લાભેશ બીજે, ને બીજાનો સ્વામી કેન્દ્રમા હોય, ગુરૂ લાભમા આવે તો ઘણો લાભ થાય

૩૧—બીજાનો સ્વામી અગીયારમે ને અગીયારમાનો સ્વામી બીજે હોય તો, તે પુરૂષનો વિવાહ થયા પછી ભાગ્યનો ઘણો ઉદય થાય

બારમા ભાવનું ફળ. ( ઘણા ગ્રંથોમાંથી. )

जातकाभरणे—व्ययालये क्षीणकरः कलावा न्सूर्योथवाद्धा-चपितत्रसंस्थौ ॥ द्रव्यहरेद्भूमिपतिस्तुतस्य व्ययालये वा कुजदृष्टि युक्ते ॥१३॥ पूर्णेंदु सौम्येज्यसिता व्ययस्थाः कुर्वंतिसंस्थां धन संचयस्य ॥ प्रांत्यस्थिते सूर्यसुते कुजेन युक्तेक्षिते वित्तविनाशनं स्यात् ॥१४॥

सर्वार्थचिंतामणिः—व्ययेपापसमायुक्ते तदीशेपापखेचरे ॥ पाप ग्रहेण संदृष्टे पापमूलाद्धनव्ययः ॥१५॥ मंदमांद्यगुसंयुक्ते व्ययेवा तद्गृहाधिपे ॥ क्रूरांशकसमायुक्ते पापमूलाद्धनव्ययः ॥१६॥ व्यया-धिपसमायुक्त नवभागपतौशुभे ॥ शुभांशेशुभमध्यस्थे धर्ममूलाद्धन व्ययः ॥१७॥ गुरुशुक्रौव्ययेवापि ॥बुधचंद्रौशुभेक्षितौ॥ पारावतादि भागस्थौ धर्मभूलाद्धनव्ययः ॥१८॥ पापेनकर्मनाथेन व्ययेशेदृष्टि संयुते ॥ शत्रुनीचादिभागस्थे पापमूलाद्धनव्ययः ॥१९॥ शुभेनकर्म नाथेन दृष्टयुक्तेव्ययेश्वरे ॥ स्वोच्चमित्रस्ववर्गस्थे धर्ममूलाद्धनव्ययः ॥२०॥ व्ययेशेदारनाथेन बलहीनेनतेनतु ॥ दृष्टयुतेवाक्रूरांशे स्त्री हेतोद्धननाशनम् ॥२१॥ पुत्रभावेश्वरेणापि बलहीनेनसंयुते ॥ दृष्टे व्ययेशेक्रूरांशे पुत्रमूलाद्धनव्ययः ॥२२॥ पीतृस्थानेश्वरेणापि कार-केणापिवायुते ॥ व्ययेशेदृष्टिसंबंधे पितृमूलाद्धनव्ययः ॥२३॥ एवं मातृपयोगेन युतेदृष्टेव्ययाधिपे ॥ क्रूरान्वितेक्रूरभावे मातृमूलाद्धन व्ययः ॥२४॥ बहुपापसमायोगे व्ययेतद्भावनायके ॥ मंदमांद्यगुसं-युक्ते देहवैकल्यमादिशेत् ॥२५॥ शुभेस्वोच्चेव्ययेवापि सौम्यखेचर-वीक्षिते ॥ देवलोकादिभागस्थे स्वर्गप्राप्तिर्भविष्यति ॥२६॥ देवेज्ये कर्मराशिशे व्ययराशिगतेपिवा ॥ शुभग्रहेणसंदृष्टे स्वर्गप्राप्तिर्भवि-ष्यति ॥२७॥ नेत्रेशेशुभसंयुक्ते शोभनांशसमन्विते ॥ शुभखेचरसंबंधे तन्नेत्रस्यशुभंवदेत् ॥ २८ ॥ शुभग्रहाणांसंबंधे व्ययेतद्भावनायके ॥ दोलांतुमंचंमवदे च्छयनादिसुखंतथा ॥२९॥ पापग्रहाणांसंबंधे व्यये

तद्भावनायके ॥ क्रूरांशेक्रूरसंदृष्टे शयनादिसुखंनहि ॥३०॥ व्ययेशः पापखेटोपि स्वोच्चमित्रस्वराशिगः ॥ तस्यनाथोपित्स्थाने शयनादिसुखंवदेत् ॥३१॥

बृहत्पाराशरहोरायां—व्ययस्थानगतोराहु भौमार्करविसंयुतः तदीशेनार्कसंयुक्ते नरकेपतनंभवेत् ॥३२॥ व्ययस्थानगतेसौम्ये तदीशेस्वोच्चराशिगे ॥ शुभयुक्तेशुभैर्दृष्टे परोक्षःस्यान्नसंशय ॥३३॥ व्ययेशेपापसंयुक्ते व्ययेपापसमन्विते ॥ पापग्रहेणसंदृष्टे देशदेशांतरं गतः ॥३४॥ व्ययेशेशुभराशिस्थे व्ययर्क्षेशुभसंयुते ॥ शुभग्रहेणसंदृष्टे स्वदेशात्संचरोभवेत् ॥३५॥ व्ययेमंदादिसंयुक्ते भूमिजेनसमन्विते ॥ शुभदृष्टेस्वसंप्राप्तिः पापमूलाद्धनार्जनम् ॥३६॥ लग्नेशेव्ययराशिस्थे व्ययेशेलग्नसंयुते ॥ भृगुपुत्रेणसंयुक्ते धर्ममूलाद्धनव्ययम् ॥३७॥

બારમા ભાવનું ફળ. ( જાતક પારિજાત )

૧—લગ્નથી બારમાના સ્વામીથીને શનિથી પરદેશ જવું, ખરાબ મતિ, દાન શક્તિ, પથારી, સુવાનું સુખ, ઐશ્વર્ય, ધનનો નાશ, એટલાનો વિચાર કરવો; યા બારમા સ્થાનમાં ચર રાશિમાં રહેલા ચર ગ્રહ ચંદ્ર, બુધ શુક્ર હોય, યા છઠ્ઠા, આઠમા, બારમાનો સ્વામી, હોય, ને શનિ સાથે કે શનિની દૃષ્ટિ હોય, તો બહુ દેશોમાં ફરનાર, વન પર્વતોમાં ભમનાર થાય.

૨—બારમે શુભ રાશિમાં શુભગ્રહ હોય યા બારમે શુભ રાશિ હોય ને તેને શુભગ્રહ દેખતા હોય, ને તેના સ્વામી નિર્બળ હોય, કે શત્રુ નીચ રાશિમાં હોય, તો પૈસાના ખર્ચ વિનાનો, યા બારમે નિર્બળગ્રહ હોય, ને બારમાનો સ્વામી બળવાન હોય, તો ધનનો નાશ કરનાર, યા શુભ ને પાપ બંને ગ્રહ બારમે હોય, તો સાધારણ પૈસો ખર્ચાય છે.

૩—બારમે શુભગ્રહનો વર્ગ હોય, તો શુભ કામમાં ખર્ચ થાય બારમે નિર્બળ ગ્રહ હોય, યા તેની દૃષ્ટિ હોય, તો પાપ કામમાં ખર્ચ કરનાર, યા નિર્બળગ્રહની દશા અન્તર્દશામાં બારમા ભાવનો કારક જેના વર્ગમાં હોય, તે જાતિના મનુષ્યથી ખરાબ ફળ ભોગવનાર થાય.

૪—ક્રૂરગ્રહ બળવાન થઇ બારમે હોય, યા છઠ્ઠા, આઠમાનો સ્વામી, બારમે હોય, તો ખેતી ને ધનના સંગ્રહનો નાશ, યા બારમે દ્વિપદ, ચતુષ્પદરાશિમાં પાપગ્રહો હોય, તો દ્વિપદ, ચતુષ્પદોનો નાશ થાય છે. અર્થાત્ દ્વિપદથી ચાકરોનો, ને ચતુષ્પદથી પશુઓનો નાશ

૫—બ્રાહ્મણ જાતિનો ગ્રહ, (ગુરૂ, શુક્ર,) બારમે હોય તો બ્રાહ્મણોથી, યા સ્ત્રી ગ્રહો (શુક્ર, ચંદ્ર,) હોય તો સ્ત્રીઓથી, યા પુરૂષગ્રહ (સૂર્ય, મંગળ, ગુરૂ) હોય તો શત્રુઓથી, યા મિત્રની રાશિમાં હોય તો મિત્રોથી, ધનનો નાશ થાય.

૬—શુભગ્રહો બારમે હોય, તો ત્યાગી, ખેતી કામ કરનાર, ધર્મવાન, યા પાપીગ્રહ હોય તો વિવાદ કરનાર, આંખોનો રોગી, વાયુ વિકારવાળો, ચપળ, ફરનારો, યા ઉચ્ચરાશિ કે પોતાના ઘરમાં કે મિત્રના ઘરમાં હોય તો પરોપકાર કરનાર થાય.

૭—સૂર્ય, યા ક્ષીણચંદ્ર, બારમે હોય તો, રાજાથી, યા બારમે મંગળપર બુધની દૃષ્ટિ હોય, તો અનેક પ્રકારવડે ધનનો નાશ થાય છે. ગુરૂ, બુધ, બારમે હોય તો ધનનું રક્ષણ કરે છે. યા બુધ શુક્ર સાથે કે તેની દૃષ્ટિ હોય, તો પથારીનું સુખ ભોગવે.

૮—બારમાનો સ્વામી, ઉચ્ચરાશિમાં, શુભગ્રહોના વર્ગમાં હોય, ને શુભગ્રહો દેખતા હોય, તો પલંગમાં સુનારો થાય.

૯—બારમાનો સ્વામી, પરમ ઉચ્ચમાં હોય, તો વિચિત્ર પલંગમાં સુનાર, યા નવમાનો સ્વામી દેખતો હોય, તો મણિ રત્નો જડેલા શોભાવાળા પલંગમાં સુનારો થાય.

૧૦—બારમાનો સ્વામી પાપગ્રહથી સંબંધ કરે, યા ક્રૂર ગ્રહના નવમાંશમાં હોય ને ક્રૂર ગ્રહ દેખતો હોય તો સુવાનાં સુખ વિનાનો, યા લગ્નનો સ્વામી નીચ રાશિમાં બારમે હોય ને છઠ્ઠાનો સ્વામી દેખતો હોય, યા શનિ ગુલિક, રાહુ સાથે હોય, તો સુવાનાં સુખ વિનાનો થાય.

૧૧—આઠમાનો સ્વામી શનિ, રાહુ, કેતુ સાથે બારમા સ્થાનમાં હોય, યા છઠ્ઠાના સ્વામીની દૃષ્ટિ હોય, તો ખરાબ ગતિને પામે છે. ગુરૂ લગ્નમાં, શુક્ર સાતમા સ્થાનમાં હોય, યા કન્યા રાશિમાં ધન લગ્નમાં, ને મેષના નવમાંશમાં ચંદ્ર હોય તો પરમગતિ (મોક્ષ) ને પામે.

૧૨—છઠ્ઠા, આઠમા, બારમાના સ્વામી ખરાબ સ્થાન (૬–૮–૧૨) માં બળવાન હોય, તો તે ભાવોને પુષ્ટ કરે છે; યા નિર્બળ હોય, તો પુષ્ટ ફળ આપતો નથી; યા આઠમાનો સ્વામી નિર્બળ થઇ જે ભાવમાં હોય તેનો નાશ કરે છે, યા લગ્નનો સ્વામી શુભગ્રહો સાથે કે શુભની દૃષ્ટિવાળો હોય, ને બળવાન થઇ જે ભાવમાં હોય, તે ભાવનું શુભ ફળ આપે છે, ને નીચ રાશિમાં યા શત્રુની રાશિનો હોય, તો ખરાબ ફળ આપે.

### બીજા ઘણા ગ્રંથોમાંથી.

૧૩—બારમે ક્ષીણ કળાનો ચંદ્ર હોય વા સૂર્ય હોય. કે તે બે સેમા હોય, ને મંગળ જોતો હોય, તો તેનું ધન રાજાથી નાશ થાય.

૧૪—બારમે પૂર્ણ કળાનો ચંદ્ર, બુધ, ગુરુ કે શુક્ર, હોય, તો ધનનો સંગ્રહ કરે, શનિ હોય, ને મંગળ જોતો હોય, કે યુક્ત હોય, તો ધનનો નાશ કરે.

૧૫—બારમે પાપગ્રહ હોય, ને તેનો સ્વામી પાપગ્રહ હોય, ને પાપગ્રહ જોતા હોય તો ખોટા માર્ગમાં ધન ખર્ચાય છે.

૧૬—બારમે શનિ, રાહુ, કે કેતુ, હોય, ને બારમાનો સ્વામી પાપગ્રહના નવમાંશમાં હોય, તો ખોટા માર્ગમાં ધન ખર્ચે છે.

૧૭—બારમાનો સ્વામી શુભગ્રહના નવમાંશમાં, શુભગ્રહ સાથે, શુભગ્રહના મધ્યમાં, હોય તો, ધર્મનાં કારણથી ધન ખર્ચાય છે.

૧૮—બારમે ગુરુ, શુક્ર, હોય વા, બુધ, ચંદ્ર હોય ને શુભગ્રહો જોતા હોય, ને પારાવતાદિ અંશમાં હોય, તો સારા માર્ગમાં ધન ખર્ચાય છે.

૧૯—દશમાનો સ્વામી પાપગ્રહ થઈ બારમાના સ્વામીને જોતો હોય ને બારમાનો સ્વામી શત્રુ કે નીચના નવમાંશમાં હોય, તો પાપ માર્ગથી ધન ખર્ચાય.

૨૦—દશમાનો સ્વામી શુભગ્રહ, બારમાના સ્વામીને જોતા હોય, વા યુક્ત હોય, ને તે બારમાનો સ્વામી ઉચ્ચ, મિત્ર, ને પોતાના વર્ગમાં રહ્યો હોય, તો ધર્મ માર્ગથી ધનનો ખર્ચ થાય.

૨૧—સાતમાનો સ્વામી નિર્બળ થઈને બારમાના સ્વામીને જોતો કે યુક્ત હોય, વા પાપગ્રહના નવમાંશમાં હોય, તો સ્ત્રીના કારણથી ધન નાશ થાય.

૨૨—પુત્ર ભાવનો સ્વામી નિર્બળ થઇ ને બારમાના સ્વામીને જોતો કે યુક્ત હોય, ને પાપગ્રહના નવમાંશમાં હોય, તો પુત્રથી ધનનો નાશ થાય.

૨૩—દશમાનો સ્વામી બારમાના સ્વામીને જોતો, કે યુક્ત હોય, કે કારકથી યુક્ત હોય, તો બાપના કારણથી ધનનો નાશ થાય.

૨૪—ચોથાનો સ્વામી, બારમાના સ્વામીને જોતો કે યુક્ત હોય, ને પાપગ્રહના ઘરમાં, પાપગ્રહના ભેગો હોય, તો મા થી ધનનો નાશ થાય.

૨૫—બારમે ઘણા પાપગ્રહો હોય, ને બારમાનો સ્વામી, શનિ કેતુ કે રાહુ સાથે હોય, તો દેહને વિકલતા કરે છે.

૨૬—શુભગ્રહ ઉચ્ચનો, બારમે હોય ને શુભગ્રહ તેને જોતો હોય, ને દેવ લોકાંશમાં હોય, તો સ્વર્ગની પ્રાપ્તિ થશે.

# પ્રકરણ ૧૬ મું.

## નાભસ, સૂર્ય, ચંદ્ર, ને ગજકેશરીઆદિ યોગો, ઉચ્ચાદિ ગ્રહોનું ફળ.

### ૩૨ જાતના નાભસ યોગો. ( જાતકા ભરણ. )

નાભસ યોગો નીચે લખ્યા પ્રમાણે ચાર પ્રકારના છે.

૧. આશ્રયોગ. ૨. દલયોગ. ૩. આકૃતિયોગ ૪. સંખ્યાયોગ.

તેમાં આશ્રયયોગ ૩ જાતના; દલયોગ ૨ જાતના; આકૃતિયોગ ૨૦ જાતના; ને સંખ્યા યોગ ૭ સાત જાતના છે. એ રીતે (૩૨) બત્રીસ જાતના નાભસ યોગો છે. યવનાચાર્યે આ યોગો ૧૮૦૦ પ્રકારથી વર્ણવેલા છે; પણ તે સર્વેનો આ ૩૨ બત્રીસ યોગોમાં સમાવેશ થાય છે.

સર્વે ગ્રહો ચર રાશિમાં હોય તો **રજ્જુ**; સ્થિર રાશિમાં હોય તો **મુસલ**; ને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો, **નલ** નામના યોગો થાય છે. એ ત્રણ યોગોને આશ્રય યોગ જાણવા.

ત્રણ કેન્દ્રમાં બધા શુભગ્રહો હોય તો **માલા** યોગ થાય; પણ પાપગ્રહ કેન્દ્રમાં ન હોય તો આ યોગ થાય છે; ત્રણ કેન્દ્રમાં બધા પાપગ્રહો હોય તો **સર્પ** યોગ થાય; પણ શુભગ્રહ કેન્દ્રમાં ન હોય તો થાય. આ બે યોગોને **દલયોગ** કહે છે. એમ પારાશર મુનિએ માનેલું છે.

બુધ, ગુરુ, શુક્ર ને પૂર્ણ કળાનો ચંદ્ર, એ ચાર **શુભગ્રહો** છે. સૂર્ય, મંગળ, શનિ ને ક્ષીણ ચંદ્ર એ **પાપગ્રહો** છે, માટે ચારે કેન્દ્રમાં ચારે શુભગ્રહો આવે તો, **માલાયોગ** થાય, ને ચારે કેન્દ્રમાં ચારે પાપ-ગ્રહો આવે તો **સર્પયોગ** થાય, એમ બાદરાયણ મુનિનો મત છે. પણ પારાશરાદિ ઘણા આચાર્યો નીચે પ્રમાણે કહે છે.

ચંદ્રને શુભ કે પાપગ્રહમાં ગણવો નહિ, એટલે ત્રણ શુભ, ને ત્રણ પાપ ગ્રહો ગણવા, માટે ત્રણે કેન્દ્રમાં બુધ, ગુરુ, ને શુક્ર, હોય તો માલા ને ત્રણે કેન્દ્રમાં સૂર્ય, મંગળ, શનિ હોય તો સર્પયોગ થાય અહીં બુધ ને હમ્મેશાં શુભગ્રહ ગણવો. ચંદ્ર હરકોઇ ભાવે હોય તેની હરકત નહિ.

પાસે પાસેના બેકેન્દ્રમાં સર્વે ગ્રહો હોય તો, **ગદાયોગ** થાય; ગદાયોગ ચાર પ્રકારથી થાય છે. ૧–લગ્ને ને ચોથે એજ ભાવે સર્વે ગ્રહો હોય તો; ૨–ચોથે અને સાતમે; ૩–સાતમે અને દશમે; ૪–દશમે અને લગ્ને; એમ સર્વે ગ્રહો રહેવાથી **ગદાયોગ** થાય છે.

લગ્નને સાતમા ભાવે એમ બે ઠેકાણે સર્વે ગ્રહો હોય તો, **શકટયોગ** થાય; અને ચોથા ને દશમા ભાવે હોય તો, **વિહગયોગ** થાય.

લગ્ને પાંચમે નવમે એમ ત્રણ ઠેકાણે સર્વે ગ્રહો હોય તો, **શૃંગાટક યોગ** થાય છે.

લગ્ન સિવાયના હરકોઇ ભાવે સર્વે ગ્રહો એક બીજાથી ત્રિકોણમાં એટલે નવમે પાંચમે એમ ત્રણ ભાવમાં રહેલ્લા હોય તો **હળયોગ** થાય છે; આ યોગ ત્રણ પ્રકારે થાય છે.

૧–બીજે, છઠ્ઠે, દશમે; ૨–ત્રીજે, સાતમે, અગીયારમે; ને ૩–ચોથે, આઠમે, બારમે એમ ત્રણ ઠેકાણે સર્વે ગ્રહો હોય તો, **હળયોગ** થાય.

લગ્નને સાતમે સર્વે શુભગ્રહો, તથા ચોથે દશમે સર્વે પાપગ્રહો હોય તો [1]**વજ્રયોગ** થાય; ને લગ્ને ને સાતમે પાપગ્રહો અને ચોથે દશમે સર્વે શુભગ્રહો હોય તો, **યવયોગ** થાય છે. ચારે કેન્દ્રમાં ગમે તે ઠેકાણે શુભ ને પાપ એમ સર્વે ગ્રહો હોય તો, **કમળયોગ** થાય છે.

કેન્દ્ર સિવાય કોઇ પણ ચાર પણફર, કે ચાર આપોકિલમ સ્થાનમાં સર્વે ગ્રહો હોય, તો **વાપીયોગ** થાય છે.

---

૧ ઉપર મુજબ વજ્ર ને યવ બેઉ યોગોમાં બુધ ને શુક્ર સૂર્યથી ૪ થે આવે છે કેમ જે પાપગ્રહ સૂર્યથી શુભગ્રહ બુધ શુક્ર ને ચાર રાશિનું અંતર રહે છે. તે બનવા જોગ નથી, હંમેશાં જ્યાં સૂર્ય હોય ત્યાંથી પહેલે બીજે કે બારમે બુધ શુક્ર હોય છે જોકે શુક્ર સૂર્યથી ત્રીજે કે અગીઆરમે આવી શકે છે. વળી **હોરારત્ન** ગ્રંથમાં કહ્યું છે કે વરાહમીહિરાચાર્ય કહે છે કે પૂર્વના શાસ્ત્રોમાં કહેલું છે, તેથીજ હું આ યોગ કહું છું. પણ સૂર્યથી ચાર રાશિ છેટે બુધ શુક્ર આવતા નથી. તે શંકાના સમાધાનમાં હોરારત્નમાં લખ્યું છે કે વરાહમીહિરાચાર્ય પોતાના દેશમાં સૂર્યથી ચાર રાશિના છેટે બુધ શુક્ર નહિ આવવાથી તેમ લખે છે, પણ જેદેશોમાં બાર અંગુલની પલભા હોય, તેવા દેશોને માટે સૂર્યથી ચાર રાશિનું અંતર આવી શકે છે માટે તે યોગ ખરો છે એમ જાણવું.

લગ્ન, બીજા, ત્રીજા, ને ચોથા ભાવે સર્વે ગ્રહો હોય તો, યુપયોગ થાય; ૪-૫-૬-૭ આ ચાર ભાવે સર્વે ગ્રહો હોય તો શરયોગ થાય; ૭-૮-૯-૧૦ ભાવે સર્વે ગ્રહો હોય તો, શક્તિયોગ થાય; ને ૧૦-૧૧-૧૨-૧ ભાવે બધા ગ્રહો હોય તો દંડયોગ થાય છે.

૧-૨-૩-૪-૫-૬ ને ૭ એ ભાવોમાં સર્વ ગ્રહો હોય તો નૌયોગ થાય;
૪-૫-૬-૭-૮-૯ ને ૧૦ એ ભાવોમાં હોય તો કુટયોગ થાય;
૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧ એ ભાવોમાં હોય તો છત્રયોગ થાય;
૧૦-૧૧-૧૨-૧-૨-૩-૪ એ ભાવોમાં હોય તો ધનુષયોગ થાય છે.

ઉપર કહેલા નૌ, વિગેરે યોગોની પેઠે કેન્દ્ર સિવાય ગમે તે ભાવથી અનુક્રમે સાત ભાવોમા સર્વે ગ્રહો હોય, તો અર્ધચંદ્ર યોગ થાય આ અર્ધચંદ્ર યોગ આઠ પ્રકારે નીચે પ્રમાણે છે.

૧-બીજા ભાવથી અનુક્રમે આઠમા ભાવ સુધીમાં સર્વે ગ્રહો હોય તો;
૨-ત્રીજા ભાવથી નવમા ભાવ સુધીમાં સર્વે ગ્રહો હોય તો;
૩-પાંચમાથી અગીયારમા ભાવ સુધીમાં હોય તો;
૪-છઠ્ઠાથી બારમા ભાવ સુધીમાં હોય તો;
૫-આઠમાથી બીજા ભાવ સુધીમાં હોય તો;
૬-નવમાથી ત્રીજા ભાવ સુધીમાં હોય તો;
૭-અગીયારમાથી પાંચમા ભાવ સુધીમાં હોય તો;
૮-બારમાથી છઠ્ઠા ભાવ સુધીમાં હોય તો, અર્ધચંદ્ર યોગ થાય છે.

૧-૩-૫-૭-૯-૧૧ એમ લગ્નથી એકી છ ભાવોમાં સર્વે ગ્રહો હોય તો, ચક્રયોગ થાય; ને ૨-૪-૬-૮-૧૦ ૧૨ એમ બેકી છ ભાવોમાં સર્વે ગ્રહો હોય તો, સમુદ્રયોગ થાય છે. ઉપરના ૨૦ યોગોને આકૃતિયોગ કહે છે.

ઉપર કહેલા યોગોમાંનો એકે યોગ ન થાય તો તેને નીચે પ્રમાણે સંખ્યા યોગ થાય છે.

એકજ ઠેકાણે સરવે ગ્રહો હોય તો ગોળયોગ થાય; બે સ્થાનમાં, હોય તો યુગયોગ, ત્રણ સ્થાનમાં શૂળયોગ, ચાર સ્થાનમાં કેદારયોગ, પાંચ સ્થાનમાં, પાશયોગ, છ સ્થાનમાં દામિનીયોગ, ને સાત સ્થાનમાં સર્વે ગ્રહો રહ્યા હોય તો વીણાયોગ થાય છે, આ સાત યોગોને સંખ્યા યોગ કહેલા છે.

ઉપરના ૩૨ યોગોમાં પ્રથમ ૩ યોગો આશ્રય છે, તે પછીના ૨ દલયોગ છે, ને પછીના ૨૦, આકૃતિયોગ છે, ને છેલ્લા ૭ સંખ્યાયોગ છે.

દલયોગ ને આકૃતિયોગ એકી વખતે બનતા નથી, દલયોગને આશ્રયયોગ પણ એકી વખતે બનતા નથી, દલયોગને સંખ્યાયોગ એકી વખતે બને છે. જ્યારે એક કુંડળીમાં આવા બે યોગ ઉપજે ત્યારે સંખ્યા યોગનું ફળ બીલકુલ ન મલતાં ફક્ત દલયોગનુંજ ફળ મળે છે.

**આકૃતિયોગ** ને **આશ્રયયોગ** એકી વખતે બને છે, જ્યારે આ બે યોગો એક કુંડળીમાં ઉપજે ત્યારે **આશ્રય** યોગનું ફળ નહિ મલતાં આકૃતિયોગનુંજ ફળ મળે છે.

**આકૃતિ** યોગ અને **સંખ્યા** યોગ એકી વખતે ઉપજે છે. જ્યારે આ બે યોગો એક કુંડળીમાં સાથે ઉપજે ત્યારે સંખ્યા યોગનું ફળ ન મળતાં **આકૃતિ** યોગનુંજ ફળ કહેવું.

**સંખ્યાયોગ** અને **આશ્રયયોગ** **આકૃતિયોગની** સાથે એકી વખતે બને છે. ત્યારે ફક્ત **આકૃતિયોગનુંજ** ફળ મળે છે. વળી **આશ્રયયોગની** સાથે **સંખ્યાયોગ** એકી વખતે બને છે. તે વખતે સંખ્યાયોગ સાથેના યોગમાં સમાઇ જાય છે. જેથી પોતાનું ફળ સંખ્યાયોગ આપી શકતા નથી.

એક કુંડળીમાં એકથી વધારે **નાભસયોગ** ઉપજે, ત્યારે, એક સબળ હોય, તેજ યોગફળ આપે છે. અને બાકીના તેની છાયામાં દબાઇ જાય છે; માટે તે પોતાનું ફળ આપી શકતા નથી.

ઉપર જણાવેલા સર્વે **નાભસયોગોના** ફળમાં જે જે અવસ્થામાં શુભાશુભ ફળ કહેવામાં આવશે, તે તે ફળ મળશે.

જે જે યોગના ફળ મલવા વિષે વખત જણાવેલો નથી તે તે યોગનું ફળ તે તે ગ્રહોની દશામાં મળશે. એમ બળના અનુમાનથી જાણી લેવું.

**રજ્જુ યોગનું ફળ**—ચંચળ, સારા રૂપવાળો, નીચા કામમાં ઘણી પ્રીતિવાળો, હંમેશાં ફરવામાં રૂચી હોવાથી પરદેશ જનાર, ધન પેદા કરનાર, ને બીજાની સારી સ્થીતિ દેખી; અદેખાઇ કરનાર થાય.

**મુસલ યોગનું ફળ**—આબરૂદાર, સમજુ, અનાજ ઉત્પન્ન કરનાર, પુત્ર ને લક્ષ્મીથી શોભતો, રાજાનો માનીતો, ને રાજથી આશ્રયવાળો, આનંદી, આનંદમાં ઉત્સાહ ધરનાર હોય.

**નલ યોગનું ફળ**—હીરા, માણેક, રત્ન આદિ ઝવેરાતથી પોતાના ઘરમાં સમૃદ્ધિવાળો, રાજ્યથી માન, કીર્તિવાળો, પુણ્ય દેહવાળો, ને તેજસ્વી થાય.

ધણુવાળો, ઘણું

વાહનવાળો, તેમ પાલખી મેનાનો શોખીન, ને સ્ત્રીઓના વિલાસમાં પ્રીતિવાળો થાય.

સર્પ યોગનું ફળ—પારકું અન્ન ખાનારો, ક્રોધી, દરિદ્રી, બહુ ઉંઘનાર, રોગી, બુરૂં ઇચ્છનારો, ખોટા અભિમાનવાળો, ને પારકી બડાઇ કરનારો થાય છે.

ગદા યોગનું ફળ—ઘણાં શાસ્ત્ર ને મંત્રોમાં પ્રીતિવાળો, વાજીંત્ર ને ગાયનમાં ઘણો હોંશીઆર, યજ્ઞ કરનારો, ક્રોધી, દ્વેષવાળો, શત્રુનો નાશ કરનારો, સ્ત્રીઓને આભૂષણરૂપ હોય.

શકટ યોગનું ફળ—ગરીબ, વૈભવ, ધન ને મિત્રથી રહિત, ગાડીઓનો ધંધો કરનાર, ને શરીરે પાતળો. નઠારી સ્ત્રીઓને મેળવનાર ને તજી દેનાર થાય છે.

વિહગ યોગનું ફળ—ભોગ, ને સુખ વિનાનો, યાત્રામાં પ્રીતિવાન હમ્મેશાં ફરવામાં ને પરદેશ જવામાં તત્પર, ઘણું બોલનાર ને ધનવાન થાય.

શૃંગાટક યોગનું ફળ—મોટા રાજા, સાહસ કામ કરનાર, યુદ્ધની ઇચ્છા કરનાર, મોટા સુખ ને ઘણી બુદ્ધિવાળો, સ્ત્રીઓમાં પ્રીતિવાળો પહેલી સ્ત્રી સાથે પ્રીતિ ને બીજીસ્ત્રીથી વૈરવાળો થાય.

હળ યોગનું ફળ—ચાકર, સત્પુરૂષ અને મિત્રથી રહિત, ખેતીથી આજીવિકા ચલાવનાર, દુઃખ ભોગવનાર, ઘણું ખાનાર, ને નિર્ધનપણાથી કલેશ ભોગવનારો થાય.

વજ્ર યોગનું ફળ—બાળપણમાં ને ઘડપણમાં સુખી, ભાગ્યવાન, ને જુવાનીમાં દુઃખી, ને ભાગ્યહીન થાય, તેમ કામ ક્રોધાદિકથી અત્યંત કલેશ ભોગવનારો થાય.

યવ યોગનું ફળ—મધ્યાવસ્થા (જુવાની)માં, ધર્મ કામ લક્ષ્મીને સંપત્તિવાળો, સુખી, નમ્રતાવાળો, મીઠી વાણી બોલનાર, હમ્મેશાં ઉત્સાહી, સારી વૃત્તિ ને શાંત ચિત્તવાળો, ક્રોધરહિત હોય.

કમલ યોગનું ફળ—રાજા, હમ્મેશાં આનંદમાં રહેનાર, બળવાન, સારી કાંતિવાળો, ગાયનનો શોખીન, મોટા યશવાળો, ને ઘણાં વર્ષ જીવનાર થાય.

વાપી યોગનું ફળ—ઘણા વર્ષ જીવનાર, પોતાના કુળમાં શ્રેષ્ટ, સુખી, ઘણો શાંત, બુદ્ધિમાન, બોલવામાં ચતુર, સારા મનવાળો, ફૂલ ને બાગ બગીચાનો શોખીન, ને પ્રતાપી હોય.

યુપ યોગનું ફળ—ધીર, ઉદાર, યજ્ઞ કર્મને અનુસરનાર, જુદી જુદી વિદ્યા શીખનાર, આચાર વિચારવાળો, ને ધનવાન હોય.

શર યોગનું ફળ—ઘણી હિંસા કરનાર, શિલ્પ (હુન્નર) જાણનાર, દુઃખોથી તપેલો, જંગલમાં આનંદમાનનાર, શર ( બાણ ) લગાવવામાં હોંશીઆર, ને જન્મથીજ દુઃખી હોય.

શક્તિ યોગનું ફળ—નીચ ને ઉચ્ચની સાથે પ્રીતિ કરનાર, આળસુ, સુખ વિનાનો, નિર્ધન, નિર્બળ, વાદ કરવામાં ને લડવામાં હોંશીઆર ને ઘરનું સુખ થોડું હોય.

દંડ યોગનું ફળ—રાંક, નીચ ને ઉન્મત્ત ( ભ્રમિત ) ની સાથે મિત્રતા કરનાર, ચાકરનો દ્વેષી, કુટુંબ સાથે વેર કરનાર, સ્ત્રી પુત્ર ને મિત્રથી રહિત, ને બુદ્ધિહીન હોય.

**નૌયોગનું** ફળ—પ્રસિદ્ધ, લોભી, ભોગ ને સુખ વિનાનો, કલેશી હમ્મેશાં ચપળ મનનો ને ચોર વૃત્તિવાળો, ને અનાજ પેદા કરનાર હોય.

કૂટ યોગનું ફળ—પર્વત ને વનમાં રહેવાને પ્રીતિવાળો, પહેલવાન, ભિલ સાથે પ્રીતિવાળો, નિર્ધન, નીચ કામ કરનાર, ધર્મ, અધર્મના જ્ઞાનથી રહિત, સારી ને ખોટી બેઉ બાબતમાં હોંશીઆર હોય.

છત્ર યોગનું ફળ—છત્ર, ચામર, આદિ રાજ્ય ચિન્હોનો લાભ, બુદ્ધિમાન, રાજ્ય કાર્યમાં હોંશીઆર, દયાળુ ને આખી જીંદગી સુધી સુખી હોય.

ધનુષ યોગનું ફળ—ઘણો અભિમાની, અભિમાન ને ઉન્મત્ત પણાથી દુઃખી, પહેલી ને છેલ્લી અવસ્થામાં સુખી, વન ને પર્વતોમાં ફરનાર.

અર્ધચંદ્ર યોગનું ફળ—રાજાથી સારી પ્રતિષ્ઠા, ઉત્તમ સેના, આભૂષણ, ધન ને વસ્ત્રાદિકનો માન સાથે લાભ થાય ને સર્વ માણસોને સુખી કરવામાં ચંદ્ર સરખો હોય.

ચક્ર યોગનું ફળ—ઘણી લક્ષ્મીવાળો, સારા રૂપવાળો, અત્યંત પ્રતાપી, જેની આગળ વારંવાર નજરાણાં ભેટો સામગ્રીઓ લાવી ઘણા રાજાઓ નમે તેવો મહારાજા થાય, ને તેની કીર્તિ આખી પૃથ્વીને શોભાવે.

સમુદ્ર યોગનું ફળ—ઘણાં દાન કરનાર, ધૈર્યવાન્ સારા આચરણનો દયાવાન, રાજા જેવા વૈભવવાળો, ને ઘણું સુખ ભોગવનાર થાય. તેવા માણસને ધન્ય છે, ને તેના વંશને પણ ધન્યવાદ છે.

શૈલ યોગનું ફળ—મુર્ખ, નિર્બળ, કૃષ્ણ, ધનવગરનો, મહેનત કરનારો જ્યાં ત્યાં ફરનારો, ખોટામાં પ્રીતિવાળો, અઘટીત કામ કરનારો.

યુપ યોગનું ફળ—પાખંડમાં પુરી પ્રીતિવાળો, નિર્લજ, ધર્મ કર્મ પુત્ર ને ધનથી રહિત, સારા કે ખરાબ વિચાર વિનાનો હોય.

શૂલ યોગનું ફળ—લડવામાં ને વાદ કરવામાં તત્પર, ઘણો થરો, ક્રૂર સ્વભાવનો, કઠોર ચિત્તનો, ધન વિનાનો, ને સંસારી માણસોને કાંટા સમાન હોય છે.

કેદાર યોગનું ફળ—સાચું બોલનાર, ધનવાન, નમ્ર, ખેતીમાં ઉત્સાહી, પરોપકારી, ધૈર્યવાન, સારા આચારવાળો હોય.

પાશા યોગનું ફળ—ગરીબ આકૃતિ, બુરૂં કરવામાં તત્પર, બંધન ભોગવનાર, બહુ સ્ત્રીવાળો, અહંકારી, બહુ અનર્થ કરનાર, જંગલમાં પ્રીતિવાળો.

દામિની યોગનું ફળ—પુત્ર ને પુત્રના પુત્રોથી આનંદી, સારો ધૈર્યવાન, વિદ્વાન આભૂષણ ને ભંડારથી પૂર્ણ, ચપળ આચરણવાળો, ઉદાર બુદ્ધિવાળો, ને શ્રેષ્ટ હોય.

વીણા યોગનું ફળ—ધનવાન, શાસ્ત્રના પારને પામેલો, સંગીતમાં હોંશીઆર, ઘણાઓનું પોષણ કરનાર, બહુ પ્રકારથી સુખ ભોગવનાર, ને ઘણો ચતુર હોય.

## સૂર્ય યોગો ( જાતકા ભરણ )

સૂર્યથી ચંદ્ર સિવાય ભૌમાદિ ગ્રહો ૧૨ મે હોય તો વોશિ, ને બીજે હોય તો વેશિ યોગ થાય; ને સૂર્યથી ચંદ્ર શિવાયના ગ્રહો બારમે ને બીજે એમ બેઉ ઠેકાણે હોય તો, ઉભયચરી નામનો યોગ થાય છે.

વોશિ યોગમાં—થોડી દ્દષ્ટિવાળો ઘણાં કામો કરનારો, નીચ દ્દષ્ટિથી જોવાવાળો, ઉંચા દેહવાળો, ને જુઠું બોલનારો હોય છે.

વેશિ યોગમાં—દયાવાળો, પુત્રવાળો ઉંચા દેહવાળો. ચોખ્ખી ને મીઠી વાણી બોલનારો આળસુ, ને આડી દ્દષ્ટિથી જોનાર હોય.

ઉભયચર્ય યોગમાં—સર્વને સહન કરનાર, ઘણી સમૃદ્ધિવાળો, બળવાન, સરખા શરીરથી શોભાયમાન, વધારે ઉંચો નહિ, સીધી દ્દષ્ટિવાળો ને ઘણી લક્ષ્મીવાળો થાય છે.

સૂર્યના બળથી, ને રહેલા ગ્રહોના અનુસારથી, રાશિ અંશના યોગથી

એ સર્વેનો વિચાર કરી ઓછું સરખુ કે વધારે ફળ પંડિતોએ કહેવું.

### ચંદ્ર યોગો (બૃહજ્જાતક ને તેની ટીકાના આધારે.)

જન્મ કુંડળીમાં સૂર્યથી **કેન્દ્રમાં** ચંદ્ર હોય તો, નમ્રતા, નીતિ, સુશીલતા, ધન, જ્ઞાન, બુદ્ધિ, ને ચતુરાઈ, એટલા ગુણનો નાશ થાય. ને **પણફરમાં** હોય તો, ઉપરના ગુણ થોડા થોડા હોય છે. **આપોકિલમમાં** હોય તો, ઉપરના ગુણો ઉત્તમ પ્રકારના હોય છે. આ બાબતમાં યવનાચાર્ય કહે છે કે, જેની કુંડળીમાં સૂર્યથી ચંદ્ર **કેન્દ્રમાં** હોય તો, તે મુર્ખ, દરિદ્રી, ચપળ, ને નઠારા આચરણવાળો થાય; **પણફરમાં** ધનવાળો થાય. ને **આપોકિલમમાં** હોય તો સુખી થાય છે.

જેનો દિવસે જન્મ હોય ને તેની નવમાંશ કુંડળીમાં **ચંદ્ર** સ્વગ્રહી વા પોતાના અધિમિત્રની રાશિનો હોય, તથા જન્મકુંડળીમાં ચંદ્ર ને ગુરૂ જોતો હોય તો ધનવાળો, ને ઘણો સુખી થાય છે.

ઉપર લખેલા લક્ષણવાળા ચંદ્ર ને શુક્ર જોતો હોય ને રાત્રીએ જન્મ હોય તો, પણ તે માણસ ધનવાળો, ને ઘણો સુખી થાય છે.

રાત્રિનાં જન્મ વખતે શુક્રની દૃષ્ટિ અને દિવસના જન્મ વખતે ગુરૂની દૃષ્ટિ જોવાની છે પણ કેટલાક પંડીતો બન્નેની દૃષ્ટિ સાથે હોવી જોઇએ એમ કહે છે. પણ ગાર્ગીય ભગવાન તથા યવનાચાર્ય તેમ નહિ કહેતાં પ્રથમ લખેલો મત સિદ્ધ કરી કહે છે કે, એથી ઉલટો યોગ હોય, વા બીલકુલ નહિ હોય તો નેષ્ટ કે મધ્યમ ફળ સમજવું.

**અધિયોગ**—ચંદ્રથી છઠ્ઠે, સાતમે, આઠમે, એમ ત્રણ ઠેકાણે અથવા બે ઠેકાણે કે એક ઠેકાણે સર્વે **શુભગ્રહો**, એટલે બુધ, ગુરૂ, ને શુક્ર ત્રણે હોય તો **અધિયોગ** થાય. આ અધિયોગો નીચે પ્રમાણે સાત પ્રકારે યવનાચાર્ય કહે છે.

૧ ચંદ્રથી સર્વે શુભગ્રહો છઠ્ઠા સ્થાને હોય તો, ૨ ચંદ્રથી સાતમે હોય તો, ૩ ચંદ્રથી આઠમે હોય તો, ૪ ચંદ્રથી છઠ્ઠે સાતમે એમ બે ઠેકાણે હોય તો, ૫ ચંદ્રથી છઠ્ઠે, આઠમે એમ બે ઠેકાણે હોય તો, ૬ ચંદ્રથી સાતમે આઠમે એમ બે ઠેકાણે હોય તો, ૭ ચંદ્રથી સર્વે શુભગ્રહો છઠ્ઠે, સાતમે, આઠમે, એ ત્રણ ઠેકાણે હોય તો, **અધિયોગ** થાય છે.

ઉપર જેવી રીત શુભગ્રહથી **અધિયોગ** કહેલો છે, તેવીજ રીત

પાપગ્રહનો પણ અધિયોગ સમજવો. તથા શુભને પાપગ્રહ સાથે હોય તો મિશ્ર અધિયોગ જાણવો એમ શ્રુતિકીર્તિ આચાર્ય કહે છે.

શુભ અધિયોગમાં સર્વે શુભગ્રહો; પાપ અધિયોગમાં સર્વે પાપગ્રહો; ને મિશ્ર અધિયોગમાં સર્વે શુભ તથા સર્વે પાપગ્રહો ઉપર કહેલા સ્થાનોમાં હોય તોજ અધિયોગ થાય છે. એમાંથી એકાદ ગ્રહ ઓછો હોય તો અધિયોગ થતો નથી.

અધિયોગનું ફળ—સુખ, વૈભવને લાંબા આવરદાવાળો, શત્રુ, રોગને ભય, વગરનો થાય છે.

શુભ અધિયોગમાં—સર્વે શુભગ્રહો ઘણા બળવાન હોય, તો રાજા થાય. મધ્યમ બળવાળા હોય તો તેવા ફળવાળો દીવાન થાય. ને બળ વગરના હોય તો તેવા ગુણવાળો સેનાપતિ થશે.

શુભ અધિયોગમાં—શુભમતિવાળો; પાપ અધિયોગમાં, પાપ બુદ્ધિવાળો, ને મિશ્ર અધિયોગમાં, સમ બુદ્ધિવાળો થાય છે.

અધિયોગ કરનારા સર્વે શુભગ્રહો ઘણા બળવાન હોય ને તેમને પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય, તથા અંશ અસ્તના નં હોય તો આ અધિયોગ ને સારાવળી ગ્રંથકાર, રાજયોગ કહે છે.

ચંદ્રથી બીજે ઘેર ભૌમાદિ ( મંગળથી શનિ સુધીમાંનો ) કોઇ પણ ગ્રહ હોય તો સુનફા યોગ થાય; ચંદ્રથી બારમે કોઇ પણ ભૌમાદિ ગ્રહ રહ્યા હોય તો અનફા યોગ થાય. ચંદ્રથી બીજે ને બારમે, એમ બે ઠેકાણે ભૌમાદિ ગ્રહો રહ્યા હોય તો દુરધરા યોગ થાય છે. ને ચંદ્રથી બીજે ને બારમે એક સ્થાને કોઇ ભૌમાદિક ગ્રહો રહેલા ન હોય તો કેમદ્રુમ યોગ થાય છે.

ઉપર કહેલા યોગોમાં ચંદ્રથી બીજે કે બારમે સૂર્ય હોય કે ન હોય તો પણ તેની હરકત નથી. કારણ કે સૂર્યને ફક્ત આ યોગના હિસાબમાં ગણવો નહિ. એટલે ભૌમાદિ કોઇ ગ્રહ ઉપરનાં સ્થાનમાં ન હોય, ને ફક્ત સૂર્ય તે સ્થાનમાં હોય તો કેવળ સૂર્યના આધારથી ઉપરના યોગો જાણવા નહિ.

જાતક પારિજાતમાં વિશેષ—ચંદ્ર, પહેલે કે સાતમે ગુરુની દૃષ્ટિ રહિત હોય તો કેમદ્રુમ યોગ થાય.

સર્વે ગ્રહો નિર્બળો ને અષ્ટક વર્ગમાં ચારથી ઓછી રેખાઓવાળા હોય: તો કેમદ્રુમ યોગનું ફળ આપે છે.

શનિ ને શુક્ર નીચ, શત્રુ કે પાપગ્રહની રાશિમાં રહી એક બીજાને જોતા હોય, કે એકજ રાશિમાં હોય, તો રાજવંશમાં જન્મેલો હોય, તોપણ **કેમદ્રુમ** યોગનું ફળ પામે છે.

ચંદ્ર પાપગ્રહ સાથે, પાપગ્રહના ઘરમાં કે પાપગ્રહના નવમાંશમાં નિર્બળી હોય, ને તેને દશમાનો સ્વામી જોતો હોય, ને રાત્રિએ જન્મ હોય, તો કેમદ્રુમયોગ થાય છે.

ચંદ્ર નવમાંશમાં નીચનો ને પાપગ્રહ સાથે હોય, ને તેને ભાગ્યેશ જોતો હોય, તો **કેમદ્રુમ** યોગ થાય છે.

ક્ષીણ ચંદ્ર નીચનો હોય, ને રાત્રિએ જન્મ હોય, તો **કેમદ્રુમ** યોગ થાય.

## કેમદ્રુમ યોગનો ભંગ ( બૃહજ્જાતક ).

(૧) કેમદ્રુમ યોગ થયો હોય પણ ચંદ્ર જન્મ કુંડળીમાં લગ્નથી કેન્દ્રમાં હોય તો (૨) ચંદ્ર ભેગો કોઇ પણ ગ્રહ હોય તો (૩) અધિયોગ થયો હોય તો ઉપર પ્રમાણે ત્રણ પ્રકારે કેમદ્રુમ યોગનો ભંગ થાય છે. એટલે એ કેમદ્રુમ યોગ મટીને કલ્પ વૃક્ષની પેઠે સારો યોગ થાય છે એવો ગર્ગાદિ આચાર્યનો મત છે.

**કેમદ્રુમનો ભંગ**—(૧) કેમદ્રુમ યોગ થયો હોય પણ ચંદ્રમા ઉપર ગ્રહની દૃષ્ટિ હોય તો (૨) પૂર્ણકળાનો ચંદ્ર હોય તો (૩) ચંદ્રમાથી કોઇ ગ્રહ કેન્દ્રમાં હોય તો (૪) ચારે કેન્દ્રમાં ગ્રહ હોય તો કેમદ્રુમ યોગ ભંગ થાય છે. એમ સારાવળી, જાતકાભરણ, તથા ભાવ કુતૂહલ ગ્રંથકાર તથા ગાર્ગી ભગવાન ને સત્યાચાર્ય કહે છે.

**( જાતક પારિજાત )**—(૧) ચંદ્ર કે શુક્ર કેન્દ્રમાં હોય, ને તેના પર ગુરૂની દૃષ્ટિ હોય, તો દરિદ્રી યોગ થતો નથી. (૨) ચંદ્ર શુભ ગ્રહ સાથે વા બે શુભ ગ્રહોની વચમાં હોય, ને ગુરૂ જોતો હોય, તો દરિદ્રી યોગ ન થાય. (૩) ચંદ્ર, નવમાંશમાં ઉચ્ચનો કે અધિમિત્રની રાશિનો હોય, ને ગુરૂ જોતો હોય તો દરિદ્રી યોગ ન થાય; (૪) પૂર્ણચંદ્ર લગ્ને શુભગ્રહ સાથે હોય વા દશમે ઉચ્ચનો હોય ને ગુરૂની દૃષ્ટિ હોય, તો દરિદ્રી ન થાય.

જેની જન્મ કુંડળીમાં **કેમદ્રુમ** યોગ થયો હોય, તેના રાજયોગો જેમ સિંહને જોઇ હાથી નાશી જાય છે, તેમ નાશ થાય છે.

દરિદ્રી ને રેકાયોગો કે જે ખરાબ ફળ આપે છે, તથા **નાકરયોગો**

કે જે નોકર બનાવે છે, તેના વધારે યોગો માટે જુઓ અમારો જાતકપારિજાત પૃષ્ઠ ૧૨૨ થી ૧૪૧ (બૃહજ્જાતક) સુનફા વગેરે યોગો શ્રુતિ કીર્તિ આચાર્ય તથા જીવશર્મા આચાર્ય નીચે પ્રમાણે ઉપજાવે છે.

(૧) ચંદ્રમા થકી બીજા કેંદ્રમાં એટલે ચંદ્રથી ચોથા સ્થાનમાં ભૌમાદિક ગ્રહો હોય તો સુનફા યોગ થાય. (૨) છેલ્લા કેન્દ્રમાં એટલે ચંદ્રમાથી ૧૦ મે ભૌમાદિ ગ્રહ હોય તો અનફા યોગ થાય. (૩) અને એ બે ઠેકાણે ભૌમાદિ ગ્રહો હોય તો દુર્ધરા યોગ થાય (૪) અને એ બે ઠેકાણે કોઈ ભૌમાદિ ગ્રહો ન હોય તો કેમદ્રુમ યોગ થાય છે

આ ચંદ્રના કેન્દ્રથી ઉપજાવેલા સુનફાદિ યોગો ઘણા આચાર્યો માન્ય કરતા નથી ને જેવી રીતે સુનફાદિ ચાર યોગો જન્મ કુંડળીમાંથી ઉપજાવેલા છે, તેજ પ્રમાણે નવમાંશ કુંડળીમાંથી ઉપજાવવા કેટલાક આચાર્ય કહે છે પણ વરાહ મિહીરાદિ આચાર્યો તેને માન્ય કરતા નથી. માટે તે અયોગ્ય છે

સુનફા યોગનું ફળ—પોતાના પરાક્રમથી પેદા કરેલું ધન ભોગવનાર, રાજા વા રાજાની બરોબર વૈભવવાળો, બુદ્ધિવાળો, ધનવાળો ને કીર્તિવાળો થાય.

અનફા યોગનું ફળ—સમર્થ, રોગ વિનાનો, ગુણવાન, કીર્તિવાળો, ખાનપાનને પોશાક વિગેરેના સુખવાળો, ઉત્તમ પહેરવેશવાળો, ને હમેશાં મનમાં સંતોષ માનનારો થાય.

દુર્ધરા યોગનું ફળ—ગમે તે પ્રકારથી વૈભવને સુખ ભોગવનારો, ધનને વાહનવાળો, ઉદાર મનવાળો, દાનેશ્વરી, સારા ગુણવાળો ને નોકર ચાકરવાળો થાય.

કેમદ્રુમ યોગનું ફળ—મલીન પ્રકૃતિવાળો, મલીન વસ્ત્રવાળો, શરીરને મનના દુઃખવાળો. અપ્રીત કામ કરનારો, દરિદ્રી, ચાકરી કરી ગુજરાન ચલાવનારો, કપટી ને દુર્જન થાય. કેમદ્રુમ યોગમાં કદી રાજાથી જન્મે તોપણ ઉપર બતાવેલું ફળ વા તેમાંના ફળનો ભાગ ભોગવે છે

સુનફા અનફા કે દુર્ધરા યોગ કરનારો મંગળ હોય તો, ઉદ્ધતથી કામ કરનારો, શૂરો, ધનવાળો વગર વિચારે કામ કરનારો હોય. બુધ હોય તો, ચતુર, સારા ગુણવાળો, સારા વચન બોલનારો, ગાયન, વાદ્યોને ચિત્ર કરવાની કળામાં નિપુણ હોય. ગુરુ હોય તો, ધનવાળો, ધર્મવાળો, સુખ ભોગવનારો ને રાજાનો માનીતો થાય. શુક્ર હોય તો બહુ વિષય ભોગ-

ભવનાર, ધનવાન, ખાનપાન તથા પોષાકથી મોજ કરનારો થાય. શનિ હોય તો, પારકો વૈભવ ને ઘરબાર વિગેરે સામગ્રી ભોગવનારો, ઘણાં કામ કરનારો, ને ઘણા નોકરોનો ઉપરી થાય

સુનફા, અનફા ને દુર્ધરા યોગોનાં મંગળથી શનિ સુધીના ગ્રહો આવવાથી થતાં જુદેજુદાં ફળો માટે જુઓ અમારો જાતક પારિજાતક પૃષ્ટ ૧૮૬

દિવસે જન્મ હોય ને ચંદ્ર કુંડળીમાં દશ્ય ચક્રાર્દ્ધમાં હોય તો, તે ખોટા ફળને આપે. ને ચંદ્રમા અદ્રશ્ય ચક્રાર્દ્ધમાં હોય તો સારૂં ફળ કરે.

રાત્રીએ જન્મ હોય ને ચંદ્ર અદ્રસ્ય ચક્રાર્ધમાં હોય તો અશુભ ફળ કરે; પણ દસ્ય ચક્રાર્ધમાં હોય તો સારૂં ફળ કરે છે.

ઉપચય યોગો—કુંડળીમાં લગ્નથી ઉપચય (૩।૬।૧૦।૧૧) સ્થાનમાં સર્વે શુભગ્રહો; એટલે બુધ, ગુરૂ, શુક્ર રહેલા હોય તો, ઘણો ધનવાન થાય, તેમજ ચંદ્રથી ઉપચયમાં હોય તો, તે ધનવાળો થાય. આ પ્રમાણે લગ્નથી વા ચંદ્રથી બે શુભગ્રહો ઉપચય સ્થાનમાં રહેલા હોય તો, મધ્યમ ધનવાળો થાય. ને ફક્ત ચંદ્રથી કે લગ્નથી એકજ શુભગ્રહ ઉપચય સ્થાનમાં હોય તો થોડા ધનવાળો જાણવો. પણ એકે શુભગ્રહ લગ્નથી કે ચંદ્રથી ઉપચયમાં ન હોય તો, તે માણસ દરિદ્રી થાય છે.

લગ્ન ને ચંદ્ર એ બેથી ઉપચય સ્થાનમાં શુભગ્રહો રહેલા હોય તો ઉપર કહેલું ફળ ઘણું વધારે સારૂં કહેવું.

જેની જન્મ કુંડળીમાં ઉપચય યોગ થયો હોય, ને બીજા કેમદ્રુમાદિ નઠારા ગોગ પણ થયા હોય, તો તમામ નઠારા યોગ ભંગ થયા જાણવા, કેમ કે એવા દુષ્ટ યોગ કરતાં આ ઉપચય યોગ ઘણો બળવાન છે. માટે આ યોગનું ઘણું કરીને ઉત્તમ ફળ મળશે એમ સત્યાચાર્ય વિગેરે મોટા આચાર્યો કહે છે.

લગ્નાધિયોગ—લગ્નથી છઠા, સાતમા આઠમા ભાવે એમ ત્રણ ઠેકાણે વા બે કે એક ઠેકાણે સર્વે શુભગ્રહો, બુધ ગુરૂ ને શુક્ર આ ત્રણ ગ્રહો હોય, ને તે શુભગ્રહોની સાથે કોઇ પણ પાપગ્રહ ન હોય, પાપગ્રહ જોતા ન હોય, ને ચોથા ઘરમાં પાપગ્રહો ન હોય તો, અધિયોગ થાય.

લગ્નાધિ યોગનું ફળ—રાજાનો પ્રધાન. સેનાપતિ વા રાજા થાય છે, તેમ તે ઘણી સ્ત્રીઓવાળો. લાંબા આવરદાવાળો, ને રોગરહિત, ભય વિનાનો, ઘણા સુખ ને વૈભવવાળો, સારા આચરણવાળો, ને હમ્મેશાં પ્રસન્ન મનવાળો હોય છે. એમ યવનાચાર્ય કહે છે.

ઉપર લખેલા ચંદ્ર યોગ કરનારા ગ્રહો ચંદ્રમાની મહાદશામાં પોતાની અંતર્દશા જ્યારે આવે ત્યારે ફળ આપશે. તેમજ સૂર્યયોગનું ફળ સૂર્યની મહાદશામાં યોગ કરનારા ગ્રહોની અંતર્દશા આવે ત્યારે આપશે. તેમજ લગ્નાધિ યોગનું ફળ લગ્નના સ્વામીની મહાદશામાં યોગ કરનારા ગ્રહોની અંતર્દશા આવે ત્યારે ફળ આપશે.

બીજા અનેક યોગ કરતાં ચંદ્ર યોગ વધારે બળવાન છે, માટે પૂર્વના આચાર્યોએ આ યોગ મુખ્યપણે જોવાની આજ્ઞા કરેલી છે.

લગ્ન એ દેહ છે, ને ચંદ્ર એ મન કે જીવ છે; માટે દેહને જીવ વગર ચાલે નહિ, તેમ જીવને દેહ વગર ચાલે નહિ: માટે દેહને મન બન્ને મજબુત હોય તોજ વ્યવહાર ચાલે છે. એટલા માટે નિર્યાણ વિગેરે ચંદ્રમાથી જોવાની આચાર્યોની આજ્ઞા છે. જેની કુંડળીમાં લગ્ન ને ચંદ્ર બન્ને બળવાન હોય તો, તે માણસ બધી તરફથી સુખી હોય છે.

કેટલાક આચાર્યો તો જેવી રીતે લગ્નથી ફળાદેશ જોવાય છે. તેવી રીતે ચંદ્રમાથી પણ જોવાનું કહે છે. એ સઘળું ધ્યાનમાં રાખી બહુ મતથી જે જે લગ્નથી જોવાય છે, તે લગ્નથી, ને જે જે ચંદ્રથી જોવાય છે, તે ચંદ્રમાથી જોવાનું જણાવેલું છે.

## ગજકેસરીઆદિ યોગો. ( બૃહત્પારાશર હોરા )

ગજકેસરી યોગો—(૧) ચંદ્રથી કેન્દ્રમાં ગુરૂ હોય તો ગજકેસરી યોગ થાય છે. (૨) ચંદ્ર ને, શુક્ર, ગુરૂ અને બુધ જોતા હોય, ને તે જોનારા ગ્રહો નીચ અસ્ત રહિત હોય તો પણ ગજકેસરી યોગ થાય છે.

આ યોગમાં જન્મેલો તેજસ્વી, ધનને અનાજવાળો, બુદ્ધિવાળો, ગુણવાન્ ને રાજાનું ભલું ચાહનાર થાય.

અમલા યોગો—(૧) ચંદ્રથી દશમા ઘરમાં શુભગ્રહ હોય તો અમલા યોગ થાય. ને તેની પવિત્ર કીર્તિ પૃથ્વીપર ફેલાય છે. અને જીવે ત્યાં સુધી સંપત્તિનો નાશ થતો નથી. (૨) લગ્નથી અથવા ચંદ્રથી દશમા ઘરમાં કોઈ શુભગ્રહ હોય તો અમલા યોગ થાય. આ યોગમાં જન્મેલો માણસ ચંદ્રને તારાઓ જ્યાં સુધી છે, ત્યાં સુધી કીર્તિ ભોગવે છે.

અમલા યોગમાં રાજાથી બહુ માન પામનાર, બહુ ભોગ ભોગવનાર દાન આપનાર, સગાં સંબંધીને વ્હાલો પરોપકારી ને ગુણવાન થાય છે.

**શુભયોગ**—લગ્નમાં શુભગ્રહ હોય તો શુભયોગ થાય છે. **શુભ** યોગમાં ભાષણ કરનાર, સારા સ્વભાવવાળો, રૂપવાન, ગુણવાન થાય.

**અશુભ યોગ**—લગ્નમાં પાપગ્રહ હોય તો થાય છે. **અશુભ (પાપ)** યોગમાં કામી, પાપી કામ કરનાર, પારકો પૈસો ભોગવનાર થાય છે.

**શુભકર્તરી યોગ**—લગ્નથી બારમે અને બીજે શુભગ્રહો હોય તો થાય. **શુભકર્તરીમાં** જન્મેલો તેજસ્વી, ધનવાન, ને બળવાન થાય છે.

**અશુભકર્તરી યોગ**—લગ્નથી બારમે અને બીજે પાપગ્રહો હોય તો થાય.**(અશુભ)પાપકર્તરીમાં** જન્મેલો પાપી,ભીખ માગી ખાનાર,મલીન થાય.

**પર્વત યોગો**—(૧) શુભગ્રહો કેન્દ્રમાં હોય, ને આઠમા કે છઠ્ઠા સ્થાનમાં શુભગ્રહ હોય કે ન હોય તો પર્વત યોગ થાય. (૨) લગ્નનો સ્વામી ને બારમાનો સ્વામી પરસ્પર કેન્દ્રમાં હોય, ને મિત્રગ્રહો દેખતા હોય તો થાય છે. **પર્વત યોગમાં** ભાગ્યશાળી, વિદ્યા વિનોદમાં પ્રીતિવાળો, દાન આપનાર, કામી, પારકી સ્ત્રીઓની મશ્કરી કરવામાં ચતુર, તેજસ્વી, યશવાળો, શહેરમાં આગેવાન થાય.

**કાહલ યોગો**—(૧) નવમા ને ચોથાનો સ્વામી એક બીજાથી કેન્દ્રમાં હોય, અને લગ્નનો સ્વામી બળવાન હોય તો થાય. (૨) ચોથનો સ્વામી ઉચ્ચ રાશિનો અથવા પોતાની રાશિનો હોય, ને દશમાનો સ્વામી સાથે હોય, કે જોતો હોય તો થાય છે.

**કાહલ યોગમાં**—બળવાન, સાહસી, મૂર્ખ, ઘોડેસ્વાર ને પગે ચાલનાર વિગેરે સેનાવાળો, કોઇ ગામનો સ્વામી થાય.

**માલિકા યોગો**—(૧) લગ્નથી સાત ઘરમાં અનુક્રમે સાતે ગ્રહો હોય તો થાય ને તેમાં જન્મેલો બહુ હાથી ઘોડાવાળો રાજા થાય.

(૨) બીજા ભાવથી અનુક્રમે સાત ઘરમાં સાતે ગ્રહો હોય તો થાય. તેમાં જન્મેલો પૈસાના ભંડારનો સ્વામી માબાપની સેવા કરનાર ધીરજવાન, ક્રોધી, રૂપવાન. ગુણવાન ને પુરૂષોમાં ચક્રવર્તી થાય છે.

એજ પ્રમાણે ત્રીજા ભાવથી માલિકા યોગ થયો હોય તો રાજા, શૂરવીર, ધનવાન, ને રોગી થાય છે.

એજ પ્રમાણે ચોથા ભાવથી થયો હોય તો, બહુ દેશ ભોગવનાર, ભાગ્યવાન, મોટાં દાન આપનાર રાજા થાય છે.

એજ પ્રમાણે પાંચમા ભાવથી થયો હોય તો, રાજા, યજ્ઞ કરનાર અથવા કીર્તિવાળો થાય છે.

એજ પ્રમાણે છઠ્ઠા ભાવથી થયો હોય તો, કોઇ વખત ધનનું સુખ ભોગવનાર, ને દરિદ્રી થાય છે.

એજ પ્રમાણે સાતમા ભાવથી માલિકા યોગ થયો હોય તો, બહુ સ્ત્રીઓને વ્હાલો રાજા થાય.

એજ પ્રમાણે આઠમા ભાવથી થયો હોય તો, લાંબા આયુષ્યવાળો, નિર્ધન, શ્રેષ્ટ પુરૂષ, ને સ્ત્રીથી જીતાયેલો થાય છે.

એજ પ્રમાણે નવમા ભાવથી માલિકા યોગ થયો હોય તો, તે માણસ ગુણનો ભંડાર, યજ્ઞ કરનાર, તપસ્વી, ને સમર્થ થાય છે.

એજ પ્રમાણે દશમા ભાવથી થયો હોય તો, ધર્મ અને કર્મમાં પ્રીતિવાળો, ને સજ્જનોથી પૂજાનાર થાય છે.

એજ પ્રમાણે અગીયારમા ભાવથી થયો હોય તો, સારી સ્ત્રીવાળો, રાજકુળમાં જન્મેલો, મણિઓ ભોગવનાર, ને સર્વ ક્રિયામાં ચતુર થાય છે.

એજ પ્રમાણે બારમા ભાવથી માલિકા યોગ થયો હોય તો, બહુ ખર્ચ કરનાર, ને દરેક જગ્યાએ માન પામનાર થાય છે.

**ચામર યોગો**—(૧) લગ્નનો સ્વામી પોતાના ઉચ્ચમાં કેન્દ્રમાં હોય, ને ગુરૂની દ્રષ્ટિ હોય તો ચામર યોગ થાય છે. (૨) બે શુભગ્રહો લગ્ને, સાતમે નવમે, કે દશમે હોય તો ચામર યોગ થાય છે.

**ચામર યોગમાં**—રાજાથી માન પામેલો, વિદ્વાન્. ભાષણ કરનાર, પંડિત, અથવા રાજા, સર્વ જાણનાર, વેદ શાસ્ત્રનો અધિકારી, ૭૦ વર્ષ જીવનાર થાય છે.

**શંખ યોગો**—(૧) પાંચમા અને છઠ્ઠાના સ્વામી એક બીજાથી કેન્દ્રમાં હોય, ને લગ્નનો સ્વામી બળવાન હોય તો શંખયોગ થાય છે. (૨) લગ્નનો સ્વામી અને દશમાનો સ્વામી ચર રાશિમાં હોય, ને નવમાનો સ્વામી બળવાન હોય, તો શંખયોગ થાય છે.

**શંખ યોગોમાં**—ભોગ ભોગવનાર, દયાળુ, સ્ત્રી, ધન ને જમીનનું સુખ ભોગવનાર, પવિત્ર કામ કરનાર, શાસ્ત્રના જ્ઞાનવાળો, આચારવાળો, સારી ક્રિયા કરનાર, ૮૦ વર્ષ જીવનાર થાય છે.

**ભેરી યોગો**—(૧) બીજે, બારમે, પહેલે, સાતમે બધા ગ્રહો હોય અને દશમાનો સ્વામી બળવાન હોય તો, ભેરીયોગ થાય છે.

(૨) ગુરૂથી શુક્ર, અને લગ્નનો સ્વામી કેન્દ્ર સ્થાનમાં હોય, ને નવમાનો સ્વામી બળવાન હોય તો પણ ભેરીયોગ થાય છે.

**ભેરી યોગમાં**—લાંબા આયુષ્યવાળા, રોગ ને ભય વિનાના, રાજા બહુ પૈસો, જમીન, છોકરા ને સ્ત્રીયોવાળા, પ્રખ્યાત, આચારવાળા, બહુ સુખ ને પરાક્રમવાળા, લાંબો વિચાર કરનારા, હોંશિયાર, ને કુલીન થાય છે.

**મૃદંગ યોગ**—નવમાંશમાં જે ગ્રહ ઉચ્ચનો હોય, તે જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી જન્મકુંડળીમાં ત્રિકોણ કે કેન્દ્રમાં ઉચ્ચનો કે સ્વગ્રહીને બળવાન થયો હોય, અને લગ્નનો સ્વામી બળવાન હોય તો મૃદંગ યોગ થાય છે.

**મૃદંગ યોગમાં**—સમર્થ, પવિત્ર, રાજા જેવી આબરૂવાળો થાય છે.

**શ્રીનાથ યોગ**—સાતમાનો સ્વામી દશમે હોય અને દશમાનો સ્વામી પોતાના ઉચ્ચમાં નવમાના સ્વામી સાથે હોય, તો શુભફળ આપનાર શ્રીનાથ યોગ થાય છે.

**શ્રીનાથ યોગનું ફળ**—ઇન્દ્ર જેવો રાજા થાય છે.

**શારદા યોગ**—દશમાનો સ્વામી પાંચમે હોય, બુધ કેન્દ્રમાં હોય, ને બહુ બળવાન થઇ સૂર્ય પોતાના ઘરમાં હોય, તેમજ ચંદ્રથી ગુરૂ નવમે કે પાંચમે હોય; મંગળ બુધથી ત્રિકોણમાં હોય; ગુરૂ, બુધથી અગીયારમે હોય; તો શારદા યોગ થાય છે.

**ફળ**—સ્ત્રી, પુત્ર, ભાઇ ને સગાં સંબંધીવાળા, સુખી, રૂપવાન, ગુણવાન, રાજાઓને વ્હાલા, ગુરૂ, બ્રાહ્મણ અને દેવતાઓની ભક્તિ કરનારા, વિદ્યાવાળા, આનંદી, સારા સ્વભાવવાળા, તપસ્વી, બળવાન, ને પોતાના ધર્મમાં પ્રીતિ રાખનાર થાય છે.

**મત્સ્ય યોગ**—પાપગ્રહ લગ્નથી નવમે હોય, ને પાંચમે શુભ અને અશુભ ગ્રહ હોય; લગ્નથી ચોથે કે આઠમે પાપગ્રહ હોય, તો મત્સ્ય યોગ થાય છે.

**ફળ**—જ્યોતિષ જાણનાર, દયાનો સમુદ્ર, ગુણવાન, બળવાન, રૂપવાન, યશવાળો, વિદ્વાન, તપસ્વી થાય છે.

**કૂર્મ યોગ**—શુભ ગ્રહો સાતમે, પાંચમે ને છઠ્ઠે પોતાની રાશિમાં

ઉચ્ચમા મિત્ર રાશિ કે નવમાશમા ઉચ્ચ, પોતાની કે મિત્રની રાશિમા હોય, અને પાપગ્રહો ત્રીજે, અગીયારમે અને લગ્ને મિત્રની કે ઉચ્ચ રાશિમા હોય તો કૂર્મયોગ થાય છે

ફળ—પ્રસિદ્ધ, કીર્તિવાળો રાજાઓ સાથે ભોગ ભોગવનાર, બહુ ધર્મવાન, સત્વગુણી, ધીરજવાળો, સુખી, વાણીથી ઉપકાર કરનાર, ને માણસોમા આગેવાન થાય છે

ખડ્ગ યોગ—નવમાનો સ્વામી બીજે, ને બીજાનો સ્વામી નવમે હોય, ને લગ્નનો સ્વામી કેન્દ્ર કે ત્રિકોણમા હોય તો થાય છે

ફળ—વેદાન, સર્વ શાસ્ત્રને વેદ તત્ત્વ જાણનાર, બુદ્ધિવાળા, પ્રતાપી, બળવાન, પરાક્રમી, સુખી, ગર્વ વિનાના પોતાના પરાક્રમથી માન પામનારા, કુશળ ને કરેલા ઉપકારને જાણનારા થાય છે

લક્ષ્મી યોગ—નવમાનો સ્વામી પરમ ઉચ્ચમાં, મૂળ ત્રિકોણમા કે કેન્દ્રમા હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો લક્ષ્મી યોગ થાય છે

ફળ—ગુણવાન, બહુ દેશોનો સ્વામી, વિદ્વાન, જમીનવાળો, કીર્તિવાળો, કામદેવ જેવો, દરેક દિશાઓના રાજાથી નમસ્કાર કરાતો, બહુ સ્ત્રી પુત્રવાળો, ને રાજાધિરાજ થાય છે

કુસુમ યોગ—લગ્ન સ્થિર રાશિનું હોય ને શુક્ર કેન્દ્રમા ને ચદ્ર ત્રિકોણમા હોય, અને શુભગ્રહો બીજા સ્થનોમા ને શનિ દશમે હોય તો થાય છે

ફળ—દાન આપનાર, રાજાઓથી નમસ્કાર કરાતો, ભોગી મોટા રાજકુળમા જન્મેલો, લોકોમા બહુ યશવાળો, ને પ્રતાપી રાજા થાય છે

પારિજાતક યોગ—જે રાશિમા લગ્નનો સ્વામી હોય તે રાશિનો સ્વામી જે રાશિમા હોય તે રાશિનો સ્વામી જેના નવમાશમાં હોય તે ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણમા પોતાના ઉચ્ચમા હોય તો પારિજાતક યોગ થાય છે

ફળ—મધ્ય ને અંત્ય અવસ્થામા સુખી, રાજાઓથી નમસ્કાર કરાતો, યુદ્ધમા પ્રીતિ રાખનાર હાથી ઘોડાઓવાળો, પોતાના ધર્મ કર્મમા પ્રીતિવાળો, ને દયાળુ રાજા થાય છે

કળાનિધિ યોગ—ગુરુ, બીજે કે પાચમે બુધ શુક્ર સાથે કે તેમની દૃષ્ટિવાળો અથવા ગુરુ, બુધ કે શુક્રના ઘરમા હોય તો કળાનિધિ યોગ થાય છે

ફળ—નામી, સારા ગુણોમા પ્રીતિવાળો, ઘણા મોટા રાજાઓથી સ્તુતિ કરાતો, લશ્કર ઘોડા અને બળવાન હાથીઓવાળો, શંખ ભેરી વિગેરે વજાડી

ગાયનનાં વાજાંવાળો. રોગ અને ભય વિનાનો, ને શત્રુ રહિત થાય છે.

(**જાતક પારિજાત**) **અંશાવતાર યોગ**—શુક્ર ને ગુરૂ કેન્દ્રમાં હોય, અને શનિ ઉચ્ચનો થઇ કેન્દ્રમાં હોય, ને લગ્ન ચર રાશિનું હોય તો થાય.

**ફળ**—રાજા જેવી લક્ષ્મીવાળો, પવિત્ર વાત કરનાર, તીર્થમાં ફરનાર, કળાઓ જાણનાર, કામ રહિત, ઇતિહાસકાર, આત્માને જીતનાર, વેદાંત જાણનાર, ને વેદશાસ્ત્રનો અધિકારી થાય છે.

**હરિહર બ્રહ્મયોગો**—(૧) બીજા ભાવના સ્વામીથી બીજે, બારમે અને આઠમે શુભગ્રહો હોય તો થાય છે. (૨) ગુરૂ, ચંદ્ર, બુધ, સાતમા ભાવના સ્વામીથી ચોથે, નવમે, આઠમે અનુક્રમે હોય તો થાય (૩) સૂર્ય, શુક્ર, મંગળ, લગ્નના સ્વામીથી ચોથે દશમે ને અગીયારમે અનુક્રમે હોય તો થાય. એ પ્રમાણે ત્રણ યોગો આગળના મહર્ષિયોએ કહેલા છે.

**ફળ**—સમગ્રશાસ્ત્રની વિદ્યાના પારને પામનાર, સાચું બોલનાર, દરેક રીતે સુખ ભોગવનાર, સુંદર વચન બોલનાર, બહુ ઇચ્છાવાળો, શત્રુઓને જીતનાર, સર્વ જીવનો ઉપકાર કરનાર. પવિત્ર કામ કરનાર થાય છે.

**શકટ યોગ**—ગુરૂ, ચંદ્રથી છઠ્ઠે, આઠમે, લગ્નથી કેન્દ્ર શિવાયના કોઇ ઘરમાં બેઠો હોય તો થાય. **ફળ**—રાજાના કુળમાં જન્મેલો હોય પણ શકટ યોગમાં જન્મેલો નિર્ધન, કલેશ અને મહેનતથી દુઃખી, રાજાનો વેરી થાય.

## કારિકાદિ યોગો (જાતકસંગ્રહ.)

**કારિકા યોગ**—અગીયારમે, દશમે ને લગ્ને, બધા ગ્રહો હોય તો, થાય છે. તે યોગમાં નીચ વંશમાં જન્મેલો હોય તો પણ રાજા થાય છે. ને રાજ વંશનો હોય તો, જરૂર રાજા થાય, એમાં સંશય ન સમજવો.

**ચતુઃસાગર યોગ**—ચારે કેન્દ્રોમાં બધા ગ્રહો હોય, તો, ચતુઃસાગર યોગ થાય છે. આ યોગ રાજ્ય અને ધનનું સુખ આપે છે.

**બીજા પ્રકારે ચતુઃસાગર યોગ**—કર્ક, મકર, મેષ, ને તુલા, તે રાશિઓમાં બધા ગ્રહો હોય તો ચતુઃસાગર યોગ થાય છે. એ યોગ સર્વ પ્રકારનું રિષ્ટ (દુઃખ) નાશ કરે છે. ને ઘણાં રત્નો, તથા હાથીયો, ઘોડાઓ, ને પૃથ્વીનો અધિપતિ થાય છે.

**ચાપયોગ**—કુંભનો શુક્ર, મેષનો મંગળ, ને સારા સ્થાનમાં ગુરૂ હોય, તો ચાપયોગ થાય છે. તે ચાપયોગવાળો માણસ રાજા થાય છે.

દંડયોગ—કર્ક, મિથુન, મીન, કન્યા, ને ધન, તે રાશિઓમાં બધા ગ્રહો હોય તો દંડ યોગ થાય છે તે રાજ્ય આપે છે

અપર પ્રકારે હંસ યોગ—મેષ, કુંભ ધન તુલા મકર, ને વૃશ્ચિક, તે રાશિઓમાં બધા ગ્રહો હોય તો હંસયોગ થાય છે ને તે માણસ રાજાને પૂજવા યોગ્ય, અથવા રાજા જેવો થાય છે

## સિંહાસનાદિ યોગો (ભાન કુતૂહલ)

સિંહાસન યોગો—(૧) કન્યા, મીન, વૃષભ, વૃશ્ચિક, તે રાશિઓમા બધા ગ્રહો હોય તો સિંહાસન યોગ થાય (૨) ધન, મિથુન, કુંભ કે સિંહ રાશિમા બધા ગ્રહ હોય, તો સિંહાસન યોગ થાય છે તે યોગવાળો માણસ ગર્જના કરવા વાળા હાથી ઘોડાઓનો અધિપતિ, સર્વેથી બળવાન, અને રાજાઓમા શ્રેષ્ટ થાય છે

ચતુશ્ચક્ર યોગ—મેષ, સિંહ, કન્યા, કુંભ, મિથુન, મીન, વૃશ્ચિક, ધન, તે રાશિમા બધા ગ્રહો હોય તો ચતુશ્ચક્ર યોગ થાય છે તે યોગમા સમગ્ર સુખ ભોગવનાર, મુકુટોથી શોભાયમાન રાજા થાય ને જય મેળવે

એકાવલી યોગ—મોતીની પંક્તિ સમાન અનુક્રમથી એકેક ગ્રહ એકેક રાશિમાં હોય તો એકાવલી યોગ થાય છે તે માણસ સમસ્ત રાજાઓમા શ્રેષ્ટ શત્રુ સૈન્યનો નાશ કરનારો, ગંધર્વની સ્ત્રીયો સમાન સ્ત્રીયોમા વિલાસ કરનાર ગુણવાન, ને વિદ્વાન માણસ થાય છે

શત્રુહંતા યોગ—કર્ક, કન્યા મીન, ધન મિથુન એ રાશિઓમા સૂર્ય વિગેરે બધા ગ્રહો હોય, તો પ્રચંડ, બળવાન, શત્રુનો નાશ કરનાર રાજા થાય છે તથા ઘણુ દાન કરવાથી ઘણા રાજાઓમા શ્રેષ્ટ કહેવાય છે

છત્ર યોગ—જન્મકાળમા લગ્ને, બારમે સાતમે, બીજે બધા ગ્રહો હોય તો, છત્ર યોગ થાય છે તે યોગ પૂર્વના મહત્પુણ્યથી થાય છે

(માનસાગરી પદ્ધતિ) રાજહંસ યોગ—કુંભ, મેષ, મિથુન, ધન, તુલા અને સિંહ, રાશિઓમા બધા ગ્રહો હોય તો રાજહંસ યોગ થાય છે, ને તે રાજ્યનું સારૂ સુખ આપે છે

દોલાયોગ—મીન, મેષને ધન, એ ત્રણ રાશિઓમા બધા ગ્રહો હોય તો દોલા નામનો યોગ થાય છે ને તે રાજ્યનું સુખ આપે છે

(લગ્ન ચંદ્રિકા) માલા યોગ—સૂર્ય સાથે, અથવા ચંદ્ર સાથે ચાર

ગ્રહ કોઈ પણ ઘરમાં બેઠા હોય, તો માલા નામનો યોગ થાય છે. ને તે રાજ્ય આપનાર, તથા ધન આપનાર થાય છે.

ધ્વજ યોગ—આઠમા ભાવમાં પાપગ્રહ, ને લગ્નમાં શુભગ્રહો હોય, તો ધ્વજ યોગ થાય છે. આ યોગમાં જન્મેલો ઘણા માણસોનો ઉપરી થાય છે.

(સારાવલી)—શુભ ફળ આપનાર ગ્રહમાં ઉચ્ચનો ગ્રહ સંપૂર્ણ ફળ આપે. નીચનો શુભ ફળ આપતો નથી. શત્રુના ઘરનો થોડું સારૂં ફળ, મિત્રના ઘરનો શુભનો ચોથો ભાગ ¼, પોતાના ઘરનો શુભનો બીજો ભાગ ½ ને મૂલ ત્રિકોણનો પોણો ભાગ ¾ સારૂં ફળ આપે છે.

ખરાબ ફળ આપનાર ગ્રહોમાં નીચ ગ્રહનું સર્વે ખરાબ ફળ, શત્રુની રાશિનો કંઈક થોડું ખરાબ ફળ ને ઉચ્ચનો ખરાબ ફળ આપતો નથી. મિત્રના ઘરનો અશુભનો પોણો ભાગ ¾ પોતાની રાશિનો અશુભનો બીજો ભાગ ½ મૂલ ત્રિકોણ અશુભનો ચોથો ભાગ ¼ ફળ આપે છે. એ પ્રમાણે ગ્રહ જેવો બળવાન હોય, તેને અનુસરતું ફળ આપે છે.

## ઉચ્ચાદિમાં રહેલા ગ્રહોનું ફળ.

ઉચ્ચનો ગ્રહ—બહુ સમૃદ્ધિ આપે છે. મૂલ ત્રિકોણનો—પ્રધાન કે સેનાપતિ કરે. પોતાની રાશિનો—હર્ષ, ધન, ધાન્ય, અને સંપત્તિનો વધારો કરે. મિત્રના ઘરનો—બહુ કીર્તિ આપે. પોતાની હોરાનો—તેજસ્વી, ભાગ્યશાળી, સ્થિર વૈભવવાળો, રાજાથી પ્રાપ્ત થયેલા ધનવાળો, બહુ જોરાવર, કરે છે. પોતાના દ્રેષ્કાણનો—ગુણવાન કરે. પોતાના નવમાંશનો—પ્રસિદ્ધ કરે. પોતાના સપ્તાંશનો—સાહસ કામ કરનાર, ધનવાન, કીર્તિવાળો કરે. પોતાના દ્વાદશાંશનો—કર્મમાં પ્રીતિવાળો, પરોપકાર કરનાર, કરે. પોતાના ત્રિંશાંશનો—બહુ સુખી, ગુણવાન, કરે. શુભ દૃષ્ટિવાળો—ધનવાન, પ્રસિદ્ધ, ભાગ્યશાળી, પ્રધાન, સુંદર શરીરનો, ને સારો સુખી કરે છે.

## ઉચ્ચમાં રહેલા ગ્રહોનું ફળ. (સારાવલી.)

સૂર્ય, ઉચ્ચનો હોય તો બહુ ક્રોધી, બહુ ધનવાન, મોટો માણસ થાય; ચંદ્ર—સારાં અનાજનો ખોરાકને કપડાંવાળો, ને સારા અલંકારવાળો થાય. મંગળ,—તેજસ્વી દુઃખથી સહન ન કરી શકાય તેવો, ગર્વવાળો, પરદેશમાં પ્રીતિવાળો; બુધ,—બુદ્ધિવાન, કુળવાન, ચતુરાઈથી વચન બોલનાર; ગુરૂ,—પ્રસિદ્ધ, ધનવાન, વિદ્વાન, સત્કાર કરવા લાયક, કુશળ; શુક્ર,—વિલાસ, હાસ્ય, ગાયન ને નાચમાં પ્રીતિવાળો; ને શનિ,—રાજાથી અધિકાર મેળ-

વનાર, ગામ અને નગરનો અધિપતિ, જગતનું અનાજ ખાનાર ખરાબ સ્ત્રીના લાભવાળો થાય છે.

## મૂલ ત્રિકોણમાં રહેલા ગ્રહોનું ફળ

સૂર્ય, હોય તો-ધનવાન, આગેવાન ભાગ્યધરાવનાર, બહુ ચતુર, થાય, ચંદ્ર,—ભોગવનાર, ગુણવાન, મંગળ,—ચોર લોકોનો સ્વામી, શૂરવીર, નિર્દય, બુધ,-વિનોદ કરનાર, જય મેળવનાર, ગુરૂ,-સારૂ કામ કરનાર, મોટો માણસ, નીતિ જાણનાર, સુખી, શુક્ર,—ગામ અને શહેરમા મોટો, ધનવાન અને સારો ભાગ્યશાળી, ને શનિ,—ધનવાન, કુળવાન, ને શૂરવીર થાય છે

## પોતાની રાશિમાં રહેલા ગ્રહોનુ ફળ.

સૂર્ય, હોય તો મોટો સમર્થ, અને ઘણા ઉચા કામ કરનાર, થાય, ચંદ્ર, ધર્મમા પ્રીતિવાળો, મનસ્વી, રૂપવાળો, મંગળ, ધનવાન, ક્રોધી સ્થિર, બુધ, સુદર વાર્તા કરનાર, કે પંડિત, ગુરૂ, કાવ્ય શાસ્ત્ર જાણનાર, ધનવાન, સારા આચરણવાળો, શુક્ર, ખેતી કરનાર, ને વધારે ધનવાળો, ને શનિ, માનવા લાયક, દુખ વિનાનો, થાય છે.

## મિત્રના ઘરમાં રહેલા ગ્રહોનુ ફળ

સૂર્ય, પ્રસિદ્ધ, સ્થિરમિત્રતાવાળો, પૈસો આપનાર, થાય, ચંદ્ર, જ્યા ત્યાથી બહુ સુખ ને બહુ માન મેળવનાર મંગળ, મિત્ર અને ધનના રક્ષણમા પ્રીતિવાળો, બુધ, ચતુર, હાસ્ય કરનાર, ને ધનવાન, ગુરૂ, સારા માણસોને પૂજવા લાયક, બહુ સારા કામ કરનાર, શુક્ર, મિત્રોને વ્હાલો, પુત્ર અને ધનવાળો, ઘણો શૂરવીર, ને શનિ, પારકુ અનાજ ખાનાર, તથા અધર્મના કામોમા પ્રીતિવાળો થાય છે

## નીચ રાશિમાં રહેલા ગ્રહોનું ફળ.

સૂર્ય, ચાકર અને સગા સબધી ને ભાઇઓથી તિરસ્કાર પામેનો થાય, ચંદ્ર, થોડા પુણ્યવાળો, રોગી અને દુનિયામા ખરાબ ભાગ્ય ભોગવનાર થાય, મંગળ, અનર્થ અને વ્યસનેથી ખરાબ બુદ્ધિવાળો, નીચ થાય, બુધ, હલકો, અને પોતાની જ્ઞાતિ સાથે વેર બાધનાર થાય, ગુરૂ, મલિન, અપમાન પામનાર, બહુ ખરાબ સ્થિતિનો થાય, શુક્ર, પરતંત્ર, મરી ગયેલી સ્ત્રીવાળો, ખરાબ સ્વભાવનો થાય, ને શનિ, ખરાબ સ્વભાવનો, નીચ આચારવાળો, ને નિર્ધન, થાય છે.

## શત્રુની રાશિમાં રહેલા ગ્રહોનું ફળ.

**સૂર્ય**, નિર્ધન, વિષયથી પીડાતો થાય; **ચંદ્ર**, હમ્મેશાં હૃદયનો રોગી; **મંગળ**, શત્રુઓથી નુકશાન ભોગવનાર, ગરીબ ગાંડો, ખરાબ ભાગ્યવાળો; **બુધ**, અજ્ઞાન બુદ્ધિવાળો, અનેક દુ:ખ ભોગવનાર, બહુ ગરીબ; **ગુરૂ**, નપુંસક, નીતિરહિત, ધન વિનાનો; **શુક્ર**, ચાકર, ખરાબ રીતભાતનો, બહુ દુ:ખી; ને **શનિ**, મલિન, વ્યાધિ વિગેરે રોગથી તપેલો થાય છે.

જન્મ કુંડળીમાં ઉચ્ચના કે પોતાના ઘરના ગ્રહો હોવાથી જે ફળ આપે છે, તેજ પ્રમાણે સંપૂર્ણ ફળ નવમાંશમાં ઉચ્ચના કે સ્વગ્રહી થવાથી પણ આપે છે. નીચ શત્રુના હોય તે પ્રમાણે ખરાબ. ફળ નવમાંશમાં જાણવું ને મિત્ર ઘરના હોય તો નવમાંશમાં મિત્ર ઘરના હોવાથી મધ્યમ જાણવું.

## ઉચ્ચમાં બે કે બેથી વધારે ગ્રહો રહેવાથી થતું ફળ.

**બે** ગ્રહ ઉચ્ચમાં હોય તો ધનવાન, હમ્મેશાં કીર્તિવાળો થાય; **ત્રણ**, શહેરનું રક્ષણ કરનાર, ધનવાન, સેનાધિપતિ, પ્રસિદ્ધ **ચાર**, ધનવાન, રાજાથી કીર્તિ મેળવનાર, રાજ્ય ધર્મ જાણનાર; **પાંચ**, પ્રસિદ્ધ, રાજાને વ્હાલો, અનેક પ્રકારે વધેલા ભંડારવાળો; **છ**, હમ્મેશાં રાજા, દાન આપનાર, માન મેળવનાર, બહુ વાહનોથી શોભતો; ને **સાત**, ગ્રહ ઉચ્ચના હોય તો સમુદ્ર સુધીની પૃથ્વીનો સ્વામી, ચક્રવર્તી રાજા થાય છે.

## મૂલ ત્રિકોણમાં બે કે બેથી વધારે ગ્રહો રહેવાથી થતું ફળ.

**બે** ગ્રહ, મૂલ ત્રિકોણમાં હોય તો કુટુંબવાળો, કુળને વધારનાર, સારો માણસ, પ્રસિદ્ધ કીર્તિવાળો, થાય; **ત્રણ**, બહુ ધનવાન, માણસો અને ગામમાં આગેવાન; **ચાર**, ધનવાન, રાજાથી સત્કાર પામનાર, લોકોનો માનીતો; **પાંચ**, પ્રધાન, સેના ( લસ્કર ) શહેર, નગર અને રાજાના ભંડારોનું રક્ષણ કરનાર, કુટુંબવાળો, બહુ સુખવાળો; **છ**, વિદ્યાવાળો, દાન કરનાર, ધનવાન, ને ગોવાળીયાના કુળમાં જન્મ્યો હોય, તો પણ હમ્મેશાં રાજ્ય કરનાર થાય; ને **સાત** ગ્રહ મૂલત્રિકોણના હોય તો રાજા, ધન, સ્ત્રી અને બળવાળો, વિદ્યા અને શાસ્ત્રમાં કુશળ થાય છે.

## પોતાના ઘરમાં બે કે બેથી વધારે ગ્રહો રહેવાથી થતું ફળ.

**બે** ગ્રહો, પોતાના ઘરમાં હોય તો કુળમાં આગેવાન, ભાઈઓને પૂજવા લાયક, ધન્યવાદ મેળવનાર, થાય; **ત્રણ**, વંશ વધારનાર, પૈસાવાળો,

સ્થાન અને યશ મેળવનાર, ચાર, પ્રસિદ્ધ શ્રેષ્ટ આચરણવાળો, શેરી શહેર, અને નગરનો સ્વામી, પાચ, રાજા જેવો, બહુ આયો પૃથ્વી ને સ્ત્રીવાળો, છ, ઉચા શબ્દથી બોલનાર, કાંતિવાળો, ભડારવાળો, પોતાના માણસો, ઘોડા અને માનનું સુખ ભોગવનાર, અને રાજાના કુળમા જન્મ્યો હોય તો રાજા, ને સાત, ગ્રહ પોતાના ઘરના હોય તો રાજાઓનો રાજા ને શત્રુઓને જીતનાર થાય છે

## મિત્રની રાશિમાં બે કે બેથી વધારે ગ્રહો બેઠાનું ફળ.

બે ગ્રહ, મિત્રની રાશિમા હોય તો મિત્રોનો આશ્રય કરનાર, ને સારા વૃત્તવાળો થાય, ત્રણ, ભાઇ અને મિત્રો ઉપર ઉપકાર કરનાર, શ્રેષ્ટ પુરૂષ, ને ગુણોથી પ્રસિદ્ધ, ચાર, બ્રાહ્મણ અને દેવની સેવામા તત્પર પુર ધર, ને પ્રસિદ્ધ, પાંચ, રાજાની સેવા કરનાર, ધનવાન, ને માણસોનો સ્વામી, છ, બહુ ભોગ ભોગવનાર, વાહન ને ધનવાળો, ને ગજા જેવો સાત, ગ્રહ હોય તો, બહુ વાહન (ગાડી ઘોડા) અને ચાકરોવાળો, રાજા થાય છે

## નીચની રાશિમાં બે કે બેથી વધારે ગ્રહો બેઠાનું ફળ.

બે ગ્રહ, નીચના હોય તો નીચ, ચિન્તાવાળો અને બહુ આગ્રહી (જક્કી) થાય ત્રણ, મૂર્ખ, અધર્મમા પ્રીતિવાળો, નિર્ધન, ચાકર ને મુસાફરી કરનાર, ચાર, આળસુ, હોશિયારી વિનાનો, ને ચાકર, પાંચ, ઘર વિનાનો, સ્ત્રી વિનાનો ને ચાકર થાય છ, ઘા, ભય અને મહેનતથી તપેલો, નીચ, ને દુર્બળ થાય, સાત, ગ્રહ નીચના હોય તો ભિક્ષુક, જમતા વધેલું નાખી દીધેલું ખાનાર, સ્ત્રી પુત્ર ધન વિગેરેથી રહિત, દિશારૂપી કપડા પહેરનાર, (નાગો) ને પગે ચાલનાર થાય છે

## શત્રુની રાશિમાં બેકે બેથી વધારે ગ્રહો બેઠાનું ફળ.

બે ગ્રહ, શત્રુની રાશિમાં હોય તો કલેશ કરનાર, હમ્મેશાં કજીઆ કરનાર, પરાભવ પામનાર થાય ત્રણ, નાના પ્રકારનો ખર્ચ અને દુ ખ ભોગવનાર, મહેનતથી પેદા કરેલા ધનનો નાશ કરનાર થાય ચાર, મિત્રો, સગા, સ્ત્રી, પુત્ર, અને ધનના નાશથી તપેલા માણસોનો જન્મ થાય પાંચ, વ્હાલાઓનું દુ ખ અને ઘાયલથી તપેલાનો જન્મ થાય છ, રોગી શરીરના દુ ખીઓનો જન્મ થાય સાત, ગ્રહ શત્રુની રાશિમાં હોય તો ભયંકર કુળમા-જન્મનારા, પથારી, આચ્છાદન (પાથરણુ) ભોજન વિગેરેથી રહિત માણસોનો હમ્મેશા જન્મ થાય છે

**જન્મકુંડળીની સમજણઃ**—જન્મકુંડળીની સમજઃ-તે ઉપરથી જન્મનું વર્ષ, માસ, વગેરે કાઢવાની રીત, જન્મકુંડળીઃ-બાજુમાં ગ્રંથ કર્તાની

જન્મ કુંડળી




| | | |
|---|---|---|
| લ | સૂ | ચં |
| ૧૦ | ૪ | ૪ |
| ૩ | ૧૪ | ૮ |

જન્મ સંવત–૧૯૩૧ શ્રાવણ વદ અમાસ
ઇષ્ટઃ – ઘડી ૨૯ પળ ૫૨

કુંડળી આપી છે. જ્યાં લ. લખ્યું છે તે લગ્ન એટલેકે પહેલો ભાવ છે ત્યાંથી ડાબી બાજુ બીજો ત્રીજો એમ ભાવ આવે છે તે મુજબ લગ્નથી જમણી બાજુ બારમો ભાવ છેલ્લો આવે છે.

પહેલા ભાવમાં ૧૧ નો આંકડો લખેલો છે એનો અર્થ લગ્નમાં કુંભ રાશિ છે. (૧૧= ૧૧મી રાશિ=કુંભરાશિ) તે પછી બીજે ભાવે ૧૨ એટલે મીન રાશિ ત્રીજે ભાવે ૧, એટલે મેષ રાશિ એમ અનુક્રમે રાશિઓ રાશિઓ આવે છે. જન્મ વખતે પંચાંગમાં જે રાશિમાં ગ્રહ હોય તે રાશિમાં જન્મકુંડળીમાં તે ગ્રહ મૂકવામાં આવે છે. દાખલા તરિકે ઉપરની કુંડળીમાં ચંદ્ર સિંહ (૫) રાશિનો છે માટે પંચાંગમાં જન્મ દિવસે તે સિંહ રાશિનો છે વળી તે સાતમા ઘરમાં છે એટલે સાતમે છે એમ પણ કહેવાય.

જન્મકુંડળી ઉપરથી જન્મનું વર્ષ જાણવાની રીતઃ—શનિને બારે રાશિ ફરતાં આશરે ત્રીસ વર્ષ લાગે છે. એટલે શનિ આજે જે રાશિમાં છે તે રાશિમાં આજથી ત્રીસ વર્ષ પહેલાં હતો. અને આજથી ત્રીસ વર્ષ પછી પણ તે તે રાશિમાં હશે. જન્મકુંડળીમાં શનિ કંઈ રાશિમાં છે તે નક્કી કરવું અને પંચાંગમાં હાલ શનિ કઇ રાશિનો છે તે નક્કી કરવું. જન્મની રાશિથી પંચાંગની રાશિ સુધી ગણવા અને જે સંખ્યા આવે તેમાંથી એક

બાદ કરવો અને બાકી રહેલી સંખ્યાને અઢીથી ગુણવા જે આવે તે રકમ અથવા તેમાં ૩૦ કે ૬૦ ઉમેરતાં જે રકમ આવે તે વધારેમાં વધારે ઉંમર જાણવી.

ઉદાહરણઃ—ઉપર કુંડળીમાં શનિ મકર રાશિનો છે અને હાલ શનિ પંચાંગમાં તુલા રાશિનો છે તો મકરથી ગણતાં તુલા રાશિ સુધી દશ રાશિ થાય છે. તેમાંથી એક રાશિ બાદ કરતાં નવ રહ્યા, નવને અઢીથી ગુણતાં સાડીબાવીશ થયા, માટે વધારેમાં વધારે ઉંમર સાડીબાવીશ, સાડાબાવન, કે સાડીબાસી હોઈ શકે. આમાં કંઇ ઉંમર હશે, તે માણસના દેખાવ ઉપરથી સહેજે આપણે કલ્પી શકીએ.

રાહુ બાર રાશિમાં ફરતાં આશરે અઢાર વર્ષ લે છે. એટલે એક રાશિ ફરતાં લગભગ દોઢ વર્ષ લેછે. અહીં યાદ રાખવું જોઇએ કે રાહુ હંમેશાં વક્રગતિનો હોય છે એટલે જ્યારે બીજા ગ્રહો સામાન્ય રીતે મેષથી વૃષભ, વૃષભથી મિથુન, એમ રાશિઓમાં ભ્રમણ કરે છે, ત્યારે રાહુ મિથુનથી વૃષભ, અને વૃષભથી મેષ, એમજ હંમેશાં ચાલે છે. માટે અહીંચાલુ પંચાંગની અંદરથી રાહુની રાશિ કાઢી જન્મકુંડળીની રાહુની રાશિ સુધી ગણવું. આમ કરતાં જેટલી રાશિઓ આવે તેમાથી એક રાશિ બાદ કરી દોઢે ગુણવા અને જે રકમ આવે તે રકમ અથવા તેમાં અઢાર, છત્રીસ, ચોપન, કે બોતેર ઉમેરતાં જે રકમ- આવે તે રકમ જેટલી આશરે ઉંમર જાણવી.

ઉદાહરણ—ઉપરની કુંડળીમાં રાહુ મીનનો છે અને હાલ, રાહુ મકરનો ચાલે છે. તો મકરથી મીન સુધી. ગણતાં ત્રણ રાશિ થઈ તેમાંથી એક રાશિ બાદ કરી નો બે રાશિ રહી તેને દોઢે ગુણતાં ત્રણ વર્ષ થયાં માટે ત્રણ, એકવીશ, (ત્રણ+અઢાર) ઓગણચાલીશ, (છત્રીસ+ત્રણ) સત્તાવન, (ચોપન+ત્રણ) પંચોતેર, (બોતેર+ત્રણ) ઉમર આશરે થઇ.

રાહુની ગતિ જે ઉપર અઢાર વર્ષની ગણી છે પણ તેને બાર રાશિમાં ફરતાં અઢાર વર્ષ કરતાં થોડો વધારે વખત લાગે છે માટે ઉપર કાઢેલી ઉમર ખરી ઉંમર કરતાં ઓછી આવશે માટે જો કાઢેલી ઉંમર પંચોતેર વર્ષ આગળ પાછળ હોય તો પાંચેક વર્ષ ઉમેરવાં પિસ્તાલીશ વર્ષની આગળ પાછળ હોય તો ત્રણ વર્ષ ઉમેરવાં અને વીશ વર્ષ આસપાસ હોય તો એકવર્ષ ઉમેરી લેવું.

જો રાહુની ગતિ ઓગણીશ વર્ષ લઇએ તો ઉપરની માથાકુટ રહેશે નહિ અને લગભગનું વર્ષ તરતજ, મળી રહેશે. તેમાં નીચે મુજબ ગણતરી કરવી. ઉપર જ્યાં દોઢે ગુણ્યા છે ત્યાં એકવર્ષ અને સાત માસે ગુણવા.

જેથી ત્રણ વર્ષને નો બદલે ત્રણ વર્ષ બે માસ આવશે. જેથી જન્મની ઉંમર ત્રણ વર્ષ અથવા બાવીસવર્ષ (૧૯+૩) અથવા એકતાલીશવર્ષ (૧૯×૨+૩) સાઠ વર્ષ (૧૯×૩+૩) ઓગણ્યાશી. (૭૯) (૧૯×૪+૩) વર્ષ આવશે.

ગુરૂને બાર રાશિ ફરતાં આશરે બાર વર્ષ વાગે છે તો જન્મના ગુરૂની રાશિથી ચાલુ પંચાંગમાં ગુરૂની રાશિ હોય ત્યાં સુધી ગણવું. આટલાં વર્ષ કે તેમાં બાર, ચોવીસ, છત્રીસ, અડતાલીસ, સાઠ, બોતેર ઉમેરવાથી ઉંમર આવશે.

ઉદાહરણઃ—ઉપરોક્ત કુંડળીમાં ગુરૂ તુલા રાશિનો છે. ચાલુ પંચાંગમાં તે વૃષભ રાશિનો છે તો તુલાથી વૃષભ સુધી ગણતાં તો આઠ થયાં હવે બાર, ચોવીસ, છત્રીસ, અડતાલીસ, સાઠ, બોતેરમાં ઉમેરતાં અનુક્રમે વીશ, બત્રીસ, ચુમ્માલીશ, છપ્પન, અડસઠ કે એંશી ઉંમર વર્ષ થઇ.

જો ઉંમર પચાસવર્ષથી વધારે હોય તો ગુરૂની ગણતરી મુજબ આવેલાં વર્ષોમાંથી એક વર્ષ બાદ કરવાથી ઉંમર વધારે સાચી મળશે.

હવે ઉપરની કુંડળી જોતાં માલમ પડે છે કે શનિ રાહુ, ગુરૂથી આવેલાં વર્ષો સરખાવતાં ગુરૂ અને રાહુમાં વર્ષ ઓગણ્યાશીમું બન્નેમાં આવે છે જ્યારે શનિ મુજબ વર્ષ બાસીમું તેની નજીક આવે છે જે વધારેમાં વધારે ઉંમરનું વર્ષ છે. તો ઉંમર આશરે ઓગણ્યાશી વર્ષની જણાય છે એમ કહેવાય.

આ ગણતરીથી ઉંમર વર્ષ કાઢતાં વધારેમાં વધારે બે વર્ષની અંદર ઉંમર સાચી આવશે.

ચોક્કસ વર્ષ કાઢવા માટે આમુજબ જેટલી ઉંમર આવી હોય તેટલા વર્ષ પહેલાનું પંચાંગ લેવું. અને તેની એક બે વર્ષ આગળ પાછળના પંચાંગ લઇ જન્મકુંડળીમાં આપેલી રાશિમાં રાહુ, ગુરૂ, શનિ એકી સાથે ક્યારે હતા તે નક્કી કરવું.

જન્મનો માસ જાણવાની રીતઃ—સૂર્ય જે રાશિનો હોય તે રાશિ ઉપરથી જન્મનો માસ જાણવા નીચેના કોઠાનો ઉપયોગ કરવો.

| રાશિ | જન્મનો માસ. | રાશિ | જન્મનો માસ. |
|---|---|---|---|
| મેષ | તા. ૧૪ એપ્રીલથી ૧૪ મે. | તુલા | ૧૮ ઓકટોમ્બરથી ૧૫ નવેમ્બર |
| વૃષભ | ૧૫ મે થી ૧૪ જુન. | વૃશ્ચિક | ૧૫ નવેમ્બર થી ૧૫ ડીસેંબર |
| મિથુન | ૧૫ જુનથી ૧૬ જુલાઇ | ધન | ૧૬ ડીસેંબરથી ૧૩ જાન્યુઆરી |
| કર્ક | ૧૭ જુલાઇથી ૧૬ ઓગસ્ટ | મકર | ૧૪ જાન્યુઆરીથી ૧૨ ફેબ્રુઆરી |
| સિંહ | ૧૭ ઓગસ્ટથી ૧૬ સપ્ટેમ્બર | કુંભ | ૧૩ ફેબ્રુઆરી થી ૧૫ માર્ચ |
| કન્યા | ૧૭ સપ્ટેમ્બરથી ૧૭ ઓકટો. | મીન | ૧૬ માર્ચ થી ૧૩ એપ્રીલ |

જન્મની તારીખ જાણવાની રીતઃ— સૂર્યના અંશ જો જાણવા હોઇએ તો જન્મની તારીખ નીચેના ઉદાહરણ મુજબ કાઢી શકાય.

ઉદાહરણઃ—ઉપરોક્ત કુંડળીમાં સૂર્ય સિંહ રાશિના ચૌદ અંશે છે ઉપર કોષ્ટકમાં તા. ૧૭ મી ઓગસ્ટે સૂર્ય સિંહનો થાય છે. માટે જન્મ ૧૭ ઓગસ્ટથી ૧૬ સપ્ટેમ્બર સુધીમાં જાણવો સૂર્યના અંશ ચૌદ છે તો ૧૭ ઓગસ્ટમાં ૧૪ દિવસ ઉમેરવા તો ૧ લી. સપ્ટેમ્બર આવી આથી જન્મ તારીખ પહેલી સપ્ટેમ્બર થઇ આ મુજબ કાઢેલી જન્મ તારીખમાં એકતારીખનો તફાવત આવવા સંભવ છે.

સુદ અથવા વદ પક્ષમાં જન્મ છે તે જાણવા બાબતઃ—જન્મકુંડળીમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિથી જન્મની ચંદ્રની રાશિ સુધી ગણવું. આ આંકડો સાતકે સાતથી ઓછો આવે તો સુદ પક્ષમાં જન્મ સમજવો સાતકે સાતથી વધારે આવે તો વદ પક્ષમાં જન્મ માનવો પણ સૂર્ય ચંદ્ર સાથે હોય તો વદ ચૌદશ, અમાસ, કે સુદ પડવે, સમજવો અને જો ચંદ્ર સૂર્ય સામ સામે (સાત રાશિ છેટા) હોય તો સુદ ચૌદશ પુનમ કે વદ પડવો સમજવો.

જન્મ સમય જાણવામાટે.—સૂર્ય દશમા ભાવથી લગ્ન સુધીમાં હોય તો સવાર થી બપોર સુધીમાં જન્મ સમજવો. લગ્ને હોય તો સૂર્યોદય વખતે બારમે હોય તો સૂર્યોદયથી ત્રણ કલાકની અંદર આશરે જન્મ સમજવો અગીઆરમે હોય તો સૂર્યોદય પછી બે કલાક પછી અને પાંચ કલાકની અંદર અને દશમે હોય તો મધ્યાહ્ન ની આસપાસ જન્મ સમજવો. જો સૂર્ય નવમે હોય તો બપોર પછી ત્રણ કલાકની અંદર આઠમે હોય તો મધ્યાહ્નથી બે કલાક પછી અને પાંચ કલાકની અંદર અને સાતમે હોય તો સંધ્યાકાળની આસપાસ જન્મ જાણવો. જો સૂર્ય છઠ્ઠે હોય તો સાંજ પછી ત્રણ કલાકની અંદર, પાંચમે સૂર્ય હોય તો સાંજ પછી બે કલાક પછી અને પાંચ કલાક પહેલાં અને ચોથે હોય તો મધ્યરાત્રિની આસપાસ જન્મ સમજવો. ત્રીજે સૂર્ય હોય તો મધ્યરાત્રિ પછી ત્રણ કલાકની અંદર. અને બીજે સૂર્ય હોય તો મધ્યરાત્રિ પછી બે કે પાંચ કલાકની અંદર જન્મ સમજવો.

ઉપરનું લખાણ આપેલી કુંડળી સાચી છેકે ખોટી તે જાણવા પણ વાપરી શકાય છે. જો જન્માક્ષરમાં લખેલી વિમ્શો અને જન્મકુંડળી ઉપરથી મેળવલી વિમ્શોમાં ઘણો તફાવત આવે તો કુંડળી ખોટી જાણવી.

## પ્રકરણ ૧૭ મું.

### ધનવાન, લુલા લંગડા, આંધળા થવાના યોગ, કેટલીક કુંડળીઓ, ચંદ્રકૃતનિર્યાણ ને સ્ત્રીજાતકનો ભાવાધ્યાય

#### ધનવાન થવાના યોગો ( હોરારત્ન )

ધનભાવમાં ગુરૂ ઉચ્ચનો હોય કે સ્વગ્રહી હોય તો માણસોમાં ઉત્તમ ઘણો ધનવાન થાય. ॥૧॥ ધનભાવમાં કે ચોથા ભાવમાં શુભગ્રહ, અને ધનનો સ્વામી અગીયારમે હોય તો લોકોમાં બહુ ધનવાળો, ને ધન મલવાથી બહુ અભિમાની થાય. ॥૨॥ ધનભાવનો સ્વામી અગીયારમે અને અગીઆરમાનો સ્વામી ધનભાવમાં શુભગ્રહો સાથે બેઠો હોય તો ઘણો ધનવાન થાય. ॥૩॥ ધનભાવનો સ્વામી ધનસ્થાનમાં લગ્નનો સ્વામી અગીયારમે અને અગીયારમાનો સ્વામી ધનભાવમાં હોય તો ઘણો ધનવાન, અને કુળમાં શ્રેષ્ટ થાય. ॥૪॥ પોતાના ઉચ્ચમાં શુભગ્રહ, બીજા ભાવમાં રાહુ અને લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો ધનવાન, માનથી અભિમાની થાય. ॥૫॥ બુધ, ગુરૂ, અને શુક્ર, બળવાન, ઉદયના હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો તે ધનવાન, થાય. ॥૬॥ લગ્ન વિષે બુધ અને શુક્ર, ને ધનભાવમાં ગુરૂ, હોય તો તે ધનવાન, અને ઘણા પ્રકારથી સોનું મેળવનાર થાય. ॥૭॥ ધનભાવનો અને અગીયારમા ભાવનો સ્વામી બીજા ભાવને અને લગ્નનો સ્વામી લગ્નને જોતો હોય તો ધનવાન થાય. ॥૮॥ ધનભાવનો સ્વામી ૯।૧૦।૧૪ ભાવોમાં હોય અને પાપગ્રહ રહિત શુભગ્રહો બળવાન હોય તો ધનવાન, ધન ભોગવનારો થાય. ॥૯॥ ગમે તે સ્થાનમાં મંગળના ભેગો ગુરૂ હોય તો લક્ષ્મીવાળો, એને શુભગ્રહ જોતા હોય તો બહુ લક્ષ્મીવાળો થાય. ॥૧૦॥ જન્મકાળમાં ગમે તે સ્થાનમાં ચંદ્ર ભેગો મંગળ હોય તો તે માણસ બહુ લક્ષ્મીવાળો થાય છે. ॥૧૧॥ કન્યાનો રાહુ, શુક્ર, મંગળ અને શનિ, હોય તો તે માણસ કુબેરથી પણ બહુ ધનવાળો થાય. ॥૧૨॥ રાહુ સ્વગ્રહી કે ઉચ્ચનો થઈ કેન્દ્ર, આઠમે નવમે કે પાંચમે બેઠો હોય તો દાતાર, શૂરવીર, ધનવાન શત્રુઓનો નાશ કરનાર થાય છે. ॥૧૩॥ સિંહ કે મેષ રાશિમાં સૂર્ય બેઠો હોય અને શુક્ર, શનિ સાથે હોય ને ગુરૂ બુધ જોતા હોય તો તે ધનવાન થાય છે.

## સુખી થવાના યોગ. ( હોરારત્ન )

ચોથે અને દશમે બળવાન શુભગ્રહો રહી પરસ્પર જોતા હોય તો તે માણસ સુખી થાય. ॥૧॥ બુધ, ચોથા ભાવમાં બળવાન થઇ શુભગ્રહો સાથે બેઠો હોય કે શુભગ્રહો જોતા હોય ને લગ્નમાં શુભગ્રહ હોય તો તે માણસ સુખી થાય. ॥૨॥ ચોથાનો સ્વામી ચોથે હોય કે લગ્નમાં રહી ચોથા ભાવને જોતો હોય તો પુરૂષ લોકોમાં સુખી, ને પંડિતોમાં માન પામનાર થાય. ॥૩॥ ચોથા ભાવમાં બુધ, શુક્ર, હોય, ને લગ્નમાં ગુરૂ હોય તો તે માણસ લોકમાં નિરંતર બહુ સુખ ભોગવે ॥૪॥ ચોથા ભાવમાં ચંદ્ર, ને બુધ હોય. ને નવમા ભાવમાં ગુરૂ ને શુક્ર હોય તો તે માણસ ઘણો સુખી થાય છે. ॥૫॥ નવમાનો સ્વામી ચોથે હોય, ને દશમાનો સ્વામી નવમે હોય, લગ્નનો સ્વામી ચોથા ભાવને જોતો હોય ને તે બધા શુભ રાશિમાં હોય તો સુખી થાય છે. ॥૬॥ લગ્ને ગુરૂ, શુક્ર, હોય, ને સાતમે સમ રાશિનો બુધ હોય, અગીયારમે ચંદ્રમા હોય તો તે પુરૂષ સમર્થ થાય છે. ॥૭॥ સૂર્ય સાતમે હોય, તેની સાથે ચંદ્ર હોય, તેઓને શુભ અને પાપગ્રહો જોતા હોય અને સૂર્ય ઉચ્ચનો સ્વગૃહી કે ઘણો બળવાન હોય તો તે માણસ ઘણો ચપળ અને રાજા જેવો થાય છે. ॥૮॥

નંદાયોગ. ( માનસાગરી )—બબ્બે ગ્રહ ત્રણ સ્થાનમાં હોય ને બાકીના ત્રણ ગ્રહ એકેક સ્થાનમાં હોય તો નંદા યોગ થાય છે. તે લાંબો આવરદા, અને સુખ આપે છે. ॥૧॥

## ધર્મિષ્ટ યોગો ( સર્વાર્થ ચિન્તામણિ. )

નવમાંશનો સ્વામી ઉચ્ચનો હોય, ને તેને શુભગ્રહ જોતા હોય તો તે દાન કરવાવાળો થાય છે. ॥૧॥ નવમાનો સ્વામી પારાવતાદિ ભાગમાં હોય ને તેને ગુરૂ જોતો હોય, અને લગ્નના સ્વામીને શુક્ર જોતો હોય, તે મહા દાન કરનારો થાય છે. ॥૨॥ ચોથાનો સ્વામી, નવમાંશનો સ્વામી અને દશમાનો સ્વામી કેન્દ્રમાં હોય, અને બારમાના સ્વામીને ગુરૂ જોતો હોય તો મહા દાન કરવાવાળો થાય છે. ॥૩॥ બુધ, પોતાના ઉચ્ચનો હોય, ને તેને નવમાનો સ્વામી જોતો હોય, અગીયારમા ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય તો મહા દાન કરવાવાળો થાય છે.

યજ્ઞકારક યોગ—દશમા ભાવે બુધ હોય, દશમાનો સ્વામી નવમે હોય, ને પાપગ્રહો ભેગા ન હોય ને શુભગ્રહો શુભગ્રહની રાશિઓને જોતા

હોય તો યજ્ઞકર્તા યોગ થાય છે. ॥૧॥ દશમાનો સ્વામી બુધ ઉચ્ચનો હોય વા નવમા ભાવમાં હોય, રાહુ, કેતુ અને પાપગ્રહો ભેગા ન હોય તો યજ્ઞકર્તા થાય. ॥૨॥

**દાતાર યોગ—( માનસાગરી )** લગ્ને ગુરૂ ચોથે શુક્ર, સાતમે બુધ, ને દશમે મંગળ હોય તો તેઓ સારૂ સુખ આપનાર, દાતાર, ને પ્રસિદ્ધ થાય છે. ॥૧॥

**કુળદીપક યોગ ( લગ્નચંદ્રિકા )**—ત્રીજા સ્થાનમાં ગુરૂ હોય, ને અગીયારમા સ્થાનમાં ચંદ્ર હોય તો તે માણુસ પોતાના કુળમાં દિપક (દીવા)રૂપ થાય છે. ॥૧॥ સિંહ લગ્નમાં મંગળ હોય, પાંચમે ચંદ્ર હોય, ને બારમે રાહુ હોય તો તે માણુસ કુળમાં દીપકરૂપ થાય છે. ॥૨॥

**હંસયોગ**—નવમે, પાંચમે, સાતમે, લગ્ને, બધા ગ્રહ હોય તો હંસ યોગ થાય છે. ને તે યોગવાળો માણુસ પોતાના વંશને પાલણુ કરનારો થાય છે. ॥ ૧ ॥

**જાતક સંગ્રહ**—નવમે, પાંચમે, સાતમે અને લગ્ને બધા ગ્રહો હોય તો હંસયોગ થાય છે. તે યોગવાળો માણુસ પોતાના વંશનું રક્ષણુ કરનારો થાય છે. ॥ ૧ ॥

**જ્યોતિષરયોગો ( સર્વાર્થ ચિન્તામણિ )** કેન્દ્રમાં બુધ, ને બીજા ભાવનો સ્વામી બળવાન હોય. શુભગ્રહની સાથે શુક્ર, બીજે વા ત્રીજે હોય, કે ધનભાવમાં શુક્ર ઉચ્ચનો હોય તો જ્યોતિર્વિદોમાં શ્રેષ્ઠ થાય છે. ॥ ૧ ॥ બીજા ભાવે ચંદ્ર ભેગો મંગળ હોય, ને તેને બુધ જોતો હોય, અથવા કેન્દ્રમાં બુધ હોય, તે માણુસ ગણીત શાસ્ત્ર જાણુનારો થાય છે. ॥ ૨॥ બીજા ભાવનો સ્વામી ને બુધ ઉચ્ચના હોય, લગ્નમાં ગુરૂ હોય, આઠમા સ્થાનમાં શનિ હોય તો માણુસ ગણીત જાણુનારો થાય છે. ॥ ૩ ॥

**ન્યાયશાસ્ત્રજ્ઞ યોગ**—ધનભાવનો સ્વામી ગુરૂ અથવા શુક્ર હોય, અને સૂર્ય, મંગળ જોતા હોય, યા મૂલ ત્રિકોણુ કે ઉચ્ચના હોય તો ન્યાય શાસ્ત્રને જાણુનારો થાય છે. ॥ ૧ ॥

**વ્યાકરણુ શાસ્ત્રજ્ઞ યોગ**—ધન ભાવનો સ્વામી ગુરૂ સંપૂર્ણ બળવાન હોય, ને તેને સૂર્ય, શુક્ર જોતા હોય, તો વ્યાકરણુશાસ્ત્ર જાણુનારો થાય છે. ॥ ૧ ॥

**વેદાંત શાસ્ત્રજ્ઞ યોગો**—બીજા ભાવનો સ્વામી બુધ, પોતાના ઉચ્ચનો હોય, શનિ ગોપુરાંશમાં હોય, અથવા ગુરૂ સિંહાસનાંશમાં હોય તો

વેદાંત શાસ્ત્ર જાણનારો થાય છે. ॥ ૧ ॥ કેન્દ્રમાં કે નવમે, પાંચમે, ગુરૂ હોય, અને શનિ પારાવતાંશમાં હોય. ને તેને બુધ, ગુરૂ જોતા હોય, તો વેદાંત શાસ્ત્ર જાણનારો થાય છે. ॥ ૨ ॥

**જપ, ધ્યાન, સમાધિયોગ**—દશમાનો સ્વામી નવમે હોય, અને નવમાનો સ્વામી બળવાન હોય, અને ગુરૂ, શુક્ર યુક્ત અથવા જોતા હોય, તો જપ, ધ્યાન, સમાધિવાળો થાય છે ॥ ૧ ॥

**બ્રાહ્મણ યોગ**—કેતુ, રાહુ, શનિ, એ ત્રણમાંથી કોઇ ગ્રહ ગુરૂ ભેગો હોય, ને તેને શુક્ર અથવા બુધ જોતો હોય તો શુદ્ર હોય તો પણ બ્રાહ્મણ સમાન, ને સર્વ વિદ્યાનો જાણનારો થાય છે. ॥ ૧ ॥

**ધનરહિત યોગો ( હોરારત્ન )**—લગ્નનો સ્વામી બારમે પાપ ગ્રહ ભેગો હોય ને નિર્બળી હોય. શુભ ગ્રહો અસ્તના હોય તો નિર્ધન થાય છે. ॥ ૧ ॥ બધા પાપ ગ્રહો કેન્દ્રમાં હોય, ને ૩।૬।૧૧ મે પાપ ગ્રહની રાશિના શુભ ગ્રહો હોય તો *બળને પરાક્રમવિનાનો નિર્ધન* થાય છે. ॥ ૨ ॥ લગ્નનો સ્વામી, ચોથાનો સ્વામી, દશમાનો સ્વામી ને બીજાનો સ્વામી, અનુક્રમે બારમે, છઠ્ઠે, આઠમે, સાતમે, નિર્બળી હોય તો ધન રહીત થાય છે. ॥ ૩ ॥ બીજાનો સ્વામી આઠમે હોય ને પાપ ગ્રહ જોતા હોય અને લગ્નનો સ્વામી છઠ્ઠે નિર્બળી હોય તો તે માણસ નિર્ધન થાય છે. ॥ ૪ ॥ ધનનો સ્વામી પાપ ગ્રહ સાથે હોય ને ધન ભાવમાં બુધ હોય અને બીજા ભાવનો સ્વામી અસ્તનો હોય તો તે માણસ ધન વિનાનો થાય છે. ॥ ૫ ॥ ધન ભાવનો સ્વામી છઠ્ઠે આઠમે કે બારમે હોય ને ધન ભાવમાં પાપ ગ્રહ હોય તો તે માણસ નિર્ધન થાય છે. ॥૬॥

**ભિક્ષા શની યોગ (સર્વાર્થ ચિંતામણી )**—મેષનો ચંદ્ર હોય, ને તેને શનિ જોતો હોય, તો ભીખ માગનારો થાય છે. ને મંગળ જોતો હોય તો ધન વિનાનો થાય છે. અને શનિ, લગ્નને તથા ચંદ્રને જોતો હોય, અગર યુક્ત હોય, તો ઘણો લોભી થાય છે. ॥ ૧ ॥

**દરિદ્રી યોગો ( હોરારત્ન )**—લગ્નનો સ્વામી ને ધનનો સ્વામી છઠ્ઠે હોય અને દશમાનો સ્વામી પાપ ગ્રહ સાથે હોય બીજા ભાવમાં પાપ ગ્રહ હોય ને તેને ૨ ગ્રહ જોતો હોય તો તે માણસ દરિદ્રી થાય છે. ॥ ૧ ॥ બીજા ભાવમાં પાપ ગ્રહ હોય કે તેને પાપ ગ્રહ જોતો હોય ને ધનનો સ્વામી ત્રીજે હોય તો દરિદ્રી થાય છે. ॥ ૨ ॥ ચાર કેન્દ્રોમાં પાપ ગ્રહો હોય અથવા ધનમાં પાપ ગ્રહ

હોય તો દરિદ્રી યોગ થાય છે. ને વંશનો ક્ષય કરે છે. ॥૩॥ સૂર્યના ભેગો શનિ હોય ને શુક્ર પણ તેના ભેગો હોય તો દરિદ્રી યોગ થાય છે. અને તે પુરૂષ ધન માટે ચિન્તા કરે છે. ॥ ૪ ॥ લગ્નનો સ્વામી નિર્બળી હોય ધનનો સ્વામી સાતમે હોય કેન્દ્રમાં બળવાન પાપ ગ્રહ હોય તો તે માણસ દરિદ્રી થાય છે. ॥ ૫ ॥

**રોગોત્પત્તિ યોગો ( હોરારત્ન )** લગ્નનો સ્વામી આઠમે હોય ને આઠમાનો સ્વામી લગ્નમાં હોય અને લગ્નમાં પાપગ્રહ હોય અથવા લગ્નને પાપગ્રહ જોતા હોય તો તે પુરૂપ રોગી થાય ॥ ૧ ॥ લગ્નનો સ્વામી છઠ્ઠે હોય ને લગ્ને ચંદ્રમા હોય અને તેને પાપગ્રહ જોતા હોય તો તે રોગી થાય છે ॥ ૨ ॥ લગ્નનો સ્વામી આઠમે હોય ને પાંચમે પાપગ્રહો હોય અથવા લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય તો તે રોગી થાય છે ॥૩॥ સૂર્ય લગ્નમાં હોય અને ચંદ્રમા છઠ્ઠે હોય તથા લગ્નનો સ્વામી પાપગ્રહ સાથે પાંચમે હોય તો ઘણો રોગી થાય છે ॥ ૪ ॥ છઠ્ઠાનો સ્વામી ને લગ્નનો સ્વામી પરસ્પર સંપૂર્ણ દૃષ્ટિથી જોતા હોય તો શત્રુથી ઘણી પીડા ભોગવનાર, નાના પ્રકારના રોગોવાળો થાય છે ॥૫॥ લગ્નમાં સૂર્યચંદ્ર અને શનિ હોય તો ઘણા વાયુના રોગથી માથાને વિશે પીડા અને ઘણા પ્રકારના રોગો થાય છે ॥૬॥ લગ્નમાં ગુરૂ હોય ને સાતમે શનિ હોય તો વાયુનો રોગી, ને લગ્નમાં ગુરૂ, ને સાતમે મંગળથી ચિત્તભ્રમ થાય ॥૭॥ બે પાપગ્રહની વચ્ચે ચંદ્ર હોય ને મકરનો સૂર્ય હોય તો શ્વાસ ગુલ્મ ક્ષય ને ગાંઠના રોગવાળો, મનની પીડા ને વ્યાધિથી પીડાનાર થાય છે ॥૮॥ ચંદ્રમા ભેગો પાપગ્રહ હોય વા પાપગ્રહ જોતા હોય તો ખરજવાના રોગવાળો થાય છે. અને બારમે ગુરૂ હોય તો ગુપ્ત રોગી થાય છે. ॥ ૯ ॥

**વિકૃતદંત યોગ**—સાતમા ભાવમાં પાપગ્રહ હોય, કે સાતમા ભાવ ને પાપગ્રહ જોતા હોય, વૃષભ, ધન અને મેષ લગ્ન ને પાપગ્રહ જોતા હોય તો દાંતમાં રોગવાળો થાય છે. ॥ ૧ ॥

**શ્વાસ ક્ષયાદિ રોગ યોગ ( સર્વાર્થ ચિંતામણીઃ )** ચંદ્રમાં પાપ ગ્રહના મધ્યમાં હોય, ને સાતમે શનિ હોય, તો શ્વાસ, ક્ષયં, પ્લીહ, ગુલ્મ, વિદ્રધિ વિગેરે રોગો ભોગવે છે. ॥ ૧ ॥

**મુખ દુર્ગંધિ યોગ ( શંભુ હોરા પ્રકાશ )** શનિની હદ્દમાં વા ચંદ્રના ઘરમાં શુક્ર હોય તો મુખ દુર્ગંધવાળું થાય. વા શનિના ઘરમાં વા

ચંદ્ર, બુધ, ને છઠ્ઠાનો સ્વામી મેષ રાશિના થઇને લગ્ને હોય તો પણ તેમજ થાય. ॥ ૧ ॥

અંડ વૃદ્ધિ યોગો ( હોરા રત્ન ) આઠમે યા લગ્નમાં બળવાન પાપગ્રહ હોય તો તે પુરૂષને અંડની વૃદ્ધિ હોય છે. મુત્ર સ્થાનથી બહુ પીડાય છે

જાતકાલંકાર—મંગળ સહિત શુક્ર, આઠમા ભાવમાં હોય તો વાયુના પ્રકોપથી અંડ વૃદ્ધિ ( છુપા ભાવમાં ગોળાનું દરદ ) થાય છે. ॥૧॥ મંગળ સાથે શુક્ર, મંગળના ઘરમાં હોય તો પૃથ્વીના વિકારથી અર્થાત્ માસ વૃદ્ધિથી અંડવૃદ્ધિ થાય છે. ૨, અને જન્મકાળમાં ગુરુ અને શનિએ જોવાએલા શુક્ર અને ચંદ્રમા, મંગળની રાશિમાં હોય તો નિશ્ચય વીર્ય તથા રૂધિરના વિકારથી અંડવૃદ્ધિ થાય છે. ॥૨॥

શરીરમાં ખોડ યોગ (હોરારત્ન)—આઠમે શનિ હોય ને લગ્નમાં ચંદ્રમા હોય તો પેટમાં મંદાગ્નિવાળો શરીરે ખોડવાળો થાય છે. ॥૧॥

કોડ થવાના યોગો ( હોરા રત્ન ) જન્મ કાળમાં આઠમે, વા છઠ્ઠે, બુધ, ગુરુ ને સૂર્ય હોય, ને લગ્નનો સ્વામી પાપગ્રહ હોય, અને પાપ ગ્રહો લગ્નને જોતા હોય તો કોડવાળો થાય છે. ॥૧॥ આઠમે ગુરુને મગળ હોય, છઠ્ઠે શનિ બુધ હોય, પાપગ્રહ લગ્ને જોતા હોય તો માણસ, રાતા કોડવાળો થાય છે ॥૨॥ લગ્નનો સ્વામી અસ્તનો હોય, ને આઠમા ભાવનો સ્વામી બળવાન હોય, અને શુભ ગ્રહો છઠ્ઠે આઠમે હોય ને લગ્નમાં બળવાન પાપગ્રહો હોય, તો એ યોગને વિશે જન્મેલો માણસ રાતા કોડવાળો થાય છે. ને બીજા મોટા રોગો પણ થાય છે ॥૩-૪॥ ચંદ્ર, મેષ કે વૃષભ રાશિમાં હોય, ને શનિ, મંગળ ભેગો હોય, તો રોગ તથા કોડ થાય. મીન વૃશ્ચિક ને કર્કમાં શનિ, શુક્ર, મંગળ, ને ચંદ્રમા હોય તો લાલ કોડવાળો થાય છે ॥૫॥ કર્ક, વૃશ્ચિક ને મીન રાશિમા પાપગ્રહ બેઠા ચંદ્ર ને શુક્ર હોય, તો સફેદ ( ધોળા ) કોડવાળો, થાય છે. ને પાપગ્રહ ભેગો એકલો ચંદ્રમા હોય તો ખરજવાના રોગવાળો, ને દુ:ખી થાય છે. ॥૬॥ (શંભુ હોરા પ્રકાશ) મેષ વા વૃષભનો ચંદ્ર હોય, ને શનિ, મંગળ યુક્ત હોય તો રોગો યુક્ત કોડ થાય છે. મીન, વૃશ્ચિક કર્કના શનિ, શુક્ર, મંગળ, ચંદ્ર હોય તો રૂધિર વિકારથી કોડ થાય છે. ॥૭॥ કર્ક, મીન, વૃશ્ચિક રાશિમાં પાપગ્રહો હોય તો લુત રોગથી કોડ થાય. છઠ્ઠાનો સ્વામી ગુરુ, કે શુક્ર હોય, ને પાપગ્રહો જોતા હોય તો ગરદન તથા મુખના રોગથી કોડ થાય. તથા સોજા હોય. ॥ ૮ ॥

(જાતકાલંકાર) પહેલો યોગ—લગ્નેશ અને બુધ અથવા મંગળ અને ચંદ્રમા રાહુ અથવા કેતુ સાથે કોઈ પણ સ્થાનમાં હોય તો તે માણસને સફેત કોઢ થાય. બીજો યોગ—સૂર્ય, મંગળ અથવા શનિ સાથે કોઈ પણ ભાવમાં હોય તો લાલ અને કાળા કોઢવાળો થાય. ત્રીજો યોગ—લગ્નેશ સૂર્ય સાથે બારમે, છઠ્ઠે અથવા આઠમે સ્થાને હોય તો કંઠમાળ રોગ વાળો થાય ॥૯॥ પહેલો યોગ—મંગળ અને શનિ સહિત ચંદ્રમા મેષ અથવા વૃષભ રાશિમાં હોય તો સફેત કોઢવાળો થાય. બીજો યોગ—શુક્ર, મંગળ, ચંદ્રમા, અને શનિ મીન રાશિમાં અથવા કર્ક રાશિમાં વા વૃશ્ચિક રાશિમાં હોય તો તે માણસ રોગી. શરિર સુખ રહિત, મહા પાપ કરનારો અને લાલ કોઢવાળો થાય. ॥૧૦॥

અંગ છેદ યોગો (નાસાચ્છેદ યોગ) (માનસાગરી) છઠ્ઠે શુક્ર, અને લગ્નમાં મંગળ હોય તો નાસાચ્છેદ યોગ ( નાક ઉપર ઘા કે વણ ) થાય છે. એમ ઉત્તમ મુનિ કહે છે. ॥ ૧ ॥

(કર્ણ વિચ્છેદ યોગ) ચંદ્રમા ને શનિ જોતો હોય, અથવા શનિ ને ચંદ્ર જોતો હોય, ને લગ્નમાં સૂર્ય, શુક્ર હોય, ને તેને શુભગ્રહો જોતા ન હોય તો કર્ણચ્છેદયોગ થાય છે. ॥ ૧ ॥

પાદ વિચ્છેદ યોગ. ( પગનું કપાવું ) લગ્નમાં મંગળ હોય, અને શનિ, સૂર્ય, ને રાહુ જોતા હોય, તો પાદ વિચ્છેદ યોગ થાય છે. શુક્ર જોતો હોય તો પણ આ યોગ થવાથી કાપેલા પગવાળો, અથવા પગે ઘા વાળો થાય છે. ॥ ૧ ॥

(શંભુ હોરા પ્રકાશ) ચંદ્ર, મંગળ લગ્નમાં હોય, તો અંગ છેદ થાય છે. અથવા લગ્નમાં ચંદ્ર હોય ને સાતમે મંગળ હોય તો અંગ છેદ થાય છે. ॥ ૧ ॥

(ખંજ યોગ) જેના જન્મકાળમાં મેષ, વૃશ્ચિક, કર્ક, મકર કે મીન રાશિમાં શનિ અને ચંદ્ર, પાપગ્રહોના ભેગા હોય, તો તે માણસ લૂલો થાય છે. અને જન્મકાળે ગુરૂના સહમમાં કર્ક, વૃશ્ચિક, મીન, મકર, મેષ લગ્ન હોય તો લૂલો થાય છે. ॥ ૧ ॥ મીન, લગ્નમાં ચંદ્ર હોય, ને સિંહ, મેષ, ધન, રાશિમાં પાપગ્રહો હોય તો લૂલો થાય છે. અથવા વૃષભનો ચંદ્ર, સુર્ય હોય અને શનિ, મંગળ જોતા હોય ને શુભગ્રહો જોતા ન હોય તો લંગડો થાય છે. ॥ ૨ ॥ (માનસાગરી) શુક્ર ભેગો શનિ હોય, અથવા શુક્ર ભેગો ગુરૂ

હોય, ને તેને શુભગ્રહો ન જોતા હોય તો તે પુરૂષ પગે લંગડો થાય છે. ॥૩॥

**મુકયોગો. (શંભુહોરા પ્રકાશ.)**—કર્ક, વૃશ્ચિક, મીન રાશિમાં પાપ ગ્રહો હોય, અને રાશિના અંતમાં હોય, અથવા વૃષભ રાશિનો ચંદ્ર હોય, અને પાપ ગ્રહો જોતા હોય તો મુગો થાય. જો શુભ ગ્રહો જોતા હોય તો કેટલોક વખત ગયા પછી બોલતાં આવડે છે. ॥૧॥ જોને પાપ ગ્રહો સંધિમાં રહ્યા હોય, ને શુભ ગ્રહો જોતા ન હોય, તો વા પાપ ગ્રહો સાથે ચંદ્ર હોય, ને શુભ ગ્રહો ન જોતા હોય તો મુગો થાય છે. ॥ ૨ ॥

**કર્મપ્રકાશ**—કર્ક, વૃશ્ચિક, મીન રાશિમાં બુધ હોય, અને સૂર્યથી ઓછા અંશમાં રહેલો ચંદ્ર, તેને જોતો હોય તો મુગો થાય છે. અથવા છઠ્ઠા ભાવનો સ્વામી બુધ હોય ને તેને પાપ ગ્રહો જોતા હોય તો મુગો થાય છે. વા શુકલ પક્ષનો ચંદ્ર, મંગળ સાથે લગ્ને હોય તો મુગો થાય છે. અથવા છઠ્ઠા ભાવનો સ્વામી બુધ લગ્ને હોય તો ને પાપ ગ્રહો જોતા હોય તો મુગો થાય છે. ॥૩॥

**સર્વાર્થ ચિંતામણીઃ**—ધન ભાવનો સ્વામી ગુરૂ સાથે આઠમે રહ્યો હોય, તો મુગો થાય છે. તેજ પ્રમાણે પિતા વિગેરે ઘરના સ્વામીઓ ગુરૂ સાથે આઠમે હોય તો પિતા વિગેરેને મુગા કહેવા. એ પ્રમાણે શાસ્ત્ર જાણનારા વિદ્વાનો કહે છે. ॥ ૧ ॥

**કર્ણ દોષયોગો (હોરા રત્ન.)**—રાત્રીએ જન્મ હોય ને બુધ છઠ્ઠે હોય ને દશમે શુક્ર હોય તો એ કાને બહુ મોટા અવાજથી સાંભળે છે, અર્થાત્ બહેરો થાય છે. ॥ ૧ ॥ નવમે, પાંચમે, અગીયારમે ને ત્રીજે પાપ ગ્રહો ને શુભ ગ્રહો ન જોતા હોય તો અવશ્ય બહેરો થાય. ॥૨॥

**શંભુ હોરા પ્રકાશ**—છઠ્ઠા ભાવનો સ્વામી બુધ. ૬।૮।૧૨ મે હોય ને શનિ ક્રૂર દૃષ્ટિથી જોતો હોય તો બહેરો થાય છે. છઠ્ઠાના સ્વામીને તથા બુધને સપ્તમ દૃષ્ટિથી શનિ જોતો હોય તો બહેરો થાય છે. ધન રાશિનો ગુરૂ શનિની હદ્દામાં હોય, ને બુધ શુક્ર યુક્ત હોય, તો બહેરો થાય. પૂર્ણ ચંદ્ર યુક્ત મંગળ છઠ્ઠે હોય તો બહેરો થાય. ॥૩॥ રાત્રીએ જન્મ હોય, અને છઠ્ઠે બુધ હોય ને દશમે શુક્ર હોય તો ડાબા કાને ઉતાવળું બોલવાથી સંભળાય.

**કાણુ, અંધ, નેત્ર ચિન્હ યોગો. (હોરા રત્ન)**—બારમું અને બીજું તે કાલ પુરૂષની બે આંખો છે. માટે તેમાં રહેલા ગ્રહ પ્રમાણે અંધ, કાણો અને ચિન્હવાળો કહેવો. ॥ ૧ ॥ બીજા અને બારમામાં પાપ

ગ્રહ રહ્યા હોય, ને તેના સ્વામીઓ તેને જોતા ન હોય તો આંખો વિકારવાળી. ॥૨॥ બીજો ભાવ દક્ષિણ નેત્ર છે. ને બારમો ભાવ ડાબું નેત્ર (આંખ) છે. જે ભાવમાં પાપ ગ્રહ હોય, તે આંખમાં પ્રહાર કે પીડા થાય ॥૩॥ ધન ભાવમાં સૂર્ય રાહુ અને શનિ હોય, ને ધન ભાવનો સ્વામી અસ્તનો હોય, કે પાપ ગ્રહ યુક્ત હોય, અને ધન ભાવને જોતો ન હોય તો તે માણસ કાણો થાય છે. ॥૪॥ બારમા ભાવમાં સૂર્ય ને રાહુ હોય, ને બારમાનો સ્વામી અસ્ત હોય, અને શનિ અથવા મંગળ તેને જોતા હોય તો તે માણસ કાણો થાય છે ॥૫॥ ત્રીજા ભાવમાં અથવા કેન્દ્રમાં સૂર્ય ચંદ્ર હોય, કેન્દ્રમાં પાપગ્રહની રાશિનો મંગળ હોય, અથવા દશમે, છઠ્ઠે, બારમે શુભગ્રહો હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, સાતમે સમરાશિનો સૂર્ય હોય, તો તે માણસ આંધળો થાય છે ॥૬॥ બીજાને બારમા ભાવમાં પાપગ્રહ હોય, ને તેના સ્વામીઓ પાપગ્રહના મધ્યમાં બળવાન થઈને રહ્યા હોય, તો તેની આંખમાં ફૂલ પડેલું હોય છે. ॥૭॥ લગ્નને વિશે પાપગ્રહ હોય, પાપગ્રહની રાશિમાં લગ્નનો સ્વામી હોય; ને પાપગ્રહના મધ્યમાં સૂર્ય ચંદ્ર હોય, તો તે આંધળો થાય છે. અથવા સાતમે ચંદ્રમા હોય, તે ચંદ્ર, મંગળ, પૃષ્ટોદય રાશિના હોય તો પણ આંધળો થાય છે. ॥૮॥

(રણવીર જ્યોતિર્મહા નિબન્ધ) લગ્ને ચંદ્ર હોય, ને તેનો નવમાંશ કર્ક અગર મેષનો આવે, અથવા વૃષભ અગર ધનના પૂર્વ નવમાંશમાં હોય તો નેત્રનો રોગી થાય. વૃષભનો ચંદ્ર ૧૯ અંશે હોય, કે મીનનો ચંદ્ર ૨૦ અંશે લગ્ને હોય, તો નેત્ર પીડા થાય. અથવા કર્ક રાશિમાં સૂર્ય હોય, ચંદ્રમા લગનમાં હોય, અથવા સિંહ રાશિનો ચંદ્ર દશ અંશથી આરંભી સત્તર અંશ પર્યંત લગ્ને હોય, તો નેત્રનો રોગી થાય. અથવા સૂર્ય, ચંદ્રમા કન્યા લગ્નમાં હોય, ને તે ।૪।૧૯।૨૦।૨૧ અંશોમાં હોય તો દૃષ્ટિ રહીત (થોડું દેખનાર) થાય. ॥૯॥ ધનરાશિના સૂર્ય, ચંદ્ર લગ્નમાં હોય, ને તે ।૯।૨૧।૨૨। અંશમાં હોય તો દૃષ્ટિહીન થાય છે. અને કુંભ રાશિમાં સૂર્ય, ચંદ્ર લગ્ને ।૨૦।૨૧।૨૨।૫। અંશે હોય, તો નેત્ર હીન થાય છે. અથવા ક્ષીણ ચંદ્ર ને ગુરૂ ન જોતો હોય અને શનિ જોતો હોય તો નેત્ર રોગી થાય. ધન ભાવમાં સૂર્ય હોય, ને સૂર્યથી બીજા ભાવમાં બે પાપગ્રહ હોય, અથવા બીજે ચંદ્રમા હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો નેત્ર રોગી થાય છે. ॥૧૦॥ લગ્નમાં પાપગ્રહ હોય, અને લગ્નનો સ્વામી પાપગ્રહની રાશિમાં હોય, અથવા પાપગ્રહના મધ્યમાં સૂર્ય, ચંદ્ર રહ્યા હોય તો

અંધ થાય છે. સૂર્ય કે ચંદ્રથી સાતમે મંગળ હોય, અથવા ચંદ્રથી છઠ્ઠે ઉદયનો મંગળ હોય તો આંધળો થાય છે ॥૧૧॥ વૃષભ રાશિનો ચંદ્ર, ૭ અંશથી તે દશ અંશનો સુધી અંધ ભાગ થાય. મિથુનમાં નવ અંશથી આરંભી પંદર અંશ પર્યંત અંધ ભાગ હોય. કર્ક અને સિંહમાં ૧૮–૨૭–૨૮ માં અંધ ભાગ હોય છે. અને વૃશ્ચિકમાં ૨૭।૨૮।૧૬।૧૦ અંશ પર્યંત અંશ ભાગ હોય, ॥૧૨॥ મકરમાં ૧૬ થી આરંભી ૧૯ પર્યંત અંધ ભાગ હોય, કુંભમાં ।૮।૧૦।૧૮।૧૯ અંધ ભાગ હોય સૂર્ય ચંદ્રના તે અંધ ભાગ હોય ॥૧૩॥ ક્ષીણ ચંદ્ર હોય તો વિશેષ કહે છે. વૃષભમાં ૨૧।૨૨।૨૪।૨૯ અંધ ભાગ હોય અને કર્ક રાશિમાં ૧૯।૨૦ અંધ ભાગ હોય છે, સિંહમાં દશથી ૧૬ સુધી અંધ ભાગ હોય છે. કન્યામાં ૧૯ થી ૨૧ સુધી અંધ ભાગ હોય ॥૧૪॥ ધનમાં ૨૦ થી ૨૩ સુધી અંધ ભાગ હોય છે. અને કુંભમાં ૧૧।૨।૪।૫।૬ અંધ ભાગ હોય છે. સૂર્યની રાશિમાં રહેલો ચંદ્ર, પોતાના અંધ ભાગને જોતો હોય, તેથી અથવા ગ્રહોની દૃષ્ટિ થકી ફળ કહેવું ॥૧૫॥ ઉપર કહેલા અંધ ભાગોમાં ચંદ્ર, સૂર્ય હોય, ને લગ્નમાં બેઠા હોય અથવા બીજે, બારમે રહ્યા હોય તો નેત્રનો નાશ થાય છે ॥૧૬॥ સૂર્ય, અને ચંદ્રમાને ગુરૂ, શુક્ર જોતા હોય તો નેત્રનો અલ્પ રોગ થાય છે. અને બુધ જોતો હોય તો રાત્રીએ અંધ થાય છે. અથવા પાપીગ્રહો જોતા હોય તો નેત્રનો નાશ કરે છે ॥૧૭॥ ત્રીજા ભાવમાં ચંદ્ર, સૂર્ય હોય અથવા કેન્દ્રમાં હોય તો અંધ થાય છે. અથવા મંગળ કેન્દ્રમાં પાપગ્રહની રાશિમાં હોય તોપણ અંધ થાય છે. ।૬।૮। ૧૨ મે શુભગ્રહ હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, અને શનિની રાશિમાં સૂર્ય હોય તો નેત્ર વિકાર થાય છે ॥૧૮॥ (બૃહજ્જાતક) સૂર્ય, ચંદ્ર, મંગળ, શનિ, લગ્નથી આઠમે, છઠ્ઠે, બીજે કે બારમે હોય તો એમનો જે બળવાન ગ્રહ હોય, તેના કારણથી આંધળો થાય. ॥૧૯॥

બુદ્ધિ યોગ (હોરા રત્ન) બુધ, ગુરૂ ને શુક્ર, તેમાંથી કોઈ પણ ગ્રહ, પાંચમાને જોતો હોય, અને પાંચમાનો સ્વામી બળવાન હોય તો બુદ્ધિમાન, શાસ્ત્ર જાણનાર, થાય છે ॥૧॥ પાંચમા ભાવમાં શુભગ્રહો ઉચ્ચના કે બળવાન હોય, ને પાંચમાનો સ્વામી પણ તેવો જ હોય તો પુરૂષોમાં ઉત્તમ, બુદ્ધિમાન થાય છે. ॥૨॥ લગ્નમાં, ધનમાં ને પાંચમે શુભગ્રહ હોય તો તે માણસ બુદ્ધિમાન, કાવ્યનો કરનાર, ને તેજસ્વી થાય છે. ॥૩॥

(બુદ્ધિ રહિત યોગો) પાંચમે પાપગ્રહો શત્રુની રાશિના હોય, કે નીચ રાશિમાં હોય તો તે માણસ મૂર્ખ થાય છે ॥૧॥ પાંચમે પાપગ્રહ,

અથવા શુભગ્રહ, નીચેનો થઇને રહ્યો હોય તો બળ રહિત મહા મૂર્ખ થાય છે ॥૨॥ સૂર્ય, ચંદ્ર, રાહુ ને શનિ તેમાંથી એક ગ્રહ પાંચમે હોય, ને પાંચમાનો સ્વામી અસ્તનો હોય, તો મહા મૂર્ખ થાય છે ॥૩॥ પાંચમાનો સ્વામિ અસ્તનો હોય ને સૂર્ય શનિ કે રાહુ જોતા હોય કે સાથે હોય તો મહા મૂર્ખ થાય છે. ॥ ૪ ॥ પાંચમાનો સ્વામી છઠ્ઠે આઠમે અસ્તનો હોય, ને પાંચમા ને પાપગ્રહો જોતા હોય કે પાંચમામાં બેઠા હોય તો મૂર્ખ થાય છે. ॥ ૫ ॥

**સારી યા નઠારી આબરૂના યોગો (સર્વાર્થ ચિંતામણિ.)** લગ્નનો સ્વામી દશમે હોય, અને લગ્નમાં સૂર્ય શુભગ્રહોની સાથે હોય, લગ્નનો સ્વામી ઉચ્ચનો હોય, તો સત્કીર્તિ (સારી ઇજત) યોગ થાય છે. એ પ્રમાણે પંડિતો કહે છે ॥૧॥ લગ્નમાં પાપગ્રહો હોય, અને નવમાંશનો સ્વામી રાહુ સાથે કેન્દ્રમાં હોય, દશમે પાપગ્રહ હોય, અને લગ્નમાં નીચ રાશિનો ગ્રહ હોય, ને તેને સૂર્ય જોતો હોય તો દુષ્કીર્તિ યોગ થાય છે. ॥૨॥

**બંધન યોગો (કેદખાનાના યોગો) (હોરા રત્ન)** બીજે, પાંચમે, બારમે, ને નવમે પાપગ્રહો હોય તો બંધન યોગ થાય છે. તેમાં પણ ધન, વૃષભ ને મેષ લગ્ન હોય તો દોરડાથી બંધન થાય છે. ॥૧॥ મિથુન, કન્યા, તુલા કે કુંભ લગ્ન હોય તો બેડીથી બંધન થાય છે. ॥૨॥

**હૃદ્યોગ (સુખ નાશ કરનાર યોગો) (ભાવ કુતૂહલ)** જન્મકાળમાં બધા ગ્રહો નીચ રાશિમાં હોય તો હૃદ્યસંજ્ઞક યોગ થાય છે. ને તે હૃદ્યોગમાં જન્મેલો માણસ વિકલ, વૈભવ રહિત, શત્રુથી પરાજય પામનાર, હમ્મેશાં શઠ થાય છે. ॥૧॥

**ફણી યોગ.** કુંભનો સૂર્ય, મેષનો શનિ, વૃશ્ચિકનો ચંદ્ર, અને નીચનો શુક્ર હોય, તો ફણી સંજ્ઞક યોગ થાય છે. ને તે યોગ શ્રેષ્ટ માણસ ને કળા રહિત કરે છે ॥૨॥ **કાકયોગ.** મેષનો શુક્ર અથવા શનિ હોય, વૃષભ રાશિનો સૂર્ય, અને મેષનો ચંદ્ર હોય, ને કર્ક રાશિમાં મંગળ હોય તો કાકયોગ થાય છે. તેમાં જન્મેલો માણસ વૈભવ રહિત થાય છે ॥૩॥ **હુતાશન યોગ.** શનિ, મંગળ, ચંદ્ર, બુધ, તે ગ્રહો નીચ રાશિના હોય, અને મકરનો શુક્ર હોય તો હુતાશન યોગ થાય છે. તે યોગ બહુ સંતાપ કરાવે છે. સુખ આપતો નથી ॥૪॥ (હોરારત્ન) સાતમાનો સ્વામી છઠ્ઠે હોય તો સઘળા સુખનો નાશ કરે છે. ને લગ્નનો સ્વામી સૂર્ય ભેગો હોય અને પાંચમે પાપગ્રહ હોય તો સુખનો નાશ કરે છે ॥૫॥ લગ્નનો સ્વામી ને

અંધ થાય છે. સૂર્ય કે ચંદ્રથી સાતમે મંગળ હોય, અથવા ચંદ્રથી છઠ્ઠે ઉદયનો મંગળ હોય તો આંધળો થાય છે ॥૧૧॥ વૃષભ રાશિનો ચંદ્ર, ૭ અંશથી તે દશ અંશનો સુધી અંધ ભાગ થાય. મિથુનમાં નવ અંશથી આરંભી પંદર અંશ પર્યંત અંધ ભાગ હોય. કર્ક અને સિંહમાં ૧૮–૨૭–૨૮ માં અંધ ભાગ હોય છે. અને વૃશ્ચિકમાં ૨૭।૨૮।૯।૧૦ અંશ પર્યંત અંશ ભાગ હોય, ॥૧૨॥ મકરમાં ૧૬ થી આરંભી ૧૯ પર્યંત અંધ ભાગ હોય, કુંભમાં ।૮।૧૦।૧૮।૧૯ અંધ ભાગ હોય સૂર્ય ચંદ્રના તે અંધ ભાગ હોય ॥૧૩॥ ક્ષીણુ ચંદ્ર હોય તો વિશેષ કહે છે. વૃષભમાં ૨૧।૨૨।૨૯ અંધ ભાગ હોય અને કર્ક રાશિમાં ૧૯।૨૦। અંધ ભાગ હોય છે, સિંહમાં દશથી ૧૬ સુધી અંધ ભાગ હોય છે. કન્યામા ૧૯ થી ૨૧ સુધી અંધ ભાગ હોય ॥૧૪॥ ધનમાં ૨૦ થી ૨૩ સુધી અંધ ભાગ હોય છે. અને કુંભમાં ૧।૨।૪।૫। અંધ ભાગ હોય છે. સૂર્યની રાશિમાં રહેલો ચંદ્ર, પોતાના અંધ ભાગને જોતો હોય, તેથી અથવા ગ્રહોની દૃષ્ટિ થકી ફળ કહેવું ॥૧૫॥ ઉપર કહેલા અંધ ભાગોમાં ચંદ્ર, સૂર્ય હોય, ને લગ્નમાં બેઠા હોય અથવા બીજે, બારમે રહ્યા હોય તો નેત્રનો નાશ થાય છે ॥૧૬॥ સૂર્ય, અને ચંદ્રમાને ગુરૂ, શુક્ર જોતા હોય તો નેત્રનો અલ્પ દોષ થાય છે. અને બુધ જોતો હોય તો રાત્રીએ અંધ થાય છે. અથવા પાપીગ્રહો જોતા હોય તો નેત્રનો નાશ કરે છે ॥૧૭॥ ત્રીજા ભાવમાં ચંદ્ર, સૂર્ય હોય અથવા કેન્દ્રમાં હોય તો અંધ થાય છે. અથવા મંગળ કેન્દ્રમાં પાપગ્રહની રાશિમાં હોય તોપણુ અંધ થાય છે. ।૬।૮। ૧૨ મે શુભગ્રહ હોય, ને તેને પાપગ્રહો જોતા હોય, અને શનિની રાશિમાં સૂર્ય હોય તો નેત્ર વિકાર થાય છે ॥૧૮॥ (બૃહજ્જાતક) સૂર્ય, ચંદ્ર, મંગળ, શનિ, લગ્નથી આઠમે, છઠ્ઠે, બીજે કે બારમે હોય તો એમાંનો જે બળવાન ગ્રહ હોય, તેના કારણથી આંધળો થાય. ॥૧૯॥

**બુદ્ધિ યોગ** (હોરા રત્ન) બુધ, ગુરૂ ને શુક્ર, તેમાંથી કોઈ પણ ગ્રહ, પાંચમાને જોતો હોય, અને પાંચમાનો સ્વામી બળવાન હોય તો બુદ્ધિમાન, શાસ્ત્ર જાણનાર, થાય છે ॥૧॥ પાંચમા ભાવમાં શુભગ્રહો ઉચ્ચના કે બળવાન હોય, ને પાંચમાનો સ્વામી પણ તેવો જ હોય તો પુરૂષોમાં ઉત્તમ, બુદ્ધિમાન થાય છે. ॥૨॥ લગ્નમાં, ધનમાં ને પાંચમે શુભગ્રહ હોય તો તે માણસ બુદ્ધિમાન, કાવ્યનો કરનાર, ને તેજસ્વી થાય છે. ॥૩॥

**(બુદ્ધિ રહિત યોગો)** પાંચમે પાપગ્રહો શત્રુની રાશિના હોય, કે નીચ રાશિમાં હોય તો તે માણસ મૂર્ખ થાય છે ॥૧॥ પાંચમે પાપગ્રહ,

અથવા શુભગ્રહ, નીચેનો થઇને રહ્યો હોય તો બળ રહિત મહા મૂર્ખ થાય છે ॥૨॥ સૂર્ય, ચંદ્ર, રાહુ ને શનિ તેમાંથી એક ગ્રહ પાંચમે હોય, ને પાંચમાનો સ્વામી અસ્તનો હોય, તો મહા મૂર્ખ થાય છે ॥૩॥ પાંચમાનો સ્વામિ અસ્તનો હોય ને સૂર્ય શનિ કે રાહુ જોતા હોય કે સાથે હોય તો મહા મૂર્ખ થાય છે. ॥ ૪ ॥ પાંચમાનો સ્વામી છઠ્ઠે આઠમે અસ્તનો હોય, ને પાંચમા ને પાપગ્રહો જોતા હોય કે પાંચમામાં બેઠા હોય તો મૂર્ખ થાય છે. ॥ ૫ ॥

**સારી યા નઠારી આબરૂના યોગો (સર્વાર્થ ચિંતામણિ.)**
લગ્નનો સ્વામી દશમે હોય, અને લગ્નમાં સૂર્ય શુભગ્રહોની સાથે હોય, લગ્નનો સ્વામી ઉચ્ચનો હોય, તો સત્કીર્તિ (સારી ઇજ્જત) યોગ થાય છે. એ પ્રમાણે પંડિતો કહે છે ॥૧॥ લગ્નમાં પાપગ્રહો હોય, અને નવમાંશનો સ્વામી રાહુ સાથે કેન્દ્રમાં હોય, દશમે પાપગ્રહ હોય, અને લગ્નમાં નીચ રાશિનો ગ્રહ હોય, ને તેને સૂર્ય જોતો હોય તો દુષ્કીર્તિ યોગ થાય છે. ॥૨॥

**બંધન યોગો (કેદખાનાના યોગો) (હોરા રત્ન)** બીજે, પાંચમે, બારમે, ને નવમે પાપગ્રહો હોય તો બંધન યોગ થાય છે. તેમાં પણ ધન, વૃષભ ને મેષ લગ્ન હોય તો દોરડાથી બંધન થાય છે. ॥૧॥ મિથુન, કન્યા, તુલા કે કુંભ લગ્ન હોય તો બેડીથી બંધન થાય છે. ॥૨॥

**હદયોગ (સુખ નાશ કરનાર યોગો) (ભાવ કુતૂહલ)** જન્મકાળમાં બધા ગ્રહો નીચ રાશિમાં હોય તો હદ્દયસંજ્ઞક યોગ થાય છે. ને તે હદયોગમાં જન્મેલો માણસ વિકલ, વૈભવ રહિત, શત્રુથી પરાજય પામનાર, હમ્મેશાં શઠ થાય છે. ॥૧॥

**ફણી યોગ.** કુંભનો સૂર્ય, મેષનો શનિ, વૃશ્ચિકનો ચંદ્ર, અને નીચનો શુક્ર હોય, તો ફણી સંજ્ઞક યોગ થાય છે. ને તે યોગ શ્રેષ્ટ માણસ ને કળા રહિત કરે છે ॥૨॥ **કાકયોગ.** મેષનો શુક્ર અથવા શનિ હોય, વૃષભ રાશિનો સૂર્ય, અને મેષનો ચંદ્ર હોય, ને કર્ક રાશિમાં મંગળ હોય તો કાકયોગ થાય છે. તેમાં જન્મેલો માણસ વૈભવ રહિત થાય છે ॥૩॥ **હુતાશન યોગ.** શનિ, મંગળ, ચંદ્ર, બુધ, તે ગ્રહો નીચ રાશિના હોય, અને મકરનો શુક્ર હોય તો હુતાશન યોગ થાય છે. તે યોગ બહુ સંતાપ કરાવે છે. સુખ આપતો નથી ॥૪॥ (હોરારત્ન) સાતમાનો સ્વામી છઠ્ઠે હોય તો સઘળા સુખનો નાશ કરે છે. ને લગ્નનો સ્વામી સૂર્ય ભેગો હોય અને પાંચમે પાપગ્રહ હોય તો સુખનો નાશ કરે છે ॥૫॥ લગ્નનો સ્વામી ને

સાતમાનો સ્વામી છઠ્ઠે હોય ને બળવાન પાપગ્રહ પાંચમે હોય અને ગુરૂને શુક્ર અસ્તના હોય તો તે માણસ સુખથી રહિત થાય છે. ॥૬॥

ચોર યોગો—લગ્ને ત્રીજે અગીયારમે પાપગ્રહો હોય ને નીચ ગ્રહો જોતા હોય તો ચોર થાય છે. ॥૧॥ ત્રીજાનો સ્વામી નીચનો હોય કે નીચ ગ્રહના ભેગો હોય યા લગ્નમાં નીચનો થઈને રહેલો હોય તો ચોર થાય. ॥૨॥ ત્રીજે ભાવે નીચ રાશિ હોય ને નીચગ્રહ જોતો હોય તો ચોર થાય. ત્રીજે ભાવે શનિ હોય ને પાપગ્રહ જોતો હોય તો અવશ્ય ચોર થાય. ॥૩॥ ત્રીજે નીચના મંગળ, રાહુ, કે શનિ હોય ને ત્રીજાનો સ્વામી નીચનો હોય તો ચોર થાય છે. ॥૪॥ બારમે કે બીજે પાપગ્રહ હોય અને તે ભાવોના સ્વામી નીચના હોય તો ચોર થાય છે. ત્રીજે ભાવે પાપગ્રહ હોય ને તે ભાવનો સ્વામી નીચનો હોય તો અવસ્ય ચોર થાય છે. ॥૫॥ ત્રીજાનો સ્વામી અગીયારમે નીચનો હોય ને લગ્નનો સ્વામી બારમે હોય તો અહુ નીચ ચોર થાય છે. ॥૬॥ લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, લગ્નમાં નીચ રાશિ હોય અને ત્રીજાનો સ્વામી બારમે નિર્બળી હોય તો ચોર થાય છે. ॥૭॥ લગ્ન ને અગીયારમાનો સ્વામી નીચનો થઇ પાપગ્રહ ભેગો હોય અથવા અગીયારમાનો સ્વામી નીચનો થઇ ત્રીજા સ્થાનમાં હોય તો પણ ચોરોનો ઉપરી થાય છે, ॥૮॥ સાતમે વા ચોથે શનિ મંગળ ને બુધ હોય અને પૂર્ણ દૃષ્ટિથી ચંદ્રમા જોતો હોય તો મોટો ચોર થાય છે. ॥૯॥

કપટ યોગો (શંભુહોરા પ્રકાશ.)—જેના જન્મકાળમાં બુધ યુક્ત મંગળ હોય તો કપટી થાય છે. બળવાન બુધ પાપગ્રહો ભેગો થઇને નવમે રહ્યો હોય તો કપટી થાય છે. ત્રીજે મંગળ, અને ચોથા ભાવનો સ્વામી ને નવમાનો સ્વામી છઠ્ઠે હોય તો કપટી થાય છે. અથવા મેષનો બુધ હોય તો કપટી થાય છે. ॥૧॥

પાપયોગો. (હોરારત્ન.)—બારમે ભાવે પાપગ્રહની રાશિમાં પાપગ્રહ હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો મહા પાપી થાય છે. એમાં કંઇ સંશય ન સમજવો. ॥૧॥ ધન ભાવમાં શનિ હોય, બારમે રાહુ, અને લગ્નમાં ગુરૂ હોય, તો બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થયો હોય તો પણ મહાપાપી થાય છે. ॥ ૨ ॥ આઠમે સૂર્ય ચંદ્ર, સાતમે શુક્ર, અને ધનભાવમાં રાહુ મંગળ ને ગુરૂ હોય તો બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થયો હોય તો પણ પાપી થાય છે. ॥ ૩ ॥ લગ્નમાં કે નવમા ભાવમાં પાપગ્રહ હોય, ને લગ્નનો સ્વામી પણ પાપગ્રહ હોય, તો તે માણસ પાપી થાય છે. ॥ ૪ ॥ લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, અથવા

લગ્નમાં પાપગ્રહ હોય, ને દશમાનો સ્વામી નીચનો હોય તો પાપી થાય છે. ॥૫॥ લગ્નમાં સૂર્ય અને શનિ હોય, અને તે ઉચ્ચના અથવા નીચના હોય, ને ચોથે પાપગ્રહ હોય તો પાપી થાય છે. તેમાં કાંઈ સંશય નથી. ॥૬॥

**મહાપાતક યોગ. (માનસાગરી પદ્ધતિ.)**—રાહુના ભેગો ચંદ્ર હોય, ને તેના ભેગો પાપગ્રહ હોય, અને ગુરુ જોતો હોય તો મહાપાતક યોગ થાય છે. આ યોગમાં જન્મેલો શુક્ર જેવો હોય, તો પણ મહાપાપી થાય છે.

**બ્રહ્મઘાતી યોગ**—સૂર્યના ભેગો મંગળ હોય, અથવા શનિના ભેગો ગુરુ હોય, તો અઠ્ઠાવીસમે વર્ષે બ્રહ્મહત્યા કરનારો થાય છે. એમાં કંઈ સંશય સમજવો નહિ. ॥૧॥

**ચાંડાલ યોગ. (સર્વાર્થ ચિન્તામણિ.)**—ગુરુ, કેતુ અથવા રાહુ ભેગો હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો ચાંડાલ યોગ થાય છે. ને તે ગુરુ, નીચના નવમાંશમાં અગર નીચ રાશિનો હોય, તો બ્રાહ્મણ હોય પણ ચાંડાલ થાય છે. ॥૧॥

**જાતિભ્રંશ મ્લેચ્છાદિ યોગો. (હોરારત્ન)**—દ્વિઃસ્વભાવનું લગ્ન હોય, ને તેમાં શનિ હોય, ને શનિના ઘરમાં લગ્નનો સ્વામી હોય તો પુરુષજાતિ ભ્રષ્ટ થાય છે. ॥૧॥ નીચ રાશિનો પાપગ્રહ લગ્નમાં નિર્બળ હોય, અને બારમે શનિ રાહુ હોય, તો તે દારૂ પીનારો થાય છે. ॥૨॥ લગ્નમાં, બારમે, ને ધન (બીજા) ભાવમાં ક્રૂરગ્રહ હોય, ને લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, તો તે માણસ મ્લેચ્છ થાય છે. ॥૩॥ ધન સ્થાનમાં શનિ, અને પાંચમે રાહુ ને મંગળ, આઠમે સૂર્ય ચંદ્ર હોય તો બ્રાહ્મણનો પુત્ર હોય તોપણ દારૂ પીનારો, વેશ્યા ઉપર પ્રીતિ રાખનાર, ને ૨૦ મા વર્ષે મ્લેચ્છ થાય. ॥૪॥૫॥ બીજે શનિ, ને આઠમે ચંદ્ર હોય તો બ્રાહ્મણ પુત્ર પણ મ્લેચ્છ થાય છે. ॥૬॥ લગ્નમાં કે આઠમે શનિ હોય, ને ચોથે કે આઠમે મંગળ હોય તો જાતિભ્રષ્ટ થાય ને બહુ પાપો કરનારો થાય, ॥૭॥ લગ્નનો સ્વામી બારમે શનિ ભેગો હોય, ને લગ્નમાં રાહુ હોય તો તે જાતિભ્રષ્ટ થાય છે. ॥૮॥ લગ્નમાં બધા પાપ ગ્રહ હોય, ને લગ્નનો સ્વામી અસ્તનો હોય તો જાતિભ્રષ્ટ થાય છે. ॥૯॥ ગુરુ, બુધ, શુક્ર, ચંદ્ર વક્ર ગતિના હોય, અને ક્રૂર ગ્રહો સાથે બેઠા હોય કે દૃષ્ટિ કરતા હોય; લગ્નનો સ્વામી નિર્બળ હોય વા અસ્તનો હોય

સાતમાનો સ્વામી છઠ્ઠે હોય ને બળવાન પાપગ્રહ પાંચમે હોય અને ગુરુને શુક્ર અસ્તના હોય તો તે માણસ સુખથી રહિત થાય છે. ॥૬॥

ચોર યોગો—લગ્ને ત્રીજે અગીયારમે પાપગ્રહો હોય ને નીચ ગ્રહો જોતા હોય તો ચોર થાય છે. ॥૧॥ ત્રીજાનો સ્વામી નીચનો હોય કે નીચ ગ્રહના ભેગો હોય યા લગ્નમાં નીચનો થઇને રહેલો હોય તો ચોર થાય. ॥૨॥ ત્રીજે ભાવે નીચ રાશિ હોય ને નીચગ્રહ જોતો હોય તો ચોર થાય. ત્રીજે ભાવે શનિ હોય ને પાપગ્રહ જોતો હોય તો અવશ્ય ચોર થાય. ॥૩॥ ત્રીજે નીચના મંગળ, રાહુ, કે શનિ હોય ને ત્રીજાનો સ્વામી નીચનો હોય તો ચોર થાય છે. ॥૪॥ બારમે કે બીજે પાપગ્રહ હોય અને તે ભાવોના સ્વામી નીચના હોય તો ચોર થાય છે. ત્રીજે ભાવે પાપગ્રહ હોય ને તે ભાવનો સ્વામી નીચનો હોય તો અવશ્ય ચોર થાય છે. ॥૫॥ ત્રીજાનો સ્વામી અગીયારમે નીચનો હોય ને લગ્નનો સ્વામી બારમે હોય તો ગઠ્ઠ નીચ ચોર થાય છે. ॥૬॥ લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, લગ્નમાં નીચ રાશિ હોય અને ત્રીજાનો સ્વામી બારમે નિર્બળી હોય તો ચોર થાય છે. ॥૭॥ લગ્ન ને અગીયારમાનો સ્વામી નીચનો થઇ પાપગ્રહ ભેગો હોય અથવા અગીયારમાનો સ્વામી નીચનો થઇ ત્રીજા સ્થાનમાં હોય તો પણ ચોરોનો ઉપરી થાય છે, ॥૮॥ સાતમે વા ચોથે શનિ મંગળ ને બુધ હોય અને પૂર્ણ દૃષ્ટિથી ચંદ્રમા જોતો હોય તો મોટો ચોર થાય છે. ॥૯॥

કપટ યોગો (શંભુહોરા પ્રકાશ.)—જેના જન્મકાળમાં બુધ યુક્ત મંગળ હોય તો કપટી થાય છે. બળવાન બુધ પાપગ્રહો ભેગો થઇને નવમે રહ્યો હોય તો કપટી થાય છે. ત્રીજે મંગળ, અને ચોથા ભાવનો સ્વામી ને નવમાનો સ્વામી છઠ્ઠે હોય, તો કપટી થાય છે. અથવા મેષનો બુધ હોય તો કપટી થાય છે. ॥૧॥

પાપયોગો. (હોરારત્ન.)—બારમે ભાવે પાપગ્રહની રાશિમાં પાપગ્રહ હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો મહા પાપી થાય છે. એમાં કંઇ સંશય ન સમજવો. ॥૧॥ ધન ભાવમાં શનિ હોય, બારમે રાહુ, અને લગ્નમાં ગુરુ હોય, તો બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થયો હોય તો પણ મહાપાપી થાય છે. ॥ ૨ ॥ આઠમે સૂર્ય ચંદ્ર, સાતમે શુક્ર, અને ધનભાવમાં રાહુ મંગળ ને ગુરુ હોય તો બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થયો હોય તો પણ પાપી થાય છે. ॥ ૩ ॥ લગ્નમાં કે નવમા ભાવમાં પાપગ્રહ હોય, ને લગ્નનો સ્વામી પણ પાપગ્રહ હોય, તો તે માણસ પાપી થાય છે. ॥ ૪ ॥ લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, અથવા

લગ્નમાં પાપગ્રહ હોય, ને દશમાનો સ્વામી નીચનો હોય તો પાપી થાય છે. ાા૫ાા લગ્નમાં સૂર્ય અને શનિ હોય, અને તે ઉચ્ચના અથવા નીચના હોય, ને ચોથે પાપગ્રહ હોય તો પાપી થાય છે. તેમાં કાંઈ સંશય નથી. ાા૬ાા

**મહાપાતક યોગ. ( માનસાગરી પદ્ધતિ.)**—રાહુના ભેગો ચંદ્ર હોય, ને તેના ભેગો પાપગ્રહ હોય, અને ગુરૂ જોતો હોય તો મહાપાતક યોગ થાય છે. આ યોગમાં જન્મેલો શુક્ર જેવો હોય, તો પણ મહાપાપી થાય છે.

**બ્રહ્મઘાતી યોગ**—સૂર્યના ભેગો મંગળ હોય, અથવા શનિના ભેગો ગુરૂ હોય, તો અઠ્ઠાવીસમે વર્ષે બ્રહ્મહત્યા કરનારો થાય છે. એમાં કંઈ સંશય સમજવો નહિ. ાા૧ાા

**ચાંડાલ યોગ. (સર્વાર્થ ચિન્તામણિ.)**—ગુરૂ, કેતુ અથવા રાહુ ભેગો હોય, ને તેને પાપગ્રહો જોતા હોય તો ચાંડાલ યોગ થાય છે. ને તે ગુરૂ, નીચના નવમાંશમાં અગર નીચ રાશિનો હોય, તો બ્રાહ્મણ હોય પણ ચાંડાલ થાય છે. ાા૧ાા

**જાતિભ્રંશ મ્લેચ્છાદિ યોગો. ( હોરારત્ન )**—દ્વિઃસ્વભાવનું લગ્ન હોય, ને તેમાં શનિ હોય, ને શનિના ઘરમાં લગ્નનો સ્વામી હોય તો પુરૂષજાતિ ભ્રષ્ટ થાય છે. ાા૧ાા નીચ રાશિનો પાપગ્રહ લગ્નમાં નિર્બળ હોય, અને બારમે શનિ રાહુ હોય, તો તે દારૂ પીનારો થાય છે. ાા૨ાા લગ્નમાં, બારમે, ને ધન ( બીજા ) ભાવમાં ક્રૂરગ્રહ હોય, ને લગ્નનો સ્વામી પાપગ્રહ ભેગો હોય, તો તે માણસ મ્લેચ્છ થાય છે. ાા ૩ ાા ધન સ્થાનમાં શનિ, અને પાંચમે રાહુ ને મંગળ, આઠમે સૂર્ય ચંદ્ર હોય તો બ્રાહ્મણનો પુત્ર હોય તોપણ દારૂ પીનારો, વેશ્યા ઉપર પ્રીતિ રાખનાર, ને ૨૦ મા વર્ષે મ્લેચ્છ થાય. ાા ૪ ાા ૫ ાા બીજે શનિ, ને આઠમે ચંદ્ર હોય તો બ્રાહ્મણ પુત્ર પણ મ્લેચ્છ થાય છે. ાા ૬ ાા લગ્નમાં કે આઠમે શનિ હોય, ને ચોથે કે આઠમે મંગળ હોય તો જાતિભ્રષ્ટ થાય ને બહુ પાપો કરનારો થાય, ાા૭ાા લગ્નનો સ્વામી બારમે શનિ ભેગો હોય, ને લગ્નમાં રાહુ હોય તો તે જાતિભ્રષ્ટ થાય છે. ાા ૮ ાા લગ્નમાં બધા પાપ ગ્રહ હોય, ને લગ્નનો સ્વામી અસ્તનો હોય તો જાતિભ્રષ્ટ થાય છે. ાા૯ાા ગુરૂ, બુધ, શુક્ર, ચંદ્ર વક્ર ગતિના હોય, અને ક્રૂર ગ્રહો સાથે બેઠા હોય કે દૃષ્ટિ કરતા હોય; લગ્નનો સ્વામી નિર્બળ હોય વા અસ્તનો હોય

તો દારૂ, માંસ ખાનાર થાય છે. ॥ ૧૦ ॥ ગુરૂ અને શુક્ર, પાપગ્રહો ભેગા હોય, અને ચંદ્ર નીચેનો હોય, અને દશામાનો સ્વામી નીચનો હોય તો જાતિભ્રષ્ટ થાય છે. ॥ ૧૧ ॥ ગુરૂ સ્ત્રી સાથે ગમન કરનાર, રાજાની સ્ત્રી, બહેન, પોતાના કુટુંબની સ્ત્રી, માસી, સાસુ, ભાઈની સ્ત્રી, બ્રાહ્મણની વિધવા સ્ત્રી, નહિ ગમન કરવા લાયક સ્ત્રી, વિગેરે સાથે ગમન કરનાર, પશુ ગમન ને મદ્યમાંસ ખાનાર, તાડી પીનાર, બ્રાહ્મણની નિન્દા કરનાર, બ્રાહ્મણને મારનાર, તેટલા પુરૂષોને જાતિભ્રષ્ટ કહે છે. બીજાં દુષ્ટ કામો કરવાં તે પણ જાતિભ્રષ્ટનાં લક્ષણ છે. વર્ણશંકર ધર્મનું લક્ષણ વિષ્ટા માફક અપવિત્ર છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥

## નિર્બળ, બળવાન, પારકી સ્ત્રીમાં પ્રીતિ વગેરે યોગો.

શનિ, ચંદ્ર, સાતમે હોય, અથવા સાતમાને જોતા હોય તો તે કામાતુર તથા પારકી સ્ત્રીમાં પ્રીતિવાળો થાય છે. ॥ ૧ ॥ સાતમાનો સ્વામી અગીયારમે હોય, અને સાતમે બુધ હોય તો તે પુરૂષ કામાતુર થાય છે. અને પારકી સ્ત્રીમા લંપટ થાય છે. ॥ ૨ ॥ સાતમા ભાવમા ચંદ્ર, બુધ, શુક્ર, શનિ હોય, અથવા તે ગ્રહો સાતમાને જોતા હોય, તો પણ કામાતુર, પરસ્ત્રી વિશે લંપટ થાય છે. ॥ ૩ ॥ સાતમા ભાવમાં સૂર્ય ગુરૂ ને મંગળ હોય, અથવા સાતમાને તે ગ્રહો જોતા હોય તો પણ કામાતુર થાય છે. પણ હમ્મેશા પારકી સ્ત્રીનો ત્યાગ કરનાર થાય છે. ॥ ૪ ॥ સાતમાને ગુરૂ જોતો હોય, અને લગ્નને મંગળ જોતો હોય, તો કામાતુર હોય પણ પરસ્ત્રીથી રહિત હોય છે. ॥ ૫ ॥ સાતમાનો સ્વામી ઉચ્ચનો, યા પોતાના નવમાંશમાં બળવાન હોય પાપગ્રહ ન જોતા હોય તો તે માણસ લંપટ થતો નથી. ॥૬॥ સાતમાનો સ્વામી નીચનો હોય, યા નીચ ગ્રહના ભેગો હોય, ને સાતમા ભાવને પાપગ્રહો જોતા હોય કે સાતમામાં બેઠા હોય તો લંપટ થાય છે. ॥ ૭ ॥ સાતમાનો સ્વામી લગ્નમાં હોય, ને લગ્નનો સ્વામી સાતમે હોય, અને ચંદ્રમા જોતો હોય તો તે માણસ ચચળ નેંધણી સ્ત્રીયોમાં પ્રીતિ રાખનારો થાય છે. ॥ ૮ ॥ સાતમે બહુ પાપગ્રહો હોય તો તે માણસ સુખ રહીત થાય છે ને સાતમાનો સ્વામી નિર્મળ હોય તો બળ રહીત થાય છે ॥ ૯ ॥ લગ્નનો સ્વામી નિર્મળ હોય, ને સાતમે પાપગ્રહ હોય તો નિર્બળ થાય છે. ॥ ૧૦ ॥

## જારજાત યોગ (વ્યભિચારથી જન્મયોગ) જાતકાલંકારે.

નવમા અને આઠમા ભાવનો સ્વામી શનિ યુક્ત હોય, તો ચંદ્રથી

ઉત્પન્ન થયેલો જાણવો. અને નવમાનો સ્વામી અને આઠમાનો સ્વામી બુધ યુક્ત હોય તો વૈશ્યથી, ઉત્પન્ન થયેલો જાણવો, નવમેશ ને અષ્ટમેશ સૂર્ય યુક્ત હોય તો ક્ષત્રીથી ઉત્પન્ન થયેલો જાણવો અને નવમેશ તથા અષ્ટમેશ ગુરૂ, અથવા શુક્ર યુક્ત હોય તો બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો જાણવો. ગુરૂ, અને શુક્ર, પાપગ્રહની સાથે સાતમે છઠ્ઠે અથવા બીજે હોય તો તે પુરૂષ પરસ્ત્રી ભોગવનારો થાય છે. દશમા અને છઠ્ઠાના સ્વામી દશમા સ્થાને હોય તો તે માણસનો પિતા પરસ્ત્રી ભોગવનારો થાય છે.

**વ્યભિચાર યોગો**—શુક્ર અને બુધ, સાતમા અથવા બારમા ભાવમાં હોય તો તે માણસ વ્યભિચારી થાય છે. શુક્ર ને મંગળ સાતમે અગર દશમે હોય તો પણ વ્યભિચારી થાય છે. શુક્ર અને મંગળ, ચોથે અગર દશમે હોય તો પણ વ્યભિચારી થાય છે. શુક્ર ચંદ્રથી દશમે રહેલો હોય, અને શનિથી ચોથે હોય તો વ્યભિચારી થાય છે. બુધ, શુક્ર અને શનિ, સાતમા અથવા દશમા ભાવમાં હોય અને શુક્ર, પોતાની રાશિમાં હોય, તો તે માણસ નિશ્ચય વ્યભિચારી થાય છે.

**નપુંસક યોગ (હોરારત્ન)**—શુક્ર, શનિ દશમે કે આઠમે હોય ને તેને શુભ ગ્રહો ન જોતા હોય, ને છઠ્ઠે, બારમે, જળચર રાશિમાં શનિ હોય તો નપુંસક થાય છે. ॥૧॥ સાતમાનો સ્વામી પાપગ્રહ ભેગો, વા નીચનો કે અસ્તનો છઠ્ઠે, આઠમે હોય, અને સાતમા ભાવને વિષે પીડત ગ્રહ હોય તો તે નપુંસક થાય. છે. ॥૨॥ સાતમા ભાવમાં નિર્બળ પાપગ્રહ અથવાં શુભગ્રહ હોય, ને સાતમાનો સ્વામી અસ્તનો કે બીજા નવમાંશમાં હોય તો નપુંસક થાય છે. ॥૩॥ લગ્નનો સ્વામી નિર્બળ હોય, અથવા નીચનો હોય. ને નીચ ગ્રહ જોતા હોય, સાતમાનો સ્વામી છઠ્ઠે અસ્તનો હોય તો નપુંસક થાય છે. ॥૪॥ સાતમાનો સ્વામી અસ્તનો હોય, અથવા છઠ્ઠે આઠમે હોય કે અસ્તની રાશિનો હોય, તો નપુંસક થાય છે. ॥૫॥ **બૃહજ્જાતક**—જન્મકાળમાં બેકી રાશિમાં ચંદ્ર હોય ને એકી રાશિમાં સૂર્ય હોય, તે પરસ્પર જોતા હોય. (૧) અથવા બેકી રાશિમાં રહેલો શનિ, ને એકી રાશિમાં રહેલો બુધ પરસ્પર જોતા હોય. (૨) અથવા એકી રાશિમાં રહેલો મંગળ, બેકી રાશિમાં રહેલા સૂર્યને જોતો હોય, (૩) અથવા બેકી રાશિમાં રહેલો મંગળ, એકી રાશિમાં રહેલા લગ્ન ચંદ્રને જોતો હોય. અથવા બેકી રાશિમાં રહેલા ચંદ્રને, અને એકી રાશિમાં રહેલા બુધને મંગળ જોતો હોય. (૫)

અથવા શુક્ર, ચંદ્ર, અને લગ્ન, પુરૂષ રાશિના નવમાંશમાં હોય તો, (૬) નપુંસક યોગ થાય છે. એ પ્રકારે ૭ નપુંસક યોગો છે. ॥૬॥

**રણવીર જ્યોતિર્મહા નિબંધ**—શુક્ર, શનિ, દશમે અથવા આઠમે હોય, ને શુભગ્રહો ન જોતા હોય, તો અને છઠ્ઠે, બારમે, જલચર રાશિનો શનિ હોય તો નપુંસક યોગ થાય છે. ॥૭॥

**મરણ યોગો ( જાતકા ભરણ ).**

**શોષાન્મૃત્યુયોગ**—કન્યા રાશિનો ચંદ્રમા, પાપગ્રહના મધ્યમાં હોય તો શોષણ રોગથી અથવા લોહીના બગડવાથી મરણ થાય છે. ॥ ૧ ॥

**પાશહુતાશનાસ્યાં મૃત્યુયોગ**—આઠમા ભાવમાં ચંદ્ર, શુભગ્રહના મધ્યમાં હોય તો તે માણસનું પડવાથી, અગ્નિથી કે ફાંસીથી મરણ. ॥૨॥

**ભાર્યાકૃત મરણયોગ**—મીન રાશિના લગ્નમાં સૂર્ય હોય, અને સાતમે પાપગ્રહ સાથે ચંદ્ર હોય, તથા મેષનો શુક્ર હોય તો સ્ત્રીથી પોતાના ઘરમાં મરણ પામે છે. એ પ્રમાણે સર્વે જુના મુનિઓ કહે છે. ॥ ૩ ॥

**શુલેન મૃત્યુયોગ**—ક્ષીણ ચંદ્ર, શનિ, દશમે કે ચોથા ભાવમાં હોય, અથવા સૂર્ય, મંગળ દશમે કે ચોથે હોય, અને પહેલે, નવમે, પાંચમે અગીઆરમે પાપગ્રહો હોય તો શુલના રોગથી મરણ પામે છે. ॥૪॥

**કાષ્ટેન મૃત્યુયોગ**—દશમા ભાવમાં મંગળ, ચોથા ભાવમાં સૂર્ય હોય, અને ક્ષીણ ચંદ્રમા તથા શનિ જોતા હોય તો લાકડું વાગવાથી મરણ થાય. તેમ પંડિતો કહે છે. ॥ ૫ ॥

**અનેકરોગૈ મૃત્યુયોગ**—જે માણસના જન્મકાળમાં ક્ષીણ ચંદ્ર, મંગળ, શનિ, સૂર્ય, એ ગ્રહો ।૧૦।૧।૪।૫।માં હોય તો અનેક પ્રકારના રોગોથી મરણ પામે છે. અથવા ।૬।૦।૪।૨।૫। ભાવોમાં હોય તો પણ તેજ પ્રમાણે મૃત્યુ થાય છે. ॥ ૬ ॥

**સર્પ હંતાયોગ ( માનસાગરી પદ્ધતિ )**—જેના જન્મકાળમાં સાતમે શનિ, સૂર્ય ને રાહુ હોય તો ખાટલાને વિષે સુઇ રહ્યો હોય, તો પણ સાપથી પીડા થાય. (અર્થાત્ સર્પ કરડે છે.) ॥૭॥

**વ્યાઘ્ર હંતાયોગ**—જન્મકાળમાં ગુરૂના ઘરનો બુધ હોય, ને શનિના ઘરનો મંગળ હોય તો પચીસમે વર્ષે વગડામાં વાઘથી મરણ પામે છે. ॥૮॥

**અસિઘાતયોગ**—શુક્રના ઘરમાં ચંદ્ર હોય, ને ગુરૂના ઘરમાં શનિ હોય, તો અઠ્ઠાવીસમે વર્ષે તરવારથી મરણ થાય છે. ॥૯॥

શરક્ષેપ હંતાયોગ—નવમે મંગળ, સૂર્ય, શનિ ને રાહુ હોય, તો શુભગ્રહો ન જોતા હોય, તો તે તીરના વાગવાથી મરણ પામે છે. ॥૧૦॥

ઇચ્છિત મૃત્યુયોગ—કેન્દ્રમાં મંગળ, અને સાતમે રાહુ હોય, તો હમ્મેશાં ઇચ્છા પ્રમાણે મરણ થાય છે. ॥૧૧॥

બલીવર્દ હંતાયોગ—લગ્નને મંગળ જોતો હોય, કે સૂર્ય લગ્નને જોતો હોય, ગુરૂ, શુક્ર ન જોતા હોય તો બળદના મારવાથી મરણ પામે.

અગ્નિ તથા ફાંસીથી સ્ત્રી મરણયોગ—જે માણસના જન્મ વખતે શુક્રથી ચોથા અથવા આઠમા ભાવમાં પાપગ્રહ રહેલો હોય, અથવા શુક્ર પાપગ્રહની વચ્ચે હોય, અથવા શુક્ર શુભગ્રહથી યુકત કે જોવાતો ન હોય, તે માણસની સ્ત્રી અગ્નિથી, પડવાથી, અથવા ફાંસો ખાઇને મરણ પામે છે. ॥ ૧૩ ॥

## રાશિગત ચંદ્રકૃત નિર્યાણ ફળ (યવનજાતક)

મેષના ચંદ્રનું ફળ—ધનવાન, પુત્રોવાળો ક્રોધી, પરોપકારમાં પ્રીતિવાળો, દરેક કામમાં કુશળ, સારા સ્વભાવવાળો, રાજાને વહાલો, હમ્મેશાં ગુણવાન, દેવતા ને બ્રાહ્મણને પૂજનાર, થોડું ગરમ ભોજન કરનાર, લાલ રંગની મોટી આંખોવાળો, શૂરવીર જલદી ભૂલ કરનાર, કામી, દૂર્બળ ઘુંટણવાળો, માથામાં ગુમડાં ઘા વિગેરે દરદવાળો, દાન આપનાર, ખરાબ નખવાળો, ચાકરોને વ્હાલો, બે સ્ત્રીયોવાળો યુદ્ધમાં બીકણુ, બહુ વિંહ્વળ, ૧।૭।૧૩ વર્ષમાં તાવની પીડાવાળો, ૧૬।૨૭ વર્ષમાં મરકી કે કોલેરાના રોગવાળો, ૩।૨૨ વર્ષમાં પાણીથી ભયવાળો, ૨૫ા વર્ષે સંતાનવાળો, રાત્રીએ નહિ દેખનાર, ૩૨ા વર્ષમાં હથિયારથી ઘાયલ, કાર્યનો આરંભ કરનાર, વાતો કરનાર, પરદેશ જવામાં પ્રીતિવાળો, દુર્બળ શરીરનો, જલદી ચાલનાર, સારા લક્ષણો ને યશવાળો, વાયુ પ્રકૃતિવાળો, ને શુભગ્રહો ચંદ્રને જોતા હોય તો ૯૦ વર્ષ જીવનાર થાય. કાર્તિક માસમાં કૃષ્ણ પક્ષમાં બુધવાર તિથિ ૯ ને દિવસે અડધી રાત્રીએ માથાનાં રોગથી મરણ થાય છે.

વૃષભના ચંદ્રનુ ફળ—થોડા તેજવાળો, નમ્રતા વિનાનો, કર્મની શુદ્ધિથી રહિત, સત્ય બોલનાર, ધનવાન, કામી સ્ત્રીના વચન પ્રમાણે ચાલનાર, લાંબા આયુષ્યવાળો, થોડા વાળવાળો, પિતા, માતા ને ગુરૂનો ભકત, રાજાને વ્હાલો, સભામાં ચતુર, કોઇ પણ માણસથી હમ્મેશાં સંતોષમાં રહેનાર, ૧।૧ વર્ષમાં પીડા, ૧૩ા વર્ષે અગ્નિનો ભય. ૧૭ા વર્ષે મરકી

કે કોલેરાનો ભય, ૯૯ વર્ષે પીડા, ૧૦૧ મે વર્ષે લોહીના બગડવાથી પીડા ને ૧૧૨ મે વર્ષે ઝાડથી પડવું થાય. ૧૧૬ મે વર્ષે સર્પનો ભય, ૧૧૯ મે વર્ષે પીડા, ને ૧૨૫ મે વર્ષે નિશ્ચય પાણીનો ભય થાય. ૧૩૦।૩૨ વર્ષમા પીડા, કફ પ્રકૃતિ, શાંત સ્વભાવ, શૂરવીર, સહન કરનાર, બુદ્ધિવાળો, ને રાજા થાય. શુભગ્રહ ચંદ્રમાને જોતા હોય તો, ૯૬ વર્ષના આયુષ્ય વાળો થાય. એમ શ્રેષ્ટ પુરૂષો કહે છે.

**મિથુનના ચંદનુ ફળ**—સ્ત્રીયોમા બહુ ચતુર, મજબુત મિત્રતા કર નાર, મીઠું અનાજ (લાડુ વિગેરે) ખાનાર, શ્રેષ્ટ સ્વભાવવાળો, ટુટક બોલનાર (તોતડો) ચચળ આખોવાળો, કુટુબમા પ્રીતિવાળો, કામી, મસ્કરી ને કામ ક્રીડામા પ્રીતિવાળો, પૂર્વાવસ્થામા સુખી, મધ્યમ અવસ્થામા મધ્યમ સુખવાળો થાય ત્રીજી અવસ્થામા દુખી, બે સ્ત્રીયોવાળો, ગુરૂને વ્હાલો, થોડી સતતિવાળો ને નિશ્ચય ગુણવાન થાય ૧૫ મે વર્ષે ઝાડથી ભય, ૧૬૧ મે વર્ષે શત્રુનો ભય, ૧૧૮ મા વર્ષે કાનના રોગની પીડા, ૧૨૦ વર્ષે અત્યંત પીડા, ને ૧૩૮ વર્ષે મરણ જેવી પીડા થાય ભોગ ભોગવનાર, નિત્યદાનમા પ્રીતિવાળો, સત્ય ધર્મમા તત્પર, શ્રેષ્ટ ભાગ્યવાળો, વિષયોમા આશક, ગાયન, નાચમા પ્રીતિવાળો, સારી બુદ્ધિવાળો, શાસ્ત્ર જાણનાર, સારા વચન બોલનાર ૮૦ વર્ષ જીવનાર, વૈશાખ માસમા બારસ તિથિ, બુધવાર, ને દિવસે મધ્યાન્હ વખતે હસ્ત નક્ષત્રમા મરણ પામે

**કર્કના ચંદનુ ફળ**—પરોપકાર કરનાર બધી વસ્તુ એકઠી કરવામા તત્પર, પુત્રવાળો, ધનવાન, માબાપની સેવા કરનાર, સ્ત્રીને વશ, રાશિના પહેલા ભાગમા થોડા આયુષ્યવાળો, નિર્ધન, મધ્યમ અવસ્થામા સુખી, ત્રીજા ભાગમા ધર્મવાળો, તીર્થ યાત્રા કરનાર, માથાના મધ્યમ ભાગમા રેખા, ડાબા અંગમા અગ્નિનો ભય, માથાના રોગની પીડા, બહુ ભાઇઓ સ્ત્રીયો ને મિત્રોવાળો નક્ષત્ર ગ્રહોની સ્થિતિ જાણનાર, મીઠુ બોલનાર, પહેલા વર્ષમા રોગી, ૧૩ મે વર્ષે લિંગમા પીડા, ૧૩૧ વર્ષે સર્પથી ભય, ૧૩૨ મે વર્ષે બહુ પીડાવાળો, ને ૮૫ કે ૯૬ વર્ષના આયુષ્યવાળો થાય માહા મહિનામાં શુક્લ પક્ષમા નોમતિથિ શુક્રવાર ને રોહિણી નક્ષત્રમા મરણ થાય છે.

**સિંહના ચંદનુ ફળ**—ધન, ધાન્ય ને શોભાવાળો, યુદ્ધ કરવામાં પ્રીતિવાળો, વિદ્વાન, સંપૂર્ણકળા જાણનાર, પરદેશ જવામા પ્રીતિવાળો, પીળા રગની મોટી આખોવાળો, ક્રોધી, થોડા પુત્રોવાળો, સર્વ જગ્યોએ

જનાર, શત્રુને મારનાર, માથાનો રોગી, બહુ કઠોર થાય. ।૧। વર્ષમાં ભૂતથી પીડા, ।૫। મે વર્ષે અગ્નિથી ભય, ।૭। મે વર્ષે નિશ્ચય તાવથી પીડા, ।૨૦। મે વર્ષે પ્લેગ કે કોલેરાનો રોગ, ।૨૧। મે વર્ષે સર્પથી ભય, ।૨૮। મે વર્ષે અપવાદનો ભય, ।૨૨। મે વર્ષે નિશ્ચય પીડા, પેટના જમણા ભાગમાં વાયુને ગુમડાંની પીડા, સારા સ્વભાવવાળો, બહુ કંજુસ, સત્ય બોલનાર, ચતુર, શુભગ્રહ, ચંદ્રમાને જોતો હોય તો ૧૦૦ વર્ષના આયુષ્યવાળો, ફાગણ માસ, કૃષ્ણપક્ષ, પંચમી, મંગળવારે મધ્યાન્હ વખતે નિશ્ચય પાણીમાં મરણ થાય.

કન્યા ચંદ્રનું ફળ—પોતાના સંબંધીઓને આનંદ આપનાર, હમ્મેશાં ધનવાન, બહુ ચાકરોવાળો, પરદેશ રહેનાર, કળા જાણનાર, ગુરૂનો ભક્ત, મીઠું બોલનાર, દેવતાને બ્રાહ્મણોની ભક્તિમાં તત્પર, ધર્મ કર્મ કરનાર, માણસોને વ્હાલો, થોડી છોકરીઓવાળો, બહુ પુત્રોવાળો, લિંગ અને કુંદમાં અવશ્ય ચિન્હવાળો, ।૩। જે વર્ષે અગ્નિની પીડા, ।૫। મે વર્ષે આંખોની પીડા, ।૯।૧૩। વર્ષે છૂપા ભાગમાં પીડા, ।૨૫। મે વર્ષે સર્પથી ભય, ।૨૧। મે વર્ષે ઝાડ કે ભીંત ઉપરથી પડવું, ને ।૩૦। મે વર્ષે વનમાં શસ્ત્રથી ઘાયલ, જો ચંદ્રને શુભ ગ્રહો જોતા હોય તો, ૮૦ વર્ષના આયુષ્યવાળો, ચૈત્ર માસમાં કૃષ્ણપક્ષમાં તેરસને રવિવારે મરણ થાય.

તુલાના ચંદ્રનું ફળ—દરેક માણસોનો માનીતો. વસ્તુ સંગ્રહ કરવામાં તત્પર, ભોગ ભોગવનાર, ધર્મમાં તત્પર, લક્ષ્મીવાળો, બહુ ચાકરોવાળો, ચતુર વાવ કુવા તળાવ વિગેરે બનાવવામાં પ્રીતિવાળો, બધી કળાઓ જાણનાર, રાજાઓને બહુ વ્હાલો, મીષ્ટ અનાજને રસમાં પ્રીતિવાળો, બે સ્રીયો વાળો, પિતૃઓની ભક્તિ કરનાર, થોડી સંતતિવાળો, થોડા ભાઇઓવાળો ખેતી કામમાં ચતુર, વેપાર કરવામાં લાભ મેળવનાર, દેવતાને બ્રાહ્મણને પૂજનાર, સ્રીના કહ્યા પ્રમાણે ચાલનાર, ।૭। મે વર્ષે અગ્નિનો ભય, ।૮। મે વર્ષે તાવની પીડા, ।૧૨। મે વર્ષે જળથી ભય, ।૨૦। મે વર્ષે ઝાડ કે ઘોડેથી પડવું, સર્પથી ભય, ।૨૧। મે વર્ષે પીડા થાય. ચંદ્રમાને શુભગ્રહ જોતો હોય તો, ૮૫ વર્ષના આયુષ્યવાળો, વૈશાખ, માસમાં શુકલપક્ષમાં આશ્લેષા નક્ષત્ર વિશે, આઠમને શુક્રવારે પહેલા પહોરમાં મરણ થાય.

વૃશ્ચિકના ચંદ્રનું ફળ—શત્રુઓને તપાવનાર, ક્રોધી, દ્વેષ કરનાર,

લડાઇ કરવામા પ્રીતિવાળો, વિશ્વાસઘાતી, મિત્રનો તિરસ્કાર કરનાર, ચતુર સતોષથી રહિત, રાજાઓને પુજવા લાયક, બીજાના કામમા વિઘ્ન પાડનાર, શુભ લક્ષણવાળો છાના પાપ કરનાર, પરાક્રમવાળો, બહુ ચાકરોવાળો, ચાર ભાઇઓવાળો, બે સ્ત્રીયોવાળો, પહેલા વર્ષમા તાવની પીડા, ।૩। વર્ષમા અગ્નિનો ભય, ।૫। ૧૫ ।મા વર્ષમા તાવની પીડા, ।૨૫। મા વર્ષમા મોટી પીડા, ચદ્રમાને શુભ ગ્રહો જોતા હોય, તો ૯૦ વર્ષ જીવનાર, અને જેઠ માસમા શુકલપક્ષમા હસ્ત નક્ષત્ર વિશે, દશમી, ને બુધવારે રાત્રીના મધ્ય ભાગમા મરણ થાય.

ધનના ચંદ્રનુ ફળ—ચતુર, ધર્મવતો, શ્રેષ્ટ પુત્રોવાળો, રાજ્ય તરફથી માન પામનાર, મીઠુ બોલનાર, દેવ બ્રાહ્મણને પૂજવામા પ્રીતિવાળો વસ્તુ સગ્રહમા તત્પર, સભામા ભાષણ કરનાર, સારા નખોવાળો, સારી બુદ્ધિવાળો, પવિત્ર, મોટા દાત, હોઠ ને ગરદનવાળો, કાવ્ય કરનાર ચતુર, સારો કુળવાન, વનમા ફરનાર, ભાગ્યવાન, સારા મિત્રોવાળો, નમેલા પગના તળીયાવાળો, કવેશવાળો, હઠ કરનાર, નમ્રતાવાળો, શાત સ્વભાવવાળો, જલ્દી ક્રોધ કરનાર, તપસ્વી, થોડુ ભોજન કરનાર, થોડી નતતિવાળો, સારા ભાઇઓવાળો, પહેલી અવસ્થામા ધનવાન, ।૧। વર્ષમા પીડા, ।૧૩। મા વર્ષમા મોટી પીડા, ।૬૮। કે ।૭૫। વર્ષના આયુષ્યવાળો, ચદ્રમાને શુભ ગ્રહો જોતા હોય, તો ૨૦૦ વર્ષ જીવનાર, ને અશાડ માસમા કૃષ્ણપક્ષમા હસ્ત નક્ષત્ર વિશે પાચમને શુક્રવારે રાત્રી વખતે મરણ થાય.

મકરના ચંદ્રનુ ફળ—ધીરજ ને શ્રેષ્ટ બુદ્ધિવાળો, કલેશ કરનાર, પુત્રોવાળો, રાજાની પ્રીતિવાળો, દયાળુ, સત્ય બોલનાર, ચતુર, શુભ મનવાળો, આળસુ, કાળા, તનવાળો, પહોળી કેડવાળો, ।૫। મે વર્ષે પીડા, ।૭। મે વર્ષે જળથી ભય, ।૧૦। મે વર્ષે ઝાડથી પડવુ, ।૧૨। મે વર્ષે શસ્ત્રથી પીડા, ।૨૦। મે વર્ષે તાવની પીડા, ।૨૫। મે વર્ષે શરીરની પીડા, ।૩૫। મે વર્ષે ડાબા શરીરમા અગ્નિનો ભય, ૯૦ વર્ષ જીવનાર, શ્રાવણ માસના શુક્લપક્ષમા દશમી ને મગળવારે જ્યેષ્ઠા નક્ષત્ર વિશે મરણ થાય.

કુંભના ચંદ્રનુ ફળ—દાન કરનાર, મીઠુ ભોજન કરનાર, ધર્મનુ કામ ઉતાવળથી કરનાર, મીઠા વચન બોલનાર, ક્ષીણ શરીરવાળો, થોડા સંતાનવાળો, બે સ્ત્રીયોવાળો, કામી, ધન વિનાનો, ડાબા હાથમા ચિન્હ-

વાળો. ૧૧ વર્ષમાં પીડાવાળો, ૧૫ મા વર્ષમાં અગ્નિનો ભય, ૧૨૨ મા વર્ષમાં સર્પથી ભય, કે પાણીથી ભય. ૧૨૮ વર્ષમાં ચોરોથી ભય, ૯૦ વર્ષના આયુષ્યવાળો થાય. ભાદરવા માસમાં કૃષ્ણપક્ષમાં ચતુર્થી ને શનિવારે રોહિણી નક્ષત્ર વિશે મરણ થાય.

મીનના ચંદ્રનું ફળ—ધનવાન, માનવાળો, સુંદર નમ્રતાવાળો, ભોગોને ભોગવનાર, પ્રસન્ન મનવાળો, માતા, બાપ આચાર્ય ને ગુરૂની ભક્તિમાં તત્પર, ઉદાર દિલનો, રૂપવાન, ચંદન અને પુષ્પોના હારોથી શોભનાર, ૧૫ મે વર્ષે પાણીથી ભય, ૧૮ મે વર્ષે નાવથી પીડા, ૧૨૨ મા વર્ષમાં મોટી પીડા, ૧૨૪ મા વર્ષમાં પૂર્વ દિશામાં જવું, ને ૧૯૦ વર્ષના આયુષ્યવાળો થાય. આસો માસમાં કૃષ્ણપક્ષમાં દ્વિતીયા (૨) ને ગુરૂવારે કૃતિકા નક્ષત્ર વિશે સાંયકાળે મરણ થાય.

સમજ—ચંદ્ર બળવાન હોય, ને કોઇ પાપગ્રહ જોતો કે સાથે બેઠો ન હોય, ને ચંદ્ર ૬–૮–૧૨ મે ન હોય, તોજ ઉપર કહેલું ફળ મળશે માટે તે ફળ સાધારણ જાણવું. પણ તે વિશેષ યોગાનુયોગ પ્રમાણે મળતું ફળ નિર્વાણની બાબત માટે જુઓ અમારો જાતકપારિજાતનો અધ્યાય ૫ મો ને પૃષ્ટ ૧૨૫ થી ૧૩૧ તેમજ શું કારણથી મરણ થાય તેને માટે પણ જુઓ અમારા જાતકપારિજાતનો અધ્યાય ૫ મો પૃષ્ટ ૧૧૧ થી ૧૨૫.

## સ્ત્રીયોને સૂર્યાદિ ગ્રહો બારે ભાવમાં રહેવાથી થતું ફળ.

**સૂર્ય બારે ભાવમાં રહેવાથી થતું ફળ**—જન્મ લગ્નમાં સૂર્ય હોય તો ક્રોધી, શરમ વિનાની, મોટા શરીર. વ્યાકુળ આંખો, ને થોડા કેશવાળી, કામમાં આળસુ, માનવાળી ને કઠોર, જો કર્કનો હોય, તો પરપોટા જેવી આંખોવાળી, મેષના સૂર્યથી આંખે થોડું દેખનારી, ને ધનવાળી, સિંહમાં, રાતે આંધળી, તુલામાં ધન વિનાની ને આંધળી થાય. **૨ જે** મોઢાની રોગી, બહુ ધનવાળી, રાજાએ લઇ લીધું છે ધન જેનું એવી, માણસ ને પશુઓવાળી, ઐશ્વર્ય વિનાની, થાય. **૩ જે**, ભાઇઓ વિનાની. આનંદવાળી, સારા ભાગ્યશાળી, પોતાના કુળમાં પ્રધાન શ્રેષ્ટ સ્વામીના સુખવાળી સ્ત્રી થાય, **૪ થે** ઘર, ધન, સુખ, વાહન, (ગાડી ઘોડા) અને ભાઈઓ વિનાની, શોકથી પીડાતી, પરદેશ ફરનારી, દુઃખ ભોગવનારી થાય. **૫ મે** બુદ્ધિને શરમ વિનાની, ઘેર ઘેર ફરનારી. ધન વિનાની બુદ્ધિને શોકથી પીડાતી, થાય, **૬ ઠ્ઠે**, ધન, વાહનના સુખવાળી, કુળમાં

પૂજવા લાયક, સ્વામી તરફથી માન મેળવે, બહુ શત્રુઓવાળી, પ્રસિદ્ધ થાય. ૭ મે, ધનવાળી, પરદેશ જવામા પ્રીતિ રાખનારી, ઉન્મત્ત શરીર વાળી, ગરીબ, છુપા દરદવાળી, સ્વામીનો દ્વેષ કરનારી થાય ૮ મે, રોગથી પીડાતી ક્રૂર, વ્યાકુળ આખોવાળી, વાઝણી, પુત્ર ધનથી રહિત, ને દુર્બળ થાય ૯ મે, દેવતા બ્રાહ્મણ અને સ્વામીની ભક્તિ કરનારી, ધનવાળી, ધર્મ કરનારી ને પુત્રોવાળી, આનદી, શ્રેષ્ટ ભાગ્યવાળી, અને સારા કામ કરનારી થાય ૧૦ મે, શ્રેષ્ટમાન ને ધનની સમૃદ્ધિવાળી, સુખ અને વાહનો વાળી, આરભેલું કામ પુરૂ પાડનારી, ત્યાગ કરનારી બહુ વૈભવવાળી, હર્ષમા રહેનારી થાય ૧૧ મે. પૈસાને એકઠા કરનારી આનદી શ્રેષ્ટ ભાગ્યોવાળી, વાહન, ધન, ને ભૂષણોવાળી, સુગધી પદાર્થ ને ફૂલોમા પ્રીતિ વાળી, થાય ૧૨ મે, વિ કળ આખોવાળી, વાઝણી, રોગી, વિધવા, પિતાના ધનનો નાશ કરનારી, ખોટા કામમા ધન ખર્ચનારી, થાય

ચંદ્ર બારે ભાવમાં રહેવાથી થતું ફળ—લગ્નમાં મેષ, વૃષભ, કે કર્કનો ચદ્ર હોય, તો માન, સારા રૂપ, શ્રેષ્ટ ભાગ, ને સુખવાળી ચતુર, આનદી, ધનવાળી થાય ને બાકીની રાશિઓમા લગ્ને ચદ્ર હોય તો ચિત્ત ભ્રમ, નીચને બહેરી વિહ્વલ આખોવાળી, કદરૂપી, ને ચદ્ર હોય તો રોગથી પીડાતી, મૂર્ખ થાય ૨ જે, બહુ સુખ, ધન કપડાને અલકારોવાળી, પૂર્ણ ચદ્ર હોય તો સુદર શરીરવાળી ને ક્ષીણ ચદ્રથી સુખથી રહિત, ને સતકર્મમા ખર્ચ કરનાર થાય ૩ જે, ધર્મવાળી, ધન એકઠુ કરનારી આ નદી, શ્રેષ્ટ ભાગ્ય, ને ભાઇઓવાળી થય ૪ થે, વાહન, ચાકર ધન ને ભાઇઓના સુખવાળી, અગ્નિ સૂર્ય ને ચદ્ર જેવી કાતિવાળી બહુ ધાન્યો વાળી, શ્રેષ્ટ ભાગ્યવાળી, થાય ૫ મે, ધન, ને બહુ માણસોવાળી સુખી, સ્વામીની સેવામા તત્પર, બહુ ખર્ચ કરનારી, શ્રેષ્ટ મિત્રોવાળી બુદ્ધિવાળી, ચતુર, થાય ૬ ઠે, શત્રુઓવાળી, ખરાબ સ્વભાવની, સત્ય બોલનારી સુંદર શરીરવાળી, ક્રોધી, ત્યાગવૃત્તિની, ગુણવાળી થાય ૭મે, અદેખાઇ કરનાર, સુંદર શરીર, શ્રેષ્ટ ભાગ્ય, શ્રેષ્ટ પુત્રો, ને અત્યત શોભાવાળી, આ નદી, થાય. ૮ મે, રોગથી પીડાતી, ક્રૂર સ્વભાવવાળી, ક્રોધી, વ્યાધિ ને અધનથી પીડાતા શરીરવાળી, અત્યત દુ ખી થાય. ૯ મે, નિત્ય વ્રત કર નારી, દેવતા બ્રાહ્મણ ને પિતૃઓની પૂજામા પ્રીતિવાળી, પોતાનો ધર્મ પાળનારી, શ્રેષ્ટ સ્વભાવની સુખી થાય ૧૦ મે, શ્રેષ્ટ ધર્મવાળી, સુખી, શ્રેષ્ટ સ્વભાવની, આરભેલુ કામ સિદ્ધ કરનારી, ધન ને માણ

સોની સમૃદ્ધિવાળી, થાય ૧૧ મે, ધન, રત્ન, પુત્ર, વસ્ત્ર ને શ્રેષ્ટ ચાકરોવાળી, શુકલપક્ષમાં બહુ સુખવાળી, ને સ્વામીને વ્હાલી, થાય. ૧૨ મે, સુખ ને ઐશ્વર્ય રહિત, શરીરમાં ખોડ, ને ટુંકા શરીરની, મલિન, આંખોના રોગવાળી, આળસુ થાય.

**મંગળ બારે ભાવમાં રહેવાથી થતું ફળ**—લગ્નમાં મંગળ હોય તો માથામાં પીડા, દુર્બળ શરીર, હઠીલી, ગુણ વિનાની, દુઃખી, પાપી, ખરાબ આચરણવાળી, થાય. ૨ જે, દુઃખથી પીડાતી, વાંઝણી, મોઢામાં રોગી ખરાબ અનાજ ખાનાર, ધન ને પુત્ર વિનાની થાય. ૩ જે, ભાઇઓ વિનાની, આનંદી, ધન, બહુ રૂપ, ને ગુણવાળી, હમ્મેશાં આનંદી થાય. ૪ થે, ભાઈઓ વિનાની, સુખ, વાહન, ધન, ને ગુણ વિનાની, દુઃખથી પીડાતી, શોકવાળી થાય. ૫ મે, સુખ, ધન, ને પુત્ર વિનાની, ચંચળ બુદ્ધિવાળી, વાંઝણી, શોકવાળી થાય. ૬ ઠ્ઠે, ધન ને સુખવાળી, બહુ શત્રુઓવાળી, શ્રેષ્ટ ભાગ્યવાળી, કુળમાં આગેવાન, સંપૂર્ણ ગુણોવાળી, થાય. ૭ મે, ધન વિનાની, વાંઝણી, દુઃખ ને શોકથી પીડાતી, પારકા ઘરમાં જનારી, પાપાચરણ કરનારી, ખોટા સ્વભાવવાળી, વ્યભિચારિણી થાય. ૮ મે, હમ્મેશાં રોગથી પીડાતી, દુર્બળ શરીરવાળી, વિધવા, શોકથી તપેલી, પુત્ર ને ધન રહિત થાય ૯ મે, ધર્મ રહિત, અત્યંત દુઃખી, વ્યભિચારીણી, દ્વેષ, ને ખરાબ કામ કરનારી, પાપી, ખોટા સ્વભાવની, થાય. ૧૦ મે, ખોટાં કામ કરનારી, બહુ દુઃખી, કર્મમાં ઉત્સાહી, ખોટા સ્વભાવવાળી, ગુણોથી માનવાળી, ને થોડા પુત્રો, થાય. ૧૧ મે, પુત્ર, માણસ. ને ધનવાળી, હમ્મેશાં આચાર પાળનારી, ધન, અનાજ, ને કપડાંની સમૃદ્ધિવાળી શ્રેષ્ટ ભાગ્ય ને સ્વભાવવાળી થાય. ૧૨ મે, આંખોના રોગથી દુઃખી, દુર્બળ શરીરની, ખોટી કુટેવોવાળી, વાંઝણી, ખરાબ વેષ પહેરનાર, ખરાબ અનાજ ખાનારી થાય.

**બુધ બારે ભાવમાં રહેવાથી થતું ફળ**—લગ્નમાં બુધ હોય તો સૌભાગ્યવાળી, સુખી, ને અનેક કળાઓમાં ચતુર, મીઠું બોલનારી, માન, ને સારા ભાગ્યવાળી થાય. ૨ જે, મોટા ઐશ્વર્ય ને સુખવાળી, સ્વામીની ભકિત કરનારી, પતિવ્રતા ધનવાળી શ્રેષ્ટ કપડાં ને અલંકારવાળી થાય. ૩ જે, દયા, રૂપ, ગુણવાળી, મહેનત કરવામાં પ્રીતિવાળી, પતિમાં પ્રેમ રાખનારી, ભાઇઓવાળી થાય. ૪ થે, ચાકર, ઢોર, ઘરના સુખને, શ્રેષ્ટ ભાગ્યવાળી, બહુ સખીયોવાળી, દાન કરનારી થાય. ૫ મે, બુદ્ધિ ને ધનની સમૃદ્ધિવાળી, દરેક કામમાં આગેવાન ભાગ ધરાવનારી, આચારથી પૈસા-

વાળી, શ્રેષ્ટ શોભાવાળી, થાય ૬ ઠે, શત્રુઓ વિનાની, કજીઆ કરનારી, ક્રોધી, બહુ કઠોર વચન કહેનારી, ધનવાળી, કાર્યમાં અભિમાની, શ્રેષ્ટ સ્વભાવની થાય. ૭ મે, સાધ્વી, રૂપવાળી, શ્રેષ્ટ સ્વભાવવાળી, પતિવ્રતા, સારા ભાગ્યવાળી, સુંદરતાવાળી, હાસ્ય કરનારી, રાજાને વ્હાલી, થાય ૮ મે, સૌભાગ્યવાળી, સુખી, શ્રેષ્ટ સ્વભાવથી પ્રસિદ્ધ મોટા આયુષ્યવાળી, શ્રેષ્ટ ભાગ્યવાળી, થાય ૯ મે, શ્રેષ્ટ ધર્મ, ધનની સમૃદ્ધિ, ને બહુ ભાગ્યવાળી શ્રેષ્ટ સ્વભાવની, સારા ગુણવાળી, સુખી, થાય ૧૦ મે, દરેક આરંભેલા કામને સિદ્ધ કરનારી, બહુ મનને શ્રેષ્ટ ભાગ્યવાળી, શ્રેષ્ટ કામ, બુદ્ધિ, બહુ ધર્મ, ને ધનવાળી, ક્રોધી, થાય ૧૧ મે, પુત્રના સુખ, ને ધનની સમૃદ્ધિ વાળી, મોટા ઐશ્વર્ય વાહન, સોનું, ને કપડાઓવાળી, થાય ૧૨ મે, સારા કામમા ખર્ચ કરનારી, સત્વગુણી, આચારવાળી, મીઠું બોલનારી, શ્રેષ્ટ ભાગ્યવાળી, દેવતા ને પિતૃઓના પૂજનમા પ્રીતિવાળી થાય

**ગુરૂ બારે ભાવમાં રહેવાથી થતું ફળ**—લગ્નમાં ગુરૂ હોય તો ધન, વાહન, રૂપ, ને ગુણવાળી, પોતાના કુળમા અધિકાર ભોગવનારી, આચાર, માન, ને શ્રેષ્ટ ભાગ્યવાળી થાય ૨ જે, બહુ ધન, શ્રેષ્ટ, ભાગ્ય, ને સારી શોભાવાળી શ્રેષ્ટ વાણી બોલનાર, સારાં કપડાવાળી સારૂ દાન કરનારી, સુંદર શરીરવાળી થાય ૩ જે, કર્મમાં શ્રદ્ધા વિનાની, સુંદર મુખવાળી, ભાઈઓવાળી, સુંદર આંખોવાળી, શ્રેષ્ટ ધર્મ પાળનારી, થાય ૪થે, ધર્મવાળી, બેનપણીઓવાળી, વૈભવવાળી, ધન વાહન વિગેરેના સુખવાળી, પોતાના ભાઈઓ, ને કુળમાં પૂજવા લાયક બુદ્ધિ થાય ૫ મે, પુત્ર, સુખ, બુદ્ધિને ધનની સમૃદ્ધિવાળી, ચતુર, મોટા વૈભવથી આનંદવાળી, થાય. ૬ ઠે, અસત્ય બોલનારી, આનંદી, શ્રેષ્ટ ભાગ્યવાળી, પ્રસિદ્ધ, ધનવાળી, બહુ બુદ્ધિવાળી, મીઠું બોલનારી, થાય ૭ મે, સુખ, ધન, સૌભાગ્ય, ને સંપત્તિવાળી, પોતાના કુળમા આગેવાન, કપડા ને અલંકારવાળી, થાય ૮મે, લાંબુ આયુષ્ય, સુંદર શરીર ને ધનવાળી, રોગ વિનાની, સુંદર પોષાક પહેરનારી, રૂપવાળી ને શ્રેષ્ટ ભાગ્યવાળી થાય ૯ મે, ધર્મમા બુદ્ધિ, બહુ ભાગ્યશાળી, પુત્રોવાળી, દેવ, બ્રાહ્મણ, ને પિતૃની ભક્તિ કરનારી, સ્વામીને યોગ્ય, યશવાળી, સત્ય બોલનારી, ૧૦ મે, કુળમા પૂજવા લાયક, દાન કરનારી, સારા ભાગ્યવાળી, પતિવ્રતા, પોતાના કર્મમા પ્રીતિવાળી, સ્વામીની સેવા કરનારી, બહુ ધન ને પુત્રોવાળી થાય. ૧૧ મે, બહુ પુત્રોવાળી, સુખી, ગુણવાળી, સ્વામીને વ્હાલી, સુંદર રૂપવાળી, બહુ ધનવાળી, દાન કરનારી,

થાય. ૧૨ મે, ગુરૂ, દેવ, ને અતિથિના પૂજનમાં પ્રીતિવાળી, શ્રેષ્ઠ કામમાં ખર્ચ કરનારી. સારા સ્વભાવવાળી, શ્રેષ્ટ ધનવાળી, દુઃખથી રહિત થાય.

**શુક્ર બારે ભાવમાં રહેવાથી થતું ફળ**—**લગ્નમાં** શુક્ર હોય તો સુંદર મુખ, ને રૂપથી શોભનારી, કાન સુધી મોટી આંખો, મોટું આયુષ્ય, ને ભાગ્યવાળી, થાય. ૨ જે, વૈભવ, આનંદ, ને સારાં કપડાંવાળી, બહુ અન્નપાનમાં આસકિતવાળી, વિલાસ ને કપડાંમાં પ્રીતિવાળી, થાય. ૩ જે, સુખ, ધન અને કપડાં વિનાની, બહુ કંજુસ, પોતાનું કામ કરનારી, પારકાનો નાશ કરનારી, સૌભાગ્ય વિગેરેથી રહિત, થાય. ૪ થે, ભાઇને મિત્રોના સુખવાળી, શ્રેષ્ટ શોભાવાળી, વાહનો, ને ચાકરોવાળી, કુળમાં અધીકાર ભોગવનારી, ધનવાળી, થાય. ૫ મે, સુખ, પુત્ર ને બહેનપણીઓવાળી શ્રેષ્ટ આચાર ને ગુણોની સમૃદ્ધિવાળી, રાજાને સલાહ આપનારી, મીત્રોમાં મુખ્ય, થાય. ૬ ઠ્ઠે, દરિદ્રી, શોકથી તપેલી, વૈભવ વિનાની, બહુ શત્રુઓવાળી સુખ વિનાની, દુઃખ ભોગવનારી થાય. ૭ મે, સૌભાગ્ય ને શ્રેષ્ટ સ્વભાવવાળી સ્વામીને વ્હાલી, સુંદર રૂપ ને શ્રેષ્ટ ભાગ્યવાળી, આનંદમાં રહેનારી થાય. ૮ મે, સુખ ને ભૂષણોવાળી, લાંબા આવરદાવાળી, રાજાની રાણી સંતોષી, પોતાના આચારવાળી થાય. ૯ મે, શ્રેષ્ટ કર્મો કરનારી, વૈભવવાળી, દેવ બ્રાહ્મણ ને પિતૃઓની ભકિત કરનારી, સુખ ધન, ને સારા ભાગ્યવાળી થાય. ૧૦ મે, આરંભેલુ કામ સિદ્ધ કરનારી, ધન સૌભાગ્યથી આનંદ માનનારી, સુંદર રૂપવાળી, સ્વામીના ભૂષણ રૂપ, પતિવ્રતા થાય. ૧૧ મે, ચાકર ઢોરાં, ને મોટા ઐશ્વર્યવાળી, શોક વિનાની, ધન કપડાં ને પુત્રોવાળી થાય. ૧૨ મે, સારા કામમાં ખર્ચ કરનારી, શોક રહીત, આંખો ને શણગારવામાં કુશળ, ધનવાળી, ને હમ્મેશાં આનંદમાં રહેનારી થાય.

**શનિ બારે ભાવમાં રહેવાથી થતું ફળઃ**—**લગ્નમાં**—શનિ હોય તો દુઃખી, ખરાબ રૂપવાળી, દરિદ્રી, શોકથી તપેલી, વાંઝણી, વિહ્વળ આંખોવાળી, દુરાચારી થાય. ધન, મીન, મકર કુંભ કે તુલાનો શનિ, હોય તો ધનની સમૃદ્ધિ વાળી, રાજાની રાણી, કુળમાં પૂજાતી, સુખી, ભોગ ભોગવનારી આનંદમાં રહેનારી, સારા ભાગ્યવાળી, થાય. ૨ જે, સુખમાં ખોડવાળી, ધન વિનાની, લોભથી દુઃખી, અભિમાની, ક્રોધી, પાપી, પોતાના માણસો વિનાની થાય. ૩ જે, ગુણવાન, બળવાન તજાયેલી, મલિન, નિરોગી, સૌભાગ્યવાળી, ધનવાળી, સારા રસ્તે ચાલનારી, થાય. ૪ થે, હૃદયના રોગવાળી, સુખ વિનાની, વાંઝણી હમ્મેશાં પરદેશમાં રહેનારી, વાહનો વિ-

નાની, ભાઇ, ધન ને બુદ્ધિ વિનાની થાય. ૫ મે, સુખ, પુત્ર ને ધન વિનાની, બાળકો ને બુદ્ધિવાળી, વિવેક વિનાની, સ્વામી વિનાની, ને દુઃખી થાય. ૬ ઠે, ગુણી ને અલંકારવાળી, બહુ શત્રુઓવાળી, શ્રેષ્ટ ભાગ્યવાળી, પ્રસિદ્ધ, હમ્મેશાં વૈભવવાળી થાય. ૭ મે, વિધવા, ખરાબ પોષાકવાળી પરદેશમાં ફરનારી, મલિન. પુત્ર સુખ ને ધન વિનાની, બાળપણથી જ ઘરડી થાય. ૮ મે, વિધવા, વિન્હળ આંખોવાળી, દરિદ્રી, દુઃખને શોકથી તપેલી કોઢ, ભમંદર, વિગેરે રોગવાળી, સુખ વિનાની થાય. ૯ મે, ધન ધર્મ ને સુખ વિનાની, ભાઇઓ રહીત, મદથી છકેલી, પારકાને દુઃખ દેનારી, ભાગ્ય વિનાની. થાય. ૧૦ મે, ધનવાળી રાણી, બુદ્ધિવાળી, સલાહ આપનારી; સુંદર કાંતિવાળી, શહેર અને ગામોનું રક્ષણ કરનારી, થાય. ૧૧ મે, લાંબા આવરદાવાળી, શિલ્પ વિદ્યા જાણનારી, રોગ વિનાની, ધનવાળી, સુખી થાય. ૧૨ મે, વ્યાકુળ આંખોવાળી મૂર્ખ ખોટા સ્વભાવવાળી, શરમ ને દયા વિનાની, બહુ ખર્ચ કરનારી, થાય.

સ્ત્રીયોના વધારે કળાધીશ માટે જુઓ અમારો જાતક પારિજાત અધ્યાય ૧૬ મો.

અભ્યાસ માટે કુંડળીઓ પાછળ આપવામાં આવી છે.

# પ્રકરણ ૧૮ મું.

## દશાઓના ફળ બાબત.

દશાઓ ઘણી પ્રકારની કહેલી છે. તેથી ફલાધીશ કહેવામાં કઇ દશા પ્રમાણ ગણવી તેને માટે ઘણા મતભેદ છે. ને તેમાં જે વિદ્વાનને પોતાના અનુભવથી જે દશાનું ફળ મળતું લાગે છે, તેજ દશા પ્રમાણ ગણે છે, અને તેથીજ જુદે જુદા આચાર્યોના મત પણ જુદે જુદા છે. વિદ્વાનો વચ્ચે કોઇ વખત મતભેદ થાય છે, ને પુછનારને પણ શકમંદ રહી જવું પડે છે, તેનો સહેજ ખુલાસો નીચે મુજબ છે.

સર્વ દેશમાં કોઇ પણ જાતના તફાવત વિના યુગાદિના ફરક વિના ને ફલાધીશમાં કહ્યા મુજબ પુરેપુરૂ ફળ આપનાર તો અમો તરફથી છપાવેલા જાતક પારિજાતના પૃષ્ટ ૪૯૩ થી ૫૫૫ સુધીમાં બતાવેલી કાલ ચક્ર દશા અતિ ઉપયોગી છે, ને તે દશા દરેક દેશને માટે કોઇ પણ વિદ્વાનના મતફેર વિના સર્વને બરાબર લાગુ પડે છે, માટે તે દશાથી ફળ જોવું અતિ ઉત્તમ છે.

તેમજ જેની પત્રિકા કેશવીની કરેલી હોય, તો તેની દશા કેશવીના આવરદા પ્રમાણે જે આવેલી હોય તેજ દશા કાંઇ પણ મતભેદ વિનાજ પ્રમાણ ગણીને તે દશાના આધારે ફલાધીશ કહેવાથી બરાબર ફળ મળશે; માટે ઉપર મુજબ બેઉ દશામાં કંઇજ શંકા જેવું નથી. પણ કેશવીની કે કાલચક્ર દશા જ્યારે ન હોય તો કઇ દશા પ્રમાણ ગણવી, તે ગુંચવાડો ઉભો કરે છે. તેને માટે **સારોદ્ધાર નામના ગ્રંથમાં** જુદે જુદા દેશમાં જુદે જુદી નીચે પ્રમાણે દશા જોવાનું કહે છે.

**गुर्जरे कच्छ सौराष्ट्रे पांचाले सिंधुपर्वते ॥ एतेष्वष्टोतरी ग्राह्या अन्येर्विंशोत्तरोमता ॥१॥**

૧—ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, ( કાઠીયાવાડ ), પાંચાલ, સિંહાદ્રિ પર્વત, એ દેશોમાં હમ્મેશાં અષ્ટોત્તરી દશા પ્રમાણ ગણવી. ને તે દશાથી બરાબર ફળ મળશે. બાકીના દેશોમાં વિંશોત્તરી દશા પ્રમાણ ગણવી. ને તેનું જ ફળ બરાબર મળશે. આમત ઘણા વિદ્વાનો માન્ય કરે છે.

**માનસાગરી પદ્ધતિમાં નીચે પ્રમાણે છે.**

**दशाप्यष्टोत्तरीशुक्ले कृष्णेविंशोत्तरीमता ॥ गणनीयादशा-**

આરંભ છે માટે જે દેશોમાં વિંશોત્તરી કહી છે. તે દેશોમાં વિંશોત્તરી ને યોગિની દશા ઉપર વધારે ધ્યાન આપવું, ને સાથે અષ્ટોત્તરીનો પણ કંઇક આધાર લેવો પણ યોગિની દશા તો દરેક ઠેકાણે લાગુજ પાડવી. હવે જ્યાં અષ્ટોત્તરી ને યોગિની એનું ફળ જોવાનું છે. ત્યાં અષ્ટોત્તરી ઘણી સારી હોય ને યોગિની ખરાબ હોય તો મધ્યમ ને અષ્ટોત્તરી ખરાબ ને યોગિની સારી હશે તો ખરાબ ફળ થોડું મળશે ને બેઉ સારી હશે તો ઘણુંજ સારૂ ફળ આપશે. તેમજ જ્યાં ત્રણ દશાઓ જોવાની છે ત્યાં વિંશોત્તરી દશાને યોગિની બેઉ સારી હોય ને અષ્ટોત્તરી ખરાબ હોય તો સારૂ ફળ કરશે ખરૂં; પણ કંઇક ઓછું કરશે. તેમજ વિંશોત્તરી સારી ને અષ્ટોત્તરી ને યોગિની ખરાબ હશે તો મધ્યમ ફળ મળશે. વિંશોત્તરી સારી ને યોગિની ખરાબ અને અષ્ટોત્તરી સારી હશે તો સારૂ ફળ આપશે ને સહેજ ખરાબ ફળ પણ આપશે તેમજ યોગિની સારી પણ વિંશોત્તરી ને અષ્ટોત્તરી બેઉ ખરાબ હોય તો ખરાબ ફળ આપશે ને સાથે સહેજ સારૂ ફળ પણ કરશે, તેમજ ત્રણે દશાઓ ખરાબ હોય તો તદ્દન ખરાબજ ફળ કરશે. માટે શ્લોક પહેલામાં જે દેશોમાં અષ્ટોત્તરી કહી છે તે દેશોમાં અષ્ટોત્તરી, અને બાકીના દેશોમાં વિંશોત્તરી ઉપરથીજ ફળ કહેવું ને સાથે યોગિની પણ જોવી.

## દશા પ્રવેશ વખતે આવેલા વાહનનું ફળ.

**ખર (ગધેડું) વાહનનું ફળ**—ભોગી, મૂર્ખ, લાજ ધનધાન્ય ને કપડાં વિનાનો. **તુરગ (ઘોડો) વાહનનું ફળ**—ચપળ, ચંચળ, બહુ ભોજન કરનાર, બુદ્ધિશાળી, મોટા શબ્દ કરનારા લશ્કરનો ઉપરી, પુષ્ટ શરીરવાળો, ને બહુ કામ કરનાર. **ગજ (હાથી) વાહનનું ફળ**—ઘણાં કાર્યો કરવાથી સુખવાળો, માનવાળો, સારા રસ્તે ચાલનાર, લશ્કરનો સ્વામી શોભાવાળો, સર્વ સુખવાળો, સુંદર અલંકારો ને ધારણ કરનાર, ચંચળ, શત્રુ વિનાનો, નાના પ્રકારની કળા કૌશલ્યતામાં ચતુર, થાય. **મહિષ (પાડો) વાહનનું ફળ**—બળ, બુદ્ધિ ને જય વિનાનો, ભયંકર અગ્નિના ભયથી પીડાતો, ગાડીઓના બળવડે બળવાળો થાય. **જંબુક (શિયાળ) વાહનનું ફળ**—ચંચળ. રોગ ને દુઃખથી પીડાતી સ્ત્રીવાળો, ક્લેશવાળો, શત્રુઓથી પીડાતો, ધનના નાશવાળો, ને બહુ ક્ષય રોગી, ભોગી, સરખા લાભ ખર્ચવાળો, વેપારમાં સફેદ પદાર્થ ને સફેદ કપડાંથી નુકશાન ભોગવનાર થાય.

**સિંહ વાહનનું ફળ**—અનેક પ્રકારે બળવાન, ભોગ ભોગવનાર, ઘણો

શત્રુઓનો નાશ કરનાર થાય. કાક (કાગડો) વાહનનું ફળ—ચંચળ, ભય વિનાનો, સંતોષવાળો, મલિન, ખરાબ પોષાક પહેરનારો નીચ માણસોને પૂજવા લાયક, સ્થાનમાં રાજાના ભયવાળો, શત્રુના ભયવાળો, માણસોથી માન અપમાન ભોગવનાર, દુષ્ટ માણસોથી પીડાને કલેશ ભોગવનાર, ખરાબ ચેષ્ટાવાળો સ્ત્રીનો દ્વેષ કરનાર, થાય. હંસવાહનનું ફળ—કળાનો ભંડાર, રમત કરનાર, બ્રાહ્મણોથી સુખવાળો, સારૂં ભોજન કરનાર, સારે માર્ગે ચાલનાર થાય મયૂર (મોર) વાહનનું ફળ—દશાનો સ્વામી દશમા ભાવમાં ન હોય, ને મયૂર વાહન હોય તો બહુ સુખવાળો, અનેક કળાઓમાં ચતુર, યજ્ઞ વિગેરે કરનાર, મીઠું બોલનાર, મીઠા પદાર્થ ઉપર પ્રીતિ રાખનાર થાય.

ઉપર મુજબ અષ્ટોત્તરી વિંશોત્તરી ને યોગિની એ ત્રણે માહા દશાઓના વાહનનું ફળ છે.

## મહાદશાના ફળ બાબત. (જાતક પારિજાત.)

મુનીઓ જન્મોત્રાનું શુભ કે અશુભ ફળ, દશાના આધારે કહે છે. તેનો સાર લઇને તેજ પ્રમાણે દશામા સારૂ કે ખોટું ફળ મળવાના ભેદોને વિસ્તારથી કહું છું.

ગ્રહોના સ્થાનોના બળ પ્રમાણે સારા વા ખરાબ યોગ થાય. ને યોગથી દશા પ્રાપ્ત થાય તે દશાથી થતાં સારાં કે માઠાં ફળ મનુષ્યોને તેમની જાતિનો વિચાર કરી કહેવાં.

૧–આરોહીત, ૨–અધિક બળવાળા, ૩–ભાવને તુલ્ય, ૪–વધારે બિંદુવાળા, ૫–લગ્ને ૧૦ મે કે ૧૧ મે હોય, ૬–ઉચ્ચના, મૂલત્રિકોણી, સ્વગ્રહી, મિત્રના ઘરના, તથા શુભગ્રહની રાશિના, એ પ્રમાણે છ બળો છે. ષડ્ બળને પામેલા ગ્રહો શુભ ફળો આપે. (અર્થાત્ જે ગ્રહ તેમાંનું એક પણ બળ પામેલો હોય તે સારૂં ફળ આપે.)

ગ્રહો માન્દિ રાશિના સ્વામી. કે માન્દિ ભાવમાં બેઠા હોય, શુભ બિંદુઓ ઓછાં હોય, શત્રુ ગ્રહની રાશિમાં, નીચની રાશિમાં, કે અસ્તના હોય, વા પાપગ્રહો સાથે, ભાવની સંધિમાં હોય, કે રાશિ સંધિઓના ભાગોમાં હોય, તો ખરાબ ફળ આપે.

દશાનો સ્વામી (જે ગ્રહની દશા ચાલતી હોય તે ગ્રહ) લગ્નમાં હોય, વા લગ્નથી ૩–૬–૧૦–૧૧ મે હોય, ને તે અષ્ટક વર્ગમાં પોતાના કે

મિત્રના ઘરનો હોય, વા લગ્નમાં હોય, ને શુભ ગ્રહની રાશિનો હોય, તો તે ગ્રહની દશા સારૂં ફળ આપનારી જાણવી.

ચંદ્ર, દશાના સ્વામીના, મિત્ર ગ્રહના, ઘરમાં, ઉચ્ચમાં કે, દશાના સ્વામીથી સાતમે, ત્રિકોણમાં કે ઉપચય ( ૩–૬–૧૦–૧૧ ) સ્થાનમાં હોય, તો તે ગ્રહની દશા સારૂ ફળ આપનારી જાણવી. તેમ ન હોય તો ખરાબ ફળ આપે

ઉપર કહેલી શુભ રાશિઓમાં રહેલો ચંદ્ર, જન્મ સમયે લગ્ન, ધન વિગેરે જે ભાવોમાં હોય, તે તે ભાવોની મનુષ્યોને વૃદ્ધિ કરે. ને તે શિવાય અશુભ રાશિમાં રહીને જે ભાવે હોય, તે તે ભાવની હાનિ (નુકશાન) કરે.

ગ્રહોનું પહેલાં ઇષ્ટ કષ્ટ કાઢવું. તે ઇષ્ટ કષ્ટ પ્રમાણે દશાઓમાં મનુષ્યોનું શુભ કે અશુભ ફળ કહેવું.

ઇષ્ટ વધારે હોય તો શુભ, અને કષ્ટ વધારે હોય, તો અશુભ ફળ. ને ઇષ્ટ ને કષ્ટ બન્ને સરખાં હોય, તો મિશ્ર ફળ આપે છે. આ પ્રમાણે સર્વ જગ્યાએ વિચાર કરવો.

ગ્રહોનું આ જીવિકાનું જે ફળ કહેલું છે તે ભાવમાં રહેવાથી કહ્યું છે, ને દૃષ્ટિ, યોગ, થી થતું ફળ તે સઘળું ફળ તેની દશામાં પોતાની કહેલી [1]ધાતુથી આપશે.

દશાધિપતી લગ્નમાં મિત્રની રાશિમાં, કે પોતાના વર્ગમાં–કે, શુભગ્રહની રાશિમાં, વા લગ્નથી ઉપચય સ્થાન (૩।૬।૧૦।૧૧)માં હોય, તો તેની ભોગવાતી દશા ને પ્રારબ્ધ દશા જાણવી. તે દશા સારા ફળને આપનારી છે.

દશાનો સ્વામી પોતાના ઘરમાં, પોતાની ઉચ્ચ રાશિમાં, પોતાના મિત્રના ઘરમાં, વા ઉપચય સ્થાનમાં હોય, ને તેને જે શુભ કે મિત્ર ગ્રહ જોતો હોય, તેની દશા અંતર્દશામાં સારૂં ફળ આપે છે. બહુ શુભ ફળ આપનાર શુભગ્રહ કેન્દ્ર ( ૧–૪–૭–૧૦ ) કે ત્રિકોણ ( ૯।૫ ) માં અને પાપગ્રહો ૩–૬–૧૧ મે હોય, તેમાંથી પોતાના ઉચ્ચમાં, ઉપચયમાં, અને બળવાન જે ગ્રહો હોય, તેઓની દશા સારૂ ફળ આપે છે.

બે ગ્રહો એક બીજાના મિત્રો હોય, અને ષડબળમાં બળવાન હોય તો તેમની દશામાં સુખ સમજવું. બે ગ્રહો શત્રુ ગ્રહની રાશિમાં નિર્બળી હોય; તો તેની દશા અંતર્દશામાં ખરાબ ફળ સમજવું.

---

૧—ગ્રહોની ધાતુઓ પૃષ્ઠ ૩૯ માં છે.

ગ્રહ જે ભાવમાં હોય, તે ભાવનું ફળ પોતાની દશામાં આપે તે ફળ જેવી રીતે તે ગ્રહ રહેલો હોય, તે પ્રમાણે સારૂં માઠું ફળ સમજવું શુભગ્રહની દશામા સારૂ ફળ અને પાપગ્રહની દશામા ખરાબ ફળ જોશીઓ કહે છે

જેની દશા હોય, તે ગ્રહ શુભગ્રહ સાથે હોય, તો બહુ શુભ ફળ અને પાપગ્રહ સાથે હોય તો ખરાબ ફળ આપે છે. દશાનો સ્વામી મિશ્ર ગ્રહ સાથે, અને મિશ્ર બળવાન હોય તો મધ્યમ ફળ આપે છે.

ગ્રહની જે ધાતુ હોય, તે ધાતુમાથી દ્રવ્ય પેદા કરવાનું તે ગ્રહની દશા અંતર્દશામા જોશીઓ કહે છે પાપગ્રહની દશામા ધાતુનો ક્ષય અને શુભગ્રહની દશામા ધાતુનો વધારો જાણવો

જેની દશા ચાલતી હોય, તે ગ્રહ પોતાના શત્રુગ્રહ સાથે મેઠો હોય, તો શત્રુઓનો વધારો, અને બધા કામનો નાશ કરે જે ગ્રહ જે કામને લગતો કારક થયો હોય, તે ગ્રહની દશામા તે કામની સિદ્ધિ મુનીઓ કહે છે

કાર્ય કરનાર જે ગ્રહ હોય, તે ગ્રહની દશામા માણસોની કાર્યસિદ્ધિ જોશીઓએ કહેવી, કાર્ય કરનાર શુભગ્રહ હોય, તો કાર્યનો સુધારો, અને પાપગ્રહ હોય તો કાર્યનો નાશ કહેવો

દશમાના સ્વામીની અને રાજ્યકારક ગ્રહની દશામા રાજ્યથી માન તથા મહેરબાની મળે છે જે દેવની આરાધના કરવી હોય, તે દેવને લગતા ગ્રહની દશા અંતર્દશામા, તે દેવની ઉપાસના થઇ શકે છે નવમાના સ્વામીની દશામા તપ અને ધર્મ સબધીના કામની સિદ્ધિ કહેવી અને ૧૦ માના સ્વામીની દશામા યજ્ઞાદિક કર્મોને એવાજ બીજા શુભ કામો બની શકે છે

ગ્રહ શીર્ષોદય રાશિમા હોય, તો પોતાની દશાની શરૂઆતમા, પૃષ્ટોદયમા હોય તો દશાના ઉતરતા ભાગમા, અને ઉભયોદય રાશિમાં રહેલો ગ્રહ દશામાં દરેક વખતે ફળ આપે છે

જે ભાવના સ્વામીનો અધિશત્રુ થઇ જે ગ્રહો [1]રેખા શૂન્ય રાશિમાં ( એટલે જે ભાવમા રેખા ન હોય તેમા હોય, તેની એટલે તે અધિશત્રુ ગ્રહની ) દશામા લગ્નાદિ ભાવોનો નાશ કહેવો એમ મુનિઓ કહે છે

૧ અષ્ટક વર્ગની રેખાઓથી થતા ફળની સંપૂર્ણ માહીતી માટે જુઓ અમારો જાતક પારિજાત પૃષ્ટ ૨૯૭ થી ૩૪૫ અધ્યાય ૧૦ મો.

જે પાપગ્રહ ઉચ્ચાદિક વર્ગમાં બળવાન હોય, તે દશાપ્રવેશ વખતે (દશા બેસતાંજ) જે જે ભાવ સંબંધી ફળ આપતો હોય, તે અશુભ ફળ જાણવું. પાપગ્રહોની દૃષ્ટિથી થતું અશુભ ફળ, દશાના અંતમાં મળવાનું મુનિઓ કહે છે. (અર્થાત્ દશાની શરૂઆતમાં શુભફળ મળે છે.)

શુભગ્રહો, ભાવ સંબંધી ફળ દશાના આરંભમાં, રાશિ સંબંધી ફલ દશાના મધ્યમાં, અને દૃષ્ટિ સંબંધી ફળ દશાના અંતમાં આપે છે. આ સર્વે શુભગ્રહોની નક્ષત્ર દશાના ભેદ છે.

**જાતક પારિજાત**—સૂર્યની દશાના આરંભમાં બાપને રોગ, ને ધનનો નાશ, મધ્યમાં સર્વ પ્રકારનું દુઃખ, ને દશાના અંતમાં સુખ મળે છે.

પોતાના ઉચ્ચનો થઈ નીચ નવમાંશમાં રહેલા સૂર્યની દશામાં અપવાદ, ભય, પુત્ર, સ્ત્રી, બાપ, સગાંઓ, ને ભાઈઓનું મરણ, ખેતીવાડી, ને ધનનો નાશ થાય. સૂર્ય નીચનો થઇ ઉચ્ચ નવમાંશમાં હોય, તો તેની દશામાં રાજાથી સંપત્તિ ને સુખવાળો થાય પણ દશા ઉતરતાં ધનનો નાશ, યા મરણ થાય છે.

**ચંદ્રની** દશામાં પહેલાં ભાવફળ, વચમાં રાશિફળ, ને સ્થાનફળ આપે છે, ને દશાના અંતમાં દૃષ્ટિથી ઉત્પન્ન થયેલું ફળ જાણવું.

**મંગળની** મહાદશાની શરૂઆતમાં ધનનો, માનનો નાશ, વચમાં રાજવંશીઓથી અગ્નિ ને ચોરથી ભય થાય. ને અંતમાં પણ તેમજ થાય.

ઉચ્ચમાં રહેલો મંગળ, નવમાંશમાં નીચનો હોય, તો તેની દશામાં છોકરાં ને ભાઇઓનું મરણ થાય. નીચમાં રહેલો મંગળ નવમાંશમાં ઉચ્ચનો હોય, તો તેની દશામાં ખેતીવાડીમાં ફત્તેહ મેળવનાર, જમીન, ધન, ને અનાજવાળો થાય છે.

ઉચ્ચ રાશિમાં રહેલો **બુધ** નીચના નવમાંશમાં હોય તો પોતાની દશામાં કામ કરવામાં શકિત વિનાનો, અને અવળાં કામ કરનાર કરે છે.

બુધ નીચનો થઇને ઉચ્ચના નવમાંશમાં હોય તો દશાના છેલ્લા ભાગમાં સારૂં ફળ આપે છે. પણ શરૂઆતમાં કંઇ ફળ આપતો નથી.

**ગુરૂ** નવમાંશમાં નીચનો હોય, ને જન્મમાં પોતાના ઉચ્ચ ઘરમાં હોય, તો ચોર, દુશ્મન અને રાજાથી ભયવાળો, અને પુત્ર, સ્ત્રી વિગેરેથી ધીક્કારાતો થાય છે. ગુરૂ નવમાંશમાં ઉચ્ચના ઘરનો હોય, અને જન્મમાં પોતાના નીચમાં હોય, તો મહારાજાની પ્રીતિ, ઘરનો સુખી, વિદ્યા, જ્ઞાન, આબરૂ, ધન અને વૈભવવાળો અથવા દેશનો સ્વામી થાય.

ઉચ્ચ રાશિમાં શુક્ર હોય, અને નવમાંશમાં નીચનો હોય તો પોતાની દશામાં ધનનો નાશ, હોદ્દો ને માન ગુમાવે છે. (પદવી ઉતરી જાય)

નીચ રાશિમાં રહેલો શુક્ર, નવમાંશમાં ઉચ્ચનો હોય તો પોતાની દશામાં ખેતીવાડી અને વેપારમાં ધનનો લાભ આપે છે.

શનિ—પોતાના ઉચ્ચનો થઇ નીચ નવમાંશમાં હોય, તો દશાની શરૂઆતમાં સુખ અને દશા ઉતરતી વખતે પ્રાણીઓને બહુ દુઃખ થાય છે. શનિ નીચનો થઇ ઉચ્ચ નવમાંશમાં હોય, તો દશા ઉતરતી વખતે સુખ, અને દશાની શરૂઆતમાં શત્રુ અને ચોરથી ભય. દુઃખી, અને પરદેશમાં ભટકનાર થાય છે

રાહુ—કર્ક, વૃષભ ને મેષ એ ત્રણ રાશિનો હોય તો તેની દશામાં પૈસા અને અનાજના લાભવાળો, વિદ્યાનો શોખીન, રાજાથી માનવાળો તથા સ્ત્રી, નોકર ચાકર, અને બધુ વર્ગથી સુખી કરે છે.

રાહુ, કન્યા મીન અને ધનમાં હોય, તો તેની દશામાં છોકરા અને સ્ત્રીના લાભવાળો, દેશનો અધિપતિ નરવાહન (માણસથી ઉચકાતી પાલખી કે મ્યાનો) વાળો થાય. અને દશાના અંતમાં બધી વસ્તુઓનો નાશ થાય છે. સિંહ, વૃષભ, કન્યા કે કર્કમાં રાહુ હોય તો તે દશામાં રાજા કે રાજા જેવો, (પ્રધાન) હાથી, ઘોડા ને લશ્કરનો ઉપરી, બધા માણસો ઉપર ઉપકાર કરનાર, બહુ ધનવાન, સુખી, સારા સ્વભાવનો, પુત્ર ને સ્ત્રીમાં પ્રીતિવાળો થાય. રાહુની દશા શરૂઆતમાં દુઃખી, મધ્યમાં મોટું સુખ, ને અંતમાં પિતાનો ને હોદ્દાનો નાશ થાય.

**કેતુની** દશાનું ફળ ત્રણ પ્રકારનું છે. દશાની શરૂઆતમાં ગુરુ અને સગાંવહાલાં પીડા ભોગવે, વચમાં પૈસો મળે અને અંતમાં પોતાને સુખી કરેછે.

દશાનો સ્વામી બળવાન થઈ ઉચ્ચનો હોય તો સંપૂર્ણ દશા કહે છે. તે પૂર્ણ ફળ આપે છે. નિર્બળી ગ્રહની દશાને રિક્તા કહે છે. તે કંઇ ફળ આપતી નથી. ગ્રહ નીચનો હોય, અને નવમાંશમાં શત્રુના ઘરનો હોય, તો ખરાબ ફળ આપનારી દશા જાણવી.

જે જે ભાવથી બીજા સાતમા સ્થાનના સ્વામીની દશા અંતર્દશા હોય, તે તે ભાવના કારક જેની દશા છે, તેના ભેગા હોય, કે તેને જોતા હોય, તો તે તે ભાવનો નાશ કહેવો.

ત્રિકોણ (હાપ) માં બીજા અને અગિયારમા ભાવમાં બળવાન શુભ ગ્રહો હોય તો તે પોતાની દશા અંતર્દશામાં બહુ સુખ આપે છે.

**જાતક કેશવી**—પૂર્ણ નીચના અંશાદિકને ત્યાગ કરેલા ગ્રહની દશા આરોહી કહેવાય છે. ને તે સારૂં ફળ આપે છે. પણ તેજ ગ્રહ શત્રુના ઘરનો નવમાંશમાં, ને જન્મ કુંડળીમાં નીચનો હોય, તો આરોહી દશા સારા ફળને આપનારી છે, છતાં ખરાબ ફલ આપનારી જાણવી.

પોતાના ઉચ્ચના અંશાદિકને ત્યાગ કરેલા ગ્રહની દશા અવરોહિણી જાણવી. ને તે દશા ખરાબ ફળ આપે છે. પણ તેજ ગ્રહ જન્મમાં ને નવમાંશમાં ઉચ્ચનો, મિત્રની રાશિનો ને પોતાની રાશિનો હોય, તો તે અવરોહિણી છતાં પણ મધ્યમ ફળ આપે છે. પણ જો તે ગ્રહ ને શુભગ્રહ જોતો હોય, અથવા તે ગ્રહની સાથે શુભગ્રહ બેઠો હોય. ઉદયનો હોય, ને પડ્બળમાં ૭ થી વધારે બળ પામ્યો હોય, ને તેનું ઈષ્ટ વધારે હોય, તો તે દશા સારા ફળવાળી જાણવી.

**સર્વાર્થ ચિંતામણિ**—ગ્રહ જે ભાવમાં હોય, તે ભાવની આરંભ સંધીના અંશાદિકથી ભાવના અંશાદિક સુધીમાં, જે ગ્રહ બેઠો છે, તેમાં ગ્રહના અંશાદિક હોય, તો તેને આરોહી જાણવો. ને જે ભાવમાં રહેલો છે, તેના અંશાદિકથી વધારે અંશાદિકવાળો હોય, તો અવરોહી જાણવો. ગ્રહ ઉચ્ચનો, સ્વગ્રહી, મિત્રની રાશિનો, પડ્બળમાં ૭ થી વધારે બળવાળો હોય, પણ ભાવની સંધીના અંશાદિ સરખો એટલે સંધિગત હોય તો તે ગ્રહની દશા જ્યારે જ્યારે હોય ત્યારે ત્યારે તે ગ્રહ ઉચ્ચાદિકનું બળ ધરાવતો છતાં સારૂ ફળ આપી શકશે નહિ.

દશાના સ્વામીથી ફળ આપનારો ગ્રહ ૬।૮।૧૨ મે હોય, તો શત્રુ જાણવો. ૧।૨।૩।૪।૫।૯।૧૦।૧૧ મે હોય, તો મિત્ર જાણવો, ને ૭ મે હોય તો ખરાબ ફળ આપનારો જાણવો.

પાપગ્રહો સાથે રહેલો ગ્રહ શત્રુ, શુભગ્રહો સાથે ને શુભ સ્થાનમાં હોય, તો તે ઘણો શુભ જાણવો. એ રીતે સ્થાનોને અનુસરીને શુભાશુભ ફળ જાણવું.

નવમાંશમાં સ્વગ્રહી થયેલા ગ્રહની દશામાં, તેજસ્વી, ઘણો સુખી, સ્થિર વૈભવવાળો રાજાઓથી ધનની પ્રાપ્તિવાળો, ધનવાન ને પ્રસિદ્ધ થાય.

શુભગ્રહની દૃષ્ટિવાળા ગ્રહની દશામાં કીર્ત્તિવાળો, ધનવાન, દરેક કામમાં જશ મેળવનાર, પવિત્ર, રૂપવાન, ને કોમળ થાય.

કોઇ પણ ગ્રહ નવમાંશમાં ઉચ્ચનો હોય, તો તે ગ્રહની દશા સારૂં

ફળ આપનારી જાણવી ને નવમાંશમાં નીચનો હોય તો, તે ગ્રહની દશા ખરાબ ફળ આપનારી જાણવી

**ભાવ કુતૂહલ**—ઉચ્ચના ગ્રહની દશામા યશનો વધારો, નવા વસ્ત્ર આભૂષણ વિગેરેનું સુખ, સુંદર, સ્ત્રી મળે, શ્રીકૃષ્ણ કે ચક્રવર્તિ રાજા જેવો, પરાક્રમી ઐશ્વર્યવાળો, સારા હાથી, ઘોડા, રથ, ને બળવાળો ને શત્રુઓનો નાશ કરનાર થાય.

સ્વગ્રહી ગ્રહની દશામા, નવા વસ્ત્ર, નવુ ઘર, વિહાર વિગેરે સુખ, નવી સ્ત્રી, ધણી, જગ્યા ને આભૂષણવાળો, યશવાળો, ને શત્રુઓનો નાશ કરનાર થાય.

મિત્રની રાશિમા રહેલાની દશામા સ્ત્રી, પુત્ર, મિત્રથી, ને મિત્રના પુત્રોથી ઘણું સુખ, રાજાથી હોદ્દો ને માનની વૃદ્ધિ થાય

શત્રુની રાશિમા રહેલા ગ્રહની દશામા ઘણો કામી, શત્રુથી ભય, શરીરમા દુર્બળતા, ધનનો નાશ, દરેક કામમા વિઘ્ન ને વિનાશ થાય બુદ્ધિનુ બગડવુ ને ચલાયમાન ચિત્તવાળો થાય

છઠ્ઠાનો સ્વામી નિર્બળો હોય, તો તેની દશામા, માણસોથી કલેશ, રોગ, શત્રુ ને વ્યાધિનું થવુ માનસિક ચિન્તા, ગડગુમડાની પીડાથી કલેશ, ખરાબ માણસોથી કલંક માનભ્રષ્ટ, બુદ્ધિ, જ્ઞાન, ને ધનનો નાશ, ને મનમા વ્યાકુળતા થાય ને જો ષષ્ટેશ પાપગ્રહ સાથે કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો ધાતુ ક્ષય કરે

અષ્ટમેશની દશામા રાજાઓથી ભય, રોગી, પોતાના માણસોનો નાશ, ને મરણનો ભય થાય

વ્યયેશની દશામા રાજાઓથી ધનનો નાશ, માનસિક, ચિન્તા, રોગ ને મૃત્યુ સમાન કષ્ટ, ભેસ ને ગધેડા જેવા ખરાબ વાહનવાળો, ને ખરાબ માણસોની સોબત કરનાર થાય

સપ્તમેશની દશામા હૃદયમા રોગનો ભય શત્રુઓથી દુખ, ધનનો નાશ, ને રાજાથી ભય થાય.

અસ્તના ગ્રહની દશામા પોતાથી બળવાન માણસની સાથે વિરોધ, હૃદયમા ને પેટમા ઘણા રોગો, મનની પીડા શત્રુથી દુખ, વ્યસન, માનનો ભંગ, ને રાજાથી ધનનો નાશ થાય.

બળવાન ગ્રહની દશામા પોતાનું કહેલું ફળ પૂર્ણ આપે છે ને નિર્બળો ગ્રહ પૂર્ણ ફળ આપતો નથી મધ્યમ બળીગ્રહ મધ્યમ ફળ આપે

છે. લગ્નેશની દશામાં ઘણો ધનવાન; ધનેશની દશામાં મૃત્યુ અથવા કષ્ટ; સહજેશની દશામાં ઘણું કરીને પાપફળ; સુખેશની દશામાં ઘરનું સુખ; પંચમેશની દશામાં વિદ્યાનું સુખ; ષષ્ટેશની દશામાં શત્રુથી ભય; સપ્તમેશની દશામાં શોક; અષ્ટમેશની દશામાં નિશ્ચય મરણ; ભાગ્યેશની દશામાં પુણ્યાદિકર્મ; કર્મેશની દશામાં ધન, ને રાજાનો આશ્રય; લાભેશની દશામાં લાભ; વ્યયેશની દશામાં રોગ, ધનનો નાશ, ને ઘણાં કષ્ટ થાય. એવી રીતે પૂર્વના પંડીતોએ લગ્નથી બારે ભાવના સ્વામીનું સાધારણ દશાનું ફળ કહેલું છે.

જે ભાવનો સ્વામી બળવાન, પોતાની રાશિનો, ઉચ્ચનો, મૂળ ત્રિકોણનો, શુભગ્રહોના વર્ગમાં, હોવાથી પૂર્ણબળી હોય, તે ગ્રહ દશાનું કહેલું પૂર્ણફળ આપે છે. પણ જો શત્રુની રાશિમાં નીચનો, કે નિર્બળ હોય તો તે ઘણું કરીને અશુભ ફળ આપે છે.

### વક્રીગ્રહની દશા બાબત ( સર્વાર્થ ચિંતામણિઃ )

વક્રી મંગળની દશા હોય તો, ચોર, અગ્નિ, ને રાજાથી પીડા, મોટો ભય, વનવાસ ને સ્થાન નાશ થાય.

બુધ હોય તો, ઐશ્વર્ય, પુત્ર ને ધનનો વધારો, કથા શ્રવણપર પ્રીતિ સમુદ્ર સ્નાન ને દાન કરે.

ગુરૂ વક્રી હોય તો, ધનની સંપત્તિ, સ્ત્રી, પુત્ર, ધનનો લાભ, લડાઇમાં જીતવું. રાજાથી મિત્રતા, સુગંધિ પદાર્થો ને ઉત્તમ વસ્ત્રો મળે, ને વાણીનો વિલાસ થાય.

શુક્ર વક્રી હોય તો, રાજાથી પુજાય, મૃદંગ, નગારાં જેવાં વાજીંત્રો સાથે પોતાની સ્વારી ચઢે, ઘણા પ્રકારે લુગડાં આભૂષણ ને રાજ્યસુખ મળે.

શનિ વક્રી હોય તો, ધંધાનો ને ભાઇનો નાશ થાય, ને દુઃખ આપે.

( જાતક પારિજાત ) **દીપ્ત** ગ્રહની દશામાં રાજ્યયોગ, ધન, યશ, દાન, વિદ્યા અને વિનોદ ભોગવનાર થાય છે. **સ્વસ્થ** ગ્રહની દશામાં આચાર ધર્મ સાંભળનાર, બહુ સુખ, આરોગ્ય અને ધનવાળો થાય છે. **મુદિત** ગ્રહની દશામાં રાજાની પ્રીતિવાળો, વૈભવ અને સુખ ભોગવનાર થાય છે. **શાંત** ગ્રહની દશામાં આરોગ્ય, સૌખ્ય, સંપત્તિ, અને રાજાની પ્રીતિવાળો, ઉત્સાહી થાય.

**શક્ત** ગ્રહની દશામાં વિદ્યા, વિનય, ધન, તપ, અને ધર્મવાળો થાય છે. **પીડિત** ગ્રહની દશામાં ચોર, શત્રુ અને રાજાથી ભયવાળો થાય છે. ને

તેના નાના ભાઈનું મરણ થાય છે દીન ગ્રહની દશામા ગરીબ, વિકલ ગ્રહની દશામા દુખી, શોખવાળો, રોગી થાય ખલ ગ્રહની દશામા માનસિક પીડા, અને ભીત ગ્રહની દશામા હમ્મેશા શત્રુથી બયવાળો થાય

### બાધક સ્થાન તથા ગ્રહ બાબત ( જાતક પારિજાત )

લગ્ન ચર રાશિનું હોય તો ૧૧ મા, સ્થિર રાશિનું હોય તો ૯ મા, અને દ્વિસ્વભાવનું હોય તો ૭ મા ભાવને બાધક સ્થાન અથવા દુઃસ્થાન જાણવુ

બાધક સ્થાનમા રહેલો ગ્રહ તથા બાધક સ્થાનથી કેન્દ્રમા રહેલા ગ્રહને બાધક ગ્રહ જાણવો

બાધક સ્થાનના સ્વામીની દશા અને તેની સાથે રહેલા ગ્રહની દશા દુખી અને રોગી કરે છે બાધક સ્થાનથી કેન્દ્રમા રહેલા ગ્રહની દશા અંતર્દશા ચાલતી હોય તો દુખી અને પરદેશમાં ભમનાર કરે છે ગ્રહો એક બીજાથી છટ્ઠે આઠમે હોય, તો તેની દશામા ભય અને દેશ ત્યાગ વિગેરે ખરાબ ફળ કહેવુ પણ એક બીજાથી છટ્ઠે આઠમે, રહેલા બન્ને શુભ કે મિત્રગ્રહો હોય તો મિશ્રફળ કહેવુ

જે ગ્રહ જન્મ વખતે નીચ રાશિમા હોય તે, અને તેની સાથે જે ગ્રહ હોય તે, બન્ને ગ્રહ ખરાબ ફળ આપે છે નીચનો ગ્રહ રાહુ સાથે હોય, તો અનિષ્ટ ( ખરાબ ) ફળ આપે છે નીચનો જે ગ્રહ છે તેની રાશિમા રહેલો ગ્રહ અને તે નીચનો ગ્રહ જે રાશિમા છે તે રાશિનો સ્વામી ખરાબ ફળ આપે છે સારૂં ફળ આપતા નથી

### દશારિષ્ટ બાબત ( સારાવલી )

પાપગ્રહોની દશામા, પાપગ્રહની અંતર્દશા જ્યારે હોય, ત્યારે મૃત્યુ ( મરણ )નો સભવ, વા મોટા દુશ્મન થશે તેમ કહેવુ

મગળની મહાદશામા, જ્યારે શનિની અતર્દશા આવે ત્યારે લાખો લાખો વખત જીવવાનો હોય તેવા માણસોનું પણ નિશ્ચય મરણ થાય પાપગ્રહની રાશિમા પાપગ્રહ છટ્ઠે કે આઠમે હોય તો, કે પાપગ્રહની રાશિમા ૬ ઠ્ઠે, ૮ મે રહેલો ગ્રહ પોતાના શત્રુગ્રહને જોતો હોય તેવા ગ્રહની દશા અંતર્દશામા મરણ થાય

લગ્નના સ્વામીની મહાદશામા લગ્નના સ્વામીના શત્રુગ્રહની અંતર્દશા જ્યારે આવે ત્યારે અકસ્માત (ઓચીંતુ) મરણ થાય, એમ સત્યાચાર્ય કહે છે

(જાતક પારિજાત ) ૬–૮–૧૨ મા ભાવમાથી એક ભાવમા જે

નિર્બળ પાપગ્રહ હોય તેની દશામાં મરણ જાણવું. પણ જો તે ગ્રહની સાથે શુભગ્રહ હોય તો મરણ કરતો નથી.

ઋક્ષ સંધિમાં રહેલા ગ્રહની દશા ચાલતી હોય, તો દિલગીરી ને રોગથી પીડાશે; ને ૩૦ મા અંશમાં રહેલા ગ્રહની દશામાં મરણ થાય છે.

છઠ્ઠાના સ્વામીની મહાદશામાં આઠમાના સ્વામીની અંતર્દશા અને આઠમાના સ્વામીની મહાદશામાં ષષ્ઠેશની અંતર્દશા હોય, તો માણસોને મરણ કે હોદ્દાનો નાશ કહેવો. **વિશેષ**—સ્થાન બદલી, રાજ્યદ્વારથી ભય તાબાના માણસથી ને સ્ત્રીથી વિરોધ વા સ્ત્રી પુત્રનો નાશ, ચોર, અગ્નિ ને કુટુંબના માણસોથી દુઃખ ને માનસીક વિકાર ઉત્પન્ન કરે છે.

છઠ્ઠે આઠમે એક રાશિમાં બેઠેલા ગ્રહોની દશા અંતર્દશા હોય, અને બન્ને નિર્બળી હોય તો મરણ કહેવું.

પાપગ્રહો ક્રુર રાશિમાં હોય, અને શત્રુગ્રહો જોતા હોય, કે સાથે હોય તો તેની દશામાં મરણ થાય છે.

મહાદશાનો જે સ્વામી હોય, તે ગ્રહની મહાદશામાં તેના શત્રુગ્રહની અંતર્દશા આવે ત્યારે મરણ જાણવું. તે પાપગ્રહ હોય તો અવશ્ય મરણ જાણવું.

**છિદ્રગ્રહ બાબત**—૧, આઠમા ભાવનો સ્વામી, ૨, આઠમે ભાવે રહેલો ગ્રહ, ૩, આઠમા ભાવને જે ગ્રહ જોતો હોય તે ગ્રહ, ૪, ખરેશ્વર એટલે (લગ્નથી બાવીસમા દ્રેષ્કાણનો સ્વામી) ૫, આઠમા ભાવના સ્વામી ભેગો જે ગ્રહ હોય તે ગ્રહ, ૬, જે નવમાંશમાં ચંદ્ર બેઠો હોય તેનાથી ચોસઠમા નવમાંશનો સ્વામી (એટલે ચતુઃષષ્ટ્યંશ નાયક) ૭, આઠમા ભાવના સ્વામીનો અધિશત્રુ, આ સાત ગ્રહો છિદ્રગ્રહો અથવા ઘા કરનાર ગ્રહો કહેવાય છે. તે સાતમાંથી જે ગ્રહ બળવાન હોય, તે ગ્રહની દશામાં મરણ થાય છે. એવું પંડિતો કહે છે.

પોતાનું, ભાંડુનું, માનું, પ્રજાનું, સ્ત્રીનું, પિતાનું, વિગેરે જેનું મરણ જોવું હોય તેના ભાવ થકી સાતમે રહેલો ગ્રહ, ને તેના ભાવથકી આ-ઠમાનો સ્વામી તે બેમાં જે ગ્રહ વધારે બળવાન હોય તે ગ્રહની દશામાં મરણ જાણવું. દાખલો—બાપનું મરણ જોવું છે તો ૧૦ માથી ૭ મે એટલે ચોથે ભાવે રહેલો ગ્રહ અને ૧૦ મા થકી આઠમાનો સ્વામી એ-ટલે પાંચમા ભાવનો સ્વામી તે બેમાં જે બળવાન હોય તે ગ્રહની દશામાં બાપનું મરણ જાણવું. એવી રીતે જેનું મરણ જાણવું હોય તેના ભાવથી જોવું.

## દશારિષ્ટ ભંગયોગ. (સારાવલી)

જે ગ્રહની મહાદશા શરૂ થાય, તે ગ્રહ બળવાન હોય, કે તેને શુભ ગ્રહ જોતો હોય, કે શુભગ્રહ સાથે રહ્યો હોય, ને શુભગ્રહના કે અધિ મિત્રના વર્ગમાં હોય, તો રિષ્ટયોગ થતા છતાં રિષ્ટભંગ કરે છે. (તેવો ગ્રહ મારી શકતો નથી.)

જે ગ્રહની મહાદશા ચાલતી હોય તે ગ્રહ તદ્દન નિર્બળો હોય, ને અંતર્દશાવાળો ગ્રહ બળવાન હોય, તો નિશ્ચય કરીને રિષ્ટયોગનો ભંગ થાય.

રિષ્ટ કરનાર ગ્રહ યુદ્ધમાં જીત પામ્યો હોય ને તેને શુભગ્રહ જોતા હોય વા તે ગ્રહ પોતાના ઉચ્ચાદિકમાં રહ્યો હોય, તો કષ્ટ કરતો નથી.

## અંતર્દશા બાબત (સર્વાર્થ ચિન્તામણિ.)

જેગ્રહની મહાદશા ચાલતી હોય, તેની સાથે રહેલા ગ્રહની અંતર્દશામાં સ્ત્રી, પુત્ર, ચાકર, ધન, ને ખેતીવાડીને ઉદ્યોગનો નાશ પોતાના માણસોથી વિરોધ, ને ન ધારેલું તહોમત આવે.

દશાપતિથી બીજે રહેલા ગ્રહની અંતર્દશામાં, હલકું ખાનાર પીનાર, સારાંને જાણું વસ્ત્ર પહેરનાર, ચંદન, ને પુષ્પની માળા ધારણ કરનાર, બીજા ઉપર ઉપકાર કરનાર, પોતાના માણસો સાથે મિત્રના વધારનારો, સ્ત્રી પુત્ર ને બાંધુથી સુખી ને આનંદમાં રહેનાર થાય.

દશાપતિથી ૩ જે, રહેલા ગ્રહની અંતર્દશામાં રાજાઓથી માન ને ધન મળે, સુગંધિ વસ્તુઓ, પુષ્પ, વસ્ત્ર, ને આભૂષણ ધારણ કરનાર, મિત્રનો વધારો, ને તે તરફથી ભોજનનું સુખ મળે.

દશાપતિથી ૪ થે, રહેલા ગ્રહની અંતર્દશામાં, સ્ત્રી, પુત્ર, ધન, ઘર, ધર્મ, વાહન, મીઠું ખાનાર પીનાર, વસ્ત્રને આભૂષણ ધારણ કરનાર, પણ જો તે અંતર્દશાપતિ શુભગ્રહ હોય ન તો, તેનાથી વિપરીત (ઉલટું) ફળ થાય છે. મહા દશાપતિથી ૪ થે, રહેલો ગ્રહ સ્વગ્રહી, કે ઉચ્ચાદિક બળ પામેલો, હોય, ને તે પાપગ્રહ હોય, તો પણ શુભ ફળ આપે છે; પણ સ્વગ્રહી ને ઉચ્ચાદિક બળને પામેલો ન હોય એવો શુભ ગ્રહ હોય, તો અશુભ ફળ કરે.

દશાપતિથી ૫ મે, રહેલા શુભગ્રહની અંતર્દશામાં પુત્રાદિનું સુખ, ને પાપગ્રહની અંતર્દશામાં પુત્રનો નાશ થાય.

દશાપતિથી ૬ ઠ્ઠે, રહેલા પાપગ્રહની અંતર્દશામાં ચોર ને લેણદારથી ભય, પુત્ર, દેહથી પીડા, ને પદભ્રષ્ટ કરે. પણ તે શુભગ્રહ હોય, તો તે દરે-

કથી સુખ મળે, ને તે ઉચ્ચનો કે મૂળ ત્રિકોણાદિ બળ પામ્યો હોય, તો પુત્ર ને મિત્રની વૃદ્ધિ થાય.

દશાપતિથી ૭ મે રહેલા પાપગ્રહની અંતર્દશામાં સ્ત્રી, ધન, પુત્ર, બંધુ, વિગેરેનો નાશ ને રાજાથી ભય થાય, ને તે શુભગ્રહ હોય તો, તે દરેકથી સુખ મળે, ને જો નીચ કે શત્રુની રાશિનો ન હોય તો, સારાં રત્ન, વસ્ત્ર, ને આભૂષણ મળે.

દશાપતિથી ૮ મે રહેલા શુભગ્રહની અંતર્દશામાં, પ્રથમ સુખ ને શુભ ફળ થાય, ને અંતમાં કષ્ટ થાય છે. ને તે પાપગ્રહ હોય તો, ભય, મૃત્યુ, ખરાબ અન્ન, ચોર, અગ્નિ ને રાજાથી ભય થાય.

દશાપતિથી ૯ મે રહેલા પાપગ્રહની અંતર્દશામાં, અશુભ કર્મ, સ્થાનનો નાશ, ને મનની વ્યાકુળતા થાય. ને તે શુભગ્રહ હોય તો, વિવાહ યજ્ઞ, ને દાનાદિક કરનાર થાય.

દશાપતિથી ૧૦ મે રહેલા પાપગ્રહની અંતર્દશામાં, કર્મનો નાશ, ખરાબ કીર્તિવાળો, ને ઘણા પ્રકારની આપદા થાય. ને તે શુભગ્રહ હોય તો સુખ, તલાવ, ગામનો દરવાજો ને પુણ્ય કર્મો કરવામાં વધારો થાય.

દશાપતિથી ૧૧ મે રહેલા પાપગ્રહની દશામાં, પુત્ર મિત્ર, ધન, સ્થાન, (જમીન ઘર) ની પ્રાપ્તિ થાય. ને તે શુભગ્રહ હોય તો, સુખ, ભાગ્યની વૃદ્ધિ, રાજાથી પ્રીતિ, સ્ત્રી ને મીત્રનો વધારો થાય.

મહા દશાપતિથી ૧૨ મે રહેલા પાપગ્રહની અંતર્દશામાં, દુઃખ ધનનો નાશ, રાજાનોકોપ, સ્થાનનો નાશ, ને યાદ શક્તિનો ઘટાડો થાય. ને તે શુભગ્રહ હોય તો, વાહન, વૈભવ ને ભાગ્યનો વધારો, વસ્ત્ર, અને આભૂષણ મળે.

ઉપર મુજબના દરેક નિયમોનો અષ્ટોત્તરી વિંશોત્તરી કે યોગિની કોઈ પણ દશા જોતી વખતે વિચાર કરીને જ દશા ફળ કહેવું.

## (માનસાગરી પદ્ધતિઃ) અષ્ટોત્તરી મહાદશાઓનું ફળ.

**સૂર્યની મહાદશામાં**—તીખાં ને ગરમ ભોજન ખાનાર, માન આબરૂનો વધારો, ધન, ચામર, છત્ર ને ભાઈનું સુખ થાય.

**ચંદ્રની મહાદશામાં**—આભૂષણ, મણિ ને વસ્ત્રનો લાભ, સારાં મીઠાં ભોજન ખાનાર પીનાર, સ્ત્રીયોમાં ઘણી પ્રીતિ, રાજાઓમાં પૂજાય, ને સારૂં ફળ મળે.

**મંગળની**—હથીયારનું વાગવું, રાજ્યથી બધન કે મરણ જેવી પીડા મનમા ચિન્તા, લડાઈ, કલેશ ને ભય, ઘરમા રોગ, ચોર ને અગ્નિનો ભય, વસ્ત્ર ને ધનનો નાશ, ને મરણ જેવા અશુભ ફળ થાય.

**બુધની**—શુભ ફળ, પ્રિય મિત્રનો મેળાપ, સોનાના દાગીના ને વસ્ત્ર, વિદ્યા ને ધનનો લાભ, ને મનમા સારો હર્ષ થાય.

**શનિની**—કિલ્લો, સિમાડો ને પહાડોની રક્ષા કરનાર, સારૂ ધાન્ય, જુના વસ્ત્ર, જમીનનો લાભ, ને પીડા થાય અને પશુના વૈભવવાળો થય

**ગુરૂની**—ઘણુ સુખ ગુણ ને બુદ્ધિનો વધારો, સ્ત્રીથી ધન મળે જ્ઞાન ને તેજનો વધારો, વૈભવવાળો, ને મહાત્મા જેવા સારા આચરણવાળો ને સારૂ ફળ થાય.

**રાહુની**—ધર્મ વિનાનો, મામ વિશ્વાસનો નાશ, સ્ત્રી, પુત્ર મિત્રને પીડા, પરદેશ જવુ, બુદ્ધિનો બગાડો, કલેશ ને કોઢ જેવા રોગનો ભય થાય

**શુક્રની**—પરાક્રમી, આસનનો શોખીન, હર્ષિત, વૈભવવાળો, દ્રવ્ય ને ખાનપાનથી પૂર્ણ સુખી, સારી સ્ત્રી મળે, બુદ્ધિમાન, ઘણા ઉપકાર કરનાર, નાના પ્રકારની લક્ષ્મીને ભોગવનાર, ધર્મ સંબધી જ્ઞાન, ઔષધ, મંત્રને કારીગિરીથી સારૂ ધન પેદા કરે, સુખી, આખે પીડા, જમવામા વધારે પ્રીતિ, પોતાના પરાક્રમને કીર્તિનો વધારો થાય

## અષ્ટોતરીમહાદશાઓમાંઅ તર્દશાઓનુ ફળ (માનસાગરીપદ્ધતિ)

### સૂર્યની મહાદશામા અંતર્દશાઓનું ફળ

સૂર્યની મહાદશામાં સૂર્યની અંતર્દશા હોય તો, ભાઈને કુટુબમા માન મળે, ભાઈનું મરણ થાય, સૂર્યમા ચદની, શત્રુ, ચિન્તા, ને વ્યાધિનો નાશ, ધનનો લાભ, ને સુખ થાય, મગળની, રાજ્યથી પ્રવાળુ, મોતી, સોનું વગેરે ધન મળે વૈભવ ને સર્વ સુખ મળે, બુધની, મહોની પીડા, વાયુનો રોગ ધનનો કુળનો નાશ ને લોકોમા અવિશ્વાસ થાય, શનિની, મહા દુખ, પુત્ર મિત્રનો નાશ, ને શત્રુઓથી ભય થાય ગુરૂની, દુખ રોગ, ને શત્રુનો નાશ, લક્ષ્મીનો લાભ, સુખ, સાગ મગળ કામ, ને ઉત્સાહમા વધારો થાય રાહુની, માનનો ભગ, શોક, મોટો ભય, દુખ ને દરેક ઠેકાણે ખરાબ ને અમગળ કાર્યો થાય, શુક્રની, તાવ, અતિસાર; ને શળના રોગથી શરીરે પીડા, ભય, ત્રાસ ને ધનનો નાશ થાય.

## ચંદ્રની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**ચંદ્રમાં ચંદ્રની**, સુખ, સર્વ ઠેકાણે વિજય, કુટુંબમાં વેર, સ્ત્રી મળે, છોકરાનો જન્મ, ને ઊંઘમાં પ્રીતિ થાય; **મંગળની**, હથીયાર, રોગ, અગ્નિ, ને ચોરનો ભય, ધન નાશ, ને માનસિક દુઃખ થાય; **બુધની**, હાથી, ઘોડા, ગાય, ધન વિગેરેનો લાભ, ને છોકરીઓનો જન્મ થાય; **શનિની**, ભાઇઓમાં વેર, શોક, કલેશ, દુઃખ, ને દરેક કામમાં ગુંચવાડા થાય; **ગુરૂની**, ધર્મ ધન, સુખ, વસ્ત્ર, ઘરેણાંનો લાભ, વિજય થાય, ને રાજાથી માન મળે; **રાહુની**, ભાઇઓ, ને સ્થાનનો નાશ, શત્રુથી વધારે ભય થાય, ને કોઇ જગ્યાએ સુખ મળે નહિ; **શુક્રની**, છોકરીઓનો જન્મ, સુખ મળે; **સૂર્યની**, રાજાના આશ્રયથી સુખ, રાજ્ય પ્રાપ્તિ, શત્રુને રોગનો નાશ, ને વૈભવનું સુખ વધારે મળે.

## મંગળની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**મંગળમાં મંગળની**, શત્રુથી પીડા, ભાઇઓથી કલેશ, ને પોતાના સગાઓમાં પીડા, વૃદ્ધ સ્ત્રી ને વેશ્યાઓમાં પ્રીતિ રાખે, **બુધની**, રાજા, અગ્નિ, ચોર, ને મોટા માણસથી ભય, તાવ વિગેરે રોગ થાય. ને દુષ્ટ માણસો સાથે કલેશ થાય; **શનિની**, મોટું દુઃખ, પાણીથી ઘાત, રાજાથી દુઃખ, ને ભય થાય; **ગુરૂની**, પુણ્ય ને તિર્થ યાત્રા થાય, દેવ બ્રાહ્મણને પૂજવામાં પ્રીતિ, ને ઘણું ધન મળે; **રાહુની**, શાસ્ત્ર, અગ્નિ, રાજા ને ચોરથી ભય, રાજાથી મૃત્યુ કે ભય, ને મનમાં દુઃખ થાય; **શુક્રની**, શત્રુથી ભય ઘણો કલેશ, ધર્મ, ને સુખનો નાશ, રાજાથી બંધન ને બીક થાય; **સૂર્યની**, રાજા સાથે ઘણો પરિચય, ને બહાદુર માણસનો મેળાપ ને ખરાબ સ્ત્રીનો સમાગમ થાય; **ચંદ્રની**, બહુ ધન, મોતી, સોનું મણિ વગેરે લક્ષ્મી મળે, મિત્રથી સુખ ને મોટો હોદ્દો મળે.

## બુધની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**બુધમાં બુધની**, બુદ્ધિનો વધારો, શરીરનું ને સ્ત્રીનું સુખ, ઘણા પ્રકારથી દ્રવ્યનું સુખ, ને યશ મળે, **શનિની**, મિત્રથી ધન મેળવનાર, ગુણ ને ધર્મના કામોની સિદ્ધિ કરનાર. ને દરેક કામમાં મહેનતું થાય; **ગુરૂની**, શત્રુ, રોગ, ને ભય વિનાનો, ધર્મને જાણનાર, રાજાની પ્રીતિ, ને સોનું વિગેરે ધાતુઓથી શોભાવાળો થાય; **રાહુની**, અકસ્માત ભાઇઓથી છુટા પડવું, ને રસ્તે ચાલતે રાજાનો કોપ, ભય, ને પૈસાનો નાશ થાય; **શુક્રની**,

ગુરૂ, દેવ, ને બ્રાહ્મણને પૂજનાર, દાન ધર્મ કરનાર, વસ્ત્ર, ઘરેણાં ને લાલ વસ્તુથી લાભ થાય; **સૂર્યની,** સોનું, ઘોડા, માણેક સુખ ને જય મળે, રાજ્ય લક્ષ્મી, બળ, ને તેજ પ્રાપ્ત થાય; **ચંદ્રની,** આચારવાન, ઘણું ધન, હાથી, ઘોડા, વિગેરે સુખવાળો, શૈય્યા, છત્ર, ને સંપત્તિથી સુશોભીત થાય; ને **મંગળની,** માથાને ગુદાના રોગથી દુ:ખી, અગ્નિ ચોર ને રાજાથી ભય, ને ભાઇ છોકરાઓથી દુ:ખી થાય.

## શનિની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**શનિમાં શનિની,** ભાઈ સ્ત્રી, ને પુત્રથી પીડા, ને ધનનો નાશ પરદેશ જવું. ને દુ:ખી થાય **ગુરૂની,** દેવબ્રાહ્મણને પુજનાર સુખ, ધન, ને સારાં ગુણનો વધારો, સારો હોદ્દો મળે, ને મનની ઇચ્છા પૂર્ણ થાય; **રાહુની,** વાયુનો રોગ, ને પેઢુમાં પીડા થાય, પરદેશ જવું, ને ડાહ્યા માણસ સાથે અદેખાઇ, ને સુખનો નાશ થાય; **શુક્રની,** ભાઇ, મિત્ર, સ્ત્રી, ધન, સુખ ને સંપત્તિ મળે, રાજાથી મિત્રતા, ને ધનનો લાભ થાય; **સૂર્યની,** સ્ત્રી, પુત્ર, ધન, ને કામકાજનો નાશ કે ભય થાય, આયુષ્યનો ભય, ને દરેક રીતે ખરાબ ફળ થાય; **ચંદ્રની,** સ્ત્રી, જય, ને સુખ મળે, ભેંસો, ને આયોના ધનવાળો, ને છોકરીનો જન્મ થાય; **મંગળની,** ભાઈ, સ્ત્રી, પુત્રનો નાશ, વિજળીથી ભય, મોટો રોગ ને ખરાબ ફળ થાય; ને **બુધની,** સુખ, સૌભાગ્ય, શરીરે સુખ, યશ ને સંતોષનો વધારો, મિત્ર ને જમીનથી લાભ થાય.

## ગુરૂની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**ગુરૂમાં ગુરૂની,** ધર્મનાં કામ, દ્રવ્ય, ઘોડા, સોનું, ઘર, જમીન, ઝાડ વિગેરેનો લાભ, રાજ્યથી માન, ને ગુણનો વધારો થાય; **રાહુની,** નીચ માણસો સાથે મિત્રતા, વાયુ ને પિત્તના વિકારથી ભય, ને દરેક કામનો નાશ થાય; **શુક્રની,** શત્રુથી ભય, ધનનો નાશ, બંધન, કલેશ, રોગ, ને સ્ત્રીનો વિયોગ થાય; **સૂર્યની,** રાજાના જેવા વૈભવવાળો શરીરે સુખી, ઘણી સ્ત્રીયોના સુખ ને સંતોષવાળો થાય; **ચંદ્રની,** શત્રુઓનો નાશ, સુખી, પૂણ્યશાળી, શરીરે ઘણો મજબુત, ને કુટુંબીઓની સાથે રહેનાર થાય; **મંગળની,** ધન, ને કીર્તિનો લાભ, ભાઈ ઓની કીર્તિને વધારનાર, સુખી, શત્રુ, ને રોગ વિનાનો, ને શોભાયમાન થાય; **બુધની,** દુ:ખ ને સુખ સરખા ગણનાર, ધનવાન, ગુરૂ, દેવ, ને અગ્નિને પૂજનાર, ને સરખા મિત્ર ને શત્રુવાળો થાય; ને **શનિની,** વેસ્યાઓની સોબતથી દુ:ખી થાય, ખરાબ ચાલનો ધર્મ વિનાનો, કામી, લોભી, નીચ માણસો સાથે મિત્રતા રાખનાર થાય

## રાહુ મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**રાહુમાં રાહુની**, ભય, રોગ, ને પાપથી પીડા, સ્ત્રી,પુત્ર, મિત્રથી ક્લેશ કે તેઓનો નાશ, કે પોતાના ભાઇઓથી ક્લેશ થાય; **શુક્રની**, બ્રાહ્મણ ને રાજાથી સ્નેહ, સ્ત્રીની સોબતથી ધનનો સંચય, ને લડાઈમાં જીત થાય; **સૂર્યની**, શત્રુ, ને રોગ, ઝેરથી મોટો ભય, ધનનો નાશ, અગ્નિ ને ચોરનો ભય થાય; **ચંદ્રની**, શત્રુ ને રોગથી મોટો ભય, ભાઈ, ને ધનનો નાશ, ક્લેશ, ને ભાઈઓથી વેર થાય; **મંગળની**, ઝેર, અગ્નિ, શસ્ત્ર ને ચોરથી વખતો વખત મોટો ભય, તથા ધન, સ્ત્રી ને ભાઇનો નાશ થાય. **બુધની**, ભાઇ, સ્ત્રી, ચાકર, મિત્ર, ધન, વિગેરેથી સુખી, ને ભય વગરનો થાય; **શનિની**, વાયુ ને પિત્તનો રોગ, ભાઇઓ સાથે ક્લેશ, દેશ નિકાલ, ને ધનનો નાશ થાય; ને **ગુરૂની**, રોગ વિનાનો, પોતાના માણસોથી યુક્ત, દેવ-બ્રાહ્મણની ભક્તિ, ધર્મ ને તિર્થમાં પ્રીતિવાળો થાય.

## શુક્રની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**શુક્રમાં શુક્રની**, લાભ ને સ્ત્રોનો મેળાપ થાય, ધર્મ કરવાથી સુખ, ઈચ્છા પૂર્ણ ધન, કીર્તિ ને હુંશિયારીમાં વધારો થાય; **સૂર્યની**, આંખ ને ગાલમાં રોગ, રાજા ને ભાઇઓથી પીડા, મરણ જેવું દુઃખ થાય: **ચંદ્રની** ઉદ્વેગ, કુશળતાની હાની, ઘોડાઓ વિગેરે ધનનો નાશ, ઘણો ક્લેશ ને મનમાં દુઃખ થાય; **મંગળની**, નખ, પેટને માથામાં વ્યાધિ, ક્લેશ ને ભાઇઓથી દુઃખ, ને શરીર દુર્બળ થાય, **બુધની**, ધન ધાન્ય ને સુખનો લાભ, માન, ધર્મ ને યશથી સુખ, ને મોટા માણસો સાથે સ્નેહ થાય; **શનિની**, વૃદ્ધ સ્ત્રીયો ને ભોગવવાથી પીડા, પુત્રનો નાશ ને દુઃખ થાય, શત્રુનો નાશ ને મિત્રનો મેળાપ થાય; **ગુરૂની**, ધન્ય ધાન્યમાં વધારો, ધર્મવાન, સુખી, સ્ત્રીનું સુખ, ને કીર્તિનો વધારો થાય; ને **રાહુની** પરદેશ જવું, ભાઇઓથી દ્વેષ, ખરાબ માણસોની સોબત, ને પોતાના વંશનો નાશ થાય.

## ગ્રહોની વિંશોત્તરી મહાદશાઓનું ફળ. (જાતક પારિજાત.)

**સૂર્યની મહાદશામાં** ચોરી, ઉચાટ, વિગેરેથી ધન મળે. ને અગ્નિ, તથા ઢોરોથી પીડા, આંખોનો રોગ, પુત્ર સ્ત્રી વિગેરેના પોષણ માટે ચિન્તા, ગુરૂ ને બાપનું મરણ, ચાકર ગાય ને ધનનો નાશ થાય.

**ચંદ્રની** દશામાં મન્ત્ર, દેવ, ને બ્રાહ્મણોની ભક્તિ, બળવાન સ્ત્રીવાળો, સ્ત્રી, સંપત્તિને જમીનનું મળવું. ફલ, કપડાં અલંકાર, અત્તર વિગેરે સુગંધી

પદાર્થો ને ઘણા પ્રકારના ધનવાળો થાય. જો નિર્બળી હોય તો ધનનો નાશ, ને વાયુનો રોગી થાય

**મંગળની**, શસ્ત્ર, અગ્નિ ક્રિયા, અને વાહન, વિગેરેથી, તેમજ દવા ખેરો પ્રપંચ, ને ઘણા ઘાતકી કામોથી ધન મળે. પિત્ત, ને લોહીનો બગાડો, તાવની પીડા; ને નીચ પુરૂષોની સ્ત્રીયોની ચાકરી કરનાર, છોકરા, સ્ત્રી, ભાઇ, ને ગુરૂઓથી ધિક્કાર પામનાર, ને ખરાબ અનાજ ખાનાર થાય છે.

**રાહુની**, સુખ શાંતિ ને ધનનો નાશ સ્ત્રી પુત્રોના વિયોગથી દુ ખી, બહુ રોગી, પરદેશ રહેનાર, ને વિવાદ કરનારી બુદ્ધિ કરે.

**ગુરૂની**, સ્થાનની પ્રાપ્તિવાળો, પૈસા, ગાડી, ને કપડાંવાળો, રાજ્યની પ્રીતિવાળો, શુદ્ધ ચિત્તનો વૈભવવાળો, જ્ઞાની, તેમજ પુત્ર, ને સ્ત્રી વિગેરેના લાભવાળો થાય.

**શનિની**, બકરાં, ગધેડા, ઉંટ, બુઢ્ઢી સ્ત્રીયો, પક્ષી, ને ખરાબ અનાજનો લાભ થાય નીચ વર્ગનો અધિકારી થઇ અને ફળી ( પોળ ) શહેર અને ગામડાઓમા ધન મેળવે.

**બુધની**, મુરબ્બી ( ગુરૂ ) સગા વહાલા ને મિત્રોથી ધન મેળવે, કીર્તિને સુખવાળો, રાજ્ય દરબારી સંદેશો લઇ જનાર, સોના રૂપાના દાગીના વેચવાથી ધનવાન, વાયુનો રોગી, ને સારા કામ કરનાર થાય.

**કેતુની**, ગરીબ બુદ્ધિ, ને વિવેક વિનાનો રોગોથી પીડાનાર, શરીરે બહુ દુ ખી, પાપનો વધારો, બહુ ખરાબ કામ કરનાર કંઇક સુખી થાય.

**શુક્રની**, સ્ત્રી, છોકરા દોલતવાળો, બહુ સુખી, સુગંધ, પુષ્પ, માળાઓ, પોષાકો, ઘરેણા, ગાડીઓ, પાલખી વિગેરે ભોગવનાર, રાજા જેવી કીર્તિવાળો થાય

### વિંશોત્તરી મહાદશાઓમાં દરેક ગ્રહોની અંતર્દશાઓનુ ફળ.
### ( જાતક પારિજાત ) સૂર્યની મહાદશામાં બીજા ગ્રહોની અંતર્દશાઓનુ ફળ

**સૂર્યમાં સૂર્યની**—બ્રાહ્મણ, રાજા, ને શસ્ત્ર વિગેરેથી ધનની પ્રાપ્તિ, માનસિક ચીંતા, પરદેશ કે વનમાં ભટકવુ થાય **ચંદ્રની**—સગા વહાલા ને મિત્રોથી ધન, મિત્ર ને સજ્જનોથી દોલત, પાડુ વિગેરે રોગથી પીડા થાય, **મંગળની**—રત્ન, સોનું, ને ધનની પ્રાપ્તિ, રાજાનો બહુજ સ્નેહ, ને પિત્ત વિગેરે રોગ થાય **રાહુની**—કાળ વિનાની મૃત્યુ પીડા, સગા વહાલાં

ને શત્રુથી દુઃખ, સ્થાનનો નાશ, અને મનનું દુઃખ થાય. **ગુરૂની**—સર્વને પૂજવા લાયક, છોકરાથી ધન, દેવ બ્રાહ્મણની ભક્તિ, સારાં કર્મ ને આચારવાળો, સારી વાતો કરનાર થાય. **શનિની**—સર્વ જગ્યાએ શત્રુપણું, આળસ, ખરાબ વૃત્તિ, મનનું દુઃખ, ને રાજા કે ચોરથી ભય થાય. **બુધની**—ભાઇઓને પીડા, મનને દુઃખ, યજ્ઞ વિગેરે કામોમાં ઉત્સાહી. ધનનો નાશ ને કંઈક સુખી થાય, **કેતુની**—કંદ રોગ, મનને પીડા, આંખોનો રોગી, તેમજ કાળ વિનાનું મરણ થાય. **શુક્રની**—બહુ મહેનતથી ને પાણીથી ધન મળે, ખરાબ સ્ત્રીની સાથે સંભોગ કરનાર, ફોકટ વિવાદ કરનાર થાય.

## ચંદ્રની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**ચંદ્રમાં ચંદ્રની**—વિદ્યા, સ્ત્રી, ગાયન ને વાજામાં પ્રીતિવાળો, સારાં રેશમી કપડાં પહેરનાર, પુરૂષોની સોબત કરનાર, લાંબા આયુષ્યવાળો, રાજા પ્રધાન, ને સેનાધિપતિઓ વડે વખાણતો, સારી કીર્તિવાળો, પોતાના કુટુંબ નેમિત્રો સાથે સારાં યાત્રા સ્થનોમાં ફરનાર, પૃથ્વી, ગાય, ઘોડા, વિગેરે મેળવનાર, ને બહુ ધનવાન થાય. **મંગળની**—રોગ વિરોધી બુદ્ધિ, ને સ્થાનનો નાશ, પૈસાની ખુવારી, મિત્રોથી ને ભાઇઓથી કલેશ. **રાહુની**—શત્રુ ને રોગના ભયથી કલેશ, ભાઇઓનો નાશ, ધનનો નાશ, ને કંઈ સુખ મળતું નથી. **ગુરૂની**—ગાડી, વાહન, ઘણા પ્રકારના પૈસા ( ઝવેરાત વિગેરે ) કપડાં, ઘરેણાં સંપત્તિ વિગેરે આપે, મહેનતથી પોતાની ઇચ્છા પુરી પાડે. **શનિની**—માતાને પીડા, પોતાના મનને કલેશ, કફ ને વાયુનો રોગ, દ્દઢ બોલી, ને શત્રુઓ સાથે સંવાદ કરાવે. **બુધની**—માતાના તરફના સગાંઓથી ધન, વિદ્વાનોનો મેળાપ, વસ્ત્ર ને અલંકારની પ્રાપ્તિ કરાવે. **કેતુની**—રોગી સ્ત્રી. ભાઇઓનો નાશ, પેટના રોગથી પીડા. ને ધન મિલકતનો નાશ. **શુક્રની**—સ્ત્રી તરફથી ધન, ખેતીવાડીને ઢોરાંથી સુખ, પાણી, ને કપડાંનું સુખ, માતાને રોગી કરે છે. **સૂર્યની**—રાજા જેવું ઐશ્વર્ય મેળવે; રોગ શત્રુનો નાશ કરી સારૂં સુખ આપે.

## મંગળની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**મંગળમાં મંગળની**—બહુ ગરમી, મિત્રોનો દ્વેષ, ભાઇઓને દુઃખ રાજાથી ભય, ને દરેક કામનો નાશ કરે. **રાહુની**—રાજાને ચોર વિગેરેથી ભય, ધન તથા અનાજનો નાશ. ને દુષ્ટ કામની સિદ્ધિ કરે. **ગુરૂની**—બ્રાહ્મણો તરફથી પૈસા ને જમીનના લાભવાળો, નિરોગી, સર્વ માણસોથી

પૂજાનાર, જયવાળો, ને સુખી કરે. **શનિની**–દુઃખી, રોગી, શત્રુઃ ચોર, ને રાજાથી ભય ને ધનનો નાશ કરે. **બુધની**–વૈશ્ય કે વેપારથી ધનનું મળવું, ઘર ગાય ને અનાજની સંપત્તિ મળે શત્રુથી દુઃખ ને મનને કલેશ કરે. **કેતુની**–પેટના રોગથી સંતાપવાળો, સગાં ને ભાઈઓથી દુઃખી ને ખરાબ માણસોથી શત્રુપણું કરાવે **શુક્રની**–સ્ત્રી, દાગીના, કપડાં, ભાઈઓથી ધન વિગેરેનું સુખ આપે, સ્ત્રીયોના દ્વેષથી વાતો કરનાર થાય. **સૂર્યની**–અપવાદ ભોગવનાર, ગુરૂનો દ્વેષ કરનાર, કલેશ કરનાર, રોગી, કુટુંબથી મનમાં દુઃખી થાય. **ચંદ્રની**–ઘણા પ્રકારનું ધનનું સુખ, વસ્ત્ર, મોતી, મણિઓ, ઝવેરાત, દાગીના; ગર્વ, નિદ્રા (ઊંઘ) ને આળસ ઉત્પન્ન કરે.

## રાહુની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**રાહુમાં રાહુની**–રોગી સ્ત્રીવાળો, મારામારી કરનાર, બુદ્ધિનો નાશ, ધનનો નાશ, દુર દેશ ફરનાર તેમજ બહુ દુઃખી કરે. **ગુરૂની**–રોગ ને શત્રુનો નાશ. રાજાનો માનીતો ધનવાન, છોકરાના લાભવાળો, ને બહુ ઉત્સાહી થાય. **શનિની**–વાયુ ને પિત્તનો રોગી. ભાઈ ને મિત્રોથી પીડા, લાંબા (દૂર) દેશે ફરનાર થાય, **બુધની**–મિત્ર, સમાંવહાલાં બંધુ, સ્ત્રી વિગેરેના સુખવાળો, ધન મેળવનાર, ને રાજાની પ્રીતિવાળો થાય. **કેતુની**–ચોરી કરનાર, માનનો નાશ, પુત્ર નાશ, ઢોરનાં મરણ; ને દરેક રીતે ઉપદ્રવ થાય. **શુક્રની**–પરદેશથી ગાડી, છત્ર ચામર ને સંપત્તિ મેળવનાર, રોગી, શત્રુ ને ભાઇઓથી ભયવાળો થાય, **સૂર્યની**–દાન અને ધર્મમાં પ્રીતિવાળો, સંતોષી, સર્વ પ્રકારની ચિન્તાઓનો નાશ, ને સંસાર સંબંધીથી રોગી. **ચંદ્રની** સ્ત્રીના લાભવાળો, કલેશી, ધનનો નાશ, ચંચળ ને ભાઇઓ સાથે વિરોધ કરનાર. **મંગળની**–સર્વ ઉપદ્રવ, બધા કામોમાં મૂઢ, ને યાદશક્તિ વિનાનો કરે છે.

## ગુરૂની મહાદશામાં અંતર્દશાઓનુ ફળ.

**ગુરૂમાં ગુરૂ**–રાજાની પ્રીતિવાળો, બહુ આનન્દી, દરેક કામમાં ફતેહ મેળવનાર, વિદ્વાન, જ્ઞાની ને હુન્નરવાળો. **શનિની**–દ્વેષ બુદ્ધિવાળો, મનમાં સંતાપવાળો, પુત્રથી ધનનો નાશ, ને ચાલુ કામ ધંધાનો નાશ કરે. **બુધની**–વાણીઆથી ધનની પ્રાપ્તિ, રાજાનો સ્નેહ, સુખી, ને સારાં કર્મથી સિદ્ધિ મેળવનાર' **કેતુની**–મોતી, પરવાળાં ને ભૂષણવાળો, તિર્થ યાત્રામાં ફરનાર, ધનવાળો, ગુર (ઉપરી) ને રાજાથી દુઃખી. **શુક્રની**–ગાડીઘોડા ને

ધનવાળો; છત્ર ને ચામરના વૈભવવાળો, સ્ત્રીથી પીડાનાર, ને માણસોમાં અપમાન પામનાર **સૂર્યની**–શત્રુનો નાશ, જયવાળો, સુખી, બહુ આનંદી, ધનવાન, રાજા સાથે પ્રીતિવાળો ને તન્દુરસ્ત **ચંદ્રની**–સ્ત્રીએ કરેલા કામોથી આનંદ ને ઐશ્વયવાળો, રાજાની પ્રીતિવાળો, સુખી, સુંદર કપડાં ને ઘરેણાંવાળો કરે. **મંગળની**–ધંધામાં નુકશાન, ભટકનાર, તાવ, ને બહુ ભયવાળો, ધનનો નાશ, ને નિરૂત્સાહી કરે. **રાહુની**–સર્વ રીતે કલેશ, ભય, રોગ, ધનનો નાશ, ને ઉપદ્રવ કરે છે.

## શનિની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**શનિમાં શનિ**—કલેશ ને પીડાથી દુઃખી, અદેખાઇ ને ગર્વ કરવાથી બહુ દિલગીર, રાજા ને ચોરોથી ધન તથા અનાજનો નાશ. બીજા માણસો પોતાની સાથે વિરોધ કરે. રાજાના માણસોથી દુઃખી, ચાકર ને વૃદ્ધ સ્ત્રીની પ્રાપ્તિ, પશુઓ ને ઝેરના ભયવાળો, દુઃખી સ્ત્રી ને છોકરાંવાળો, તાવ, વાયુ. કફ, ને શૂળનો રોગી કરે. **બુધની**—સુખ, ધન, ને યશનો વધારો, સત્કર્મ કરનાર, આચારવાળો, સંપત્તિવાળો, ખેતીવાડી ને વેપાર કરનાર. **કેતુની**–વાયુ ને પિત્તનો રોગી, નીચ ને દુર્જનો સાથે કલેશ કરનાર, ને ખરાબ સ્વપ્નોથી ભયવાળો. **શુક્રની**–સગાંવહાલાંઓનો સ્નેહ, લોકોની પ્રીતિ, સ્ત્રીઓથી ધન ને મીલકતવાળો. ખેતીવાડી ને બીજા એવા ધંધાઓથી સુખી થાય. **સૂર્યની**–વૈરી, છોકરાંનો નાશ રાજા ને ચોરોથી પીડા, ને મનમાં ભય કરે. **ચંદ્રની**–ગુરૂની વૈરીનું મરણ, દુઃખ, સગાં વહાલાંઓનો અણગમો, ધનની આવક, ને વાયુનો રોગી કરે. **મંગળની**–જમીનનો નાશ, મહારોગ, ઘણા પ્રકારનો મનમાં ભય, ભાઈઓ ને મિત્રોથી પીડા કરે. **રાહુની**–આખા શરીરમાં રોગ, સંતાપ, ચોરો, શત્રુઓ, ને રાજાઓથી બહુજ ખરાબી, ને પૈસાનો નાશ કરે. **ગુરૂની**–દેવને બ્રાહ્મણોને પૂજનારો, રાજ્ય પ્રીતિ, બહુ સખ, ને હોદ્દાઓવાળો.

## બુધની મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**બુધમાં બુધની**—સુંદર ઘર ને ધનવાળો, બ્રાહ્મણો, ને સગાં વહાલાંઓથી પૈસો મળે, ને દરેક કામમાં ફતેહ કરે. **કેતુની**–સગાંઓથી પીડા, મનમાં સંતાપ, ને સુખનો નાશ, દુશ્મનોથી બીક રહે ને દરેક કામધંધામાં નુકશાની કરે. **શુક્રની**–ગુરૂ, દેવ, અગ્નિ ને બ્રાહ્મણોને દાન આપનાર ધર્મમાં પ્રીતિ રાખનાર, તપ કરનાર, તેમજ ધન વસ્ત્રો ને દાગીના વાળો કરે,

સૂર્યની–વસ્ત્રો, દાગીનાઓ ને ધનવાળો, રાજાની પ્રીતિવાળો, બહુ સુખી, ને ધર્મના મારણુ સમજનાર કરે ચંદ્રની–રોગી, શત્રુઓથી અદેખાઈ કરાતો, દરેક કામનો નાશ, ને રોગથી ભય કરે મંગળની–રોગ ને શત્રુઓના ભયનો નાશ, પુણ્ય કર્મોથી યશવાળો, ને રાજ્યની પ્રીતિવાળો. રાહુની–મિત્રો ને સગાવહાલાથી ધન મેળવનાર, સુખ, વિદ્યા, દાગીના ને રાજ્ય પ્રીતિવાળો. ગુરૂની–દેવ્નો, સગા વહાલાઓ ને ગુરૂથી ધિક્કાર પામનાર, ધન ને છોકરાઓનો વધારો, ને રોગના ભયવાળો શનિની–ધર્મ, સારા કામ ને પૈસાનો વધારો, નાના નાના ઉમરાવોથી સુખી, ને ને ખેતીવાડી વિગેરેનો નાશ કરે છે

## કેતુની મહાદશામાં અંતર્દશાઓનું ફળ

કેતુમાં કેતુ—સ્ત્રીયો ને છોકરાનું મરણ, સુખ ને ધનનો નાશ, ને શત્રુથી ભય. શુક્રની–સ્ત્રી પુત્રના રોગથી કનેઠી, બન્ધુઓ ને મિત્રોનો નાશ, તાવ ને સગ્રહણીનો રોગી સૂર્યની ઈચ્છાનો ભગ, શરીરે દુખ, પરદેશ જવુ, ભય, ને દરેક કામમા વિરોધ કરે ચંદ્રની–સ્ત્રી પુત્રો ને નોકરોનો નાશ, આળસુ, ધન ને અનાજનો નાશ, ને મનમા સતાપ કરે મંગળની–પોતાના છોકરાઓ, સ્ત્રી ને નાના ભાઈઓથી ધિક્કાર પામનાર, રોગ, શત્રુ ને રાજાઓથી પીડા, ને સગા વહાલાનું મરણ કરે રાહુની–રાજા ને ચોરોથી ભય, દુખ, દરેક કામનો નાશ, ને ખરાબ માણસ સાથે વિવાદ કરનાર. ગુરૂની–દેવ બ્રાહ્મણ ને ગુરૂની પ્રીતિ, રાજાઓથી સ્નેહ રોગ વિનાનો, જમીન ને છોકરાવાળો શનિની–મનમા ભય, સતાપ, પોતાના ભાઈઓ ને સગા વહાલાઓ સાથે કજીઓ કરનાર, ને દેશનો ત્યાગ કરનાર કરે. બુધની સગા વહાલા ને દોસ્તોનો મેળાપ, પુત્ર ને સ્ત્રી તરફથી ધનની આવક, ને વિદ્યાથી સુખી કરે છે.

## શુક્રની મહાદશામાં અંતર્દશાઓનું ફળ

શુક્રમાં શુક્રની—સુવાના છત્ર પલગો, બૈરી, ધન, સારા કપડા વિ ગેરેનું સુખ ભોગવનાર, ધર્મ સુખ સતાપવાળો, શત્રુનો નાશ, ને કીર્તિનો લાભ કરે સૂર્યની–માથાનો, પેટનો, વા આખોનો રોગી ખેતીવાડી, દારા ને ધનનો નાશ, ને રાજાનો ક્રોધ થાય ચંદ્રની–નખ ને હાડકાથી થયેલી માથાની પીડા, ને કમળો વગેરે રોગ, ને શરીરમા કલેશ વિગેરે કરે મંગળની–પિત્ત લોહી ને આખોનો રોગી, બહુ આનંદી, ધનની આવ

કવાળો, ને સ્ત્રી જમીનના લાભવાળો કરે છે. શક્રુની–ફાગી વસ્તુથી ધનનો લાભ ને બંધુઓ સાથે કલેશવાળો, મિત્રોથી ભય, ને અગ્નિથી નુકશાન કરે. ગુરૂની–ધન, વસ્ત્ર, ઘરેણાંવાળો, ધર્મ પ્રમાણે વર્તનાર, સુખી. રોગી સ્ત્રી ને રોગી છોકરાંવાળો, વા ઘરમાં કલેશ કરનાર શનિની–ઘરડી સ્ત્રીઓ ભોગવનાર, ઘર જમીન ને ધનની આવક થાય. ને શત્રુનો નાશ કરે. બુધની–છોકરાં ને મિત્રથી સારૂ સુખ, ધનવાન, રાજા સાથે પ્રીતિવાળો, બહુ સુખી, ને નિરોગી કરે. કેતુની કલેશ, સગાં સ્નેહીઓમાં મરણ શત્રુથી પીડા ને મનમાં ભય કરે છે.

## મંગલાદિ યોગિની માહા દશાઓનું ફળ.

મંગલાનું ફળ—સારો ધર્મ, બ્રાહ્મણ, દેવ, ને ગાયોમાં મનના ઉત્સાહ (ભક્તિ) ને વધારનાર, નાના ભોગ, યશ, પૈસો, રાજાથી સન્માન, હાથી ને સુંદર પુત્રો આપનાર, સારા અલંકાર, કપડાં, ને સ્ત્રીનું સુખ, જ્ઞાન ને આનંદ આપનારી દશા જાણવી.

પિંગલાનું ફળ—હૃદય રોગ, શોક; અનેક રોગ, ખરાબ સોબત, શરીર ને મનની પીડા, શત્રુ પીડા, કાળું શરીર, તાવ પિત્ત ને કફનો રોગ, મલિનતા, સ્ત્રી, પુત્ર, નોકરથી, મળેલા માનનો નાશ, ધનનો ખર્ચ, ને દયાનો નાશ કરનારી દશા જાણવી.

ધાન્યાનું ફળ—ધનની આવક; સુખ, વ્યાપાર, ને ભોગનું સુખ, માનનો વધારો શત્રુઓનો નાશ, સુખ, વિદ્યાવડે રાજાના માણસોથી સન્માન-જ્ઞાનના અંકુરને વધારનાર, સારાં તીર્થ, દેવતા ને સિદ્ધ લોકોની સેવામાં પ્રીતિ તેમ ભાગ્યને વધારનારી દશા જાણવી.

ભ્રામરીકાનું ફળ—કિલ્લા, વન, રાજા, ઝાડી, બાગ ને તડકા વિગેરેથી દુઃખ, દૂરથી દૂર મૃગલાની માફક તૃષ્ણાથી ભમાવનારી, દશા જાણવી.

રાજકુળમાં જન્મ્યો હોય, પણ આ દશામાં પોતાના રાજ્ય ને છોડી ભિક્ષુકની માફક દુર્બળ અવસ્થામાં ભમે છે.

ભદ્રિકાનું ફળ—પોતાના માણસો બ્રાહ્મણો ને દેવતાઓની ભક્તિ, મિત્રથી સન્માન, ઘરમાં માંગલિક કાર્ય શ્રેષ્ઠ વ્યાપારમાં લાગેલ ...

જ્ય, સુંદર માલ, હાર, તિલક વિગેરેની શોભા, સાત અપ્સરાઓ જેવી સ્ત્રીયોથી ભોગ ક્રીડાનું સુખ, ને આનંદ થાય.

ઉલ્કાનું ફળ—માન, પૈસો, આય, વાહન, વેપાર, કપડાં વિગેરેનો નાશ, હમ્મેશાં રાજાથી કલેશ, નોકર, પુત્ર ને સ્ત્રીથી શત્રુતા કરાવે, શાંતિનો નાશ, હૃદય, આંખો, પેટ, કાન, ને પગમાં રોગ, અને શરીરે ગેરુ કરનારી દશા જાણવી

સિદ્ધાનું ફળ—કાર્યની સિદ્ધિ, સુંદર ભોગ, માન ને પૈસો વિદ્યા, રાજાનો માણસ, પ્રતાપ, ધન ને સારા ધર્મની પ્રાપ્તિ કરાવનારી, વ્યાપાર, કપડાં અલંકાર, વિગેરે અને વિવાહનાં માંગલિક કાર્ય, સારી સોબત ને પુણ્યથી રાજ્ય વૈભવ આપનારી દશા જાણવી.

સંકટાનું ફળ—રાજ્યથી ભ્રષ્ટ, શહેર, નગર, ગામ, ને સભા વિગેરેમાં અગ્નિથી બળવું, તૃષ્ણા રોગ, ધાતુનો ક્ષય, પુત્ર સ્ત્રીનો વિયોગ, મોહ શત્રુથી ભય, શરીરે દુર્બળતા, વિરોધ ને મરણમાં પણ સંકટ આપનારી દશા જાણવી.

## યોગિનિ અંતર્દશાઓનું ફળ ( માનસાગરી પદ્ધતિઃ )

### મંગલા મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**મંગળાની મહાદશામાં મંગળાની અંતર્દશા** હોય તો, મિત્ર પુત્ર, સ્ત્રી તથા શરીરે સુખ, ધન આપે, ને સારાં માંગલિક કામો થાય, **પિંગલાની.** કુટુંબમાં કલેશ, મનમાં ચિન્તા ને ઘણી પીડા થાય; **ધાન્યાની,** હાથી, ઘોડા, આય ને ધન મળે, પુત્ર, મિત્રથી સુખ ને ઘણી પ્રકારના વિલાસ ભોગવે; **ભ્રામરીકાની,** સ્ત્રી મિત્રથી કલેશ, હમ્મેશાં પરદેશ રહેવું, ધનનો નાશ, ને રાજાથી દુઃખ થાય; **ભદ્રિકાની,** ધન ધાન્યનો લાભ, પુત્ર, સ્ત્રી ને પોતાના માણસોની પ્રીતિ, હરખ, ને સારી બુદ્ધિ થાય; **ઉલ્કાની,** ધન, કીર્તિ ને પુત્રથી ઉદ્વેગ સ્ત્રી, મિત્ર, પશુ ને રાજાથી દુઃખ; **સિદ્ધાની,** પુત્ર, ફળ ને સ્ત્રીથી વિલાસ, ઘણા પ્રકારનાં સુખ, બંધુને મિત્રોનો સમાગમ થાય; ને **સંકટાની.** પાણી, અગ્નિ, ચોર ને રાજાથી દુઃખ, કલેશનો વધારો ને મરણ સરખુ કષ્ટ થાય છે.

## પિંગલા મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**પિંગલામાં પિંગલાની,** રોગ, શોક, વ્યસન, દુઃખ, મનમાં ઉદ્વેગ, સંતાપ, ક્લેશ, ને ચિત્તનું ભમવું થાય. **ધાન્યાની,** ધન, કામ સારા ભોગ વિલાસ, ને પુત્ર, સ્ત્રી વિગેરેનું સુખ થાય; **ભ્રામરીની,** ઘર ગામ. દેશ ને શહેરના લોકોનો ત્યાગ ધનનો નાશને કુટુંબમાં કલેશ થાય; **ભદ્રિકાની,** કલ્યાણ, સ્થાનના બદલાથી કીર્તિ, પુત્ર લાભ ને વેપારથી ધનનો લાભ થાય; **ઉલ્કાની,** ભાઇઓથી છુટા પડવું, રાજા ને ચોરથી ભય ને માણસોનું દુઃખ; **સિદ્ધાની,** મંત્ર યંત્રાની સિદ્ધિ, ધન ધાન્યનો લાભ, ખાંસી શ્વાસ ને પ્રમેહ ને બીજા રોગ થાય; **સંકટાની,** ધનની હાનિ ખરાબ વ્યાધિ, શત્રુથી વિરોધ, ને રાજાથી ભય થાય; ને **મંગલાની,** ઘણા પ્રકારની વ્યાધિ, શોક, મોહ, ભય ને દુઃખ થાય છે.

## ધાન્ય યા મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**ધાન્યામાં ધાન્યાની,** જમીન, ગામ ને ધન ધાન્યનો લાભ, રાજા, પોતાના માણસો, સ્રી ને પુત્રનું સુખ મળે; **ભ્રામરીની,** પરદેશ ભમવું, કલેશ, નુકશાન, સ્થાન બદલીથી લાભ, ને પોતાના માણસોથી વિરોધ થાય; **ભદ્રિકાની,** સૌભાગ્ય, મિત્રથી સુખ, પ્રધાન કે અધિકારી, વાહન, વસ્ત્ર ને જમીનનો લાભ થાય; **ઉલ્કાની,** ઘણું દુઃખ, કષ્ટ ને ઉત્પાત થાય. છાતી ને કહેડમાં શૂળ જેવાં દુઃખ, ને ધનનો નાશ થાય; **સિદ્ધાની,** પુત્ર, મિત્ર, ઉત્સાહ ને વિદ્વાન માણસોથી ઘણા ભોગ વિલાસ, મળે; **સંકટાની,** બંધન ધનનો નાશ ને પરદેશ જવું થાય; **મંગલાની,** નીતિ વ્યાપાર ને રાજાથી માન ને ઉત્સાહ થાય; **પિંગલાની,** ઘણા પ્રકારે પોતાના હાથથી પૃથ્વી ને ધન મેળવનાર, ઉત્સાહી, રાજાથી ભય, માથાનો રોગ ને શૂળથી પીડા થાય છે.

## ભ્રામરી મહાદશામાં અંતદશાઓનું ફળ.

**ભ્રામરીમાં ભ્રામરીની,** ચિત્તનું ભમવું, મોહ ને ઝેરથી પીડા, પોતાના ઘરમાં કે કુટુંબમાં શત્રુ થાય, ખરાબ માણસથી ને પાણીથી ભય;

**ભદ્રિકાની,** પરદેશ જવુ મિત્ર ને વિદ્યાનો લાભ, ને રાજ્યથી માન મળે **ઉલ્કાની,** તાવ ને ગળાના રોગથી દુ ખી, ધન, પુત્ર, સ્ત્રી, ને શરીરે દુ ખ ને નાશ થાય, **સિદ્ધાની,** કામની સિદ્ધિ, વિવેક ને વિદ્યાનો ભંડાર, ભય, રોગ ને દુ ખનો નાશ થાય, **સકટાની,** મરણ, ક્લેશ, શોક, મોહ, રોગ, ને રાજા તથા ચોરોમા પ્રસિદ્ધ થાય, **મગલાની,** ઘણા ભોગ વિલાસથી, સુખ, રાજાની સેવા, વધારે પુષ્ટી ને માગલીક કામો થાય, **પિંગલાની,** ગુદા, પગ, ને મુખમા રોગ, હાથી, ઘોડા, ભેસ, વાઘનો ને ધા થવાનો ભય થાય, ને **ધાન્યાની,** ધન ને વાહનનો ભોગ મળે, રાજાથી પ્રીતિ, ને બીજા લોકો સાથે વેર થાય છે

## ભદ્રિકા મહાદશામા અ તર્દશાઓનુ ફળ

**ભદ્રિકામાં ભદ્રિકાની,** યશ, સુખની વૃદ્ધિ, વ્યસનને દુ ખનો નાશ, ને ધર્મમા વિઘ્નો થાય, **ઉલ્કાની,** વિવાદ ને રોગ થાય, સ્થાન ને ધનનો નાશ, ને ક્લેશ થાય, **સિદ્ધાની,** દેવ બ્રાહ્મણને પૂજનાર, પુત્ર, મિત્ર, સ્ત્રી શરીર, ઘર ને ગામના માણસોથી આનંદ રહે, **સકટાની,** સકટ, દુ ખ, મોહ, શોક, વ્યસન, ચિત્તનુ ભમવુ, પરદેશ જવાનું ને દુ ખ થાય, **મંગલાની,** સારૂ માન, ધન, જમીન, કીર્તિ, વેપાર ને પુત્રથી સુખ, ને પિતૃ વ શનો વધારો થાય, **પિંગલાની,** પિત્તરોગ થાન, ખેતી, વેપાર, જમીન, ને વૃદ્ધ માણસોના આશ્રયથી ઘણા સુખ ભોગવે, **ધાન્યાની,** જમીન, ઘર ને કીર્તિનો વધારો, ને સ્ત્રી પુત્રનું સુખ થાય ને **ભ્રામરીની,** લોહી, અગ્નિ યમથી ભય, ઘર, ખેતર વિગેરેના સુખવાળો, શત્રુનો નાશ, ને પોતાના કુટુબનુ સુખ મળે છે

## ઉલ્કા મહાદશામાં અ તર્દશાઓનું ફળ.

**ઉલ્કામાં ઉલ્કાની,** શત્રુઓ સાથે સાહસ કરવાથી ધનનો નાશ, મોટુ દુ ખ, ને રાજ્ય તરફથી હોદ્દો નાશ થવાનો ભય થાય, **સિદ્ધાની,** પોતાનું ફળ નહિ આપતા બીજાનું એટલે ઉલ્કાનું ફળ આપશે, ને પરદેશ જવાનું થાય, **સકટાની,** મરણ સમાન દુ ખ, સ્ત્રી, પુત્ર, નોકર ને કુળનો નાશ થાય, **મંગલાની,** મોહ, ધન, મિત્ર, વિવેક ને સ્ત્રીનું સુખ, ને મલીનતાનો નાશ થાય, **પિંગલાની,** કોઢ (કોઢ), ગરદન ને માથાના

રોગથી દુઃખી, ને પૃથ્વીપર ભમવાનું થાય; **ધાન્યાની,** લાભ ને સુખનો નાશ, વાયુ ને કફની વ્યાધિ, સ્ત્રી, પુત્ર ને કુટુંબમાં ક્લેશ થાય; **ભ્રામરીકાની,** ચિત્તનું ભમવું, મોહ, રખડવું, શત્રુથી ભય, ને ઘણા પ્રકારનો ક્લેશ થાય; ને **ભદ્રિકાની,** સુખ ને દ્રવ્યનો લાભ થાય, ઘરેણાં ને વસ્ત્રની હાનિ, કુળ ને મિત્રથી સુખ મળે છે.

## સિદ્ધા મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**સિદ્ધામાં સિદ્ધાની,** દ્રવ્ય મળે, કુટુંબમાં સુખ, વૈભવ ને મિત્રનું સુખ મળે, **સંકટાની,** બંધન, ચોર ને રાજાથી ધન નાશ, મોટો ભય, ને દેશનો ત્યાગ થાય; **મંગલાની,** ભોગ વિલાસ, કુટુંબમાં સુખ, રાજાથી ધન મળે. ને ઘણા પ્રકારની સિદ્ધિ થાય; **પિંગલાની,** માન નાશ, ક્રોધ, અગ્નિથી બળવું, કુટુંબમાં વેર, ને પારકા તરફથી દ્રવ્ય મળે; **ધાન્યાની,** પૂર્વના પુણ્યનું ફળ મળે, ને મનની ધારેલી સંપૂર્ણ ઇચ્છાની સિદ્ધિ થાય; **ભ્રામરીકાની,** વ્યસન, પોતાના સ્થાનનો ત્યાગ, ને રાજાના કુળથી ભય થાય; **ભદ્રિકાની,** સારાં કામ; ભોગવિલાસ, વિદ્યા, સુખ, સારા ગુણ, ને દરેક કામની સિદ્ધિ થાય; ને **ઉલ્કાની,** ધન ધાન્યનો નાશ, ક્લેશ, શોક, વ્યસન, ગુદાનો રોગ, ને મોહ થાય છે.

## સંકટા મહાદશામાં અંતર્દશાઓનું ફળ.

**સંકટામાં સંકટાની,** મરણ, રાજ કુટુંબથી હાનિ, દેશનો ત્યાગ, ને ધનનો નાશ થાય; **મંગલાની,** માથાનો રોગ, વ્યાધિ, વ્યસન, ઘણા પ્રકારના રોગ, દુઃખ, ને સ્ત્રીથી કષ્ટ થાય; **પિંગલાની,** અકસ્માત્ ધનનો નાશ, પુત્રથી શોક, શત્રુથી ભય, ને પોતાના માણસોથી વિયોગ થાય; **ધાન્યાની,** ગુલ્મ (ગોળાના) રોગથી પેટમાં દુઃખ, કુટુંબમાં આગેવાન, ને પોતાના દેશના લોકોમાં કીર્તિવાળો થાય; **ભ્રામરીકાની,** પરદેશ રખડવું દેશ, ગામ, પુર ને દ્વારનો ત્યાગ, રાજ્ય કે હોદ્દાનો નાશ, ને શત્રુથી ભય થાય; **ભદ્રિકાની,** વિદ્યા, ઘણા પ્રકારનાં ઘરેણાં ને વસ્ત્ર, સારો યશ, ને બીજા માણસોથી વિરોધ થાય; **ઉલ્કાની,** ધનનો નાશ, ને ગામનો ત્યાગ મરણ સમાન દુઃખ થાય, ને પશુને કુટુંબથી ક્લેશ થાય; ને **સિદ્ધાની,** ઘણો ઉત્સાહ, સુખ, પુત્રથી લાભ; ને મનમાં આનંદ થાય છે.

# પ્રકરણ ૧૯ મું.

## ગોચર અને અષ્ટકવર્ગ.

નિરયન્ જ્યોતિષમાં કાળ (ફળ પ્રાપ્તિનો સમય) નક્કી કરવા ત્રણ પદ્ધતિ બતાવવામાં આવી છે ૧. દશા પદ્ધતિ, ૨. ગોચર પદ્ધતિ, ૩. અષ્ટકવર્ગ પદ્ધતિ.

આ પૈકી પ્રથમ પદ્ધતિનો આપણે પ્રકરણ ૧૮ માં વિચાર કર્યો. અહીં ગોચર અને અષ્ટકવર્ગ પદ્ધતિનો ટુંકમાં છતાં બધી જ શકય બાબતોનો સમાવેશ કરવા પ્રયત્ન કર્યો છે.

ગોચર પદ્ધતિ—

રાશિ ગોચરઃ—દરેક જન્માક્ષરમાં જન્મકુંડળી સાથે ચંદ્ર કુંડળી ( રાશિ કુંડળી ) પણ આપવામાં આવે છે તેનું મહત્વ ગોચરનો વિચાર કરતાં સમજાશે.

આગળનાં પ્રકરણોમાં જન્મકુંડળી અને તેમાં રહેલા ગ્રહો ઉપરથી જીવનભર થતી અસરોનો વિચાર કર્યો છે. પણ યાદ રાખવું ઘટે કે ગ્રહો સ્થિર નથી. તેઓ પણ પૃથ્વીની માફક સૂર્યની આસપાસ ફરે છે અને આમ ફરતાં ફરતાં તેઓ રાશિઓ બદલે છે. આની અસરનો વિચાર પણ ફળ કથન કરતી વખતે કરવો જોઇએ એ સ્વાભાવિક છે. જ્યોતિષ શાસ્ત્રમાં ગ્રહોના ભ્રમણથી ઉત્પન્ન થતા ફળને ગોચર-ફળ કહે છે.

પાંચમો ગુરુ, બારમો રાહુ આવાં કથનો સામાન્ય રીતે દરેક માણસના સાંભળવામાં આવે છે. જન્મકુંડળીમાં ચન્દ્ર કયી રાશિનો છે તે નક્કી કરો, ચાલુ પંચાંગ લઇ, જે ગ્રહ વિષે જોવું છે, તે ગ્રહ કયી રાશિમાં છે તે નક્કી કરો, પછી જન્મની ચંદ્રની રાશિથી ( અથવા ચંદ્ર કુંડળીની પહેલા ભાવની રાશિથી ) ગ્રહની ચાલુ રાશિ સુધી ગણો તો જેટલો આંક આવે તેટલામો તે ગ્રહો થયો કહેવાય.

ઉદાહરણ—બાજુમાં એક જન્મકુંડળી આપી છે. તેમાં ચંદ્ર મીન (૧૨) રાશિનો છે. હવે તા. ૨૫-૪-૫૪ ના દિવસે ગુરુ કેટલામો છે તે જોવું છે.

પંચાંગ લઇ તા. ૨૫-૪-૫૪ ના રોજ જોતાં નીચે મુજબ માલમ પડે છે.

## જન્મ કુંડળી




જન્મઃ—તા. ૧-૯-૩૧. સવારે ૮-૨૦ (સ્ટાં.) જન્મસ્થળઃ-કપડવંજ

## ચંદ્ર કુંડળી




(૧) તા. ૧૮ એપ્રીલ ૧૯૫૪ (ચૈત્ર સુદ પુનમ) ની સવારે ગુરૂ વૃષભ રાશિનો છે (૧-૨૯-૪૧-૧૩).

(૨) તા. ૨ મે ૧૯૫૪ ના રોજ ગુરૂ મિથુનનો છે. (૨-૨-૧૫-૮) (ચૈત્ર વદ અમાસ-રવિવાર).

ઉપર મુજબ જોતાં ૪૮ દિવસે (તા. ૨૫-૪-૫૪) ગુરૂ વૃષભ રાશિનો છે કે મિથુન તે નક્કી થઇ શકતું નથી. કારણકે પુનમ અને અમાસ વચ્ચે તે રાશિ બદલે છે. (જો ગ્રહ આમ જોતાં રાશિ ન બદલતો હોય તો

પંચાગમાં જોવાનું કામ અહીં જ પતી જાય છે ) વિશેષ સુક્ષ્મતાથી જોતા માલુમ પડે છે કે તા ૧૯ એપ્રીલ ૫૪ ના રોજ (ચૈત્ર વદ પડવો) મિથુને ગુરુ એમ લખ્યુ છે તેથી તે દિવસથી ગુરુ મિથુનનો થયો એમ સમજવુ ઇષ્ટ દિવસ (તા ૨૫-૪-૫૪) આ દિવસ પછી આવે છે માટે તે દિવસે પણ ગુરુ મિથુનનો સમજવો. હવે જન્મના ચંદ્રની રાશિ મીનથી ગણુતાં મિથુન રાશિ ચોથી થઇ માટે ગુરુ ચોથો છે એમ કહેવાય. ચંદ્ર લગભગ સવા બે દિવસે રાશિ બદલતો હોવાથી પંચાગમા દરરોજ તે કઇ રાશિનો છે તે આપેલું છે તે ચંદ્ર માટે જોઇ લેવુ વધારે ચોક્કસ થવા દરરોજના સ્પષ્ટ ગ્રહો આપતું પ્રત્યક્ષ પંચાગ વાપરવુ વધુ હિતકર છે જેથી ઉપર મુજબ ગણુવાની કડાકુટ રહેશે નહિ આ પંચાગો વધુ વિશ્વસનીય પણ છે

ગોચર અને વેધ સ્થાન —

| ગ્રહ | ગોચર સ્થાન | વેધ સ્થાન |
|---|---|---|
| સૂર્ય | ૩, ૬, ૧૦, ૧૧, | ૨, ૪, ૫, ૯, ૧૨, |
| ચંદ્ર | ૧, ૩, ૬, ૭, ૧૦, ૧૧, | ૨, ૪, ૫, ૮, ૯ ૧૨, |
| મંગળ | ૩, ૬, ૧૧ | ૫ ૯, ૧૨ |
| બુધ | ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૧, | ૧, ૩, ૫, ૯, ૧૨, |
| ગુરુ | ૨, ૫, ૭, ૯, ૧૧, | ૩, ૪, ૮, ૧૦, ૧૨, |
| શુક્ર | ૧, ૨, ૩, ૪, ૫ ૮, ૯, ૧૧, ૧૨, | ૬, ૭, ૧૦ |
| શનિ | ૩, ૬, ૧૧, | ૫, ૯, ૧૨, |
| રાહુ | ૧, ૩, ૬, ૯, ૧૦, ૧૧, | ૨ ૪, ૫, ૭, ૮, ૧૨ |

ઉપર ગુરુ ચોથો છે એમ આપણે જોયુ ઉપરના કોષ્ટકમા જોતા ચોથુ એ ગુરુનું વેધસ્થાન છે આ પ્રમાણે ગ્રહ વેધસ્થાનમા છે કે ગોચર સ્થાનમાં તેનો નિર્ણય કરવો. સામાન્ય રીતે ગ્રહ ગોચરસ્થાનમા હોય તો સારૂં ફળ આપે છે પણ વેધસ્થાનમા હોય તો તેથી વિપરીત એટલે ખરાબ ફળ આપે છે

ગોચરનું ફળ —

સૂર્ય —(૧) સૂર્ય પહેલો હોય છે ત્યારે ધનનાશ માંદગી, મહેનતથી પીડાય છે અને કદીક ગુસ્સો કરે છે (૨) બીજો હોય છે ત્યારે છેતરાવાનો ભય થાય છે અને માંદગી આવવા સંભવ રહે છે (૩) ત્રીજો હોય છે ત્યારે માન આબરૂનો વધારો થાય છે, ધનની આવક વધે છે (૪) ચોથો થાય છે ત્યારે ચામડીના રોગો થવા સંભવ રહે છે, અને કદીક ધારેલી

ઇચ્છા બર આવતી નથી. (૫) પાંચમો હોય તો બુદ્ધિ, ભ્રમ થવાનો સંભવ અને તેથી કામ બગડવાનો સંભવ રહે છે. (૬) છઠ્ઠો હોય તો દરેક રીતે આનંદ અને પ્રગતિ થાય છે. (૭) સાતમો હોય તો મુસાફરીથી થાક, શરીર સ્વાસ્થ્યનો બગાડો સંભવિત બને છે. નીચાજોણાનો વખત ન આવે તે જોવું, (૮) આઠમો હોય તો ઝઘડા અને તેથી ભય થવા સંભવ રહે છે. (૯) નવમો હોય તો નિરાશામય વાતાવરણ બધી બાજુથી ઘેરી વળે અને પોતાનાં પારકાં લાગે. (૧૦) દશમો હોય તો ફતેહ અને જશ મળે છે, મન પ્રસન્ન રહે છે. (૧૧) અગીઆરમો હોય તો પ્રગતિ અને સંપૂર્ણ સ્વાસ્થ્ય સૂચવે છે. (૧૨) બારમો હોય તો મિત્ર સાથે મતભેદ જાગવા સંભવ રહે છે અને કલેશ પણ થાય.

ચંદ્ર:—(૧) સુખ અને સફળતા મળે છે. (૨) ધન હાનિનો સંભવ રહે છે. (૩) વિજય વરે છે. (૪) (૫) મનની ચિંતા અને ભય રહે છે. (૬) રોગમુક્તિ, શત્રુ ઉપર વિજય મળે. (૭) આનંદ મળે. (૮) ધનહાનિ કે દુઃખકર બનાવ બને. (૯) શરીર સ્વાસ્થ્યમાં બગાડો બતાવે. (૧૦) ધાર્યું બર આવે. (૧૧) આબરૂનો વધારો અને સુખપ્રાપ્તિ. (૧૨) ખર્ચ કરાવે છે અને સહેજ ચિંતા રહે છે.

મંગળ:—(૧) ઉદ્વેગ, સગાં સાથે મતભેદ, ગરમીના રોગો થવા સંભવ છે. (૨) ધનહાનિ અને કલહ સૂચવે છે. (૩) ધન પ્રાપ્તિ વિજય થાય છે. (૪) શોક, આવકનો ઘટાડો, અને પેટનાં દર્દો કરે છે. (૫) સંતાન સંબંધી ચિંતા, ધાર્યું પાર ન પડવું, ભાઇઓમાં વેર થાય છે. (૬) દરેક કાર્યમાં ફતેહ, મનની શાંતિ અને શત્રુ પર વિજય મળે છે. (૭) શરીર સ્વાસ્થ્ય બગડે, ગૃહકલેશ થાય. (૮) તાવ, વાગવું માન અને ધનહાનિ થવા સંભવ રહે. (૯) શારીરિક નબળાઇ અને ખર્ચ. (૧૦) વગર વિચાર્યું કાર્ય અને અસફળતા સૂચવે છે. (૧૧) સંપૂર્ણ સ્વાસ્થ્ય, મિલ્કતનો વધારો અને ધનપ્રાપ્તિ સૂચવે છે. (૧૨) ગરમીના રોગો અને ધન ખર્ચ થાય છે.

બુધ:—(૧) ધનહાનિ. (૨) ધનનું મળવું. (૩) કલહનો સંભવ (૪) ધનલાભ. (૫) ગૃહકલેશ. (૬) દરેક કાર્યમાં સફળતા. (૭) સગાંઓમાં વિરોધ. (૮) ધનસંતાનથી ફાયદો. (૯) કાર્યમાં વિઘ્ન અને વિલંબ. (૧૦) શરીરનું સંપૂર્ણ સુખ, આનંદ, આરોગ્યનો વધારો. (૧૧) ધનપ્રાપ્તિ, આરોગ્યપ્રાપ્તિ. (૧૨) કજીઆઓથી ગેરફાયદો અને હાર.

ઉપર મુજબ બુધનું જન્મરાશિથી બારે રાશિમાં ભ્રમણ થાય ત્યારે ફળ મળે છે.

પંચાગમાં જોવાનું કામ અહીં જ પતી જાય છે ) વિશેષ સુક્ષ્મતાથી જોતા માલુમ પડે છે કે તા ૧૯ એપ્રીલ ૫૪ ના રોજ ( ચૈત્ર વદ પડવો ) મિથુને ગુરુ એમ લખ્યુ છે તેથી તે દિવસથી ગુરૂ મિથુનનો થયો એમ સમજવુ ઇષ્ટ દિવસ ( તા ૨૫-૪-૫૪ ) આ દિવસ પછી આવે છે માટે તે દિવસે પણ ગુરૂ મિથુનનો સમજવો હવે જન્મના ચદ્રની રાશિ મીનથી ગણતાં મિથુન રાશિ ચોથી થઇ માટે ગુરૂ ચોથો છે એમ કહેવાય. ચદ્ર લગભગ સવા બે દિવસે રાશિ બદલનો હોવાથી પચાંગમા દરરોજ તે કઇ રાશિનો છે તે આપેલું છે તે ચદ્ર માટે જોઇ લેવુ વધારે ચોક્કસ થવા દરરોજના સ્પષ્ટ ગ્રહો આપતું પ્રત્યક્ષ પંચાંગ વાપરવુ વધુ હિતકર છે જેથી ઉપર મુજબ ગણવાની કડાકુટ રહેશે નહિ આ પચાગો વધુ વિશ્વસનીય પણ છે

**ગોચર અને વેધ સ્થાન —**

| ગ્રહ | ગોચર સ્થાન | વેધ સ્થાન |
|---|---|---|
| સૂર્ય | ૩, ૬, ૧૦, ૧૧, | ૨, ૪, ૫, ૯, ૧૨, |
| ચદ્ર | ૧, ૩, ૬, ૭, ૧૦, ૧૧, | ૨, ૪, ૫, ૮, ૯, ૧૨, |
| મગળ | ૩, ૬, ૧૧, | ૫, ૯, ૧૨, |
| બુધ | ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૧, | ૧, ૩, ૫, ૯, ૧૨, |
| ગુરૂ | ૨, ૫, ૭, ૯, ૧૧, | ૩, ૪, ૮, ૧૦, ૧૨, |
| શુક્ર | ૧, ૨, ૩, ૪, ૫, ૮, ૯, ૧૧, ૧૨, | ૬, ૭, ૧૦ |
| શનિ | ૩, ૬, ૧૧, | ૫, ૯, ૧૨, |
| રાહુ | ૧, ૩, ૬, ૯, ૧૦, ૧૧, | ૨, ૪, ૫, ૭, ૮, ૧૨ |

ઉપર ગુરૂ ચોથો છે એમ આપણે જોયુ ઉપરના કોષ્ટકમાં જોતા ચોથુ એ ગુરૂનું વેધસ્થાન છે આ પ્રમાણે ગ્રહ વેધસ્થાનમા છે કે ગોચર સ્થાનમા તેનો નિર્ણય કરવો સામાન્ય રીતે ગ્રહ ગોચરસ્થાનમાં હોય તો સારૂ ફળ આપે છે પણ વેધસ્થાનમા હોય તો તેથી વિપરીત એટલે ખરાબ ફળ આપે છે

**ગોચરનુ ફળ —**

**સૂર્ય** —(૧) સૂર્ય પહેલો હોય છે ત્યારે ધનનાશ, માદગી, મહેનતથી પીડાય છે અને કદીક ગુસ્સો કરે છે (૨) બીજો હોય છે ત્યારે છેતરાવાનો ભય થાય છે અને માદગી આવવા સંભવ રહે છે (૩) ત્રીજો હોય છે ત્યારે માન આબરૂનો વધારો થાય છે, ધનની આવક વધે છે (૪) ચોથો થાય છે ત્યારે ચામડીના રોગો થવા સંભવ રહે છે, અને કદીક બારેસી

ઇચ્છા બર આવતી નથી. (૫) પાંચમો હોય તો બુદ્ધિ, ભ્રમ થવાનો સંભવ અને તેથી કામ બગડવાનો સંભવ રહે છે. (૬) છઠ્ઠો હોય તો દરેક રીતે આનંદ અને પ્રગતિ થાય છે. (૭) સાતમો હોય તો મુસાફરીથી થાક, શરીર સ્વાસ્થ્યનો બગાડો સંભવિત બને છે. નીચાજોણાનો વખત ન આવે તે જોવું, (૮) આઠમો હોય તો ઝઘડા અને તેથી ભય થવા સંભવ રહે છે. (૯) નવમો હોય તો નિરાશામય વાતાવરણ બધી બાજુથી ઘેરી વળે અને પોતાનાં પારકાં લાગે. (૧૦) દશમો હોય તો ફતેહ અને જશ મળે છે, મન પ્રસન્ન રહે છે. (૧૧) અગીઆરમો હોય તો પ્રગતિ અને સંપૂર્ણ સ્વાસ્થ્ય સૂચવે છે. (૧૨) બારમો હોય તો મિત્ર સાથે મતભેદ જાગવા સંભવ રહે છે અને કલેશ પણ થાય.

**ચંદ્ર:**—(૧) સુખ અને સફળતા મળે છે. (૨) ધન હાનિનો સંભવ રહે છે. (૩) વિજય વરે છે. (૪) (૫) મનની ચિંતા અને ભય રહે છે. (૬) રોગમુક્તિ, શત્રુ ઉપર વિજય મળે. (૭) આનંદ મળે. (૮) ધનહાનિ કે દુઃખકર બનાવ બને. (૯) શરીર સ્વાસ્થ્યમાં બગાડો બતાવે. (૧૦) ધાર્યું બર આવે. (૧૧) આબરૂનો વધારો અને સુખપ્રાપ્તિ. (૧૨) ખર્ચ કરાવે છે અને સહેજ ચિંતા રહે છે.

**મંગળ:**—(૧) ઉદ્વેગ, સગાં સાથે મતભેદ, ગરમીના રોગો થવા સંભવ છે. (૨) ધનહાનિ અને કલહ સૂચવે છે. (૩) ધન પ્રાપ્તિ વિજય થાય છે. (૪) શોક, આવકનો ઘટાડો, અને પેટનાં દર્દો કરે છે. (૫) સંતાન સંબંધી ચિંતા, ધાર્યું પાર ન પડવું, ભાઇઓમાં વેર થાય છે. (૬) દરેક કાર્યમાં ફતેહ, મનની શાંતિ અને શત્રુ પર વિજય મળે છે. (૭) શરીર સ્વાસ્થ્ય બગડે, ગૃહકલેશ થાય. (૮) તાવ, વાગવું માન અને ધનહાનિ થવા સંભવ રહે. (૯) શારીરિક નબળાઇ અને ખર્ચ. (૧૦) વગર વિચાર્યું કાર્ય અને અસફળતા સૂચવે છે. (૧૧) સંપૂર્ણ સ્વાસ્થ્ય, મિલ્કતનો વધારો અને ધનપ્રાપ્તિ સૂચવે છે. (૧૨) ગરમીના રોગો અને ધન ખર્ચ થાય છે.

**બુધ:**—(૧) ધનહાનિ. (૨) ધનનું મળવું. (૩) કલહનો સંભવ (૪) ધનલાભ. (૫) ગૃહકલેશ. (૬) દરેક કાર્યમાં સફળતા. (૭) સગાંઓમાં વિરોધ. (૮) ધનસંતાનથી ફાયદો. (૯) કાર્યમાં વિઘ્ન અને વિલંબ. (૧૦) શરીરનું સંપૂર્ણ સુખ, આનંદ, આરોગ્યનો વધારો. (૧૧) ધનપ્રાપ્તિ, આરોગ્યપ્રાપ્તિ. (૧૨) કજીઆઓથી ઘેરફાયદો અને હાર.

ઉપર મુજબ બુધનું જન્મરાશિથી બારે રાશિમાં ...

। ત્યારે

ગુરુ:—(૧) ખર્ચ, વેર, મુસાફરી અને દુઃખ થાય. (૨) આબરૂનો વધારો, અણધારી ધનપ્રાપ્તિ અને કુટુંબ સુખ મળે. (૩) શરીર સ્વાસ્થ્ય સારૂં ન રહે. ધંધામાં ધાર્યો લાભ ન મળે, મુસાફરી થાય. (૪) સગાંઓથી વિરોધ અને મનમાં ચિંતા રહે. (૫) સંતાનનો જન્મ અને રાજદ્વારે લાગવગ વધે. (૬) શત્રુઓ અને જ્ઞાતિ જનોથી પીડા. (૭) મનને પ્રસન્ન કરે તેવી મુસાફરી, સંપૂર્ણ કુટુંબસુખ અને આબરૂનો વધારો થાય. (૮) તંદુરસ્તીને હાનિ પહોંચે, ધનનાશ. (૯) સંતાન પ્રાપ્તિ, ધન અને સુખ મળે. (૧૦) પૈસો, ધંધો, અને સંતાનો માટે માનસિક ચિંતા રહે. (૧૧) માન, આબરૂ અને હોદ્દાનો વધારો. (૧૨) ધનહાનિ અને ચિંતા થાય.

શુક્ર:—(૧) ધનલાભ અને દૈહિક સુખો મળે. (૨) અર્થલાભ અને માનનો વધારો. (૩) પ્રગતિ અને ધનલાભ. (૪) મિત્રતામાં વધારો અને સુખ પ્રાપ્તિ. (૫) સંતતિ લાભ. (૬) આફત અને સ્વાસ્થ્યનો બગાડો, (૭) પરસ્ત્રીથી સંભાળવું, પત્નીના શરીરે પીડા. (૮) મોજશોખનાં સાધનોની વૃદ્ધિ. (૯) સંસાર સુખ મળે. (૧૦) ઝઘડો થવા સંભવ રહે. (૧૧) ધંધામાં સાહસ અને તેથી લાભ. (૧૨) દરેક રીતે સુખ મળે.

શનિ:—(૧) કુટુંબમાં મરણ અને શરીરે અસુખ. (૨) ધનધંધાની હાનિ અને ચિંતા. (૩) ધંધામાં સફળતા, માન આબરૂનો વધારો. (૪) ધનહાનિ, સ્ત્રી તરફની ચિંતા. (૫) આવકનો ઘટાડો સંતાન સંબંધી ચિંતા અને કુટુંબમાં મરણ થવા સંભવ રહે. (૬) સુખ પ્રાપ્તિ, શત્રુઓનો નાશ. (૭) સ્ત્રીને પીડા, મુસાફરી. (૮) શત્રુઓનો વધારો, શરીરે પીડા, સંતાન નાશ, ધનહાનિ થાય. (૯) નીતિ ભ્રષ્ટતા, વડીલનું મરણ અને ગરીબાઇ. (૧૦) અયોગ્ય કાર્ય કરવાથી માનહાનિ. દ્રવ્યનાશ. (૧૧) ધનધંધાનો વધારો, આબરૂનો વધારો. (૧૨) ખોટો ખર્ચ, સંતાનોની માંદગી, કાર્યોમાં અસફળતા અને વિઘ્ન ઉત્પન્ન થાય.

રાહુ:—રાહુનું ફળ સૂર્ય માફક ગણવું.

પનોતી:—

## પનોતી બે પ્રકારની છે મોટી અને નાની.

**નાની પનોતી:**—જન્મરાશિથી ચોથો કે આઠમો શનિ થાય ત્યારે નાની પનોતી હોય છે. શનિ એક રાશિ ઉપર આશરે અઢી વર્ષ રહે છે. તેથી નાની પનોતી અઢી વર્ષની આશરે હોય છે.

**મોટી પનોતી:**—જન્મરાશિથી શનિ બારમો, પહેલો અને બીજો હોય ત્યારે મોટી પનોતી હોય છે. આ સમય આશરે સાડા સાત વર્ષનો છે.

**ઉદાહરણ:**—ઉપરની કુંડળીમાં મીનનો ચંદ્ર છે તો મીન રાશિથી ગણતાં મિથુન રાશિ ચોથી અને તુલા આઠમી થાય છે. માટે જ્યારે જ્યારે શનિ મિથુન કે તુલાનો થાય ત્યારે ઉપરની કુંડળી વાળાને નાની પનોતી સમજવી. વળી જ્યારે શનિ, કુંભ, મીન, મેષનો થાય ત્યારે ઉપરની કુંડળી વાળાને મોટી પનોતી સમજવી.

**પનોતીના પાયાની સમજ:**—જે દિવસે પનોતી બેસે તે દિવસે ચંદ્ર ૧–૬–૧૧ મો હોય તો સોનાનો પાયો ૨–૫–૯ મો હોય તો રૂપાનો પાયો ૩–૭–૧૦ મો હોય તો તાંબાનો પાયો અને ૪–૮–૧૨ મો હોય તો લોઢાનો પાયો જાણવો.

મોટી પનોતી ત્રણ ભાગમાં વહેંચવામાં આવી છે. બારમો શનિ થાય ત્યારે પનોતી માથે કહેવાય છે. પહેલો શનિ થાય ત્યારે પનોતી છાતી ઉપર અને બીજો શનિ થાય ત્યારે પનોતી પગે કહેવાય છે. પાયા જોતી વખતે આમ ત્રણ જુદા જુદા પાયા મોટી પનોતીના આવશે.

**પનોતીનાં ફળો:**—

**નાની પનોતીનું ફળ:**—મોટું દુઃખ આપનાર, અનેક પ્રકારના રોગોથી પીડા કરનાર, ભાઈઓ સાથે વિરોધ કરાવનાર, મનઃદુઃખ પેદા કરનાર, કષ્ટદાયક મુસાફરી કરાવનાર છે. તે ચિંતા, મૃત્યુ, શસ્ત્રનો ભય ઉત્પન્ન કરે છે.

**મોટી પનોતીનું ફળ:**—મનમાં કલેશ ઉત્પન્ન કરે છે. ખરાબ માણસોથી ભય થાય. પુત્ર, પશુને પીડા કરે. પૈસાની હાનિ થાય, સ્ત્રીનો નાશ અથવા સ્ત્રીને પીડા થાય, કંટાળાજનક મુસાફરી થાય.

**પનોતીના પાયાનું ફળ:**—સોનાને પાયે બેઠી હોય તો કુટુંબમાં વિરોધ, નાના પ્રકારના રોગો, હંમેશાં કલેશ થાય, ધન ને કાર્યનો નાશ થાય, સારા માણસો સાથે વિક્ષેપ કરાવે.

**રૂપાનો પાયો:**—વેપાર, ધન, ધાન્ય, સંપત્તિ આપે. આબરૂ વધારી રાજ્યમાં માન મળે. વારસામાં સંપત્તિ મળવા સંભવ રહે અને આનંદ કરાવે છે.

**તાંબાનો પાયો:**—ઘણુ ધન મળે, લાભ આપે, સ્ત્રી પુત્રનું સુખ ને સંપત્તિ મળે, લાભ મળે, સુખ મળે

**લોઢાનો પાયો:**—શરીરે પીડા કરે, લોહી બગાડ થાય, સ્ત્રી પુત્ર ઢોરને પીડા કરે, રાજ્યથી ભય કરાવે, નિર્ધન કરે છે.

સામાન્ય રીતે પનોતી સારૂ ફળ આપતી નથી પણ જન્મકુંડળીમા શનિ બળવાન હોય તો તેનું ખરાબ ફળ ઘણુ ઓછુ મળે છે

ઉપર મુજબ ગોચરનું ફળ જોતા અને કથન કરતાં નીચેના નિયમો ધ્યાનમા રાખવા

(૧) ગોચર કરતા દશા અંતરદશાના ફળને વધારે મહત્વ આપવુ.

(૨) સામાન્ય રીતે વેધસ્થાનમા પડેલો ગ્રહ સારૂ ફળ આપતો નથી પણ તે ગ્રહના ગોચર સ્થાનમા આ દરમિયાન બીજો કોઇ ગ્રહ હોય તો ખરાબ ફળ મળતું નથી

(૩) ગોચરસ્થાનમા રહેલો ગ્રહ સારૂ ફળ આપે છે પણ તે સમય દરમિયાન તે ગ્રહના વેધસ્થાનમા કોઇ ગ્રહ હોય તો સારૂ ફળ મળતું નથી.

(૪) ઉપર જણાવેલા નિયમો ત્રણ અને ચાર સૂર્ય–શનિ અને ચંદ્ર બુધ માટે લાગુ પડતા નથી એટલે સૂર્ય ગોચર સ્થાનમા હોય અને શનિ સૂર્યના વેધસ્થાનમા હોય તોપણ તે સૂર્યથી મળતા સારા ફળને અટકાવી શકતો નથી તેથી વિરૂદ્ધ સૂર્ય વેધસ્થાનમા હોય અને શનિ સૂર્યના ગોચર સ્થાનમા હોય તો સૂર્યથી મળતુ ખરાબ ફળ શનિ અટકાવી શકતો નથી આ પ્રમાણે ચંદ્ર-બુધ માટે પણ સમજવુ

(૫) ઉપર મુજબ ફળ જોતા બાર જાતના બાર રાશિને આધારે ફળ મળે છે એટલે બધા માણસોનુ ફળ બાર ભાગમા વહેચાઇ જતા આશરે દર બારમા માણસનું ફળ એક જાતનું આવે એટલે કે સિંહ રાશિવાળા બધાને ગોચર ફળ એક જાતનું કહેવાય તેવી જ રીતે બીજી રાશિઓ વાળાનું પણ જાણવુ આમ આ ફળ સ્થુળ લાગે છે

આધુનિક આચાર્યો આ ફળને સુક્ષ્મ બનાવવા નીચેના નિયમનો ઉપયોગ કરે છે. **નિયમ.**—ચંદ્રની રાશિ સાથે તેના અંશ પણ નોંધો. પછી તે ગ્રહ વિષે જોવુ હોય તે ગ્રહના રાશિ અંશ નોંધો, બન્નેનું અંતર કરો અને તેના ઉપરથી તે ગ્રહ કેટલામો છે તે નક્કી કરો વિશેષ સમજણ માટે ઉદાહરણ જુઓ.

ઉદાહરણ:—ઉપરની કુંડળીમાં ચંદ્ર મીન રાશિના ઓગણત્રીસ અંશે છે. તા. ૨૫–૪–૫૪ ના દિવસે ગુરૂ વિષે જોવું છે. પંચાંગમાં જોતાં

| | રાશિ | અંશ |
|---|---|---|
| ગુરૂ → | ૨ | – ૧ |
| | ૧૧ | – ૨૯ |
| | ૨ | – ૨ |

આશરે તે મિથુન રાશિના એક અંશે છે. એટલે બાજુમાં બતાવ્યા પ્રમાણે બાદબાકી કરતાં બે રાશિ પૂરી અને ઉપર બે અંશ રહ્યા એટલે ગુરૂ ત્રીજો થયો એમ કહેવાય. જ્યારે આપણી આગળની ગણતરી મુજબ ગુરૂ ચોથો આવ્યો હતો. આ પ્રમાણે દરેક ગ્રહ વિશે ગણવું. આ પદ્ધતિ શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં વધુ સુક્ષ્મ છે પણ ફળ કથનમાં તેને ચકાસી જોવાની જરૂર છે.

**નક્ષત્ર ગોચર:—**

સામાન્ય રીતે આપણે ત્યાં રાશિ ગોચર જોવાય છે એટલે નક્ષત્ર ગોચરનો કોઈ ખાસ વિચાર કરતું નથી. પણ તે રાશિ કરતાં વધુ સુક્ષ્મ છે તે નિર્વિવાદ છે.

**સૂર્ય ફળ:**—સૂર્ય ભ્રમણમાં જન્મનક્ષત્રમાં હોય તો નુકશાનમાં ઉતારે છે. ભ્રમણમાં જન્મનક્ષત્રથી બીજાથી પાંચમા નક્ષત્રમાં હોય તો ધનવૃદ્ધિ કરે છે. છઠ્ઠાથી નવમા નક્ષત્રમાં હોય તો વિજય વરે છે. દશમાથી તેરમા નક્ષત્રમાં હોય તો અર્થલાભ થાય છે. ચૌદમાથી ઓગણીસમા નક્ષત્રમાં હોય તો અર્થહાનિ થાય છે. વીસમાથી તેવીસમા નક્ષત્રમાં હોય તો શરીર સારૂં રહેતું નથી. ચોવીસમા કે પચીસમા નક્ષત્રમાં હોય તો લાભ મળે છે અને છવીસ કે સત્તાવીશ નક્ષત્રમાં હોય તો ઘણી પીડા ભોગવાવે છે.

**ચંદ્ર ફળ:**—જન્મનક્ષત્રથી પહેલા બે નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે મોટો ભય થાય છે. ત્રીજાથી છઠ્ઠા નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે શાંતિ મળે છે. ચિંતા રહિત થવાય છે. સાતમા કે આઠમામાં ભ્રમણ કરે ત્યારે દુશ્મનનો પરાજય થાય છે. નવમા કે દશમામાં ભ્રમણ કરે ત્યારે પૈસો મળે છે. અગીઆરમાથી પંદરમામાં ભ્રમણ કરે ત્યારે મનને ચિંતા ઘેરી વળે છે. સોળથી અઢારમા નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે કલહ પેદા થાય છે. ઓગણીસથી ચોવીસમા નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે મુસાફરી અથવા સ્થાન બદલો કરાવે છે અને પચીસમાથી સત્તાવીશમામાં ભ્રમણ કરે ત્યારે ધનલાભ મળે છે.

**મંગળ ફળ:**—જન્મનક્ષત્રથી પહેલા કે બીજા નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે શરીર ભયમાં આવે છે. ત્રીજાથી છઠ્ઠામાં ભ્રમણ કરે ત્યારે ટંટો પેદા થાય છે. સાતમા કે આઠમા નક્ષત્રમાં ભ્રમણ કરે ત્યારે પણ ટંટો પેદા

થાય છે નવમાથી અગીઆરમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે જય પામે છે બારમાથી પદરમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે ગરીબાઈ આવે છે સોળ કે સત્તરમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે લાભ મળે છે અઢારથી એકવીસમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે ભય ઘેરી વળે છે બાવીસથી પચીસમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે સુખશાતિ મળે છે અને છવીસ સત્તાવીશમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે મુસાફરી થાય છે

**બુધ, ગુરૂ શુક્ર** —આ ત્રણ ગ્રહોનું ભ્રમણનું ફળ એક સરખુ છે પહેલાથી ત્રીજા નક્ષત્ર સુધીમાં પરિતાપ અને દુ ખ પેદા કરે છે ચોથાથી છઠ્ઠા નક્ષત્રમા ભ્રમણ દરમિયાન લાભ અપાવે છે સાતમાથી બારમા નક્ષત્રમા ભ્રમણ દરમિયાન નુકશાન કરે છે અને ધાર્યા કરતાં વિપરીત જ બને છે તેરમાથી સત્તરમા નક્ષત્રના ભ્રમણ દરમિયાન ધનોપાર્જન સારૂ થાય છે અઢારથી ઓગણીસ નક્ષત્રમા ભ્રમણથી નાશ કરે છે અને વીશથી સત્તાવીશમા નક્ષત્રમાં ભ્રમણ દરમિયાન આબરૂ કીર્તિનો વધારો કરે છે

**શનિ, રાહુ, કેતુ** —આ ત્રણ ગ્રહોનુ પણ ભ્રમણનું ફળ એક સરખુ છે જન્મનક્ષત્રમા તેમનું ભ્રમણ હેરાન પરેશાન કરે છે બીજાથી પાચમા નક્ષત્રમા ભ્રમણ સુખશાતિ આપે છે છઠ્ઠાથી આઠમા નક્ષત્રના ભ્રમણ દરમિયાન પર્યટન કરાવે છે નવમાથી અગીઆરમા નક્ષત્રમા ભ્રમણ કરે ત્યારે નાશ નોતરે છે બારમાથી પદરમા નક્ષત્રમા ભ્રમણમા કરે ત્યારે લાભ અપાવે છે સોળમાથી વીસમા નક્ષત્ર સુધીમા ભ્રમણ દરમિયાન કૌટુંબિક સુખો અપાવે છે એકવીશથી પચીસમા નક્ષત્ર સુધીમા ભ્રમણ દરમિયાન સુખશાતિ આપે છે અને છવીસ–સત્તાવીસમા નક્ષત્રમા ભ્રમણ દરમિયાન જીદગી માટે ભય ઉત્પન્ન કરે છે

**દિનદશા બાબત** —આ દશાઓ જન્મરાશિ અને પચાગમા સૂર્યની રાશિનો મેળ મેળવી કાઢવામા આવે છે દિનદશાઓ આમ છે

| | ગ્રહ | દિવસ આશરે | | ગ્રહ | દિવસ આશરે |
|---|---|---|---|---|---|
| ૧ | સૂર્ય | ૨૦ | ૫ | શનિ | ૩૬ |
| ૨ | ચદ્ર | ૫૦ | ૬ | ગુરૂ | ૫૮ |
| ૩ | મગળ | ૨૮ | ૭ | રાહુ | ૪૨ |
| ૪ | બુધ | ૫૬ | ૮ | શુક્ર | ૭૦ |

ઉપર કોષ્ટકમાં જણાવ્યા મુજબ અનુક્રમે આઠ દશાઓ આવે છે. અને બાજુમાં બતાવ્યા જેટલા દિવસો સુધી રહે છે આમ એક વર્ષમાં બધી દશાઓ ભોગવાઇ જાય છે.

## દરેક રાશિવાળાને કઈ દિનદશા ચાલે છે તે જોવાની રીત:—

### પંચાંગમાં ચાલતા સૂર્ય ઉપરથી દિનદશા જોવાનું કોષ્ટક

| રાશિઓ | | મે. | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બારે રાશિવાળાઓને સૂર્યદશા ઉતરવાની રાશિ અને અંશ | રાશિ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | અંશ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ચંદ્ર ઉતરવાની | રાશિ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ |
| | અંશ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૯ | ૧૦ | ૧૦ | ૧૦ |
| મંગળ દશા | રાશિ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ | ૨ |
| | અંશ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| બુધ દશા | રાશિ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ |
| | અંશ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| શનિ દશા | રાશિ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | [illegible] |
| | અંશ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧[illegible] |
| ગુરૂ દશા | રાશિ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | [illegible] |
| | અંશ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | |
| રાહુ દશા | રાશિ | ૯ | ૧૦ | ૧૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | |
| | અંશ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨[illegible] |
| શુક્ર દશા | રાશિ | ૧૧ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧[illegible] |
| | અંશ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩[illegible] |

ઉપરની કુંડળીવાળાને તા. ૨૫–૪–૫૪ના રોજ દિનદશા જોવી છે તો પંચાંગમાં જોતાં તે દિવસ સૂર્ય રાશિ ૦–૧૫ અંશ છે. હવે ઉપરની કુંડળીવાળાની રાશિ મીન છે તો ઉપરના કોષ્ટકમાં જોતાં છેલ્લું ખાતું મીન

રાશિનું છે. તેમાં જોતાં નીચે પડેલા ખાનામાં રાશિ ૧૧-૨૦ અંશ લખેલું છે અને તે સૂર્યદશા ઉતરવાના રાશિ અંશ છે. આપણા રાશિ અંશ રાશિ ૦-૧૫ અંશ આના કરતાં વધારે છે તો પછીના ખાનામાં જોતાં રાશિ ૧-૧૦ અંશ લખેલું છે જે આપણા રાશિ અંશ (૦-૧૫) કરતાં વધારે છે. માટે તે ખાનામાં આડી લીટીએ જોતાં ચંદ્ર દશા લખેલું છે માટે ચંદ્રદશા ચાલે છે એમ કહેવાય.

અષ્ટક વર્ગ :—

ગોચરનો વિચાર કરતાં જણાઇ આવે છે કે આ ફળકથન ઘણું સ્થુળ છે. આથી ગોચર ( ગ્રહોનું ભ્રમણ ) ઉપર આધાર રાખતી છતાં વધુ સુક્ષ્મ પદ્ધતિની જરૂરિયાત અનિવાર્ય લાગે છે. આ વધુ સુક્ષ્મ પદ્ધતિ અષ્ટકવર્ગ પદ્ધતિ છે જે જન્મકુંડળી અને ગોચર ઉપર મુખ્યત્વે આધાર રાખે છે.

મંગળનું અષ્ટકવર્ગ રેખા ૩૯

| રાશિ → | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મં | \| | \| | ० | \| | ० | ० | \| | \| | ० | \| | \| | ० |
| બુ | ० | \| | ० | \| | \| | ० | ० | ० | ० | \| | ० | ० |
| ગુ | ० | ० | ० | \| | ० | ० | ० | \| | \| | \| | ० | ० |
| શુ | ० | ० | ० | ० | \| | ० | \| | ० | ० | \| | \| | ० |
| શ | \| | \| | | \| | ० | ० | \| | ० | ० | \| | \| | \| |
| લ | \| | ० | \| | ० | ० | \| | ० | ० | ० | \| | \| | ० |
| સૂ | ० | \| | ० | \| | \| | ० | ० | ० | \| | \| | ० | ० |
| ચં | ० | ० | ० | ० | \| | ० | ० | ० | \| | ० | ० | \| |
| ઐક્ય | ૩ | ૪ | ૧ | ૫ | ૪ | ૧ | ૩ | ૨ | ૩ | ૭ | ૪ | ૨ |
| ફળ | મ | મ | ને | મ | મ | ને | મ | ને | મ | શ્રે | મ | ને |

અષ્ટકવર્ગના કોઠાઓ તૈયાર કરવાની રીત ગણિત વિભાગમાં આપેલી હોવાથી તેનો અહીં વિચાર નહિ કરતાં તે કોઠાઓ ઉપરથી ફળકથન કઇ રીતે કરવું તેનો વિચાર કરીએ. બાજુમાં સમજણ અને ઉદાહરણોમાં ઉપયોગી થઇ પડે એ દૃષ્ટિએ આગળથી જ કુંડળી આપી ગયા તે કુંડળીના મંગળના અષ્ટકવર્ગનો કોઠો આપ્યો છે.

અષ્ટકવર્ગ ઉપરથી ગ્રહોનું બળાબળ જાણવાની રીત:—

સૂર્યથી શનિ સુધીના સાત ગ્રહો અને લગ્ન એમ કરી આઠ અષ્ટક વર્ગના કોઠા તૈયાર કરવામાં આવે છે. હવે ધારો કે મંગળના બળ વિષે જોવું છે તો મંગળનો અષ્ટકવર્ગનો કોઠો તપાસો તેમાં મંગળની રાશિમાં (મંગળ જન્મકુંડળીમાં જે રાશિમાં હોય તે રાશિ) કેટલી રેખાઓ છે તે નક્કી કરો અને તેના ઉપરથી બળ નક્કી કરો.

ઉદાહરણ:—જન્મકુંડળીમાં જોતાં મંગળ કન્યારાશિમાં છે ઉપર કોઠામાં કન્યારાશિમાં જોતાં ત્રણ રેખાઓ છે અને નીચે ફળમાં (મ) લખ્યું છે માટે મંગળ મધ્યમ બળી થયો એ રીતે દરેક ગ્રહ અને લગ્ન માટે તેમના કોઠામાં જોવું. સામાન્ય રીતે જે ગ્રહને ત્રણ કરતાં ઓછી રેખા મળે તે ગ્રહ નિર્બળી (નેષ્ટ) કહેવાય છે ત્રણ કરતાં વધારે અને છ કરતાં ઓછી રેખા મળે તે મધ્યમ બળી (મ) અને છકે છ કરતાં વધારે મળે તે પૂર્ણ બળી (શ્રેષ્ઠ) કહેવાય છે. આ રીતે ગ્રહનું બળાબળ નક્કી કરવું.

ભાવના બળાબળનો વિચાર:—જે જન્માક્ષરમાં અષ્ટકવર્ગ કાઢ્યા હોય તેમાં રેખૈક્યચક્ર પણ કાઢેલું હોય છે જે ભાવમાં ૨૮ કરતાં વધુ રેખા હોય તે ભાવનું સારૂં ફળ મળે છે પણ જે ભાવમાં ૨૮ કરતાં ઓછી રેખા હોય તે ભાવ સંબંધી સારૂં સુખ મળતું નથી.

અષ્ટકવર્ગ અને ગોચરફળ:—કોઇપણ ગ્રહ હાલ ગોચરમાં કેવું ફળ આપે છે તે જાણવા માટે તે ગ્રહના અષ્ટકવર્ગનો કોઠો લેવો અને પંચાંગમાં તે ગ્રહ હાલ કઇ રાશિમાં છે જોવું પછી અષ્ટકવર્ગના તે ગ્રહના કોઠામાં તે ગ્રહને તેની ગોચરની ચાલુ રાશિમાં કેટલી રેખા મળે છે તે પરથી ફળ નક્કી કરવું. ઉદાહરણ–પ્રશ્ન:—તા. ૨૫–૪–૫૩ ના રોજ મંગળ ધનરાશિનો છે તો તે ઉપરથી ઉપરની કુંડળીવાળાને મંગળનું અષ્ટકવર્ગ ઉપરથી ચાલુ ગોચરનું ફળ કહો. ઉત્તર:—મંગળનું અષ્ટકવર્ગ તપાસતાં ધનરાશિમાં તેને પાંચ રેખા મળે છે તેની નીચે (મ) લખ્યું છે માટે મંગળનું ગોચરનું ફળ મધ્યમ સમજવું પણ હવે ત્રણથી પાંચ રેખા સુધી મધ્યમ ફળ દરેક

ગ્રહ આપે છે અહીં મંગળને ધનરાશિમાં પાંચ રેખા મળે છે માટે મધ્યમમાં પણ સૌથી વધારે સારૂં ફળ મંગળ આપશે એમ કહી શકાય.

આજ પ્રમાણે કોઇપણ ગ્રહ ગોચરમાં કેવું ફળ આપશે તે કહી શકાય આમ દરેક ગ્રહનો વિચાર કરી સમગ્ર રીતે જોતાં કેવું ફળ મળે છે, તેનો નિર્ણય કરવો. જો મોટા ભાગના ગ્રહોનું ફળ સારૂં હોય તો ગોચરનું એકંદર ફળ સારૂં કહેવું.

લગ્નાષ્ટકવર્ગનો ઉપયોગ દિવસનો અમુક નિયત સમય કેવો છે તે જાણવા કરી શકાય જે સમયનો વિચાર કરવો છે તે સમયની કુંડળી કરવી અને તેમાં કયી રાશિ લગ્ને છે તે નક્કી કરો અને લગ્નાષ્ટક વર્ગમાં તે રાશિમાં કેટલી રેખા છે તે નક્કી કરો અને રેખાઓનું વત્તા કે ઓછાપણું જોઇ ફળનો નિર્ણય કરો પણ આ ફળને ગ્રહોના ફળને આધીન ગણવું. જો લગ્ન ઘણું સારૂં આવતું હોય અને અષ્ટકવર્ગ—ગોચરના ગ્રહોનું ફળ સારૂં ન હોય તો તે સમય સારો ગણવો નહિ.

ભાઇ ભાંડુ અને સંતાન સંખ્યાનો નિર્ણયઃ—ભાઇ ભાંડુ માટે મંગળના અષ્ટકવર્ગનો વિચાર કરવો. મંગળના અષ્ટકવર્ગમાં મંગળની રાશિથી ત્રીજી રાશિમાં કેટલી રેખાઓ છે તે નક્કી કરો તેમાં પુરૂષ ગ્રહોએ કેટલી રેખા આપી છે અને સ્ત્રીગ્રહોએ કેટલી રેખા આપી છે તે નક્કી કરો તેમાં બળવાન ગ્રહે આપેલી રેખાને બમણી કરો અને નિર્બળ ગ્રહે આપેલી રેખાને બાદ કરો અને જે રહે તે ભાઇ અને બહેનની સંખ્યા જાણવી. તેજ રીતે ગુરૂના અષ્ટકવર્ગમાં ગુરૂની રાશિથી પાંચમી રાશિમાં જેટલી રેખાઓ હોય તે પરથી સંતાન સંખ્યા નક્કી કરવી. આ રીતે આવેલી સંખ્યા એક આધારભુત આંકડો આપે છે તેથી તેજ સંખ્યા માની લેવી નહિ પણ સાથે આગળ બતાવેલી રીતો પ્રમાણે સંખ્યા નક્કી કરવી અને નિર્ણય ઉપર આવવું.

માતાપિતા વિષે વિચારઃ—માતાનો વિચાર કરતાં ચંદ્રનું અને પિતાનો વિચાર કરતાં સૂર્યનું અષ્ટકવર્ગ વાપરવું. ચંદ્રના અષ્ટક વર્ગમાં ચંદ્રની રાશિથી ચોથી રાશિમાં જે ગ્રહો રેખા આપે છે તે ગ્રહો માતા માટે સારા જાણવા અને તે ગ્રહોની દશા અંતરદશામાં માતાનું સુખ સારૂં જાણવું. એ જ રીતે સૂર્યના અષ્ટકવર્ગમાં સૂર્યની રાશિથી દશમી (કેટલાક નવમી રાશિ) રાશિમાં કયા ગ્રહો રેખાઓ આપે છે તે જોવું. તે ગ્રહ પિતા માટે સારૂં ફળ આપનાર સમજવા.

ઉપરના લખાણ ઉપરથી જોઈ શકાશે કે અષ્ટકવર્ગ ઉપરથી રોજીંદુ ફળ પણ કાઢી શકાય છે અને સામાન્ય ગોચર કરતાં આ ફળ વધુ સુક્ષ્મ અને દરેક વ્યક્તિ પરત્વે જુદુ જુદુ હોવાથી વધુ વિશ્વસનીય છે. વળી સાથે લગ્નાષ્ટકવર્ગનો ઉપયોગ કરી ઉપર બતાવ્યા પ્રમાણે દિવસના કોઇપણ સમય વિષે પણ નિર્ણય લઈ શકાય છે.

અષ્ટકવર્ગનું ઘણું વધારે અને સચોટ ફળ જાણવા માટે જુઓ જાતકપારીજાત જે અમારે ત્યાં મળી શકશે.



॥ શ્રી ગણેશાય નમઃ ॥

# श्री ज्योतिषकल्पतरुग्रंथे जातक फलादेश विभागः

## તાજક (વર્ષ ફળ) ના ફળાધીશ બાબત.

### પ્રકરણ ૧ લું.

વર્ષ ફળનો ભાવાધ્યાય. મુંથા, દષ્ટિ, ને રાજાના ફળ બાબત.

### વર્ષ ફળનો ભાવાધ્યાય. (તાજિકભૂષણ)

#### વર્ષના ચલિતમાં બારે ભાવમાં સૂર્ય બેઠાનું ફળ.

પહેલા ભાવમાં સૂર્ય હોય તો આંખનો રોગી, માથા ને મુખની પીડા, સ્ત્રીયોને દુઃખ, ને ચિન્તાથી બહુ દુર્બળ શરીર થાય. બીજે, ચોર, શત્રુ, રાજા, ને અગ્નિથી બહુ ભય, ને નિત્ય કુટુંબથી કલેશ થાય. ત્રીજે, રાજાથી માન, ધનની આવક, શરીરનું સુખ, ને કાર્યની સિદ્ધિ થાય.

**ચોથે**, રાજાના કુળથી ભય, મિત્રોથી વેર, દુર્બળતા, ને પાણીથી બહુ ભય, થાય. **પાંચમે**, પુત્ર, મિત્ર, કુટુંબ, ને સ્ત્રી તરફથી દુઃખ, બુદ્ધિ ને ધનથી રહિત થાય. **છઠ્ઠે**, રાજાથી લાભ, સ્ત્રી સુખને ભોગ ભોગવનાર, શત્રુઓથી જય, ધનનો વધારો થાય. **સાતમે**, પેઢુ, આંખ ને માથામાં પીડા, ઉત્તમ સવારી ને સ્ત્રીયોને દુઃખ થાય. **આઠમે**, શરીરમાં પિત્તરોગ, આંખનો રોગ, પરાભવથી દુઃખ, ને રાજા, અગ્નિ, વિષ, ને સર્પથી ભય, થાય. **નવમે**, ધર્મ કામમાં વિરૂદ્ધ બુદ્ધિ, ને ચિન્તાથી ખરાબ બુદ્ધિ, ને મિત્ર, પુત્ર, ને સ્ત્રીથી કજીઓ થાય. **દશમે**, રાજાથી માન, યશ, સુખ, ધનનો હમ્મેશાં વધારો, ને બુદ્ધિથી સર્વ કાર્યની સિદ્ધિ થાય. **અગીયારમે**, આરોગ્યતા, હર્ષ, ઉત્સાહ, પુરૂષાર્થ શત્રુનો નાશ, રાજાથી ધનની પ્રાપ્તિ, ને ધનની આવક થાય. **બારમે**, મિત્રથી વેર, આંખમાં રોગ, ને બહુ પિત્તનો રોગી, ધનનું દુઃખ, ને કીર્તિનો નાશ થાય.

## વર્ષના ચલિતમાં બારે ભાવોમાં ચંદ્ર બેસવાથી થતું ફળ.

ચંદ્ર જેમ જેમ વધારે કળાનો થાય, તેટલું વધારે શુભફળ કહેવું અને જેમ જેમ ક્ષય કળાનો થતો જાય, તે પ્રમાણે ખરાબ ફળ જાણવું. **પહેલા ભાવમાં ચંદ્ર** હોય તો શ્વાસનો રોગ, શત્રુથી દુઃખ, આંખનો રોગી, સુખ વિકાર, ધન પ્રાપ્તિ, ને શરીરે દુર્બળ થાય, **બીજે**, પોતાના માણસોનો વધારો, દરેક ચીજો મળે, ધનનો સંચય ને શત્રુનો નાશ થાય. **ત્રીજે**, ધનનો લાભ, બહુ પ્રકારના ઉત્સવ, અભિમાન, શત્રુનો નાશ, અધિકાર મળે, ને ધર્મ કામમાં પ્રીતિનો વધારો થાય. **ચોથે**, ઘોડા, સ્ત્રી, ગાય, ને ભેંસનું સુખ, કુટુંબથી ધનનો લાભ, જમીન ને પુત્રનો વધારો ને ઘણા પ્રકારે આનન્દ થાય. **પાંચમે**, રાજાથી બહુ ધનની પ્રાપ્તિ, સ્ત્રી વિલાસનું સુખ, બુદ્ધિનો વધારો, શત્રુથી જીત, ઉત્સવનો વધારો થાય. **છઠ્ઠે**, સળેખમ જેવા રોગ, વાયુનો રોગ, કુટુંબ વર્ગમાં પરસ્પર વિવાદ, ચોર ને રાજાથી ભય થાય. **સાતમે**, પ્રતિષ્ઠાનો વધારો, વેપારમાં સુખ, સ્ત્રી સુખ, ને ધન મળે. **આઠમે**, ઘણા પ્રકારના અનર્થ, ફોગટ ધનનો ખર્ચ, આનન્દની હાનિ, બુદ્ધિમંદતા, શરીરે દુર્બળતા, આંખોમાં રોગ, સળેખમની પીડા, થાય એમ મુનિઓએ કહ્યું છે. **નવમે**, સારા કામમાં બુદ્ધિ, ધનની પ્રાપ્તિ સમૃદ્ધિનો વધારો, બીજાં શુભ કામોમાં ઉત્સાહ થાય. **દશમે**, રાજાથી લાભ, સ્ત્રી ને મિત્રોથી સુખ, ને શત્રુઓનો નાશ અવશ્ય થાય. **અગીયારમે**, સફેદ વસ્તુ મોતી વિગેરેનો લાભ, સારી બુદ્ધિ, ઘોડા, હાથી ને

કપડા વિગેરેની પ્રાપ્તિ થાય બારમે, આંખોનો રોગ, શત્રુથી ભય, ધનનો ખર્ચ, ને ઘરમા હમ્મેશાં કજીઓ, ને ચચળ મન થાય

## વર્ષના ચલિતમાં બારે ભાવમાં મગળ બેસવાથી થતુ ફળ.

**પહેલા ભાવમાં** મંગળ હોય તો માથામા, મુખમા ને આખમા પીડા, હાનિ, ઘરમા કજીઓ, લોહી ને પિત્તના વિકારથી શરીર દુર્બળ થાય, **બીજે**, રાજા, ચોર, ને અગ્નિથી બહુ ભય, ચચળ ચિત્ત, નિષ્ફળ મનોરથ, આખોમા પીડા, બહુ પ્રકારની બાધા, થાય એમ પૂર્વના આચાર્યો કહે છે **ત્રીજે**, માન, ને ધનનો વધારો, શત્રુનો નાશ, ઉત્સાહ, આરોગ્યતા, ને રાજાથી પ્રસન્નતા વિગેરે ફળ વિદ્વાને કહેવુ **ચોથે**, કુટુબથી દુ ખ, પરિભ્રમણ, મિત્રોથી લડાઇ, ચિત્તમા ખેદ, ઢોરા નાશ થાય **પાંચમે**, છાતીમા દર્દ, ખરાબ બુદ્ધિ, ભાઇઓની સાથે વેર, શરીરમા અર્ધાગ રોગ ને મન દુ ખી થાય, **છઠ્ઠે**, રાજાથી લાભ, શત્રુઓને દુ ખ બુદ્ધિનો વધારો, મિત્રોનો વધારો, ને બહુ આનદમા રહેનાર થાય **સાતમે**, શરીરમા દુ ખ, સ્ત્રીયોને અશુભ હાનિ, પરદેશ જવુ શત્રુથી ભય અનીતિની ઉત્પત્તિ થાય **આઠમે**, પોતાના કુટુબીઓને દુ ખ, લોહીનો બગાડો, પિત્તનો વધારો, પોતાના માણસો, ધનને માનનું ઓછાપણુ, બહુ ચિન્તા, ને શરીરે બહુ દુ ખી, અરીમ ધીરજવાળો થાય **નવમે**, પાપમા બુદ્ધિ, પોતાના માણસોથી લડાઈ, ચિત્તમા ઉદ્વેગ, ઐશ્વર્યની હાનિ ને દુ ખ થાય **દશમે**, રાજાની કૃપા દૃષ્ટિ, વેપારથી લાભ, સુદર સુખ, આરોગ્યતા ને શત્રુઓનો વધારો થાય **અગીયારમે**, પ્રતાપ, તેજ, ને વિજયનો વધારો, શત્રુઓનો નાશ રાજાની પ્રસન્નતા, ને હમ્મેશા પુત્ર, મિત્ર, સ્ત્રીનું સુખ, થાય **બારમે**, ધનનો નાશ, રાજાથી ભય, આખોનો રોગ, સ્ત્રીથી ખેદ, ને રોજ મૂર્ખોથી લડાઇ થાય

## વર્ષના ચલિતમાં બારે ભાવોમાં બુધ બેસવાથી થતુ ફળ

**પહેલા ભાવમાં** બુધ હોય તો શરીર સુખ, રાજાની કૃપા, બુદ્ધિનો વધારો ધનનું આવવુ, ગભીરતા, વીર્ય વૃદ્ધિ, ને પરાક્રમવાળો થાય **બીજે**, પોતાના પુત્રો મિત્રોનો વધારો, નીતિની વૃદ્ધિ, રાજાથી પ્રસન્નતા, ધનનો લાભ, આરોગ્યતા, ને બહુ શરીર સુખ, થાય **ત્રીજે**, હાનિ લાભ, સુખદુ ખ, શત્રુ મિત્ર, તે સર્વે જેમ હોય તેમ રહે **ચોથે**, રાજાથી માન, ધનની આવક, મિત્ર ને પુત્રની પ્રાપ્તિ, સ્ત્રીયોનુ સુખ, થાય **પાચમે**, પુત્ર,

મિત્ર ને સ્ત્રીઓથી સુખ, રાજાથી મન ઇચ્છિત મેળવનાર, યશ, ને ભાગ્યનો ઉદય થાય. છઠ્ઠે, શત્રુઓને ઉન્માદ, હમ્મેશાં પોતાના વર્ગમાં ક્લેશ, ને શરીરમાં અવશ્ય રોગ થાય. **સાતમે,** સ્ત્રી સુખ, વેપારથી ધનનો ધરો, ને હમ્મેશાં મનુષ્યોનું મન ધર્મ કાર્યોમાં પ્રીતિવાળું થાય. **આઠમે,** રાજાની તરફથી શત્રુ નાશ, સુખ, હર્ષ ઉન્નતિ, સારી બુદ્ધિ, હમ્મેશાં શાસ્ત્રના અભ્યાસથી માન મેળવનાર, થાય. **નવમે,** ધર્મમાં બુદ્ધિ, કાર્ય સિદ્ધિમાં વિઘ્ન, ચિત્તમાં ઉન્માદ, સ્ત્રીયોને દુઃખ, ગરીબાઈ ને શરીરે દુર્બળતા થાય. **દશમે,** સારા મનુષ્યોથી ને ઉદ્યમથી ધન પ્રાપ્તિ, શરીર સુખ, ને શોભાનો વધારો, સારો માણસ થાય. **અગીયારમે,** શરીરના રોગનો નાશ, ભાગ્યનો વધારો, ઉત્તમ બુદ્ધિ, રાજાથી પ્રતિષ્ઠા, થોડા ઉદ્યમથી કાર્યની સિદ્ધિ થાય. **બારમે,** થોડો લાભ, ધનની હાનિ, રાજાથી વેર, ફોકટ ખર્ચ, બુદ્ધિની મન્દતા, ને પોતાના વર્ગમાં વિરોધ થાય.

## વર્ષના ચલિતમાં બારે ભાવોમાં ગુરૂ બેસવાથી થતું ફળ.

**પહેલા ભાવમાં ગુરૂ** હોય તો પુત્ર, મિત્ર ને સ્ત્રીથી સુખ, આરોગ્યતા, ભાગ્યનો વધારો, રાજાથી લાભ વખાણવા લાયક, ને સારી બુદ્ધિ થાય. **બીજે,** પૈસાની પ્રાપ્તિ, મિત્રોનો મેળાપ, ઘણા પ્રકારની વસ્તુઓનો વેપાર, સત્સંગ ને શરીરમાં પુષ્ટિ થાય. **ત્રીજે,** લાભ, હાનિ, સુખ, દુઃખ, મિત્ર; શત્રુ, એ સર્વે જે પ્રમાણે હોય, તે પ્રમાણેજ રહે. **ચોથે,** સ્ત્રી પુત્રનું સુખ પ્રાપ્ત થાય. પૃથ્વી વાહન ને ધનનું આવવું. રાજાથી પ્રતિષ્ટા વધે. **પાંચમે,** સંતતિનું સુખ, બુદ્ધિની વૃદ્ધિ, મિત્ર વૃદ્ધિ, મંત્ર ને વિદ્યાનો અભ્યાસ, થાય; છઠ્ઠે, બળનો નાશ, શત્રુનો વધારો, કુટુંબમાં વિરોધ, દ્રવ્યનો નાશ, ને ચિત્તમાં બહુ પ્રકારની ચિન્તા થાય. **સાતમે,** વેપારથી ધન પ્રાપ્તિ, પરદેશથી સુખ, સ્ત્રી ને રાજાથી સુખ, થાય. **આઠમે,** મિત્રોની સાથે વિરોધ, બુદ્ધિ નાશ, દ્રવ્ય નાશ, પરદેશ જવું, ભાઇઓથી છૂટા પડવું, ને પુણ્યનો નાશ થાય. **નવમે,** બુદ્ધિનો વધારો દ્રવ્ય પ્રાપ્તિ સ્ત્રી વિલાસ, ચિત્તની પ્રસન્નતા, ચાતુર્યતા, ને પુણ્યનો વધારો થાય. **દશમે,** રાજાની પ્રસન્નતા, કીર્તિનો વધારો, માનની ઉન્નતિ, નીતિ ને બુદ્ધિનો વધારો, ને હમ્મેશાં ઉત્સાહ વધે, **અગીયારમે,** આરોગ્યતા ઐશ્વર્ય ને વાહનની વૃદ્ધિ, પુત્ર સ્ત્રી વિગેરેનું સુખ, ને બહુ પ્રકારે ધનનું મલવું થાય. **બારમે,** મિત્રોથી વેર, રાજાથી ભય, દુઃખ, અનેક પ્રકારની ચિન્તા, ફોકટ ધનનો ખર્ચ, સ્થાન ભ્રષ્ટતા ને ઘણા પ્રકારનાં દુઃખ થાય.

## વર્ષના ચલિતમાં બારે ભાવોમાં શુક્ર બેસવાથી થતું ફળ.

પહેલા ભાવમાં શુક્ર હોય તો રાજાથી બહુ ધનનો લાભ, વંશનો વધારો, સુખી, બહુ ઉત્સાહી, ને ગર્વનો વધારો થાય. બીજે, મિત્રનો વધારો, બહુ ધનની આવક, શત્રુનો નાશ, જલ્દી કાર્યની સિદ્ધિ, ને સ્ત્રીઓમાં ચિત્તની વૃત્તિ થાય. ત્રીજે, ધનનો ખર્ચ, ઉપદ્રવ, મિત્રોમાં લડાઇ, થોડું સુખ, બહુ ચિન્તા, ને મધ્યમ પરાક્રમ થાય. ચોથે, આરોગ્યતા, રાજાથી ઐશ્વર્ય પ્રાપ્તિ, ઘર બગીચા વિગેરેનું સુખ, ઘણા પ્રકારના માનની ને યોગની વૃદ્ધિ થાય. પાંચમે. પુત્ર ને સ્ત્રીયોનું સુખ, વિદ્યા જ્ઞાન, કુશળતા, બુદ્ધિનો વધારો, અનેક મંત્ર ને શાસ્ત્રનો અભ્યાસ થાય. છઠ્ઠે, અગ્નિથી ભય, અનીતિમાં બુદ્ધિ, શત્રુનો વધારો, ધન વૃદ્ધિ ને કદી ઘરથી સુખી ન થાય. સાતમે, સ્ત્રી પુત્રના હર્ષથી ઘરસુખનો વધારો, વેપારમાં લાભ, માન, સવારી ને ધનની આવક થાય. આઠમે, થોડો રોગ, સ્ત્રી પુત્રની ચિંતા, ધનનો નાશ, ક્રોધનો વધારો, પરદેશ જવું, ને શરીરે દુર્બળતા થાય, નવમે, આરોગ્યતા, ધર્મ કર્મોની વૃદ્ધિ, વિમળ બુદ્ધિનો વધારો, ને પુત્ર મિત્રોથી સુખ થાય. દશમે, રાજાથી માન, શત્રુઓનો નાશ, ને સમયપર કાર્યની સિદ્ધિ થાય. અગીયારમે, મુસાફરીથી ધનની આવક, વેપાર રોજગારથી લાભ, ઐશ્વર્ય વૃદ્ધિ, ને બહુ સુખી થાય. બારમે, સારા માર્ગમાં ધનનો ખર્ચ, પોતાના કુટુંબ વર્ગમાં કલેશ, પોતાના ઘેરથી સારા ફળ માટે જતાં તે ફળનો નાશ થાય.

## વર્ષના ચલિતમાં બાર ભાવોમાં શનિ બેસવાથી થતું ફળ.

પહેલા ભાવમાં શનિ હોય તો વાત પિત્ત કફના કોપથી માથા ને છાતીમાં દર્દ, ને પોતાના મિત્રોથી કજીઓ થાય, બીજે, સુખ ને આંખમાં પીડા, ધનનો ખર્ચ, રાજાથી ભય, ને સ્ત્રી પુત્રાદિકની બહુ ચિન્તા, થાય. ત્રીજે, અચિંત ચિન્તાઓથી વ્યાકુળતા, રાજાથી માન, સુખ, ધનની પ્રાપ્તિ, નો વધારો થાય. ચોથે, પરદેશની ચિન્તા, ધનનું ખર્ચ, સ્ત્રીની બહુ ચિન્તા, ચિત્ત ને દુઃખ ને માતાને કલેશ થાય. પાંચમે, સ્ત્રી મિત્ર ને પુત્રોની પીડા, વાયુ કે કફથી છાતીમાં દર્દ, ખરાબ બુદ્ધિ, ને ધનનો નાશ થાય. છઠ્ઠે, સામર્થ્યવાળો, રાજાની કૃપાવાળો, પ્રતિષ્ઠિત મનુષ્યોની સોબત, પરાક્રમનો વધારો ને સ્ત્રી પુત્રનો વધારો થાય. સાતમે, મિત્રો ને કષ્ટ, જશ નાશ, સ્થાનથી ભ્રષ્ટ, ધનનો નાશ, શત્રુથી ભય, ને અનિતિનો પ્રવેશ થાય. આઠમે, અનેક પ્રકારની વ્યાધિ, પુત્ર સ્ત્રી ને ધનનો નાશ, બુદ્ધિનો ઘટાડો, ને

બહુ દુઃખી થાય. નવમે, ધનનો નાશ, પરદેશ જવું, પુત્ર, મિત્ર, સ્ત્રી, ને દુઃખ, ને વિપરીત બુદ્ધિ થાય. દશમે, રાજાથી ભય, ધનનો નાશ, પોતાના શહેરમાં લડાઇ, સ્થાન નાશ, ને દરિદ્રી થાય. અગીયારમે, સ્ત્રીયોને વિશેષ સુખ, સમુદ્ર સુધી કીર્તિનો વધારો, સુખ, શૌર્ય, પરાક્રમ ને ધીરજ-તાનો વધારો કરે. બારમે, આંખો છાતી ને પગમાં પીડા, મિત્રોથી અધિક વેર, રાજાથી ભય. ને ધનનો નાશ થાય.

### વર્ષના ચલિતમાં બાર ભાવોમાં રાહુ બેસવાથી થતું ફળ.

**પહેલા ભાવમાં** રાહુ હોય તો શરીરમાં વાયુથી પીડા, ચિન્તા, અપમાન, તુચ્છ લોકોથી વિવાદ, સ્ત્રી ને પુત્ર તરફની ચિન્તા થાય. **બીજે**, સુખ ને આંખમાં પીડા, કોઈ પ્રકારથી નીચ ખવાસથી ધનની આવક ને ચિત્તમાં ખેદ થાય. **ત્રીજે**, રાજ્યથી સંપત્તિનું સુખ, ઐશ્વર્યની વૃદ્ધિ, શરીરનું સુખ, ને ભાઇઓનો વધારો તથા સર્વ કાર્યોમાં જય મળે. **ચોથે**, ચિન્તા દુઃખ, વાણીમાં વિવાદ, વાહન (ઘોડા ગાડી વિગેરે)નો નાશ, ને શરીરમાં દુઃખથી દુર્બળતા થાય. **પાંચમે**, બુદ્ધિનો ઘટાડો, નિન્દા, દ્વેષ, વિવાદ, છાતીમાં ઘણી પીડા, પુત્રનું સુખ ને આવક ઘટે. છઠ્ઠે, રાજ્યદ્વારે ભાગ્યની વૃદ્ધિ, શત્રુઓનો નાશ, ચિત્તની પ્રસન્નતા, સ્ત્રી પુત્રથી અત્યન્ત પ્રીતિ થાય. **સાતમે**, એક જગ્યાથી બીજી જગ્યાએ જવું, શરીરમાં દુર્બળતા, સ્ત્રીની ચિન્તા, ચિત્તમાં ચંચળતા, વાયુના રોગથી કેડ ને પેઢુમાં પીડા, **આઠમે**, સ્ત્રીને કલેશ, ભાઇઓથી વેર, ધન મળે છતાં નાશ પામે, પરદેશ જવું, ને પ્રતાપનો નાશ, **નવમે**, શરીરમાં પીડા, સ્ત્રીથી વિરોધ, દુર્બળતા ને પવિત્ર કામમાં થોડી બુદ્ધિવાળો થાય. **દશમે**, રાજાથી ભય, પોતાના સગાં સંબંધીઓમાં શરીરે પીડાને વારંવાર ધનનો નાશ થાય. **અગીયારમે**, વૈભવ ને બુદ્ધિનો વધારો, આરોગ્યતા નીચ માણસથી લાભ, ને સ્ત્રી સુખ થાય. **બારમે** ધનનો નાશ, કુટુંબીયોને પીડા, શત્રુઓનો વધારો, રાજાથી ભય, ને સ્ત્રી સંબંધી બહુ ચિન્તા થાય આ જે જે ગ્રહોનું ભાવફળ કહ્યું, તે તે ગ્રહોની દશામાં તે ફળ કહેવું. રાહુનું ભાવફળ છે, તે શનિની દશામાં કહેવું.

અગીયારમાનો સ્વામી અગીયારમા ભાવમાં હોય, ને શુભ ગ્રહોથી યુક્ત કે દૃષ્ટ હોય, કે ઉચ્ચનો હોય, ને અસ્તનો ન હોય તો ઘોડા, હાથી, જમીન, ભૂષણ, સ્ત્રી ને સુખ વિગેરે મળે છે.

### (તાજિક નીલકંઠી) મુંથાનું ફળ.

જે રાશિમાં મુંથા હોય, તેનો સ્વામી મુંથેશ કહેવાય છે, મુંથાને

પોતાનો સ્વામી કે શુભ ગ્રહ જોતા હોય તો સુખ આપે ને સુયાને શત્રુ ગ્રહ કે અલ્પ બળી ગ્રહ જોતા હોય તો, ભય તથા રોગ આપે. ભાવ દૃષ્ટિ ને યોગ પ્રમાણે એનું ફળ કહેવાય છે.

સુથા વર્ષ લગ્નથી ।૪।૭।૧૨।૬।૮। સ્થાનોમા હોય તો સારી નહી ।૯।૧૦।૧૧। સ્થાનોમા હોય તો સુખ આપે ।૧।૨।૩।૫। સ્થાનોમા રહેતી સુથા ઉદ્યમ કરવાથી ધન આપે છે

## બારે ભાવમાં મુથા રહેવાથી થતુ ફળ.

**પહેલા ભાવમાં મુંથા** હોય તો શત્રુનો નાશ, મનનો સંતોષ પ્રતાપનો વધારો રાજાની કૃપા, શરીરની પુષ્ટિ ને અનેક પ્રકારના ઉદ્યમથી ધન મળે. **બીજે**, ઉત્સાહથી ધનની આવક, યશનો વધારો, પોતાની જાતિમા માન, રાજાનો આશ્રય, મીઠા પદાર્થ ઉપર પ્રીતિ, શરીરમા બળ, તથા જાડાઈ ને સુખ થાય **ત્રીજે**, પોતાના પરાક્રમથી ધન, યશ ને સુખ સુંદર રૂપ, સૌખ્ય, દેવ બ્રાહ્મણોની પૂજા, બધાઓના ઉપકાર, મજબુત શરીર, કાંતિ ને રાજાનો આશ્રય થાય **ચોથે**, શરીરની પીડા, શત્રુથી ભય, પોતાના માણસોમાં વેર, મનનો સંતાપ, ઉદ્યમનો નાશ, (આળસ) લોકોમા જાડું કલંક અનેક પ્રકારના રોગનો વધારો, ને દુ ખ થાય **પાંચમે** સારી બુદ્ધિ, સુખ, પુત્ર ને ધનનો લાભ, પ્રતાપનો વધારો, અનેક પ્રકારનો હર્ષ, પોતાથી દેવ બ્રાહ્મણોનુ પૂજન, રાજાની કૃપા થાય **છઠ્ઠે**, શરીરનું દુર્બળપણુ, શત્રુનો વધારો, રોગ, ચોર ને રાજાથી ભય, કાર્ય ને ધનનો નાશ, ખરાબ બુદ્ધિનો વધારો, પોતે કરેલા કામથી પોતેજ પસ્તાનાર થાય **સાતમે**, સ્ત્રી ને ભાઇઓમા દુ ખ, જુગાર વિગેરેથી નુકશાન, શત્રુઓથી ભય, ઉદ્યમનો નાશ, ધન અને ધર્મનો નાશ, શરીરમા રોગ, મનની અપ્રસન્નતાથી ખરાબ આચરણ થાય **આઠમે**, શત્રુથી ભય ચોરથી ભય, ધન ને ધર્મનો નાશ, ખરાબ વ્યસન, રોગ, બળનો નાશ ને ફોકટ બહુ દૂર જવુ થાય **નવમે**, બધાઓનું ઊપરીપણુ રાજાથી ધનની આવક, ધર્મ સબધી ઉત્સાહ, પુત્ર ને સ્ત્રીથી સુખ, દેવ બ્રાહ્મણની પુજા, પૂર્ણ યશ ને ઐશ્વર્યનો વધારો થાય **દશમે**, રાજાની કૃપા, પોતાના મનુષ્યોનો ઉપકાર સારા કામની સિદ્ધિ, દેવતા બ્રાહ્મણની ભક્તિ, યશનો વધારો, અનેક પ્રકારે ધનનો લાભ, ને સારો ઓદ્ધો મળે **અગીયારમે** આઠ પ્રકારે શૃગારનો વિલાસ, સૌભાગ્ય, નિરોગી, મનની પ્રસન્નતા, રાજાના આશ્રયથી ધન, સારા મિત્ર, ને પુત્ર, મનમાનીતી ભલાઇ, થાય **બારમે** બહુ ખર્ચ, દુષ્ટ

મનુષ્યોની સોબત, શરીરમાં રોગ, મહેનત કરવા છતાં લાભ, ધર્મ, ને ધનનો નાશ, માણસોથી વેર થાય.

મુંથાનું વિશેષ ફળ—જે ભાવમાં પાપગ્રહ હોય, ને જે ભાવને પાપ કે શત્રુગ્રહો જોતા હોય, તો શુભસ્થાનમાં રહેલી મુંથા પણ તે ભાવનું શુભફળ આપશે નહિ. પરંતુ અશુભફળનો વધારો થાય.

મુંથા પોતાના સ્વામી કે શુભગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય, તથા સ્વામી બળવાન હોય, વા પોતાના સ્વામી કે શુભગ્રહથી ઇત્થશાલિની હોય, તો જે ભાવમાં હોય, તે ભાવ સંબંધી શુભફળનો વધારો કરે. જો એમ ન હોય તો શુભફળનો વધારો ન સમજવો. તેથી ઉલટુ, એટલે શુભગ્રહ, પોતાના સ્વામીથી યુક્ત કે દૃષ્ટ મુંથા ન હોય તો નિર્બળી થાય. વા પાપ ગ્રહ સાથે મુંથા હોય તો તે ભાવ સંબંધી શુભફળનો નાશ કરી અશુભ ફળને વધારે આ પ્રમાણે ભાવ સંબંધી ફળનું શુભ કે અશુભ ફળનો મુંથાના બળથી વિચાર કરવો.

મુંથા જન્મ લગ્નથી છઠ્ઠે આઠમે કે ચોથા સ્થાનમાં હોય, તથા વર્ષમાં મુંથા પાપગ્રહો સાથે હોય, તો જે ભાવમાં મુંથા હોય, તે ભાવનો નાશ કરે છે. જેમ કે બીજા ભાવમાં ધનનો ત્રીજામાં ભાઇનો એ પ્રમાણે સમજવું પરંતુ વર્ષમાં પોતાનો સ્વામી શુભગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય તો શુભફળ આપે છે.

જન્મ લગ્નથી કે વર્ષ લગ્નથી મુંથા શુભસ્થાનમાં હોય, ને પાપગ્રહો સાથે ન હોય, તો જે ભાવમાં મુંથા છે. તે ભાવ સંબંધી શુભફળ આપે છે. (જેમ કે જન્મ લગ્નથી ને વર્ષ લગ્નથી મુંથા પાંચમે શુભગ્રહ પોતાના સ્વામીથી યુક્ત કે દૃષ્ટ હોય તો પુત્રનો વધારો કરે) જન્મ કે વર્ષ લગ્નથી ખરાબ સ્થાનમાં હોય, તથા પાપગ્રહ સાથે કે તેમની દૃષ્ટિ હોય તો પાપેત્થશાલિની યોગ થાય. તે ભાવ અવશ્ય નાશ થાય છે.

જન્મ લગ્નથી ૪।૬।૮।૧૨ એ ખરાબ ભાવોમાં તથા વર્ષમાં એ ખરાબ સ્થાનોમાં હોય, મુંથાનો સ્વામી પાપગ્રહ સાથે કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, કે અસ્તનો હોય, તો ભાવનો નાશ કરે છે. પણ શુભ ગ્રહ સાથે કે શુભની દૃષ્ટિ હોય તો શુભ ફળ કહેવું.

જન્મ લગ્નથી મુંથા ચોથા ભાવમાં શુભ ગ્રહ સાથે હોય તો બાપનું ધન ને જમીન મળે છે. એ પ્રમાણે પાપગ્રહ સાથે હોય તો રાજાથી ભય,

અને બહુ દુઃખથી આ જીવિકા ચલાવનાર, એ પ્રમાણે જન્મ લગ્નથી આઠમા ઘરમાં શુભ યુક્ત હોય, તો શુભ, ને પાપયુક્ત હોવાથી ખરાબ ફળ જાણવું. એ પ્રમાણે બુદ્ધિથી મુંથાનો વિચાર કરી ફળ કહેવું.

વર્ષ લગ્નમાં મુથા પર પોતાના સ્વામી કે શુભ ગ્રહની દૃષ્ટિ હોય, તે જન્મ લગ્નથી જે ભાવમાં હોય, તે ભાવનો વધારો કરે છે. જેમકે વર્ષમાં મુંથા ચોથે પોતાના સ્વામી કે શુભ ગ્રહની દૃષ્ટિવાળી છે. ને જન્મ લગ્નથી ગણતાં તે ભાવ ત્રીજે છે તો એ વર્ષમાં ભાઈ સંબંધી શુભ ફળ થાય છે. પરંતુ પાપગ્રહની દૃષ્ટિ હોય તે ઉપર પ્રમાણે જોતાં જે ભાવ આવે તે ભાવનો નાશ સમજવો. પરંતુ વર્ષનો સ્વામી બળવાન તથા શુભગ્રહ હોય તો મુથા પાપગ્રહની દૃષ્ટિનું ફળ આપશે નહિ.

**મુંથા ગ્રહો સાથે હોય કે મુંથાપર ગ્રહોની દૃષ્ટિ હોય તેનું ફળ.**

મુંથા સૂર્યના ઘરમાં કે સૂર્ય સાથે કે સૂર્યની દૃષ્ટિવાળી હોય, તો તે માણસ કુળ પ્રમાણે રાજ્ય ભોગવે. રાજાની સોબત, સ્ત્રી વસ્ત્ર ભૂષણ વિગેરે ઈષ્ટ ફળ ભોગવે. ગુણવાન થાય.

મુંથા મંગળના ઘરમાં (૧।૮। રાશિમાં) કે મંગળ સાથે અથવા મંગળની દૃષ્ટિવાળી હોય, તો પિત્ત વિકાર, ઉષ્ણ રોગ, ને શસ્ત્રથી ઘાયલ, લોહીના બગડવાથી દુઃખ, થાય. મુંથા શનિના ઘરમાં (૧૦।૧૧ રાશિમાં) મંગળથી યુક્ત કે દૃષ્ટ હોય કે શનિથી યુક્ત કે દૃષ્ટ હોય તો તેનું ફળ વધારે ખરાબ સમજવું.

મુંથા ચંદ્રની રાશિ કર્કમાં કે ચંદ્ર સાથે અથવા ચંદ્રની દૃષ્ટિવાળી હોય, તો ધીરજતા અને યશનો વધારો, શરીરે આરોગ્ય સંતોષ તથા આનંદનો વધારો કરે. પણ પાપ ગ્રહની દૃષ્ટિ હોય, તો બહુ દુઃખી કરે.

મુંથા બુધ અથવા શુક્રની રાશિ ।૨।૩।૬।૭। માં હોય કે શુક્ર સાથે અથવા બુધ શુક્રની દૃષ્ટિવાળી હોય, તે સ્ત્રી તથા બુદ્ધિનો લાભ, સુખ ધર્મ, ને બહુ યશ આપે પણ પાપગ્રહો જોતા હોય તો દુઃખ થાય.

મુંથા ગુરૂની રાશિ ।૯।૧૨। માં કે ગુરૂ સાથે યા ગુરૂની દૃષ્ટિવાળી હોય, તો પુત્ર તથા સ્ત્રીનું સુખ, રત્ને કપડાં ને ધર્મનું સુખ આપે છે. શુભ ગ્રહથી ઇત્થ શાલિની હોય તો કુલ પ્રમાણે રાજ્ય ભોગવે.

મુથા શનિની રાશિ ।૧૦।૧૧। માં શનિ સાથે કે શનિની દૃષ્ટિવાળી હોય, તો વાયુ સંબંધી રોગ, ગાડી ઘોડાઓનો નાશ, અગ્નિથી ભય, ધનનો નાશ થાય. પણ તે પર ગુરૂની દૃષ્ટિ હોય તો શુભ ફળ આપે.

મુંથા રાહુના સુખ સંજ્ઞક અંશોમાં હોય તો ધનની આવક, યશ, સુખ, ધર્મનો વધારો થાય. શુક્ર ગુરૂ સાથે કે શુક્ર ગુરૂની દૃષ્ટિવાળી મુંથા હોય તો ઓહ્દાનું મળવું, સોનું રત્ન ને કપડાંનો લાભ થાય.

રાહુનું સુખ પુચ્છ લક્ષણ કહે છે. રાહુની વક્ર ગતિ છે જે રાહુની એક રાશિમાં ભોગ્ય અંશ છે તે સુખ. અને ભુક્તાંશ (ભોગવાઇ ગયેલા અંશ) ને પૃષ્ટ (પાછલો ભાગ) કહે છે. મુખ પૃષ્ટમાં રાહુ રહેલો હોય, તે અંશથી ૧૫।૧૫ અંશ પૂર્વે ને પછવાડે લેવાય છે. ને તેથી સાતમી રાશિમાં કેતુ રહે છે તેને પુચ્છ (પુછડું) કહે છે. એ પ્રમાણે વિચાર કરી ફળ કહેવું.

રાહુનો પૃષ્ટ ભાગ અર્થાત્ રાહુ જે રાશિમાં રહેલો હોય તેના પૂર્વના પંદર અંશથી રાશિના જેટલા અંશ હોય, ત્યાં સુધીમાં મુંથા હોય, તો શુભ ફળ આપશે નહિ ને પુચ્છગત અર્થાત્ કેતુ સાથે હોય તો શત્રુથી ભય, તે કષ્ટ આપે છે. તથા પાપગ્રહની દૃષ્ટિ હોય તો ધન અને સુખનો નાશ થાય. એ પ્રમાણે જન્મમાં મુંથા હોય તો ઘર અને ધનનો નાશ કરે.

**વર્ષની દ્રષ્ટિ બાબત**—દરેક ગ્રહો પોતાનાથી, ૩–૧૧ મે એક ચતુર્થાંશ મિત્ર (સ્નેહ પ્રદ) દ્રષ્ટિથી, ૪–૧૦ મે શત્રુ (ગુસારિ ભેદ) દૃષ્ટિથી; ૯–૫ મે ત્રણ ભાગ મિત્ર (સુખદાત્રિ) દ્રષ્ટિથી; ને ૧–૭ મે સંપૂર્ણ (શત્રુ વૃદ્ધિ) દ્રષ્ટિથી જુવે છે. માટે એક પાયો ને ત્રણ પાયા એ મિત્ર, અને બે પાયાને સંપૂર્ણ (ચાર પાયા) તે શત્રુ દ્રષ્ટિ જાણવી.

**વર્ષના રાજા બાબત**—(તાંજકના ઘણા ગ્રંથોના આધારે) લઘુ પંચ વર્ગીમાં વર્ષના પાંચ અધિકારીમાંનો જે ગ્રહ વર્ષ લગ્નને વધારે દ્રષ્ટિથી જોતો હોય તે વર્ષનો રાજા જાણવો, પણ એકથી વધારે ગ્રહ સરખી દ્રષ્ટિથી જોતા હોય તો, તે વધારે દ્રષ્ટિવાળાઓમાંથી જેનું બૃહત્પંચવર્ગીમાં વધારે બળ હોય તેને વર્ષનો રાજા જાણવો, (પણ જો બૃહત્પંચવર્ગી ન હોય તો, હર્ષ બળમાં જે બળવાન હોય તે) ને જો બૃહત્પંચવર્ગીમાં પણ તે વધારે દૃષ્ટિવાળામાંના એકથી વધારે સરખા બળવાળા હોય તો, કે, બેઉ નિર્બળી હોય તો તેમાંથી જેના લઘુ પંચ વર્ગીમાં જન્મપતિ વર્ષ પતિ એવા વધારે અધિકાર હોય, તેને વર્ષનો રાજા જાણવો, ને તેઓમાંના અધિકાર પણ સરખાજ હોય તો, મુંથાપતિને વર્ષનો રાજા જાણવો, પણ મુંથાનો સ્વામી વર્ષ લગ્નને જોતો ન હોય તો દિવસના વર્ષ પ્રવેશમાં દિવાપતિ, ને રાત્રિના વર્ષ પ્રવેશમાં રાત્રિ પતિ ને વર્ષનો રાજા

જાણુવો, પણ તેઓ વર્ષ લગ્નને જોતા ન હોય તો, દિવસના વર્ષ પ્રવેશમાં સૂર્ય અને રાત્રિના વર્ષ પ્રવેશમાં ચંદ્ર વર્ષનો રાજા જાણુવો, પણ તે સૂર્ય ચંદ્ર વર્ષને ન જોતા હોય તો ત્રિરાશિક પતિને વર્ષનો રાજા જાણુવો, પણ તે વર્ષ લગ્નને જોતો ન હોય તો, ચંદ્ર જે ગ્રહની સાથે ઇત્થશાળ કરતો હોય, તે ગ્રહને વર્ષનો રાજા જાણુવો, પણ તે ગ્રહ વર્ષ લગ્નને ન જોતો હોય તો, વર્ષ લગ્નના સ્વામીનેજ વર્ષનો રાજા જાણુવો પણ તે વર્ષ લગ્નને જોતો ન હોય તો, વર્ષનો રાજા કોઈ પણ થઈ શકતો નથી. ને જ્યારે વર્ષનો રાજા નથી ત્યારે તે વર્ષમાં રિષ્ટ ( મરણ ) યોગ જાણુવો. એટલે વર્ષ ઘણું જ દુઃખદાયક સમજવું.

ઉપર કહ્યા મુજબ જ્યારે ચંદ્ર રાજા થાય તો તેને રાજા ન કરતાં ચંદ્ર જે ગ્રહ સાથે ઇત્થશાળ કરે તે ગ્રહને રાજા જાણુવો પણ ઇત્થશાલ ન કરતો હોય અથવા ઇત્થશાલી ગ્રહ લગ્નને ન જોતો હોય તો ચંદ્ર જે રાશિમાં બેઠેલો છે તેના સ્વામીને વર્ષેશ જાણુવો—પણ ચંદ્ર રાજા થતો હોય— ઇત્થશાલ ન થાય ને તે ચંદ્ર જો કર્ક રાશીમાંજ હોય તો તો ચંદ્રજ રાજા થાય છે. પણ જે રાજા થનાર ગ્રહ—વર્ષ લગ્નને—એક પાયો—બે—ત્રણ પાયા—કે સંપૂર્ણ દ્રષ્ટિથી જોતો હોય તોજ રાજા થાય છે ને ઉપર મુજબ કોઇ ગ્રહ જુવેજ નહિ તો રાજા નથી તેમ જાણવું.

## વર્ષના રાજાનું ફળ ( તાજીક નિલકંઠી )

વર્ષનો રાજા ૬।૮।૧૨ મે ન હોય, જન્મમાં તથા વર્ષમાં ઉદયનો હોય અસ્તનો ન હોય. જન્મમાં કે વર્ષમાં બળવાન હોય તો સંપૂર્ણ સારું ફળ આપે છે; નિરોગી શરીર, રાજ્યથી સુખ, બળ અને ઘણું સુખ આપે છે.

વર્ષનો રાજા પુદ્દત્થંચવર્ગી, હર્ષબળ, વિગેરેમાં પૂર્ણ બળ પામેલો હોય તો, પુરેપુરૂ શુભ ફળ આપે છે; મધ્યમ બળી હોય તો, મધ્યમ, એટલે નહિ શુભ તેમ નહિ ખરાબ ફળ કરે, ને અધમ બળી હોય તો, દુઃખ, શોક, શત્રુથી ભય, ને ઘણા પ્રકારની ચિન્તા ભોગવાવે છે.

વર્ષનો રાજા સૂર્ય હોય ને તે બળવાન હોય તો રાજ્યથી સુખ, પુત્ર તથા ધનનો લાભ, પોતાના કુળ પ્રમાણે ઐશ્વર્યવાળો, કુટુંબના સુખવાળો, પુષ્ટ શરીરનો, યશસ્વી, ઘરના સુખવાળો, ઘણા પ્રકારે માન પ્રતિષ્ઠાવાળો, શત્રુનો નાશ થાય, ને જો તે સૂર્ય જન્મમાં પણ ઉચ્ચાદિ સ્થાને બળવાન હોય તો, આ ફળ પુરેપુરૂ મળે છે, ને મધ્યમ બળી

હોય તો કંઈક ઓછું ફળ મળશે, ને જો હીન બળી હશે તો તે ફળમાંથી થોડુંજ ફળ મળશે, ઘણું મળશે નહિ; ને **સૂર્ય** વર્ષમાં **મધ્યમ બળી** હોય તો પ્રથમ કહેલું શુભ ફળ મધ્યમ મળે, સુખ થોડું મળે, ને પોતાના માણસોથી ક્લેશ થાય, સ્થાન કે હોદ્દાનો નાશ થાય, સુખનો નાશ, શરીરે દુર્બળતા, રાજાથી ભય થાય છે, પણ જો તે સૂર્ય મધ્યમ બળી છતાં શુભગ્રહ સાથે ઇત્થશાળ યોગ કરતો હોય તો, ઉત્તમ બળીનું કહેલુ ફળ કરે છે. સૂર્ય વર્ષમાં નિર્બળી હોય તો, પરદેશ જવું, ધનનો નાશ, ચિન્તા, શત્રુથી ભય, આળસને ઊંઘનો વધારો લોકોથી અપવાદ (જુઠા કલંકનો ભય) મોટો રોગ, અતિ દુઃખ, પિતા માતા વિગેરેથી દુઃખી, પુત્ર અને મિત્રથી પણ ભય થાય છે.

વર્ષનો રાજા ચંદ્ર થાય ત્યારે ચંદ્ર સાથે જે ગ્રહ ઇત્થશાળ કરતો હોય તે વર્ષનો રાજા ગણાય છે. પણ જો ચંદ્ર તે ગ્રહ સાથે ઉત્તમાદિ ભેદથી કંબુલ યોગ કરતો હોય ને રાત્રિનો વર્ષ પ્રવેશ હોય તો, તે ગ્રહ નિર્બળી હોય, તો પણ વર્ષમાં ઉત્તમ ફળ કરે છે, પણ જો તે ગ્રહ પૂર્ણ બળવાન હોય તો, ઘણું જ ઉત્તમ ફળ કરે છે. ને જો દિવસનો પ્રવેશ હોય તો, સામાન્ય ફળ કરે છે.

પણ **ચંદ્ર** કોઇની સાથે ઇત્થશાળ કરતો ન હોય, ને પોતેજ રાજા થતો હોય, ને **બળવાન** હોય તો, ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર, ઘર વિગેરે ઘણી પ્રકારનું સુખ, શૃંગારી વસ્તુ, માળા, ચંદન, કસ્તુરી, મોતી, વસ્ત્ર વિગેરેનું સુખ, ઐશ્વર્ય, લાભ, તથા કુળ પ્રમાણે અધિકાર મળે, ને રાજાથી મિત્રતા થાય; **ચંદ્ર મધ્યમ બળી** હોય તો ઉપર કહેલું ફળ મધ્યમ મળે, પુત્રને મિત્ર વર્ગથી શત્રુતા, સ્થાનની બદલી, શરીરે દુર્બળતા, ને તેવો ચંદ્ર પાપ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો, સળેખમ વિગેરેથી ક્લેશ પણ ભોગવાવે છે, ને **ચંદ્ર નિર્બળી** હોય તો, શીત તથા કફ વિગેરે રોગ, ચોર, ઠગ વિગેરેથી ભય, પોતાના માણસોથી ક્લેશ, પરદેશ જવું, સ્ત્રી પુત્રના સુખનો નાશ થાય, ને ઘણોજ નિર્બળી હોય તો, શીત કફ વિગેરે રોગોથી મરણ સમાન કષ્ટ થાય છે.

વર્ષનો રાજા **મંગળ** હોય, ને તે બળવાન હોય તો, કીર્તિનો વધારો શત્રુથી જીત ને શત્રુનો નાશ, સેનાપતિ, લડાઇમાં આગેવાન, પોતાના કુળ પ્રમાણે ધનની પ્રાપ્તિ, લોકોથી નમસ્કાર કરતો, મિત્ર, પુત્ર, ધન, ને સ્ત્રીથી સુખ થાય. **મંગળ મધ્યમ બળવાળો** હોય તો, લોહાનું જવું,

ઘણો ક્રોધ ને હથિયાર વાગવાથી ઘા થાય, પોતાના માણસોમાં ઉપરીપણું, બળ, પ્રતિષ્ટા, ને મધ્યમ સુખ મળે, એ પ્રમાણે દરેક મધ્યમ સુખ જાણવું. **મંગળ નિર્બળી** હોય તો, શત્રુ, ચોર ને અગ્નિથી ભય, જુઠું કલંક આવવાનો ભય, પોતાની બુદ્ધિથી કાર્યનો નાશ. દરેક કામોમાં વિઘ્ન, મોટા રોગનો ભય પરદેશ જવું ને ઉદ્ધતપણાથી ધનને કાર્યનો નાશ થાય, પણ જો તેને ગુરૂ જોતો હોય તો. દરેક શુભ ફળ થાય છે.

વર્ષનો રાજા **બુધ બળવાન** હોય તો, વિવાદથી, લેખકના કામથી, શુભ શાસ્ત્રથી, ને સારા વ્યવહારથી, વિજય અને ધનનો લાભ થાય. જ્ઞાન, હુન્નર, વૈદક, ને ગણિત શાસ્ત્રથી પ્રતિષ્ટા મળે રાજાના આશ્રયથી રાજ્ય કે પ્રધાનપણું મળે. **બુધ મધ્યમ બળી** હોય તો, ઉપર કહેલું ફળ મધ્યમ મળે, મુસાફરી થાય વ્યાપાર અને પુત્ર મિત્રનું સુખ થાય, પણ તે બુધ શુભ ગ્રહથી ઇથ્થશાળ કરતો હોય તોજ ઉપરનુ ફળ મળે છે, નહિ તો અશુભ ફળ થાય છે **બુધ નિર્બળી** હોય તો, બળ બુદ્ધિ ને ધર્મનો નાશ, પોતાના વચનથીજ અપમાન થાય, અનામત મુકેલી ચીજથી ઘણી વિપત્તિ, જુઠી સાક્ષી પુરવાથી હાની થાય પારકા વેપારમાં પોતાના ધનનો નાશ ને પુત્ર, મિત્ર તથા ધનનો નાશ થાય છે.

વર્ષનો રાજા **ગુરૂ ઉત્તમ બળી** હોય તો, કુટુંબનું સુખ, ધર્મી અને દરેકનો ગુણ ગ્રહણ કરનાર, ધન, યશ ને પુત્ર મળે, દરેક માણસો પોતાનો વિશ્વાસ રાખે, સારી બુદ્ધિવાળો, પરાક્રમી થાય, ખજાનાનો ઉપરી, રાજાથી પ્રતિષ્ટા મળે, ને શત્રુનો નાશ થાય, **ગુરૂ મધ્યમ બળી** હોય તો, ઉપર કહેલું ફળ મધ્યમ મળે, ને શુભ ગ્રહથી ઇથ્થશાળ કરતો હોય તો રાજાનો સમાગમ, ને જ્ઞાન તથા શાસ્ત્ર જાણનાર થાય, ને પાપગ્રહથી ઇસરાફ યોગ કરતો હોય તો, દરિદ્રતા, ધનનો નાશ ને સ્ત્રીથી કષ્ટ થાય, ને **ગુરૂ નિર્બળી** હોય તો, ધન ધર્મ અને સુખની હાની, તથા પુત્ર, મિત્ર, લોક અને સ્ત્રીથી તજાયેલો થાય, લોકોથી અપવાદનો ભય, વ્યગ્ર ચિત્તવાળો, ને ઘણા કષ્ટથી આ જીવિકા ચલાવનાર, શરીરે કફનો રોગ, ને શત્રુથી ભય ને કલેશ થાય.

વર્ષનો રાજા **શુક્ર બળવાન** હોય તો, નિરોગી શરીરવાળો, હંમેશાં સુખ વિલાસ ભોગવનાર, સારા શાસ્ત્ર અને રત્નથી પ્રસન્ન, મિષ્ટાન્ન ખાનાર, ભોગી, કુશળ, પ્રતાપી, જય મેળવનાર, સ્ત્રીથી વિલાસી, પ્રસન્નતા, ને રાજાના આશ્રયથી ધન તથા સુખ મળે. **શુક્ર મધ્યમ બળી** હોય તો, ઉપર કહેલું ફળ મધ્યમ મળે, ને આ જીવિકા માટે થોડું દ્રવ્ય મળે, ઘણી

પ્રકારે છાનું દુઃખ રહે, ને બંધાયેલી વૃત્તિવાળો (એટલે બાંધેલા નશીબવાળો) થાય, ને જો શુક્ર પાપ કે શત્રુગ્રહથી યુક્ત કે જોયેલો હોય તો ધનનો નાશ ને દુઃખ થાય, ને જો શુક્ર **નિર્બળી** હોય તો, મનમાં અતિસંતાપ ને લોકોમાં હાંસી, ને દુઃખ થાય, પોતાની આજીવિકાનો નાશ; સ્ત્રી પુત્ર ને મિત્રજનોથી વૈર, ને ખાવાનું પણ ઘણા કષ્ટથી મળે, દરેક કામમાં નિષ્ફળતા, ને સુખનો નાશ થાય છે.

વર્ષનો રાજા **શનિ બળવાન** હોય તો, નવું ઘર, જમીન, ખેતર, યવન જેવા રાજાથી ઘણું ધન મળે, બાગ, બગીચા, જલાશ્રય, કુવા, તલાવ વિગેરેથી સુખ મળે, શરીરે પુષ્ટ, કુળ પ્રમાણે અધિકાર મળે, પોતાના માણસોમાં શ્રેષ્ટ થાય; **શનિ મધ્યમ બળવાળો** હોય તો, ઉપર કહેલું ફળ મધ્યમ મળે, અન્ન ખાવાથી અરૂચી થાય, દાસત્વ, ઊંટ, ભેંસ ને નીચા કુળના માણસથી લાભ થાય, ને જો શનિ પાપગ્રહથી યુક્ત કે દ્રષ્ટ હોય તો, દરેક ફળ ખરાબ જાણવું. **શનિ નિર્બળી** હોય તો, દરેક કામમાં નિષ્ફળતા, ધનનો નાશ, દુઃખ, શત્રુનો ભય, સ્ત્રી, પુત્ર, મિત્રજનોથી વૈર થાય, ખરાબ અન્ન (કોદારા, જુવાર, સામો વિગેરે) ખાનાર, પણ જો શનિ શુભગ્રહથી ઇથ્થશાળ કરતો કે યુક્ત હોય તો, થોડું સુખ મળે છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### બૃહત્પંચવર્ગી, સહમનું ફળ ને ષોડશયોગ બાબત.

**બૃહત્પંચવર્ગીમાં** બળવાન કે નિર્બળી ગ્રહ જાણવા બાબત—જે ગ્રહના બૃહત્પંચવર્ગીના વિશોપકાના આંકડા ૦ થી ૩ સુધી હોય તો, તેને નષ્ટબળી; ૪ થી ૫ સુધી નિર્બળી; ૬ થી ૧૦ સુધી મધ્યમબળી; તે ઉપર વધારે આંકડા હોય તો તેને ઉત્તમબળી જાણવો. આ બળ ફક્ત બૃહત્પંચવર્ગીનું જ છે બીજામાં તો સ્વગૃહી ઉચ્ચ વિગેરે બળો જોવાય છે.

### સહમના ફળ બાબત. (તાજિક નિલકંઠી).

સહમનો (સહમ જે રાશિનું હોય તે રાશિનો) સ્વામી, ઉચ્ચ, સ્વગ્રહાદિમાં હોય, શુભ (૬–૮–૧૨ શિવાયના) સ્થાનમાં હોય, લગ્નને કે

પોતાના સહમને જોતો હોય, તો સહમ બળવાન જાણવું. ને તે સહમ શુભ ફળ આપે છે.

સહમનો સ્વામી લગ્ન કે પોતાના સહમને ન જોતો હોય, નીચ કે અસ્તાદિમાં હોય, દુસ્થાનમાં હોય, તો તે સહમ નિર્બળી જાણવું. ને તે અશુભ ફળ આપે.

જે સહમનો સ્વામી ગ્રહ ગ્રહપંચવર્ગીમાં પાંચથી ઓછા બળવાળો (હીનબળી) હોય, હર્ષ સ્થાનમાં નિર્બળી હોય, ને લગ્નને પણ જોતો હોય, તો તે નિર્બળી જાણવો, ને તે સહમ પણ નિર્બળી થવાથી શુભ ફળ આપતું નથી.

જે સહમ પોતાના સ્વામી કે શુભગ્રહથી યુક્ત કે જોવાયેલું હોય, તો તે સહમ બલિષ્ટ થઈ સારૂ ફળ આપે છે એવી રીતે ન હોય તો શુભફળ આપતું નથી. અને એથી ઉલટી રીતે એટલે કે પાપગ્રહથી યુક્ત કે જોવાયેલું વિગેરે કારણવાળું હોય, તો તે સહમ અશુભ ફળ આપે.

પ્રથમ કહ્યા પ્રમાણે સહમ બળવાન થઈ શુભફળ આપનાર હોય, પણ વર્ષ લગ્નથી અષ્ટમેશ કે સહમની રાશિથી આઠમી રાશિનો સ્વામી જે ગ્રહ હોય. તે ગ્રહ સહમને જોતો કે સાથે બેઠો હોય, વા સહમેશ તે અષ્ટમેશ સાથે કે પાપગ્રહ સાથે ઈત્થશાળ કરતો હોય તો તે સહમ બળવાન છતાં શુભ ફળ આપતું નથી.

સહમેશ જન્મ કુંડળીમાં બળવાન હોય તો તે સહમનું સારૂ ફળ આપે છે. તેમજ વર્ષ અને જન્મ બેઉ જગ્યાએ સહમેશ બળવાન હોય તો ઘણુંજ સારૂ ફળ આપે છે તે એક જગ્યાએ બળવાન ને બીજી જગ્યાએ નિર્બળી હોય તો મધ્યમ; ને બેઉ જગ્યાએ નિર્બળી હોય તો, તે સહમ બીલકુલ સારૂ ફળ નહિ આપતાં ખરાબ ફળ આપે છે.

**સહમનું ફળ મળવાનો વખત**—પુણ્યાદિ સહમો પાપગ્રહ યુક્ત અને શુભગ્રહથી જોવાયેલાં હોય તો તે વર્ષના પહેલા અડધા ભાગમાં અશુભફળ; અને છેલ્લા અડધા ભાગમાં શુભફળ આપે છે ને જો શુભગ્રહ યુક્ત ને પાપ ગ્રહે જોવાયેલાં હોય તો વર્ષના પહેલા અડધા ભાગમાં શુભફળ, ને પાછલા અડધા ભાગમાં અશુભ ફળ આપે છે. પાપગ્રહ યુક્ત પણ હોય, ને જોતા પણ હોય, તો તે સહમનું ફળ આખા વરસમાં ખરાબ જાણવું. ને શુભગ્રહ યુક્ત તથા જોતા હોય, તો તે સહમનું ફળ આખા વર્ષમાં સારૂ જાણવું.

સહમનાં જે રાશ્યાદિ હોય તેમાંથી તે સહમના સ્વામીનાં રાશ્યાદિ બાદ કરતાં જે રહે તેના અંશાદિ કરવા પછી તેને વર્ષ લગ્નની રાશિ પ્રમાણેના પલાત્મક માનથી ગુણીને ૩૦૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તેટલા દિવસો વર્ષ બેઠા પછી થાય, ત્યારે સહમનું જેવું ફળ હોય તેવું ફળ મળશે. પણ જો તે આવેલા દિવસોની અંદર સહમના સ્વામીની હીનાંશા દશા આવી જતી હોય, તો તે દશામાંજ સહમનું ફળ મળશે. બીજા આચાર્યોના મત જુદે જુદા છે પણ ખરો મત તો ઉપર પ્રમાણેજ છે. સહમો પોતાના નામ પ્રમાણે ફળ કરે છે. **સમજ**—પુણ્યાદિ સહમો બળવાન હોય તો શુભ ફળ કરે છે, ને નિર્બળ હોય તો ખરાબ ફળ કરે છે. **દાખલો**—પુણ્ય સહમ બળવાન હોય તો પુણ્ય, દાન, ધર્મ, તીર્થ વિગેરે થાય, અને નિર્બળી હોય તો, તે દરેક થતાં નથી, તેમજ કલેશ સહમ બળવાન હોય તો, કલેશ ચિન્તા વિગેરેનો નાશ અને સુખ થાય, ને નિર્બળી હોય તો કલેશ ચિંતાનો વધારો થાય છે.

## ષોડશયોગો બાબત. (તાજીક નિલકંઠી ને બીજા ઘણા ગ્રંથોમાંથી)

મારૂ અમુક કામ થશે કે નહિ તે જોવા માટે ષોડશયોગો ઘણાજ ઉપયોગી છે તે ૧૬ યોગોનાં નામો ૧ ઇક્કવાલ, ૨ ઇંદુવાર, ૩ ઇત્થશાલ, ૪ ઇશરાફ, ૫ નક્ત, ૬ યમયા, ૭ મણુઊ, ૮ કંબુલ, ૯ ગૈરિ કંબુલ, ૧૦ ખલ્લાસર, ૧૧ રદ, ૧૨ દુઃફાલિકુત્થ, ૧૩ દુત્થોત્થ દબીર, ૧૪ તંબીર, ૧૫ કુત્થ, ને ૧૬ દુરફ છે.

**૧ ઇક્કવાલ યોગની રીત**—બધા ગ્રહો કેન્દ્ર (૧–૪–૭–૧૦) ને પણફર (૨–૫–૮–૧૧) માંજ હોય એટલે કે કોઈ પણ ગ્રહ ૩–૬–૯–૧૨ મે ન હોય ને ગમે ત્યાં બેઠા હોય તો, ઇક્કવાલ યોગ થાય છે તેનું ફળ રાજ્યથી સુખ થાય, ને વર્ષમાં રિષ્ટયોગ થયો હોય, તો પણ તેનો ભંગ થાય છે.

**૨ ઇંદુવાર યોગ**—બધા ગ્રહો આપોકિલમ ( ૩–૬–૯–૧૨ ) સ્થાનમાંજ હોય તો ઇંદુવાર યોગ થાય છે. **તેનું** ફળ દરેક રીતે ખરાબ છે.

ઇથ્થિશાલાદિ યોગોમાં એક ગ્રહ બીજા ગ્રહને તેજમાં લે છે કે નહિ તે જાણવા માટે ગ્રહોના દિપ્તાંશ એટલે તેજના અંશોની જરૂર છે; તે દિપ્તાંશ નીચે મુજબ છે. સૂર્યના ૧૫, ચંદ્રના ૧૨, મંગળના ૮, બુધના ૭, ગુરૂના ૯, શુક્રના ૭, શનિના ૯ ને રાહુના ૧૨ છે. દરેક ગ્રહો પોતે જેટલા અંશે હોય તેનાથી પોતાના દિપ્તાંશ જેટલા અંશ આગળ તથા પાછળ રહેલા ગ્રહને પોતાના તેજમાં લે છે. દાખલો—સૂર્ય ૧૨ અંશે છે

ને તેના દિપ્તાંશ ૧૫ છે, તો સૂર્યના અંશમાં તેના દિપ્તાંશ ૧૫ જોડતાં ૨૭ થયા માટે ૧૫ થી ૨૭ અંશ સુધીમાં જે ગ્રહ હોય, તેને સૂર્ય પોતાના તેજમાં લે છે એમ જાણવું. તેમાં બીજો ગ્રહ ગમે તે રાશિનો હોય તેની હરકત નહિ પણ ફક્ત તે ગ્રહના અંશજ ૧૫ થી ૨૭ની અંદર હોવા જોઇએ. તેમજ—સૂર્ય ૨૨ અંશે છે તો ૨૨ માંથી તેના દિપ્તાંશ ૧૫ બાદ કરતાં ૭ રહ્યા માટે ૭ થી ૨૨ અંશની અંદર જે ગ્રહના અંશ હોય તે ગ્રહને સૂર્ય પોતાના તેજમાં લે છે. એમ જાણવું. પછી તે ગ્રહોની રાશિ ગમે તે હોય તેની હરકત નહિ પણ અંશથીજ તેજમાં લઇ શકે છે.

જન્મ, વર્ષ, માસ, દિવસ કે પ્રશ્ન વિગેરે જે વખતે કોઈ પણ બાબતસર જોવું હોય, તે વખતના સ્પષ્ટ ગ્રહોની જે જે ગતિઓ હોય તેમાંથી જેની કળાદિ ગતિ વધારે હોય તેને શીઘ્રગ્રહ ને જેની ઓછી હોય તેને મંદગ્રહ જાણવો.

શીઘ્રગ્રહ જેટલા અંશે હોય તેનાથી પોતાના દિપ્તાંશ જેટલા અંશ આગળ મંદગ્રહને પોતાના તેજમાં લે છે ને મંદગ્રહ પોતે જેટલા અંશે હોય તેનાથી પોતાના દિપ્તાંશ જેટલા અંશ પાછળના શીઘ્રગ્રહને પોતાના તેજમાં લે છે. દાખલો-બુધ ૯ અંશે છે ને ગુરૂ ૧૨ અંશે છે બુધની ગતિ કળાદિ ૫૮।૨૦ છે ને ગુરૂની ગતિ કળાદિ ૬।૫૬ છે. તેમાં બુધની ગતિ વધારે છે માટે બુધ શીઘ્રગ્રહ છે ને ગુરૂની ગતિ ઓછી છે માટે ગુરૂ મંદગ્રહ છે. તેમાં શીઘ્રગ્રહ બુધના અંશ ૯ માં બુધના દિપ્તાંશ ૭ ઉમેરતાં ૧૬ થયા તેમાં મંદગ્રહ ગુરૂના અંશ ૧૨ સમાઇ જાય છે. ને મંદગ્રહ ગુરૂના અંશ ૧૨ માંથી તેના દિપ્તાંશ ૯ બાદ કરતાં અંશ ૩, રહ્યા તો ૩ થી ૧૨ ની અંદર બુધના અંશ ૯ સમાઇ જાય છે માટે તે બે ગ્રહો એક બીજાને પોતાના દિપ્તાંશમાં લેઠ એમ જાણવું.

ઉપર પ્રમાણે બેઉ ગ્રહો એક બીજાને પોતાના તેજમાં લેતા હોય, ને તે બે ગ્રહોની એક બીજા ઉપર દ્રષ્ટિ હોય યા થોડા વખતમાં એક બીજાપર દ્રષ્ટિ થવાની હોય, તોજ ઇથ્થશાલાદિ યોગો થાય છે, પણ દિપ્તાંશમાં લેતા હોય ને દ્રષ્ટિ ન હોય તો ઇથ્થશાલાદિ યોગો થતા નથી.

કાર્યેશની સમજ—કોઇ પણ બાબતસર પુછવામાં આવે તો તે બાબત જે ભાવમાં જોવાની હોય તે ભાવમાં જે રાશિ હોય તેનો જે ગ્રહ સ્વામી હોય તેને કાર્યેશ જાણવો. દાખલો—સ્ત્રી મળવાનો પ્રશ્ન પુછયો છે, તો સ્ત્રી સુખ સાતમા ભાવમાં જોવાય છે, ને સાતમા ભાવમાં મકર

(૧૦) રાશિ છે ને તેનો સ્વામી શનિ છે, માટે કાર્યેશ શનિ જાણુવો. અને લગ્નમાં જે રાશિ હોય તેનો સ્વામી લગ્નેશ જાણુવો.

જે બાબતસર પુછવામાં આવે, તે બાબત કયા ભાવની છે. તે જે ભાવને લગતી હોય તે ભાવનો સ્વામી ને લગ્નેશ, એટલે પહેલાભાવનો સ્વામિ એ બેઉનો ઇથ્થિશાલાદિ યોગ થાય છે કે નહિ તે પ્રથમ દરેક જગ્યાયે તપાસવાનું છે.

### ૩ ઇત્થશાળ અથવા મુથશિલ યોગ બાબત.

ઇત્થશાળ યોગ બે ગ્રહોથી થાય છે તે બે ગ્રહોની પરસ્પર દ્રષ્ટિ વિના આ યોગ થતો નથી તેમાં શીઘ્ર ગ્રહના અંશ ઓછા ને મંદ ગ્રહના અંશ વધારે હોય ને તે બે ગ્રહોના જેટલા દિપ્તાંશા હોય તેટલા અંશોમાં પરસ્પર એક બીજાને તેજમાં લેતા હોય એટલે કે શીઘ્ર ગ્રહ જેટલા અંશે હોય તેમાં તેના દિપ્તાંશા ઉમેરતાં જે અંશ થાય તેટલાની અંદર મંદ ગ્રહના અંશ હોવા જોઇએ; ને મંદ ગ્રહ જેટલે અંશે હોય તેનાથી તેના દિપ્તાંશા બાદ કરતાં જે અંશ રહે, તેટલા અંશની અંદર શીઘ્ર ગ્રહના અંશ હોય ને એક બીજાને પા, અડધી, પોણી કે આખી દ્રષ્ટિથી જોતા હોય તો, ઇત્થશાલ યોગ થાય. ઇત્થશાલ યોગમાં શીઘ્રગ્રહ મંદગ્રહને પોતાનું તેજ આપે છે.

ઇત્થશાળ યોગો ત્રણ પ્રકારના છે ૧ વર્તમાન ૨ ભૂત ૩ ભવિષ્ય છે.

**વર્તમાન ઇત્થશાલના** બે ભેદ છે ૧ ગ્રહોની પરસ્પર દ્રષ્ટિ હોય, શીઘ્રગ્રહ ઓછા અંશનો ને મંદગ્રહ વધારે અંશનો હોય અને શીઘ્રગ્રહ મંદગ્રહને ને મંદગ્રહ શીઘ્રગ્રહ પોતાના ને દિપ્તાંશામાં લેતા હોય ત્યારે થાય છે.

૨ શીઘ્ર ગ્રહ કોઇ પણ રાશિના છેલ્લા અંશોમાં હોય ને મંદગ્રહ કોઇ પણ રાશિના થોડા અંશોમાં હોય ને એક બીજાને પોતાના દિપ્તાંશામાં લેતા હોય, પણ શીઘ્ર ગ્રહ થોડાજ વખતમાં રાશિ બદલી જે રાશિમાં જાય ત્યાં શીઘ્ર અને મંદગ્રહ બેઉની પરસ્પર દ્રષ્ટિ હોય તો થાય છે.

૩ પરિપૂર્ણ વર્તમાન ઇત્થશાળ શીઘ્ર ગ્રહની કળા વિકળા થોડી હોય ને મંદ ગ્રહની વધારે હોય, ને અંશ બેઉના લગભગ સરખાજ હોય તો થાય છે.

**૧ લો વર્તમાન ઇત્થશાલ**—મને લાભ મળશે કે? તો તે; પ્રશ્ન, કે વર્ષ કુંડળીમાં ધન લગ્ન છે. લગ્નેશ ગુરૂ ૧૧ અંશનો ચોથા સ્થાનમાં છે. તે મંદ ગ્રહ છે; અને કાર્યેશ શુક્ર ૭ અંશનો બારમા સ્થાનમાં છે તે શીઘ્ર ગ્રહ છે. હવે મંદ ગ્રહ ગુરૂ વધારે અંશે છે. ને શીઘ્ર ગ્રહ શુક્ર ઓછા

અંશનો છે. જેથી એ ગ્રહ પરસ્પર એક બીજાને દિપ્તાંશામાં લે છે, તે એક બીજા પર દ્રષ્ટિ છે. જેથી વર્તમાન ઈત્થશાલ યોગ થાય છે. માટે લાભ મળશે.

૨ જો વર્તમાન ઈત્થશાલ—મને ધન મળશે ? તુલા લગ્ન છે, લગ્નેશ શુક્ર ચોથા ભાવમાં ૨૯ અંશનો શીઘ્ર ગ્રહ છે. ને કાર્યેશ ધન ભાવનો સ્વામી મંગળ પાંચમા ભાવમાં ૨ અંશનો મંદ ગ્રહ છે. હવે ચોથે ભાવે ને પાંચમે ભાવે રહેલા ગ્રહોની પરસ્પર દ્રષ્ટિ નથી. પણ થોડા વખતમાં શુક્ર ચોથા ભાવની મકર રાશિ છોડી પાંચમા ભાવની કુંભ રાશિથી ઈત્થશાલ યોગ થવાની તૈયારીમાં છે માટે તે પણ ધન મળવાનો વખત ચાલે છે. એમ જાણવું

૩ જો સંપૂર્ણ વર્તમાન ઈત્થશાલ—મને સુખ ક્યારે મળશે ? સિંહ લગ્ન છે લગ્નેશ સૂર્ય ત્રીજા સ્થાનમાં તુલા રાશિમાં ૬ અંશ ૨૦ કળા અને ૫૬ વિકળાનો શીઘ્ર ગ્રહ છે. અને કાર્યેશ ચોથા ઘરનો સ્વામી મંગળ પાંચમા સ્થાનમાં મેષ રાશિના ૫ અંશ ૨૧ કળા અને ૨૨ વિકળાનો મંદ ગ્રહ છે. અને એક બીજાની પરસ્પર દ્રષ્ટિ છે; અને એ બેઉ ગ્રહો વચ્ચે ફક્ત પોણી કળાનું જ છેટું છે. અંશ તો સરખા જ છે. જેથી તરતજ બેઉ ગ્રહોને કળા વિકળા સરખાપણું થવાનો સંભવ છે માટે સંપૂર્ણ ઈત્થશાલ થયો. જેથી તરતજ સુખ મળશે.

ભૂત ઈત્થશાલ—વર્તમાન ઈત્થશાલ હોય ને લગ્નેશ અને કાર્યેશ ઉચ્ચ, સ્વગ્રહી, પોતાના હદ્દા કે પોતાના નવમાંશમાં હોય ને તે લગ્નેશ ને કાર્યેશની સાથે શુભ ગ્રહ હોય કે તેઓના ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય કે તેની દ્રષ્ટિ પડેલી થોડાજ વખતમાં થઈ ગઈ હોય પણ પ્રશ્ન જોતી વખતે દ્રષ્ટિ ના હોય તો તે ભૂત ઈત્થશાલ થાય છે. તેનું ફળ થઈ ગયું છે એમ કહેવું.

ભૂત ઈત્થશાલ—મને રાજ્ય મળશે ? તો તે પ્રશ્નમાં તુલા લગ્ન છે. લગ્નેશ શુક્ર ૨૨ અંશનો લગ્નમાંજ છે, તેમ દશમાનો સ્વામી ચંદ્ર ૧૫ અંશનો દશમે છે. એ બેનો વર્તમાન ઈત્થશાલ થયો પણ બેઉ ગ્રહ પોતાના ઘરના છે. અને લગ્નમાં ગુરુ શુભ ગ્રહ છે તેથી ભૂત ઈત્થાલને, લગ્નેશ કાર્યેશ બેઉને કે બેઉમાંથી એકને શુભ ગ્રહની દ્રષ્ટિ કે યોગ થયો હોય તો

ભૂત ઇત્થશાળથી કાર્ય થઈ ગએલું છે એમ જાણવું. અથવા શુભ ગ્રહની દ્રષ્ટિ કે યોગ પહેલાં થઇ ગયો હોય તો પણ ભૂત ઇત્થશાળ થાય છે.

ઉપર પ્રમાણે લગ્નેશ અને કાર્યેશ ઉચ્ચાદિમાં હોય, ને ઇત્થશાળ કરતા હોય ને લગ્નેશ તથા કાર્યેશ ને શુભ ગ્રહનો યોગ કે દ્રષ્ટિ હવે પછી થોડા વખતમાં થવાની હોય તો તે ભવિષ્ય ઇત્થશાળ જાણવો. ને તેનું ફળ હવે પછી ભવિષ્યમાં થશે.

**ભવિષ્ય ઇત્થશાળ**—શીઘ્ર અને મંદ ગ્રહ બેઇ પરસ્પર દિપ્તાંશામાં લેવાને એક બે અંશનું છેટું હોય ને એક બીજા પર દ્રષ્ટિ હોય તો થાય છે.

**ભવિષ્ય ઇત્થશાળ**—મને સ્ત્રી મળશે કે? હવે પ્રશ્ન કે વર્ષ કુંડળીમાં વૃશ્ચિક લગ્ન છે, લગ્નેશ મંગળ ૧૭ અંશનો પાંચમા સ્થાનમાં મંદ ગ્રહ છે જ્યારે કાર્યેશ સાતમા ઘરનો સ્વામી શુક્ર ૮ અંશનો સાતમા સ્થાનમાં શીઘ્ર ગ્રહ શુક્રના અંશ ૮ મા તેના દિપ્તાંશા ૭ ઉમેરતાં ૧૫ થયા. તો ૧૫ અંશ સુધી લેઈ શકે, પણ મંદ ગ્રહ મંગળના અંશ ૧૭ હોવાથી બે અંશ બાકી રહે છે. અને મંદ ગ્રહ મંગળના અંશ ૧૭ માંથી પોતાના દિપ્તાંશા ૮ બાદ કરતાં ૯ અંશ સુધી પાછળ રહેલા ગ્રહને પોતાના દિપ્તામાં લેઇ શકે છે. પણ શુક્ર ૮ અંશનો છે માટે દિપ્તાંશામાં લેવાને ૧ અંશ બાકી રહે છે. પણ શીઘ્ર ગ્રહ થોડા વખતમાં આગળ વધશે એટલે બંને એક બીજાના દિપ્તાંશામાં આવી જશે ત્યારે જરૂર કાર્ય થશે એ પ્રમાણે ભવિષ્ય ઇત્થશાળ થયો જાણવો.

એ પ્રમાણે બેઉ ગ્રહો પરસ્પર દિપ્તાંશમાં લેવાને બાર બાર અંશ ખેટા હોય ત્યાં સુધી ભવિષ્ય ઇત્થશાળ યોગ બને છે. પણ જેમ જેમ વધારે અંશ ખેટા હોય તેમ તેમ કાર્ય ઘણું મોડું બને છે અને તેથી વધારે અંશ આગળ હોય તો ભવિષ્ય ઇત્થશાળ બનતોજ નથી.

તેમજ શુભ ગ્રહનો યોગ દ્રષ્ટિ તે ઇત્થશાળ કરનાર ગ્રહોને ચાલુ વખતમાંજ હોય તો તે વર્તમાન ઇત્થશાલ જાણવો. ને તેનું ફળ ચાલુ વખતમાંજ મળશે એમ જાણવું.

ઉપરના દરેક યોગો ધારેલા કામની ઇચ્છા પાર પાડનારા સમજયા પણ ઇત્થશાલ કરનાર લગ્નેશ અને કાર્યેશ બેઉ ગ્રહ નીચના, પોતાના શત્રુ ગ્રહની રાશિના, શત્રુ ગ્રહના હદ્દા કે નવમાંશમાં હોય, કે પાપ ગ્રહની રાશિમાં હોય, અને તેઓને પાપગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ થઇ ગઈ હોય તો તે કાર્યનો નાશ પૂછતા પહેલાં થઇ ગયો છે એમ જાણવું. તેમજ

ઉપર મુજબના લગ્નેશ કાર્યેશને ચાલુ વખતમાં કોઇ ગ્રહની દષ્ટિ કે સમાગમ હોય તો ચાલુ વખતમાંજ કાર્યનો નાશ થાય છે એમ કહેવું તેમજ લગ્નેશને કાર્યેશ હવે પછી ઉપર કહેલા ખરાબ સ્થાનોમાં આવનાર હોય ને હવે પછી તેઓને પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ થનાર હોય તો હાલ ચાલુ સારૂં દેખાવા છતા ભવિષ્યમાં કાર્ય બગડી જશે તેમ જાણવું ઇત્થશાલ યોગમાં મંદગ્રહ વક્ર ગતિનો હોય તો વધારેજ સારૂં કારણ કે ધારવા કરતાં બેઉ ગ્રહ જલ્દી સાથે સાથેનાં અંશે થઇ જશે તેથી તેનું ફળ સારૂં સમજવું પણ શીઘ્રગ્રહ વક્રગતિનો હોય, તો ખરાબ જાણવું કેમકે હાલ તે દિપ્તાંશામાં લેછે પણ થોડા વખતમાં તે દિપ્તાંશમાં લેવાનું ત્યાગ કરી દેશે તેથી તેનું ફળ સારૂં સમજવું નહિ

લગ્નેશ કાર્યેશ તથા લગ્નેશનાને કાર્યેશના મિત્રગ્રહો જે જે રાશિઓમાં હોય તે તે રાશિઓ પોતાના સ્વામી કે શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિ વાળી હોય તો ઇત્થશાલ યોગ બળવાન જાણવો. તેમા પણ જો મિત્ર દૃષ્ટિ હોય તો ઘણોજ બળવાન જાણવો

જ્યારે લગ્નના અને કાર્યના સ્વામીનો ઇત્થશાલ થાય ત્યારેજ કામની સિદ્ધિ જાણવી

જ્યારે વર્તમાન ઇત્થશાલ હોય ત્યારે કામની સિદ્ધિ કહેવી પરિપૂર્ણ ઇત્થશાલ હોય ત્યારે નિશ્ચય કામની પુરેપુરી સિદ્ધિ કહેવી ને ભવિષ્ય ઇત્થશાલ હોય ત્યારે કામની સિદ્ધિ આગળ ઉપર થશે એમ કહેવું

લગ્નેશ અને કાર્યેશના અંશોનું અંતર કરવું જે શેષ રહે તેને ૧૨ થી ગુણવા જે સંખ્યા થાય તેટલા દિવસે ઇત્થશાલ યોગનું ફળ મળશે એ પ્રમાણે સર્વ ઠેકાણે વિચાર કરીને ફળ કહેવું

**૪ ઇશરાફ અથવા મૂસરિફયોગ બાબત**—ઇત્થશાલથી ઉલટા યોગને ઇશરાફયોગ કહે છે, ઇત્થશાલ સારૂં ફળ કરે છે ત્યારે ઇશરાફ ખરાબ ફળ કરે છે

શીઘ્રગ્રહના વધારે અંશ હોય ને મંદગ્રહના થોડા અંશ હોય તો ઇશરાફ યોગ થાય એટલે મંદગ્રહ જેટલે અંશે હોય તેનાથી શીઘ્રગ્રહ ૧ થી ૧૨ અંશ સુધી આગળ હોય ત્યાં સુધી ઇશરાફ યોગ થાય પછી ગ્રહોના દિપ્તાંશ ઓછા હોય તેની ફીકર નહિ પણ સૂર્યના દિપ્તાંશ ૧૫ છે માટે સૂર્ય ૧૫ અંશ સુધી આગળ હોય ત્યાં સુધી ઇશરાફયોગ કરે છે પણ મંદ ને શીઘ્ર બેઉ ગ્રહના અંશ સરખા હોય તો ઇશરાફયોગ થતો નથી

ઇશરાફયોગ—મને સંતાન થશે ? તો ધન લગ્ન હોવાથી તેનો સ્વામી ગુરૂ લગ્નેશ ચોથા સ્થાનમાં ૨૩ અંશે છે અને પાંચમા ભાવનો સ્વામી મંગળ દશમ સ્થાનમાં ૨૪ અંશનો છે. ગુરૂ મંદગ્રહ કરતાં મંગળ શીઘ્ર ગ્રહ ૧ અંશ આગળ ગયેલો છે. અને બન્નેની એક બીજા ઉપર દ્રષ્ટિ છે તેથી ઇશરાફયોગ થયો જાણવો. માટે સંતાન થવામાં હરકત કરતા છે. પણ તેમાં એક શુભગ્રહ ને એક પાપગ્રહ છે, માટે હાલ સંતાન નહિ થશે; પણ પાછળથી થવાનો સંભવ છે.

૫ **નક્તયોગ બાબત**—લગ્નેશને કાર્યેશ એક બીજાને ઇત્થશાલયોગની માફક દિપ્તાંશામાં લેતા હોય ને તે બે ગ્રહોની પરસ્પર દ્રષ્ટિ ન હોય પણ લગ્નેશ અને કાર્યેશ એ બે ગ્રહોના અંશોના અંતરના વચમાંના અંશનો ગમે ત્યાં બેઠેલો કોઇપણ ( તે બે કરતાં વધારે ) શીઘ્રગ્રહ લગ્નેશને કાર્યેશને જોતો હોય ને તે લગ્નેશ તથા કાર્યેશ બેઉની સાથે ઇત્થિશાલયોગ કરતો હોય કે તે બેમાંના એક મંદગ્રહની સાથે ઇત્થશાલને બીજાની સાથે ઇશરાફયોગ કરતો હોય તો નક્તયોગ થાય છે ને નક્તયોગ થયો હોય તો ત્રીજા માણસની મદદથીજ પોતાનું કામ થશે.

નક્તયોગમાં ત્રીજો રહેલો શીઘ્રગ્રહ પોતાથી ઓછા અંશવાળા ગ્રહનું તેજ લઇ પોતાથી વધારે અંશવાળા મંદગ્રહના અંશ જેટલા અંશનો થઇ તે મંદગ્રહને પાછલા ગ્રહનું તેજ આપશે ત્યારે કાર્યને લાભ થશે અથવા ત્રીજો શીઘ્રગ્રહ કાર્યેશ અને લગ્નેશ કરતાં ઓછા અંશનો હોય તો કાર્યેશ અને લગ્નેશમાં જેના વધારે અંશ હોય તેના અંશ જેટલો થઇને જ્યારે તે વધારે અંશવાળાને પાછલાનું તેજ અપાશે ત્યારે કાર્ય થશે.

**નક્તયોગ**—મને સ્ત્રી મલશે કે ? મિથુન લગ્ન છે. લગ્નેશ બુધ બીજે ૮ અંશનો છે અને સપ્તમેશ ગુરૂ નવમે ૧૩ અંશનો છે. તે દિપ્તાંશમાં લેવાથી ઇત્થશાલ થાય છે. પણ ગ્રહોની એક બીજાપર દ્રષ્ટિ નથી. પણ તે બે ગ્રહો કરતાં ઓછા અંશોમાં ચંદ્રમા છઠ્ઠે ભાવે ૭ અંશનો છે અને તે લગ્નેશને, અને કાર્યેશને દ્રષ્ટિથી જુવે છે. તેમ દિપ્તાંશામાં પણ લે છે જેથી નકતયોગ થાય છે. તેમજ બીજે પ્રકારે—એ ત્રીજો ગ્રહ જે ચંદ્રમા ફક્ત મંદગ્રહની સાથે ઇત્થશાલયોગ કરતો હોય અને શીઘ્રગ્રહ સાથે ઇત્થશાલ ન કરતો હોય તો નક્તયોગ થાય છે, જેમકે તે બે ગ્રહોના વચલા અંશોમાં એટલે ૯ અંશનો ચંદ્ર અગીયારમા ભાવે છે તે ફક્ત કાર્યેશની સાથે ઇત્થશાલ કરે છે અને લગ્નેશની સાથે ઇશરાફ કરે છે. છતાં નક્ત-

યોગ થયો જાણવો. માટે ત્રીજા માણુસની મદદથી કાર્ય થશે એમ જાણવું.

૬ યમયાયોગ—લગ્નેશ કાર્યેશ એક બીજાને દિપ્તાંશામાં લેતા હોય પણ તેઓની પરસ્પર દ્રષ્ટિ ન હોય ને નક્તયોગમાં વચ્ચે ત્રીજો શીઘ્રગ્રહ આવે છે. ત્યારે આ યોગમાં ત્રીજો મંદગ્રહ આવવો જોઇએ ને તે લગ્નેશ અને કાર્યેશ ના કરતાં વધારે અંશને હોય ને તે ગ્રહ લગ્નેશ તથા કાર્યેશની સાથે ઇત્થશાલ કરતો હોય ને તેજ લગ્નેશ તથા કાર્યેશને જોતા હોય તો તે ત્રીજો ગ્રહ લગ્નેશ તથા કાર્યેશમાંનો જે શીઘ્રગ્રહ છે તેનું તેજ લઇને મંદગ્રહને આપે છે એટલે કાર્યસિદ્ધ કરનાર યમયા નામનો યોગ થાય છે.

યમયાયોગ—મને સ્ત્રી મલશે કે ? મિથુન લગ્ન લગ્નેશ બુધ બીજે ૧૧ અંશનો અને સપ્તમેશ ગુરૂ નવમે ૧૦ અંશનો છે તેઓ દિપ્તાંશામાં લે છે પણ પરસ્પર દ્રષ્ટિ કરતા નથી પણ તે બે ગ્રહ કરતાં વધારે અંશ ૧૨ નો મંદગ્રહ શનિ છઠ્ઠે બેસી લગ્નેશ કાર્યેશની સાથે દ્રષ્ટિ સહિત ઇત્થશાલ કરે છે જેથી યમયાયોગ થયો. તેમાં પણ વચમાં રહેલો શનિ શીઘ્રગ્રહ બુધનું તેજ લેઇ મંદગ્રહ ગુરૂને આપે છે માટે ત્રીજા માણુસની સહાયતાથી કાર્ય થશે.

૭ મણુઊયોગ—લગ્નેશને કાર્યેશનો દ્રષ્ટિ સહિત ઇત્થશાલ હોય ને તે બેમાં જે મંદગ્રહ હોય તેની સાથે શનિ કે મંગળ પણ ઇત્થશાલ કરતો હોય ને તે શનિ કે મંગળ શત્રુદ્રષ્ટિથી તે બેઉ ગ્રહોને દેખતો હોય તો મણુઊયોગ થાય છે.

બીજી રીતે મણુઊયોગ—લગ્નેશને કાર્યેશનો દ્રષ્ટિ સહિત ઇત્થશાલ હોય ને તે બે ગ્રહોમાંના શીઘ્રગ્રહ સાથે શનિ કે મંગળ ઇત્થશાલ કે ઇશરાફયોગ કરતો હોય ને વળી શત્રુ દ્રષ્ટિથી દેખતો હોય તો પણ મણુઊયોગ થાય છે.

ત્રીજી રીતે મણુઊયોગ—જે બે ગ્રહોનો દ્રષ્ટિવાળો ઇત્થશાલ હોય, તેમાંના કોઇપણ ગ્રહની સાથે શનિ કે મંગળ હોય ને તે જેની સાથે હોય તેનીજ સાથે કે તે ઇત્થશાલ કરનાર બેઉ ગ્રહોની સાથે ઇત્થશાલ કે ઇશરાફયોગ કરતો હોય તો પણ મણુઊયોગ થાય છે. છતાં શનિ કે મંગળ શીઘ્રગ્રહની સાથે બેસીને શીઘ્રગ્રહની સાથેજ ઇત્થશાલ કરતો હોય તો તે બન્ને ગ્રહોનાં તેજ હણી લેછે. ને તેથી કાર્યનો નાશ થાય છે.

ઇત્થશાલ યોગ થયો હોયને સાથે મણુઊયોગ થયો હોય તો, કાર્યનો નાશ કરે છે કેમકે કાર્યેશ અને લગ્નેશમાં જે શીઘ્રગ્રહ હોય તેનું તેજ વચમાં

આવેલો શનિ કે મંગળ હણી લેછે તેથી તે ગ્રહ નબળો પડી જાય છે, ને તેથીજ કાર્ય થવા દેશે નહિ.

**મણઊયોગ**—મારી આબરૂ વધશે ? તેમાં તુલા લગ્નનો સ્વામી શુક્ર ૧૩ અંશનો બીજે ભાવે છે. અને કાર્યેશ ત્રીજા ભાવનો સ્વામી ગુરૂ ૧૮ અંશનો આઠમે ભાવે છે. એ બન્નેની દ્રષ્ટિથી ઇત્થશાલ થયો છે. પણ પાંચમા ભાવે મંગળ ૧૫ અંશનો છે. અને તે કાર્યેશ અને લગ્નેશ બેઉની સાથે ઇત્થશાલ કરે છે. અને તે બેઉને શત્રુ-દ્રષ્ટિથી જુવે છે, તેથી શુક્રને મંગળે નિસ્તેજ કર્યો માટે ઇત્થશાળ હોવા છતાં કાર્યનો લાભ થશે નહિ એટલે ઇજ્જત આબરૂને વધવા દેશે નહિ. તેજ પ્રકારે મંગળની માફક શનિ હોય તો પણ મણઊયોગ થાય છે. તે પણ કાર્ય થવા દેતો નથી.

૮ **કંબૂલયોગ**—લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાળ હોય ને તેની સાથે ચંદ્ર પણ ઇત્થશાળ કરતો હોય તે એવી રીતે કે તે મંદગ્રહના અંશમાંથી ૧૨ અંશ બાદ કરતાં જે રહે તે અંશથી મંદગ્રહના અંશની અંદરનો ચંદ્ર હોય તોજ તે ચંદ્ર બેઉ ગ્રહ સાથે ઇત્થશાળ કરે છે ત્યારે કંબુલયોગ થાય છે, કંબુલયોગના ૧૬ ભેદ છે તે નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ ઉત્તમોત્તમ | ૫ મધ્યમોત્તમ | ૯ સમોત્તમ | ૧૩ અધમોત્તમ |
| ૨ ઉત્તમમધ્યમ | ૬ મધ્યમ મધ્યમ | ૧૦ સમમધ્યમ | ૧૪ અધમમધ્યમ |
| ૩ ઉત્તમસમ | ૭ મધ્યમ સમ | ૧૧ સમસમ | ૧૫ અધમસમ |
| ૪ ઉત્તમાધમ | ૮ મધ્યમાધમ | ૧૨ સમાધમ | ૧૬ અધમાધમ |

આ યોગ લગ્નેશ કાર્યેશ ને ચંદ્ર એ ત્રણેના ઇત્થશાળથી થાય છે તે ત્રણે ગ્રહના ઉત્તમ મધ્યમ અને હીન બળના પ્રમાણથી ઉપર પ્રમાણે ૧૬ પ્રકારના કંબુલયોગ થાય છે તેમાં પણ ચંદ્રના બળ ઉપર વધારે ધ્યાન રાખી જોવું; તે બળ નિચે પ્રમાણે જોવાં

જે ગ્રહ ઉચ્ચ કે પોતાની રાશિનો હોય તે ઉત્તમ અધિકારનો, પોતાના હદ્દા, દ્રેષ્કાણ, કે નવમાંશ કે પોતાની ત્રીરાશિકમાં હોય તો મધ્યમ અધિકારી જાણવો, મિત્ર કે સમગ્રહની રાશિનો હોય તે સમ અધિકારનો જાણવો પોતાના શત્રુગ્રહની રાશિનો કે નીચ રાશિનો જે ગ્રહ હોય તે અધમ અધિકારનો જાણવો.

૧ લગ્નેશને કાર્યેશ ઉત્તમ અધિકારના થઇને ઇત્થશાલ કરતા હોય

ને તે એકની સાથે ઉત્તમ અધિકારનો ચંદ્ર ઇત્થશાલ કરે તો **ઉત્તમોત્તમ** કંબુલ યોગ થાય છે.

૨ લગ્નેશ ને કાર્યેશ મધ્યમ અધિકારના થઈ ઇત્થશાલ કરતા હોય ને તે એની સાથે ઉત્તમ અધિકારનો ચંદ્ર ઇત્થશાલ કરે તો **ઉત્તમમધ્યમ** કંબુલ યોગ થાય છે.

૩ લગ્નેશ કાર્યેશસમ અધિકારના હોય પણ ચંદ્ર ઉત્તમ અધિકારનો હોય ને ઉપર પ્રમાણે ઇત્થશાલ કરતા હોય તો **ઉત્તમસમ** કંબુલયોગ થાય છે.

૪ લગ્નેશ ને કાર્યેશ અધમ અધિકારના હોય ને ચંદ્ર ઉત્તમ અધિકારનો હોય ને ઉપર પ્રમાણે તેઓ ઇત્થશાલ કરતા હોય તો **ઉત્તમાધમ** કંબુલ યોગ થાય છે.

૫ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારમાં હોય ને ચંદ્ર મધ્યમ અધિરનો હોય ને ઉપર પ્રમાણે તેઓ ઇત્થશાલ કરતા હોય તો, **મધ્યમોત્તમ** કંબુલ યોગ થાય છે.

૬ લગ્નેશ કાર્યેશને ચંદ્ર એ ત્રણે મધ્યમ અધિકાર ના હોય ને તેઓ ઇત્થશાલ કરતા હોય તો **મધ્યમ મધ્યમ** કંબુલયોગ થાય છે.

૭ લગ્નેશ કાર્યેશ સમઅધિકાર ના હોય ને ચંદ્ર મધ્યમ અધિકારનો હોય ને તેઓ ઇત્થશાલ કરતા હોય તો, **મધ્યમસમ** કંબુલયોગ થાય છે.

૮ લગ્નેશ કાર્યેશ અધમ અધિકારના, ને ચંદ્ર મધ્યમાધિકારનો હોય, ને ઇત્થશાલ કરતા હોય તો **મધ્યમાધમ** કંબુલયોગ થાય છે.

૯ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારના, ને ચંદ્ર સમ અધિકારનો હોય તો **સમોત્તમ** કંબુલયોગ થાય છે.

૧૦ લગ્નેશ કાર્યેશ મધ્યમ અધિકારના, ને ચંદ્રસમ અધિકારના હોય તો, **સમમધ્યમ** કંબુલયોગ થાય છે.

૧૧ લગ્નેશ કાર્યેશ ને ચંદ્ર એ ત્રણે સમ અધિકાર ના હોય તો **સમસમ** કંબુલયોગ થાય છે.

૧૨ લગ્નેશ કાર્યેશ અધમ અધિકારના, ને ચંદ્ર સમ અધિકારનો હોય તો, **સમાધમ** કંબુલયોગ થાય છે.

૧૩ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારના, ને ચંદ્ર અધમ અધિકારનો હોય તો, **અધમોત્તમ** કંબુલયોગ થાય છે.

૧૪ લગ્નેશ કાર્યેશ મધ્યમ અધિકારના, ને ચંદ્ર અધમ અધિકારનો હોય તો, **અધમમધ્યમ** કંબુલયોગ થાય છે.

૧૫ લગ્નેશ, કાર્યેશ સમઅધિકાર ના હોય, ને ચંદ્ર અધમ અધિકારનો હોય તો **અધમસમ** કંબુલયોગ થાય છે.

૧૬ લગ્નેશ, કાર્યેશ ને ચંદ્ર એ ત્રણે અધમઅધિકાર ના હોય તો **અધમાધમ** કંબુલયોગ થાય છે.

તેમજ લગ્નેશને કાર્યેશ બેઉ એકજ પ્રકારના અધિકારના ન હોય તો તે બેમાંથી લગ્નેશનો જેવો અધિકાર હોય તે અધિકાર પ્રમાણે યોગ જાણવો.

**કંબૂલયોગ**—મને લાભ મળશે? તેમાં મીન લગ્નનો સ્વામી ગુરુ અગીઆરમા ભાવે ૧૯ અંશનો છે અને લાભ ભાવનો સ્વામી શનિ, લગ્ને ૨૨ અંશનો છે. એ બેઉનો ઇત્થશાલયોગ થયો છે. પણ ચંદ્રમા ૧૪ અંશનો પાંચમે ભાવે બેસી એ બેઉ ગ્રહો સાથે ઇત્થિશાલ કરે છે. માટે કંબુલયોગ થયો જાણવો. તે કંબુલયોગ લગ્નેશ કાર્યેશને ચંદ્રમા જેવો અધિકાર ( ઉત્તમ મધ્યમ કે અધમ ) હોય તેવો કંબુલયોગ ઉત્તમ મધ્યમ કે અધમ થયો જાણવો. અને એના પ્રમાણમાં ઉત્તમ મધ્યમ કે અધમ ફળ મળશે એમ જાણવું.

## પ્રકરણ ૩ જું

## હીનાંશા, ત્રિપતાકા, ને બારે ભાવના ફળ બાબત.

### વર્ષની હીનાંશા દશાનું ફળ ( તાજીક નિલકંઠી. )

**ઉત્તમ બળી લગ્નની દશામાં**, સોનું, મોતી, ને ધનનો લાભ, શરીરની આરોગ્યતા, ને ઉપરી કે વડીલોથી માન મળે. **મધ્યમ બળીમાં**, પોતાના નસીબથી ધનનો લાભ, હલકા માણસોની ચાકરી, ને મનમાં સંકલ્પ વિકલ્પ કરાવે છે. **હીન બળીમાં**, પરદેશ જવું, કલેશ બુદ્ધિનો નાશ, લડાઈ, ખર્ચ ને માનનો ભંગ થાય. જો **લગ્ને** પાપ ગ્રહની રાશિ હોય તો થોડું સુખ, ધનનો ખર્ચ, શરીરમાં પીડા, દુર્બળતા, ને લડાઈ ટંટા થાય.

**પૂર્ણ બળી રવિની દશામાં**, હાથી, ઘોડા, સોનું, ને રત્નનો ઘણો લાભ, રાજ્યથી માન, ને દેવ બ્રાહ્મણના પૂજનથી જશ મળે, **મધ્યમ બળીમાં**, ઉપર કહેલું ફળ મધ્યમ રીતનું, પોતાના કુળના પ્રમાણમાં માન, આબરૂ, અધિકાર મળે, ઘણા કામકાજનું રોકાણ, ને ધીરે ધીરે સુખ આપે.

વાદ,

ને તે બેઉની સાથે ઉત્તમ અધિકારનો ચંદ્ર ઇત્થશાલ કરે તો ઉત્તમોત્તમ કંબુલ યોગ થાય છે.

૨ લગ્નેશ ને કાર્યેશ મધ્યમ અધિકારના થઈ ઇત્થશાલ કરતા હોય ને તે બેની સાથે ઉત્તમ અધિકારનો ચંદ્ર ઇત્થશાલ કરે તો ઉત્તમમધ્યમ કંબુલ યોગ થાય છે.

૩ લગ્નેશ કાર્યેશસમ અધિકારના હોય પણ ચંદ્ર ઉત્તમ અધિકારનો હોય ને ઉપર પ્રમાણે ઇત્થશાલ કરતા હોય તો ઉત્તમસમ કંબુલયોગ થાય છે.

૪ લગ્નેશ ને કાર્યેશ અધમ અધિકારના હોય ને ચંદ્ર ઉત્તમ અધિકારનો હોય ને ઉપર પ્રમાણે તેઓ ઇત્થશાલ કરતા હોય તો ઉત્તમાધમ કંબુલ યોગ થાય છે.

૫ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારમાં હોય ને ચંદ્ર મધ્યમ અધિકારનો હોય ને ઉપર પ્રમાણે તેઓ ઇત્થશાલ કરતા હોય તો, **મધ્યમોત્તમ** કંબુલ યોગ થાય છે.

૬ લગ્નેશ કાર્યેશને ચંદ્ર એ ત્રણે મધ્યમ અધિકાર ના હોય ને તેઓ ઇત્થશાલ કરતા હોય તો **મધ્યમ મધ્યમ** કંબુલયોગ થાય છે.

૭ લગ્નેશ કાર્યેશ સમઅધિકાર ના હોય ને ચંદ્ર મધ્યમ અધિકારનો હોય ને તેઓ ઇત્થિશાલ કરતા હોય તો, **મધ્યમસમ** કંબુલયોગ થાય છે.

૮ લગ્નેશ કાર્યેશ અધમ અધિકારના, ને ચંદ્ર મધ્યમાધિકારનો હોય, ને ઇત્થશાલ કરતા હોય તો **મધ્યમાધમ** કંબુલયોગ થાય છે.

૯ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારના, ને ચંદ્ર સમ અધિકારનો હોય તો **સમોત્તમ** કંબુલયોગ થાય છે.

૧૦ લગ્નેશ કાર્યેશ મધ્યમ અધિકારના, ને ચંદ્રસમ અધિકારના હોય તો, **સમમધ્યમ** કંબુલયોગ થાય છે.

૧૧ લગ્નેશ કાર્યેશ ને ચંદ્ર એ ત્રણે સમ અધિકાર ના હોય તો **સમસમ** કંબુલયોગ થાય છે.

૧૨ લગ્નેશ કાર્યેશ અધમ અધિકારના, ને ચંદ્ર સમ અધિકારનો હોય તો, **સમાધમ** કંબુલયોગ થાય છે.

૧૩ લગ્નેશ કાર્યેશ ઉત્તમ અધિકારના, ને ચંદ્ર અધમ અધિકારનો હોય તો, **અધમોત્તમ** કંબુલયોગ થાય છે.

૧૪ લગ્નેશ કાર્યેશ મધ્યમ અધિકારના, ને ચંદ્ર અધમ અધિકારનો હોય તો, **અધમમધ્યમ** કંબુલયોગ થાય છે.

૧૫ લગ્નેશ, કાર્યેશ સમઅધિકાર ના હોય, ને ચંદ્ર અધમ અધિકારના હોય તો **અધમસમ** કંબુલયોગ થાય છે.

૧૬ લગ્નેશ, કાર્યેશ ને ચંદ્ર એ ત્રણે અધમઅધિકાર ના હોય તો **અધમાધમ** કંબુલયોગ થાય છે.

તેમજ લગ્નેશને કાર્યેશ બેઉ એકજ પ્રકારના અધિકારના ન હોય તો તે એમાંથી લગ્નેશનો જેવો અધિકાર હોય તે અધિકાર પ્રમાણે યોગ જાણવો.

**કંબૂલયોગ**—મને લાભ મળશે? તેમાં મીન લગ્નના સ્વામી ગુરૂ અગીઆરમા ભાવે ૧૯ અંશનો છે અને લાભ ભાવનો સ્વામી શનિ, લગ્ને ૨૨ અંશનો છે. એ બેઉનો ઇત્થશાલયોગ થયો છે. પણ ચંદ્રમા ૧૮ અંશનો પાંચમે ભાવે બેસી એ બેઉ ગ્રહો સાથે ઈત્થિશાલ કરે છે. માટે કંબુલયોગ થયો જાણવો. તે કંબુલયોગ લગ્નેશ કાર્યેશને ચંદ્રમા જેવો અધિકાર (ઉત્તમ મધ્યમ કે અધમ) હોય તેવો કંબુલયોગ ઉત્તમ મધ્યમ કે અધમ થયો જાણવો. અને એના પ્રમાણમાં ઉત્તમ મધ્યમ કે અધમ ફળ મળશે એમ જાણવું.

## પ્રકરણ ૩ જું

### હીનાંશા, ત્રિપતાકા, ને બારે ભાવના ફળ બાબત.

#### વર્ષની હીનાંશા દશાનું ફળ (તાજીક નિલકંઠી.)

**ઉત્તમ બળી લગ્નની દશામાં,** સોનું, મોતી, ને ધનનો લાભ, શ[illegible] રીરની આરોગ્યતા, ને ઉપરી કે વડીલોથી માન મળે. **મધ્યમ બળી**[illegible] પોતાના નસીબથી ધનનો લાભ, હલકા માણસોની ચાકરી, ને મન[illegible] કલ્પ વિકલ્પ કરાવે છે. **હીન બળીમાં,** પરદેશ જવું, કલેશ બુદ્ધિનો[illegible] લડાઈ, ખર્ચ ને માનનો ભંગ થાય. જો **લગ્ને** પાપ ગ્રહની રાશિ [illegible] થોડું સુખ, ધનનો ખર્ચ, શરીરમાં પીડા, દુર્બળતા, ને લડાઈ [illegible]

**પૂર્ણ બળી રવિની દશામાં,** હાથી, ઘોડા, સોનું, ને રત્ન[illegible] લાભ, રાજ્યથી માન, ને દેવ બ્રાહ્મણના પૂજનથી જશ મળે. [illegible] **બળીમાં,** ઉપર કહેલું ફળ મધ્યમ રીતનું, પોતાના કુળના પ્ર[illegible] આબરૂ, અધિકાર મળે, ઘણા કામકાજનું રોકાણ, ને ધીરે ધી[illegible] **અલ્પ બળીમાં,** અનેક પ્રકારથી દુઃખ પોતાના માણસ[illegible]

બુદ્ધિનું ભમવું, પિત્તનો રોગ, ધનનો નાશ ને શત્રુથી હાર થાય. **હીન બળીમાં,** રાજાથી ભય, ધન નાશ, સ્ત્રી, પુત્ર ને મિત્ર સંબંધી વાદવિવાદ બુદ્ધિનું ભમવું ને રોગ થાય.

પણ જો સૂર્ય* લગ્નથી ૩-૬-૧૦ કે ૧૧ મે હોય તો બળવાન જાણવો, તેથી તે હીન બળી છતાં પણ અલ્પ બળી જેવું ફળ આપે છે; ને અલ્પ બળી હોય, તો મધ્યમ બળી જેવું ફળ આપે છે; ને મધ્યમ બળી હોય, તો પૂર્ણ બળી જેવું ફળ આપે છે; ને પૂર્ણ બળી હોય, ને ઉપર કહેલા સ્થાનોમાં હોય તો પૂર્ણ બળી કરતાં પણ અતિ ઉત્તમ ફળ આપે છે.

**પૂર્ણ બળી ચંદ્રની દશામાં,** સફેદ લુગડાં, માળા, મણિ, ને મોતી વગેરેનો લાભ, સ્ત્રીનો સમાગમ, રાજ્યથી સુખ, જમીનનો લાભ, યશકાંતિ ને બળનો વધારો થાય **મધ્યમ બળીમાં,** ઉત્તમ બળીનું કહેલું ફળ મધ્યમ રીતે મળે, કરેલા ધંધામાં લાભ, દોસ્તદાર, લુગડાં ને ઘરનું સુખ, ધર્મનો વધારો ને ખેતી જેવા કામકાજોમાં ફાયદો થાય **અલ્પ બળીમાં,** કફનો રોગ, શરીરના તેજનો નાશ, મિત્રોમાં વેર, છોકરી જન્મે, ધર્મ, ને ધનનો નાશ, ને થોડું સુખ આપે. **હીન બળીમાં,** ટંડા દરદ, પુત્ર ને મિત્રથી વેર, શરીરનું બગડવું, સ્વાદ વગરનું ભોજન, જુઠું આળ ચઢે, ને ધર્મને ધનનો નાશ થાય, જો ચંદ્ર લગ્નથી ૧-૨-૩-૪-૫-૭-૯-૧૦-૧૧મે હોય તો, બળવાન જાણવો, તેથી તે પણ સૂર્યની માફક પોતાના ફળમાં ફેરફાર કરે છે.

**પૂર્ણ બળી મંગળની દશામાં,** ઘણા માણસોનું વડપણ કે લશ્કરી હોદ્દો મળે, લડાઇમા પોતાની જીત, પરવાળાં, સોનું, રત્ન, લુગડાં વિગેરેનો લાભ, ને સાહસ કરનાર થાય. **મધ્યમ બળીમાં,** પોતાના કુળ પ્રમાણે ધન મળે, તેજ, કાંતિ ને બળનો વધારો, ને હાથી જેવા વાહનોનું સુખ મળે. **અલ્પ બળીમાં,** પિત્ત ને ગરમીની પીડા, દુશ્મનથી ભય, બંધન, મોઢામાથી લોહીનું જવું, ને પોતાના માણસોથી વેર થાય. **હીન બળીમાં,** ઘણા કજીયા કે રણસંગ્રામ, ચોરનો ભય, રોગ, દુ:ખ, લોહીનો બગાડો ને ખરજવાનાં દરદ થાય, ને થોડા ધનનો નાશ થાય, જો મંગળ લગ્નથી ૩-૬-૧૧ સ્થાને હોય તો બળવાન જાણવો. તે પણ સૂર્યની માફક પોતાના ફળમાં ફેરફાર કરે છે.

* સૂર્ય લગ્નથી ૩-૬-૧૦ કે ૧૧ મે હોય, તો પોતાના ફળમાં જેમ ફેરફાર કરે છે. તેવી રીતે દરેક ગ્રહો પોતાના હવે પછી જે જે સ્થાનો કહેવામાં આવશે તેવા સ્થાનોમાં હોય તો, પોતાના કહેલા ફળમાં વધારો ઘટાડો કરે છે.

**પૂર્ણ બળી બુધની દશામાં,** ગણિત, વિદ્યા, સુતારી કામની આવડ, જશનો વધારો રાજા કે મોટા માણસની કરેલી ચાકરીનું ફળ મળે, સંદેશાનું કામ કરે (એક બીજાને કહે) ને નિર્મળ ગુણ વધે. **મધ્યમ બળીમાં,** વડીલો, ગુરૂ, મિત્ર, લખવા વાંચવાથી, ને કારિગીરીના કામોથી ધન મળે, પુત્ર, મિત્ર, ને કુટુંબીઓનો સમાગમ, ને મધ્યમ સુખ મળે. **અલ્પ બળીમાં,** માનભંગ, પોતાના માણસોથી જુઠું તહોમત, વિના કારણ બીજાનો કોપ, વચનનો ભંગ થવાથી ધનનો ખર્ચ, ને રોગ થાય. **હીન બળીમાં,** પરદેશ જવું, વાત કફનો રોગ, દુઃખ, ને પોતાનું મૂકેલુ નાણું પોતાને જ મળે નહિ. જો બુધ ૬–૮–૧૨ એ શિવાયના સ્થાનોમાં હોય તો સૂર્યની માફક ફળમાં સુધારો જાણવો.

**પૂર્ણ બળી ગુરૂની દશામાં,** રાજા, મિત્ર, ને ગુરૂ કે વડીલોથી માન, કાંતિ, બળ, લાભનો વધારો, રાજ્ય સુખ, પુત્રનું થવું, શત્રુ ને રોગનો નાશ થાય. **મધ્યમ બળીમાં,** રાજાથી મિત્રતા પુત્ર, સ્ત્રી, સુખ, મિત્ર, વસ્ત્ર ને ધર્મનો લાભ થાય. **અલ્પ બળીમાં,** રોગ, દરિદ્રતા, શત્રુનો ભય, કાનનો રોગ, ધર્મ, ને ધનનો નાશ, મનમાં વૈરાગ્ય, થોડું ધન ને થોડો ગુણ મળે. **હીન બળીમાં,** ઘણાં દુઃખ, રોગ, કફના વિકારથી પીડા, સ્ત્રી, પુત્ર, ને પોતાના માણસોથી ભય, ધર્મને ધનનો નાશ થાય. જો ગુરૂ ૬–૮–૧૨ મે હોય તો. ઉત્તમ બળી છતાં પણ શુભ ફળ પુરૂ આપી શકશે નહિ તે શિવાયના સ્થાનોમાં હોય તો સૂર્યની માફક જાણવું.

**પૂર્ણ બળી શુક્રની દશામાં,** માળા, સુગંધિ વસ્તુ, ઘર, લુગડાં, ને સ્ત્રીઓથી સુખ આપે. ઘોડા જેવા વાહનનો લાભ, પુત્ર સુખ, આબરૂનો વધારો, શરીરનું સુખ, સ્થાન લાભ, ને આનંદ આપે. **મધ્યમ બળીમાં,** વેપાર ને ખેતીથી ધન લાભ, મીઠું ભોજન, વાહન, લુગડાં, ને વૈભવનો લાભ, મિત્ર, પુત્ર, ને સ્ત્રીથી સુખ મળે. **અલ્પ બળીમાં,** બુદ્ધિમાં બગાડો, જ્ઞાન, આબરૂ ને ધનનો નાશ, કોદરા અને જુવાર જેવાં અનાજનું ભોજન મળે, ખરાબ વ્યસન, રોગથી પીડા, સ્ત્રીના પક્ષ તરફથી વેર અને શત્રુથી લડાઈ થાય. **હીન બળીમાં,** પરદેશ જવું, પોતાના માણસથી વિરોધ, પુત્ર, સ્ત્રી વગેરેથી આફત, રોગનો વધારો, ને કંઇક બુદ્ધિ બગાડી વ્યસની કરે. જો શુક્ર ૬–૮–૧૨ મે હોય તો, પોતે બળવાન હોવા છતાં અશુભ ફળ આપે છે. શુભ ફળ મળતું નથી. તે શિવાયના સ્થાનોમાં હોય તો,

**પૂર્ણ બળી શનિની દશામાં,** નવાં ઘર, વસ્ત્ર ને જમીનથી સુખ આપે, કુવા તળાવ વિગેરે બનાવવું, ને મ્લેચ્છ માણસથી કે રાજાથી ધન મળે. **મધ્યમ બળીમાં,** ગધેડાં, ઊંટ, અડદ જેવાં અનાજ ને પાખંડથી ધન મળે, ઘરની સ્ત્રીનો સમાગમ, પોતાના અધિકારની ચિન્તા, ને સ્વાદ રહિત ભોજન મળે, નગર કે કોટ કિલ્લાની ફિકર રહે. **અલ્પ બળીમાં,** શત્રુ ને ચોરથી દુઃખ, દરિદ્રતા, પોતાના માણસોથી જુઠું આળ, ઠંડા ને વાયુના દરદોથી ઘણા રોગ થાય. **હીન બળીમાં,** ઘણાં ખોટાં વ્યસન, પુત્ર, મિત્ર ને પોતાના માણસોથી વેર, રોગનો વધારો ને મરણ તુલ્ય કરે છે. જો શનિ ૩-૬-૧૧ મે હોય તો સૂર્યની માફક જાણવું.

લગ્નની દશા પોતાના સ્વામી પ્રમાણે ફળ આપે છે. જો લગ્નેશ ઉચ્ચનો કે સ્વગ્રહાદિ બળવાળો હોય તો તે દશામાં કહેલું સારૂ ફળ મળશે. ને અરલ નીચાદિકનો હશે તો તે દશાનું ફળ ખરાબ મળશે; પણ તેમાં વિશેષ એટલું જે, ચર લગ્ન પ્રથમ દ્રેષ્કાણનું હોય એટલે ૧૦ અંશની અંદર હોય તો, તે દશા સારી; બીજા દ્રેષ્કાણમાં હોય તો, મધ્યમ બળી લગ્નની દશાનું ફળ મળે; ત્રીજા દ્રેષ્કાણમાં હોય તો, હીન બળી લગ્નની દશાનું ફળ જાણવું. દ્વિસ્વભાવ રાશિનું હોય તો, ચર રાશિથી વિપરીત એટલે પ્રથમ દ્રેષ્કાણમાં હીન બળી; બીજામાં હોય તો, મધ્યમ બળી; ને ત્રીજામાં હોય તો, ઉત્તમ બળી લગ્નની દશાનું ફળ મળશે. ને સ્થિર રાશિમાં પહેલા દ્રેષ્કાણમાં, હીન બળી પ્રમાણે; બીજામાં ઉત્તમ બળી પ્રમાણે; અને ત્રીજામાં મધ્યમ બળી પ્રમાણે ફળ મળશે. તથા લગ્નને લગ્નેશ જોતો હોય, કે લગ્નમાં જ રહ્યો હોય, તો તે દશા સારૂ ફળ આપે; પણ પાપ ગ્રહ સહિત કે પાપગ્રહની દ્રષ્ટિ હોય તો, તે દશા કષ્ટ પણ આપે છે.

**ત્રિપતાકાનું ફળ**—ત્રિપતાકા ચક્રમાં ચંદ્રના સામો સીધી લીટીએ જે ગ્રહ હોય, તે ચંદ્ર સાથે વેધ કરે છે. એમ જાણવું.

તેનું ફળ—ચંદ્ર સાથે સૂર્યનો વેધ હોય તો, તાવની પીડા મંગળ લોહીના વિકારની પીડા; બુધ જય થાય; ગુરૂ સુખ મળે; શુક્ર ધન મળે. શનિ શત્રુનો ભય થાય; ને ચંદ્ર સાથે રાહુ નો વેધ હોય તો, રિષ્ટ (મરણ) થાય છે. એ પ્રમાણે ત્રિપતાકાથી કષ્ટ રિષ્ટ જોવું. તેમાં ચંદ્રની સાથે રાહુના વેધથી રિષ્ટ યોગ થયો હોય, પણ જન્મ અને વર્ષ કુંડળીમાં મરો ખમોલા ન હોય. તેમજ ત્રિશાંશ કુંડળીથી તથા મહાદશા અંતર્દશાથી રિષ્ટ યોગ ન થયો હોય, તો રિષ્ટ ( મરણ ) થશે નહિ એમ જાણવું.

સમજ—આ ગ્રંથના પૃષ્ટ ૪૨૪ થી ૫૨૯ સુધીમાં જે પ્રમાણે જન્મપત્રિના ફળાધીશને માટે સાધારણ ભાવ વિચાર કહ્યો છે તેજ પ્રમાણે વર્ષમાં પણ જોવું; વર્ષકુંડળી પણ જન્મના ફળાધીશની પેઠેજ જોવાય છે પણ જે વિશેષ જોવાનું છે તે અત્રે જણાવીએ છીએ તે ધ્યાન રાખવું.

## વર્ષફળનો ભાવ વિચાર ( તાજીક નિલકંઠી ) પહેલા ભાવનું ફળ.

૧—જે જે ભાવ પોતાના સ્વામી કે શુભગ્રહથી યુક્ત કે દ્રષ્ટ હોય, તે ભાવનું સુખ કહેવું. જે ભાવમાં પાપગ્રહ હોય કે જોતા હોય, તે ભાવનો નાશ કહેવો. જે ભાવમાં શુભ અને પાપગ્રહો બેઠા હોય કે શુભ તથા પાપગ્રહો જોતા હોય, તે ભાવનું મિશ્ર ( કંઇ શુભ અને કંઇ અશુભ ) ફળ કહેવું.

૨—લગ્નનો સ્વામી બળવાન હોય, તો સુખ, આરોગ્યતા, ધનની આવક, હાસ્ય વિલાસાદિ સુખ થાય; મધ્યમ બળી હોય તો, સુખ અને ધનનો લાભ થોડો થાય; અને અલ્પ બળી કે નિર્બળી હોય તો, બહુ કલેશ અને દુઃખ થાય છે.

૩—લગ્નમાં પાપગ્રહો હોય, ને તેમાં શુભ ગ્રહો બેઠા કે જોતા ન હોય, તો કજીઓ, બીજાઓથી ઠગાવું, અને ખરાબ ખોરાકનું ભોજન થાય.

૪—જન્મ લગ્નનો, વર્ષ લગ્નનો, વર્ષના આઠમાનો, ને મુંથાનો સ્વામી તથા વર્ષનો રાજા બળવાન હોય, તથા ૬।૮।૧૨ મે ન હોય, તો આખા વર્ષમાં શુભ ફળ કહેવું. બહુ સુખ, યશ, અને ધનની આવક થાય, પણ જો તે ગ્રહો બળ રહિત, ને શુભ ગ્રહોની દ્રષ્ટિ વિનાના હોય, તો દુઃખ તથા ભય વિગેરે વર્ષમાં અશુભ ફળ કહેવું. ને જો નિર્બળી પાપ ગ્રહથી જોવાયેલા ને ૬।૮।૧૨ મે હોય, તો મરણ જેવું દુઃખ કહેવું.

૫—જન્મ કુંડળીમાં ધન આપનાર ગ્રહ ને ધન ભાવનો સ્વામી બન્ને વર્ષમાં નિર્બળી હોય, તો ધનનો નાશ બીજાનું ધન પચાવી પાડવાનો અપવાદ થાય, ને બળવાન હોય તો, ધન આપે છે.

૬—એ પ્રમાણે સર્વ ભાવોના સ્વામી જન્મમાં ને વર્ષમાં બળવાન હોય તો, તે ભાવનું રક્ષણ કરે છે, અને ભાવનો સ્વામી જન્મમાં ને વર્ષમાં નિર્બળી હોય તો, તે ભાવનો નાશ કહેવો.

### બીજા ભાવનું ફળ.

૧—જન્મમાં બીજા ભાવનો સ્વામી ગુરૂ થઇ વર્ષમાં બીજા ભાવમાં

હોય, ને વર્ષ લગ્નના સ્વામી સાથે ઇત્થશાય યોગ કરતો હોય તો, આખા વર્ષમાં ધનની આવક થાય. પણ તે ગુરૂ પાપ ગ્રહથી ઇસરાફ યોગ કરતો હોય તો, ધન અને અનાજનો નાશ થાય.

૨—જન્મમાં બીજા ભાવને ગુરૂ જોતો હોય ને વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા થાય, અને બળવાન હોય તો, મહેનત વિના બહુ ધન મળે.

૩—ગુરૂ, બીજા ભાવમાં શુભ ગ્રહો સાથે કે શુભ ગ્રહોની દ્રષ્ટિવાળો હોય, તો રાજાથી સુખ આપે છે. જન્મમાં ને વર્ષમાં સુખાની રાશિને ગુરૂ જોતો હોય, તો વિશેષ રાજ સુખ આપે છે.

૪—ગુરૂની માફક શુક્ર બીજે શુભ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય, ને વર્ષનો રાજા હોય, તો અનાજનો લાભ થાય, બીજાનો ને લગ્નનો સ્વામી સાથે બેઠા હોય તો, ધન ને સુખનો નાશ કરે છે.

૫—બુધ બીજે શુભ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય ને બળવાન હોય ને વર્ષનો રાજા થયો હોય, તો લખવાનું કામ, જ્ઞાન, શાસ્ત્ર, ઇલમ વિગેરેથી ધન મળે. ને જન્મમાં જે શુભ ગ્રહ લગ્નમા હોય, તે વર્ષમા બીજા ભાવમાં હોય, તો ધનનો લાભ આપે છે.

૬—જન્મ કુંડળીમાં ગુરૂ જે રાશિનો હોય તે રાશિ વર્ષ કુંડળીના લગ્નમાં શુભ ગ્રહ કે પોતાના સ્વામીથી યુક્ત કે દ્રષ્ટ હોય, તો નિરોગી, પોતાના દેશનો સ્વામી ને ધનવાન થાય.

૭—જન્મમાં સૂર્ય લગ્નમાં, અને વર્ષમાં બીજે હોય, તો ધનનું સુખ આપે છે. પણ શનિ બીજે હોય તો, કામનો નાશ થોડા લાભ ને ધનનો નાશ થાય.

૮—પણ બીજે રહેલા શનિ સાથે ગુરૂ હોય, ને તેને શુભ ગ્રહ જોતો હોય, તો વૈભવ અને ભાઇઓનું સુખ આપે. ને જો પાપ ગ્રહોથી યુક્ત કે દ્રષ્ટ હોય તો, તેથી ઉલટું ( ખરાબ ) ફળ આપે છે.

## ત્રીજા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા સૂર્ય કે શુક્ર બળવાન હોય, ને પાપગ્રહો સાથે ન હોય, તો પરસ્પર ભાઇઓનું સુખ થાય. ને જો પાપગ્રહ સાથે હોય, તો ભાઇઓની સાથે પરસ્પર ક્લેશ વિગેરે થાય.

૨—ત્રીજાનો સ્વામી કે શુક્ર કે સૂર્ય દુષ્ટસ્થાન અસ્ત વિગેરેમાં હોય,

તો ભાઇઓની સાથે કલેશ થાય. નિર્બળી ગુરૂ ત્રીજા સ્થાનમાં હોય, તોપણ તે ફળ સમજવું. વર્ષના રાજા સાથે ત્રીજાના સ્વામીનો ઇસરાફ યોગ હોય, તો ભાઇ તથા પોતાના માણસોની સાથે કલેશ ને તેમના શરીરમાં દુઃખ જાણવું.

૩—ગુરૂ ત્રીજે હોય, ને ત્રીજાના સ્વામી સાથે શુભ દ્રષ્ટિથી ઇત્થશાલ કરતો હોય, તો ભાઇઓથી સુખ કહેવું. બળવાન ગુરૂ ઇત્થશાલ વિના ત્રીજે બેઠો હોય, તો પણ ભાઇઓનું સુખ કહેવું. મંગળ સાથે ચંદ્ર ત્રીજે હોય, તો ભાઈઓની સાથે કલેશ થાય. પણ જો તેનાપર ગુરૂની દ્રષ્ટિ હોય; તો સારૂ ફળ જાણવું.

૪—ત્રીજાનો સ્વામી પાપગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય, તો ભાઈઓથી કલેશ થાય, શનિ મંગળની રાશિ (૧।૮) માં ત્રીજે હોય, તો ભાઇઓને રોગ થાય, ને બુધની રાશિ ( ૩।૬ ) માં મંગળ ત્રીજે હોય, તો ભાઇઓથી કલેશ થાય.

૫—શનિની રાશિ ( ૧૦।૧૧ ) નો મંગળ ત્રીજે, કે મંગળની રાશિ ( ૧।૮ ) નો બુધ ત્રીજે શુભ ગ્રહો યુક્ત કે દ્રષ્ટ હોય, તો ભાઇઓનું પરસ્પર બહુ સુખ જાણવું.

૬—ત્રીજા ભાવના સ્વામીથી વર્ષનો રાજા કે વર્ષ લગ્નનો સ્વામી સાતમે હોય, તો ભાઇઓથી કલેશ થાય, ને જન્મ તથા વર્ષમાં પણ ત્રીજાનો સ્વામી ત્રીજે શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય, તો ભાઇઓને પરસ્પર આનંદ આપે છે.

## ચોથા ભાવનું ફળ.

૧—ચોથે પાપ ગ્રહો સાથે કે પાપ ગ્રહોની દ્રષ્ટિવાળો સૂર્ય હોય, તો બાપને, અને ચંદ્ર હોય તો માતાને પીડા કરે છે. જન્મમાં જે રાશિનો સૂર્ય હોય, તે રાશિનો વર્ષમાં શનિ હોય, તો અપમાન અને બાપની સાથે કલેશ તથા વેર થાય છે.

૨—જન્મમાં ચંદ્ર જે રાશિનો હોય, તે રાશિનો શનિ વર્ષમાં હોય, તો માતાથી વેર તથા કલેશ થાય. ચોથાનો સ્વામી ચોથે હોય, તો મા બાપની સાથે પ્રીતિ તથા તેમનું સુખ કહેવું. બળવાન ચોથાનો સ્વામી લગ્નના સ્વામી સાથે ઇત્થશાળ કરતો હોય, તો માબાપનું સુખ આપે છે.

૩—જેના જન્મમાં ચોથાનો સ્વામી વર્ષ તથા જન્મમાં નિર્બળી હોય, તો માબાપને અશુભ ફળ આપે છે. એ પ્રમાણે માતૃ પિતૃ સહમમાં પણ

વિચાર કરવો એ સહમોમા નિર્બળી પાપગ્રહ સાથે કે અસ્તાદિમા રહેલો દગ્ધ ગ્રહ હોય, ને સુખાથી ચોથે હોય તો, તથા માતૃ પિતૃ સહમોના સ્વામી દગ્ધ[1] ગ્રહ હોય, તો મા બાપનો નાશ થાય ચોથાનો સ્વામી કે કહેલા સહમોના સ્વામી બળવાન હોય તો માતા પિતાને શુભ ફળ સમજવુ

૪—જન્મથી ચોથા ભાવમા રહેલી રાશિમા, તથા ચોથા ભાવનો સ્વામી જે રાશિમા હોય તે રાશિમા શનિ ને મગળ હોય, ને શુભ ગ્રહો ન જોતા હોય તો, માબાપને કલેશ આપે છે.

## પાચમા ભાવનુ ફળ

૧—ગુરૂ, સૂર્ય, મગળ, બુધ અને શુક્રમાથી કોઈ વર્ષનો રાજા થઈ પાચમે કે અગીયારમે હોય, તો સારા પુત્રથી સુખ મળે, તેજ ગ્રહ ઉપર પ્રમાણે થઈ પાપ પીડિત હોય, તો પુત્રથી દુ ખ અને કલેશ થાય.

૨—પાચમો ભાવ કે પુત્ર સહમ બળવાન હોય, તો પુત્ર પ્રાપ્તિ, ને જો તેને શુભ ગ્રહ જોતા હોય, તો પુત્ર સંબધી બહુ સુખ થાય વર્ષનો રાજા પાચમે હોય તો, તેનું ફળ ઉપર પ્રમાણે સમજવુ શુભ ગ્રહોની રાશિમા મગળ સાથે બુધ, પાચમે કે અગીયારમે શુભ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો પુત્ર સુખ અને નિર્બળી બુધ પાચમે કે અગીયારમે હોય તો પુત્રને પીડા થાય.

૩—જન્મમા ગુરૂ જે રાશિમા હોય તે રાશિ વર્ષમા પાચમે બળવાન હોય, તો પુત્ર પ્રાપ્તિનું સુખ ને મગળ કે બુધ વર્ષનો રાજા થઈ જન્મમા ગુરૂ જે રાશિમા બેઠો હોય તે રાશિમાં વર્ષમા પાચમે બેસે તો પણ પુત્રનું સુખ આપે

૪—જન્મમા ગુરૂ જે રાશિમા હોય તે રાશિ વર્ષમાં લગ્ને હોય, તો પુત્ર પ્રાપ્તિ થાય એ પ્રમાણે બુધ શુક્રનું ફળ પણ જાણવુ (એટલે બુધ શુક્ર જે રાશિમા જન્મ કુડળીમા હોય, તે રાશિ વર્ષ લગ્નમા હોય તો પુત્ર પ્રાપ્તિ કહેવી) જન્મમા શનિ મગળ જે રાશિમાં હોય તે રાશિ વર્ષના લગ્નમા કે પાચમે હોય તો પુત્રને દુ ખ આપે છે

૫-૬—લગ્નથી પાચમા ભાવમા તથા પુત્ર સહમમા શુભ ગ્રહ હોય કે જોતા હોય તો, કે લગ્નનો સ્વામી ને પાચમાનો સ્વામી બળવાન થઈ

૧—પાપ ગ્રહ સાથે હોય એવો ગ્રહ અંશ અસ્તનો હોય, તો તેને દગ્ધ કહે છે

પાંચમે હોય તો, પુત્ર પ્રાપ્તિ (પુત્રનો લાભ) થાય. ચંદ્ર, ગુરૂ કે શુક્ર પાંચમે ઉચ્ચના હોય તો, છોકરાનું સુખ આપે છે. ને વક્ર ગતિનો મંગળ પાંચમે હોય તો, પુત્ર નાશ થાય.

## છઠ્ઠા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા શનિ વક્રગતિનો થઈ છઠ્ઠે પાપગ્રહોથી પીડાતો હોય તો, વાયુ સંબંધી રોગથી પીડા, તથા સનેપાત થવાથી ભય, શૂલ, પેટમાં ગોળાનો રોગ, આંખનો રોગ, ને ભયંકર તાવનો રોગ થાય. જો ગુરૂ વક્રગતિનો પાપગ્રહોથી પીડાતો છઠ્ઠે હોય, ને ચંદ્રથી કંબુલ યોગ ન કરતો હોય, તો વાયુનો રોગ, ને કમળો થાય.

૨—જન્મમાં શનિ જે રાશિનો હોય તે રાશિ વર્ષમાં લગ્ને હોય તો, રૂક્ષ (ખરાબ) વાયુ પિત્તના રોગનો ભય, ને જો તેને શનિ જોતો હોય તો, ખરાબ રોગ થાય. ને તે રાશિ વર્ષ લગ્નમાં પાપગ્રહ યુક્ત હોય, ને શનિ જોતો હોય, તો મરણનો ભય થાય

૩—લગ્નના સ્વામી કે વર્ષના રાજા સાથે છઠ્ઠાનો સ્વામી ઇત્થિશાલ કરતો હોય તો તે ગ્રહોની ધાતુના વિકારથી રોગ થાય. જન્મમાં જે ભાવે શુક્ર હોય તે ભાવમાં વર્ષમાં સૂર્ય હોય, તો ધાતુ વિકારથી રોગ થાય. જન્મમાં સૂર્ય, શુક્ર એક રાશિમાં હોય, ને શુક્ર વર્ષમાં છઠ્ઠે હોય, તો કામ વિકારથી રોગ થાય. રોગ સહમ પાપ ગ્રહ સાથે હોય તો વધારે રોગ કહેવો.

૪—જન્મમાં જે રાશિનો ગુરૂ કે શુક્ર હોય, તે રાશિનો વર્ષમાં મંગળ અસ્તનો હોય, તો બળીયા, શીતળા, દાદર વિગેરે રોગ, શીત, પિત્ત, અને ગંડમાલ વિગેરે રોગ થાય. અને જન્મમાં ગુરૂ, શુક્ર જે રાશિના હોય તે રાશિનો બુધ ચંદ્રમા સાથે વર્ષમાં હોય, તો કોઢ વિગેરે રોગ થાય.

૫—જન્મ લગ્નનો સ્વામીને વર્ષની મુંથાનો સ્વામી છઠ્ઠે પાપગ્રહો સાથે કે પાપગ્રહોની દ્રષ્ટિવાળા અને નિર્બળી હોય તો, તાવની પીડા, ને શરીરની વિકલાતથી બહુ દુઃખ થાય છે.

## સાતમા ભાવનું ફળ

૧—વર્ષનો રાજા શુક્ર બળવાન થઈ સાતમે હોય તો, સ્ત્રી પક્ષથી સુખ કરે છે. ને જો ગુરૂની દ્રષ્ટિ હોય તો, સ્ત્રીથી બહુ સુખ થાય. ને જો તેવા શુક્ર ઉપર અધિકારી મંગળની દ્રષ્ટિ હોય તો, સ્ત્રી પુરૂષની પરસ્પર પ્રીતિ વધે છે.

વિચાર કરવો એ સહમોમા નિર્બળી પાપગ્રહ સાથે કે અસ્તાદિમા રહેલો દગ્ધ ગ્રહ હોય, ને સુખાથી ચોથે હોય તો, તથા માતૃ પિતૃ સહમોના સ્વામી દગ્ધ[1] ગ્રહ હોય, તો મા બાપનો નાશ થાય ચોથાનો સ્વામી કે કહેલાં સહમોના સ્વામી બળવાન હોય તો માતા પિતાને શુભ ફળ સમજવુ

૪—જન્મથી ચોથા ભાવમા રહેલી રાશિમા, તથા ચોથા ભાવનો સ્વામી જે રાશિમા હોય તે રાશિમા શનિ ને મંગળ હોય, ને શુભ ગ્રહો ન જોતા હોય તો, માબાપને ક્લેશ આપે છે.

## પાંચમા ભાવનુ ફળ

૧—ગુરૂ, સૂર્ય, મંગળ, બુધ અને શુક્રમાથી કોઈ વર્ષનો રાજા થઈ પાચમે કે અગીયારમે હોય, તો સારા પુત્રથી સુખ મળે, તેજ ગ્રહ ઉપર પ્રમાણે થઈ પાપ પીડિત હોય, તો પુત્રથી દુ:ખ અને ક્લેશ થાય.

૨—પાચમો ભાવ કે પુત્ર સહમ બળવાન હોય, તો પુત્ર પ્રાપ્તિ, ને જો તેને શુભ ગ્રહ જોતા હોય, તો પુત્ર સંબધી બહુ સુખ થાય વર્ષનો રાજા પાચમે હોય તો, તેનું ફળ ઉપર પ્રમાણે સમજવુ શુભ ગ્રહોની રાશિમા મંગળ સાથે બુધ, પાચમે કે અગીયારમે શુભ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો પુત્ર સુખ, અને નિર્બળી બુધ પાચમે કે અગીયારમે હોય તો પુત્રને પીડા થાય.

૩—જન્મમા ગુરૂ જે રાશિમા હોય તે રાશિ વર્ષમા પાચમે બળવાન હોય, તો પુત્ર પ્રાપ્તિનું સુખ, ને મંગળ કે બુધ વર્ષનો રાજા થઇ જન્મમા ગુરૂ જે રાશિમા બેઠો હોય તે રાશિમા વર્ષમાં પાંચમે બેસે તો પણ પુત્રનું સુખ આપે

૪—જન્મમા ગુરૂ જે રાશિમા હોય, તે રાશિ વર્ષમાં લગ્ને હોય, તો પુત્ર પ્રાપ્તિ થાય. એ પ્રમાણે બુધ શુક્રનું ફળ પણ જાણવુ (એટલે બુધ શુક્ર જે રાશિમા જન્મ કુંડળીમા હોય, તે રાશિ વર્ષ લગ્નમા હોય તો પુત્ર પ્રાપ્તિ કહેવી) જન્મમા શનિ મંગળ જે રાશિમાં હોય, તે રાશિ વર્ષના લગ્નમા કે પાચમે હોય તો પુત્રને દુ:ખ આપે છે

૫-૬—લગ્નથી પાચમા ભાવમા, તથા પુત્ર સહમમા શુભ ગ્રહ હોય કે જોતા હોય તો, કે લગ્નનો સ્વામી ને પાચમાનો સ્વામી બળવાન થઈ

૧—પાપ ગ્રહ સાથે હોય એવો ગ્રહ અંશ અસ્તનો હોય, તો તેને દગ્ધ કહે છે

પાંચમે હોય તો, પુત્ર પ્રાપ્તિ (પુત્રનો લાભ) થાય. ચંદ્ર, ગુરૂ કે શુક્ર પાંચમે ઉચ્ચના હોય તો, છોકરાનું સુખ આપે છે. ને વક્ર ગતિનો મંગળ પાંચમે હોય તો, પુત્ર નાશ થાય.

## છઠ્ઠા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા શનિ વક્રગતિનો થઈ છઠ્ઠે પાપગ્રહોથી પીડાતો હોય તો, વાયુ સંબંધી રોગથી પીડા, તથા સનેપાત થવાથી ભય, શૂલ, પેટમાં ગોળાનો રોગ, આંખનો રોગ, ને ભયંકર તાવનો રોગ થાય. જો ગુરૂ વક્ર-ગતિનો પાપગ્રહોથી પીડાતો છઠ્ઠે હોય, ને ચંદ્રથી કંબુલ યોગ ન કરતો હોય, તો વાયુનો રોગ, ને કમળો થાય.

૨—જન્મમાં શનિ જે રાશિનો હોય તે રાશિ વર્ષમાં લગ્ને હોય તો, રૂક્ષ (ખરાબ) વાયુ પિત્તના રોગનો ભય, ને જો તેને શનિ જોતો હોય તો, ખરાબ રોગ થાય. ને તે રાશિ વર્ષ લગ્નમાં પાપગ્રહ યુક્ત હોય, ને શનિ જોતો હોય, તો મરણનો ભય થાય

૩—લગ્નના સ્વામી કે વર્ષના રાજા સાથે છઠ્ઠાનો સ્વામી ઇત્થિશાલ કરતો હોય તો તે ગ્રહોની ધાતુના વિકારથી રોગ થાય. જન્મમાં જે ભાવે શુક્ર હોય તે ભાવમાં વર્ષમાં સૂર્ય હોય, તો ધાતુ વિકારથી રોગ થાય. જન્મમાં સૂર્ય, શુક્ર એક રાશિમાં હોય, ને શુક્ર વર્ષમાં છઠ્ઠે હોય, તો કામ વિકારથી રોગ થાય. રોગ સહમ પાપ ગ્રહ સાથે હોય તો વધારે રોગ કહેવો.

૪—જન્મમાં જે રાશિનો ગુરૂ કે શુક્ર હોય, તે રાશિનો વર્ષમાં મંગળ અસ્તનો હોય, તો બળીયા, શીતળા, દાદર વિગેરે રોગ, શીત, પિત્ત, અને ગંડમાલ વિગેરે રોગ થાય. અને જન્મમાં ગુરૂ, શુક્ર જે રાશિના હોય તે રાશિનો બુધ ચંદ્રમા સાથે વર્ષમાં હોય, તો કોઢ વિગેરે રોગ થાય.

૫—જન્મ લગ્નનો સ્વામીને વર્ષની મુંથાનો સ્વામી છઠ્ઠે પાપગ્રહો સાથે કે પાપગ્રહોની દ્રષ્ટિવાળા અને નિર્બળા હોય તો, તાવની પીડા, ને શરીરની વિકલાતથી બહુ દુઃખ થાય છે.

## સાતમા ભાવનું ફળ

૧—વર્ષનો રાજા શુક્ર બળવાન થઈ સાતમે હોય તો, સ્ત્રી પક્ષથી સુખ કરે છે. ને જો ગુરૂની દ્રષ્ટિ હોય તો, સ્ત્રીથી બહુ સુખ થાય. ને જો તેવા શુક્ર ઉપર અધિકારી મંગળની દ્રષ્ટિ હોય તો, સ્ત્રી પુરૂષની પરસ્પર પ્રીતિ વધે છે.

૨—જન્મ લગ્નનો સ્વામી વર્ષમા સાતમે બળવાન હોય, તો સ્ત્રીનું સુખ થાય, જન્મમાં શુક્ર જે રાશિનો હોય તે રાશિ વર્ષમા સાતમે હોય ને શુક્ર વર્ષનો રાજા હોય, તો સ્ત્રીનો લાભ થાય

૩—જન્મ લગ્નનો સ્વામી ને વર્ષ લગ્નનો સ્વામી સાતમે હોય, ને ઉદયનો તથા બળવાન હોય તો સ્ત્રી સુખ થાય

૪—શુક્ર જન્મમા જે રાશિનો હોય, તે રાશિમા વર્ષ લગ્નનો સ્વામી હોય, કે તે રાશિ વર્ષમા સાતમે હોય તો પુરૂષનો તે વર્ષમા વિવાહ થાય

૫—પાચ અધિકારીઓમાના કોઈની રાશિમાં સૂર્ય હોય તો, સ્ત્રીયોથી હમેશા વ્યાકુલતા થાય મુથાના સ્વામીની રાશિનો કે મુથાની રાશિનો ગુરૂ હોય, કે મુથાની રાશિને જોતો હોય તો વિવાહ થાય

## આઠમા ભાવનુ ફળ.

૧—મેષ સિંહ કે ધનનો મગળ વર્ષનો રાજા થઈ આઠમે હોય તો, તરવારથી ભય, અને આઠમાનો સ્વામી કે લગ્નનો સ્વામી આઠમે પાપગ્રહો સાથે કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો મરણ કરે છે

૨—શનિ, સૂર્ય ને મગળ સાથે દશમે કે આઠમે હોય તો વાહન (ગાડી ઘોડા વિગેરે)થી ભય, ને સૂર્ય સાથે મગળ આઠમે હોય તો વાહનથી પડવુ થાય

૩—વર્ષનો રાજા, મગળ સાથે આઠમે હોય તો, મૃત્યુ થાય, કે ચદ્ર, મગળ સાથે છઠ્ઠે આઠમે કે બારમે હોય તો, મૃત્યુ થાય યા મૃત્યુ સહમનો સ્વામી ઉદયનો હોય ને જીવિત સહમનો સ્વામી નિર્બળી હોય તો મરણ થાય

૪—પુણ્ય સહમનો સ્વામી પુણ્ય સહમથી આઠમે પાપગ્રહો સાથે કે પાપ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, અને જન્મના આઠમા ભાવનો સ્વામી પુણ્ય સહમની રાશિમાં પાપગ્રહો સાથે કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય, તો મરણ કરે છે

૫—જન્મમા આઠમા ભાવે જે રાશિ હોય તે રાશિનું વર્ષમાં પુણ્ય સહમ પોતાના સ્વામીની સાથે હોય તથા વર્ષ લગ્નથી આઠમાનો સ્વામી આઠમે હોય, તો મરણ કરે છે

૬—પુણ્ય સહમમા પાપગ્રહ હોય, ને આઠમાનો સ્વામી ૬।૮।૧૨માં હોય, તો મરણ થાય યા વર્ષનો સ્વામી કે મુથાનો સ્વામી પાપગ્રહો સાથે ૬।૮।૧૨ મા હોય તો મરણ થાય

## નવમા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા મંગળ ત્રીજે કે નવમે પાપગ્રહો રહિત બળવાન હોય, તો મુસાફરીથી લાભ થાય, ને નહિ થવાનું કામ પણ સારૂ થાય.

૨—વર્ષનો રાજા શુક્ર, ત્રીજે કે નવમે પાપગ્રહો રહિત બળવાન હોય ને વક્રગતિનો હોય, તો મુસાફરીમાં રસ્તામાં સુખ થાય. પણ જો શુક્ર અસ્તનો થઈ ઉપર કહેલાં સ્થાનોમાં હોય, તો ઇચ્છાથી વિરૂદ્ધ જવું થાય. ને વર્ષનો રાજા બુધ પાપગ્રહ રહિત બળવાન અને વક્રી થઈ ત્રીજે ને નવમે હોય, તો દેવતા અને તીર્થની યાત્રા થાય.

૩—જન્મમાં ગુરૂ જે રાશિનો હોય, તે રાશિનો વર્ષમાં મંગળ નવમે હોય, તો મુસાફરીમાં ચાકર ને ધનની આવક થાય. જન્મમાં બુધ જે રાશિનો હોય, તે રાશિનો વર્ષમાં મંગળ હોય, ને તેને લગ્નનો સ્વામી જોતો હોય તો મુસાફરીમાં સુખ થાય

૪-૫-૬—મુંથા સાતમે ને ચંદ્ર નવમે બળવાન હોય, તો પરદેશ જવું થાય. ને વર્ષનો રાજા બળવાન થઇ પાપગ્રહો રહિત કેન્દ્રમાં હોય, તો પરદેશમાં અધિકાર મળવાથી પરદેશ જવું થાય, કે સેનાપતિ થઈ પરદેશ ગમન કરે. ગુરૂની માફક બુધ કે મંગળ, કેન્દ્રમાં બળવાન, અધિકારવાળો, ઉદયનો, તથા ગુરૂ સાથે હોય, તો જય યશને સુખ આપનારી યાત્રા થાય. ગુરૂથી નવમે મંગળ બળવાન હોય, તો સારી યાત્રા થાય

## દશમા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા દશમે બળવાન હોય, તો રાજ્ય, ધન, સુખને કીર્તિ મળે. અને તે શિવાય બીજા કેન્દ્ર (૧।૪।૭) સ્થાનમાં હોય, તો ઘર સંબંધી સુખ મળે છે.

૨—વર્ષનો રાજા સૂર્ય ચોથે બળવાન હોય, તો બાપદાદાએ મેળવેલું રાજ્ય કે કોઇ અધિકાર મળે, એ પ્રમાણે સૂર્ય, અગીયારમે હોય તો, રાજાના સારા પ્રધાન વિગેરેથી મિત્રાચારી થાય.

૩—જન્મમાં સૂર્ય જે રાશિમાં હોય, તે રાશિથી મુંથા વર્ષમાં લગ્ને કે દશમે હોય, તો રાજ્યનું મળવું ને સુખ થાય. ને વર્ષનો રાજા અસ્તનો કે નીચનો દશમે પાપગ્રહો સાથે હોય તો રાજાથી મરણ કે કેદ થાય.

૪—જન્મમાં સૂર્ય સિંહ રાશિનો હોય, ને વર્ષમાં બળવાન થઈ દશમે હોય તો નવા સ્થાનનો લાભ, ને રાજાનો આશ્રય થાય, અને જન્મમાં મંગળ જે રાશિનો હોય, તે રાશિનો ચંદ્ર વર્ષમાં હોય તો બીજી જગ્યામાં અધિકાર કે રાજ્યનું મળવું થાય.

૫—જન્મમાં જે રાશિનો શનિ હોય, તે રાશિનો વર્ષમાં મંગળ દશમે હોય, ને મુંથાને જોતો હોય, તો કુકર્મથી રાજ્ય ભય, ધનનો નાશ થાય.

૬—મુંથા ત્રીજે નવમે હોય, તો પુણ્યનો વધારો, ને તે સ્થાનોમાં પાપ ગ્રહો સાથે હોય, તો પાપનો વધારો થાય. જન્મનો દશમાનો સ્વામી સૂર્ય, વર્ષમાં દશમે બળવાન હોય, ને લગ્નના સ્વામી સાથે ઇત્થશાલ કરતો હોય, તો પોતાના બળ પ્રમાણે રાજ્યની પ્રાપ્તિ થાય.

૭—લગ્નનો સ્વામી બળવાન હોય, તો તેના બળ પ્રમાણે રાજ્ય મળે, અને નવમાનો સ્વામી કે દશમાનો સ્વામી અસ્તનો (દગ્ધ) કે પાપપીડિત હોય, તો રાજ્ય અને ધર્મનો ક્ષય થાય.

દશમો ભાવ, રાજ્ય સહમ, કર્મ સહમ, લગ્નને લગ્નનો સ્વામી બળવાન થઈ શુભ ગ્રહો સાથે હોય, તો શુભ ફળ, ને વક્ર, અસ્તના, નિર્બળી કે પાપગ્રહ સાથે હોવાથી અશુભ ફળ આપે છે.

## અગીયારમા ભાવનું ફળ.

૧—વર્ષનો રાજા બુધ, બીજે શુભ ગ્રહો સાથે કે શુભ ગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો વેપારથી ધનનો લાભ થાય, ને તે બુધ, મુંથા સાથે લગ્નમાં હોય, તો ભણવા લખવાથી લાભ થાય.

૨—વર્ષનો રાજા બુધ, છઠ્ઠે, આઠમે, કે બારમે પાપગ્રહ સાથે હોય, તો નીચ કામ કરે છે. ને જો તેને પાપગ્રહ જોતો હોય, તો મહેનત કરવા છતાં લાભ થતો નથી. ને તે અસ્તનો હોય, તો લખવા ભણવાની ફોગટ મહેનત થાય. કંઈ લાભ ન થાય.

૩—લગ્નનો સ્વામી ને વર્ષનો રાજા પાપ પીડિત થઈ લગ્નમાં હોય, તો રાજાથી ભય થાય. આ અધિકાર પામીને સાતમે હોય તો વ્યવહારથી ધનની આવક થાય.

૪—અગીયારમાના સ્વામી ને લગ્નના સ્વામીને ઇત્થશાલ હોય તો મોટો લાભ, ને પોતાના માણસોથી મોટાઈ મેળવનાર થાય. કોઈ ગ્રહ અગી-

પારમા સ્થાનમાં બળવાન હોય, તો ધનની આવક થાય, ને નિર્બળ હોય તો, ન થાય.

૫—બળવાન બુધ, મુંથાની સાથે લગ્નમાં હોય, ને અર્થ સહમમાં શુભ ગ્રહ હોય, તથા લગ્નને શુભ ગ્રહો જોતા હોય, તો ખાણો (ધાતુની જમીન) સંબંધી ધનનો લાભ થાય. પણ પાપગ્રહો જોતા હોય તો તે ફળ સમજવું નહિ.

## બારમા ભાવનું ફળ.

૧-૨—લગ્નનો સ્વામી ને વર્ષનો રાજા નિર્બળી થઇ છઠ્ઠે, આઠમે, બારમે, ચતુષ્પદાદિ જેવી રાશિમાં હોય, તેવું ફળ આપે છે. શુક્ર નિર્બળી થઈ છઠ્ઠે પાપગ્રહોની ખરાબ દ્રષ્ટિવાળો મનુષ્ય રાશિમાં હોય, તો ચાકરોનો નાશ; ચતુષ્પદ રાશિમાં હાથી ઘોડા ને પશુઓનો નાશ થાય. એજ પ્રમાણે વર્ષના રાજાથી આઠમે કે બારમે હોય, તો પણ ઉપર પ્રમાણે ફળ કહેવું. વર્ષનો રાજા મંગળ, ચંદ્ર સાથે દશમે હોય, યા પાપ ગ્રહો સાથે મંગળ બારમે હોય, તો ઘોડા વિગેરેનો નાશ, ને મનમાં વ્યાકુળતા થાય.

૩—વર્ષનો રાજા સૂર્ય, છઠ્ઠે, આઠમે, કે બારમે, પાપ ગ્રહોથી પીડાયેલો ચતુષ્પદ રાશિમાં હોય, તો પોતાના નોકરોની સાથે ક્લેશ થાય. વર્ષનો રાજા શનિ બળવાન થઈ છઠ્ઠે કે બારમે હોય, તો જમીનમાં નવી વસ્તી વસાવવી, ઝાડ રોપવાં, કૂવો તળાવ વિગેરે બનાવવાં તેવી વૃત્તિથી પોતાનું ગુજરાન ચલાવે છે.

૪—વર્ષનો રાજા છઠ્ઠે આઠમે કે બારમે હોય, ને જન્મ તથા વર્ષના દશમા ભાવનો સ્વામી નિર્બળ હોય, વર્ષનો ને આઠમાનો સ્વામી ૬।૮।૧૨ માં હોય, તો એ વર્ષમાં શુભ ફળ સમજવું.

૫—જન્મમાં શુભ કે અશુભ ફળ આપનાર ગ્રહ જે ભાવમાં હોય તે ભાવમાં તે ગ્રહ વર્ષમાં હોય, તો નિશ્ચય શુભ કે અશુભ ફળ વધારે આપે છે.

છઠ્ઠા ભાગના બીજા પ્રકરણમાં પૃષ્ઠ ૬૫૧ થી અધુરા રહેલા ષોડશ યોગમાંના ૮ યોગો નીચે મુજબ છે.

**૯ ગૈરિ કંબૂલ યોગ**—ગ્રહ શુભ અધિકારના ઉચ્ચ કે પોતાની રાશિના, પોતાના હદ્દા, દ્રેષ્કાણ કે નવમાંશના, પોતાની ત્રૈરાશિકનો એમાંના એકે અધિકારનો ન હોય તેમજ શત્રુ નીચ રાશિનો ન હોય પાપગ્રહ કે શુભ ગ્રહ દેખતો પણ ન હોય તેવા ગ્રહને શૂન્ય માર્ગી ગ્રહ જાણવો. લગ્નેશ કાર્યેશનો ઇત્થશાલ હોય ને શૂન્ય માર્ગનો ચંદ્રમા તે બેમાંથી કોઈની સાથે ઇત્થશાળ કરતો ન હોય પણ ચંદ્ર, રાશિના છેલ્લા અંશોમાં રહી હવે

પછી ચંદ્ર જે રાશિમાં જવાનો છે તે રાશિમાં કોઈ ઉચ્ચનો કે સ્વગ્રહી ગ્રહ બેઠેલો હોય એટલે કે ઉત્તમ અધિકારી ગ્રહ હોય તેની સાથે રાશિના અંતમાંથી નીકળી હવે પછીની રાશિમાં તે ચંદ્ર ઇત્થશાલ યોગ કરશે તેવો સંભવ હોય તો ગૈરિ કંબૂલ યોગ જાણવો.

ગૈરિ કંબૂલ યોગ—મને સુખ મળશે કે? તેમાં સિંહ લગ્નનો સ્વામી સૂર્ય મેષના ૮ અંશે નવમે ભાવે; અને ચોથાનો સ્વામી મંગળ કુંભના ૧૨ અંશે સાતમે છે. એનો ઇત્થશાલ છે ને ચંદ્રમા કન્યાના ૨૯ અંશે બીજે ભાવે શૂન્ય માર્ગનો છે. ને લગ્નેશ વા કાર્યેશ એમાંના કોઈની સાથે ઇત્થશાલ કરતો નથી. હવે શૂન્ય માર્ગનો ચંદ્રમા કન્યારાશિ પુરી કરી થોડા વખતમાં તુલા રાશિમાં જશે ત્યાં શનિ તુલાના ૧૦ અંશે ઉચ્ચનો છે માટે ચંદ્ર તુલા રાશિમાં જઈ શનિ સાથે ઇત્થશાલ કરશે અને શનિ ઉચ્ચનો છે જેથી ઉત્તમ અધિકારનો ગૈરી કંબૂલ યોગ થયો માટે સુખ જરૂર મળશે. તેજ પ્રમાણે ચંદ્રમા જે ગ્રહ સાથે ઇત્થશાલ કરતો હોય તે ગ્રહનો જેવો અધિકાર હોય તેવું સારૂ માઠું ફળ જાણવું.

૧૦ ખલ્લાસર યોગ—લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ હોય ને શૂન્ય માર્ગનો ચંદ્ર તે બેમાંથી એકેની સાથે ન હોય ને ઇત્થશાલ પણ ન કરતો હોય તેમજ તે બે ગ્રહો ચંદ્રને ન દેખતા હોય ત્યારે થાય છે. ને તે કંબૂલ યોગથી થતાં શુભ ફળનો નાશ કરે છે.

ખલ્લાસર યોગ—મને પુત્ર થશે? તેમાં સિંહ લગ્ન તેનો સ્વામી સૂર્ય નવમે મેષના ૪ અંશનો છે અને પાંચમાનો સ્વામી ગુરૂ સાતમે ૫ અંશનો છે. જેથી ઇત્થશાલ યોગ થયો. ચંદ્રમા બીજે ભાવે કન્યા રાશિનો ૨૯ અંશે શૂન્ય માર્ગનો છે. લગ્નેશ કાર્યેશ ચંદ્રમાને જોતા નથી. ચંદ્ર સાથે ઇત્થશાલ પણ કરતા નથી માટે કંબૂલ યોગનો નાશ કરનાર ખલ્લાસર યોગ થયો. તેથી પુત્રનું સુખ મળશે નહિ એમ કહેવું.

૧૧ રદ્દયોગ—જે ગ્રહ અસ્તનો, નીચનો શત્રુની રાશિનો, વક્રનો, તેજ વક્રનો, એવી રીતે નિર્બળી હોય ને તે કોઇ ગ્રહની સાથે ઇત્થશાલ કરે તો રદ્દયોગ થાય ને તે કામની સિદ્ધિ કરશે નહિ.

બીજી રીતે પહેલાં શુભ અને પછી અશુભ ફળ આપનાર રદ્દયોગ ઉપર પ્રમાણે નિર્બળી ગ્રહ કેન્દ્રમાં રહિને આપે. કિલમમાં રહેલા ગ્રહ સાથે

ઇત્થશાલ કરે તો પહેલાં કાર્યની સિદ્ધિ કરી પાછળથી નાશ કરે છે, પણ અહીં શીઘ્રગ્રહ કેન્દ્રમાં ને મંદગ્રહ આપો ક્લિમમાં જ જોઇએ.

પ્રથમ સારૂ ને પછીથી ખરાબ ફળ આપનાર રદ્દયોગ, એજ પ્રમાણે નિર્બળી ગ્રહ આપો ક્લિમમાં રહીને કેન્દ્રમાં રહેલા ગ્રહ સાથે ઇત્થશાલ કરે તો પહેલાં કાર્યનો નાશ કરી પાછળથી સુધારશે.

પણ અહીં શીઘ્રગ્રહ આપો ક્લિમમાં ને મંદગ્રહ કેન્દ્રમાં હોવો જોઇએ.

**૧૨ દુઃફાલી કુત્થયોગ**—મંદગ્રહ ઉત્તમ અધિકારી થઈ મધ્યમ કે સમ અધિકારવાળા શીઘ્રગ્રહ સાથે ઇત્થશાલ કરે તો થાય છે. ને તે સારૂ ફળ આપે છે.

પણ જો અધમ અધિકારવાળા કે નિર્બળી શીઘ્રગ્રહ સાથે ઉત્તમ અધિકારવાળો મંદગ્રહ ઇત્થશાલ કરે તો તેનું ફળ સારૂ જાણવું નહિ. પણ મંદગ્રહ અને શીઘ્રગ્રહ બેઉ ઉત્તમ અધિકારના હોય તો ઘણું જ સારૂ ફળ સમજવું.

**દુઃફાલી કુત્થયોગ**—મને રાજ્ય મળશે? તેમાં તુલા લગ્નનો સ્વામી શુક્ર ૧૮ અંશનો ત્રીજે ભાવે છે. અને દશમા ભાવનો સ્વામી ચંદ્ર ૧૫ અંશનો ત્રીજે ભાવે ધન રાશિનો છે. બેનો ઇત્થશાલ છે. હવે શુક્ર ઉત્તમ અધિકારનો છે. તે મધ્યમ અધિકારના ચંદ્ર સાથે ઇત્થશાલ કરે છે. તેથી તેનું ફળ સારૂ છે એટલે રાજ્ય મળશે. તેજ પ્રમાણે અધમ અધિકારવાળો કે નિર્બળ શીઘ્રગ્રહ હોય ને તેની સાથે ઉત્તમ અધિકારવાળો મંદગ્રહ ઇત્થશાલ કરે તો તેનું ફળ સારૂ સમજવું નહિ પણ બેઉ ઉત્તમ અધિકારના હોય તો તેનું સારૂ ફળ સમજવું જેથી જરૂર રાજ્ય મળશે.

**૧૩ દુત્થોત્થદબીર યોગ**—લગ્નેશ અને કાર્યેશ નિર્બળી હોય ને તેનો ઇત્થશાલ હોય ને ત્રીજો કોઇ ઉત્તમ અધિકારી ગ્રહ તે બેની કે એકની સાથે ઇત્થશાલ કરતો હોય અથવા બીજા બે ગ્રહ ઉત્તમ કે મધ્યમ અધિકારવાળા થઇ ને લગ્નેશ તથા કાર્યેશ બેની કે તેમાંના એકની સાથે ઇત્થશાલ કરતા હોય તો થાય છે ને તેમાં બીજાની મદદથી કાર્ય થશે એમ જાણવું.

**૧૪ તંબીર યોગ**—લગ્નેશ અને કાર્યેશનો ઇત્થશાલ ન હોય પણ તેમાંનો એક બળવાન થઇ રાશિના છેલ્લા ભાગમાં હોય કે જે થોડા વખતમાં આગલી રાશમાં જનાર હોય ને તે આગલી રાશિમાં બીજો

ઉત્તમ અધિકારવાળો ગ્રહ હોય તેની સાથે ઇત્થશાલ યોગ કરવાનો હોય તો થાય છે. તે જ્યારે આગલી રાશિમા જઇ પેલા ગ્રહની સાથે ઇત્થ શાલ કરશે ત્યારે તે યોગનું ફળ મળશે.

**૧૫ કૃત્યયોગ બાબત**—બળવાન યોગને કૃત્ય કહે છે, સર્વેથી જે ગ્રહ વધારે બળવાન હોય તે ગ્રહથી કૃત્યયોગ થયો એમ જાણવુ

**બળવાન ગ્રહ બાબત**—લગ્નમા રહેલો ગ્રહ બળવાન જાણવો, તેથી ઉતરતા બળવાળો ૪-૭-૧૦ મે રહેલો, તેથી ઉતરતા બળવાળો, ૨-૫-૧૧ મે રહેલો, ( ૮ મે રહેલો બળવાન જાણવો નહિ ) તેથી ઉત રતા બળવાળો, ૩-૫-૯-૧૧ મે રહીને લગ્નને જોતો હોય તેને જાણવો, પણ ૬-૮-૧૨ મે રહેના ગ્રહની ગણિતથી લાવતા લગ્ન ઉપર દ્રષ્ટિ આવતી હોય, તો પણ તેને બળવાન જાણવો નહિ

જે ગ્રહ ઉચ્ચનો, વર્ગ, હદ્દા, દ્રેષ્કાણ, નવમાંશમા પોતાની રાશિનો હોય તે, તથા પોતાની ત્રૈરાશિકનો હોય તે ગ્રહ બળવાન જાણવો પોતાની મધ્યમ ગતિ જેટલી ગતિવાળો બળવાન, તેનાથી ઓછી ગતિવાળો તેનાથી ઉતરતો બળવાન, ને માધ્યમ ગતિથી વધારે ગતિવાળો વધારેજ બળવાન જાણવો

માર્ગ ગતિવાળો, ઉદયનો, શુભગ્રહની દ્રષ્ટિવાળો, શુભગ્રહે યુક્ત પોતાથી ૧-૪-૭-૧૦ મે રહેલા પાપગ્રહની શત્રુદ્રષ્ટિ વિનાનો ગ્રહ બળવાન જાણવો

શુક્ર, ચદ્ર, મંગળ, સંધ્યાકાળે આકાશમા દેખાય તો બળવાન જાણવા ગુરુ, શનિ, પાછલી રાત્રે આકાશમા દેખાય તો બળવાન જાણવા પુરુષ ગ્રહ દિવસે ને સ્ત્રી ગ્રહ રાત્રીએ બળવાન જાણવા સૂર્ય નવમાંશમાં જે રાશિનો હોય તે રાશિના સ્વામી શિવાયના ગ્રહો બળવાન જાણવા સ્થિર રાશિમા રહેના ગ્રહો, બળવાન જાણવા સ્ત્રી ગ્રહો ૪ થી ૯ ભાવ સુધીમા ને પુરુષ ગ્રહો ૧૦ થી ૩ ભાવ સુધીમા હોય તો બળવાન જાણવા. એકી રાશિમા પુરુષ, ને બેકી રાશિમા સ્ત્રી ગ્રહો બળવાન જાણવા એ રીતે કુંડળીમા જેટલા ગ્રહો બળવાન હોય તેટના ગ્રહોથી કૃત્યયોગ થયો જાણવો

**૧૬ દુરફ યોગ**—નિર્બળ યોગને દુરફ યોગ કહે છે, જે ગ્રહ નિર્બળો હોય તેનાથી દુરફ યોગ થયો એમ જાણવુ

**નિર્બળ ગ્રહ બાબત**—વર્ષ, માસ, દિવસ, કે પ્રશ્ન લગ્નથી ૬।૮।૧૨

મે રહેલો, શત્રુની રાશિનો, નીચનો, વક્રી કે વક્રી થવાની તૈયારીવાળો. પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો, અસ્તનો, નીચ શત્રુ કે પાપગ્રહની રાશિમાં રહેલા ગ્રહથી ઇત્થશાલ કરતો હોય તે પોતાથી ૧–૪–૭–૧૦ મે રહેલા પાપગ્રહની શત્રુ દ્રષ્ટિવાળો, ૬–૮–૧૨ મે. રહેલા ગ્રહ સાથે ઇત્થિશાલ કરતો હોય કે કરવાનો હોય તે, પોતાની રાશિથી સાતમે રહેલો, રાહુના પુછ એટલે ભોગવી ગએલા અંશમાં ને મૂખ એટલે ભોગવવાના અંશમાં રહેલો, લગ્ને ન જોતો હોય તે, નવમાંશમાં સૂર્ય જે રાશિમાં હોય તેનાથી સાતમી રાશિમાં હોય તે, બૃહત્પંચવર્ગીમાં અધમ અધિકાર પામ્યો હોય તે, ને પાપગ્રહ સાથે ઇશરાફયોગ કરતો હોય, તે ગ્રહને નિર્બળી જાણવો.

**ચંદ્ર** નિર્બળી જાણવાની વિશેષ રીત—ચંદ્ર, સૂર્યથી બારમે હોય તો વૃશ્ચિકના ૧૫ અંશની અંદર હોય તો, તુલાના ૧૬ થી ૨૯ અંશની અંદર હોય તો, જે રાશિમાં ચંદ્ર હોય તેનો સ્વામી ચંદ્રને ન દેખે તો, કોઇ પણ ગ્રહ ચંદ્રને ન દેખેતો, શૂન્ય માર્ગનો ચંદ્ર હોય તો (ઉચ્ચાદિ, નીચાદિ વિગેરે બળવાન કે નિર્બળ ન હોય, શુભ કે પાપગ્રહના સમાગમ કે દ્રષ્ટિ-વાળો ન હોય તો) બૃહત્પંચવર્ગીમાં ઉત્તમ અધિકારનો ન હોય તો, વદી ૮ થી સુદી ૮ ની અંદરનો ક્ષીણ ચંદ્ર હોય તો, કોઇ પણ રાશિના ૨૮ કે ૨૯ અંશનો હોય તો, **ચંદ્ર નિર્બળી જાણવો.** શુકલ પક્ષમાં ચંદ્ર ને મંગળની, ને કૃષ્ણ પક્ષમાં કોઇ પણ ગ્રહની, શત્રુ દ્રષ્ટિ હોય તો ચંદ્ર નિર્બળી જાણવો. શુકલ પક્ષમાં દિવસે વર્ષ માસ પ્રવેશ કે પ્રશ્ન હોય ને એકી રાશિમાં બેઠેલો શનિ ચંદ્રને જોતો હોય તો, ચંદ્રના નિર્બળીપણાનો ઘટાડો કરી કંઇક બળમાં વધારો કરે છે. ને શનિ એ પ્રમાણે ન દેખે તો ચંદ્ર વધારેજ નિર્બળી જાણવો. જેથી દુરફ યોગમાં વધારો થાય છે. કૃષ્ણ પક્ષમાં રાત્રે વર્ષાદિનો પ્રવેશ હોય ને બેકી રાશિમાં રહેલો મંગળ ચંદ્રને જોતો હોય તો, ચંદ્રના બળને સુધારે છે, ને ન જોતો હોય તો ચંદ્ર વધારે નિર્બળ થાય છે. એ પ્રમાણે ચંદ્રનું બળ જન્મ, વર્ષ, પ્રશ્ન, માસ, ને દિવસ પ્રવેશની કુંડળીમાં જોઇને ફળાધિશ કહેવું.

## પ્રકરણ ૪ થું.

### રિષ્ટયોગ, રિષ્ટભંગ યોગ, ને માસના ફળ બાબત.

#### વર્ષના રિષ્ટયોગો, (તાજીક નિલકંઠી)

૧—વર્ષ લગ્નનો સ્વામી આઠમા સ્થાનમાં હોય, ને તે પર મંગળની દૃષ્ટિ હોય, વા આઠમાનો સ્વામી લગ્નમાં મંગળની દૃષ્ટિવાળો હોય, વા બુધ, ગુરૂ અસ્તના હોય, તો અનુક્રમે શસ્ત્રથી ઘાયલ, દુઃખી ને. મરણ કરે.

૨—વર્ષ લગ્નનો સ્વામી, ને આઠમાનો સ્વામી મુથા સાથે બારમે આઠમે કે ચોથે હોય તો તે ગ્રહની કહેલી ધાતુના કોપથી મરણ સમાન દુઃખ ભોગવવું પડે

૩—જન્મ લગ્નનો સ્વામી જન્મ કુંડળી કે વર્ષ કુંડળીમાં નિર્બળ હોય, ને વર્ષમાં આઠમાનો સ્વામી લગ્નનો સ્વામી થયો હોય, ને સૂર્ય જોતો હોય, તો મરણ કોઢ, ખુજલી ને દુઃખ થાય.

૪—વર્ષના સ્વામી સાથે ક્રૂર ગ્રહનો મુસરીફ યોગ હોય, ને જન્મ લગ્નનો સ્વામી પાપગ્રહ હોય, (જેમ કે બુધને ક્ષીણ ચંદ્રમા શુભ છે પણ પાપગ્રહ સાથે હોય તો ક્રૂર સમજવા.) તે ચંદ્ર વિગેરે શુભગ્રહ કંબુલ યોગ કરે તો વિપત્તિ વા મરણ થાય એ પ્રમાણે જન્મ લગ્નનો સ્વામી વર્ષ લગ્નનો સ્વામી ને મુથાનો સ્વામી વિગેરે પાંચ અધિકારીઓમાં પણ આ યોગ થાય છે. જેમ વર્ષનો સ્વામી ક્રૂર મુસરીફ કહ્યો તે પ્રમાણે મુંથાનો સ્વામી વિગેરે ક્રૂર મુસરીફ ને કંબુલ યોગવાળા થાય છે. એ પ્રમાણે અહિંયાં સર્વે શુભગ્રહોનો વિચાર કરવો.

૫—મુંથાનો સ્વામી ને લગ્નનો સ્વામી અસ્તના હોય, ને તે પર શનિની દૃષ્ટિ હોય, તો સ્ત્રી પુત્ર વિગેરે સર્વેનો નાશ, કે મરણ સમાન દુઃખ, કષ્ટ, મનમાં ચિંતા, ને શરીર પીડાથી ભય થાય.

૬—ક્રૂર ગ્રહ બળવાન ને શુભગ્રહો નિર્બળ થઇ છઠ્ઠે બારમે હોય, તો મનમાં ચિંતા, શરીરની પીડા, ભય, કજીઓ, નુકશાન ને દુઃખ થાય.

૭—શુક્ર નીચ રાશિ કન્યામાં ને ગુરૂ નવમાંશમાં શત્રુની રાશિનો હોય તો એ વર્ષમાં સુખ જરા પણ સમજવું નહિ. ને લગ્નનો સ્વામી આઠમે ને આઠમાનો સ્વામી લગ્નમાં હોય, તો મરણ થાય. આ બે યોગ સમજવા.

૮—નવમાનો સ્વામી ને બીજાનો સ્વામી નિર્બળી હોય, ને પાપગ્રહો લગ્નમાં હોય, તો ઇન્દ્ર રક્ષણ કરવા આવે તો પણ ઘણા દિવસનું મેળવેલું ધન નાશ પામે છે.

૯—ચંદ્રમા નીચ રાશિ ૮ નો હોય, ને શુભગ્રહ અસ્તના હોય, તો પોતાના માણસોનો વિયોગ, શરીરની પીડા, મરણ, મનની પીડા, રોગ, ભય વિગેરે થાય છે.

૧૦—જન્મ લગ્ન કે જન્મ રાશિથી વર્ષ લગ્ન આઠમું હોય તો કષ્ટ, મોટો રોગ, ક્ષય વિગેરે ભય થાય. પાપગ્રહ તેમાં બેઠા હોય કે તેમની દૃષ્ટિ હોય તો મરણ થાય.

૧૧—જન્મ કુંડળીમાં જે ગ્રહ આઠમે હોય, તે વર્ષ લગ્નમાં પાપગ્રહ થઇ રહ્યો હોય, તો રોગ તથા મનની પીડા કરે છે. ચંદ્ર ને લગ્નનો સ્વામી બંને નિર્બળી હોય તો મરણ કરે છે.

૧૨—જન્મ લગ્નનો સ્વામી ને વર્ષ લગ્નનો સ્વામી બન્ને પાપગ્રહ સાથે આઠમા સ્થાનમાં હોય, તો રોગ ને મનની પીડા થાય. ને અસ્તના તથા શુભગ્રહની દૃષ્ટિ રહિત હોય, તો મરણ કરે.

૧૩—જન્મ લગ્નનો સ્વામી, વર્ષનો સ્વામીને મુંથા ત્રણે બારમે ચોથે આઠમે કે છઠ્ઠે હોય, તો મરણ સમાન દુઃખ આપે. પાપગ્રહની દૃષ્ટિ હોય તો અવસ્ય મરણ થાય.

૧૪—શનિની સાથે ચંદ્રમા બારમે હોય, ને શુક્ર છઠ્ઠે હોય, તો ધનનો નાશ કરે છે. ને શનિ શુક્રની સાથે કોઇ પાપગ્રહનો ઇસિરાફ યોગ હોય તો ચિત્ત વિકલ ( ગાંડો ) કરે. ને શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો ધનનો નાશ ને વિકલ ચિત્ત બંને થાય.

૧૫—ચંદ્રમા અસ્તનો થઇ છઠ્ઠે બારમે આઠમે કે ચોથે હોય તો વાત પિત્ત કફના વિકારથી સનેપાત રોગ થાય. ને તે પર ગુરૂની દૃષ્ટિ હોય તો પરિણામે નિરોગી થાય.

૧૬—હદ્દાનો અને વર્ષ લગ્નનો સ્વામી સાતમે આઠમે કે બારમે પાપ ગ્રહ સાથે હોય, તો પોતાની દશામા મરણ કરે છે. તે ઉપર શુભગ્રહની દષ્ટિ હોય તો રોગ ભોગવી પરિણામમા સુખી થાય. તેમ કહેવુ.

૧૭—વર્ષ લગ્નથી બારમે માર્ગી ગ્રહને બીજા સ્થાનમા વક્રી ગ્રહ હોય તો રોગી થાય. ( એનું નામ કર્તરી યોગ કહેવાય છે ) એવી રીતે જન્મ લગ્નનો સ્વામી વર્ષ લગ્નનો સ્વામી ને વર્ષનો રાજા, તેઓથી કર્તરી યોગ થયો હોય તો બધન સમજવુ.

૧૮—ત્રિરાશિ પતિ નીચ રાશિમા પાપગ્રહોની દષ્ટિવાળો હોય, તો ધારેલા કામનો નાશ થય છે મુથાનો સ્વામી ને વર્ષનો સ્વામી છઠ્ઠે હોય, ને અસ્તનો હોય તો રોગોનો વધારો, ને દુ ખ આપે.

૧૯—ચંદ્ર બારમે, છઠ્ઠે, આઠમે, પહેલે, કે સાતમે હોય, ને તે પર પાપગ્રહોની દષ્ટિ હોય, શુભગ્રહોની દષ્ટિ ન હોય, તો ખરાબ ફળ કે મરણ કરે છે. ઉપર પ્રમાણે રહેલા ચંદ્રને મંગળની દષ્ટિ હોય તો અગ્નિનો ભય વા શસ્ત્રથી ભય થાય શનિ રાહુ કે કેતુની દષ્ટિ હોય તો શત્રુથી ભય, વાયુના રોગથી પીડા, સૂર્યની હોય તો દરિદ્રતા, શુભગ્રહની તેમાં ઘણું કરી ગુરૂની દષ્ટિ હોય તો કહેલા રોગોનો નાશ કરનાર થાય.

૨૦—મુથા ક્રૂર ગ્રહ સાથે હોય, ને તેથી યુક્ત કે તેની દષ્ટિવાળો શનિ ।૪।૬।૮।૧૨ મા હોય, તો મનની પીડા તથા શરીરમાં રોગી કરે આજ મુથા જન્મ કુડળીમા ।૧૨।૪।૬।૮।૭ સ્થાનમા હોય, તથા વર્ષમા આઠમા સ્થાનમા પાપગ્રહની સાથે કે પાપગ્રહની દષ્ટિવાળી હોય તો મરણ કરે છે એ પ્રમાણે વિદ્વાનોએ વિચાર કરવો.

## રિષ્ટ યોગનો ભંગ

૧—વર્ષ લગ્નનો સ્વામી બળવાન પચવર્ગીમાં ૧૫ થી વધારે બળ વાળો હોય, ને શુભગ્રહો સાથે કે શુભગ્રહોની દષ્ટિવાળો હોય, તથા કેન્દ્ર ।૧।૪।૭।૧૦ કે ત્રિકોણ પાંચ ના હોય, તો ખરાબ યોગોનું ફળ નાશ કરી સુખ કે ધન આપે.

૨—ગુરૂ કેન્દ્ર કે ત્રિકોણમા શુભગ્રહોની દષ્ટિવાળો હોય, ને તે પર પાપગ્રહની દષ્ટિ ન હોયતો લગ્ન ચદ્રને મુથાથી થતા અરિષ્ટ ફળનો નાશ, પૈસાનું સુખ કહેવુ

૩—ચોથો ભાવ પોતાના સ્વામીથી યુક્ત હોય, ને ચોથા ભાવમાં શુભગ્રહો બેઠા હોય કે શુભગ્રહો જોતા હોય, તો યશ ને ધન આપે છે. ને ગુરૂ લગ્ને, કે ત્રીજે તથા જન્મ લગ્નનો સ્વામી ચોથા સ્થાનમાં હોય, તો સુખ તથા ધન કહેવું.

૪—સાતમાનો સ્વામી લગ્નમાં ગુરૂની સાથે હોય, ને ક્રૂર ગ્રહો ન જોતા હોય, શુભ ગ્રહ તથા મિત્ર ગ્રહોની દૃષ્ટિ હોય, તો અરિષ્ટ ફળનો નાશ કરી ધન, યશ, ને સુખ આપે તથા પોતાની દશામાં રાજાની કૃપા કરાવે.

૫—નવમાનો સ્વામી ને ધન ભાવનો સ્વામી બળવાન થઇ લગ્નમાં હોય, ને પાપગ્રહો ન જોતા હોય તો હાથી ઘોડા કપડાં ને રત્નોથી પૂર્ણ રાજ્ય મળે. ખરાબ ફળનો નાશ કરે. ને બહુ યશ આપે.

૬—પાપગ્રહ ત્રીજે, છઠ્ઠે, અગીયારમે, હોય ને શુભગ્રહ કેન્દ્ર કે ત્રિકોણમાં હોય, તો રત્ન, વસ્ત્ર, સુવર્ણ, યશ ને સુખ મળે. પૂર્વે કહેલા અરિષ્ટ ફળનો નાશ કરે, ને શરીરમાં પુષ્ટી થાય.

૭—મુંથાનો સ્વામી કે લગ્નનો સ્વામી વા જન્મ લગ્નનો સ્વામી પૂર્ણ બળવાન થઇ કેન્દ્ર, ત્રિકોણ અગીયારમા કે બીજા સ્થાનમાં હોય તો સુખ, ધન, સોનું, વસ્ત્ર, આપે છે. ત્રણે એ પ્રમાણે હોય તો વધારે લાભ આપે છે.

૮—શુભગ્રહથી ઇત્થશાલી ઉચ્ચ રાશિનો શનિ કે શુક્ર કે ગુરૂ હોય, તો શ્રેષ્ટ યવનોથી ધનનો લાભ થાય. બળવાન મંગળ ધન સ્થાનમાં હોય તો યશ, ધન, ને તેજ મળે. તથા અકસ્માત સુખની પ્રાપ્તિ થાય.

૯—સૂર્ય ગુરૂ, શુક્ર પરસ્પર ઇત્થશાલી યોગ કરે તો રાજ્ય, યશ, સુખ ને ધન મળે. સૂર્ય કે મંગળ મુંથાથી ઉપચય ।૩।૭।૧૦।૧૧। સ્થાનમાં હોય તો કલ્યાણ, બહુ યશ, ને મંગળ કાર્યનો વધારો કરે.

૧૦—શુક્ર, બુધ ને ચન્દ્ર પોતાની હદ્દામાં હોય, ને પાપગ્રહો ત્રીજે અગીયારમે હોય, તો મનુષ્ય પોતાના હાથના બળથી સોનું, સુખ ને કીર્તિને ભોગવનાર થાય.

૧૧—બુધ ને શુક્રનો મુસરીફ યોગ થયો હોય, ને ગુરૂ ત્રીજા ભાવમાં હોય, તો રાજ્ય, યશ, સોનું મોતી, વિદ્રુમ વિગેરે રત્ન મળે.

૧૨—મંગળ વર્ષનો સ્વામી થઇ મિત્રની રાશિમાં હોય. ને પોતાના

ઘરોમાં રહી ગ્રહો સુયશીલ અને ચંદ્રમા કંબુલ યોગ કરતો હોય, તો હાથી, ઘોડા, સોનું, વસ્ત્ર, જમીન, નો લાભ, ને બહુ સુખ આપે.

૧૩—એ પ્રમાણે જન્મ કુંડળી તથા વર્ષમાં યોગ કરવાવાળા ગ્રહોનું બળાબળ વિચારી રાજ્ય યોગ તથા રાજ્ય ભંગ યોગ કહેવો. ( જેમકે યોગ કરનાર ગ્રહ ઉચ્ચાદિ વર્ગમાં રહ્યો હોય, ને પૂર્ણ બળી હોય તો રાજ્ય પ્રાપ્તિ, ને નિર્બળી હોય તો રાજ્ય વિગેરેનો નાશ કહેવો. )

૧૪—વર્ષમાં મુંથાનો સ્વામી વિગેરે ગ્રહો, પાપગ્રહો સાથે કે પાપગ્રહોની દૃષ્ટિવાળા અસ્તના કે નીચના હોય, ને શુભગ્રહો નિર્બળી હોય, તો રાજ્યયોગ થયો હોય તોપણ તેનો ભંગ જાણવો. અને ધન તથા સુખનો નાશ કહેવો.

## માસનું ફળ. ( વર્ષ યોગ સંગ્રહ. )

૧—માસનો સ્વામી છઠ્ઠે હોય તો રોગની ઉત્પત્તિ, વાહન ( ગાડી ઘોડા, ) ને ધનનો નાશ, બહુ શત્રુઓ, કાર્યનું ન થવું, ને પ્રમેહાદી રોગ, થાય. એમ મુનિઓ કહે છે.

૨—ત્રીજે ગુરુ ચંદ્ર હોય, અને ચોથે શુક્ર હોય તો, તે મહિનામાં સુખ થાય. ખરાબ ફળ ને દુઃખનો નાશ થાય.

૩—માસનો સ્વામી આઠમે હોય, તો શરીરમાં અનેક પ્રકારે કષ્ટ, શત્રુઓથી ભય, શરીરનો સંતાપ થાય

૪—માસનો સ્વામી, કેન્દ્રમાં શુભગ્રહો સાથે કે શુભગ્રહોની દૃષ્ટિવાળો હોય, તો ઘણા દુઃખોનો નાશ, ધનની આવક, કાન્તિનો વધારો, અને અનેક પ્રકારે સુખ થાય.

૫—ગુરુ લગ્નમાં, ને બુધ, શુક્ર ચોથા સ્થાનમાં હોય તો સુખ, લાભ, અને રાજાઓથી ધન ધાન્યનો વધારો થાય.

૬—માસનો સ્વામી આઠમે કે બારમે હોય તો શત્રુ થાય, ઘણી પ્રકારની તાવની પીડા, શત્રુથી ઘાત, ઝેર ને અગ્નિથી પીડા થાય

૭—ત્રીજે સૂર્ય, અને દશમે ગુરુ, હોય તો તે મહિનામાં સુખ આપે ને દુઃખનો નાશ થાય.

૮—માસનો સ્વામી લગનમાં હોય તો ધનની આવક, સંતતિનું સુખ, કર્મનો ઉદય, હાથના બળનો પ્રતાપ, શત્રુનો નાશ, અને રાજ્યથી સન્માન.

૯—લગનનો સ્વામી ને આઠમાનો સ્વામી, આઠમે હોય તો તે માસમાં લોહીનો બગાડો, અને ઘણા પ્રકારનું શરીરે દુઃખ થાય.

૧૦—સાતમે રાહુ સાથે ચંદ્ર હોય, તો તે માસમાં મોટું દુઃખ થાય, ને સ્ત્રીને વધારે દુઃખ થાય.

૧૧—લગનમાં શુક્ર, ચંદ્રની સાથે હોય તો તે માસમાં આનંદ ધન ધાન્ય અને છોકરાનું સુખ થાય.

૧૨—પાંચમાનો સ્વામી આઠમે હોય તો અવશ્ય એ માસમાં સંતાન (છોકરાં)ની પીડા થાય.

૧૩—માસનો સ્વામી નવમે હોય તો ભાગ્યનો ઉદય, ધર્મનો વધારો, સ્ત્રીયોનું વિલાસ સુખ, મિત્રનો લાભ, ને સંતાનનું સુખ થાય.

૧૪—માસનો સ્વામી પાંચમે હોય તો ધનની આવક સંતતિનું સુખ, સ્ત્રી વિલાસ, શત્રુ ને રોગનો નાશ, સુખની સિદ્ધિ થાય.

૧૫—લગનમાં ચંદ્ર રાહુની સાથે હોય તો તે મહિનામાં શરીરે દુર્બળતા ને તાવની પીડા થાય.

૧૬—મંગળ, શુક્ર સાથે નવમે હોય તો તે માસમાં અરિષ્ટ (ખરાબ ફળ) દુઃખનો નાશ કરે છે.

૧૭—માસનો સ્વામી કેન્દ્રમાં હોય, તો કર્મનો ઉદય, રાજ્યનો વધારો, સ્ત્રીઓનું વિલાસ સુખ, ધન ધાન્યનો લાભ, ને વ્હાલાઓનો મેળાપ થાય.

૧૮—માસનો સ્વામી પાંચમે હોય તો ધનની આવક, સંતતિનું સુખ, પ્રતાપનો વધારો, શત્રુઓથી જય સર્વ પ્રકારે પૈસાનો લાભ થાય.

૧૯—મંગળ, ચંદ્રમાની સાથે ત્રીજે હોય, તો તે માસમાં મોટો લાભ, ધન ધાન્ય અને સ્ત્રીનું સુખ થાય.

૨૦—લગનનો સ્વામી નવમે અને નવમાનો સ્વામી પાંચમે હોય તો એ માસમાં સુખ, લાભ, અને ભાગ્યનો ઉદય થાય.

खेडाप्रान्तममागते कपडवञ्जाख्यपुरेवासिना श्री सोमेश्वर वाडवेन-चमया ज्जोतिर्विदाभारतः ॥ बालान्बोधयितुं सुसंस्खडाद्राज्ञा-तिना निर्मितो ज्योतिःकल्पतरोरयं फलादिशभागः समाप्तिगतः ॥१॥

૧-ભાવાર્થ—ખેડા જીલ્લાના કપડવંજ ગામમા રહેનાર, વડોદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોષી, સોમેશ્વરે, બાળકોને સહેલાઇથી સમજવા માટે, જ્યોતિષ કલ્પતરુ નામના ગ્રંથનો ફલાદિશ ભાગ ઉમંગથી સંપૂર્ણ કર્યો ॥ ૧ ॥

ઇતી શ્રી સોમેશ્વર દૈવજ્ઞ વિરચિત જ્યોતિષકલ્પતરૂ ગ્રંથે તાજક ફલાદેશ વિભાગ સમાપ્ત

☞ અમો તરફથી જાતકપારિજાત નામનો ફળાધીશનો ૨૦૦૦ શ્લોકનો ઉત્તમ ગ્રંથ ગુજરાતી ટીકા સાથે બહાર પડેલો છે